| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૮૬ | ૨૯ | કાય | કાર્ય |
| ૩૮૮ | ૨ | હિમ યતી | હિમાયતી |
| ૩૮૮ | ૨૮ | સામગામન | સામગામના |
| ૩૯૧ | ૩૩ | સેવ | સેવક |
| ૩૯૬ | ૨૩ | ચાથેપન મેં | ચૌથેપન મેં |
| ૩૯૯ | ૨૩ | હ; | હૈ; |
| ૪૦૦ | ૨૦ | નિષ્કપ | નિષ્કર્ષ |
| ૪૦૦ | ૨૮ | કાયકર્તા | કાર્યકર્તા |
| ૪૦૫ | ૩૬ | આદશ | આદર્શ |
| ૪૦૫ | ૩૭ | આર | ઔર |
| ૪૦૮ | ૧૩ | આર સંસ્કૃતિ | ઔર સંસ્કૃતિ |
| ૪૦૯ | ૧૫-૧૬ | કતવ્ય-પથ | કર્તવ્ય-પથ |
| ૪૧૭ | ૩૧ | માન | મનિ |
| ૪૪૧ | ૧૮ | કછ | કછુ |
| ૪૫૧ | ૫ | આર | ઔર |
| ૪૫૧ | ૨૬ | ૧૬ વર્ષ | ૨૫ વર્ષ |
| ૪૫૫ | ૩૨ | નશ્ચય | નિશ્ચય |
| ૪૬૨ | ૩૧ | કયું, | કર્યું, |
| ૪૭૦ | ૧૨ | સાત્ત્વક | સાત્ત્વિક |
| ૪૭૦ | ૧૭ | સિસોાદિયા | સિસોદિયા |
| ૪૭૯ | ૨૩ | શવ | શિવ |
| ૪૮૨ | ૪૫ | હલ્લે | હલ્લો |
| ૪૮૪ | ૪૨ | અવધતના | અવધૂતના |
| ૪૮૫ | ૪૪ | ક્યાઓ | ક્રિયાઓ |
| ૪૯૨ | ૩૭ | ધ્રજવા | ધ્રૂજવા |
| ૪૯૪ | ૪૧ | બબલાની | બબલીની |
| ૪૯૫ | ૩૧ | પસા | પૈસા |
| ૫૨૬ | ૧૩ | આર | ઔર |
| ૫૩૮ | ૪૬ | બઠ | બૈઠ |
| ૫૪૨ | ૨૪ | આર | ઔર |
| ૫૪૫ | ૪ | આર | ઔર |
| ૫૪૫ | ૨૮ | મિટ્ટીયોં | મિટ્ટી યોં |
| ૫૬૨ | ૨૬ | ઔર-આર | ઔર-ઔર |
| ૫૬૮ | ૩૧ | ટટ | ટૂટ |
| ૫૭૭ | ૧ | છત | છૂત |
| ૫૭૭ | ૩૧ | એક જમાત | એક હી જમાત |
| ૫૭૮ | ૫ | આદશ | આદર્શ |
| ૫૭૮ | ૧૫ | વ્યાક્ત | વ્યક્તિ |
| ૫૮૪ | ૧ | અછત | અછૂત |
| ૫૯૦ | ૨૧ | હિંદુ-ધમ | હિંદુ-ધર્મ |
| ૫૯૩ | ૧૧-૧૨ | અનાય | અનાર્ય |
| ૫૯૩ | ૨૦ | છતે | છૂતે |
| ૫૯૩ | ૩૧ | છત | છૂત |
| ૫૯૩ | ૪૩ | છત કો | છૂત કો |
| ૬૦૨ | ૧૭ | અછત-બાલિકા | અછૂત-બાલિકા |
| ૬૧૫ | ૧૪ | મરુભમિ કે | મરુભૂમિ કે |
| ૬૧૬ | ૧૯ | શાક્ત કે | શક્તિ કે |



# अनुक्रमणिका

# સાહિત્યનો એક અસામાન્ય હયાત સેવક

# जदुनाथ सरकार

હિંદુસ્તાનના વિદ્યાર્થીઓનાં દુર્ભાગ્ય છે કે, તેઓને પોતાની જન્મભૂમિનો ઇતિહાસ પારકી આંખે જોવાયેલો, પારકે ત્રાજવે જોખાયેલો અને ગૌરવશૂન્ય શૈલીમાં લખાયેલો પાઠ્ય પુસ્તકરૂપે મગજમાં ઠાંસવો પડે છે. ભારતના ભૂતકાળની અનેકાનેક વાતો આજે ઇતિહાસની દૃષ્ટિથી સંશુદ્ધ કરી આપનારા સમર્થ ભારતીય વિદ્વાનો મોજુદ હોવા છતાં એક વખતના રૂઢ થઇ ગયેલા, અનેક દોષોવાળા, સાહેબશાહી ઇતિહાસો અંગ્રેજીમાં તથા પ્રાંતિક ભાષાના અનુવાદોરૂપે હજુ આપણી ઉગતી પ્રજાનું માનસ ભંભેર્યા કરે છે. નથી હોતી તેમાં ભારતીય સંસ્કૃતિ કે સંસ્કારની લાગણી, નથી હોતી તેમાં ભારતીય નરરત્નોમાટે માનદષ્ટિ કે નથી હોતું તેમાં સ્વદેશનું ગૌરવ. 'કલકત્તાના કારાગૃહ' જેવી ઠોકી બેસાડેલી ઘણી વાતો વિદ્વાનોએ ઇતિહાસની દૃષ્ટિથી ખોટી સાબીત કરી આપી, છતાં આપણા એ ઇતિહાસો હજી જેવા ને તેવા અચળ રહ્યા છે.

એ ઇતિહાસોમાંથી જે શિવાજીને લૂંટારાતરીકે અને જે ઔરંગઝેબને ધર્માંધ જુલમી બાદશાહતરીકે આપણાં બાળકો માનતાં થાય છે, એજ ઔરંગઝેબ અને શિવાજીવિષે સાચી ગૌરવભરી માહિતીવાળા, જાણે દિવસે દિવસની હકીકત નજરે જોઇને લખી હોય એવી બારીક ચોકસાઇવાળા તેજસ્વી ઇતિહાસગ્રંથો, ભારતીય વિદ્વાન જ્ઞાનવર્ચસ અધ્યાપક જદુનાથ સરકારે જગતને આપ્યા છે. એ સમર્થ ઇતિહાસવેત્તાના ગ્રંથો આપણને આપણા દેશ, જનતા અને સંસ્કૃતિમાટે ગૌરવ અને ઊર્ધ્વદષ્ટિ આપે છે. એટલી સમતાથી એઓ ભૂતકાળ અવલોકે છે ને પ્રત્યેક વિગત એટલી ચોકસાઇથી તપાસીને તેને યોગ્ય રીતે સાંકળે છે, કે એ વાંચતાં જાણે ઇતિહાસના એ કાળમાંજ આપણે જીવતા હોઇએ એમ લાગે છે.

અ૦ સરકાર આજે માત્ર હિંદમાંજ અગ્રગણ્ય વિદ્વાન ગણાય છે એમ નથી; જગત આખાના ઇતિહાસવેત્તાઓમાં એમનું બહુ ઉચ્ચ સ્થાન છે. નીચેના એમના નાનકડા પરિચયથી સમજાશે કે, એ સ્થાન મેળવતાં એમણે કેટલો સંયમ, કેટલું તપ ને કેટલી એકાંત ઉપાસના સેવ્યાં છે.

કરચમડિયા ગામ બંગાળાની ઉત્તરે રાજશાહી જીલ્લામાં નાટોરના સ્ટેશનથી દશ માઇલ દૂર આવેલું છે. આજથી અર્ધી સદી ઉપર એ ગામમાં એક નાના કાયસ્થ જાગીરદાર રહેતા હતા; તેમનું નામ બાબુ રાજકુમાર સરકાર. એ વિદ્વાન, સંસ્કારી અને પ્રતિષ્ઠાવાન પુરુષ હતા. કળા અને ઇતિહાસમાટે તેમને અનહદ પ્રેમ હતો; એટલો કે દેશને એક આઘે ખૂણે પોતે પડ્યા છતાં પચાસ વરસ પહેલાંના એ જમાનામાં પણ ઇંગ્લૅંડનું 'ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસ' એ મંગાવતા અને કૅસલ કંપની તરફથી નીકળતું અગ્રગણ્ય 'કલામાસિક' એમણે ચાલુ રાખ્યું હતું. પૂર્વની કળા તરફ પણ તેમનો અતિશય પ્રેમ હતો અને અત્યારે દુર્લભ થઇ પડેલા, બર્જેસના લખેલા પૂર્વના સ્થાપત્યના ગ્રંથો તથા ગ્રીગ્ઝ કંપનીવાળાં શિલ્પકળાનાં મોટાં સુંદર આલ્બમો એમના ગ્રંથસંગ્રહમાં એમણે કાળજીથી સંઘર્યાં હતાં. દેશદેશના ઇતિહાસગ્રંથો એમનું માનીતું વાચન હતું. નવલકથાને તો એ કદી હાથ સરખોએ અડકાડતા નહિ.

આવા સંસ્કારી, વિદ્વાન ને કળા તથા ઇતિહાસપ્રેમી પિતાને ત્યાં ૧૮૭૦ ના ડિસેમ્બરની ૧૦મી તારીખે ભારતનો ભાવિ સમર્થ ઇતિહાસવેત્તા અવતર્યો. જદુનાથના જન્મ અને સંસ્કારની ભૂમિકા કુદરતે જાણે અગાઉથીજ કરી રાખી હતી. સાદું એકાગ્ર જીવન, ચુસ્ત રીતભાત અને સરળ રહેણીકરણીનો પિતાનો અણીશુદ્ધ વારસો જાણે પુત્રમાં ઉતર્યો હોય, એમ જદુનાથ નાનપણથીજ સરળતાની મૂર્તિ હતા. રમતિયાળપણું કે કૂદાકૂદ, સ્વચ્છંદ વર્તન કે તોફાન કશુંજ એમનામાં ન મળે. વાંચતાં આવડતું ગયું તેમ તેમ પહેલાં પિતાનાં ચિત્રોનાં પુસ્તકો અને પછી ઇતિહાસના ગ્રંથો એમણે જોવા ને વાંચવા માંડ્યા. ધીમેધીમે પિતાની આખી અભરાઇ અને કબાટો ખલાસ થયાં. બધાં ચોપાનિયાં જોવાઇ ગયાં. બધાં સુલભ પુસ્તકો વંચાઇ ગયાં.

રાજશાહીની કૉલેજમાં અંગ્રેજી અભ્યાસ કરી જદુનાથે સોળમે વર્ષે એન્ટ્રન્સ(મેટ્રિક)ની

પરીક્ષા માન સાથે પસાર કરી. એ વર્ષે પાસ થયેલા સર્વ વિદ્યાર્થીઓમાં એમનો નંબર છઠ્ઠો હતો; અને તેમને 'પ્રમથનાથ પારિતોષિક' મળેલું.

ઉપર જોયું તેમ નાનપણથીજ રમતગમતથી અલગ રહેલા જદુનાથનું શરીર આ વયસુધી નબળું રહ્યા કર્યું; પણ ૧૮ મે વર્ષે તેમના જીવનમાં એક અગત્યનો ફેરફાર થયો અને વ્યાયામે તેમના જીવનક્રમમાં પ્રવેશ કર્યો. એ હકીકત તો એમના પોતાના નીચલા શબ્દોમાંજ સાંભળવા જેવી છે.

"૧૮ વરસનો થયો ત્યાંસુધી તો ઉત્તરબંગાળામાં મારા વતનમાં રહ્યો અને ભણ્યો; તે દરમિયાન હું દરવરસે બે અઢી મહિના તો મેલેરિયાથી પટકાતોજ; પણ ૧૮૮૯ના જૂનમાં હું કલકત્તાની પ્રેસિડેન્સી કૉલેજમાં ત્રીજા વર્ષમાં દાખલ થયો અને ઈડન હિન્દુ હૉસ્ટેલમાં જોડાયો ત્યારથી આ સ્થિતિ ફરી ગઇ.

અમારી હૉસ્ટેલના કમ્પાઉન્ડમાંજ એક સારૂં જેવું ફુટબૉલનું મેદાન હતું. અત્યારે બંગાળ ફુટબૉલમાં મોખરે છે તેવું એ વખતે નહિ; માત્ર થોડીથોડી શરૂઆત થયેલી. અમારી હૉસ્ટેલના મેદાનમાં ફુટબૉલ રમાતો. તેમાંનો સૌથી અચ્છો કુસ્તીબાજ ખેલાડી સુરેશચંદ્ર ચક્રવર્તી ને હું બંને એક ઓરડીમાં રહીએ. એ ભાઈ હમણાંજ 'રાય બહાદુર' નો ખિતાબ મેળવી બિહારના ડેપ્યુટી મૅજિસ્ટ્રેટના હોદ્દાપરથી ફારગ થયા છે. એણે મને ફુટબૉલ રમવા લલચાવ્યો ને રમતાં શીખવ્યું. ખરૂં કહું તો એણે મારી જીંદગી બચાવી.

કેમકે કલકત્તામાં મારા એ પહેલાજ વરસના આખા વસવાટદરમિયાન મને મેલેરિયાનો માત્ર એકજ હુમલો થયો—ત્રણ દિવસનો; તે આજની ઘડી ને કાલનો દહાડો. ત્યાર પછી મેં ભારે ભારે આકરી પરીક્ષાઓનેમાટે જીવતોડ મહેનતો કરી છે, પણ મારૂં માથું સરખુંએ નથી દુખ્યું. ઉલટો હું મજબૂત ને ખડતલ બન્યો અને લેશમાત્ર થાક્યાવિના કલાકોના કલાકોસુધી ભેજાં પાકી જાય એવી મહેનત કરવાની શક્તિ મેળવી.

વરસ આખુંએ અમે ફુટબૉલ રમતા. અમારામાંના એક ભાઇ સાહેબે ( જે અત્યારે ઢાકાના એક સારા જમીનદાર છે ) તો 'મધરાતિયા મંડળી' કાઢેલી. અમે કેટલાક જણ વાળુ કરીને વાંચવા બેસતા, તે ઠેઠ મધરાત સુધી અને પછી બારનો ટકોરો થાય એટલે ચોપડીઓ બંધ કરી હૉસ્ટેલના મેદાનમાં ઉતરી પડીએ ને પાએક કલાક તદ્દન ચુપકીદી અને શાંતિથી ફુટબૉલ ખેલીએ. આ રમતથી અમારાં થાકેલાં મગજને બહુ વિશ્રાંતિ મળતી અને ત્યારપછી અમે મીઠી ઘેરી નિંદર ભોગવતા.

પણ દુનિયામાં બધીજ સારી વસ્તુઓનું આવરદા બહુ ટુંકું હોય છે. એક દહાડો મધરાતે અચાનક અમે રમતા હતા તેજ ટાણે હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટનું બારણું ઉઘડ્યું. રમતના મેદાનપર તેમની બત્તી પ્રકાશી......અને અમારી મધરાતિયા મંડળી ભાંગી પડી. કોઈ અદેખાએ ચાડી ખાધેલી.

આ તો બધું ફુટબૉલની રમતનું જમા પાસું. એનું ઉધાર પાસું પણ છે. એક વખત બરાબર બી. એ. ની પરીક્ષાને બેજ માસ હતા; એવામાં રમતમાં મારૂં ગળાનું હાડકું ભાંગી ગયેલું ને મારે ત્રણ અઠવાડિયાં પથારીવાસ કરવો પડેલો.

પણ એથી કાંઈ વ્યાયામનો મહિમા ઘટતો નથી. કૉલેજ છોડીને અધ્યાપક થયા પછી હું ફુટબૉલ ન રમી શકતો તે વેળાએ પણ મેં 'ઇંગ્લિશ ફુટબૉલ શીલ્ડ' ના સેક્રેટરીતરીકે તથા અનેક મૅચોમાં 'રીફરી' તરીકે રહીને જુવાનિયાઓને ઉત્તેજન તો દીધાજ કર્યું છે. ઉંમરે પહોંચ્યા પછી એ રમતની જહેમત વેઠવા જેવી સ્થિતિ ન રહી, ત્યારે પણ વ્યાયામ મેં તજ્યો નથીજ; એક નહિ તો બીજી રીતે પણ ચાલુ રાખ્યો છે;—નાની નાની રજાઓમાં રાજગિરિ, ગયા, શેખરામ, પારસનાથ વગેરે ટેકરીઓના પ્રવાસો કરીને તથા દીવાળીની લાંબી રજાઓમાં માળવા, રજપૂતાના, દિલ્હી અને દક્ષિણમાં મરાઠી પ્રદેશમાં મારી ઐતિહાસિક યાત્રાઓ કરીને. આ વ્યાયામનેજ પ્રતાપે અત્યારે પંચાવન વર્ષની ઉંમરે પણ હું જાતે નરવો રહી શકયો છું અને મગજનું કામ કરનારા ઘણાખરા ( ગોખલે જેવા ) હિંદી મહાન પુરુષો જે રોગ અને મૃત્યુના ભોગ થઇ પડે છે, તેમાંથી બચી શકયો છું."

કલકત્તાની પ્રેસિડેન્સી કૉલેજમાંથી ૧૮૯૧ માં અંગ્રેજી અને ઇતિહાસના વિષયો લઈ તેમણે

બી. એ. ની પરીક્ષા પસાર કરી અને માસિક રૂ. ૫૦ ની શિષ્યવૃત્તિ (સ્કૉલરશિપ) મેળવી. બીજે-જ વર્ષે તેઓ અંગ્રેજી સાહિત્યનો વિષય લઇ એમ. એ. ની પરીક્ષામાં બેઠા; અને પહેલા વર્ગમાં પહેલે નંબરે આવી રૂ. ૧૦૦ નું ઇનામ તથા સોનાનો ચાંદ મેળવ્યાં. એ પરીક્ષામાં નિબંધ-માટે તેમણે સેંકડે ૯૫ ટકા માર્ક મેળવ્યા. કલકત્તા યુનિવર્સિટીની એ પરીક્ષામાં એટલા ઉંચા માર્ક હજીસુધી કોઇએ મેળવ્યા નથી.

તરત તેઓ કલકત્તાની રિપન કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક નિમાયા. અંગત અભ્યાસ તો હજી પણ ચાલુ જ હતો. ૧૮૯૭ માં તેમણે પ્રેમચંદ રાયચંદની અંગ્રેજી અને ઇતિહાસની વિખ્યાત પરીક્ષા પસાર કરી સાત હજાર રૂપિયાનું ઇનામ મેળવ્યું. ઉપરાંત કલકત્તા યુનિવર્સિટી માટે 'ઔરંગઝેબના સમયનું હિંદુસ્તાન, તેની હકીકત અને ભૂગોળ' નામનું એક મૌલિક પુસ્તક લખી 'પ્રેમચંદ રાયચંદ સ્કૉલર' ની માનવંતી પદવી પામ્યાં.

૧૮૯૮ માં તેઓ સરકારી કેળવણી ખાતામાં જોડાયા અને તેમને પટણા કૉલેજમાં ઇતિહાસના અધ્યાપકની જગ્યા મળી. અહીં તેઓ જે ૧૯ વર્ષના લાંબા ગાળા સુધી રહ્યા તે દરમિયાન કૉલેજના કામ ઉપરાંત એમણે બાકીનું ખાનગી જીવન પણ અત્યંત અભ્યાસપરાયણ ગાળ્યું. કલકત્તા કૉલેજમાં ભણતા વિદ્યાર્થી જદુનાથની એક અંતરની મહત્ત્વાકાંક્ષા હતી કે, હિંદુસ્તાનનો એક સવિસ્તર અને પ્રમાણભૂત ઇતિહાસ રચવો. એ મહત્ત્વાકાંક્ષા પાર પાડવાનો અનુકૂળ યોગ એમને પટણાના શાન્ત અધ્યાપક જીવનમાં સાંપડ્યો.

રાતદિવસ એમણે ઇતિહાસનું અન્વેષણ સતત ચાલુ રાખ્યું. રાતના બાર વાગ્યાસુધી એમનો દીવો બળતોજ હોય. આ કડક સાધનામાટે એમણે સમાજના જલસા, મેળાવડા, ઓળખાણો, વિનોદો-બધાનો ભોગ આપ્યો છેઃ કેવો તે એમના નીચેના શબ્દોપરથી સમજાશે. એમણે ઓગણીસ વર્ષના અધ્યાપકજીવન પછી પટણા પહેલી વાર છોડયું, ત્યારે ત્યાંના લોકોએ એ પ્રસંગને અસાધારણ ગણીને એમને પ્રજા તરફથી માનપત્ર આપેલું. એનો જવાબ વાળતાં એ બોલેલા કેઃ—

"મારા ઓગણીસ વર્ષના અહીં કરેલા કાર્યસંબંધી વિચાર કરતાં, આ પટણા શહેર છોડતી વખતે મને દિલગીરી સાથે માલૂમ પડ્યું છે કે, મારી સામાજિક ફરજો બજાવવામાં હું તદ્દન નિષ્ફળ નિવડ્યો છું. ખરૂં છે કે મેં કૉલેજમાં અથાગ કામ કર્યું છે, હિંદના ઇતિહાસ અને અર્થ-શાસ્ત્રના પ્રદેશમાં ઘણીજ શોધખોળો કરી છે. આ કાર્યો કરવા સારૂ રાત અને દિવસ મેં સરખાંજ ગણ્યાં છે તથા રજાઓના દિવસોમાં પણ મેં આરામ ભોગવ્યો નથી. આ બધું મેં કર્યું તે ખરૂં, પરંતુ સંસ્કારી સમાજમાં અન્યોન્ય વ્યવહારમાટે જે સામાજિક ફરજો મારે બજાવવી જોઇએ તે હું બજાવી શકયો નથી."

"હું કોઇ પણ ગૃહસ્થને ઘેર મળવા સરખો પણ જઈ શકયો નથી, કે નથી કોઇ પણ જાહેર મેળાવડામાં પણ હાજર રહી શકયો. આનું પરિણામ એ આવ્યું છે કે, અત્રેના કોઇપણ મનુષ્ય-ની ઓળખાણમાં હું નથી આવી શકયો. મહાન પુરાતત્ત્વવેત્તાઓ, હિંદના ઇતિહાસના તનતોડ અભ્યાસીઓ, સાહિત્યપ્રેમી જિજ્ઞાસુ વિદ્યાર્થીઓ અને મારા અંગત મિત્રોસિવાય બીજી કોઇપણ વ્યક્તિના સહવાસમાં હું નથી આવ્યો. આનું કારણ આપ રખે એમ માનો કે, હું મનુષ્યદ્વેષી છું. ખરૂં કારણ એ છે કે, મારા પોતાના કામ આગળ મને લેશમાત્ર અવકાશ નથી રહ્યો; અને મારા આ દોષને માટે હું આપ સૌની ક્ષમા માગું છું. અહીં મને મારૂં ખાસ કાર્ય કરવાનો ઘણોજ ઉત્સાહ મળ્યો છે. જોકે મેં ફારસી ભાષાનો અભ્યાસ અત્રે આવ્યા પહેલાં કર્યો હતો; પરંતુ તે અભ્યાસનો ઉપયોગ સ્વતંત્ર ઐતિહાસિક કાગળપત્રો, દસ્તાવેજો તેમજ હિંદના ઇતિહાસસંબંધી શોધખોળને માટે કરવાની પૂરતી સગવડ તો મને અહીંજ મળી છે. વરસમાં છ મહિના સુધી રહેતી પટણાની સૂકી, ઠંડી અને પુષ્ટિકારક હવા તેમજ અત્રેનાં પ્રથમનાં દશ વર્ષમાં કૉલેજના કામમાં મને મળેલી ઘણીજ ફુરસદ, એ બે કારણોને લીધે મારો અભ્યાસ વધારવાની તેમજ જૂના લેખો અને ગ્રંથો વગેરે તપાસવાની ઉમદા તક મને અહીં લાધી છે. મારી ઘણીખરી શોધ-ખોળ મેં અહીંજ પૂરી કરી છે. આ સર્વ કારણોને લીધે હવે પછી મારે જ્યાં જ્યાં જવાનું થશે, તે સર્વ જગ્યાએ પટણા શહેરને હું ઘણા માનપૂર્વક યાદ કરીશ."

"જે કોઇ હિંદવાસી અત્યારે જ્ઞાનમાં આગળ વધેલા જગતના બીજા દેશોની પંક્તિએ પોતાના દેશને પહોંચાડવા ઉમેદ રાખતો હોય, તેણે આરામ તો લેશમાત્ર લેવો ઘટતો નથી. સ્વાર્થને તેણે દૂર ધક્કેલી દેવો જોઇએ અને સામાજિક કાર્યો પડતાં મૂકવાં જોઇએ. હું તો કહું છું કે, કુટુંબ તરફ પણ દુર્લક્ષ કરવું જોઇએ. જો કે આ ઘણો ભારે ત્યાગ છે; પણ જો પશ્ચિમના દેશોમાં હિંદવાસીઓનું મોં ઉજળું રાખવું હોય તો આ ભારે ત્યાગ તેમણે પ્રસન્ન ચિત્તે આપવો જોઇએ."×

અધ્યાપકતરીકેની એમની કારકીર્દિ ઘણી સફળ થઈ છે. કોઇપણ વિષય સમજાવતાં પહેલાં તેઓ તેને લગતી છેક અંતસુધીની રજેરજ માહિતી મેળવી લે છે અને પછી તેને સુંદર રીતે સાંકળીને અતિશય મધુર અને સરળ ભાષામાં તેનું નિરૂપણ કરે છે.

૧૯૧૭ માં પટણામાંથી છૂટા થઈ ૧૯૧૯ સુધી તેમણે બનારસ હિંદુ કૉલેજમાં અધ્યાપકતરીકે કામ કર્યું. ત્યાં તેઓ એમ. એ. ના વિદ્યાર્થીઓને ઇતિહાસનો વિષય શીખવતા. ૧૯૧૯ માં બનારસથી કટકની રાવણેશ્વર કૉલેજમાં અધ્યાપકતરીકે ગયા અને ત્યાં ૧૯૨૩સુધી કામ કરી ફરી પાછા પટણા કૉલેજમાં આચાર્ય ( પ્રિન્સિપાલ ) તરીકે આવીને વિરાજ્યા.

આજ વર્ષે તેમને ગ્રેટબ્રિટન અને આયર્લૅંડની રૉયલ એશિયાટિક સોસાયટીના માનનીય સભ્યતરીકે સ્વીકારવામાં આવ્યા. આ મંડળમાં દુનિયા આખીમાંથી માત્ર ત્રીસજ વિદ્વાનો ચુંટાય છે. હિંદુસ્તાનમાં આજસુધીમાં આ માન એક અધ્યાપક સરકારને અને બીજું મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીનેજ મળ્યું છે.

૧૯૨૬ માં શહેનશાહ જ્યૉર્જે તેમને સી. આઇ. ઈ. ( કમ્પૅનિયન ઑફ ધી ઇન્ડિયન એમ્પાયર ) ના ઇલકાબથી નવાજી તેમની વિદ્વત્તાની કદર કરી; અને એજ સાલના જૂન માસમાં મુંબાઇની રૉયલ એશિયાટિક સોસાયટીએ એમને સર જેમ્સ કૅમ્પબેલ સુવર્ણચંદ્રક આપી વિભૂષિત કર્યા. આ ચાંદ દર ચોથે વર્ષે કોઇ જગતવિખ્યાત વિદ્વાનનેજ અપાય છે.

આ ઉપરાંત સરકાર તરફથી તેમને હિંદુસ્તાનનાં ઐતિહાસિક દફતરો તપાસનાર મંડળના એક ખાસ સભાસદતરીકે પણ નિમવામાં આવ્યા છે; પરંતુ એથીએ વિશેષ માન તો એમને હમણાં મળ્યું છે. આ વર્ષે કલકત્તા યુનિવર્સિટીના વાઇસ ચૅન્સેલર ( કુલનાયક ) તરીકે એમની નિમણુક થઇ છે અને એકનિષ્ટ અધ્યાપકજીવનના ફળરૂપ જે ઉંચામાં ઉંચી મહાન પદવી મળવી જોઇએ તે મળી ચૂકી છે.

આ પદવીએ પહોંચ્યા છતાં, આજ ૫૫ વર્ષની ઉંમરે પણ હજીયે તેમનું અભ્યાસકાર્ય તો હજી જેવું ને તેવું ચાલુજ છે. એક તરફથી ઐતિહાસિક કાગળપત્રો અને જૂના ગ્રંથોનું અન્વેષણ કર્યે જાય છે; બીજી તરફથી અનેક નવા ગ્રંથોનાં સમર્થ અવલોકનો અને વિવેચનનું કામ પાર વગરનું કર્યે જાય છે.

સંસ્કૃત, અંગ્રેજી, બંગાળી, હિંદી, ઉર્દુ, પર્શિયન, મરાઠી, ફ્રેન્ચ અને પોર્ચુગીઝ—આટલી ભાષાઓ તો એમણે સિદ્ધ કરી છે. અભ્યાસમાં જેમ જેમ જે જે ભાષાની જરૂર પડતી ગઈ, તેમ તેમ તેઓ તે તે ભાષા શીખી લેતા ગયા; કારણ કે ઇતિહાસ લખવાના પૂરાવામાટે મૂળ દસ્તાવેજો અને ગ્રંથો જાતેજ વાંચી તપાસી ચોકસાઇ કરવાનો તેઓ આગ્રહ રાખે છે.

અંગત ખર્ચમાટે જરૂર કરતાં વધુ જેમણે પાઇસરખીયે ખર્ચી નથી, અને મોજશોખમાટે એક દમડીસરખી પણ બગાડી નથી, એવા અ૦ સરકારે જૂના ઐતિહાસિક ગ્રંથો અને લેખો પ્રાપ્ત કરવાને પોતાનું અંગત પુષ્કળ નાણું ખર્ચ્યું છે; અને ઐતિહાસિક સ્થળોના પ્રવાસો પોતાના ખાનગી ખર્ચે કર્યા છે. પોતાના ઇતિહાસમાં એવી એક પણ વાત કે માહિતી તેઓ લખવાનાજ નહિ કે જેને માટે તેમની પાસે ચોક્કસ સબળ પૂરાવા ન હોય. ઘણીયે વાર એવો એકાદ સચોટ પૂરાવો, દસ્તાવેજ કે ગ્રંથ લેવાને માટે હિંદુસ્તાનના કોઇ આઘા અજાણ્યા ખૂણાઓમાં પોતાને ખર્ચે તેઓ ગયેલા છે.

મોગલ સમયના અતિદુર્લભ અસલ હસ્તલિખિત પુસ્તકો પારીસના સંગ્રહસ્થાનમાંજ માત્ર છે; અને પ્રૉ. સરકારને પોતાના ગ્રંથ લખવામાટે તેની જરૂર. એમણે સેંકડો રૂપિયા પદરના ખર્ચીને એ ગ્રંથોના પાનેપાનાના ફોટોગ્રાફ લેવડાવી મંગાવ્યા ! કલકત્તા, મુંબઇ ને લંડન તથા ફ્રાન્સના જૂની ચોપડીઓ વેચનારા બધા અ૦ જદુનાથ સરકારનું નામ જાણેજ; અને એમના ખપની

× બુદ્ધિપ્રકાશ ( ફેબ્રુ '૨૮ ) માંના પુનમચંદ શાહના લેખપરથી

કોઇપણ ચોપડી હાથ આવે કે તરત પહેલી ખબર એમનેજ આપે.

ઇતિહાસનું સ્વરૂપ બરોબર સમજવા સારૂ એમણે દરેક યુગની કલાકૃતિ સમજવાનો પણ ખૂબ યત્ન કર્યો છે. મોગલસમયનાં ચિત્રો ઓળખનારતરીકે એમની ભારે ખ્યાતિ છે. નકલી ચિત્રો તેઓ પલકવારમાં પારખી કાઢે છે. કળાપ્રત્યેનો એમનો પ્રેમ પણ એમના પિતાના જેટલોજ છે. તેઓ કહે છે કે, દેશનો ખરો વૈભવ તે દેશની કળા ને તત્ત્વજ્ઞાનજ છે. મોટાં રાજ્યો હતાં ન હતાં થઇ ગયાં છે ને તેમની નિશાનીઓ ધળમાં રગદોળાઈ છે; પણ તેમની કીર્તિ જીવતી રાખી હોય તો તેમની કળા ને તત્ત્વજ્ઞાનેજ.

દશેરા પછીની દીવાળીના તહેવારોની લાંબી રજાઓમાં તેઓ પોતાની કૉલેજના વિદ્યાર્થીઓને લઇને નાના પ્રવાસો કરે છે; પણ એ પ્રવાસોમાં ઠાઠ કે ધમાલ બીલકુલ નહિ. દરેક જણ પોતાના સામાન અને પોતાની જાતની વ્યવસ્થા સાચવે, મજુર કે નોકર સાથે લેવો નહિ તેમ ભાડું મેળવવો નહિ. ધર્મશાળામાં ઉતરવું ને પગે ચાલીને બધા ભાગો જોવા.

૧૯૦૮માં વડોદરામાં જ્યારે સ્વ૦ રમેશચંદ્ર દત્ત દિવાન હતા, ત્યારે તેઓ ગુજરાત તરફ પ્રવાસે આવેલા. તે વખતે તેમણે માર્ગમાં આવતું દરેક ઐતિહાસિક સ્થળ નિરખેલું. તે એવી રીતે કે રાતના ભાગમાં રેલ્વેની મુસાફરી કરી દિવસે કોઇ સ્થળે પહોંચવું. તે જોઈ પાછી રાત્ર મુસાફરી. એ રીતે વખત અને પૈસા બચાવી તેમણે ઉજ્જેન, સાંચી, ભોપાળ વગેરે જોયાં.

ફતેહાબાદ આગળ ઔરંગઝેબે કાસીમખાંને જે સ્થળે હરાવ્યો હતો તે જગ્યાએ પહોંચવામાટે પોતાનો સામાન સ્ટેશનના વેઇટિંગ રૂમમાં રાખી પરભાર્યાજ ઉપડેલા અને ખરી યુદ્ધભૂમિ ઉપર પગે ચાલી નદીકાંઠાની બધી જગ્યા જોઇ ઇતિહાસની રેખા કલ્પેલી. એક વખત બુદ્ધગયાના આવા પ્રવાસમાં ભગિની નિવેદિતા તથા કવિવર રવીન્દ્રનાથ પણ તેમની સાથે હતા. પ્રવાસમાં તેઓ દૂધ અને રોટીથીજ માત્ર ચલાવી લે છે. તેઓ કહે છે કે, ખાવાપીવાના સ્વાદ અને વૈભવથી જ્ઞાન તથા અનુભવ ગુમાવાય છે.

પ્રવાસ કરવાવિષે તેઓ બહુજ ભાર મૂકીને કહે છે કે, પ્રવાસ હમેશાં પગે ચાલીને કરવો અને દરેકેદરેક સ્થળ તથા ચીજનું અધ્યયન તથા અવલોકન કરવું. ભગિની નિવેદિતાનું એક વાક્ય તેઓ વારંવાર સંભળાવે છે કે, 'તમારા દેશને ચાહતા પહેલાં તેને પૂરો નિરખજો.' વિદ્યાર્થીઓને તેઓનો સંદેશ છે કે:—'મોજશોખને ધિક્કારજો અને સાદું કર્તવ્યપરાયણ જીવન કેળવજો.'

એમના એકધારા, સાદા ને અભ્યાસપરાયણ જીવનમાં તો મોજશોખને સ્થાન ક્યાંથીજ હોય? નવ વર્ષની નાની વયે એક વાર એમણે બંગાળી નાટક જોયેલું; પણ પછી જ્યારે તેમને ખબર પડી કે, રંગભૂમિ ઉપર તો વેશ્યાઓ ઉતરે છે, ત્યારથી તે આજસુધી એમણે કદી નાટક જોયું નથી! એમના કડક જીવનનું આથી સુંદર બીજું દૃષ્ટાન્ત કયું હોઈ શકે? બંગાળાની રંગભૂમિ આજે તો વિખ્યાત થઈ છે અને ઉચ્ચ કોટિના સંસ્કારી પુરુષો તેમાં ભાગ લઇ રહ્યા છે; તોપણ આપણા વિનોદને ખાતર સ્ત્રીજાતિને રંગભૂમિપર આવવું પડે એ તેમને ઇષ્ટ નથી લાગતું.

તેઓ કહે છે કે, આપણા બધાજ જુવાનિયાઓએ કૉલેજની કેળવણી લેવાની કશી જરૂર નથી. સર્વ વિષયોનું સામાન્ય વ્યવહારૂ જ્ઞાન બધાને માટે જરૂરનું છે. એથી આગળ જવાની દરેકને જરૂર પણ નથી, ને દરેકમાં લાયકાત પણ હોતી નથી. કૉલેજની ફી તથા પુસ્તકો પાછળ નાણાં અને જીંદગી ખર્ચી નાખવા કરતાં સૌએ વિવિધ વિષયોનું સામાન્ય જ્ઞાન મળી રહે તેટલી કેળવણી લઇ પોતપોતાને ફાવતા ઉદ્યોગધંધા પાછળ લાગી જવું બહેતર છે, એમ તેઓ માને છે. જે પોતાની અસાધારણ બુદ્ધિવડે આગળ જતાં દેશને કે જ્ઞાનભંડારને કંઇક પણ લાભ આપી શકે, તેવા હોય એમણેજ આગળ કૉલેજનો અભ્યાસ કરવો.

કેટલાક શ્રીમાનો વિદ્યાર્થીઓને યૂરોપ વગેરે દેશોમાં ભણવા મોકલે છે. તે વિષે અ૦ સરકાર કહે છે કે, જેને ને તેને મોકલવા ઠીક નથી. વિલાયતના પ્રૉફેસરો વારંવાર ફરિયાદ કરે છે કે, હિંદના વિદ્યાર્થીઓ સામાન્ય કેળવણી પણ પૂરી લીધાવિના અહીં આવે છે, તેથી તેમનાં શરૂઆતનાં બે ત્રણ વર્ષ તો એ ઉણપ પૂરવામાંજ જાય છે. ખરૂં જોતાં હિંદુસ્તાનમાંજ બને તેટલી પૂરી કેળવણી લઇને પછી વિલાયત જાય તો વખત બચે અને સારૂં તથા પૂરૂં શીખી આવે. યૂરોપ વગેરે દેશોના પ્રવાસ-

થી ખાસ કરીને તો માણસમાં સ્વમાન અને સ્વાતંત્ર્યની ભાવનાઓ આવે છે, જીવનવિષે એમને વિશાળ દૃષ્ટિ મળે છે અને દુનિયાની ધક્કામુક્કી તથા હડસેલા વચ્ચે ઉભા રહેવાની શક્તિનું ભાન થાય છે.

વિદ્યાર્થીઓને રાજદ્વારી ચળવળોમાં ભાગ લેતા જોઈ અ૦ સરકાર બહુ નારાજ થાય છે. તેઓ કહે છે કે, માત્ર ઝુંબેશ ઉઠાવ્યે કશું વળવાનું નથી. લોકજીવનમાટે કોઇ ગંભીર અને સંગીન કામ જેઓને કરવું નથી તેમનો રાજકીય જુસ્સો ખાલી વેગમાત્ર છે. સમાજસુધારણા, લોકશિક્ષણ અને જ્ઞાનના અન્વેષણ પાછળ શાંતિ ને દૃઢતાથી કામ કરનારા સંખ્યાબંધ માણસોની દેશને જરૂર છે. જીવનની અનેક બાજુઓ હજી વિકાસ સાધ્યાવિનાની અધુરી પડી છે; ત્યાં એકધારૂં અને સંગીન કામ કરનારાઓની ખોટ છે. એ પૂર્યાવિના સ્વાતંત્ર્યનું સ્વરૂપ સમજાવાનું નથી. એમના આ વિચારો જોડે સૌ સંમત હો કે ન હો, પણ એમનું જીવન તથા ચારિત્ર્ય તો આ દરેકેદરેક વિચારની સચોટ સાક્ષી પૂરે છે.

શાહજહાંના સમયથી માંડીને તે ઠેઠ મોગલસામ્રાજ્યના અંતસુધીનો રજેરજ વિગતથી ભરેલો સંપૂર્ણ ઇતિહાસ એમણે લખ્યો છે. મોગલ બાદશાહોના સમકાલીન રજપૂતો તથા તેમનાં રાજ્યોની હકીકત એમણે બરાબર લખી છે. દુર્ગાદાસવિષે અ૦ સરકાર વાત કરતા હોય ત્યારે આપણને જાણે એમજ લાગે કે એ પોતે દુર્ગાદાસના જાની મિત્ર હશે! એટલી હદસુધીની એની ઝીણી અને ખાનગી હકીકતો રજુ કર્યે જાય. એમણે દરેક બાબત નિષ્પક્ષપાત તુલા રાખીને જોખી છે અને સમતાપૂર્વક રસિકતાથી લખી છે. ઔરંગઝેબને થતો અન્યાય એમના ઇતિહાસથી અનેક રીતે દૂર થાય છે. શિવાજીને આઠ રાણી હતી એ વાતની તો આપણને આટલા જમાના વીત્યા પછી જાણ થઈ;—એમનાજ તરફથી. કોઇપણ મહારાષ્ટ્રીય ગ્રંથકાર તરફથી એ હકીકત બહાર પડી નહોતી. કલકત્તાના કારાગૃહ જેવો કોઇ પ્રસંગ બન્યોજ નથી, એ પૂરવાર કરનાર પ્રૉ૦ સરકાર છે, એ વાત તો હવે મશહૂર છે.

મોગલસમયની તવારીખો ઉપરાંત તેમણે 'શ્રીચૈતન્ય પ્રભુની યાત્રા તથા ઉપદેશામૃત' નામનો એક ધાર્મિક ગ્રંથ પણ લખ્યો છે. તેમાં ઈ.સ. ૧૫૦૦ના સમયના હિંદુસ્તાનની સ્થિતિનું આબેહુબ વર્ણન છે. બ્રિટિશ હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ ઉપર પણ એમણે એક ગ્રંથ લખ્યો છે. તેમાં એમણે પેદાશ, ઉદ્યોગધંધા, સગવડ, જમાબંધી, મજુરી, કાયદા, નાણું વગેરેપર વિસ્તારથી જોમદાર ભાષામાં લખ્યું છે. આ સિવાય પુસ્તકોનાં અવલોકનો તથા બીજા વિષયો ઉપર છૂટક છૂટક લેખો પણ તેમને હાથે ચાલુ લખાયાજ કરે છે. કૉલેજોમાં ઇન્ટરમીડિયેટ સુધીનું શિક્ષણ માતૃભાષાદ્વારા અપાવું જોઇએ, એવો તેમનો મત છે; અને એ વિષે એમણે એક નિબંધ પણ લખ્યો છે.

એમનાં આ બધાં લખાણો તથા અંગત અધ્યયન વગેરેનું કામ કૉલેજની જવાબદારીઓ પૂરી કર્યા પછીના ખાનગી વખતમાં અને રજાઓમાંજ એમણે કર્યું છે. આટલા કાર્યનિમગ્ન રહેતા હોવા છતાં વિદ્યાર્થીઓને તે પોતાના જીવનમાં છૂટથી ભળવા દે છે. પોતાના ગાંઠના ખર્ચે એમણે સારા વિદ્યાર્થીઓને ઘેર રાખી ઇતિહાસના ક્ષેત્રમાટે તૈયાર કરી બહાર પાડ્યા છે. ઘણા તેજસ્વી વિદ્યાર્થીઓ તેમના હાથ નીચે રહીને કામ કરી ગયા છે. બંગાળના અત્યારના કેટલાએક પ્રસિદ્ધ પુરુષો તેમના શિષ્યગણમાં હતા. તેમનામાંના શ્રી રાધાકુમુદ મુકર્જી તથા રાખાલદાસ બૅનરજીએ તો પોતાની વિદ્વત્તામાટે સારી નામના મેળવી છે. એમના અંગત સહવાસમાં કેળવાયેલા તથા એમના કામની દિશા સંભાળી રાખનારાઓમાં એક પ્રૉ. કાલિકારંજન કાનુંગ હાલ દિલ્હીમાં પ્રૉફેસર છે અને એમણે 'શેરશાહની તવારીખ' તથા 'જાટલોકોનો ઇતિહાસ' નામનાં ઉપયોગી પુસ્તકો બહાર પાડ્યાં છે. બીજા એક શ્રી બ્રિજેન્દ્રનાથ બૅનર્જીએ 'ઇંગ્લૅંડમાં રાજા રામમોહનરાય' 'બંગાળાની બેગમો' 'મોગલ વિદુષીઓ—નૂરજહાં અને જહાંઆરા' વગેરે લખ્યાં છે. અત્યારે પણ બે શિષ્યો તેમના સહવાસમાં કામ કરે છે, જેઓ 'ટીપુ સુલ્તાનની રાજ્યનીતિ' પર લખી રહ્યા છે. આવી રીતે એમણે એવી પરંપરા બાંધી દીધી છે કે ઇતિહાસસંશોધનનું કામ પાછળથી પણ એકધારૂં ચાલ્યાજ કરશે.

કૉલેજમાં પડતી ઉનાળાની લાંબી રજાઓ વખતે મેદાનના પ્રદેશોમાં અસહ્ય ગરમીને લીધે લખવા-વાંચવા-વિચારવાનું અશક્ય થઈ પડે છે તથા ચાલુ કામ અટકે છે. આ કારણથી અ૦

સરકાર ઉનાળાને માટે દાર્જીલિંગમાં રહેવાનું રાખે છે. ત્યાં એમણે બંગાળી લત્તામાં ઘણાં વ પોતાની સ્થિતિ પ્રમાણેનું એક સાદું મકાન કર્યું છે, ને એનું નામ ‘ સરકાર આવાસ ’ રાખ્યું છે. નામ ઉપરથી કોઇને મોટા મહાલયની કલ્પના આવી જાય; પણ એ તો આગગાડીના ડબા જેવી પાટયાંની સાદી બંગલીજ માત્ર છે. તેના બે ભાગ કરેલા છે અને દરેક ઓરડી આઠ આઠ ફુટ લંબાઇપહોળાઇની છે. આગલી ઓરડીમાં બારી આગળ ટેબલ છે ત્યાં પોતે લખવાવાંચવાનું અને લોકોને મળવાનું રાખે છે. બીજી ઓરડીમાં સૂવામાટે પાટિયાંનો ખાટલો અને પરચુરણ સામાન રહે છે. ચોપડીઓનાં તો બધે વન ! જ્યાં જુઓ ત્યાં ચોપડીઓ અને અવલોકનમાટે ટપાલમાં આવેલા ગ્રંથોપરથી ઉકેલેલાં કાગળીઆં પડયાં હોય !

એમના જીવનની સાદાઇ જોઇને તો ભાગ્યેજ ખ્યાલ આવી શકે, કે તેઓ કોઇ મહાવિદ્વાન કે પ્રિન્સિપાલ કે સી. આઇ. ઇ. નો ખિતાબ ધારણ કરનાર વ્યક્તિ હશે! એમનું લખવાનું ટેબલ જુઓ તો સાદાં પાટિયાંનું બનાવેલું સાવ મામુલી ! એજ ટેબલપર શિવાજી અને ઔરંગઝેબના સુપ્રસિદ્ધ ઇતિહાસના પાંચ ગ્રંથો લખાયા હતા. ટેબલપર સગવડ પડતી ઉંચાઇએ ગોઠવેલી એક વિજળીની બત્તી નજરે પડે છેઃ એ હમેશાં રાતના બાર વાગ્યા સુધી બળનારી. અધ્યાપક સરકારનાં બધાં પુસ્તકો અહીં દાર્જીલિંગમાંજ લખાયેલાં. માત્ર કેટલીક બાબતોના પૂરાવા જોઇએ તે પટણા જઇને લાયબ્રેરીનાં પુસ્તકોમાં જોઇને ગોઠવી લેતા.

રોજ સાંજે ચાર વાગે એટલે એ નિયમિત રીતે ફરવા નીકળવાના. એ વખતે સાદાં કોટપાટલુન હૅટ વગેરે પહેરે છે; પણ તેમાં જરાયે આછકડાઇ ન લાગે. મળવા આવનાર માણસ સાથેના વર્તનમાં પણ સભ્યતા અને નમ્રતા એટલી કે એ જોઇને આપણા દેશના સામાન્ય ગ્રૅજ્યુએટને પણ પોતાની અકડાઈમાટે શરમાવું પડે. ફરવા નીકળતી વખતે કોઈપિણ એકાદ સોબતી સાથે હોય તો તેને નિભાવી લે. તે જ્ઞાનમાં ગમે તે કોટિનો હોય, તોપણ તેની જોડે મિત્રની પેઠે સંભાષણ ચાલુ રાખે અને રખેને સાથે આવનારને પોતાના અતડાપણાથી અટુલું ન લાગે એ ખ્યાલે લગભગ બધો વખત પોતેજ વાતચિતનો રસ ટકાવી રાખે. આ ગુણ બહુ ઓછા વિદ્વાનોમાં માલૂમ પડે છે.

આપણામાં ‘વૃદ્ધ’ લેખાતી આજ એમની પંચાવન વર્ષની ઉંમરે પણ એ સ્ફુર્તિવાળા, તંદુરસ્ત અને રુચિકર મિજાજવાળા છે. તેમના દાંત બધા સાબુત છે, ટટાર ચાલે ઘણું ચાલી શકે છે અને ખડતલપણે લાગટ કામ ખેંચી શકે છે. એમના પિતા ઠેઠ ૧૯૦૪માં ૭૫ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી ગુજરી ગયેલા. દીર્ઘજીવન અને તંદુરસ્તીની એમના કુટુંબની આ ઇશ્વરી બક્ષિસની ખરી ચાવી તો એમની સાદી અને સરળ રહેણીકરણી તથા ચુસ્ત અને એકાગ્ર જીવનમાં છે.*



* ‘કુમાર’ માસિકના ભાદ્રપદ ૧૯૮૨ના અંકમાંથી સાભાર ઉદ્ધૃત.

# આર્યસંસ્થાનોના પ્રાચીન મહાન સંસ્થાપક

# महर्षि अगस्त्य

વેદકાળના મંત્રદ્રષ્ટા મહાન ઋષિઓમાંના અગસ્ત્યઋષિ આર્યાવર્તની બહાર આર્ય સંસ્કૃતિનો પ્રચાર કરવામાટે જાણીતા છે. રામાયણ અને પુરાણોમાં એમને દક્ષિણાપથના ભયંકર રાક્ષસોમાં જઇ તેમને વશ કરવા અને સુજન બનાવવામાટે બ્રાહ્મણધર્મપ્રચારકોમાં અગ્રેસર ગણેલા છે. વેદમાં એમની ઉત્પત્તિને માટે એમ કહેલું છે કે, એક વાર યજ્ઞ ચાલતો હતો તેવામાં ઉર્વશી અપ્સરા ત્યાં આવી. તેને જોઇ મિત્રનું વીર્ય સ્ખલિત થઇ એક ઘટમાં પડ્યું, તેમાંથી આ ઋષિ ઉત્પન્ન થયા. આથી તેઓ ઘટોદ્ભવ, કળશયોનિ મૈત્રાવરુણી અને ઔર્વશેય વગેરે નામોથી ઓળખાય છે. એ લોપામુદ્રા–કૌશિતકીને પરણ્યા હતા અને તેમને દ્રિધાસ્ય તથા દ્રિધાસ્યુ નામે બે પુત્રો થયા હતા. વળી એમ પણ કહેવાય છે કે, તે પુલસ્ત્ય ઋષિના કુળમાં જન્મ્યા હતા અને કર્દમની હવિર્ભૂ કન્યાને પરણ્યા હતા. ગમે તેમ હો; પરંતુ દક્ષિણાપથને સંસ્કૃત કરી ત્યાં આર્ય સંસ્થાનો સ્થાપવામાટે અગસ્ત્ય પ્રાચીન તેમજ અર્વાચીનોમાં મુખ્ય અગ્રેસર, આર્યધર્મપ્રચારક અને પ્રસારક ગણાય છે.

બૌદ્ધોના પહેલા બ્રાહ્મણો દક્ષિણ અને પૂર્વ તરફ પોતાનો ધર્મ અને સંસ્કૃતિ લઇ ગયા હતા. સપ્તસિંધુ પ્રદેશમાંના આર્યો પ્રથમ પૂર્વ તરફ ગંગાયમુનાના પ્રદેશમાં ગયા. ત્યાં પોતાની સંસ્કૃતિ ખીલવી અને કાશીને બ્રાહ્મણવિદ્યાનું તથા શૈવધર્મનું મુખ્ય મથક બનાવ્યું. અગસ્ત્ય ઋષિ કાશીમાં રહેતા ત્યારે ત્યાં ઠેકઠેકાણે એટલાં બધાં શિવલિંગ સ્થપાયેલાં હતાં કે ઋષિને ગંગાસ્નાન કરવા જતાં શિવલિંગને ઠેસ વાગે નહિ તેની સંભાળ રાખવી પડતી. કાશીમાં તેઓ ઝાઝો વખત રહ્યા નહિ, એટલામાં તો આર્યવિદ્યા, કળા, ધર્મ અને સંસ્કૃતિના પ્રચારમાટે તેમને દક્ષિણ તરફ જવું પડ્યું. વિંધ્યાચળ ઓળંગીને હજી આર્યસંસ્કૃતિ દક્ષિણમાં ગઇ ન હતી; અને કંઇક ગઇ હતી તો તેને ત્યાં રહેતા રાક્ષસો અને જંગલી લોકો વારંવાર ઉચ્છિન્ન કરતા હતા. અગસ્ત્યે દક્ષિણમાં જતાં વિંધ્યપર્વત જે પૌરાણિક કથા પ્રમાણે ઉંચો ને ઉંચો વધતો હતો, તેને દંડવત્ નમસ્કાર કરી લાંબો થઇને પગે પાડ્યા પછી, ઋષિએ ઉભા થવાની આજ્ઞા આપી નહિ; પોતે પાછા ફરશે ત્યારે ઉઠાડશે, એમ તેને કહ્યું. તે ફરીને પાછા ફર્યાં નહિ અને વિંધ્યાચળ ઉભોય થવા પામ્યો નહિ. આ ઉપરથી 'જનાર પાછું ન આવે' એવા પ્રસંગને માટે 'અગસ્ત્ય યાત્રા' અને 'અગસ્ત્યના વાયદા' એવી કહેવતો નીકળેલી છે.

બ્રાહ્મણસંસ્કૃતિ લઇ જનાર ઋષિમુનિઓને દખ્ખણમાં રહેતા જંગલીઓ–રાક્ષસો, વાનરો અને રીંછો વારંવાર પીડા કરતા હતા. દખ્ખણમાં સુશીલ ને સુધરેલી આર્યપ્રજાએ જવું અને રહેવું એ મોટી મુશ્કેલી અને જોખમદારીનું કામ હતું; તેથી ઉપલી પૌરાણિક કથાને એવી રીતે ઘટાવવામાં આવે છે કે, પહાડ જેવી મુશ્કેલીને અગસ્ત્યે દૂર કરી; એટલુંજ નહિ પરંતુ તેને આર્યોને નમતી બનાવી. રામાયણમાં તપોવનો અને આશ્રમોનો જંગલીઓને હાથે કેવો નાશ થતો હતો તે બતાવેલું છે. દખ્ખણમાં વિંધ્ય પછી તરતજ જે સંસ્થાન વસાવવામાં આવ્યું તે અગસ્ત્યનું વસાવેલું હોઈ તેમાં આર્યઉપદેશકો વગેરે રહેતા. આને "જનસ્થાન" કહેવામાં આવ્યું. તેની દક્ષિણે અર્ધસુધરેલા પણ પાશવમાં રહેલા વાનરોનું સંસ્થાન હતું; અને તેની પેલી તરફ વધારે દખ્ખણમાં રાક્ષસો રહેતા હતા. આ ક્રમ આપણે રામપ્રવાસ પરથી જાણીએ છીએ. વિશ્વામિત્ર પ્રથમ પોતાના યજ્ઞને રાક્ષસો બાધ કરે નહિ તે માટે, રામલક્ષ્મણને બાળપણમાંજ રક્ષકતરીકે લઇ ગયા હતા; અને તેમણે રાવણની બહેન તાડકા અને તેને સહાયક રાક્ષસોને મારી યજ્ઞ ભંગ થતો અટકાવ્યો હતો. અરણ્યકાંડમાં દક્ષિણાપથ જે ગાઢ જંગલો અને જંગલીઓથી ભરેલો હતો, તેને અગસ્ત્યે કેવા શ્રમે ઋષિમુનિઓને વસવા યોગ્ય બનાવ્યો, તે વર્ણવેલું છે. બ્રાહ્મણો અને તેમનાં યજ્ઞયાગાદિ કાર્યના કટ્ટા શત્રુ–રાક્ષસોને અગસ્ત્યે પોતાના ઉપદેશથી અને ચમત્કારી ઐશ્વર્યથી નમાવી દીધા હતા. રાવણને મારી સીતાને લઈ પાછા ફરતાં રામ સીતાને સંબોધીને કહે છે કેઃ—

निर्जितासि मया भद्रे शत्रुहस्तादमर्षिणा । अगस्त्येन दुराधर्षा मुनिना दक्षिणेवदिक् ॥

"હે ભદ્રે! અગસ્ત્યમુનિએ દુરાધર્ષ દક્ષિણદિશા જીતી હતી (રાક્ષસોને વશ કરી સુજનને રહેવા યોગ્ય બનાવી હતી), તેમ અમર્ષવાળા શત્રુના હાથમાંથી હું તમને જીતી લાવ્યો છું." ઉત્તરાપથમાંથી આર્ય મિશને નીકળેલા અગસ્ત્યમુનિ જેમ જેમ દખ્ખણમાં આગળ વધતા જતા હતા, તેમ તેમ આર્ય આશ્રમો-થાણાં-નાખતા જતા હતા. આવાજ એ મુનિએ સ્થાપેલા કુંજ પર્વત આગળના એક આશ્રમમાં વનવાસદરમિયાન સીતા ને લક્ષ્મણ સાથે રામ રહ્યા હતા.

મુનિ મૈત્રાવરુણીને આશ્રમો બાંધતા જતાં પણ રાક્ષસો જંપીને બેસવા દેતા નહિ. અવલીનો ઇલ્વલ અને બદામી-વાતાપિપુરનો વાતાપિ, આ બે ક્રૂર રાક્ષસો દંડકારણ્યની ઉત્તરે રહેતા બ્રાહ્મણ મુનિઓને વારંવાર સતાવતા હતા-અરે સતાવતા હતા એટલુંજ નહિ, પરંતુ તેમને ખાઇ જતા હતા. બદામીથી ત્રણેક માઇલપર માલકૂટ પર્વત ઉપર અગસ્ત્યે તેમને વશ કર્યા હતા. વાતાપિપુર, જેને હાલ બદામી કહેવામાં આવે છે તે, આ મુનિના રહેવાથી એક વિદ્યાપીઠ બની રહ્યું હતું અને અત્યારે પણ દક્ષિણાપથના કાશીતરીકે જૂના પંડિતો તેને માને છે. ઐહોલ અને બદામીનાં કેટલાંક પ્રાચીનતર ખંડેર અત્યારે પણ તેનું પુરાતનપણું દર્શાવે છે. સન ૧૫૦ માં ટોલેમીએ બદામીને (બડિઆમાઓઇ) એ નામે જણાવ્યું છે.

આર્યધર્મ અને આર્યસંસ્કૃતિ દક્ષિણાપથમાં પ્રસારવામાટે ત્યાંના નાનામોટા રાજાઓનો અગસ્ત્યમુનિએ આશ્રય લીધા હોય, એમ પણ જણાય છે. સ્કંદપુરાણની કેટલીક આખ્યાયિકાઓમાં અને લેખોમાં આ વાત જણાવેલી છે. વજ્રાંગદ નામના એક પાંડ્ય રાજાએ એકવાર ઝનુને ચઢી દ્રાવડદેશમાં આવેલા સોન પહાડ ઉપરનાં દેવળોને અપમાન આપ્યું હતું. ઘોડાપર બેસી તેણે દેવાલયને ખુંદી નાખ્યું હતું. મૈત્રાવરુણી કુંભોદ્ભવ મુનિ અગસ્ત્યે તેને તે પછી એવો તો નરમ બનાવી દીધો હતો કે, જે દેવાલયનો તેણે નાશ કર્યો હતો તે દેવાલયના દેવતા સોનેશ્વર મહાદેવનો તે ભક્ત બન્યો; એટલુંજ નહિ પરંતુ પોતાનું સર્વસ્વ તેમને અર્પણ કરી ઋષિ અને ઋષિપત્નીના આશીર્વાદ મેળવ્યા. દક્ષિણાપથમાં વિદ્યાકળાના આદિપ્રવર્તક અગસ્ત્ય મુનિ છે. તેમણે વૈદિક, વ્યાકરણ, વેદ અને ધર્મ લોકોને શીખવાડીને કોમળ સુજન બનાવ્યા તથા આર્યધર્મને લગતા સિદ્ધાંતો અને બધી પરંપરા પણ તેમને આપી. એમણે પોતાનું ગોત્ર સ્થાપ્યું કે જે ગોત્રના બ્રાહ્મણો અદ્યાપિ હયાત છે. દખ્ખણના વયોવૃદ્ધ વિદ્વાનો અત્યારે પણ એમ કહે છે અને માને છે કે, તામિલભાષા, દ્રાવેડિયન લિપિ, વ્યાકરણ, પ્રતિમા બનાવવાનું (પ્રતિમાલેખન) શાસ્ત્રશકલાધિકાર વગેરે ગ્રંથો અને વિદ્યાઓ, એજ આદિ ધર્મપ્રવર્તકના જ્ઞાન અને શ્રમને આભારી છે.

અગસ્ત્યમુનિ દક્ષિણાપથને આર્ય બનાવતા બનાવતા છેક કેપકુમારીન સુધી પહોંચી ગયા હતા. એ ભૂશિર નજીક આવેલા પાયોધી પહાડ ઉપર તેમને અર્પણ થયેલાં આલયો આવેલાં છે. એમ કહેવાય છે અને શ્રદ્ધાળુઓ માને છે કે, પ્રાકૃત આંખને નહિ જણાય એવે રૂપે અદ્યાપિ તેઓ એ શિવાલયોમાં આવે છે અને પૂર્વકાળે જેમ દખ્ખણમાં આવતા અને વળી અલોપ થઈ જતા, તેમ હાલ પણ તેઓ કોઇવાર દેખાવ દે છે અને કોઈવાર અદૃશ્ય રહે છે; પણ દક્ષિણમાં પારભ્રમણ તો રાખે છેજ.

મુનિથી સંસ્કૃત થયેલી દખ્ખણની પ્રજાએ તેમને દેવતારૂપ માની બદલો વાળી આપ્યો છે, એમ કહ્યાવગર ચાલતું નથી.§ ઘણાં મંદિરો અને આલયોમાં તેમની મૂર્તિનું લોકોએ સ્થાપન કર્યું હતું. ઘણે ઠેકાણે તે દેવતુલ્ય પૂજાય છે, અગસ્ત્યપૂજન પૌરાણિક કાળનું છે. અગસ્ત્ય દેવનું પૂજન કરવાનો વિધિ અગ્નિ અને સ્કંદ પુરાણમાં બતાવવામાં આવેલો છે. પૂજનવિધિ પછી ધ્યાન માટેના શ્લોકમાં કહે છે કે:-"હે કુંભયોનિ ! તમે અગ્નિમરુતથી ઉપજેલા, મિત્રાવરુણના પુત્ર, કાશમંજરી જેવા શ્વેત વર્ણાંગ અને જગતવ્યાપી છો. વળી આપ, કે જેઓ મુનિભક્ષક વાતાપિને જમી ગયા હતા, જે સમુદ્રને પી ગયા હતા તે અગસ્ત્ય મુનિ, તમોને નમસ્કાર છે." કેપકુમારીન આગળના પાયોધી પહાડ ઉપર તેઓ અદ્ભુત ચરિતરૂપે રહેલા છે. કોરોમંડળ કિનારાના

§ દ્રાવીડિયનો અગસ્ત્ય મુનિને એક ઇશ્વરતરીકે પૂજે છે. તેમનાં દેવાલયો બાંધેલાં છે અને તેમને પોતાના ઇષ્ટદેવ માને છે. દક્ષિણાપથમાં તેમના નામનો સંવત્સર પણ ચાલતો. અગસ્ત્ય સંવત્સર ઈ સ. પૂર્વે છઠ્ઠા કે સાતમા સૈકામાં ચાલુ થયેલો,' એવો યૂરોપિયન વિદ્વાનોનો મત છે. અગસ્ત્યમુનિએ જે પ્રયાસો કરેલા છે તે, આગલા ઋષિમુનિઓ કેવા ખંતી અને સાહસિક હતા તે દર્શાવી આપે છે.

દક્ષિણપૂર્વ પ્રાંતપર આવેલા વેદારણ્યમાં તેઓ સુંદર મૂર્તિરૂપે રહેલા છે. મૂર્તિ સુંદર કારીગરીનો નમુનો છે. તેમના હાથમાં કમંડળુ, અક્ષમાળા અને માથે જટા છે. આવા અલૌકિક મૂર્તિસ્વરૂપે તેઓ દ્રાવિડોથી પરમેશ્વરરૂપે અદ્યાપિ પૂજાય છે.

આ પ્રમાણે દખ્ખણને આર્યસંસ્કૃતિ અને આર્ય-બ્રાહ્મણધર્મ આપ્યા પછી અગસ્ત્ય ઋષિએ સમુદ્રની પેલી પારના લોક તરફ નજર પહોંચાડી. વિન્ધ્યપર્વતની આડને લીધે જે મહર્ષિ દખ્ખણમાં જતાં અટકયા ન હતા, તે સમુદ્રની આડથી આગળ વધતા અટકે, એ સંભવિત ન હતું. પુરાણોમાં તેમના આ સાહસને ચમત્કારરૂપે વર્ણવતાં જણાવ્યું છે કે, સાગરે તેમને માર્ગ આપ્યો નહિ; ત્યારે તેઓ એક અંજલિમાં તેને પી ગયા-અર્થાત્ અગસ્ત્ય મુનિ સમુદ્ર ઓળંગી સામી પાર ગયા અને ત્યાં પણ આર્યસંસ્કૃતિ અને બ્રાહ્મણધર્મનો ઉપદેશ કરી લોકોનો ઉદ્ધાર કર્યો. ઉપલબ્ધ ઇતિહાસો ઉપરથી જણાય છે કે, જે જે પ્રજાઓ સ્વદેશ છોડી બહાર નીકળી છે, તે સર્વે ધર્મોપદેશ કરનારા સાહસિકોથીજ સ્વદેશબહાર જઇ પોતાનાં સંસ્થાનો અને રાજ્યો સ્થાપી શકી છે. સમુદ્રનું પાન કરી કુંભયોનિ ભગવાન અગસ્ત્ય જે દેશોમાં ગયા, તે દેશો તે બીજા કોઇજ નહિ, પણ દક્ષિણબ્રર્મા, સુમાત્રા અને સુંદદ્વીપસમૂહમાંના જાવા, બોર્નિયો અને બાલી વગેરે દ્વીપો હતા. સમુદ્રપરના આ પરાક્રમથી તેઓ 'પીતસમુદ્ર' વગેરે નામે ઓળખાય છે.§

દખ્ખણમાં શિવાલયો બંધાવી તથા પોતાનાં ગોત્રની પરંપરા ચલાવી અગસ્ત્ય મુનિ પૂર્વ તરફ ગયા અને ત્યાં પણ તેમણે સુંદર શિવાલયો બંધાવી શૈવધર્મ પ્રવર્તાવ્યો. "શિવારાધનતત્પર" એવા નામે ત્યાં તે કહેવાયા અને બ્રાહ્મણધર્મ તથા આર્યસંસ્કૃતિના પ્રચાર ઉપરાંત કેમ્બોડિયામાં જઈ ત્યાં એક રાજ્યવંશ પણ ઉભો કર્યો-કેમ્બોડિયાના મહીસિદ્ધ કુટુંબની એક સુંદર કન્યાને તેઓ પરણ્યા અને તેને નરેન્દ્રવર્મા નામે પુત્ર થયા. તે કેમ્બોડિયાની ગાદીએ બેઠો. કંબુ-કેમ્બોડિયા-ના અંકોરવતમાંથી મળેલા એક શિલાલેખમાં તેમનેમાટે આ પ્રમાણે લખાયેલું છેઃ- "આર્યભૂમિમાં જન્મેલ અગસ્ત્ય નામે બ્રાહ્મણ, જે શિવારાધનતત્પર છે તે અધ્યાત્મવિદ્યાના અદ્ભુતબળે શ્રીભદ્રેશ્વર મહાદેવની આરાધનામાટે કેંબોડિયા આવ્યા અને દીર્ઘકાળપર્યંત શિવનું આરાધન કરી નિઃશ્રેયસ-મુક્તિ પ્રાપ્ત કરી ગયા." બીજા એક લેખમાં-"અગસ્ત્ય નામે એક પ્રખ્યાત બ્રાહ્મણ જે વેદનિષ્ણાત હોઈ આર્યલોકોની ભૂમિમાં જન્મેલ છે તે અહીં (કંબુ દેશમાં) આવ્યા, મહીસિદ્ધ કુટુંબની એક સુંદર કન્યાને પરણ્યા; તેથી એક પુત્ર થયો તે નરેન્દ્રવર્માને નામે લોકમાં વિખ્યાત છે.'' આ વંશાનુક્રમ બીજા શિલાલેખોમાં પણ લખાયેલો છે; એટલે એમ માનવામાં વાંધો નથી કે, લોકમાં સારી રીતે જાણીતી વાત-દંતકથા ઉપરથીજ તે લેખમાં કોતરાયેલ છે. આ લેખોને લગતું શિવાલય કેમ્બોડિયામાં બહુજ સુંદર બાંધણીએ બંધાયેલું છે અને તે અગસ્ત્યમુનિના પરિશ્રમનું ફળ છે, એમ કહેવાનું રહેતું નથી. જે રાજવંશને તેઓ જન્મ આપનાર હતા, તે રાજવંશ એ શિવાલયને મોટી મોટી દેણગીઓ દઇ નિભાવતો હતો.

કેમ્બોડિયામાંજ નહિ, પરંતુ શ્યામદેશ-સિયામમાં પણ દખ્ખણના જેવી પંચધાતુની પ્રતિમાઓ તામિલ ભાષાના લેખોસાથે મળી આવે છે. તામિલ સ્થપિત-સલાટોની કારીગરી સિયામ, ચંપા, કંબુ અને સુંદદ્વીપોમાં ગયેલી જણાય છે. શિવારાધના અને બ્રાહ્મણી આચારવિચાર વગેરેનો એ દેશો સાથેનો દખ્ખણનો સંવ્યવહાર ઘણા લાંબા કાળનો હોવાનું જણાય છે. આર્ય સંસ્કૃતિને પૂર્વ તરફ ખરેખરી ખીલવનાર અગસ્ત્ય મુનિ હતા, કે જેમણે મેકોંગ નદીના કિનારા ઉપર જઇ આર્ય-આશ્રમ-થાણું નાખી આર્ય રાજવંશ સ્થાપ્યો હતો. સ્કંદ પુરાણમાં સોન પહાડ ઉપરના મંદિરને ખુંદનાર પેલો આર્યદ્વેષી રાજા 'કામ્બુજ હય' ઉપર સવાર થયેલો હતો એમ જણાવેલું છે. આ રાજાને શૈવ બનાવી કામ્બુજોને શિવધર્મની દીક્ષા આપવાનું મહાન કાર્ય અગસ્ત્યમુનિએ બજાવ્યું હતું. એકલો ધર્મજ તેમણે પ્રસાર્યો નથી, પણ લોકોને લગભગ આર્ય-

§ સમુદ્રે માર્ગ નહિ આપવાથી તેમણે ક્રોધે ભરાઈ તેનું પાન કર્યું, એ વાર્તા ઉપરાંત બીજી વાર્તા એવી છે કે, કાલેય નામના રાક્ષસો સમુદ્રમાં સંતાઈ રહેતા અને વખત આવ્યે બહાર નીકળી ત્રણે જગતને સંતાપતા હતા. ઇંદ્રે આ રાક્ષસો સામે લડાઇ ઉભી કરી, ત્યારે તેને સહાય કરવા કાલેયોને સંતાઈ રહેવાના સ્થાનરૂપ સમુદ્રને મુનિ પી ગયા; અને પછી સંતાવાનું સ્થાન નહિ રહેવાથી ઉઘાડા પડેલા રાક્ષસોને ઇંદ્રે હણ્યા. આથી તેઓ પીતાબ્ધિ અને સમુદ્રચુલુક વગેરે નામોથી પુરાણોમાં વર્ણવાયા છે.

સમાન બનાવી બધી રીતભાતે આર્ય જેવાજ બનાવી દીધા હતા. હાલના યુરોપીયનો અને અન્ય મુસાફરો મુક્તકંઠે પોકારીને કહે છે કે, ત્યાંના લોકનાં ખોળિયાં હાલ મુસલમાન બની જવા છતાં તેમનાં ઘર ( સમાજ ) અને હૃદય તો બ્રાહ્મણ જેવાં રહેલાં છે.

આ મુનિ આર્યસંસ્કૃતિ અને બ્રાહ્મણધર્મના ઉપદેશમાટે ક્યાં ક્યાં ફર્યા હતા, તે વાયુ પુરાણમાં જણાવેલું છે. બર્હિનદ્વીપ–બોર્નિયો, કુશદ્વીપ, વરાહ ને સૌખ્યદ્વીપ–આ દ્વીપો સુંદરદ્વીપ-સમૂહમાંનાજ છે. બીજા દેશો અને બેટોમાં તેઓ ફર્યા હતા. તે મહામલયપર્વત ઉપર રહેતા હતા. સુમાત્રામાં આ નામનો એક પર્વત છે. પ્રાચીનમાં પ્રાચીન સંસ્કૃત શિલાલેખો ઉપરથી જણાય છે કે, બૌદ્ધોના જતા પહેલાં સૈકાઓ પૂર્વે બ્રાહ્મણ ( મિશનરીઓ ) ઉપદેશકો ચીન અને પૂર્વ તરફના દ્વીપસમૂહો ઉપર ફરી વળ્યા હતા.

ઇ.સ. ૭૩૨ નો એક સંસ્કૃત લેખ દક્ષિણ કોડોઇમાંથી મળી આવ્યો છે, તેમાં જણાવ્યું છે કે મધ્ય જાવામાં સંજય નામે એક રાજા હતો. સંસ્કૃત લેખ આ પ્રમાણે છેઃ–"જાવા નામે એક ઉત્તમ દ્વીપ છે, ચોખા અને બીજાં અનાજોના અખૂટ ભંડારરૂપ અને સોનાની ખાણોવાળા તે દ્વીપમાં એક સુંદર અને ચમત્કારી શિવનું ધામ છે, જેનો હેતુ આ જગતમાં પરમ સુખ મેળવવાનો છે. એ ધામ કુંજર–કુંજદેશમાં રહેતી એક જાતિનાં મંદિરોની પ્રતિકૃતિરૂપે બંધાયેલું છે." આ લેખ ઉપરથી એમ માનવાને પૂરતાં કારણો છે કે, દખ્ખણમાં કુંજર–કુંજ નામે એક પવિત્ર ધામ હતું. તેરમી શતાબ્દિના વિજયનગરના લેખો ઉપરથી આપણે જાણીએ છીએ કે, તુંગભદ્રાના કિનારા સામે હાલના હેમ્પીની ઉત્તરે 'કુંજરકોણ' નામે એક ધામ હતું. આ રમણીય પહાડ ઉપર કોણ રહેતું હશે ? આનો ઉત્તર આપણને હરિવંશમાંથી એવો મળે છે કે, કુંજર પહાડ ઉપર અગસ્ત્ય મુનિનો પવિત્ર આશ્રમ હતો. ઉપલા લેખો અને આ એતદ્દેશીય પૂરાવાઓ ઉપરથી એમ પૂરવાર થાય છે કે, કુંજરકોણ દેશના લોક જાવા ગયા હશે અને ત્યાં તેમણે પોતાના દેશમાં તુંગભદ્રાના તીર ઉપર જેવાં શિવાલય હતાં તેવાં શિવાલયો જાવામાં બાંધ્યાં હશે, કે જેનો ઉપલા લેખોમાં ઇસારો છે. બીજો શિલાલેખ આનાથી આગળ વધી એમ બતાવે છે કે, અગસ્ત્યે પોતે જાવા જઈ શિવાલય બંધાવ્યું હતું. કળશજે ( અગસ્ત્યે ) પોતે શિવાલય બાંધી તેને 'ભદ્રાલોક' નામ આપ્યું હતું. તેમના બધા વંશજો ત્યાં તમામ સુખો અને શાંતિ મેળવો ! અગસ્ત્ય ગોત્રના શૈવ બ્રાહ્મણોએ જાવા જઇને એક સંસ્થાન વસાવ્યું હતું. આશ્વલાયન ગૃહ્યસૂત્રપરથી જણાય છે કે, વૈદિકકાળે મૈત્રાવરુણીએ પોતાનું ગોત્ર પ્રસ્થાપિત કર્યું હતું. જાવામાં પોતાનાં ગોત્ર ઉભાં કરનાર અને શિવાલયો બંધાવનારતરીકે અગસ્ત્ય જાણીતા હતા; એટલુંજ નહિ પરંતુ દખ્ખણની માફક તે મૂર્તિને રૂપે આલયોમાં સ્થપાઇ લોકોથી પૂજાતા પણ હતા. શરૂઆતમાં સુખડના લાકડાની તેમની પ્રતિમા બનાવવામાં આવતી, પરંતુ તે પછી સુંદર પથ્થરની બનવા માંડી. સન ૭૬૦ ના એક શિલાલેખમાં જણાવ્યું છે કે, જાવાના એક રાજાએ જોયું કે, તેના બાપદાદાઓએ બનાવેલી અગસ્ત્યની સુખડની મૂર્તિ જમીન ઉપર પડી જીર્ણ થઇ ગઇ છે, ત્યારે તેણે સલાટને ચમત્કારી કાળા પથ્થરમાંથી અગસ્ત્યમુનિની એક પ્રતિમા બનાવવાનું ફરમાવ્યું. જાવા અને બાલીદ્વીપમાં અદ્યાપિ પણ ધર્મના સોગનનામામાં અગસ્ત્યનું નામ લેવરાવાય છે. "જ્યાંસુધી ચાંદો સૂરજ તપે છે અને જ્યાંલગી પવન વાય છે, ત્યાંસુધી તેમના નામની મહત્તા–આમન્યા ચાલે છે." આ ઉપરથી એમ કહેવું ખોટું નથી કે, ઇસ્વીસનના સાતમા સૈકા પહેલાં અગસ્ત્યની પૂજા જાવામાં ચાલુ થયેલી હતી. તે દખ્ખણમાંથી ત્યાં ગયેલી હતી. એમના જેવી પ્રતિમા દક્ષિણ હિંદુસ્તાનમાંથી મળી આવે છે, તેવી ને તેવીજ કવચિત્ સહેજસાજ ફેરફારવાળી તેમની પ્રતિમાઓ સુમાત્રા, કેમ્બોડિયા, એનામ–ચંપા, બોર્નિયો, જાવા અને બાલી વગેરે દેશો અને દ્વીપો કે જ્યાં તે મહાત્મા ધર્મોપદેશ કરતા અને આર્યસંસ્કૃતિનો વાવટો ફરકાવતા ફરેલા, તે તે સ્થાનોમાંથી મળી આવવા માંડી છે. જાવામાં તેમની મૂર્તિ લોકમાં ચાલતા શિવગુરુ અથવા ભટ્ટારક ગુરુને નામે ઓળખાય છે. જાવાની પ્રોગો નદી આગળથી ભગવાન અગસ્ત્યની એવી સુંદર કારીગરીવાળી એક મૂર્તિ મળી આવી છે, કે જેની બરોબરીમાં બીજી કોઈ પણ મૂર્તિ મૂકાય નહિ. સમુદ્રપાર આવેલા દૂરના જાવા જેવા બેટમાંથી મળી આવેલી આ પ્રતિમા જાવા અને હિંદના તે વખતના સંમેલને તેમજ હિંદના શિલ્પ-

શાસ્ત્રને જેબ આપે એવી રીતે બરોબર બ્રાહ્મણધર્મના યોગીના સ્વરૂપની આબાદ છાપ પાડે એવી રીતે બનાવેલી છે. બુદ્ધદેવની એ તરફ મળી આવતી પ્રતિમાઓ કરતાં આની કારીગરી અત્યુત્તમ હોઈ બૌદ્ધકાળની શિલ્પવિદ્યાની અસરનો સાવ અભાવ દર્શાવી આપે છે.

મહાન શિવભક્ત મુનિ અગસ્ત્યનું ચરિત્ર તેમના શિષ્યો અને સહાયકોના નામનિર્દેશવગર અપૂર્ણજ કહેવાય, માટે હવે તેમના શિષ્યો અને સહાયક ઉપદેશકોસંબંધી બે અક્ષર લખીશું. તેમને સહાય કરનાર અથવા તેમના જેટલીજ ખંતથી પરદેશમાં ફરી આર્યસંસ્કૃતિ અને બ્રાહ્મણધર્મ ફેલાવનાર તૃણબિંદુ નામે એક ઋષિ હતા. તૃણબિંદુ અગસ્ત્યના જેવાજ નિષ્ણાત અને પ્રચારકાર્યમાં તેમની સ્પર્ધામાં ઉભા રહે એવા ખંતી હતા; જો કે પ્રથમ તે અગસ્ત્યના શિષ્ય હતા અને અગસ્ત્યેજ તેમને ધર્મપ્રચારમાં પ્રેર્યા હતા. ઉત્તરાપથમાંથી તેઓ બન્ને ગુરુશિષ્ય સાથેજ દક્ષિણાપથની યાત્રાએ નીકળ્યા હતા. દખ્ખણમાં તે તૃણધૂમાગ્નિને નામે ઓળખાતા અને તામિલભાષાનું વ્યાકરણ રચવામાં અગસ્ત્યને તેમણે સહાય આપી હતી. આ સહાયક શિષ્ય અને તેમના સંબંધને લગતી એક રમુજી અને રસપ્રદ વાર્તા આ પ્રમાણે છેઃ—

એકવાર અગસ્ત્યમુનિએ પોતાના શિષ્ય તૃણબિંદુને પોતાનાં પત્ની લોપામુદ્રાને તેડવા ઉત્તરાપથ મોકલ્યા ને એવી આજ્ઞા કરી કે, તેણે ( તૃણબિંદુએ ) લોપામુદ્રાથી હમેશ એક વાંસજ દૂર રહ્યા કરવું, તેને અડકવું નહિ. ઋષિપત્નીને લઇ દખ્ખણમાં જતાં રસ્તામાં વગાઇ નદી ઉતરતાં લોપામુદ્રા માથોડું ઉપરાંત પાણીમાં સપડાઈ ગયાં. તૃણબિંદુએ તરત બુદ્ધિ વાપરી બાહોશીભેર તેમને પકડી લીધાં ન હોત તો તે નદીના ઉંડાણમાં ડૂબીને તણાઈ જાત. આશ્રમે પહોંચ્યા પછી મુનિને આ અકસ્માતની વાત જણાવવામાં આવી, એટલે તે પોતાની આજ્ઞાનો ભંગ થવાથી પોતાના શિષ્ય તૃણબિંદુ ઉપર ગુસ્સે થયા અને તેને શાપ દીધો કે, સ્વર્ગનાં દ્વાર તારેમાટે બંધ થજો—અર્થાત્ તને સ્વર્ગપ્રાપ્તિ થશે નહિ. તૃણબિંદુએ કહ્યું કે, આ શાપ અન્યાયી છે તેથી હું પણ તમને એવોજ સામો શાપ દઉં છું કે, તમને પણ સ્વર્ગપ્રાપ્તિ થશે નહિ. આ ઝઘડામાંથી ગુરુશિષ્ય વચ્ચે અંટસ અને સ્પર્ધા ઉત્પન્ન થયાં. આ વાર્તા ખરી હોય તો આપણને એમ માનવુંજ પડે કે, તૃણબિંદુએ પણ અગસ્ત્ય સામે સ્પર્ધા કરવામાં જાવા જઇ તેમના જેવાં કાર્ય આરંભેલાં. જાવામાંથી આના પૂરાવા પણ મળી આવ્યા છે. એક મૂર્તિ ઉપર દેવનાગરી લિપિએ એવો લેખ લખેલો છે કેઃ—ભગવાન તૃણબિંદુ મહર્ષિ. બીજી એક પ્રતિમા ઉપર મરીચિ ઋષિનું નામ છે, એટલે આપણે ખુશીથી એમ કહી શકીએ કે, સુંદદ્વીપોમાં આર્યસંસ્કૃતિ ફેલાવવા અને આર્ય સંસ્થાનો સ્થાપવામાં અગસ્ત્ય સાથે બીજા ઋષિઓ, તેમના શિષ્ય અને સહાયકતરીકે ગયેલા હતા.

બહુ પ્રાચીન કાળમાં બ્રાહ્મણઋષિઓ હાલના ખ્રિસ્તી મિશનરીઓની માફક પ્રાણ સટોસટનાં જોખમ વહોરી લઇ પરદેશ જતા. ત્યાંના જંગલી લોકોને કેળવતા અને ઉપદેશથી સુધારી ધર્મબોધ કરતા તથા તેમનાથી અલગ નહિ રહેતાં તેમની સાથે લોહીનો સંબંધ બાંધી રાજ્યસ્થાનો પણ ઉભાં કરતા; એ વાત ભગવાન અગસ્ત્ય મહર્ષિ અને તેમના શિષ્યો તથા સહાયકો, મુનિ તૃણબિંદુ સરખા સાહસિક અને નિડર પ્રજાઉદ્ધારકોના ચરિત્રપરથી સિદ્ધ થાય છે. હાથપગ જોડીને બેસી રહેવામાં, લંબાણ ક્રિયમાણોની અનુદ્યોગતામાં, સ્વાર્થમાં, મમતામાં, પોતાનીજ મોટાઇમાં અને ખોટા મિથ્યાભિમાનમાં માણસથી કંઈજ બનતું નથી. પાછલા વખતમાં હિંદુસ્તાન આવી હાલતમાં જેમનું તેમ અમુક સરહદમાં બંધાઇ રહેવાથી દુનિયાની સર્વે પ્રજાને દયા આણવા જેવી સ્થિતિએ આવી ગયું. વર્તમાન સ્થિતિમાંથી તેનો ઉદ્ધાર, તેનાજ પૂર્વજોનાં આવાં સાહસ અને પરાક્રમોનાં વૃત્તાંતમાંથી થશે, માટે આવાં વૃત્તાંતો લોકની જાણમાટે જેમ બને તેમ વધારે બહાર લાવવાં જોઇએ. અલબત, આમાં એટલું યાદ રાખવાનું કે, આગળ જેમ ટોલ્લાબાજી—ગપેગપ ચલાવવામાં આવતી, તેમ થવું જોઇએ નહિ. એકટંગિયા લોક જોઈ આવનાર ભોળા ને વહેમી યાત્રીઓના ગપાટાથી પ્રવાસવાર્તાઓ ચિતરાવી જોઇએ નહિ. એમાં ચોકસાઇથી ખરી હકીકતો તેના મૂલાધારો સાથે પ્રજા આગળ રજુ કરવી જોઇએ. જો આવાં ચરિત્રો લોકોના વાંચવામાં આવે તો 'અટકે અટકી પડયા' જેવું થાય નહિ.કેળવણી,માણસાઈ,ધર્મ અને સ્વાર્થ સૌ આમાં સમાઈ જાય છે. હિંદના મહા કવીશ્વર ટાગોરના પૂર્વ તરફના પ્રવાસ પછી, પૂર્વતરફ એટલે જાપાન, ચીન અને મસાલાના દ્વાપુઓમાં આર્યોની સંસ્કૃતિ નષ્ટપ્રાય થતાં થતાં પણ કેવી પ્રબળ છાપ ત્યાંના લોકપર પાડી રહેલી

છે, તેના હેવાલો 'ત્રિમાસિક વિશ્વભારતી' અને તેનાં 'બુલેટીન'માં ઘણા આવ્યા છે. ગયા એપ્રિલના ઐતિહાસિક ત્રિમાસિકમાં પણ બરમા, સિયામ, કેમ્બોડિયા, એનામ, સુમાત્રા, જાવા, બોર્નિયો અને બાલી વગેરે માટે કંઈક જાણવા જેવા હેવાલો આવ્યા હતા અને આવે છે. એ બધા ભાગો, દ્વીપો વગેરે હાલ બેલ્જીયમ, હોલાંડ, ઈંગ્લાંડ અને ફ્રાંસ વગેરેને તાબે વહેંચાઇ ગયેલા હોવાને લીધે, તેમજ તેમની રાજભાષા-દેશભાષામાં ત્યાંના હેવાલો લખાયા છે તથા પરદેશી મુસાફરોએ પોતપોતાના દેશની ભાષામાં પોતાના પ્રવાસો લખ્યા છે, એટલે આપણે એ જૂદી જૂદી ભાષાઓ જાણતા નથી તેથી તે જાણવા પામ્યા નથી; પરંતુ વિશ્વકોશ અને બીજાં સાધનો ખુદ હિંદીઓના ચાલુ થયેલા પ્રવાસોમાંથી હાલ આપણે આપણી સંસ્કૃતિ, બહારના દેશોમાં આગળ કેવા માનભર્યા આતિથ્યે પૂજાતી હતી તે જાણવા માંડયું છે. બહુ સારી ખાત્રીભરેલી રીતે કહેવાય છે કે, જાવાની પૂર્વે આવેલો એક નાનો બેટ જે 'બાલી'ને નામે ઓળખાય છે, ત્યાં અદ્યાપિ બ્રાહ્મણો વસે છે અને શિવધર્મ પાળે છે. તેઓ મનુસ્મૃતિના આચારવિચારે અને રીતરિવાજે ચાલે છે; જો કે તેમનો ઉપલો ઝબ્બો તો મુસલમાની કાપે વેતરાઈ ગયો છેજ. બાલિયન બ્રાહ્મણો બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ્વરને માને છે અને બ્રહ્મને લગતી તાત્ત્વિક ભાવના રાખે છે. આ બાલીના બ્રાહ્મણો જાવાથી ત્યાં ગયેલા છે. આખા સુંદદ્વીપ જૂથમાં બ્રાહ્મણધર્મની ત્રિમૂર્તિનું પૂજન-અર્ચન ચાલે છે. જાવામાં દખ્ખણના બ્રાહ્મણો અને લોકોજ જઇ વસેલા ન હતા, પણ દખ્ખણના રાજાઓએ ત્યાં જઈ રાજ્યાધિકાર ભોગવી આજ લગી-૧૪ મા સૈકા લગી હિંદુત્વને જાળવી રાખ્યું હતું. ગુજરાતના પ્રાચીન સાહિત્યમાં જાવા અને મસાલાના બેટો તરફની સફરોના ઠેકઠેકાણે ઇસારા છે. ગુજરાતમાં તો જાવા સમૃદ્ધિનું ધામ ગણાઇ જાવે જઈ આવનાર મોટો ધનાઢ્ય થઇ જતો એવી કહેતી પણ ચાલેલી છે.

આ હકીકત **રૂપં**માં નિબંધરૂપે અને **વિશ્વભારતી**માં તે ઉપરથી એક ટુંકા પણ ચાનકદાર લેખતરીકે આવેલી તેનો આ સારમાત્ર, ગુજરાતીઓ કે જેઓ અગાઉ એ તરફ જવા આવવાને માટે જાણીતા છે, તેમને પ્રોત્સાહન મળે અને કોઇ વીર વિદ્વાન, કોઇ ધાર્મિક ઉપદેશક કે કોઇ વીર વેપારી સુંદ ટાપુઓ તરફ જવા તત્પર થાય અને હોલવાઇ જતી આર્યસંસ્કૃતિને પુનરપિ પ્રજ્વલિત-કરે, એવા શુભાશયે લખાયો છે.+

**મણિલાલ છબારામ ભટ્ટ**



+ 'બુદ્ધિ પ્રકાશ'-સપ્ટેમ્બર, ૧૯૨૬ના અંકમાંથી સાભાર ઉદ્ધૃત

# महात्मा जानकीवर शरणजी*

ભારતવર્ષ ધર્મપ્રધાન દેશ છે અને એજ કારણે ભારતવાસીઓ સેંકડો આઘાતો સહન કરવા છતાંય પોતાનું અસ્તિત્વ ટકાવી શકયા છે. રોમ, કાર્થેજ, યૂનાન, બેબિલોન વગેરેનાં તો નામજ રહ્યાં છે. તેમની પુરાતન ભૂમિ ઉપર આજે જે લોકો વસે છે તેમને અને મૂળનિવાસીઓને કંઇજ સંબંધ નથી. તેમનો તે ધર્મ પણ નથી અને તે ગૌરવ પણ નથી. ધર્મ અને જાતીયતા બન્ને પદદલિત થઇને ધૂળમાં રોળાઈ ગયાં છે; પરંતુ ભારતવર્ષના ધર્મનો પ્રભાવ તો તેને નષ્ટભ્રષ્ટ કરવામાં કંઇ બાકી ન રાખનારાઓ ઉપર પણ પડયો છે; તેનું એક દૃષ્ટાંત જોઇએ. આપણા લોકોમાં તુલાદાનનું માહાત્મ્ય બહુ ભારે ગણાય છે. ઓડછાના પ્રસિદ્ધ મહારાજ વીરસિંહદેવે મથુરામાં 'વિશ્રાંત' ઉપર સોનું, ચાંદી, અન્ન, ઘી, તેલ વગેરે મળીને ૮૧ મણનું તુલા-દાન કર્યું હતું; અને જે ત્રાજવાંએ તેઓ તોળાયા હતા તે હજુસુધી ત્યાં પંડયાના ઘરમાં રાખી મૂકવામાં આવ્યાં છે. ઔરંગજેબે આપણા ધર્મને નષ્ટભ્રષ્ટ કરવામાટે જે જે કર્યું છે, તે તેના સમકાલીન બે હિંદુકવિઓની નીચેની ઉક્તિઓથી સ્પષ્ટ જણાઈ આવે છે:–

દેવલ ગિરાવતે ફિરાવતે નિસાનઅલી, ઐસે ડૂબે રાવ-રાને સબી ગયે લબકી;
ગાંરા ગનપતિ આપ ઔરન કો દેત તાપ, આપકે મકાન સબ મારિ ગયે દબકી;
પીરા પૈગંબરા દિગંબરા દિખાઈ દેત, સિદ્ધકી સિધાઈ ગઇ રહી બાત રબકી;
કાસિહુકી કલા જાતી મથુરા મસીદ હોતી, સિવાજી ન હોતો તો સુનત હોત સબકી.
( ભૂષણ )

જબતે સાહ તખત પર બૈઠે, તબ તૈ હિંદુ ન સૌં ઉર એંઠે;
મહઁગે કર તીરથન લગાયે, બેદ દિવાલે નિદર ઢહાયે;
ઘર ઘર બાંધિ જેજિયા લીન્હેં, અપને મન ભાયે સબ કીન્હેં.
( લાલ કવિકૃત છત્રપ્રકાશ )

હવે જુઓ કે એજ ઔરંગજેબ આ તુલાદાનવિષે શું કહે છે. તે પોતાના પૌત્રને એક પત્રમાં લખે છે કે:—

"જો કે સોનું, ચાંદી, ત્રાંબુ, અનાજ, તેલ વગેરેથી આપણે તોળાવું એ આપણા દેશની પરિપાટી નથી, તેમજ ઇસ્લામની પણ એ રીતિ નથી; પરંતુ આ કાર્યનું પ્રસાદદાન અનેક દીન દુઃખીઓને મળે છે, તેથી હું પોતે પણ વર્ષમાં બેવાર મારા પવિત્ર શરીરને તોળાવીને તેના ભારોભાર સામગ્રી યોગ્ય લોકોને દાન કરૂં છું. તું પણ વર્ષમાં બે વાર અને દરેક તુલામાં સાત વાર જૂદી જૂદી ઉપરોક્ત વસ્તુઓથી તોળાઇને વહેંચી દીધા કરજે. આ કાર્ય શારીરિક અને માનસિક બન્ને પ્રકારની આપત્તિઓનું દમન કરવામાટે અત્યંત જરૂરનું છે."

આ તો ધર્મની વાત થઈ. એ સિવાય ચિત્તની શાંતિ પણ છે. હવે પ્રશ્ન એ થાય છે કે, આ બાબતો શીખવનાર કોણ હશે? સાધારણ બ્રાહ્મણ પંડિત ઉપદેશ કરે તો ઘણાખરા લોકો કહેશે કે, એ તો પોતાના સ્વાર્થને સારૂ કહે છે. આથી આપણા દેશમાં આપણને ઉપદેશ આપનાર કેટલાક એવા મહાત્માઓ હોય છે કે, જેઓએ સ્વાર્થને તિલાંજલિ આપી હોય છે. ધર્મનો ઉપદેશ કરવો, શાંતિના ઉપાય બતાવવા અને તે ઉપરાંત ભગવદ્ભક્તિના અધિકારીઓને તેમનો માર્ગ બતાવવો એ મહાત્માઓનું કાર્ય હોય છે. તેઓમાં કેટલાક એવાયે મહાપુરુષો થઇ ગયા છે, કે જેમણે લાખો માણસોનો ઉદ્ધાર કર્યો છે અને જેમના અમૃતમય ઉપદેશ હજુસુધી લોકોને આ સંસારયાત્રામાં માર્ગદર્શક થઈ પડે છે. એવા એક મહાત્માનું ચરિત્ર અમે વિવિધ ગ્રંથમાળાના વાચકવર્ગને ભેટ કરીએ છીએ. તેમનું નામ મહાત્મા જાનકીવર શરણ અને તેઓ શ્રી અયોધ્યામાં કિલ્લાપર રહેતા હતા. તેમના શિષ્યવર મહાત્મા રામ વલ્લભ શરણજી તેની નીચે 'સદ્ગુરુ સદન' માં નિવાસ કરે છે. ફૈઝાબાદ જીલ્લામાં શ્રી અયો-

* શ્રીમાન બાબુ પ્રભુદયાલ શરણજીના 'શ્રી સદ્ગુરુ ચરિત' નામના પુસ્તકને આધારે લખાયેલા શ્રી અવધવાસી સીતારામજીના '**सरस्वती**' માંના એક લેખ ઉપરથી અનુવાદિત

ધ્યાથી સાત કોશ પશ્ચિમે મુબારકગંજની સાથેજ કલાફરપુર નામે એક ગામ છે. તેના એક ભાગને 'મહેરબાન મિશ્રનું પરૂં' કહે છે. ત્યાં મહેરબાન મિશ્ર નામના એક સરવાર-દેશી બ્રાહ્મણ રહેતા હતા. તેમનાજ નામથી તે પરૂં વસ્યું હતું. મિશ્રજી એક ધનવાન ગૃહસ્થ હતા. તેમના ચાર પુત્રો બબ્બે ત્રણ ત્રણ વર્ષના થઇને મૃત્યુ પામ્યા હતા. પુત્રશોક બહુ ભારે હોય છે. આથી મિશ્રજી બહુ દુઃખી રહેતા હતા. ઘણા દિવસ પછી વૃદ્ધાવસ્થામાં જ્યારે મિશ્રજીને કંઈ પણ આશા નહોતી, તેવામાં અનાયાસે ભગવદ્દઇચ્છાએ ઉપર્યુક્ત મહાત્માજીએ મિશ્રજીને ત્યાં સંવત ૧૮૭૯ માં જન્મ લીધો. તે વર્ષે મિશ્રજીની ખેતીમાં વીઘે બમણું ચારઘણું અન્ન પાકયું. મિશ્રજીએ ભારે ઉત્સવ કર્યો. તેમણે લોકવ્યવહારને અનુસરીને માનતા માની હતી તેથી તેમની વર્ષગાંઠને દિવસે તેમને ટોપલામાં બેસાડી ઘસડયા હતા અને ઉત્સવ કર્યો હતો. તેમની માતા તેમનું બહુ પ્રેમપૂર્વક લાલનપાલન કરતાં.

ત્રીજે વર્ષે બાધા ઉતરાવી માથાના વાળ લેવડાવ્યા અને પાંચમે વર્ષે કાન વિંધાવીને તેમની મેંડ વધારવામાં આવી અને તેમનું નામ રમેશ પાડવામાં આવ્યું. છઠ્ઠે વર્ષે વિદ્યાભ્યાસ શરૂ કર્યો. તેઓએ પંડિત ઈશ્વરદત્તજીપાસે સંસ્કૃત અને એક મોલવી સાહેબ પાસે ફારસી ભણવાનું શરૂ કર્યું. તેઓની બુદ્ધિ એટલી પ્રબળ હતી કે થોડાજ દિવસોમાં તેઓ તેમની પહેલાંના ભણનારાઓ કરતાં આગળ વધી ગયા. મોલવી સાહેબ અને તેમનાં કુટુંબીઓ તેમના ઉપર બહુ પ્રેમ રાખતાં. જે દિવસે તેઓ મુબારકગંજમાં મોલવી સાહેબને ત્યાં ભણવા નહોતા જતા, તે દિવસે તેઓ પોતે અથવા તેમનો પુત્ર કારણ પૂછવા આવતા. પછી નવમે વર્ષે તેમને યજ્ઞોપવીત દીધું. અગીઆરમે વર્ષે રમવાકૂદવામાં ભારે ધામધૂમપૂર્વક તેમનું લગ્ન થયું. તેમને રુચિ નહોતી; પરંતુ હથિયારો અને ઘોડે-સ્વારીનો ભારે શોખ હતો, તેથી પિતાજીએ તેમને એક ઘોડો લાવી આપ્યો હતો અને નાનાં નાનાં હથિયાર પણ કરાવી આપ્યાં હતાં. તેઓ તમંચો રાખતા અને નિશાન ખેલતા હતા. એક દિવસ એક પક્ષી તેમના નિશાનથી ઘાયલ થયું, તેજ દિવસથી નિશાન તાકવું તેમણે છોડી દીધું.

એજ ગામમાં એક ગણેશી બાબા નામના ગોસાંઇ રહેતા હતા. તેમના સંસર્ગથી તેઓ શિવ-પૂજન કરવા લાગ્યા.

મુબારકગંજમાં શ્રી સરયૂજીની પાસે ઘૃતાચીકુંડ છે. સ્વામીશ્રી યુગલાનન્ય શરણજી શ્રી અવધથી આવ્યા, ત્યારે તેઓ કેટલોક સમય ત્યાં રહ્યા હતા. તે દિવસોમાં સ્વામીજીએ મૌનવ્રત ધારણ કર્યું હતું. સીતારામસિવાય પાંચમો અક્ષર તેઓ મુખથી કહી શકતા નહિ. માત્ર સંકેતથી અથવા જમીન ઉપર લખીને આવશ્યક વાતચીત કરતા હતા; અને પાંચ સાત ઘેરથી ભિક્ષા માગી લાવીને ભોજન કરતા હતા. મહારાજજી પણ સ્વામીજીનાં દર્શન કરવા ગયા. પૂર્વસંસ્કારે કરીને સ્વામીજી મહારાજજીને બહુ ચાહવા લાગ્યા. સ્વામીજીએ પોતે મોહિત થઈ જઇને અને આગ્રહ કરીને તેમને યુગલ મંત્ર આપ્યો અને ચૌદ મહિના ત્યાં રહીને તેઓ અવધ પાછા ફર્યા.

ત્યાર પછી કેટલાક દિવસ બાદ પંડિત ઇશ્વરદત્તજીનો મહારાજજીની સમાન ઉંમરનો એકનો એક પુત્ર મરી ગયો. પંડિતજીને ભારે શોક થયો. તેમણે મહારાજજીના પિતાને કહ્યું કે, મારો વિચાર કેટલાક દિવસમાટે બહારગામ જવાનો છે, જો આપ રમેશદત્તને મારી સાથે મોકલો, તો તેનો અભ્યાસ પણ ચાલુ રહેશે અને મારાથી પુત્રશોક પણ ભૂલી જવાશે. મહારાજજીના પિ-તાએ એ વાતનો સ્વીકાર કર્યો અને પંદર વર્ષની ઉંમરે તેઓ પંડિતજીની સાથે કોયલ ગયા.

કોયલમાં એક સુબેદાર પંડિતજીના સ્નેહી હતા. તેમની પ્રેરણાથી પંડિતજીની કથા પલટનમાં થવા લાગી. એ સિવાય અહીં પંડિતજી પલટનના કેટલાક અંગ્રેજોને નાગરી શીખવવા લાગ્યા. કેટલાક દિવસ પછી પંડિતજી અને સુબેદાર વચ્ચે મેળ ઘટી ગયો. સંયોગવશાત્ સુબેદારને તાવ આવવા લાગ્યો. લોકોએ સુબેદારને કહ્યું કે, આપને પંડિતજી સાથે વિરોધ થયો ત્યારથી આપ માંદા પડયા છો. સુબેદાર પંડિતજીને નિવાસસ્થાને ગયા. તે વખતે પંડિતજી ત્યાં નહોતા. ફક્ત મહારાજજી આસન ઉપર બેઠા હતા. સુબેદારની માંદગીની હકીકત સાંભળીને એક કાગળ ઉપર 'શ્રી સીતારામ' લખી તે કાગળ તેમને આપ્યો અને કહ્યું કે, આને માદળીઆમાં ઘાલીને ગળે

બાંધજો, તાવ નહિ આવે. બન્યું પણ તેજ પ્રમાણે; એટલે તે સુબેદાર પંડિતજી ઉપર અધિક સ્નેહ રાખવા લાગ્યા. હવે એ વાત આખી પલટન અને શહેરમાં ફેલાઈ ગઇ કે પંડિતજીના એક વિદ્યાર્થીએ સુબેદારને સાજા કરી દીધા.

આ વાત પલટનના અંગ્રેજ અમલદારના સાંભળવામાં આવી, ત્યારે તેણે મહારાજજીને બોલાવીને દર્શન કર્યાં અને તેઓ સાથે વાતચીત કરીને તે બહુ પ્રસન્ન થયો. તેણે પંડિતજીને કહ્યું કે, આજથી અમે તેમની પાસેથી ભણીશું. તે દિવસથી તેઓ સાહેબને ભણાવવા લાગ્યા.

કેટલાક દિવસ પછી પલટન કોયલથી અચાનક બદલવામાં આવી. અચાનક કલકત્તાથી ૭ કોશ છે. મહારાજજી રામલીલા જોવામાટે કલકત્તા ગયા. બીજે વર્ષે સાહેબે મહારાજજીને કહ્યું કે, અહીં પલટનમાં રામલીલા કરાવો. મહારાજજીએ ત્યાંજ રામલીલા કરાવી. પલટનના સિપાઇ લાલ અને કાળા પોષાક પહેરીને વાનર અને રાક્ષસો થયા, વાજીંત્ર–હથિયાર વગેરે સાથેની બનાવટી લડાઇ બતાવી અને ભારે આનંદ થયો.

તેજ સમયમાં મહારાજજીના પિતાનો દેહાંત થયો. પંડિતજી ઈશ્વરદત્તજી પોતાને ઘેર ગયા અને મહારાજજી ત્યાંથીજ કાશી તરફ ચાલી નીકળ્યા.

કાશીમાં તેઓ વિદ્યાધ્યયન કરવા લાગ્યા. તેજ સમયનો તેમના હસ્તાક્ષરનો લખેલો એક પત્ર મળી આવ્યો છે, તેમાં તેઓ પંડિત ઇશ્વરદત્તજીને લખે છે કેઃ–' આપની કૃપાથી એક નાનકડો ગ્રંથ પૂર્વમીમાંસાનો, એક સાંખ્યનો, એક પતંજલિનો અને એક ન્યાયનો થઇ ગયો છે; અને થોડુંક શ્રીરામાનુજ ભાષ્ય પણ જોયું છે.'

૨૧ વર્ષની ઉંમરે તેઓ વિદ્યાભ્યાસ કરીને ત્યાંથી પાછા ફર્યા. તેજ અરસામાં તેમની પત્નીનો દેહાંત થઈ ગયો. તેઓને ફરીથી લગ્ન કરવામાટે ખૂબ કહેવામાં આવ્યું; પરંતુ તેઓએ કોઇનું ગણકાર્યું નહિ. તેઓનું મન પહેલેથીજ ગૃહસ્થાશ્રમમાં ચોંટતું ન હતું, કેમકે સ્વામી શ્રીયુગલાનન્ય શરણજીએ તેમને મંત્રજ નહોતો આપ્યો પણ તેમના હૃદયમાં વૈરાગ્યનું બીજ પણ વાવી દીધું હતું, તેથી પત્નીના દેહાવસાનથી તેઓનું મન ગૃહસ્થાશ્રમમાંથી પૂર્ણરૂપે ઉઠી ગયું.

ત્યારબાદ તેઓ વારંવાર શ્રી અવધની વિહાર–ભૂમિ જોવા અને ગુરુદર્શન કરવા ચાલ્યા જતા અને તેમના ભાઇ તેમને પાછા વાળી લાવતા.

તેજ અરસામાં સ્વામી શ્રી યુગલાનન્ય શરણજી અવધથી ચિત્રકૂટ ચાલ્યા ગયા. ત્યાંથી તેમણે મહારાજજીને એક પત્ર લખ્યો કેઃ–'એક સપ્તાહમાં આવો તો ઉત્તમ, પંદર દિવસમાં આવો તો મધ્યમ અને મહિના પછી આવશો તો નિકૃષ્ટ.' તેઓ આ પત્ર મળતાંજ સંસારને સલામ કરી, સમસ્ત બંધન તોડી નાખી, ઘરનો ત્યાગ કરી ચિત્રકૂટ તરફ પધાર્યા અને એક અઠવાડિયાની અંદરજ સ્વામીશ્રીની સેવામાં હાજર થયા.

ત્યાં કામાદ્રિની પરિક્રમા ( પરકમ્મા ) નાં સ્થાનોનાં દર્શન અને સંતોનાં સંભાષણથી તેમને ભારે આનંદ થયો. ત્યાંજ સ્વામીશ્રીએ તેમને કહ્યું કે ભિક્ષા લઇ આવો. તેઓએ કહ્યું કે. મેં તો કોઇ દિવસ ભીખ માગી નથી, હું કેવી રીતે ભીખ માગું ? સ્વામીજીએ કહ્યું કે, "તમારે માગવું નહિ પડે. તમે ભિક્ષામાટે જશો કે તરતજ લોકો જાતેજ આપી દેશે." બન્યું પણ એજ પ્રમાણે અને અનેક દિવસોસુધી ગુરુશિષ્ય બન્ને ખૂબ આનંદપૂર્વક મંદાકિનીને કિનારે રહ્યા.

ચિત્રકૂટથી તેઓ કલકત્તા ગયા. ત્યાંથી જગદીશપુરીની યાત્રા કરી. પુરીથી નીકળીને કામીન પહોંચ્યા. ત્યાંના ભગવતીના મંદિરના પૂજારી સાથે તેમને ખૂબ સ્નેહ બંધાયો. તેણે વિવિધ પ્રકારે તેમની સેવા કરી. એક દિવસ તેઓને તે પોતાના પૂજાસ્થાનમાં લઇ ગયો. ત્યાં અનેક પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્ર હતાં; અને એક મનુષ્યના કાપેલા મસ્તકમાંથી લોહી નીતરતું જોવામાં આવ્યું, પણ તેમના ચિત્તમાં ગ્લાનિ થઇ અને ત્યાંથી ચાલ્યા જવાની ઇચ્છા કરી, ત્યારે તેણે તેમને રોકયા અને પડદો પાડી દીધો. તે સઘળું સુગંધિત પુષ્પો અને માનભોગ વગેરેમાં ફેરવાઈ ગયું. તેણે તેમને બીજી અનેક ચિત્રવિચિત્ર વસ્તુઓ બતાવી અને કહ્યું કે, "શું કરૂં ? તમે વૈષ્ણવ સાધુના ચેલા છો, નહિ તો હું તમને શાક્ત બનાવત અને ખૂબ મજા કરાવત." મહારાજજી કહેતા હતા કે, " એ શાકત સિદ્ધપુરુષ હતો." ત્યાંથી તેઓ ચિત્રકૂટ આવ્યા; પરંતુ તેમના ગુરુજી અવધ ચાલ્યા ગયા હતા, તેથી તેઓ પણ તેમની પાસે આવીને નિર્મળીકુંડ ઉપર રહ્યા.

તેઓના આવ્યાના સમાચાર જાણીને તેમના ભાઇ આવ્યા અને તેમને ઘેર લઇ ગયા; પરંતુ ત્યાં તેમનો જીવ ન ચોંટયો અને અયોધ્યા પાછા આવી સ્વામીજીને કહ્યું કે, "મારે ત્યાંથી દૂર થઇ જવું જોઇએ, કેમકે ત્યાં રહેવાથી કુટુંબીઓ વારંવાર ડખલ કરશે." એ પ્રમાણે કહીને, સ્વામીજીની આજ્ઞા લઇને ચાર વર્ષ કાશીજીમાં રહી વિદ્યાધ્યયન કરવા લાગ્યા. તેઓનું તેજ એટલું બધું હતું કે તેઓ જે વિદ્યાલયમાં ભણવા જતા હતા, ત્યાં વિદ્યાર્થીઓને જે કંઈ વહેંચાતું તે વહેંચનાર તેમના તેજથી અંજાઇ જઇને તેમને કંઇ પણ આપી શકતો નહિ. કોઈ પૂછતું કે, તેમને કેમ ન આપ્યું ? તો તે કહેતા કે, "ભાઇ ! એ મહાપુરુષ આપણી વસ્તુ શામાટે લે ?"

એકવાર શ્રીકાશીજીમાં રામાયણના ટીકાકાર બંદન પાઠક અભિમાનપૂર્વક કહેવા લાગ્યા કે, ગોસ્વામીજીની વાણીના અર્થ જેટલા હું સમજ્યો છું, તેટલા કોઇ સમજ્યું નહિ હોય. આથી બાબા રઘુનાથદાસજીએ કહ્યું કેઃ—"ભઇ રઘુપતિપદ પ્રીતિ પ્રતીતી, દારુણ અસંભાવના વીતી." આ ચોપાઈમાં દારુણ અસંભાવનાનો શું અર્થ છે ? પાઠકજી ચૂપ થઈ ગયા; એટલે બાબાજીએ ફરીથી કહ્યુંઃ— "મેં તર્કથી પ્રશ્ન નથી કર્યો," પણ મને એ વાતની ખબરજ નથી. તે સભામાં શ્રીમહારાજજી પણ હતા. તેઓએ કહ્યું કે મારી સમજ આ પ્રમાણે છેઃ—

"ભગવાન ન હોવાની શંકા કે જે નાસ્તિકોને હોય છે, તેને અસંભાવના કહે છે. ભગવાનનાં અનેક ચતુર્ભુજ આદિ સ્વરૂપોમાંથી શ્રીરામચંદ્રના બે હાથવાળા શ્યામ સુંદર સ્વરૂપમ પરાત્પર સ્વરૂપનો નિશ્ચય ન થાય તે દારુણ અસંભાવના છે. તે શિવજીનાં વચનથી શ્રીસીતાજીની દારુણ અસંભાવના નાશ થઇને, શ્રીદશરથરાજકુમારમાં પરાત્પર સ્વરૂપ નિશ્ચય થઇને પ્રીતિ પ્રતીતિ થઈ."

આ ભાવ સાંભળીને બન્ને મહાત્માઓએ શ્રીમહારાજજીની પ્રશંસા કરી.

મુસાફરીમાં તેઓ ગૃહસ્થોના મકાનમાં નહોતા ઉતરતા. દેવાલયમાં, તીર્થના કિનારે કે વસ્તી બહાર વાડી–બગીચામાં પોતાનો મુકામ જમાવતા હતા. લોકો ત્યાં પણ પહોંચી જતા અને તેમની સેવા કરતા. કોઇ નિર્ધન માણસ આગ્રહ કરે તો પોતે તેને ઘેર ચાલીને જતા; પણ ધનવાનોને ઘેર નહોતા જતા. તેઓ કહે છે કેઃ—

"હે સાધુ ! વૈરાગ્ય એ શું છે? રાજા અને ધનવાન પાસે કંઈ પણ ન માગવું. રાજાને બારણે ન ચઢવું, તેનું મોં ન જોવું, કરોડોનો ખજાનો આપે તોપણ તે તરફ દૃષ્ટિપાત પણ ન કરવો."

તેઓ મનુષ્યમાત્રને વહાલા લાગતા; મનુષ્યમાત્રને તો વહાલા લાગતા, પણ જંગલી જંતુઓ પણ તેમને પીડતાં નહિ. અનેક વર્ષોની મુસાફરીમાં તેમને દિવસોના દિવસસુધી જંગલમાં ચાલવું પડયું; પણ તેઓ સદા ક્ષેમકુશળજ રહ્યા. ઇંદ્રિયદમન તેમનામાં પૂર્ણપણે હતું. યુવાન, સુંદર અને સ્વતંત્ર હોવા છતાં પણ હજારો ધનભંડારો આગળ તેમની કોઇ પણ ઇંદ્રિય મનની આજ્ઞા બહાર નથી થઇ કે નથી મન ઇંદ્રિયોને વશ વર્ત્યું. કેટલીએ જગાએ સુંદર અને ધનવાન સ્ત્રીઓ તેઓઉપર મોહિત થઇ ગઈ હતી અને અનેક છળપ્રપંચથી પોતાના મનોરથ સિદ્ધ કરવા ઇચ્છતી; પણ તેઓ તો જેમ શ્રીનારદજી ઇંદ્રપ્રેરિત કામદેવના કૌતુકથી બચ્યા હતા, તેજ પ્રમાણે નિર્લેપ રહ્યા હતા.

ભાગ્યવશાત્ જે કંઇ પ્રાપ્ત થાય તેમાં સંતોષ માનવાનો અનુભવ પણ તેમને બરાબર થયો હતો. એકવાર આખો દિવસ ભૂખ્યા રહ્યા પછી કુરુક્ષેત્રમાં એક મોગલે તેઓને બે જમરૂખ આપ્યાં. આ પ્રસંગનું વર્ણન કરતાં તેઓ કહેતા હતા કે, "કડકડતી ભૂખમાં બે જમરૂખ મળ્યાં, તે પણ એવાં લાગ્યાં કે જાણે રાજ્ય મળી ગયું." મુસાફરીમાં તેઓ ઘણેભાગે એકલાજ રહેતા અને પોતે ઉંચકી શકે તેટલોજ સામાન સાથે રાખતા. તેઓ કહ્યા કરતા કેઃ—

તલાશે યાર મેં કયા ઢુંઢિયે કિસીકા સાથ, હમારા સાયા હમેં નાગવાર રાહમેં હૈ.

બળવા પછી તેઓ કાશીથી કલકત્તા થઇને ગંગાસાગર પહોંચ્યા. શ્રીગંગાજીનાં દર્શનથી તેઓના મનમાં એવો ઉત્સાહ આવ્યો કે ગંગાજીને કિનારે કિનારે શ્રીરઘુવીરનું સ્મરણ કરતા કરતા અયાચક વૃત્તિ સાચવી પગપાળાજ ગંગોત્રી જવું જોઇએ. તેઓ તરતજ ચાલી નીકળ્યા અને 'સુંદર વન'ની શોભા જોતા જોતા ત્રીજે દિવસે કલકત્તા પહોંચ્યા; ત્યાંથી શ્રીરામપુર આવ્યા.

ત્યાં ગંગાકિનારે એક બંગાળીબાબુના બાગમાં તેઓ ઉતર્યા. તે બાબુ મહાસજ્જન હતા. તેમણે તેમની ખૂબ સેવા કરી અને એક વર્ષસુધી તેઓ પાસેથી કર્મ, જ્ઞાન અને ઉપાસનાનો ઉપદેશ સાંભળ્યો. એક દિવસ ત્યાંથી તેઓ ચૂપચાપ ચાલી નીકળ્યા અને ચાર દિવસ ચંદ્રનગરમાં રહીને ચિંચુડા ગામમાં એક મંદિરમાં રહ્યા. ત્યાંના મહંતે તેમનો બહુ આદરસત્કાર કર્યો. તેઓ કહેતા હતા કે, ચિંચુડાના મંદિરની શ્રીકિશોરીજીની કે શ્રી રઘુનાથજીની મૂર્તિ જેવી મૂર્તિ સમસ્ત બંગાળમાં ક્યાંયે નથી. તેમાં એક ચિત્ર પંચવટીનું છે. એક કુટીમાં શ્રી યુગુલ સરકાર (શ્રીરામચંદ્રજી) વિરાજ્યા છે. એક કુટીમાં સૌમ્યમૂર્તિ લક્ષ્મણજી ભોજન કરી રહ્યા છે અને દૃષ્ટિ સરકારનાં ચરણોમાં લાગેલી છે. એ ચિત્ર ખૂબ ચિત્તાકર્ષણ કરે એવું છે. કેટલાય હજાર રૂપિયાની આવકવાળી જગ્યા મંદિરના ખર્ચના નિભાવમાટે છે.

ત્યાંજ તેમણે રથયાત્રા કરી. લોકોએ તેમને ઉંચા સિંહાસન ઉપર શ્રીરઘુનાથજીની સાથોસાથ બેસાડ્યા અને સેંકડો બંગાળીઓ ઉઘાડે માથે અને ખુલ્લે પગે રથને ખેંચતા હતા. આ કૌતુક જોઇને તેઓ ખૂબ પ્રસન્ન થયા.

ત્યાંના મહંત તેઓના ગુણ અને સ્વરૂપ ઉપર એટલા બધા મુગ્ધ થયા હતા કે, જો શ્રી મહારાજજી ત્યાંજ રહે તો મંદિર અને જગ્યા વગેરે તેમના નામ ઉપર ચઢાવી દેવા તેઓ તૈયાર હતા; પરંતુ શ્રી મહારાજજીએ તેનો સ્વીકાર ન કર્યો અને ત્યાંથી પણ તેઓ ચૂપચાપ ચાલ્યા ગયા.

ચિંચુડાથી મુર્શિદાબાદ આવીને તેઓ મહંત ગોપાળદાસને ત્યાં ઉતર્યા. તેમની પણ ઇચ્છા હતી કે, તેઓ ત્યાં રહે અને મંદિરના મહંત થાય. તેઓ પ્રતિષ્ઠાની ખૂબ નિંદા કરતા અને કહેતા કેઃ—

**अभिमानं सुरापानं गौरवं घोर रौरवम् । प्रतिष्ठा शूकरी विष्ठा त्रीणीं त्यक्त्वा सुखी भवेत् ॥**

એક દિવસ ત્યાંથી પણ તેઓ ચૂપચાપ ચાલી નીકળ્યા. મુર્શિદાબાદથી ચાલી નીકળીને ભાગલપુર, રાજમહલ, મુંગેર વગેરે સ્થાનોમાં નિવાસ કરતા કરતા તેઓ પટણા પહોંચ્યા અને ઉદાસીઓની 'સંગત'(જમાત)માં ઉતર્યા. ત્યાં ઉદાસીઓ અને ગ્રામવાસીઓએ તેઓની ખૂબ સેવા કરી. પછી તેઓ સુલતાનગંજ આવીને કેટલાક દવસ પહાડની ગુફામાં રહ્યા.

સુલતાનગંજથી ઉપડયા તો ચૌદ કોશસુધી વસ્તી ન મળે. ત્યાંજ વનમાં તેઓ એક ઝાડની નીચે પડી રહ્યા. એટલામાં લગભગ ચૌદ-પંદર વર્ષની ઉંમરના બે બાળક-એક શ્યામ અને એક ગૌરવર્ણવાળા-દેખાયા. તેમણે તેમને કહ્યું:—"બાવાજી ! ભૂખ્યા છો કે?" તેઓએ કહ્યું:—"હા." થોડીવાર પછી એ બાળકોએ બે હાંલ્લી અને દાળ ચોખા લાવી, જંગલમાંથી લાકડાં વીણી લાવી દાળભાત બનાવી તેમને કહ્યુંઃ—"બાવાજી! ઉઠો, પ્રસાદ તૈયાર છે." તેઓ ઉઠ્યા, પ્રસાદ જમ્યા. તે બાળકોને કહ્યું:—'તમે પણ જમો.' તેઓએ કહ્યું:—'અમે અમારે ઘેર જમીશું.' એમ કહીને તેઓ અંતર્ધાન થઇ ગયા. પ્રાતઃકાળમાં તેમણે તપાસ કરી, ગાઉના ગાઉસુધી વસ્તીનો પત્તો ન હતો. શ્રી મહારાજ કહેતા હતા કે, એ દાળભાતનો સ્વાદ અલૌકિક હતો.

એ પ્રમાણે લીલા કરતા કરતા શ્રીકાશીજી, મીરજાપુર, કાનપુર, ફર્રૂખાબાદ ઇત્યાદિ શહેરોમાં રોકાતા રોકાતા તેઓ શ્રીહરિદ્વાર પહોંચ્યા અને ત્યાંથી ગઢવાલ થઇને શ્રીગંગોત્રી પહોંચી ગયા.

ગંગોત્રીથી પાછા ફરતાં હૃષીકેશમાં અયોધ્યાજીના કેટલાક સંત મળ્યા. તેમની મારફત સ્વામીજીએ એક પંખો મોકલ્યો હતો અને એક પત્રમાં લખ્યું હતું કે, "આ પંખો નથી, પણ પંખ મળતાંજ ઉડી આવો. ઘણા દિવસથી તમને જોયા નથી." પંખો અને પત્ર મળતાંજ તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને રેલમાર્ગે અયોધ્યા આવીને ગુરુજીનાં દર્શન કર્યાં.

કેટલાક દિવસ ગુરુ સેવામાં રહ્યા પછી તેઓએ વિચાર્યું કેઃ—

દરવેશખાં રહે તો બેહતર, આબે દરિયા વહે તો બેહતર.

અને ચૂપચાપ જનકપુર ચાલી નીકળ્યા. આગ્રા શહેરમાં જઇને રાધાસ્વામીને ત્યાં ઉતર્યા. તેમને રાય વૃંદાવન બહાદૂરના પત્ર મારફત તેઓના આગમનની સૂચના મળી હતી. રાય શાલીગ્રામ બહાદુરને તેમની સેવામાં રોકવામાં આવ્યા; અને તેમની સેવા તેમણે ખૂબ ભાવપૂર્વક કરી.

એક દિવસ રાય શાલીગ્રામ બહાદુરે તેમને પૂછ્યું કે, 'આપ અમારા સ્વામીજીને કેવા સમજો

છો ?' તેઓએ કહ્યું:-' સારા સંત છે.' તેમણે કહ્યું:-' હા, સારા સંતજ જાણો છો. તેઓ તો આ સમયમાં ભગવાનના અવતાર છે.' તેઓશ્રીએ કહ્યું:-' તમે ગુરુભક્ત છો, તમારે એજ પ્રમાણે જાણવું જોઇએ.'

ત્યાંથી તેઓ શ્રીવૃંદાવન પધાર્યા. કેટલાક મહિના ત્યાં રહ્યા. ઉર્દુભાષામાં ભક્તમાળ રચનાર શ્રી તુલસીરામજી તથા શાહ કુંદનલાલજી સાથે તેમને ખૂબ સ્નેહ બંધાયો. જ્યારે શાહજી 'શ્રી રાધેશ્યામ' કહેતા અને તેઓશ્રી 'સીતારામ' કહેતા, ત્યારે પરસ્પર ખૂબ આનંદ થતો. ત્યાંનાં ખાસ સ્થળોનાં ખૂબ ફરી ફરીને દર્શન કર્યાં. ત્યાંની ઠાકોરસેવાની તેઓ પ્રશંસા કરતા હતા. શ્રી ગોસાંઇ મધુસૂદનદાસજીની શ્રીમદ્દભાગવતની કથા તેમણે સાંભળી હતી. તેની પણ તેઓ પ્રશંસા કરતા હતા.

ત્યાંથી તેઓ દિલ્હી પધાર્યા. નિઝામુદ્દીન ઓલિયાની સમાધિ તથા બીજાં પ્રસિદ્ધ સ્થાનો જોયાં. ત્યાંજ પૂર્વપરિચિત અને ઘણો વખત અવધમાં રહેલા ડેપ્યુટી ભાસ્કરરાવ સાથે તેમનો ભેટો થયો. તેમણે તેમની ખૂબ સેવા કરી અને તેઓનો પંજાબ જવાનો વિચાર જાણીને ઉચ્ચ દરજ્જાના ડબામાં બેસાડીને તેમને પંજાબ પહોંચાડ્યા.

પંજાબમાં જઇને અમૃતસરના શીખોનું ગુરુદ્વાર જોયું. તે સ્થાન બહુ રમણીય છે. તેઓ કહેતા હતા કે, આઠે પહોર ઉત્સાહ તો માત્ર ત્યાંજ રહ્યા કરે છે. ત્યાંથી તેઓ લાહોર આવ્યા. લાહોરમાં બાબા અટલસિંહજીની સમાધિનાં દર્શન કર્યાં; બાબા અટલસિંહજીનો ઇતિહાસ તેઓશ્રીજ વારંવાર કહેતા હતા.

કેટલાક દિવસ પંજાબમાં રહીને તેઓ વૃંદાવન આવ્યા અને થોડા દિવસ ત્યાં રહ્યા બાદ અવધ પાછા ગયા. અવધમાં થોડા દિવસ રહી ફરીથી મિથિલા ચાલ્યા ગયા. રસ્તામાં મધૌલ જઇને બાબુ ભીષ્મસિંહજીની વાડીમાં ઉતર્યા.

આ યાત્રામાં શ્રીમહારાજે એક મંદિરમાં શ્રીકિશોરીજીની મૂર્તિનું નાક ખંડિત જોયું. તેની હકીકત પૂછતાં માલૂમ પડયું કે, "મહાત્મા શ્રીસૂરકિશોરજી જનકપુરમાં રહેતા હતા; તેમની સેવા-પૂજાની તે મૂર્તિ છે. તેઓ બહુ ભાવિક સંત હતા. શ્રીકિશોરીજીને પોતાની પુત્રી માનતા હતા. એક દિવસ ભાવાવસ્થામાં તેમને જણાયું કે, શ્રીકિશોરીજી કહે છે કે, 'બાપુ! મારી નથ બહુ ભારે છે, મારાથી તેનો ભાર સહન થતો નથી.' તેમણે પૂજારીને મંદિરના દરવાજા ખોલી નાખવા કહ્યું. દરવાજા ખોલ્યા પછી જોયું તો શ્રીકિશોરીજીનું નાક ખંડિત થઇને નથ નીચે પડી છે." ધન્ય છે ભાવિક સંતોનાં ચરિત્રને! તેમનીજ વાત છે કે, તેઓ એકવાર શ્રીઅયોધ્યાજી આવ્યા હતા, પણ સરયૂજીને આ કિનારે એટલાજ ખાતર ન રહ્યા કે જમાઇના રાજ્યમાં પાણી શી રીતે પીવાય! રાત્રે શ્રીકિશોરીજી તેમની પાસે પધાર્યાં. તે વખતે શ્રીકિશોરીજીએ સફેદ વસ્ત્ર અને ફૂલોનાં ઘરેણાં ધારણ કર્યાં હતાં. તેઓએ એ જોઇને કહ્યું:-" અમે તો દશરથજીને ભારે ઐશ્વર્યવાન જાણીને સંબંધ કર્યો હતો. શા કારણથી પુત્રીને ઘરેણાં પહેરાવતા નથી?" એટલે શ્રીકિશોરીજીએ કહ્યું:-"બાપુ! અહીં ઘરેણાંની અછત નથી. ગરમીને કારણે મેં જાતેજ તે ઉતારી મૂક્યાં છે."

તે મહાત્માના એક પ્રયાગદાસ નામના એક શિષ્ય બહુ ભાવિક હતા. તેઓ શ્રીરઘુનાથજીને પોતાના બનેવી માનતા હતા. બાળકાંડથી આગળની રામાયણ પણ સાંભળતા નહિ. એક દિવસ સંયોગવશાત્ કોઇ જગ્યાએ વનવાસનું ચરિત્ર સાંભળ્યું, ત્યારે તેઓ બેચેન થઇ ગયા હતા! તરતજ શ્રી ચિત્રકૂટ તરફ તેઓ ચાલી નીકળ્યા. રસ્તામાં શ્રીરઘુનાથજીને ગાળો દઇને કહેતા જતા કે, "તમે તો ગયા તો ગયા, પણ મારી રાજદુલારી બહેનને શામાટે લેતા ગયા?" ચિત્રકૂટ પહોંચ્યા તો જોયું કે શ્રીરઘુનાથજી અને શ્રીલક્ષ્મણજી ઘોડાઓ ઉપર સ્વાર થયેલા છે, બીજા રાજકુમારો પણ સાથે છે, શ્રીકિશોરીજી પાલખીમાં છે, બધો રાજસી ઠાઠ છે. તેમણે કહ્યું:-"અમે તો સાંભળ્યું હતું કે, આપ રાજ્ય છોડીને વનમાં ચાલ્યા ગયા છો." શ્રીરઘુનાથજીએ કહ્યું:-"હું તો તમારેમાટે તમે જેવી ભાવના કરશો તેવોજ સદાયે છું."

શ્રીપ્રયાગદાસજીના એક ગુરુભાઈ હતા. તેઓ શ્રીરઘુનાથજીના ઘોડાઓના અશ્વપાલ થવાની ઇચ્છા કર્યા કરતા હતા. હમેશાં લીલું ઘાસ વાઢીને મેદાનમાં રાખી મૂકતા, આગળ પાછળ ખીલીઓએ

બરાબર બાંધતા અને ખરેરો ફેરવીને ઘોડાઓને પ્રેમપૂર્વક સ્વચ્છ રાખતા. એક દિવસ એજ પ્રમાણે કરતા હતા, તેવામાં કોઈ રાજાની સ્વારી ત્યાં આવી પહોંચી. તેમણે પડકારીને કહ્યું:–"ખબરદાર! અહીં આવ્યા તો, રાજકુમારના ઘોડા બાંધેલા છે." રાજાના નોકરોએ કહ્યું:–"રાજા સાહેબ! અહીં ઘોડા ટટ્ટુ કંઇપણ નથી, એક ચબાવલો માણસ ખરેરો લઇને ફરે છે અને આગળપાછળ ખીલીઓ ઠોકેલી છે." રાજાએ તે તરફ સ્વારી આગળ ચલાવી. જુએ છે તો સેંકડો ઘોડા દોરડાં તોડીને લાતો મારવા લાગ્યા. રાજાના બધા નોકર ઘાયલ થયા. રાજા શરમિંદો થઈ તે મહાત્માના ચરણોમાં પડયો અને અપરાધમાટે ક્ષમા માગી. મહાત્માએ કહ્યું કે, અમારી ઘોડાળની ધૂળ બધા ઉપર ભભરાવો એટલે બધા સાજા થઈ જશે. બન્યું પણ તેજ પ્રમાણે.

યાત્રા પૂરી થયા પછી તેમણે એક સંતની સાથે જનકપુરનાં જંગલોની મુસાફરી કરી. ત્યાં સીતામઢીમાં ઉતર્યા. સીતામઢીમાં કેટલાક દિવસ રહ્યા બાદ અહલ્યાસ્થાને ગયા. તે જગ્યાએ રામશાસ્ત્રીજી નામના એક પ્રસિદ્ધ મહાત્મા રહેતા હતા. તે મહાત્માજીને અહલ્યાસ્થાન ઉપર ખૂબ પ્રેમ હતો. એકવાર તેઓ રાજા ઉદયનારાયણસિંહની સાથે કાશીજી આવ્યા. કાશીમાં એકવાર તેઓ માંદા થયા, ત્યારે રાજાજીને કહ્યું કે, "મને જલદી અહલ્યાસ્થાને લઇ જાઓ. મારૂં શરીર અહીં છૂટી જાય એવું ન બને તો સારૂં." લોકોએ વિવેક કર્યો કે, "મહારાજ! કાશીપુરી મુક્તિ આપનારી છે, અહીં દૂરદૂરના લોક મરવામાટે આવે છે." તેઓશ્રી બોલ્યા કે, "મારૂં હૃદય પથ્થર જેવું છે, મારી સદ્ગતિ અહલ્યાસ્થાનસિવાય બીજી જગાએ નહિ થાય, કે જ્યાં શ્રીરઘુનાથજીએ પથ્થર ઉપર વિશેષ કૃપા કરી છે." તરતજ તેમને શ્રી અહલ્યાસ્થાને પહોંચાડ્યા.

અહીં કેટલાક કાયસ્થો તેમનાં દર્શન કરવા આવ્યા હતા. તેમને કહીને તેઓશ્રીએ શાસ્ત્રીની સમાધિ અને તેમનાજ નામે એક ધર્મશાળા બંધાવી આપી.

અહલ્યાસ્થાનથી આવીને શ્રી અયોધ્યાજીમાં કેટલાક દિવસ ગુરુસેવા કરીને બદ્રીનારાયણની યાત્રા કરી. ત્યાંથી પાછા ફરીને થોડા દિવસ પછી જનકપુર પાછા ગયા. આ યાત્રામાં શ્રીકમલા નદીના તટ ઉપર કુટી બનાવીને ત્યાં નિવાસ કર્યો.

તેજ કુટીમાં એક દિવસ શ્રીરામશોભાદાસજી સંત (જેઓ થોડા દિવસથી શ્રી અયોધ્યાજીમાં મોટી છાવણીમાં રહેતા હતા) પોતાના ગુરુજી તથા બીજી સોળ મૂર્તિઓને સાથે લઈ તેમનાં દર્શને આવ્યા. દિવસના ચાર વાગ્યાનો સમય હતો, સત્સંગમાં તો રાત પડી ગઇ. બધા સંતો ત્યાંજ રહ્યા. પ્રાતઃકાળમાં સંતો શ્રીકમલાજીમાં સ્નાન કરવા ગયા. શ્રી મહારાજજીના મનમાં થઈ આવ્યું કે, "રાત્રે સંતો અહીં રહ્યા, કંઇ પ્રસાદ ન થયો, આ વખતે કંઇ હોત તો ઠીક." સંતો સ્નાન કરીને પાછા ફર્યા અને તેઓશ્રી પાસે રજા માગી; ત્યાં તો એક આશ્ચર્ય ચરિત્ર દેખાયું. એ ચરિત્ર અમે શ્રીરામશોભાદાસજી પાસેથીજ સાંભળ્યું છે.

એક આઠ નવ વર્ષની ઉંમરની કુમારિકા એક નાની ટોપલીમાં પુરી અને ખાંડ તથા એક હાંડીમાં દહીં લઇને હાજર થઈ. બધી વસ્તુઓ શ્રીરામજી સમક્ષ મૂકીને બોલી:–'મારી માતાએ કહ્યું છે કે, બાવાજીને આપી આવ.' એમ કહીને અંતર્ધાન થઇ ગઇ. સઘળા સંતો ચકિત થઇને તેઓશ્રીને ચરણે ઢળી પડયા અને કહ્યું:–"ધન્ય છે આપને!"

શ્રી મહારાજજીએ એજ પદાર્થો સંતોને આરોગાવ્યા. શ્રીરામ શોભાદાસજી કહેતા હતા કે, "મિથિલાજીનું દહીં ઘણેભાગે સ્વાદિષ્ટ તો હોય છેજ, પણ આ દહીંનો સ્વાદ કંઇ જૂદોજ હતો." બધા સંતો કહેતા હતા કે, 'અમે જન્મભરમાં આવું દહીં ચાખ્યું નથી.'

દિલ્હીવાસી મોલવી અબ્દુલ રહેમાન સાહેબ બળવા પછી રૂદૌલીમાં રહેતા હતા. તેઓ શ્રી અયોધ્યાજી આવ્યા અને શ્રીમહારાજને મળ્યા. શ્રીમહારાજજીએ તેમને મોટા મહારાજશ્રીનાં દર્શન કરાવ્યાં. એ મોલવી સાહેબ સંત હતા, મૌલાના રૂમની મસનવી મધુર સ્વરે વાંચતા હતા અને સુંદર અર્થ કરતા હતા. તેમણે એ આખું પુસ્તક મોટા મહારાજશ્રીના દરબારમાં સંભળાવ્યું. મહારાજશ્રી પણ સાંભળતા હતા. એક દિવસ મોલવીસાહેબે મોટા મહારાજ સમક્ષ નીચેના ભાવનાં શેર વાંચ્યાં:–

"હૈયાની આંખ ઉઘડી હોય તો એવી માશુકને જુઓ કે પ્રત્યેક સૂર્યોદયનો પ્રકાશ તેના

સુખનું નૂર (પ્રતિબિંબ) અથવા પ્રત્યેક સાયંકાળનો અંધકાર તેની લટોની છાયા છે." શ્રી મહારાજજી પણ ત્યાંજ બેઠા હતા. તેમણે કહ્યું:-મોલવી સાહેબ ! તેનો અર્થ તો આ પ્રમાણે છે કે:-"હૈયાની આંખ ઉઘડી હોય તો એકજ માશુકને જુઓ. પ્રત્યેક પ્રાતઃકાળે તેનુંજ મુખ જુઓ અથવા પ્રત્યેક સાયંકાળે તેનીજ લટોને જુઓ. કોઇ વખત કોઇ અંગની ઝલકથી ઉન્મત્ત બનો તો કોઇવાર બીજી અંગની દમકથી મસ્ત રહો." આ અર્થ સાંભળીને મોલવી સાહેબ સ્તબ્ધ થઇ ગયા અને કહ્યું કે, "કાજળ તો સર્વ કોઇ આંજે છે, પણ અંજન અંજનમાં ફેર હોય છે ને!"
... ... ...મહારાજશ્રીએ સ્વામીજી તરફ જોઇને કહ્યું:-

"તેરે હી સુઝાયે સુઝે અસુઝ સુઝાવસેં; તેરેહી બુઝાયે બુઝે અબુઝ બુઝાવસેં."

સંવત ૧૯૩૨ માં તેઓશ્રીએ પંજાબની છેલ્લી યાત્રા કરી. તેઓ મુલ્તાન થઇને કાશ્મીર ગયા. ત્યાંથી પાછા ફરીને લાહોર આવ્યા. ત્યાંજ તેમને શ્રી મોટા મહારાજની માંદગીનો તાર મળ્યો. તેઓશ્રી ત્યાંથી તરતજ શ્રીઅવધ ચાલી નીકળ્યા. શ્રી સ્વામીજીના સ્વર્ગવાસને દિવસે સાયંકાળે પહોંચ્યા. ત્યારથી અવધમાંજ નિવાસ કર્યો. મહા વદી અમાસ સં૦ ૧૯૫૮ ને રોજ તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો. મહાત્મા જાનકીવરશરણજી પ્રેમમાર્ગના સાધુ હતા. સ્વામી વલ્લભાચાર્યે ચલાવેલો પ્રેમમાર્ગ સુપ્રસિદ્ધ છે; પરંતુ શ્રી મર્યાદા પુરુષોત્તમ અને લીલા પુરુષોત્તમમાં ભારે અંતર તો એ છે કે, લીલા પુરુષોત્તમ **स्त्रीणां स्मरो मूर्तिमान्** હતા. શ્રીરઘુનાથજી સાથે એવો પ્રેમ કરવામાટે શ્રીમિથિલેશનંદિનીની સખી બનવાની આવશ્યકતા છે. આ માર્ગમાં આપણા મહાત્માજીનો ભગવત-પ્રેમ અખંડ હતો. તેઓશ્રીએ કદાપિ કોઈ વસ્તુની ઇચ્છા નથી કરી, કોઇ પાસે કંઇ માગ્યું પણ નથી કે પોતા પાસે કંઇ પણ રાખ્યુંએ નથી.

તેમના ઉપદેશ મેં અનેકવાર સાંભળ્યા છે. તેમનાં વચનામૃતો દુઃખી હૃદયને શાંતિ આપતાં, એ ચાળીસ વર્ષની વાત છે. મહારાજ જંગબહાદુરનાં સગાંને નેપાળમાંથી દેશપાર કર્યાં, ત્યારે તેમનાં કેટલાંક કુટુંબીઓ શ્રીઅવધમાં રહ્યાં અને તેમને દર્શને ગયાં. તેઓશ્રીએ શ્રીરઘુનાથજીના ચરિત્રનાં દૃષ્ટાંત આપી તેમને એવો ઉપદેશ આપ્યો કે જેથી પ્રસન્ન થઇને બધાં મહારાજશ્રીની મહત્તાનાં ગુણગાન કરવા લાગ્યાં. એક દિવસે તેઓશ્રીએ કહ્યું કે, સાધુ થવા ઇચ્છો તો ત્રણ વાતનો મનમાં નિશ્ચય કરી લેજો. (૧) આપીશું બધાને, પણ કોઇની પાસેથી કશુંયે લઇશું નહિ. (૨) બીજાઓને કામ કરી આપીશું, પણ પોતાનું કામ કોઇની પાસે નહિ કરાવીએ. (૩) સઘળાં દુઃખ ભલે અમારા ઉપર આવી પડો પણ લોકો સુખી થાઓ. તેઓશ્રીનું ચરિત્ર પણ આજ આદર્શને અનુસરતું હતું. હિંદુ-મુસલમાન સર્વની સાથે તેઓ ખૂબ પ્રેમપૂર્વક મળતાહળતા અને મૌલાના રૂપનાં વાક્યો એવી ઉત્તમતાથી સમજાવતા કે, મોલવી સાહેબ પણ આશ્ચર્યચકિત થઇ જતા.

તેઓશ્રીના શિષ્યવર મહાત્મા રામવલ્લભ શરણજીની ગુરુભક્તિ એટલી બધી છે કે તેમણે શ્રીઅવધમાં ગોલાઘાટ ઉપર સદ્ગુરુ-સદન નામે એક પરમ સુંદર મંદિર અને પાકો ઘાટ બંધાવ્યાં છે. આ મંદિરમાં તેઓએ પોતાના ગુરુશ્રીના ચિત્રપટની સ્થાપના કરી છે.



# जगद्धरभट्टनुं दीनाक्रंदन

**( 'સરસ્વતી' જુલાઇ, ૧૯૨૬ માંના મહાવીરપ્રસાદજી દ્વિવેદીના લેખ ઉપરથી )**

કાશ્મીરના મહા કવિ જગદ્ધરભટ્ટની સ્તુતિ કુસુમાંજલીમાં ૩૮ સ્તોત્ર છે. તે બધાની શ્લોક-સંખ્યા ૧૪૦૦ ઉપર છે. કોઇ સ્તોત્રનો વિસ્તાર વધારે છે, તો કોઇનો ઓછો. કેટલાંક સ્તોત્રોમાં તો સો સો, દોઢ દોઢસો શ્લોક છે. જગદ્ધર મહા કવિ હતા; પરંતુ તેમણે પોતાની કવિત્વ શક્તિનો ઉપયોગ માત્ર શિવસ્તુતિ કરવામાંજ કર્યો. બીજા કોઇ પણ વિષય ઉપર તેમણે કવિતા ના કરી. આ વાત તેમના આ પુસ્તકની અંતિમ ઉક્તિઓથી સ્પષ્ટ માલુમ પડે છે. તેમણે વાગ્દેવીને સંબોધન કરીને કહ્યું છે કે, "તું ભયભીત અને ત્રાસ પામતી હશે કે બીજા કવિઓની જેમ કદાચ આપણુ નાના નાના નરેશો અને ઠાકોર–દરબારોની મિથ્યા પ્રશંસા કરીને મને વધુ ભ્રષ્ટ ના કરે તો સારૂં. તું તારા એ ડરને છોડી દે. આનંદથી પ્રસન્ન વદન કર. જો, મેં તારો ઉપયોગ શિવસ્તુતિમાં કરીને તને કૃતાર્થ કરી છે."

સંસ્કૃત ભાષામાં સ્તુતિ વિષયક સાહિત્ય ઘણુંજ છે. સેંકડો નહિ, હજારો સ્તોત્રો, જૂદા જૂદા દેવોની સ્તુતિનાં મળી આવે છે; પરંતુ જે રસ, ભાવ અને ઉક્તિની વિલક્ષણતા જગદ્ધર ભટ્ટની કવિતામાં છે, તે મને તો બીજે કયાંય દેખાયાં નથી. તેમની કવિતાનો વારંવાર પાઠ કરવા છતાંયે મન કંટાળતું નથી. મનમાં એમજ થયા કરે છે કે, હમેશાં તેનો પાઠ કર્યા કરીએ. એકાન્તમાં આંખો બંધ કરીને ભક્તિભાવપૂર્વક તેમની સ્તુતિઓનો પાઠ કરવાથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તેનો ખ્યાલ તો સહૃદય ભાવિકનેજ આવી શકે. વાંચનાર સહૃદય હોય તો તેની આંખોમાંથી આંસુ ન ટપકે એ અસંભવિત વાત છે. જગદ્ધરે સ્તુતિકુસુમાંજલિના અંતમાં એ સ્તોત્રોની સરસતા વિષે જે કંઇ કહ્યું છે, તે અક્ષરશઃ સત્ય છે તેમનું કથન છે કેઃ–

**इमां घनश्रेणिमिवोन्मुखः शिखी चकोरकः कार्तिकचन्द्रिकामिव ।**
**रथाङ्गनामा तरणेरिव त्विषं स्तवावलीं वीक्ष्य न कः प्रमोदते ॥**

વર્ષાકાળની મેઘમાળાઓને જોઇને આકાશ તરફ ઉંચી ડોક કરી રહેલો મયૂર આનંદથી જેવો પુલકિત થઇ ઉઠે છે, કાર્તિકમાસના પૂર્ણચંદ્રની ચંદ્રિકાના દર્શનથી ચકોરપક્ષી જેવું પ્રમોદમત્ત થઈ જાય છે, પ્રાતઃકાળની સૂર્યપ્રભાનાં દર્શનથી ચક્રવાકનું ચિત્ત જેવું આનંદમગ્ન થઇ જાય છે, તેજ પ્રમાણે મારી આ સ્તવાવલીનો પાઠ કરીને એવો કયો ચૈતન્યવાન માણસ હશે કે જે તેના અલૌકિક રસ અને સાંદર્ય ઉપર મુગ્ધ ન થાય?

**मनस्विनीनामिव साचि वीक्षितं स्तनन्धयानामिव मुग्धजल्पितम् ।**
**अवश्यमासां मधु सूक्तिवीरुधां मनीषिणां मानसमार्द्रयिष्यति ॥**

માનિની કુલકામિનીઓનાં કુટિલ કટાક્ષ જેવી રીતે કામીઓના હૃદયને પાણી પાણી કરી નાખે છે અને બાળકોનાં મધુર મધુર વચનો જેવી રીતે માણસના હૃદયને હલમલાવી દે છે, તેજ રીતે મારી આ સુંદર ઉક્તિરૂપી લતાઓનાં ફૂલોનું મધ યાને રસાયન પણ સહૃદય માણસોના અંતઃકરણને જરૂરજ પીગળાવ્યા વિના નહિ રહે.

બરાબર વાત છે. જગદ્ધર ભટ્ટે વાપરેલા 'અવશ્ય' શબ્દ તરફ તો જુઓ. તેમને વિશ્વાસ હતો કે તેમની સૂક્તિઓ સરસ હૃદયવાળાઓનાં હૃદયપર અસર કર્યાવિના નહિજ રહે. તેમની આ ભાવના સોળે સોળ આના સાચી છે. સહૃદયોને રડાવનારી–તેમના હૃદયને પાણી પાણી કરી નાખનારી જગદ્ધર ભટ્ટની વાણીના કેટલાક નમૂના આજે અમે વાંચકવર્ગ સમક્ષ રજુ કરીએ છીએ.

સ્તુતિ કુસુમાંજલિના દશમા સ્તોત્રનું નામ કરૂણાક્રંદન છે; તેમાં ૯૧ શ્લોક છે. તેમાં તેના નામ પ્રમાણે કવિએ ભારે કરૂણાજનક રૂદન કર્યું છે. સ્તુતિ, પ્રશંસા, ઉપાલંભ સર્વ કંઈ કરીને તેમણે શિવજીના હૃદયમાં કરૂણા ઉપત્ન્ન કરવાનો યત્ન કર્યો છે. તેની આગળના અગીઆરમા સ્તોત્રનું નામ તેમણે દીનાક્રંદન રાખ્યું છે. તેની શ્લોકસંખ્યા ૧૪૧ છે. તેમાં પણ આદ્યંત રૂદન

રૂદન અને રૂદનજ છે. કેટલાક શ્લોકો તો એટલા કરૂણ છે કે કઠોર હૃદયોને પણ હલમલાવી દે.

કરૂણાક્રંદન–સ્તોત્ર સમાપ્ત કરતાં જગદ્ધરભટ્ટ કહે છે:—

**अज्ञानान्धमबान्धवं कवलितं रक्ष नेरक्षाभिधैः क्षिप्तं मोहमहान्धकूपकुहरे दुर्हृद्भिराभ्यन्तरैः।**
**क्रन्दन्तं शरणागतं गतधृतिं सर्वापदामास्पदं मा मा मुञ्च महेश पेशलदृशा सत्रासमाश्वासय ॥**

આનો ભાવાર્થ સમજાય કે ન સમજાય. તેની શબ્દરચના, તેનું શબ્દલાલિત્ય, તેના અનુપ્રાસયુક્ત શ્લોકોથીજ ઘણોખરો આનંદ મળી રહે છે; અને વારંવાર વાંચવાનું મન થયા કરે છે, એ બહુજ કોમળ કૃતિ છે–બહુજ કોમળ–કાન્ત–પદાવલી છે. તેનો અર્થ આ પ્રમાણે છે.

હું અજ્ઞાનથી આંધળો થઈ રહ્યો છું, મારી સદ્‌વિચાર શક્તિ જતી રહી છે, હું સગાં સંબંધીઓવિનાનો છું, મારે કોઇ સહાયક નથી, મને આશ્વાસન આપનાર કોઈ નથી, ઈંદ્રિયો નામના રાક્ષસો મને ખાઈ જાય છે, શરીરમાં રહેલા કામ–ક્રોધાદિ શત્રુઓએ મને મોહરૂપી મહાઅંધારા કુવાના પોલાણોમાં ધુસાડી દીધો છે; તેથીજ હું ત્યાં પડયો પડયો રૂદન કરૂં છું. મારી ધીરજ ખૂટી ગઇ છે. જન્મ–જરા–મરણરૂપી અનેક દુઃખોએ મને ઘેરી લીધો છે. હું ઘણોજ અકળાયો છું, બહુજ ગભરાયો છું, તેથી આપને શરણે આવ્યો છું. મારે બીજું કોઇ ઠેકાણું નથી, જે રીતે થઇ શકે તે રીતે મારી રક્ષા કરો.. મને તજશો નહિ. મારા જેવા ભયભીત, દુઃખી અને ત્રાસી ગયેલા પાપીને આપ આપની કોમળ અને કરૂણાભરી દૃષ્ટિથી કંઈક આશ્વાસન તો આપો.

પરંતુ ત્યાંથી જ્યારે કંઈ પણ આશ્વાસન–બાશ્વાસન ન મળ્યું, ત્યારે તેઓ કહે છે કેઃ—

**यद्विश्वोद्धरणक्षमाप्यशरणत्राणैकशीलापिते ।**
**मामार्त्तं दृगुपेक्षते स महिमा दुष्टस्य मे कर्मणः ॥**
**देव्यां दिव्यतमैः पयोधरभृतैः पृथ्वीं पृणत्यां कणा ।**
**द्वित्राश्चेन्न मुखे पतन्ति शिखिनः किं वाच्यमेतद्दिवः ॥**

આપની દૃષ્ટિ કાંઈ ગમે તેવી નથી. તે મારૂંજ નહિ પણ આખા વિશ્વનો પણ ઉદ્ધાર કરી શકે તેવી છે. તેણે તો નિરાશ્રિતોને આશ્રય આપવાનું–જેને કંઈ ઠામઠેકાણું નથી તેઓનું રક્ષણ કરવાનું–બીડુંજ ઝડપેલું છે. એમ હોવા છતાં પણ તે મારા તરફ ઉપેક્ષાવૃત્તિ રાખી રહી છે, તેમાં તેની કૃપણતા નથી. તેમાં તેનો કંઇ દોષ નથી. આ બધો દોષ મારાં કુકર્મોનોજ છે. જે આકાશ વાદળાં મારફતે અમૃત જેવા જળની વૃષ્ટિ કરીને આખી પૃથ્વીને ભિંજવી દે છે તેનાં બે ચાર બિંદુ પણ જો મયૂરના મુખમાં ના પડે તો તેમાં તેનો શો દોષ? દોષ તો એ અભાગીઆ મયૂરનોજ ગણવો જોઇએ.

આ રીતે રૂદન કરીને જગદ્ધર ભટ્ટે પોતાનું કરૂણાક્રંદન સમાપ્ત કર્યું છે. ત્યારપછી તેઓ પોતાના દીનાક્રંદનની શરૂઆત કરીને પોતાની દીનતા બતાવવાનું ચાલુ રાખે છે. ૧૩૨ શ્લોકો સુધી તેઓ પોતાનો આ ક્રમ ચાલુ રાખે છે. સ્તોત્ર સમાપ્ત થવા આવ્યું, ત્યારે તેમણે રૂદનની હદ આણી દીધી છે. આ સ્તોત્રના પાછલા ભાગના કેટલાક શ્લોકો ચૂંટી કાઢીને નીચે આપવામાં આવે છે.

**नाथ प्राथमिकं विवेकरहितं तिर्यग्वदस्तं वय ।**
**स्तारुण्यं विहतं विराधितवधूविस्रम्भणारम्भणैः ॥**
**स्वामिन् संप्रति जर्जरस्य जरसा यावन्न धावन्नयं ।**
**मृत्युःकर्णमुपैति तावदवशं पादाश्रितं पाहि माम् ॥**

નાથ, હું મારી દુર્ગતિનું શું વર્ણન કરૂં? બાલ્યાવસ્થા તો મેં ખેલકૂદમાં ગુમાવી. તે અવસ્થામાં તો કાર્યાકાર્યનું મને કંઇ પણ જ્ઞાન ન રહ્યું, એટલે પશુ પક્ષીઓની જેમ ખેલવા કૂદવામાં અને ખાવા પીવામાંજ તે ઉંમર ગુમાવી દીધી. ત્યાર પછી યૌવન આવ્યું. તે ઉંમરનો નાશ મેં પ્રેમમાં કોપાયમાન થયેલી શ્રેષ્ઠ પ્રેમવાળી સ્ત્રીઓને પ્રસન્ન કરવામાં અને મનાવવા–સમજાવવામાં કર્યો. હવે આ વખતે હું વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો છું. મારૂં શરીર જીર્ણ થઈ ગયું છે.

અંગ પ્રત્યંગ શિથિલ થઇ ગયું છે. મોત દોડતું ચાલ્યું આવે છે; એટલે જ્યાં સુધી તેના આક્રમણનો અવાજ મારે કાને અથડાયો નથી, ત્યાં સુધીમાંજ મારા રોગનો કંઇ પણ ઇલાજ થાય તેમ છે. આપને ચરણે પડેલા મારા જેવા પરતંત્ર અને આકુળ-વ્યાકુળ થઈ ગયેલાને તેના આગમન પહેલાંજ બચાવી લ્યો. દોડો. વાર ના લગાડશો.

**आसीद्यावदखर्वगर्वकरणग्रामाभिरामाकृति स्तावनमोहतमोहतेन न मया श्वभ्रं पुरः प्रेक्षितम्।**
**अद्याकस्मिकपातकातरमतिःकं प्रार्थये कं श्रये किं शक्नोमि करोमि किं कुरु कृपामात्मद्रुहं पाहि माम्**

મારી ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ નહોતી થઇ, ત્યાંસુધી તેઓ તેની સ્વાભાવિક સ્થિતિમાં હતી; ત્યાંસુધી મારા ગર્વનું ઠેકાણુંયે નહોતું. હું મારી જાતને ખુબજ પ્રેમમૂર્તિ-ખુબજ રૂપવાન સમજતો હતો. તે કાળે અજ્ઞાનરૂપી અંધકારમાં પડવાથી હું આંધળો થઇ ગયો હતો; અને આંધળાને તો સામેની ચીજ પણ દેખાતી નથી. આથી મને મારી દૃષ્ટિ સામેનોજ ખાડો ન દેખાયો. પરિણામ એ આવ્યું કે હું તેમાં અકસ્માત્ પડી ગયો અને હવે અત્યારે અત્યંત ભયભીત થઇને રૂદન કરૂં છું. હાય ! હવે આ વખતે હું કોને પોકારૂં ? કોનો આશરો શોધું ? કોની પ્રાર્થના કરૂં ? મને કંઈ પણ સુઝતું નથી. ભગવાન, હવે તો આપજ મારો ઉદ્ધાર કરો તો થાય. કૃપા કરીને મારો ઉદ્ધાર કરો. મને-આત્મશત્રુ-આત્મદ્રોહીને બચાવી લ્યો.

जात्यन्धः पथि संकटे प्रविचरन्हस्तावलंबं विना।
यातश्चेद्‌वटे निपत्य विपदं तत्रापराधोऽस्य कः॥
धिग्धिङ् मां सति शास्त्रचक्षुषि सति प्रज्ञाप्रदीपे सति ।
स्निग्धे स्वामिनि मार्गदर्शिनि शठः श्वभ्रे पतत्येव यः॥

કલ્પના કરજો કે કોઈ જન્માંધ મનુષ્યને કોઈ ભારે જરૂરી કામમાટે એક મહા ઘનઘોર રસ્તે જવું થયું. ભાગ્યવશ તેને કોઇ હાથનો સથવારો આપી તે રસ્તેથી દૂર લઇ જનાર પણ ના મળ્યું. માર્ગદર્શક સિવાયજ તેને તે રસ્તે જવું પડયું. ચાલતાં ચાલતાં રસ્તામાં એક ઉંડો ખાડો આવ્યો. તેમાં પડીને તે મરી ગયો. તે સ્થિતિમાં તે બિચારાનો શો અપરાધ ? શું કોઇ તેનો દોષ કાઢી શકે ? પરંતુ મને શઠને તો જુઓ. હું આંધળો નથી. બે સ્વાભાવિક આંખો સિવાય ત્રીજી શાસ્ત્રરૂપી આંખ પણ મને પ્રાપ્ત થયેલી છે. બુદ્ધિ-વિવેકરૂપી દીવો પણ મારા હાથમાં છે. આપ જેવા દયામય સ્વામી મારા માર્ગદર્શક પણ મોજુદ છે, તોય પણ હું દોડીને ઉંડા ખાડામાં જઇ પડયો છું, તેથી મારા જેવા મહા મૂઢમતિને ધિક્કાર હો ! અનેકવાર ધિક્કાર હો !

त्राता यत्र न कश्चिदस्ति विषमे तत्र प्रहर्तुं पथि।
द्रोग्धारो यदि जाग्रति प्रतिविधिः कस्तत्र शक्यक्रियः॥
यत्र त्वं करुणार्णवस्त्रिभुवनत्राणप्रवीणः प्रभु- ।
स्तत्रापि प्रहरन्ति चेत्परिभवः कस्यैष गर्हावहः॥

માની લ્યો કે કોઇને એવા કોઇ વિષમ માર્ગેથી જવાનું છે કે, જ્યાં વધ કરનારાઓ, ચોરો અને લૂંટારાઓનો ખૂબ ભય છે અને રક્ષણનો કંઈ પણ ઉપાય નથી. આ દશામાં જો મુસાફર લૂંટાઇ જાય અથવા જાનથી હાથ ધોઇ બેસે તો કોઇ શું કરે ? કેમકે આવી મુશ્કેલીઓનો કંઇપણ ઉપાયજ નથી; પરંતુ કરૂણાના મહાસાગર અને એકનાજ નહિ પણ ત્રણે ભુવનોનું રક્ષણ કરવામાં પરમ પ્રવીણ આપ જેવા જે માર્ગના રક્ષક છો, તેજ માર્ગેથી જનારો કોઇ મુસાફર લૂંટાય કે જાનથી જાય તેમાં લઘુતા કોની છે ? તેમાં નિંદા કોની છે ? તે મુસાફરની નહિ. પરાજયનો જવાબદાર તે કદાપિ નથી. જવાબદાર તો રક્ષકજ ગણાશે; અને એ પરાજય પણ તેનોજ ગણાશે.

किं शक्तेन न यस्य पूर्णकरुणापीयूषसिक्तं मनः ।
किं वा तेन कृपावता परहितं कर्तुं समर्थो न यः॥
शक्तिश्चास्ति कृपा च ते यमभवाद्भीतोऽपि दीनो जनः।
प्राप्तो निःशरणः पुरः परमतः स्वामी स्वयं ज्ञास्यति॥

જે પુરુષનું મન પૂર્ણ-કરૂણારૂપ અમૃતથી ભિંજાયેલું નથી, તેનું શક્તિમાન હોવું પણ

બિલકુલ કામનું નથી અને કૃપાળુ હોઇને પણ જે પરમાર્થ સાધન નથી કરી શકતો–જે પારકાનું હિત કરવામાં સમર્થ નથી નિવડતો તેની તે કૃપાળુતા પણ કંઇ કામની નથી. આપમાં તો શક્તિ પણ છે અને કૃપા પણ છે. આ તરફ ગરીબમાં ગરીબ હું, યમરાજના ભયથી ભયભીત થઇને આપને શરણે આવ્યો છું; અને આપની સમક્ષ હાજર છું. આ દશામાં મારા જેવા આશ્રયરહિત સાથે આપને કેવી રીતે વર્તવું જોઇએ, તે આપ પોતેજ જાણતા હશો. મારે તેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી.

आर्तिः शल्यनिभा दुनोति हृदयं नो यावदाविष्कृता ।
सूते लाघवमेव केवलमियं व्यक्ता खलस्याग्रतः ॥
तस्मात्सर्वविदः कृपामृतनिधेरावेदिता सा विभो- ।
र्यद्युक्तं कृतमेव तत्परमतः स्वामी स्वयं ज्ञास्यति ॥

જન્મ–જરા–મરણનાં દુઃખોની વાત જ્યાંસુધી મુખે નથી કહેવાતી ત્યાંસુધી તે હૃદયમાં એટલું દુઃખ આપે છે કે જાણે કાળજામાં તીર પેસી જવાથી વેદના ન થતી હોય, પરંતુ કોઇ સહૃદય અને સમર્થની સમક્ષજ તે વાત કહી શકાય છે; કેમકે ત્યારેજ તે દુઃખની વેદના કંઇ ઓછી થાય છે. દુર્જન અને હૃદયહીનના આગળ કહેવાથી લાભ તો કંઇ થતો નથી, પણ ઉલટાં હલકા પડાય છે, મશ્કરી થાય છે; તેથીજ આપને સર્વસમર્થ, સર્વજ્ઞ અને કૃપામૃતના મહા સાગર સમજીને મેં મારા દુઃખની કથની કહી સંભળાવી છે. બસ, મારૂં કર્તવ્ય પુરૂં થયું. જે કંઈ યોગ્ય હતું તે મેં કરી દીધું. ત્યારપછી શું કરવું તે તો આપ જાણો અને આપનું કામ જાણે. મને વિશ્વાસ છે કે, આપથી આપનું હવેન કર્તવ્ય ગુપ્ત નથી. આપ તેને સારી રીતે સમજતા હશો.

विश्रान्तिर्न क्वचिदपि विपद्ग्रीष्मभीष्मोष्णतप्ते चित्ते वित्ते गलति फलति प्राक्प्रवृत्ते कुवृत्ते ।
तेनात्यन्धं सपदि पतितं दीर्घदुःखान्धकूपे मामुद्धर्तुं प्रभवति भव त्वां दयाब्धिं विना कः ॥

દુઃખરૂપી ગ્રીષ્મઋતુના ભીષણ તાપથી તપેલા મારા મનને ક્યાંય પણ આરામ નથી. મારી પાસે પૈસા નથી, ધન ધાન્યનો પણ નાશ થઇ ગયો છે. પૂર્વજન્મ સંચિત દુર્વૃત્તિઓ, આ જન્મમાં તેના માઠાં પરિણામ ખુબ આપી રહી છે. એ દુઃખપરંપરાઓથી આંધળો બનેલો હું ઘોર દુઃખરૂપી અંધારા કુવામાં પડી ગયો છું; તેમાંથી મને બહાર કાઢવાનું બળ આપ સિવાય બીજા કોઇની પાસે નથી, કેમકે આપ કરૂણાસાગર છો–આપ દયાસાગર છો. આપ સિવાય બીજા કોની પાસે હું ઉદ્ધાર માટે પ્રાર્થના કરૂં. હે પ્રભો! આ ઘોર યાતનાઓમાંથી જો કોઇ મારો છૂટકારો કરી શકે તેમ હોય તો તે એક માત્ર આપજ છો.

जानुभ्यामुपसृत्य रुग्णचरणः को मेरुमारोहति ।
श्यामाकामुकबिम्बमम्बरतलादुत्प्लुत्य गृह्णाति कः ॥
को वा बालिशभाषितैः प्रभवति प्राप्तुं प्रसादं प्रभो- ।
रित्यन्तर्विमृशन्नपीश्वर बलाद्दात्यास्मि वाचालितः ॥

શું કદિ કોઇએ લંગડાને ઘુંટણીએ ઘુંટણીએથી સુમેરૂપર્વતના શિખર ઉપર પહોંચેલો જોયો છે? અથવા શું કદિ કોઈપણ માણસને આકાશમાં ઉડીને રજની પતિ ચંદ્રમાને ખેંચી લાવતો જોયો છે? કોઇએ નહિ. એ વાત સંભવિતજ નથી. એ રીતે મારા જેવો મૂઢ માણસ આ સ્તોત્રોમાં કરવામાં આવેલા મૂર્ખતાપૂર્ણ બકવાદથી આપને પ્રસન્ન કરવા–આપનો પ્રસાદ પામવા–પ્રયત્ન કરે છે, તે પ્રયત્ન સફળ થવાનો સંભવ નથી. હે ઇશ્વર, હું એ સારી રીતે જાણું છું. હું જાણું છું કે, આ રીતના નીરસ શબ્દવિલાસ અથવા મિથ્યાપ્રલાપોથી હું આપને પ્રસન્ન નહિ કરી શકું; પણ હું તો કરૂંયે શું? હું વેદનાઓથી ગભરાઇ ગયો છું, દુઃખોથી તરફડીઆં મારૂં છુ. તેજ મને જોર જુલમથી વાચાળ બનાવે છે–તેજ મને બોલવાની ફરજ પાડે છે.

धत्ते पौण्ड्रकशर्करापि कटुतां कंठे चिरं चर्विता वंगस्य वरनायिकापि कुरुते सक्त्या भृशं सेविता ।
उद्वेगं गगनापगापि जनयत्यन्तर्मुहुर्मज्जनात् विश्रद्धां मधुरापि पुष्यति कथा दीर्घेति विभाव्यते ॥

અનેક દિવસસુધી ખાતા રહેવાથી અત્યંત મીઠી શેરડીના રસની બનેલી સાકર ઉપર પણ અરૂચિ થાય છે. અલૌકિક સુંદરી નાયકાનું પણ અતિ સેવન કેટલાક સમય પછી નીરસ થઇ

જાય છે, તેનાથી પણ કંટાળો આવી જાય છે. ભગવતી ગંગામૈયાના જળમાં અનેક ડૂબકાં ખાવાથી–તેમાં વારંવાર સ્નાન કરવાથી મનમાં ઉદ્વેગ થયાસિવાય રહેતો નથી. એજ રીતે મહામધુર અને મનોરંજક વાર્તા પણ, બહુ લંબાવીને કહેવામાં આવે તો તેમાંથી સાંભળનારની શ્રદ્ધા જરૂર ઉઠી જાય છે, એમ સમજીને હું મારી આ કરૂણ–કથાને હવે સમાપ્ત કરૂં છું.

**इत्थं तत्तदनन्तसन्ततलसच्चिन्ताशतव्यायतव्यामोहव्यसनावसन्नमनसा दीनं यदाक्रन्दितम् ।**
**तत्कारुण्यनिधे निधेहि हृदये त्वं ह्यन्तरात्माखिलं वेत्स्यन्तः स्थमतोऽर्हसिप्रणयिनः क्षन्तुं ममातिक्रमम्**

હે કરૂણાસાગર ! મને એક બે ચિંતાઓ નથી સતાવતી. હું તો સેંકડો ચિંતાઓનો શિકાર થઇ ચૂક્યો છું. વળી એ ચિંતાઓ એવી નથી કે જે બે ચાર ઘડી કે દિવસસુધીજ મને સતાવતી હોય નહિં, તેમ નથી. તેનો હુમલો તો મારાઉપર સતત ચાલુજ રહે છે, તેથી એ કારણોને લીધે મારા હૃદયમાં જે મહામોહનો વંટોળ ભરાયો છે તેણે મારા મનને બહુજ દુઃખી અને છિન્ન વિચ્છિન્ન કરી નાખ્યું છે. મારૂં આ દીનાક્રંદન તેનુંજ પરિણામ છે. તે આપ દયા કરીને, મારી આ રોકકળને સાંભળીને યોગ્ય લાગે તેમ કરજો; તે ઉપરાંત હું બીજું શું વધારે કહું ? આપ તો પ્રાણીમાત્રના અંતરાત્મા છો, સૌના મનની વાત જાણો છો, તેથી મારી–દાસની–પ્રેમીની આ વાચાળતારૂપ......ને ક્ષમા કરજો.

ભગવાન સદાશિવ જગદ્ધરભટ્ટની કહેલી ઉક્તિઓમાં એક ઉક્તિનો થોડો ભાગ બાદ કરીને બાકીની બીજી મારા તરફથી પણ કહેલી સમજવાની કૃપા કરજો. તે એક ઉક્તિના એક ભાગથી મારી કહેવાની મતલબ જ્ઞાનરૂપી નેત્ર સાથે છે. જગદ્ધરને તે ત્રીજું નેત્ર હતું; પણ હું તો એનાથી સર્વથા વંચિત છું, તેથી હું આપની સવિશેષ કૃપાનો અધિકારી છું કે નહિ તેનો ચુકાદો આપજ આપશો.

---

# साहित्यनो साचो सेवक-हुऐनसंग

( લેખકઃ–ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી )

બૌદ્ધધર્મના મૂળ ગ્રંથો મેળવીને અભ્યાસ કરવાના હેતુથી શ્રી હર્ષના સમયમાં ચીનથી એક મુસાફર આવ્યો હતો. તેનું નામ હુએનસંગ. તે પંદર વર્ષસુધી હિંદુસ્તાનમાં રહ્યો ને પછી ચીનમાં ગયો. બુદ્ધદેવની ૧૫૦ યાદગાર વસ્તુઓ, એક સોનાની મૂર્તિ, એક ચંદનની મૂર્તિ, એક ચાંદીની મૂર્તિ ને ૬૫૭ પુસ્તકો; આટલો સામાન લઈ તે ચીનમાં પાછો વળ્યો. ચીનના શહેનશાહે તેને એક પ્રાંતના હાકેમની જગ્યા આપવા કહ્યું; પણ હુએનસંગે જવાબ વાળ્યોઃ–" મારે તો ચીન દેશની સેવા કરવી છે. "

હુએનસંગે પોતાનું કામ એક ચિત્તથી શરૂ કર્યું. બરાબર બીજાં ૨૦ વર્ષસુધી એણે બૌદ્ધધર્મનાં પુસ્તકોનો ચીનાઇ ભાષામાં અનુવાદ કર્યો. આવી રીતે એણે ૭૪ પુસ્તકોનો અનુવાદ કર્યો. જ્યારે એને લાગ્યું કે હવે વખત ભરાઇ ગયો છે ને શરીરમાં શ્રમનાં ચિન્હ જણાય છે, ત્યારે પોતાના એક મિત્રને બોલાવી તે બધા અનુવાદો સાંભળવા લાગ્યો. જે દિવસે પોતાના બધા અનુવાદો સાંભળી રહ્યો તે દિવસે શાન્તિથી પોતાની જન્મભૂમિ માતા–ચીનના ખોળામાં એ સૂઇ ગયો. બસ, આ એનો છેલ્લો દિવસ બન્યો. પોતાના સાઠ વર્ષના જીવનમાંથી પહેલાં પચીસ વર્ષ વિદ્યાભ્યાસમાં ને છેલ્લાં પાંત્રીસ વર્ષ દેશસેવામાં ગાળનાર હુએનસંગની સમાધિ હજી ચીનમાં ભક્તિપૂર્વક સચવાઇ રહી છે.

ખરેખર, શુભ સંકલ્પમાં અપાર શક્તિ છે. ફળ મળે વા ન મળે, પણ મનુષ્યમાં ઈશ્વરે જે અમર સંસ્કાર મૂકયો છે, તેને ઇશ્વરી ન્યાય ( થાપણ ) માની, એ સંસ્કારને વિકસાવી, તેને માનવજાતના હિતમાં મદદગાર બને તેમ કરવા, એ સનાતનધર્મ હુએનસંગના જીવન્ત ઈતિહાસમાં ભર્યો છે.

# ચાલુસાલે હરદ્વારમાં ભરાનારો

# कुंभनो मेळो

**( ત્યાંના રામકૃષ્ણ સેવાશ્રમ તરફની અપીલ )**

પૂર્ણ કુંભ જો હરિદ્વારમેં ૧૯૨૭મેં બારહ વર્ષકે પીછે લગેગા. હિંદુઓંકે લિયે-ગૃહસ્થી ઔર સાધુઓ-બડાહી આકર્ષક હોગા. અત એવ મેલેકે દિનોંમેં હરિદ્વારમેં બડી ભીડ હોગી. પ્રાયઃ ઉચિત પ્રબંધ ન હોને કે કારણ અનેક સંહારક રોગોં ઉત્પન્ન હો જાતે હૈં, ઔર અપને ઘરોં ઔર નિવાસ-સ્થાનસે દૂર પડે હુએ અભાગે યાત્રિયોંસે સેંકડોકી સંખ્યામેં અપના કર વસૂલ કરતે હૈં. પ્રયાગ ઔર કુંભસે પ્રાપ્ત અનુભવસે હમેં નિશ્ચય હૈં કી આગામી કુંભમેં હરિદ્વારપર ઔર સ્થાનોંકી અપેક્ષા કહીં અધિક ભીડ હોગી. પહિલે કે અનુસાર રક્ષા વ સહાયતાકે લિયે સેવાશ્રમ અપને કેંદ્ર ખોલેગા ઔર કાર્યકી વ્યવસ્થા નિમ્ન પ્રકાર હોગી.

(૧) સ્થાયી ઓષધાલય રક્ષક વિભાગઃ—ઇસમેં એક ડૉકટર, દો કમ્પાઉન્ડર, એક મલહમપટ્ટી કરનેવાલા ઔર બહુતસે સેવક હમારે સ્થાયી ઔષધાલય ચિકિત્સાલયમેં અધિકારમેં હોંગી. (હૈજેકા વિભાગ ઇસસે ભિન્ન હોગા. )

(૨) સામયિક રક્ષક વિભાગઃ—ઇસ વિભાગમેં એક ડૉકટર, એક કમ્પાઉન્ડર ઔર દો સેવક હોંગે જો પ્રતિદીન ઠહરનેકે સ્થાનમેં જાકર ઉન રોગીયોંકા ઇલાજ કરેંગે, જો સેવાશ્રમમેં આનેમેં અસમર્થ હૈ વે યદિ ઉન્હેં કોઈ એસા રોગી મિલા જો ચિકિત્સાલયમેં લાયા જા સકતા હૈ તો ઉસકી સૂચના મુખ્ય કેંદ્ર કો દેંગે.

(૩) વિશેષ હૈજા વિભાગઃ—ઇસ વિભાગમેં સ્વયંસેવકોંકી ભિન્ન ભિન્ન ટોલિયાં રહેંગી.

अ–સ્વયંસેવકોંકી એક ટોલીકે સુપુર્દ રાત્રિ ઔર દિન હૈજેકે રોગિયોંકી સેવા સુશ્રુષાકા વિશેષ વાર્ડ હોગા.

ब–સ્વયંસેવકોંકી દુસરી ટોલીકા કાર્ય રોગિયોંકે લાનેવાલી ગાડી મેં હૈજેકે રોગીઓંકો ચિકિત્સાલયમેં લાના ઔર યદિ કોઇ મર જાય તો ઉસકા અંતિમ સંસ્કાર કરના હોગા.

क–તીસરી ટોલી ચાર કાર્યકર્તાઓંકી હોગી જીનકા કામ સંક્રામક રોગોંકે સ્થાનોંકો રોગોંકે કીડોંકા નાશકર શુદ્ધ કરના હોગા.

(૪) ભોજન વિભાગઃ—ઇસ વિભાગકે કાર્યકર્તા રસોઇ ઔર સામાન આદિકા પ્રબંધ કરેંગે ઔર રોગિયાં કાર્યકર્તાઓ તથા અતિથિઓકે પથ્ય તથા ભોજન આદિકી દેખરેખ કરેંગે.

ઇસ કાર્યકો સફળતાપૂર્વક કરનેકે લિયે હમકો બાહરસે કાર્યકુશળ કાર્યકર્તાઓ ઔર ડૉકટરોંકો લાના હોગા; કારણ કિ સેવાશ્રમ કે થોડેસે કાર્યકર્ત્તાઓસેં સ્થાયી ઔષધાલયકા કાર્યભી બડી હી કઠીનતાસે ચલ સકેગા. ઇસકે અતિરિક્ત ઔષધિ, પથ્ય ઔર દુસરી આવશ્યક વસ્તુઓંકી બડી સંખ્યામે આવશ્યક્તા હોંગી. વિશેષકર કુંભકે અવસરકે લિયે બહુતસે અતિથિઓંકે આનેકી સંભાવના હૈ. જો ઇસ અવસરપર યહાં હી રહેંગે. અત એવ ઇસ સ્થિતિપર સફળતાપૂર્વક ઔર સુચારૂ રૂપસે કાર્ય કરનેકે લિયે કમસે કમ ૧૦૦૦૦) દશહજાર રૂ. કી આવશ્યક્તા હોગી. સેવાશ્રમ કે લીએ અપની થોડી ઔર નિયમિત પુંજીકે સાથ ઇસ કાર્યકા કરના અસંભવ હૈ, યહ જાન કર હમ વિનીત ભાવસે ઉદાર તથા ધાર્મિક જનતાસે પ્રાર્થના કરતે હૈ કિ વહ કૃપા કર અપના દાન, ધન વા અન્નકે રૂપમેં વિના અધિક વિલંબ કિયે હુએ ભેજનેકી કૃપા કરે. ઇસકે લિયે હમ ઉનકે અત્યંત અનુગ્રહિત ઔર આભારી હોંગે.

ઇસ અપીલ કે પ્રકાશન કે સાથ હમ ઉન મહાનુભાવોંકો જીન્હોંને કિસી પ્રકારકી ભી સહાયતા આશ્રમકો પ્રદાન કી હૈ ઉસીકો ધન્યવાદ દેતે હૈ. પૂર્વમેં સેવાશ્રમકો જો સહાયતા જનતાસે પ્રાપ્ત હુઇ હૈ ઉસકા વિચાર કર હમારા પૂર્ણ વિશ્વાસ હૈ કિ હમારી ભવિષ્યકી માંગ ભી પુરી હોગી ઉપર લિખીત આવશ્યક્તાઓંકી પૂર્તિ કે લિયે દિયા ગયા છોટેસે છોટા દાન ભી ધન્યવાદપૂર્વક. સ્વીકાર કીયા જાવેગા ઔર ઉસકી રસિદ નિમ્ન લિખીત સ્થાનોંસે દી જાવેગી.

(૧) સ્વામી કલ્યાણાનંદ—રામકૃષ્ણ મિશન સેવાશ્રમ-મુ. કનખલ (હરદ્વાર)

(૨) સેક્રેટરી ઉદ્‌બોધન—૧ મુકરજીલેન, બાગ બાજાર મુ. કલકત્તા

(૩) સેક્રેટરી, રામકૃષ્ણ મિશન—પોસ્ટ ઑફિસ—બેલુરમઠ મુ. હોડા (બેંગાલ)

# महान पुरुषोना उपदेश

**( "વિશ્વામિત્રમાંથી" સંગ્રહકર્તા-રામનાથ શર્મા-"કમલેશ" વિશારદ )**

"ઉત્તમ કુળમાં જન્મવા કરતાં ઉત્તમ અને ગૌરવપૂર્ણ કીર્તિ પ્રાપ્ત કરવામાં વધારે મહત્તા રહેલી છે"

"મહાન કાર્યોના પ્રતિપાદનમાં જીવનનું મુખ્ય કર્તવ્ય સમાઈ જતું નથી; પરંતુ જાતેજ મહાન થવું એજ કર્તવ્ય છે."

"ઉત્તમ ચારિત્રની કિંમત હીરા, માણેક, સુવર્ણ, રાજ્યસત્તા અને સિંહાસન કરતાં અનેક ગણી વધારે છે."

"જે મનુષ્ય સદાચારી નથી, તે ઇશ્વરને વિદ્યાદ્વારા પણ નથી મેળવી શકતો."

"માણુસની રહેણી કરણીજ દર્શાવી આપે છે કે આ માણસ સારા કુળનો છે કે નહિ. શૂરવીર છે કે કાયર અથવા પવિત્ર છે કે અપવિત્ર."

"સદાચારજ વિદ્વાનનું ભૂષણ છે અને તેની જીવન-યાત્રાને સુગમ કરનાર છે.'

"જે પરોપકારમાં રચ્યોપચ્યો રહે છે, ઇશ્વરમાં જેને વિશ્વાસ છે અને સત્યને જે અનુસરે છે, તેને માટે આ પૃથ્વીજ સ્વર્ગ સમાન છે."

"સાચા મનુષ્યના રક્તનું એક બિંદુ પણ મહા સમુદ્રના અગાધ જળ કરતાં વધારે મૂલ્યવાનછે."

"સંસારની સર્વ પદવીઓમાં મનુષ્યનું પદ સર્વશ્રેષ્ઠ છે."

"મનુષ્યોની સંખ્યા, નગરોનો વિસ્તાર અને તેમની સમૃદ્ધિ એ કોઇપણ દેશની સાચી ઉત્કૃષ્ટતાનું પ્રમાણ નથી; પરંતુ તે દેશ જે જાતનાં માણુસો ઉત્પન્ન કરે છે, તેજ તેનું સર્વોત્કૃષ્ટ પ્રમાણુછે."

"પુરુષ અથવા સ્ત્રીની સત્કીર્તિજ તેના આત્માનો સર્વશ્રેષ્ઠ અને પ્રથમ શણગાર છે."

"'સદ્ગુણ' મનુષ્ય માંદો પડતાં તેની સાથે માંદાયે નથી પડતા અને તેની મૃત્યુ સાથે નાશ પણ પામતા નથી."

"મહાન પાંડિત્ય અને વિદ્વત્તા તેમજ તર્કશાસ્ત્ર અને અલંકારશાસ્ત્રના જ્ઞાનથી મનુષ્ય મહાન નથી થઇ શકતો. મહત્તાને માટે તો સુચારિત્ર્યનીજ આવશ્યકતા છે."

"મહાન કુબેર ભંડારી જેટલા દ્રવ્યવાન થવા કરતાં કીર્તિ અને પ્રેમના ભંડારી થવું વધારે મહત્વનું છે."

"તમે ધનપતિ હો કે ગરીબ, અમીર હો કે ફકીર, એ બધું સો વર્ષ પછી ભૂલાઇ જશે. પરંતુ તમારાં સદાચરણ યા દુરાચરણનો પ્રભાવ હજારો વર્ષસુધી રહેશે."

"ગરીબાઇનો વારસો મળવો એ સદ્ગુણોનો વારસો મળવા જેવું છે."

"ધનની જરૂર નથી, સત્તાની જરૂર નથી, સ્વતંત્રતાની જરૂર નથી અને આરોગ્યની પણ એટલી જરૂર નથી-માત્ર સુચારિત્ર્યનીજ જરૂર છે."

"મનુષ્યના જીવનનું 'માપ' તેનાં કરેલાં કાર્યોથી થાય છે, ઉંમરથી નહિ. વિચારદ્વારા તેના જીવનનું 'માપ' થઇ શકે છે, નહિ કે શ્વાસોચ્છવાસદ્વારા. તેના હૃદયની લગનીથી જીવનનું માપ થાય છે, નહિ કે ઘડિયાળનાં કાંટાથી. જે માણસ સારામાં સારા વિચાર રાખે છે, ઉત્તમ મનોવૃત્તિઓવાળો છે અને જે સારાં કામ કરે છે, તેજ માણસ સૌથી વધારે જીવે છે."

"દેશની પ્રત્યેક પાઠશાળા, પ્રત્યેક ઘર, પ્રત્યેક રસ્તાની બાજુએ અને પ્રત્યેક યુવક યુવતીના શયનાગરમાં એ સૂત્રો ટાંગેલાં હોવાં જોઇએ કેઃ-

સુચારિત્ર્યજ શક્તિ છે, સુચારિત્ર્યજ દ્રવ્ય છે, સુચારિત્ર્યજ ધર્મ છે, સુચારિત્ર્યજ મોક્ષ છે; અને સુચારિત્ર્યજ બધી ઉન્નતિઓનું મૂળ છે."

# જળ વિષે

( "કૈલાસ" માંથી મૂળ લેખક શ્રીયુત્ વિજયસિંહજી વૈદ્યશાસ્ત્રી )

મનુષ્યે સ્વાસ્થ્ય રક્ષાને માટે શુદ્ધ જળ, વાયુનું સેવન કરવું અત્યંત જરૂરનું છે. આજે વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે વાંચકોના લાભાર્થે જળવિષે કંઈક વર્ણન કરૂં છું:—

**શુદ્ધ જળ.**—જે પાણી ગંધવિનાનું, કોઈ રસના ભળસેળ વગરનું, શીતળ, તરસ મટાડનાર, નિર્મળ, હલકું અને હૃદયને પ્રિય લાગે તે ગુણકારી છે.

**અશુદ્ધ જળ:**–જે પાણી મેલું, ગંધાતું, જીવજંતુવાળું, પાન, સેવાળ તથા કાદવથી ડહોળાયેલું. વર્ણવિનાનું, રસવિનાનું, જાડું અને દુર્ગંધવાળું હોય તે નુકસાનકર્તા છે. ડહોળાયેલું, કમળપત્ર, સેવાળ તથા તણખલાંથી છવાઈ રહેલું, ખરાબ જગ્યાનું, સૂર્ય તથા ચંદ્રનાં કિરણ પડયા વિનાનું, ઋતુવિનાનું, વરસ્યા પછી ત્રણ દિવસ રાખી મૂકેલું અને બગડેલું પાણી વાપરવું ના જોઇએ, એવું પાણી પીવાથી સઘળા દોષો કોપાયમાન થાય છે. એવા પાણીના સ્નાન અને સેવનથી તરસ, આફરો, જીર્ણજ્વર, ખાંસી, મંદાગ્નિ, અભિષ્યન્દ, કંડૂ તથા ગલગંડ વગેરે રોગો થાય છે.

**પાણી પીવાની જરૂર:**–પાણી એ પ્રાણીઓના જીવનસ્વરૂપ છે. પાણી પીવાની ઇચ્છા કદાપિ રોકવી ના જોઇએ; કેમકે હારિત મુનિ કહે છે કે:–

**तृष्णा गरीयसी घोरा सद्यः प्राणविनाशिनी। तस्माद्देयं तृषार्ताय पानीय प्राणधारणम् ॥**

**અર્થ**:–તરસ્યા માણસને જરૂર પાણી પાવું જોઇએ; કેમકે તરસ એ મહાભયંકર અને પ્રાણનાશિની હોય છે. તરસથી મોહ વધે છે અને મોહ વધવાથી પ્રાણનાશ થાય છે; તેથી પાણીનો ત્યાગ ન કરવો જોઇએ.

**પાણી પીવાની વિધિ:**–અધિક પાણી પીવાથી અન્ન સારીરીતે પચતું નથી, તેથી અગ્નિ પ્રબળ કરવા માટે થોડું થોડું પાણી વારંવાર પીવું જોઇએ.

**વાસી પાણીના ગુણ:**–જે માણસ સૂર્યોદય પહેલાં વાસી પાણીની આઠ અંજલિ નિયમ પૂર્વક પીએ છે, તે રોગ તથા વૃદ્ધાવસ્થાથી મુક્ત થઇ સો વર્ષ સુધી જીવે છે. ભોજનું કથન છે કે, રાત્રિને અંતે પાણી પીવાની ટેવ પાડવાથી હરસ, સોજો, સંગ્રહણી, તાવ, જઠર, વૃદ્ધાવસ્થા, કોઢ, મેદવિકાર, મૂત્રાઘાત, રક્તપિત્ત, કાનનાં દરદો, ગળાનાં દરદો, માથાનાં દરદો, કટીશૂળ, નેત્રરોગ, બીજા વાયુપીત્ત, ક્ષત અને કફથી પેદા થયેલા રોગો નાબુદ થાય છે.

જે માણસ પ્રાતઃકાળે ઉઠીને નાક મારફતે હમેશાં ત્રણ અંજલિ પાણી પીએ છે, તેની બુદ્ધિ તીવ્ર થઇને આંખોનું તેજ વધે છે; અને બળવૃદ્ધિ થઈ રોગ, ભૂતપલિત કોઇ તેની પાસે આવતું નથી. શરીરમાં કરચલી પડવી, પીનસ, સ્વરભંગ, ખાંસી અને સોજો મટી જાય છે.

જેણે તેલ યા ઘી પીધું હોય, ઘા થયો હોય, રેચ લીધો હોય, પેટમાં આફરો ચઢયો હોય, મંદાગ્નિવાળો હોય, હેડકીઓ આવતી હોય તથા કફ અને વાયુના રોગવાળો હોય તેણે નાકવાટે પાણી પીવું ના જોઇએ.

**ઠંડાપાણીનો નિષેધ:**–પાંસળીનાં દર્દોમાં, પ્રતિશ્યામાં, વાયુસંબંધી રોગોમાં, આફરો અને બંધકોશમાં, રેચ તથા તરતના તાવમાં, અરૂચિ અને સંગ્રહણીમાં, ગુલ્મરોગમાં, શ્વાસ અને ખાંસીમાં, વિદ્રધિ અને હેડકીમાં તથા ચિકાસવાળા પદાર્થો સાથે પીવામાં ઠંડું પાણી તજવાયોગ્ય છે.

**થોડું પાણી પીવું:**–અરુચિ, મંદાગ્નિ, શોથ, ક્ષય, મુખ–પ્રસેક ઉદરરોગ, નેત્રરોગ, તાવ, અને મધુમેહમાં થોડું પાણી પીવું જોઇએ.

**દુષિત જળને ચોકખું કરવાની વિધિ:**-પ્રથમ પાણીને ચોખ્ખા કપડાથી ગાળી લેવું જોઇએ. પછી ગરમ કરીને અથવા સૂર્યના તાપમાં તપાવીને શુદ્ધ કરવું જોઇએ; અથવા સોનું, ચાંદી, પથ્થર અને રેતીને સાતવાર ગરમ કરી પાણીમાં ઠારી દેવાથી પાણી શુદ્ધ થાય છે.

# आओ कृष्ण!

## ( "વિશ્વામિત્ર"ના અગ્રલેખમાંથી )

આઓ કૃષ્ણ કન્હૈયા, આઓ. ત્રિવિધ તાપસે સંતપ્ત હમારે હૃદય મન્દિરકો એક બાર અમૃતબાણીસફિર ભી સિંચિત કર દો. હમારી આશાલતાયેં મુરઝા રહી હૈં કર્મયોગરૂપી વારિકી વૃષ્ટિ કર ઉન્હેં એકવાર ફિર હરાભરા બનાદો.

હમ તુમ્હેં અકારણ નહીં પુકાર રહે હૈં. તુમ્હેં કષ્ટ દેનેકા હમેં બિલકુલ સાહસ નહીં હોતા, યદિ કુરુક્ષત્રકે મૈદાનમેં તુમને

**यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥**

કી આશા નહીં દિલાયી હોતી? પ્યારે કૃષ્ણ! કયા અપની પ્રતિજ્ઞા ભૂલ ગયે જો આજ હમેં યાદ દિલાનેકી આવશ્યકતા ઉપસ્થિત હુઇ હૈ? તુમ તો સર્વજ્ઞ હો, ફિર કયોં આંખ મૂંદે પડે હો? કયા ભારતકી બર્તમાન દશા સે ઔર ભી પતન દેખના ચાહતે હો? ભગવન્ એસી નિષ્ઠુરતા તુમમેં કબસે ઉત્પન્ન હુઇ? કયા કરુણાસાગર નામકા તુમને બહિષ્કાર કર દિયા? કયા તુમ્હારી કરુણાકા અગાધ સમુદ્રભી સૂખ ગયા? નહીં તો એક બાર ભારતમેં આકર અપને બચનકી રક્ષા કયોં નહીં કરતે? એક દ્રૌપદીકી લાજ રખનેકે લિયે તુમ કિતને ચિન્તિત હુએ થે, આજ તો ભારતભૂમિમેં લાખોં દ્રૌપદી વ્યાકુલ હોકર તુમ્હેં પુકાર રહી હૈં. એક કંસકો મારનેકે લિયે તુમને કયા કયા ખેલ દિખાયે થે? આજ દેખો સૈકડોં કંસ તુમ્હેં ચુનૌતી દે રહે હૈં. એક સુદામાકી દીન દશા દેખકર તુમને આંસુઓંસે ઉનકે ચરણ ધો ડાલે થે, આજ તો લાખોં સુદામા તુમ્હારે દર્શનકે લિયે વ્યાકુલ હો રહે હૈં. તુમ્હારે લિયે તો અનન્ત કાર્યક્ષેત્ર પડા હુઆ હૈ. ફિર બતાઓ તુમ્હારે નહીં આનેકા કૌનસા કારણ હો સકતા હૈ? કયા કાર્યભારસે ડર તો નહિ ગયે?

તુમ્હારી લીલાભૂમિ ભારતમહીકો આજ વિદેશીયોંને પદદલિત કર રખા હૈં, જીસ બ્રજભૂમિકી ગાએં તુમ્હારે જૈસે સેવક કો પાકર ભારતમેં દૂધકી નદિયાં બહાતો થીં ઉન્હેં અબ ભરપેટ ચરનેકી ભી સુવિધા નહીં નહૈ. હે ગોપાલ! લિખતે લેખની કાંપતી હૈ, તુમ ભી સુનકર એક બાર થર્રા જાઓગે કિ જીસ ભારતમેં ગોબધકા નામ નહીં થા વહાં યવનોં ઔર બિદેશી ગોભક્ષકોંકે લિયે પ્રતિ ૫ સેકંડમેં એક ગાય કસાઇયોંકે છુરે કે નીચે પડ કર હિંદુઓંકો કોસતી હુઇ તુમારે ધામકો ચલી જા રહી હૈ. કયા ભારતવાસીયોંકે ઉત્કટ પાપ કર્મસે ક્રુદ્ધ હો તુમને સભી ગૌઓંકી ગોલોકહી મેં મગા લેનેકા નિશ્ચય કિયા હૈ? નહીં તો, જહાં એક નિર્દોષ ગજરાજકો ગ્રાહકે મુખસે બચાનેકે લિયે તુમ નઙ્ગે પાંવ દૌડ પડે થે, વહાં પ્રતિદિન હજારોં ગૌઓંકે રક્તપાતસે ભારતભૂમિકો કલુષિત હોતે દેખકર ભી તુમ્હારી નિદ્રા ભંગ કયો નહીં હોતી? તુમને ભારતકો સુજલા, સુફલા ઔર શસ્ય શ્યામલા દેખકર અપની પ્રિયતમા લક્ષ્મીકે નિવાસકે લિયે યહી સ્થાન ઠીક કિયા થા, પર તુમ્હાર આને મેં દેર દેખકર વે ભી રૂસકર સાત સમુદ્ર પાર તુમ્હારી ખોજમેં ભટક રહી હૈ. શીઘ્ર આકર ઉન્હેં સાન્ત્વના કયોં નહીં દેતે?

યોગિરાજ! તુમને અર્જુનકો જીસ કર્મયોગકી શિક્ષા દેકર મહાભારતકે યુદ્ધને પ્રવૃત્ત કર યા થા, ઉસકા આજ સર્વથા લોપ હો રહા હૈ. લોગોંકો કર્મ અકર્મકા જ્ઞાન હી નહીં હૈ, ફિર ઉસકો કુશલ રીતિસે સંપાદન કિસ પ્રકાર કરેં? તુમ્હેં તો માલમહી હોગા કિ આજ ભારતમેં કિતને મનુષ્ય બ્રાહ્મી સ્થિતિકો પ્રાપ્ત હોકર અમૃતત્વકે અધિકારી બને હૈં! તુમને '**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।** '**मा कर्मफल हेतुर्भू माते संगोस्त्व कर्मणि॥** કા ઉપદેશ દેકર નિષ્કામ ભાવસે કર્મ કરનેકા આદેશ દિયા થા—પર ભારતબાસી ઉસે ભૂલકર દુઃખોંકે ભંવરમેં પડે હુએ હૈં. અબ તો યહાં સભી કામ ટકે સે તૌલે જાતે હૈં. 'પઢ બેટા ચંડી, જીસસે ચઢે હંડી' ઔર 'પઢો ચંદ્રિકા, જીસસે ચઢૈ હંડિકા' કા નિનાદ સર્વત્ર ગૂંજ રહા હૈ. કર્ત્તવ્યકર્મકી દષ્ટિસે કામ કરને વાલે સરલ પ્રકૃતિ કે યા સાફ શબ્દોંમેં બે સીંગ કે ગધે સમઝે જા રહે હૈં. 'નિરાશી ઔર નિર્મમ' હોકર કામ કરનેવાલે કહાં દિખાયી દેતે હૈં? ફલ યહી હુઆ હૈ કિ સમાજકી સભી વ્યવસ્થાઓંમેં ગડબડ ભાલા મચ ગયા હૈ. સમાજરૂપી

ગાડીકે સભી પહિયે આજ બેકાર હો રહે હૈં–ગાડી ઉન્નતિકે પથમેં સરપટ કૈસે દૌડ લગાવે? સમાજકે શીર્ષસ્થાનીય બ્રાહ્મણદેવતા જ્ઞાનબલસે બલી હો સમાજકા સંચાલન કહાં તક કરેંગે વે પાની પાંડે, રસોઇયે ઔર ન માલમ કયા કયા બનકર શૂદ્રવૃત્તિકા અવલમ્બન કર રહે હૈં. ક્ષાત્ર-ધર્મકા તો ભારતસે લોપ હી હો રહા હૈ–નહીં તો તુમ્હારી લીલાભૂમિ ઇસ પ્રકાર પરાધીનતાકી કાલિમા સે કલંકિત કયોં હોતી ? વૈશ્યોંકી ચર્ચા તુમસે કયા કરેં ? જીનકે હાથોં કૃષિ, ગોરક્ષા ઔર વાણિજ્યકા ભાર તુમને સોંપા થા, વે આજ વિદેશી વ્યાપારકા જૂઠન ચાટનેમેંહી અપનેકો કૃત-કૃત્ય સમઝ રહે હૈં. પ્રતિ વર્ષ એક કરોડ પશુઓંકા બધ દેશમેં હો જાતા હૈ, પર ઉનકે કાનમેં જૂં ભી નહીં રેંગતી. બહુત હુઆ તો ગ્રાહકોંસે ધર્મખાતે કે નામ પર ચંદા લેકર કહીં પિંજ રાપોલ ખોલ દિયા ઔર ગોભક્ત હોનેકા સર્ટિફિકેટ પાગયે. ભગવન્ ! તુમ્હેં જાનકર આશ્ચર્ય હોગા કિ બહુતસે કુલાંગાર તો ઇન ધર્મખાતોંમેં એકત્ર દ્રવ્યોંકો ભી અપના હી સમઝ મનમાને તૌરસે અપવ્યય કરતે હૈં. દેશકા વાણિજ્ય મિટ્ટીમેં મિલ ગયા હૈ ઔર કરોડોં ભારતવાસી ભૂખોં મર રહે હૈં; પર ઉન્હેં પૂછનેવાલા કોઇ નહીં હૈ. તુમને કહા થા, '**दरिद्रान भर कौन्तेय**' પર યહાં તો લાટ ગવર્નરોંકો દાવતેં દેકર હી શેઠજી કૃતકૃત્ય હોતે હૈં. કહી તક સુનાયેં; આજ તુમ્હારે ગીતાધર્મકો માનનેકા ઢોંગ કરનેવાલે, બડે બડે તિલક લગાનેવાલે ઔર અપનેકો ધર્માવતાર માનનેવાલે લોગ **शुनिचैव स्वपाके च पंडिता समदर्शिनः** કો જાનતે હુએ ભી અછૂતોંકો કુત્તોંસે ભી વદતર સમઝતે હૈં. કુત્તે તો ઉનકી ગોદમેં, ઉનકે કન્ધોં પર, ઉનકી સુખશૈય્યાપર બિરાજ સકતે હૈં; પર અછૂતઃ સૌ હાથ દૂર તક નહીં ફટકને પાતે. કહો ફિર ભારતમેં શુદ્ધ વર્ણા-શ્રમ ધર્મકી પ્રતિષ્ઠા કૈસે સ્થિર રહ સકતી હૈ ? શિલાધાર હી લોપ હો જાને સે ભવન કબ તક ખડા રહેગા. ઇસીસે આજ હિન્દૂ મન્દિર ધ્વંસ હોને પર હૈં. વાસુદેવ ! એકબાર આકર ઇસકી મરમ્મત કર જાઓ નહીં તો ઇસે ઢહા કર કોઇ નયા હી મન્દિર ખડા કર દો. યદિ દેર કરોગે તો તુમ્હેં પહચાનનેવાલા ભી કોઇ નહીં મિલેગા.

ભગવન્! તુમને ગીતામેં ધર્મકા સાર તો ભર હી દિયા હૈ, પર ઉસે સમઝાનેવાલા ઔર સમઝકર ઉસકે અનુસાર ચલનેવાલે નહીં દિખાયી દેતે ? આઓ, એકબાર અપની જાદૂ ભરી બંશી ફૂંક દો, જિસસે હજારોં વર્ષકી હમારી મોહનિદ્રા ટૂટ જાય ઔર હમ કર્મયોગકે માર્ગમેં પ્રવૃત્ત હો જાય. આજ ભારતમેં વહી સમસ્યા ઉપસ્થિત હૈ જિસકા સમાધાન કર તુમને અર્જુનકા મોહ ભઙ્ગ કિયા થા. એકવાર આ જાઓ ઔર હમેં રાહ દિખા કર ગન્તવ્ય સ્થાન તક પહુંચા દો? સ્વાધીન ભારતહી તુમ્હારા શિક્ષાકા મર્મ સમઝ કર સંસારમેં ઉસકા વિસ્તાર કર સકતા હૈ. યદિ તુમપ્રતિજ્ઞાકી રક્ષા કરના ચાહતે હો તો એકબાર અવસ્ય આઓ, નહીં આના હો તો હમેં ઇસ તરહ ઘુલા ઘુલા કર મત મારો. એક વાર હી પ્રલયકી ભયંકર લીલા દિખાકર ભારત ભૂમિકો મહાસાગરમેં પ્લાવિત કર દો.



# आरोग्यने माटे ३२ दिवसनुं लंघन

( औंधनिवासी श्री० पं० नारायण भट्टजी पाठके हमणांज मेळवेला जाति अनुभवनो लेख वैदिकधर्ममां छपायलो ते उपरथी अनुवादित )

## १–पूर्व वृत्तान्त

आ वखते मारी उंमर ४९ वर्षनी छे. शरुआतथीज मारुं स्वास्थ्य उत्तम प्रकारनुं हतुं; परंतु छेल्लां १० वर्षोथी पेटनी बिमारीने लीधे अने पेटमां वायु वधी जवाने लीधे मारी तंदुरस्ती बगडी अने हुं मांदो पड्यो. ३८,३९ वर्षनी उंमर सुधी मारी तंदुरस्ती घणी सारी हती अने हुं बळवान हतो तथा उदररोग शुं छे ते जाणतो पण नहोतो.

हुं श्री० महाराजासाहेब औंधनरेशना मंदिरमां पूजारी छुं अने मने पूजा, अर्चन, अनुष्ठान, पाठ इत्यादिनुं कार्य बहुज रहे छे. मारे ए नित्यकर्म उपरांत कोई कोई वखते नैमित्तिक धर्मकार्य पण करवुं पडे छे, ते तो वळी जूदुं. आ सर्वकार्य धर्मविधि प्रमाणे सांगोपांग करवाने माटे मारे कोई कोईवखत रात्रीना २–२॥ वागे उठवुं पडे छे; कारण के जो हुं ते वखतेन उठी शकुं तो उपर जणावेलुं मारुं पूजापाठनुं कार्य संपूर्णरीते थई शकतुं नथी.

## २–बंधकोषनी शरूआत

साधारण रीते माणसने उठवानो योग्य समय ४–४॥ वाग्यानो होय छे. आ समयने ब्राह्ममुहूर्त कहेवामां आवे छे. आ समये जाग्रत थवाथी मळशुद्धि वगेरे सारी रीते थाय छे. हुं पण ज्यां सुधी ४ वाग्ये उठतो हतो, त्यांसुधी मने झाडो खुलासाथी आवतो हतो अने कोईपण प्रकारनी बिमारी उत्पन्न थती नहोती; परंतु ज्यारथी मारे २–२॥ वाग्ये उठवानुं थयुं अने पूजा पाठनुं कार्य वधारे करवानुं थयुं, त्यारथी दस्त खुलासेथी आवतो बंध थयो; कारणके २–२॥नो समय शौचशुद्धिनो छेज नहि, तोपण ते समये उठीने स्नानादि क्रियाथी परवारीने पूजामां जोडाई जतो हतो. आ समयथी ते बे पहोरनुं भोजन थाय ते समयसुधी मारे पूजापाठमां रहेवुं पडतुं हतुं अने तेने लीधे ४–५ वाग्ये शौच जवानो वेग आवे तोपण मारे ते वेगने रोकवो पडतो हतो; कारण के पूजापाठना समयमां झाडे फरवा जवुं ते अशक्य हतुं. आ प्रमाणे दररोज बनतुं हतुं. आथी रात्रिना बे वागे शौच जवुं पडतुं हतुं के, जे समय शौचविधिने माटे बिलकुल प्रतिकूळ हतो अने तेथी मारे ते वखते बळपूर्वक दस्त लाववानो प्रयत्न करवो पडतो. जे वखते एटले ४–५ वाग्ये ज्यारे मने कुदरती रीते दस्तनी हाजत थती हती, ते वखते मारे बळजोरीथी ते वेगने अटकाववो पडतो हतो. आ क्रम नित्यनो थई पड्यो अने तेथी आजथी १० वर्ष पहेलां मने अवष्टंभी रोगनी शरूआत थई, के जेने बंधकोश, कब्जीआत अथवा मलावरोधना नामथी ओळखवामां आवे छे; अने जे सर्व रोगो उत्पन्न थवानुं मूळ कारण छे. केमके:–**नवेगान्कारयेद्धीमान्। न वेगान्धारयेद्धीमान्** ॥ अर्थात् "बळपूर्वक वेगने उत्पन्न करवो नहि; तेमज उत्पन्न थयेल वेगने अटकाववो नहि" आ आरोग्यनुं सूत्र छे; परंतु मारी दिनचर्याज एवी जातनी बनी गई हती के मारे तो प्रतिदिन आ बंने नियमनुं उल्लंघन करवुं पडतुं हतुं. हुं २–२॥ वाग्ये बळपूर्वक दस्त लाववानो प्रयत्न करतो हतो अने ४–५ वाग्ये ज्यारे मने कुदरती रीते दस्तनी हाजत थती हती, त्यारे तेने रोकवानो प्रयत्न करतो हतो. आ टेवने लीधे मने बंधकोशनो व्याधि लागु पड्यो अने उत्तरोत्तर ते वधवा लाग्यो.

प्रतिदिन अनियमित वखते अर्थात् बे पहोरना भोजननी पछी अगर तो रात्रिनुं भोजन लीधाबाद शौचनो वेग आवतो हतो अने ते समये शौच थतो पण हतो. भोजननी पछी शौचनुं आववुं ए बिमारीनी निशानी छे; अने आथी उपरनां बे कारणो जे कुपथ्यनां जणाव्यां, ते उपरांत आ त्रीजुं कारण पण उत्पन्न थयुं. आ प्रमाणे थवाथी पेट बगडे तेमां आश्चर्य पण शुं? परंतु शरूआतमां आ बाबत मारा ध्यानमां आवी नहि के अस्वाभाविक क्रिया ए कोई मोटी बिमारीनुं बीज छे; अने आथी धीमे धीमे बंधकोश वधवा लाग्यो अने पेटमां वायु पण धीमे धीमे जोर पकडवा लाग्यो.

## ૩–પેટમાં દરદ થવું

ઉપર જણાવેલું બંધકોશનું દરદ વધવાથી નાભિની નીચેના ભાગમાં જોરથી દર્દ થવાની શરૂઆત થઈ; અને પ્રતિદિન આ દરદ વધવા માંડયું અને થોડા મહિના બાદ તો ગંભીર રૂપ પકડયું. આ પછી નાભિની ઉપરના પેટના ભાગમાં પણ દર્દ થવાની શરૂઆત થઈ. આ વખતે મારૂં પેટ સખ્ત રહેતું હતું. આ બંને સ્થાનનું દર્દ વધવા લાગ્યું. આ બંને સ્થાનમાં વાયુનો ગોળો ચઢીને દરદને પેદા કરતો હતો.

આ સમયે વૈદ્ય અને ડૉક્ટરના ઘણા ઉપાયો કર્યા, અનેક પ્રકારના શેક કર્યા, બંધારણ કર્યા અને દવાઓ પણ ખાધી; પરંતુ ઉપર જણાવેલી વ્યથામાં કંઈપણ ફરક પડયો નહિ.

આ પછી નાભિની નીચેનો ભાગ કઠણ થવા લાગ્યો અને થોડા દિવસમાં તો આ સ્થાન એટલું બધું કઠણ થઈ ગયું કે કમરનું હલનચલન પણ લગભગ બંધ જેવું થઇ ગયું. આ ઉપરથી અનુમાન બાંધવું કે, મને તે વખતે કેટલું કષ્ટ થતું હશે? આ સ્થાન કઠણ થવાને લીધે મૂત્ર થવાનું પણ અટકી ગયું અને શૌચસિવાય બીજે વખતે પેશાબ ઉતરતોજ નહિ; જેથી મારાં દુઃખ અને દરદ ઘણાંજ વધી ગયાં.

## ૪–વાયુવિકાર

આ પછી પેટમાં વાયુ ઉત્પન્ન થવા લાગ્યો. આને વાનો ગોળો કહેવામાં આવે છે. કોઇ કોઇ વખતે આ ગોળો એકજ જગ્યાએ રહેતો હતો અને ઘણું કષ્ટ પેદા કરતો હતો; તેમજ કોઈ કોઇ સમયે તો તે આખા પેટમાં ફરતો હતો. આ બંને રીતોથી પેટમાં અસહ્ય દરદ પેદા થતું હતું.

## ૫–વૃષણવૃદ્ધિ

આ પછી જમણી તરફના અંડનો આકાર વધવા લાગ્યો. બે–ચાર માસ પછી બીજી તરફનો અંડ પણ વધવા લાગ્યો. અંડની અંદર જે ગોળી રહે છે તે વધીને મોટા પથ્થર જેવી સખ્ત બની જતી હતી. આ કારણથી બેસવુંઉઠવું પણ મુશ્કેલ થઈ પડયું. આ વખતે મારૂં શારીરિક કષ્ટ એટલું બધું વધી ગયું હતું કે મને મૃત્યુની છાયા દેખાવા લાગી.

આ સમય પછી હું મીરજશહેરમાં ગયો અને ત્યાંના સુપ્રસિદ્ધ અમેરિકન મિશનના ડૉ૦ વાલનેશ અને વેલને મેં મારી બિમારી બતાવી. આ લોકોએ જણાવ્યું કે, આ રોગમાં શસ્ત્રક્રિયાની બીલકુલ જરૂર નથી. આથી આ ડૉક્ટરો પણ કોઇ ઉપાય કરી શક્યા નહિ. તે પછી ત્યાંના બીજા અનેક વૈદ્યો અને ડૉક્ટરોના ઈલાજ કર્યા; પરંતુ તેથી જરાપણ ફાયદો થયો નહિ.

## ૬–ઑપરેશન ( શસ્ત્રપ્રયોગ )

આ પછી ઘણાજ પ્રયત્નને અંતે અને કેટલીક લાગવગને લીધે ડૉ૦ વાલનેશ પાસે ઑપરેશન કરાવ્યું અને તેથી અંડવૃદ્ધિમાં થોડો લાભ જણાયો અને ૪–૫ માસમાં મારૂં અંડકોશ પૂર્વવત્ સારૂં થઇ ગયું; પરંતુ બીજી બિમારીઓ તો જેવી ને તેવી કાયમજ રહી.

## ૭–અગ્નિમાંદ્ય

જેમ જેમ ઉપર જણાવેલ વિકાર વધવા લાગ્યો, તેમ તેમ મારો જઠરાગ્નિ મંદ પડવા લાગ્યો અને અનાજ પણ થોડું લેવાતું ગયું. સાંજના વખતનું ભોજન તો લગભગ બંધ કરવું પડયું. કોઇ વખતે લેવાય તો કોઇ વખતે ન લેવાય એવી સ્થિતિ ચાલુ થઇ. આ કારણથી અશક્તિ વધવા લાગી. આ પ્રમાણે લગભગ ૭–૮ વર્ષ દુઃખ ભોગવવું પડયું.

## ૮–હમેશની અવસ્થા

પ્રતિદિન સાંજરે લગભગ પાંચ વાગે માં વાયુ ઉત્પન્ન થતો હતો અને તે વેગથી ઉપર ચઢતો હતો. જ્યારે આ વાયુ છાતીમાં પ્રવેશ કરતો હતો, ત્યારે તો મારૂં મગજ સ્થિર રાખવું અશક્ય બનતું. આ વખતે મને કોઇ કંઇ પૂછે અગર તો કોઇ બોલાવે તો મારૂં ધ્યાન તે તરફ આકર્ષાતુંજ નહોતું. હું મારી બિમારી અને દુઃખમાંજ લીન થઇ જતો હતો. મારી આ સ્થિતિ એક બે કલાક રહેતી હતી. કાંઇ ખાવામાં આવતું અગર ભોજન કરવામાં આવતું તો થોડા સમયસુધી આરામ રહેતો હતો; પરંતુ ખાધા પછી શૌચ થઈ જતો હતો અને શૌચ થયા પછી તરતજ પૂર્વોક્ત વાયુનો દોષ વધી જતો હતો. આ સર્વ દરદ નિદ્રા ન આવે ત્યાંસુધી રહેતું હતું. નિદ્રા આવ્યા

પછી દરદ બંધ પડી જતું હતું. આ પ્રમાણે સવારે તથા સાંજે પ્રતિદિન ચાર કલાક સુધી અસહ્ય દુઃખ ભોગવવું પડતું હતું અને એક દિવસ પણ આરામ જણાતો નહિ.

## ૯–લંઘનની શરૂઆત

સર્વ ઉપાય અજમાવી જોયા; પરંતુ વ્યાધિ મટવાનું ચિહ્ન જણાયું નહિ. આથી ઉપવાસ અગર લંઘન શરૂ કરવાનો મેં નિશ્ચય કર્યો. એટલામાં મારા સાંભળવામાં આવ્યું કે, પાસેના બુધપાયેગ્રામના રહીશ એક ગુજરનો રોગ લંઘન કરવાથી દૂર થયો. આ ઉપરાંત બીજી વાત એ પણ સાંભળવામાં આવી કે, ઔંધ રિયાસતના એક કારકુનની બિમારી પણ અપવાસથી મટી ગઇ. આ હકીકતો સાંભળીને મારૂં સ્વાસ્થ્ય સુધારવાને મેં પણ લંઘન કરવાનો નિશ્ચય કર્યો.

એટલામાં શ્રી૦ ઔંધનરેશની પાસે કોઇ કાર્યવિશાત્ લોણાવલાના સુપ્રસિદ્ધ નિસર્ગોપચારક અથવા લંઘનચિકિત્સક શ્રીયુત બીવલકર આવી પહોંચ્યા. તેઓશ્રીએ મારી તબિયત તપાસીને કહ્યું કે ૧૦–૧૨ દિવસ લંઘન કરી જુઓ. હું માનું છું કે, તમો આરોગ્ય મેળવી શકશો. આથી મને ધીરજ મળી. સાથે સાથે મેં લંઘનવિષયનું પુસ્તક વાંચી તે વિષયની માહિતી મેળવી અને લંઘન કરવાની તૈયારી કરી.

ગયા અષાડ સુદ બીજને દિવસથી મેં અપવાસ કરવાનું શરૂ કર્યું. આ વખતે મને સખત સળેખમ થયું અને તેની સાથે જોરથી ખાંસી ઉપડી; પરંતુ ઘણાજ આશ્ચર્ય સાથે જણાવવું પડે છે કે, બે–ચાર દિવસ લંઘન કર્યા પછી સળેખમ તથા ખાંસી કયાં ચાલ્યાં ગયાં તેનો પત્તો પણ લાગ્યો નહિ.

## ૧૦–લંઘનની દિનચર્યા

લંઘન કરવાના દિવસોમાં હું ફક્ત ટંડું પાણી પીતો હતો. દરરોજ પાકું પાંચ અથવા છ શેર ( ૮૦ રૂપીઆભારનો એક શેર ) પાણી પીતો હતો. આ પાણીમાં થોડો લીંબુનો રસ નીચોવતો હતો. કોઇએ મને તેમાં થોડું સિંધાલુણ નાખવા કહેલું, પરંતુ હું તે નાખતો નહિ. આ સિવાય હું કંઈ પણ લેતો નહિ હતો. લીંબુના રસથી પેટમાં આરોગ્ય રહે છે અને પીવામાં કંઇક સ્વાદિષ્ટ પણ લાગે છે.

શરૂઆતમાં મારો વિચાર એવો હતો કે, હું બે–ચાર દિવસ લંઘન કરી જોઉં; પરંતુ જ્યારે ૪–૫ દિવસ પસાર થઇ ગયા, ત્યારે મને વધારે ધીરજ મળી અને મેં અપવાસ વધારે વખતસુધી લંબાવવાનો નિશ્ચય કર્યો. તેર દિવસ પસાર થયા છતાં પણ મારો દૈનિક વ્યવહાર વિનાકષ્ટે ચાલ્યો જતો હતો. સવારમાં વહેલું ઉઠવું. સ્નાન, સંધ્યા અને પૂજાપાઠ ઇત્યાદિ મૂલપીઠ પહાડપર ચઢીને કરવાનું નિયમપૂર્વક ચાલ્યા કરતું હતું. મૂલપીઠના પહાડપર ચડવું અને પાછું ઉતરવું એમાં સારી રીતે દોઢ કલાકની કસરત મળતી હતી. તેરમે દિવસે પણ મને જરાએ થાક જણાયો ન હતો. આખા દિવસમાં ૩–૪ માઇલનું ભ્રમણ કરવું પડતું હતું. તેર દિવસ ફક્ત પાણી ઉપરજ ગુજાર્યા છતાં મારામાં એટલી શક્તિ રહી હતી કે લંઘન કરવાથી મારી શ્રદ્ધા વધારે અને વધારે વધવા લાગી અને મેં લંઘન લંબાવવાનો નિશ્ચય કર્યો.

જ્યારથી લંઘન શરૂ કર્યું, ત્યારથી નવસેકા પાણીની બે વખત બસ્તિ લેતો હતો. આ બંને વખતની પ્રતિદિવસની બસ્તિથી આંતરડાંની શુદ્ધિ થતી હતી અને જે હું પાંચ છ શેર ( પાકું ) પાણી પીતો હતો તેથી પણ પેટની શુદ્ધિ થતી હતી. દરરોજ બસ્તિમારફતે મળની ગાંઠો નીકળતી હતી. આ જોઇને મને આશ્ચર્ય થતું હતું કે, જો આટલો બધો મળ પેટમાં ભરેલો રહે તો તો પછી વાયુનો આફરો ન ચડે તો બીજું શું થાય ?

તેર દિવસ લંઘન કરવાથી મને બીલકુલ શ્રમ જણાયો નહિ; તેમજ મારૂં પ્રતિદિનનું કાર્ય સારી રીતે ચાલતું હતું તેથી, મેં બીજા આઠ દિવસ લંઘન આગળ ચલાવવાનો નિશ્ચય કર્યો.

ચૌદમે દિવસે મારી જીભ કાળી પડી ગઇ અને મને તાવ પણ આવવા લાગ્યો. આ વખતે મારી ધીરજ ખૂટી અને લંઘન બંધ કરવાનો વિચાર પ્રબળ થવા લાગ્યો. આગળ ઉપર મારી સ્થિતિ કેવી રહેશે તે વિષે મને સંદેહ પેદા થયો; છતાં ઉપર પ્રમાણેજ લંઘન આગળ ચલાવ્યું. ચાર પાંચ દિવસમાં તાવ ઉતરી ગયો; તેમજ જીભનો કાળો રંગ પણ ધીમે ધીમે મટી ગયો.

આ પ્રમાણે અઢાર દિવસ પસાર કર્યા. પ્રતિદિન પાકા પાંચ છ શેર પાણી પીવાનું અને બે વખત નવસેકા પાણીની બાસ્તિ લેવાનું ચાલુ રાખ્યું. અઢારમે દિવસે પણ મળની ગાંઠો હમેશ મુજબજ પડી. આ જોઇને તેમજ પેટમાં વાયુનું કષ્ટ પણ જેવું ને તેવુંજ કાયમ રહેતું હતું તે જોઇને મનમાં ગભરાટ પેદા થયો અને આરોગ્યપ્રાપ્તિને માટે મને અસંભવ લાગ્યો; તેમજ આગળ ઉપર આ સર્વ કેવી રીતે સમાપ્ત થશે તે વિષયમાં પણ ચિન્તા ઉભી થઈ. આ વિષે ઘણી શંકાઓ આવવાને લીધે હું ગભરાયો અને તેથી પૂના ગયો; અને ત્યાંના પ્રસિદ્ધ લંઘનચિકિત્સક શ્રીયુત કિનરેજીને મળ્યો. તેઓશ્રીએ મને બહુજ ધીરજ આપી કહ્યું કેઃ-"તમે લંઘન આગળ ચલાવો, બીલકુલ ડરો નહિ. લંઘન કરવાથી મનુષ્ય મરતું નથી; પરંતુ લંઘન કર્યા પછી અયોગ્ય રીતે ભોજનાદિ સેવન કરવાથી મરે છે. આથી તમારે બીલકુલ ગભરાવું નહિ. લંઘન આગળ ચલાવો અને તમે જરૂર આરોગ્ય પ્રાપ્ત કરશો. પૂનાથી હું લોણાવલા ગયો અને ત્યાંના નિસર્ગોપચારક શ્રી. બિવલકરજીને મળ્યો. તેમણે પણ મને ધીરજ આપી અને લંઘન આગળ ચલાવવા ઉત્સાહ આપ્યો. આથી મેં વધારે વખત લંઘન લંબાવવાનો નિશ્ચય કર્યો.

જ્યારે લંઘનના અઢાર દિવસ વ્યતીત થયા, ત્યારે મને એક પ્રકારની દુર્ગંધ આવવા લાગી. પહેલાં તો મને એવો ખ્યાલ થયો કે, કોઈ બીજા સ્થાનમાંથી આ દુર્ગંધ આવતી હશે; પરંતુ રાતદિવસ આ દુર્ગંધની સાથે સાથે રહેવાને લીધે મને વિચાર આવ્યો કે, આ દુર્ગંધ મારા શરીરની અંદરનીજ છે. આ દુર્ગંધને લીધે મને બહુજ કષ્ટ પેદા થયું; કારણ કે તે અતિ અસહ્ય હતી અને વળી રાતદિવસ સાથેની સાથે રહેવાથી વધારે દુઃખ દેતી હતી; પરંતુ તે પોતાની મેળેજ સંચિત થયેલી હતી અને ભોગવવી આવશ્યક હતી; કારણ કે આપણે સંચિત કરેલાં કર્મોનો ભોગ આપણા સિવાય કોણ કરે?

એટલામાં લંઘનનો ૨૪મો દિવસ આવી પહોંચ્યો. આ દિવસે મારી માતાજીનો સ્વર્ગવાસ થઇ ગયો. આથી તેના અંત્યેષ્ટિ તથા બીજી આવશ્યક ક્રિયાઓ કરવામાં થોડા દિવસ ગયા અને તેને લીધે પરગામ પણ જવું પડ્યું. આ સર્વ દિવસોમાં લંઘન તો ચાલુજ હતું; અને છતાં પણ કોઇ જાતનો વિશેષ શ્રમ માલમ પડ્યો નહિ.

આ પ્રમાણે ૨૭ દિવસ વીતી ગયા. હવે થોડો થોડો થાક જણાવા લાગ્યો. બેઠો હોઉં તો ઉઠવાનું મન થાય નહિ. સૂતકને લીધે પૂજાપાઠનું કાર્ય બંધ રાખવું પડ્યું અને તેથી મૂળપીઠવાળા પહાડ ઉપર ચઢવાઉતરવાની કસરત પણ બંધ રહી હતી. આ સિવાયનો બીજો તમામ વ્યવસાય ચાલુજ હતો.

૨૮મે દિવસે થાકની અસર બહુજ જણાવા લાગી અને મારી ધીરજ ખૂટી ગઇ, મન પણ ગભરાવા લાગ્યું તથા હું ઉત્સાહહીન બની ગયો. આ વખતે મારા મિત્રોની સલાહથી મેં એક પાશેર (૨૦ રૂ. ભાર) દૂધ લીધું. આ દૂધમાં દૂધના જેટલુંજ પાણી મેળવ્યું અને તેને ઉકાળીને એકેક ચમચો લેવાનું શરૂ કર્યું. આ પ્રમાણે ૨૮મો દિવસ વ્યતીત થઇ ગયો અને ૨૯મા દિવસે મનમાં ફરીથી ઉત્સાહનો સંચાર થયો અને લંઘનક્રિયા આગળ ચલાવવાનો નિશ્ચય કર્યો. આ દિવસે પણ પૂર્વની પેઠેજ નાકમાર્ગે ખરાબ ગંધ આવતી હતી. આ બદબો ૩૦મો દિવસ સમાપ્ત થયો ત્યાંસુધી અર્થાત્ છેલ્લા ૧૨ દિવસ સુધી કાયમ રહી.

૩૦ મા દિવસ પછી તો દુર્ગંધ બંધ થઈ ગઇ અને તેને ઠેકાણે સુગંધ આવવા લાગી. આ સુગંધ ઘણીજ મનોહારી હતી.

આ પ્રમાણે ૩૨ દિવસસુધી લંઘન ચલાવ્યું. પછી તો લંઘનક્રિયા આગળ ચલાવવાનું અશક્ય લાગ્યું; આથી લંઘનની સમાપ્તિ કરવાનો વિચાર કર્યો. આ ૩૨ મા દિવસે પણ બસ્તિમારફતે મળની ગાંઠો શૌચમાં નીકળી હતી. આ સર્વમાં પહેલા ૧૫ દિવસસુધી મળની લીંડીઓ પીળા રંગની નીકળતી હતી અને ૧૭ મા દિવસથી કાળા રંગની પડવા લાગી. વાસ્તવમાં મારો વિચાર જ્યાંસુધી શૌચમાં મળની ગાંઠો નીકળતી બંધ પડે ત્યાંસુધી લંઘન કરવાનો હતો; પરંતુ હવે ઉત્સાહ રહ્યો નહિ. આથી મેં લંઘન બંધ રાખવાનો નિશ્ચય કર્યો. ખરી રીતે તો જો મેં ૮-૧૦ દિવસસુધી અપવાસ લંબાવ્યા હોત તો મારાં આંતરડાં તદ્દન વિશુદ્ધ થઇ જાત; પરંતુ આ સર્વ બાબત મનના ઉત્સાહ ઉપરજ આધાર રાખે છે અને જ્યારે મનની ધીરજ ખૂટે છે, ત્યારે આવી વાતો સિદ્ધ થઇ શકતી નથી; આથી લંઘન બંધ કરવાનુંજ મને ઉચિત લાગ્યું.

આ ૩૨ દિવસના લંઘનમાં મારું વજન ૪૯ શેર ( બંગાળી ) હતું, તે ૪૦ શેર થઇ ગયું.

## ૧૧–લંઘનની સમાપ્તિ

૩૨ મે દિવસે ખોરાક શરૂ કરવાનો નિશ્ચય કરીને એક સંતરાનો રસ લીધો. આ રસમાંથી પણ એકેક ચમચોજ લેતો હતો. ૩૩ મે દિવસે બે સંતરાંનો રસ લીધો. આ પ્રમાણે ક્રમે ક્રમે સંતરાં વધારીને ૮ દિવસમાં ૩૬ સંતરાંનો રસ પીધો. આ પ્રમાણે કુલ ૪૦ દિવસ પસાર થયા. છેલ્લા આઠ દિવસોમાં મને તરસ લાગતી તો હું માત્ર ઠંડું પાણી પીતો. તે સિવાય કંઇપણ લેતો નહિ.

૪૧ મે દિવસે શરૂઆતમાં પાશેર ( ૨૦ રૂ. ભાર ) દૂધમાં તેટલુંજ પાણી મેળવી ઉકાળીને લીધું અને પછી થોડું થોડું વધારતે ચાલીને અર્ધો શેર ( ૪૦ રૂ. ભાર ) દૂધ સમાનભાગે પાણી મેળવીને લેવાનું શરૂ કર્યું. આ પ્રમાણે ૪૮ દિવસસુધી કર્યા પછી દૂધ અને પાણી સાથે મેળવીને તેના ઉપર રહેવાનું અશક્ય લાગતાં ૪૯ મે દિવસે કેવળ ગાયનું દૂધ થોડું થોડું લેવાનું શરૂ કર્યું. દિવસમાં ચાર વખત દૂધ પીતો હતો અને આખા દિવસમાં દોઢશેર દૂધ (પાકું) ગાયનું પીતો હતો. આ સિવાય જયારે તરસ લાગતી ત્યારે જરૂર જેટલું પાણી પીતો હતો. લંઘનની શરૂઆતથી દશેરાના તહેવારસુધી લગભગ ૪ માસ થયા. આમાંથી પ્રથમના લંઘનના ૪૮ દિવસ બાદ કરવામાં આવે તો બાકીના લગભગ અઢી માસસુધી ગાયના દૂધ ઉપર રહ્યો. વચમાં વચમાં કોઇ કોઇ વખત સફેદ કંદનું અથવા ભીંડાનું શાક ખાતો અને કોઇ કોઈ વખત ઘરમાં કટ્ટની મિઠાઇ બનાવીને તે પણ ખાતો. આ સિવાય કંઇ પણ અન્ન લેતો નહિ.

દશેરાને દિવસે મારા મિત્રોના આગ્રહને વશ થઇને થોડુંક અન્ન ખાધું અને દિવાળીના દિવસોમાં પણ થોડુંક અનાજ ખાધું. આ ખાવાથી થોડુંક દરદ થવા લાગ્યું; પરંતુ જ્યાંસુધી લંઘન કર્યાબાદ એકલા ગાયના દૂધ ઉપર રહ્યો હતો ત્યાંસુધી શરીરનું સ્વાસ્થ્ય સંપૂર્ણ રહેલું હતું. પેટમાં વાયુ, દરદ અગર કોઇ પ્રકારની પીડા નહોતી અને સંપૂર્ણ આરોગ્ય હતું. કહેવાની મતલબ કે લંઘન કરવાથી અને લંઘન કર્યાબાદ ઉપર પ્રમાણે પથ્ય પાળવાને લીધે મારું શરીર તદ્દન નિરોગી બની ગયું.

મારૂં શરૂઆતનું વજન ૪૯ રતલ હતું. તે લંઘન કરવાથી ઘટીને ૪૦ રતલ થયેલું, પરંતુ હાલમાં ૫૧ રતલ છે. શરીરમાં ઉત્તમ પ્રકારની શક્તિ આવી ગઇ છે, મનનો ઉત્સાહ પણ ઘણોજ વધી ગયો છે અને ચિત્તની પ્રસન્નતામાં પણ વધારો થયો છે. પહેલાં માથામાં ચક્કર આવતાં હતાં અને માથું ભારે તથા ગરમ પણ રહેતું હતું. હવે આ સર્વ શાંત થઇ ગયું છે. પહેલવહેલાં કોઈ પણ અધ્યયનમાં ચિત્તની એકાગ્રતા થતીજ નહોતી. હવે પૂર્ણ રીતે એકાગ્રતા થવા લાગી. પહેલાં કોઇ પણ નવીન વિદ્યાનું અધ્યયન કરવું એ મારેમાટે અશકય હતું; પરંતુ હમણાં વિદ્યાધ્યયનમાં ચિત્ત એવું તો એકાગ્ર થઈ જાય છે કે જે વિષય ચાલતો હોય તે સારી રીતે સમજવામાં આવે છે.

પહેલાં જે વખતે બિમારી વધી ગઇ હતી તે વખતે હું બ્રહ્મચર્ય પાળીજ શકતો નહોતો; પરંતુ લંઘન કર્યા પછી ત્રીજા દિવસથીજ હું સંપૂર્ણ રીતે બ્રહ્મચર્ય પાળી શકયો છું અને મારા મનની વૃત્તિઓ પણ બ્રહ્મચર્યસિવાય બીજા વિષય તરફ દોરાતી નથી.

આ પ્રમાણે હું અત્યંત માંદગીની અવસ્થામાંથી ફક્ત લંઘન કરવાથીજ લગભગ નિરોગી અવસ્થામાં આવી ગયો છું. છેલ્લાં દશ વર્ષો મારી બિમારીમાં ગયાં. તે વખતમાં મારે જીવી શકવાનું બીલકુલ દુઃખદાયી હતું; પરંતુ લંઘનક્રિયાથી મને નવજીવન પ્રાપ્ત થયું છે.

આ લંઘન કરવાના દિવસોદરમિયાન મને વચમાં એક બે વખત તાવ આવી ગયો હતો; પરંતુ લંઘન ચાલુ રાખવાથી તે પોતાની મેળેજ ઉતરી ગયો હતો. આ ચાર–પાંચ મહિનામાં મેં લંઘનનો જે અનુભવ લીધો છે તેથી મને માલમ પડે છે કે, માત્ર લંઘનથી મનુષ્યની હરકોઇ બિમારી દૂર થઈ શકે છે. લંઘન કરવામાં પૈસા ઇત્યાદિ કોઇ પ્રકારનું ખર્ચ થતું નથી; પરંતુ લંઘન કરવાવાળાને લંઘન મૂકી દીધા બાદ જે પથ્ય પાળવાનું હોય છે તે યોગ્યરીતે પાળવું જોઇએ; કારણ કે લંઘન પછી જો પથ્ય સંભાળવામાં નથી આવતું તો લાભને બદલે ગંભીર હાનિ થાય છે. લંઘન છોડ્યા પછીનું પથ્ય આ પ્રમાણે છેઃ–(૧) પહેલાં કેટલાક દિવસ સુધી માત્ર ફળનો રસ લેવો; (૨) કેટલાક દિવસ દૂધ અને પાણી મિશ્ર કરીને પીવું; (૩) એકલા દૂધ ઉપર

રહેવું અને (૪) હલકું ભોજન લેવું. આ સર્વ એકેકા નિયમને માટે ૮ થી ૧૫ દિવસની અવધિ હોવી જોઇએ. જો આ સમયમાં કુપથ્ય કરવામાં આવે તો ફાયદાને બદલે નુકસાન થાય છે. આ પ્રમાણે લંઘન ઘણુંજ લાભદાયી છે; પરંતુ તે પછીનું પથ્ય સંભાળવું જરૂરનું છે.

આશા છે કે પેટના દરદીઓ મારા અનુભવ ઉપરથી લાભ લેશે.

( ઔંધ, કાર્તિક સુદ ૪ સંવત ૧૯૮૩ )

## લંઘનના વિષયમાં "વૈદિક ધર્મ"ના સંપાદકના વિચારો

પૂર્વોક્ત લંઘનનું વૃત્તાન્ત જેવું બન્યું છે તેવુંજ આપવામાં આવ્યું છે. પંડિત નારાયણ ભટ્ટજીનું મકાન સ્વાધ્યાયમંડળથી બે મિનિટના અંતરપર આવેલું છે અને જ્યારથી લંઘનની શરૂઆત કરવામાં આવી ત્યારથી લગભગ દરરોજનું વૃત્તાન્ત અમે ખાસ ધ્યાન રાખીને સાંભળતા હતા. એક તો અમારે લંઘનનું પરિણામ જોવું હતું અને બીજું તેમનું સ્વાસ્થ્ય સુધરે તે પણ જરૂરનું હતું. એટલા માટે લગભગ દરરોજ તેમને મળીને આ અનુભવનો વિચાર કરતા હતા.

આ સંબંધમાં અમારા વિચાર એ છે કે, અહીંઆં કુદરતી રીતે અષાડ, શ્રાવણ અને ભાદરવો, આ ત્રણ માસમાં ક્ષુધા ઓછી થઈ જાય છે અને હવા શરદીવાળી રહે છે, તેથી લંઘનને માટે આ મહિનાઓ ઉત્તમ છે. જેવી રીતે આ વર્ષાઋતુમાં દીર્ઘ લંઘન કરવું શકય છે, તેવી રીતે શરદી અગર ગરમીની ઋતુમાં ( શિયાળા કે ઉનાળામાં ) લંઘન કરવું શકય નથી; કારણ કે તે વખતે જઠરાગ્નિ તેજ હોય છે. આ સાથે પં૦ નારાયણ ભટ્ટજીની પાચનશક્તિ પહેલાંથીજ ઘણી મંદ પડી ગઇ હતી. આ સર્વ કારણોને લીધે તેઓ આટલા દીર્ઘકાળસુધી લંઘન કરી શકયા. અમારા વિચાર પ્રમાણે તે હજુ ૮-૧૦ દિવસના વધારે અપવાસ કરી શકત; પરંતુ અહીંઆં તેમને ધૈર્ય દેનાર કોઇ સારો લંઘનચિકિત્સક નહોતો. અમે સર્વે આ વિષયથી અજાણ હતા અને તેથી લંઘનની સમાપ્તિ કરતી વખતે અમને સર્વને ઘણોજ ગભરાટ થયો હતો. તેમને કોઇ ધીરજ દેનાર નહોતું; પરંતુ તેમના પોતાનામાંજ કોઇ વિલક્ષણ પ્રકારનું ધૈર્ય હતું, કે જેને લીધે તેઓએ દીર્ઘ લંઘનની સમાપ્તિ ઘણીજ ઉત્તમ રીતે કરી. આને માટે અમે લંઘનકર્તાને અંતઃકરણથી અભિનંદન આપીએ છીએ.

લંઘન કરવામાં શરીરની વાત, પિત્ત અગર કફની પ્રકૃતિનો પણ વિચાર કરવો જોઇએ. પિત્ત પ્રકૃતિવાળા મનુષ્યો દીર્ઘ લંઘનને માટે અયોગ્ય નિવડયા છે. બીજી પ્રકૃતિનાં માણસો કરી શકે છે.

લંઘનવિષયમાં અમારો અનુભવ એવો છે કે, તરસના પ્રમાણમાં છૂટથી પાણી પીવાથી લંઘનમાં શ્રમ-થાક જણાતો નથી; પરંતુ થોડું પાણી પીવાથી બહુજ દુઃખ ઉત્પન્ન થાય છે. પિત્ત પ્રકૃતિવાળો મનુષ્ય પણ જો ખૂબ પાણી પીએ તો તે દીર્ઘ લંઘન કરવાને સમર્થ બને છે—અર્થાત્ પાણીના આશ્રયથી પ્રાણ ટકી રહે છે, માટે લંઘનમાં પાણી પીવાથી કોઇ પ્રકારનું નુકસાન થતું નથી.

લંઘન કરનારાઓએ એક વાત અવશ્ય ધ્યાનમાં રાખવી કે, લંઘનમાં કોઇ પણ કારણસર દવા લેવી નહિ. જો દવા લેવામાં આવે તો તેનું બહુજ ખરાબ પરિણામ આવે છે; એટલા માટે આ વિષયમાં બહુજ સાવધ રહેવું—અર્થાત્ શુદ્ધ જળ, થોડો લીંબુનો રસ અને સિંધાલુણ કે મીઠું આ સિવાય બીજો કોઈપણ પદાર્થ પેટમાં નાખવો નહિ.

આજ પ્રમાણે ચિંતા, ફિકર, શ્રમ, તડકા, રાત્રીનાં જાગરણ, ઇત્યાદિ ક્રિયાઓ કરવી નહિ. દિવસમાં વાતચીતથી કે બીજી સાત્વિક રીતે આનંદ મેળવવો. પરમેશ્વરની ભક્તિ કરવી તે સર્વથી ઉત્તમ છે; કેમકે એથી અદ્ભુત લાભ મેળવી શકાય છે. દુનિયાદારીનાં કામકાજ મૂકી દઇને લંઘન-ક્રિયામાં જો આત્મિક ઉન્નતિને માટે પરિશ્રમ લેવામાં આવે અને બાકીનો સમય આનંદમાં વ્યતીત કરવામાં આવે તો ઘણોજ લાભ થાય.

"હવે લંઘન મારાથી થઇ શકશે નહિ" એવો ભાવ મનમાં ઉત્પન્ન થયા પછી જબરજસ્તીથી લંઘન આગળ ચલાવવામાં નુકસાન છે. આવે વખતે આગળ જણાવી ગયા તે પ્રમાણે ધીમે ધીમે ક્રમશઃ લંઘન તોડવું સારૂં છે. ધ્યાનમાં રાખવું કે, લંઘન કરી રહ્યાબાદ પણ મનનો સંયમ રાખવાની ઘણીજ જરૂર છે; કારણકે ભૂખ લાગે છે તે વખતે જીભ ઉપર ( સ્વાદ ઉપર ) સંયમ રાખવો કઠિન થઇ પડે છે. અમારા કેટલાએ મિત્રો જેઓએ ૧૦-૨૦ દિવસના અપવાસ ઉત્તમ રીતે કર્યા હતા તેઓએ પાછળથી એકદમ અનાજ ખાવાનું શરૂ કરી દીધું—અર્થાત્ લંઘન પછીનું પથ્ય પાળ્યું નહિ અને તેથી એક બે માસમાં પેટની વ્યથા થઇને તેમનાં મૃત્યુ થઇ ગયાં.

આથી સર્વ વાચકોએ લંઘન પછીનું પથ્ય પાળવું ખાસ આવશ્યક છે અને તેમાં જરાપણ ભૂલ ન કરવી એ ખાસ યાદ રાખવું.

કેટલાક લોકોને આશ્ચર્ય થાય છે કે, ૨૦ અગર ૩૦ દિવસના અપવાસ કરવાથી એટલે તેટલા દિવસ બીલકુલ ભોજન ન કરવા છતાં મળની ગાંઠો કયાંથી નીકળે છે? આ સંબંધમાં જણાવવાનું કે, પેટની અંદર જે નાનાં આંતરડાં રહેલાં છે તેની લંબાઇ લગભગ ૩૦ ફીટ (વીસ હાથ) છે. આ સર્વ મળથી ભરપૂર રહે છે. આ આંતરડાંમાં દરેક જગ્યાએ થોડો કે વધારે મળ ભરાઇ રહે છે, એ વાતમાં સંદેહ નથી. આ પ્રમાણે પ્રતિદિન અર્ધો હાથની લંબાઇનું આંતરડું સાફ થતું રહે તોપણ લગભગ ૩૦-૪૦ દિવસસુધી મળ નીકળે તેમાં કંઇ આશ્ચર્ય નથી.

જો નિત્ય સારી રીતે બસ્તિ લેવામાં આવે તો આશરે એક માસના લંઘનમાં આંતરડાંની શુદ્ધિ થઇ જાય અને તેથી સંપૂર્ણ નિરોગી અવસ્થા પ્રાપ્ત થાય.

અમારા ધાર્મિક આચારોમાં કેટલાએક વારો અને તિથિઓમાં અપવાસ કરવાનું ફરમાવ્યું છે. જેઓ જૂના વિચારના શ્રદ્ધાળુ માણસો છે તે સોમવાર, મંગળવાર કે શનિવારને દિવસે એકજ વખત જમે છે. બુધ, ગુરુ અને રવિવારને દિવસે પણ કોઇ કોઇ તો અપવાસ કરે છે અથવા તો એક વખત જમે છે; ઘણું કરીને અઠવાડીઆમાં એક અથવા બે વખત એકટાણું કરે છે.

તિથિઓમાં એકાદશી કે શિવરાત્રી (ચૌદશ) અગર ઉપોષણ પ્રસિદ્ધ છે. આ દિવસો સંપૂર્ણ અપવાસના છે. આ સિવાય ચોથ કે એવી બીજી તિથિએ એકટાણાં પણ કરવામાં આવે છે. વળી આ ઉપરાંત ખાસ હેતુસર પણ કેટલાક લોકો અપવાસ કરે છે. નવીન વિચારના લોકો જૂના લોકોની અપવાસ કરવાની વાતોની હાંસી કરે છે અને અપવાસથી મુક્તિ મળે છે એ બાબતને હસી કાઢે છે; પરંતુ વિચાર કરવાથી માલમ પડે છે કે, જૂના વિચારના લોકોએ અઠવાડીઆમાં એકાદ અપવાસ કરી જે સ્વાસ્થ્ય મેળવ્યું હતું તે સ્વાસ્થ્ય નવીન સુધારકને પ્રતિદિન ભોજન કરવાથી પણ પ્રાપ્ત થઇ શકતું નથી. અમોને વિશ્વાસ છે કે, સાપ્તાહિક કે પાક્ષિક અપવાસ અગર એકટાણું કરવાની પદ્ધતિ શરીરસ્વાસ્થ્યની દૃષ્ટિએ એક વિચારણીય અને ઉપાદેય વાત છે. જો નવસુધારક પોતાના સ્વાસ્થ્ય-અસ્વાસ્થ્યનો વિચાર કરી તેની સાથે સાપ્તાહિક લંઘનનો સંબંધ જોશે તો તેને ઘણું સમજવાનું મળશે.

સાપ્તાહિક કે પાક્ષિક એકટાણાં અગર અપવાસથી આત્યંતિક મુક્તિ મળે કે નહિ તે એક વિવાદાસ્પદ વિષય છે; પરંતુ તેવા લંઘનથી રોગોમાંથી "મુક્તિ" મળે છે તે વાત તો નિર્વિવાદ છે. એટલા માટે આ વિષય ઉપર વાચકવર્ગ શરીરસ્વાસ્થ્યની દૃષ્ટિથી વિચાર કરે એજ વાત અહીં વિશેષ રૂપથી કહેવી જરૂરની છે.

લઘુલંઘનને માટે કેટલીએક વિધિ પ્રાયશ્ચિત્તના ગ્રંથોમાં આપવામાં આવી છે. તેમાંથી કેટલીએક અહીં જણાવી છે.

(૧) ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્તઃ-પૂનેમને દિવસે ૧૫ કોળીઆ ભોજન કરવું અને તે પછી દરરોજ એકેક કોળીઓ ઓછા કરતાં કરતાં અમાસને દિવસે પૂરૂં લંઘન કરવું. પાછું સુદ એકમથી એક એક કોળીઓ વધારતા વધારતા છેવટે પૂનેમને દિવસે ૧૫ કોળીઆ અન્ન ઉપર આવી જવું. એક કોળીઆની માત્રા એટલીજ સમજવી કે જેટલું અન્ન એક વખત મોંમાં મૂકીને સારી રીતે ચાવી શકાય તેટલું અન્ન ખાવું.

(૨) યવાગૂ ભક્ષણઃ-ચોખા વગેરે ધાન્યને ઉકાળીને તેનું ઓસામણ કે પાતળું સત્વ અગર રસો બનાવીને તે પીવું. આ પણ એક શરીરશુદ્ધિનું સાધન છે.

(૩) કેવળ દૂધ ઉપર રહેવું.

(૪) કેવળ ફળ ઉપર રહેવું.

(૫) કેવળ એકજ અનાજ ખાવું.

આ સિવાય અનેક પ્રાયશ્ચિત્તો બતાવ્યાં છે કે જે શરીરશુદ્ધિને માટે બહુજ લાભદાયક છે. આજકાલ નવશિક્ષિત લોકો પ્રાચીન ગ્રંથોનો અભ્યાસ વધારે કરે છે; પરંતુ તેમાં જણાવેલાં પ્રાયશ્ચિત્તોનો આરોગ્ય સાથે શો સંબંધ છે તથા તે વાતથી આપણે આપણું આરોગ્ય કયી રીતથી સિદ્ધ કરી શકીએ એ બાબતનો અભ્યાસ કરતા નથી; એટલુંજ નહિ પણ તે લોકો સામાહિક

કે પાક્ષિક અપવાસની હાંસી કરે છે અને પ્રાયશ્ચિત્તની વાત તો હસવામાંજ કાઢી નાખે છે. અમોએ આ ઠેકાણે તે વાતને આરોગ્યની સાથે શું સંબંધ છે તેનો વિચાર કરવાની સૂચના કરી છે. એ વાત ઉપર પણ કેટલાએક લોકો ક્રોધ કરશે; પરંતુ પ્રસંગવશાત્ સત્ય હકીકત આપણી સમક્ષ રજુ થઇ ગઇ છે તેથી તે જેવી છે તેવી લખવી પણ જોઇએ. આથી અમો તદ્દન નિડર બનીને વાચકોને નિવેદન કરીએ છીએ કે, જો તેઓ આરોગ્યની દષ્ટિથી અપવાસ અને પ્રાયશ્ચિત્તનો વિચાર કરશે તો તે ઘણુંજ લાભદાયક થઈ પડશે.

સળેખમ, ખાંસી, ગળાના ચોળીઆ આવી જવા, સામાન્ય તાવ, અપચો, પેટના દોષો, માથાનાં દરદો, આંતરડાંના રોગો વગેરે કેટલાંએક એવાં દરદો છે કે જે યોગ્ય અપવાસ કરવાથી ઔષધવિનાજ મટી જાય છે; પરંતુ આજકાલના નજીવા રોગોમાં પણ ડૉક્ટરની પાસે જવાનો અભ્યાસ પડી ગયો છે, તેથી આપણી કુદરતી શક્તિથી આરોગ્ય મેળવી શકાય એવો ખ્યાલ આવી શકતો નથી. વળી આ ઘાતક પ્રવૃત્તિમાં નવશિક્ષિતોની ઉચ્છૃંખલ વૃત્તિને લીધે આપણા રીતરિવાજોનો ઉપહાસ કરવાની ટેવ વધી પડી છે અને તેથી નરસાની સાથે સારૂં પણ વગોવાય છે. આથી જો વાચકવર્ગ આ બાબત ઉપર શરીરસ્વાસ્થ્યની દષ્ટિથી અને અંદરનું રહસ્ય સમજવાની વૃત્તિથી વિચાર કરશે તો જરૂર લાભ થશે.

આ સર્વ કહેવાનું પ્રયોજન એ છે કે, સાપ્તાહિક અગર પાક્ષિક અપવાસની પ્રથા આરોગ્ય વધારવાની દષ્ટિથીજ શરૂ કરવામાં આવી હતી; મતલબ કે તેનો ઉપયોગ આરોગ્યની દષ્ટિથીજ કરવો જોઇએ; પરંતુ કેટલાએક જૂના વિચારના અને ધર્માંધ લોકો આ અપવાસની પ્રથાઓનો પણ ઘણો દુરુપયોગ કરે છે.

દક્ષિણ હિંદુસ્તાનમાં કેટલાએક લોકોને વીર વૈષ્ણવ કહે છે. તેઓ એકાદશીને દિવસે બીલકુલ આહાર કરતા નથી, તેમ પાણી પણ પીતા નથી. તેઓ તે દિવસે કોઇપણ જાતનો બીજો પદાર્થ પણ મોંમાં નાખતા નથી. બીજે દિવસે એટલે બારશને દિવસે સવારમાં સ્નાનાદિથી નિવૃત્ત થઇ પૂજાપાઠ કરી સૂર્યોદય થયા પહેલાંજ પૂર્ણ ભોજન કરે છે. આ ભોજનમાં તેઓ એવા તો ભારે પદાર્થો બનાવે છે કે જે સારા જઠરાગ્નિવાળા માણસો પણ પચાવી શકતા નથી. આ કારણથી તે અપવાસ તે લોકોને આરોગ્યસાધક થતો નથી; કારણકે અપવાસના સમયમાં આંતરડાંની શુદ્ધિને માટે શીતળ જળ, વરસાદનું પાણી, ગંગોદક કે ડિસ્ટિલ કરેલું પાણી પીવું જોઇએ; આથી કોઠાની શુદ્ધિ થાય છે. લંઘનને બીજે દિવસે પણ હલકું, સાત્વિક અને પુષ્ટિકારક ભોજન કરવું જોઇએ, કે જેથી તે સહેલાઈથી પચી શકે. ધર્માંધ લોકો આ નિયમોનું ઉલ્લંઘન કરે છે અને તેથી તેઓનો અપવાસ કરવાનો પરિશ્રમ નકામો જાય છે.

કેટલાક લોકો અપવાસને દિવસે ફળાહાર કરે છે. આ ફળાહારમાં તેઓ એવા ભારે પદાર્થો વાપરે છે કે તે તંદુરસ્ત માણસ પણ પચાવી શકે નહિ. આથી તે લોકો પોતાનાં આંતરડાં અને પેટને બગાડે છે. આ કારણોથી ધાર્મિક પદ્ધતિ પ્રમાણે અપવાસ કરવાના રિવાજો એટલા બધા બગડી ગયા છે કે તેનો વિચાર કરતાં એવા નિશ્ચય ઉપર આવવું પડે છે કે, ધાર્મિક અપવાસ કરવાવાળા અપવાસના મૂળ ઉદ્દેશથી ઘણા દૂર ચાલ્યા ગયા છે. આ કારણોથી સાપ્તાહિક, પાક્ષિક કે માસિક નિયમસર અપવાસ કરવાવાળાઓનાં આરોગ્ય સુધરવાને બદલે બગડતાં ચાલ્યાં છે.

જે લોકો આરોગ્યને માટેજ અપવાસ કરે છે, તે લોકોએ એકટાણું અથવા તો અપવાસ આરોગ્યની દષ્ટિથીજ કરવાં. લંઘનના દિવસોમાં ગંગાજળ, વરસાદનું પાણી કે ડિસ્ટિલ કરેલું પાણી જેટલા વધારે પ્રમાણમાં પીવાય, તેટલા પ્રમાણમાં આંતરડાંની શુદ્ધિ કરવાનો ગુણ આવે છે. જો આવી જાતનું પાણી મળી ન શકે તો ઉંડા કૂવાઓનું પાણી પીવું. તે પણ ન મળે તો સાધારણ પાણી પણ ચાલે.

આ બાબતમાં નિયમ એ રાખવો કે, જેટલા દિવસ લંઘન કર્યું હોય તેથી બમણા દિવસસુધી ફક્ત દૂધપરજ રહેવું–અર્થાત્ (૧) એકટાણામાં એક દિવસ દૂધપર રહેવું. (૨) એક દિવસના અપવાસમાં બે દિવસ દૂધપર રહેવું. (૩) ત્રણ દિવસના અપવાસમાં ૭ દિવસ દૂધપર રહેવું.

લંઘન તોડવાનો વિધિ ઉપર બતાવી ગયા છીએ. આ પ્રમાણે કરવાથી જે માણસો લાંબા અપવાસો કરી નથી શકતા, તે લોકો આવાં નાનાં લંઘન પણ વારંવાર કરે તો આરોગ્ય મેળવી

શકે છે. ખાસ કરીને આવા અપવાસો પેટનાં દરદો મટાડે છે. લંઘન પછી દૂધ ઉપર રહેવાનું કહ્યું છે તે દૂધ પણ થોડુંજ લેવું. જેટલું પચી શકે તેટલું અને મળી શકે તો તાજું દૂધ લેવું તે ઉત્તમ છે.

ચાંદ્રાયણ ઇત્યાદિ બીજા પ્રકારો પણ આરોગ્યને માટેજ છે.

જો પાઠકોમાંથી કોઇ કદાચ આ પ્રાયશ્ચિત્તના ગ્રંથો વાંચે અને તેમાં જણાવેલાં ગપ્પાંના ભાગો કાઢી નાખી આરોગ્યસાધક બાબતજ સ્વાસ્થ્યવૃદ્ધિને માટે લે તો તે રીતોથી પણ આરોગ્યવૃદ્ધિ થઇ શકે છે. જે લોકો એક દિવસનો પણ અપવાસ કરી શકતા નથી, તે લોકો જો ચાંદ્રાયણ પદ્ધતિ પ્રમાણે ક્રમે ક્રમે ભોજનની ન્યૂનાધિકતા કરે તો તેઓ પણ પોતાનું આરોગ્ય જાળવી શકે. જેઓ આમ કરી ન શકે તેઓ અનાજોનાં ઓસામણ કે પાતળા રસાઓ પીએ અને ભારે ખોરાક ન લે તો તે રીતે પણ આરોગ્ય મેળવી શકે. જેઓ આમ પણ ન કરી શકે તેઓ ફક્ત એકલાં ફળો ઉપરજ રહે તોપણ આરોગ્ય પ્રાપ્ત કરી શકે છે. આ સિવાય ફળ, અલ્પ ભોજન કે થોડા દૂધ ઉપર રહીને પણ શરીરને નિરોગી બનાવી શકાય છે.

આ પ્રમાણે અપવાસ અને પ્રાયશ્ચિત્તનાં વ્રતો ફક્ત આરોગ્ય સાચવવાને માટે બનાવ્યાં છે. આજકાલ તેનો ઉપયોગ તેનો ઉદ્દેશ સમજ્યા વગર થાય છે. તેમાં દોષ તે વ્રતોનો નથી પણ વ્રત કરનારાઓનોજ હોય છે. એટલા માટે વાચકોને મારૂં નિવેદન છે કે, વ્રતનો વિચાર તેઓએ આરોગ્યની દૃષ્ટિથી કરવો; અને જે ભાગ પોતાના આરોગ્યને માટે સાધક હોય તેનેજ ગ્રહણ કરવો અને બીજાને તજી દેવો.

અનુવાદક—**વૈદ્ય મણિશંકર મૂળશંકર ત્રિવેદી—અમદાવાદ**

---

ગુરુઓ, પંડિતો કે વક્તાઓ ઉપર પણ પથરા તો ફેંકાશેજ, પરંતુ તેથી ડરવાનું નથી.
**'સ્વર્ગનો પ્રકાશ'**

'નૈસર્ગિક સુંદરતાપર કૃત્રિમતાનો ઢોળ ચઢાવવાની જરૂર નથી.' **'સત્યવેદી'**

'પુરુષોનો એ સ્વભાવ હોય છે કે સદાસર્વદા તેઓ વિપથગામી બની જાય છે, પરંતુ તેમની પત્નીઓએ પોતાના બળ, છળ અને કૌશલ્યથી ગમે તેમ કરીને પણ તેમને સીધા માર્ગપર રાખવા જોઇએ.' **'બાબુ રવીંદ્રનાથ ટાગોર'**

'બને તેટલી રીતે લોકો પાસેથી ઓછી સેવા લેવી અને તેમની અધિક સેવા ઉઠાવવી.'
**'મ૦ ટૉલ્સ્ટૉય'**

'મનુષ્ય પોતાનું જીવન કોઇ ઉપયોગી કાર્યમાં રોકે છે કે નિરૂપયોગી કાર્યમાં રોકે છે, એટલા ઉપરથી તેના જીવનનું ખરૂં મૂલ્ય નક્કી કરી શકાતું નથી; પણ તે કેટલે દરજ્જે ત્યાગી થયો છે અને નિરભિમાની બન્યો છે તે ઉપરથીજ તેના જીવનનું મૂલ્ય આંકવું જોઇએ.' **'મ૦ ટૉલ્સ્ટૉય'**

'અતિ ઉચ્ચ સાધ્ય સિદ્ધ કરવામાટે કષ્ટ સહન કરવા ઉપરાંત લોકોનો ઉપહાસ પણ સહન કરવો પડે તો એનાથી અધિક શ્રેષ્ઠ બીજું કંઇ નથી.' **'માર્કસ ઑરેલિયસ'**

'સુખી થવાનો સરળ માર્ગ પરોપકારાર્થે દેહ અર્પણ કરવો એજ છે.' **'મ૦ ટૉલ્સ્ટૉય'**

'પોકળ દંભરૂપી દુર્ગુણ અન્યને વિશેષ અપાયકારક નથી, પણ પોતાનેજ તે અત્યંત નુકસાનકારક છે.' **'મ૦ ટૉલ્સ્ટૉય'**

'જેની દાનત શુદ્ધ હોતી નથી તેનાથી કદીપણ મહત્કાર્ય સાધ્ય થતું નથી.' **'મ૦ ટૉલ્સ્ટૉય'**

'હાલની શિક્ષણપદ્ધતિમાં બાળકોમાટે શિક્ષકો નથી, પણ શિક્ષકોમાટે બાળકો ઉત્પન્ન થયેલાં છે.' **'મ૦ ટૉલ્સ્ટૉય'**

'આપણને અર્વાચીન કાવ્ય પસંદ પડે છે તો તે અતિ રમણીય અને શુદ્ધ છે એ કારણથી નહિ, પણ આપણી બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે તેથીજ ભ્રષ્ટ કાવ્યો પસંદ પડે છે.' **'મ૦ ટૉલ્સ્ટૉય'**

'લાખો માણસોના સમૂહના આંતરભાગમાં નિદ્રાધીન પડેલી શક્તિ જે સાહિત્યથી જાગ્રત થાય છે, તેજ સાહિત્ય કળાની દૃષ્ટિએ શ્રેષ્ઠ છે; માટેજ સામાન્ય સમાજના મુખે હમેશાં ગવાતાં પદ અથવા વાતોજ પસંદ કરવા જેવાં છે.' **'મ૦ ટૉલ્સ્ટૉય'**

**(હિંદુસ્તાનના સં. ૧૯૮૨ના દીપોત્સવી અંકમાંથી.)**

# અમેરિકાની એક જાણવા જેવી સંસ્થા

## 'ખરાબ' કહેવાતા બાળકો માટેનું આદર્શ આશ્રમ

( અનુવાદકઃ–શ્રી દિલખુશ બ. દિવાનજી–હિંદુસ્થાનના ૧૯૮૨ ના દીપોત્સવી અંકમાંથી ઉદ્ધૃત )

"નિરૂપયોગી થઈ પડેલા આ દિવસોના શુષ્ક અરણ્યમાં ભટકતો હું તમારી સંસ્થા જોવા આવી ચઢયો અને ત્યાં તો એ શુષ્ક અરણ્યમાં ઝળકી ઉઠેલું જીવનનું ચૈતન્ય ઝરણું મેં નિહાળ્યું. મોટી કહેવાતી બીજી વસ્તુઓ ભૂલાઇ જશે, પરંતુ તમારી નાનકડી શાળાનાં સ્મરણો તો મારા જીવનમાં વણાઇ ગયેલાંજ રહેશે; કારણ કે તમારી શાળામાં મને સત્યનું દર્શન થયું છે–અને ત્યાંથી આવ્યા પછી મારા જીવનમાં કંઈક અલૌકિક વસ્તુ હું અનુભવી રહ્યો છું."

મિ૦ ફ્લૉઇડ સ્ટાર માને છે કેઃ–

"ખરાબ બાળક જેવી વસ્તુજ દુનિયામાં નથી. જેને આપણે 'ખરાબ' કહીએ છીએ તે તો અવળે માર્ગે વળેલા બાળકની વૃત્તિમાત્ર છે. સુજનતા અને પ્રેમના અનુકૂળ વાતાવરણમાં રહેનાર સર્વ બાળકો હમેશાં સારાજ નિવડે છે."

અને એ ફ્લૉઇડ સ્ટાર કોણ છે ?

સમાજે બાળકોને વંઠી ગયેલાતરીકે ફેંકી દીધા હોય તેવા "ખરાબ" બાળકોમાંથી સરસ પુરુષો બનાવવા સારૂ ફ્લૉઇડ સ્ટારે ૧૨ વર્ષ અગાઉ પોતાનું આશ્રમ ખોલ્યું હતું અને આજે તે આશ્રમ જગતમાં 'સ્ટાર કૉમનવેલ્થ' તરીકે મશહુર છે. "ખરાબ" બાળક હોય છે એવું ફ્લૉઇડ માનતાજ નથી અને એવા એમના વિચારોપર એમણે સ્ટાર કૉમનવેલ્થની ભવ્ય સંસ્થા રચી છે. સમાજના અસહ્ય ત્રાસથી બાળકમાં સર્વ સદ્‌વૃત્તિઓ સર્વાંશે કચરાઇ ગઇ ન હોય તો એ "ખરાબ" કહેવાતા બાળકોમાંથી સરસ, ચારિત્રવાન બુદ્ધિશાળી પુરુષો પ્રગટ થઇ શકે છે. એ સત્યની પ્રતીતિ ફ્લૉઇડ દરવર્ષે આશ્રમમાંથી નીકળતા બાળકોદ્વારા આપી રહ્યા છે.

અને એ બાળકોનાં શરીર અત્યંત નિરોગી હોય છે. ક્વચિતજ તેઓ માંદગીથી પીડાય છે. સ્ટાર કૉમનવેલ્થ શરૂ થયાને આજે બાર વર્ષ વહી ગયાં અને કેટલાયે બાળકો તેમાં રહી ગયા અને રહે છે; છતાં એકપણ મરણ ત્યાં થયું નથી. સ્ટારનો અનુભવ એવો છે કે, તંદુરસ્ત શરીરમાંજ તેજસ્વી મન તથા પવિત્ર આત્મા નિરંતર વસેલા હોય છે.

શરૂઆતનાં થોડાં વર્ષોસુધી એ ખીલતી સંસ્થામાં છથી બાર બાળકો રહી શકતા. અત્યારે બાળકોની સંખ્યા ૬૦ ની છે. છેલ્લાં બાર વર્ષોમાં સમાજના "વંઠી ગયેલા" કહેવાતા ૩૦૦ બાળકોને ફ્લૉઇડ સ્ટારે પોતાની સંસ્થામાં આશ્રય આપ્યો છે અને જ્યારે એ બાળકો સંસાર છોડી બહાર જીવનક્ષેત્રમાં પડે છે, ત્યારે સર્વ કોઈ સ્ટાર કૉમનવેલ્થની યશપતાકામાં તેજસ્વી રંગ પૂરી તેના સત્કાર્યના સ્મરણસ્થંભો થઇ પડે છે. હજીસુધી સ્ટાર કૉમનવેલ્થનો બાળક નિષ્ફળ નથી નિવડયો અને એમાંજ સ્ટારની તેજસ્વી ભાવનાઓનો વિજય પ્રકાશે છે.

સ્ટાર હજી યુવાનજ લાગે છે અને એનામાં એ યુવાવસ્થાનો ઉછળતો ઉત્સાહ એટલો પ્રબળ છે, કે એ વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરશે કે કેમ એજ શંકા છે. સ્ટારની કારકીર્દિમાં કાર્યપરાયણતા પ્રથમથીજ ઝબકી ઉઠે છે.

જ્યારે તે બાળક હતા ત્યારે તેમની પડોશમાં પતિપત્ની વાતો કરતાં હતાં કેઃ–"આ બિચારાં બાળકોને કોઇ બોલાવતું નથી અને સર્વ કોઇ એને વંઠી ગયેલાં ગણી ફેંકી દે છે. આપણે એને રાખીશું અને એમનું જીવન સુધારવા પ્રયાસો કરીશું." પાછળથી ફ્લૉઇડ જોઇ શકયા કે એ પડોશી દંપતિએ ખરેખર પેલા નિરાધાર બાળકો રાખ્યા અને સમાજે જેમને કંટાળી વંઠી ગયેલા તરીકે ફેંકી દીધા હતા તેજ બાળકોને તેમણે ચારિત્ર્યવાન પુરુષો બનાવ્યા અને તેમ કરવામાં એમણે એકજ વસ્તુપર ખાસ ધ્યાન આપ્યું. તેમનું વાતાવરણ એટલું શુદ્ધ બનાવી દીધું કે તેમનામાં છુપાયેલી સદ્‌વૃત્તિઓ ખીલવા લાગી. બાળક ફ્લૉઇડપર આ અખતરાઓની ઉંડી અસર થઇ—એના અંતરમાં પ્રેરણા જાગી—કે 'બસ, આવા શિક્ષણકાર્યમાં જીવન સમર્પણ કરવામાં કેટલો

બધો આનંદ પડશે! અને તેજ દિવસથી ફ્લૉઇડનાં ભાવિ સ્વપ્નાંઓનું કેન્દ્રસ્થાન એજ પ્રેરણાએ લઇ લીધું. આલ્બીયન મહાવિદ્યાલયમાંથી સ્નાતકની પદવી મેળવી તેમણે પ્રસિદ્ધ મૅકફેડનની વ્યાયામશાળામાં કામ કર્યું. તે સમય દરમિયાન ફ્લૉઇડે મૅકફેડનના શરીરવિકાસના નિયમોવિષે જે દૃઢ અભિપ્રાયો બાંધી લીધા તે જીવનપર્યંત તેમણે આજ લગી સાચવી રાખ્યા છે અને તેમના શિક્ષણકાર્યમાં તે દૃઢ માન્યતાઓને યોગ્ય સ્થાન મળી ગયું છે.

વારસામાં મળેલી કંઇક મિલ્કતના પર ફ્લૉઇડે એમના જીવનનાં સ્વપ્નાંઓનો કાર્યપ્રદેશ રચવા માંડયો. એમણે આલ્બીયન પાસે ૪૦ એકરનું ખેતર ખરીદ્યું અને તે પર એક નાનકડું મકાન બંધાવ્યું. એ મકાનને એમણે આનંદ કુંજ(ગ્લૅડસમ કૉટેજ)નું નામ આપ્યું;કારણ કે તેઓ માને છે કે, તે દિવસે તેમના જીવનમાં સર્વોત્તમ આનંદની શરૂઆત કરી દીધી હતી. હજી મકાન તો પૂરૂં બંધાયું ન હતું એટલામાં ફ્લૉઇડે શાળા ખોલી અને ત્રણ બાળકોને દાખલ કરી દીધા. મકાન બંધાતું હતું તે દરમિયાન બાળકો પાસેના તબેલામાં સૂતા. વખત જતાં એમણે તે ખેતર અને મકાન એક મંડળને સોંપી દીધાં અને પોતે તો પેલા બાળક જેટલા ગરીબ થઇ રહેવા લાગ્યા! અને જે પુરુષ આવા બલિદાનપર પોતાનું જીવનકાર્ય શરૂ કરે છે તેની સફળતાવિષે કોઈકજ શંકા આવે.

મીશીગાનની અદાલતોના ન્યાયાધીશો સમજી ગયા કે, સ્ટારની શાળા સુંદર કાર્ય કરી રહી છે. આથી તેમની પાસે આવતા વંઠી ગયેલા બાળકોને તેમણે સ્ટાર પાસે મોકલવા માંડયા. સ્ટારની શાળામાં વિદ્યાર્થીઓ ઉભરાવા લાગ્યા, એટલે સ્થળસંકોચની મુંઝવણ વધતી ગઇ. ફ્લૉઇડે બીજું મકાન બાંધવાનું કામ શરૂ કર્યું. વખત જતાં નાણાં મળી રહેશે એ આશામાં એમણે તે મકાન પાછળ ખર્ચ કરવા માંડયો; પરંતુ આખરે તો એ ખર્ચ કરતાં હજાર ડૉલરનું દેવું થઇ ગયું અને સ્ટાર પાસે તો કંઈ રકમ રહી ન હતી. એક દિવસે તો એમના ગજવામાં ફક્ત ૩.૪૬ ડૉલરજ રહ્યા. નિરાશ થઈ સ્ટાર વિચાર કરવા લાગ્યા અને એવા પંદર પુરુષોની યાદી બનાવી, જે દરેક એમને સો સો ડૉલર આપી શકે. એમણે વિચાર કર્યો કે જો આ પંદરમાંથી પાંચ પુરુષો પણ ન આપે તોયે હજાર ડૉલર મળી જશે; પરંતુ કદાચ પાંચથી વધુ ના પાડે તો ? અને બધાજ ન આપે તો ?

એ ડૉલર ઉઘરાવવા સ્ટાર તૈયાર થયા એટલામાં ટપાલી આવ્યો અને ટપાલમાંથી હજાર ડૉલરનો ચૅક નીકળ્યો! ચૅક મોકલનાર બહેન લીલી જી. ન્યુટન હતાં. કાગળમાં લખ્યું હતું કે સ્ટારના કાર્યથી તેમને ખૂબ સંતોષ થયો હતો અને જો સ્ટાર સંસ્થા ફીલાડેલ્ફીઆમાં ખસેડવામાં આવે તો પોતાનાં સર્વ નાણાં એમાં રોકવા એ બહેન તૈયાર હતાં.

સ્ટારે જવાબ લખ્યો કે, સંસ્થાને ફીલાડેલ્ફીઆમાં લઈ જઇ શકાય એમ છે નહિ; અને જો એ શરત સિવાય નાણાંની મદદ એ બહેન તરફથી મળશે તો સંસ્થાના બીજા મકાનને તેમનું નામ આપવામાં આવશે. જ્યારે ટપાલી જવાબ લાવ્યો, ત્યારે લીલી ન્યુટન મરણપથારીપર પડયાં હતાં અને કાગળ વાંચી તરતજ તેમણે બે હજાર ડૉલરનો ચૅક મોકલી આપ્યો. લીલી ન્યુટનનું એ છેલ્લુંજ કાર્ય હતું. આવી રીતે "ન્યુટન હૉલ" માં એ બહેનના ડૉલર ખર્ચાયા હતા, જેમણે સ્ટાર અથવા એમની સંસ્થાનાં કદી પણ દર્શન કર્યાં ન હતાં.

દિવસો પસાર થયા અને સ્ટાર સંસ્થાના ફાળામાં ઉમેરો થતો ગયો; પરંતુ એનો ખર્ચ તો ફાળાથી કંઇક વધારેજ રહેતો; એટલામાં કોઇ બીજી ભલી બહેને એક નવું ઘર બાંધવા નાણાં આપ્યાં. મીશીગાનના કેટલાક પ્રદેશોએ કાયદા પસાર કરી સ્ટાર સંસ્થાના નિભાવમાટે ખાસ નાણાં જૂદાં કાઢયાં. "ગ્રાંડ રેપીડસ" સંસ્થાનાં બહેન એમીલી જવેલ કલાર્કે શાળાના મકાન સારૂ ૩૦,૦૦૦ ડૉલર આપી દીધા. વળી જૂદે જૂદે ઠેકાણેથી ફર્નીચર, વાજીંત્રો, ચિત્રો વગેરે ઉપયોગી વસ્તુઓ આવવા માંડી અને સ્ટાર સંસ્થા ખીલતી ગઇ. અત્યારે જમીન, મકાન ઇત્યાદિ મિલ્કતના કિંમત ૧૫૦,૦૦૦ ડૉલર છે.

ફ્લૉઈડ સ્ટારે પ્રથમથીજ એટલું તો સ્પષ્ટ કરી દીધું છે કે એમની સંસ્થા કંઇ દવાખાનું નથી કે જેમાં ગમે તેટલા ખરાબ થઇ ગયેલા બાળકો દાખલ થઇ શકે. દાખલ થતી વખતે દરેક બાળકને બેનેટે યોજેલી માનસિક પરીક્ષામાંથી પસાર થવું પડે છે. વર્ષસુધી તો કોઇ પણ પ્રકારની ડખલગીરીવિના વડીલ અથવા ન્યાયાધીશને બાળકની સર્વ જવાબદારી સ્ટારને સોંપી દેવી

પડે છે. સ્ટાર એટલી પણ કાળજી રાખે છે કે, અદાલતની શિક્ષાતળે બાળકો આવી જાય તે પહેલાં એમને સંસ્થામાં લઇ લેવા જોઇએ. આથી પેલી અદાલતની શિક્ષાની નૈતિક અસરમાંથી બાળકો મુક્ત રહે છે.

શરીર, મન અને આત્માનો એકસાથે વિકાસ થવો જોઇએ, એ સત્યનું પૂર્ણ ભાન સ્ટારને જેટલું થયું છે તેટલું ભાગ્યેજ બીજાને થયું હોય. સ્ટાર માને છે કે, તેજસ્વી બુદ્ધિ અને પવિત્ર આત્મા રોગી શરીરમાં રહી શકે નહિ અને તેથીજ બાળકના વિકાસમાં નિરોગી શરીરને પ્રથમ સ્થાન મળે છે. સ્ટારનાં મકાનો હવાઉજાસથી ઉભરાઇ ગયેલાં હોય છે અને જાળીઆંનું કદ પણ બારી જેટલું હોય છે. સ્વચ્છ પથારીમાં બાળકો ઉંઘે છે અને તેમને ખૂબ સારી નિદ્રા મળે છે. સૂતી વખતે બાળકો તકીઆ વાપરતા નથી. નાનાં બાળકો રાતના ૮ વાગે સૂઇ જાય છે અને કોઈ પણ બાળક ૯ાા થી મોડો સૂતો નથી. સવારના ૬ વાગતાં ઉઠવાનો ઘંટ વાગે અને પથારીઓ ચોગાનમાં મૂકી દેવામાં આવે છે. પછી બાળકો ઠંડા પાણીમાં નહાવા દોડી જાય છે. ૬–૩૦ વાગે નાસ્તો થાય છે અને પછી દરેક બાળક પોતાની પથારીને પાછી યોગ્ય સ્થળે મૂકી દે છે. બાળકોને દરરોજ વારાફરતી કંઇ ને કંઇ કામ કરવાનું હોય છે. કોઇક પવાલાં સાફ કરે છે તો કોઇક ઝાડુથી ઓરડાઓ સાફ કરે છે. તે સિવાયના બાળકો રમવા દોડી જાય છે. ૮ વાગે એટલે પછી અભ્યાસનો સમય શરૂ થાય છે. પછી બાગમાં કંઇક કામ નીકળે અને પાછો અભ્યાસ શરૂ થાય. વળી સાંજ પડતાં રમતો શરૂ થાય. ૪૦ એકર જમીન ખેતીના ઉપયોગમાં લીધી છે અને લગભગ બધા વિદ્યાર્થીઓ તેમના ખોરાકની વસ્તુઓ ખેડી લે છે. વર્ષદરમિયાન વિધવિધ જાતનાં ફળ અને વીસેક જાતનાં શાક ઉત્પન્ન કરવામાં આવે છે. વાસી વનસ્પતિને રસોઇઆઓ શિયાળા સારૂ સાચવી રાખે છે.

સ્ટાર અથવા બાળકો કોઇને માંસ ખાવાની ટેવ નથી એટલે ખાટકીને કંઇ આ સંસ્થામાંથી લાભ નથી મળતો. ૧૨ વર્ષ અગાઉ સંસ્થાની સ્થાપના થઇ તે સમયે ખોરાકમાં માંસને સ્થાન ન હતું; પરંતુ બહારથી ખૂબ ટીકા થવા લાગી કે સ્ટાર બાળકોને ભૂખ્યા રાખે છે એટલે ત્યાંના ખોરાકમાં માંસને કોઇક વખત સ્થાન મળવા લાગ્યું. થોડા સમયસુધી આમ ચાલ્યું. પછી તો અંતરના અવાજને માન આપવાનો નિશ્ચય કરી માંસનો સદંતર બહિષ્કાર થયો; જો કે સ્ટાર કેવળ વનસ્પતિ–આહારમાં માનતા નથી. માંસ હંમેશાં હાનિકારક છે એમ એ માનતા નથી, છતાં એટલું તો એ કબૂલ કરે છે કે, માંસ ન લેવાય તો વિશેષ સારૂં; પરંતુ માંસાહારની નૈતિક અસર એટલી ખરાબ છે કે બાળકોમાટે તો એ ત્યાજ્યજ ગણવામાં આવે છે. "બાળ–દૃષ્ટિમાં વિકારોનું સ્થાન જેવું તેવું નથી અને માંસાહાર એ વિકારોને જરૂર ઉત્તેજિત કરે છે. વનસ્પતિઆહાર તથા માંસાહારના પ્રયોગો મેં છૂટથી કરી જોયા છે અને છેવટે એજ નિર્ણયપર હું આવ્યો છું કે, વિકારોના દોષમાંથી બાળકોને બચાવવા વનસ્પતિ આહારનું ઔષધ રામબાણ ઔષધ છે. આથી જ્યાંસુધી મારા હાથમાં એ સંસ્થા છે ત્યાંસુધી માંસાહારને લેશ પણ સ્થાન બાળકોના ખોરાકમાં નહિજ મળે. જો પાછો હું માંસાહાર દાખલ કરૂં તો એ વિકારદોષનાં દશ્યો પાછાં શરૂ થઇ જાય.

અમારી સંસ્થામાં આવનારા લગભગ બધાજ બાળકોને પ્રથમથીજ માંસાહારની ટેવ હોય છે. મલિન વાતાવરણમાંથી આવેલા એ બાળકો દુઃખી હોય છે; પરંતુ વનસ્પતિ આહારની એમને ટેવ પડતી જાય છે તેમ તેમ તેઓમાં ઇષ્ટ પરિવર્તન થઇ રહે છે. આ કદાચ અકસ્માત્ પણ હોય. વનસ્પતિ આહારથી ટેવાયેલા બે બાળકો અમારે ત્યાં આવ્યા તે વખતે પ્રવેશપરીક્ષામાં તેમની બુદ્ધિ અત્યંત તેજસ્વી માલમ પડી.

અમારી શાળામાં અમે વિદ્યાર્થીઓનું સ્વરાજ્ય ચલાવીએ છીએ. આથી જ્યારે મેં માંસાહારનો સદંતર બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો, ત્યારે મેં વિદ્યાર્થીઓ આગળ એ ઠરાવ મૂકયો. માંસાહારવિષેના મારા અનુભવો મેં એમને કહી સંભળાવ્યા અને તરતજ એમણે સર્વાનુમતે મારા ઠરાવને સંમતિ આપી. તેઓ માંસાહાર જવલ્લેજ કરતા એટલે એમને તેનો ત્યાગ બહુ આકરો ન લાગ્યો. રસોઈઆઓ પણ શાક અને ખાવાની વાનગી એટલી સ્વાદિષ્ટ બનાવતા કે વિદ્યાર્થીઓના સ્વાદને સંપૂર્ણ સંતોષ મળતો. તેમને માંસાહારની ખોટ જણાતી નહિ. બાળકો એ સ્વાદિષ્ટ ભોજનમાં ખૂબ રસ લેતા. હું હિંમતપૂર્વક કહી શકું છું કે, મારી પાસે છે એવા બળવાન, નિરોગી અને

સ્વચ્છ બાળકો કોઇક ઠેકાણેજ હશે.

જો કે અમારા શિક્ષકબંધુઓને તેમના ઘરમાં માંસાહારની છૂટ છે છતાં બાળકોના વનસ્પતિ આહારમાં હું જોડાયો છું એટલે તેઓને માંસ ખાવાનું મન થતું નથી. અમારા આશ્રમના રસોડામાંથી અમે સર્વ તામસી પદાર્થનો બહિષ્કાર કર્યો છે. પ્રથમ ચાહ તથા કૉફીને તિલાંજલિ મળી અને પછી ધીમે ધીમે મરી, રાઇ વગેરે મસાલાઓનો ત્યાગ થયો. બીજાઓ વાપરે છે તેનાથી મીઠું પણ અમે ઓછું વાપરીએ છીએ.

ફળ, શાકભાજી, દૂધ અને ઘઉંની રોટલી એજ અમારો મુખ્ય ખોરાક છે. શિયાળામાટે ઉનાળામાં સાચવી રાખેલાં ફળ તથા શાકભાજી અમને ખૂબ ખપ લાગે છે અને ખિસ્મીસ,ખજુર, અંજીર વગેરે સૂકો મેવો ખાવાથી અમારામાં તાકાત ઠીક આવી રહે છે. કેળાના લુમખાના લુમખા લાવવામાં આવે છે અને જ્યારે બરાબર પાકે છે ત્યારે તેનો ઉપયોગ થાય છે. ખોરાકમાં મધ પ્રિય થઇ પડયું છે. પીણામાં દૂધસિવાય અમે છાશ અને પુષ્ટિકારક કોકો જેવી નિરોગી વસ્તુઓ વાપરીએ છીએ. ”

સામાન્ય તંદુરસ્ત બાળકમાટે નિયમિત કસરતની જરૂર રહેતી નથી; પરંતુ તેમના શરીરનો વિકાસ વ્યવસ્થિત રીતે થાય અને તેમાં અંદરના અવયવોને પણ યોગ્ય કસરત મળી રહે તે દૃષ્ટિથી સ્ટારે કુશળ વ્યાયામશિક્ષક પાસે કસરતનું નિયમિત શિક્ષણ રાખ્યું છે. શિયાળામાટે વ્યાયામશાળા તો છેજ. બહારની સર્વ રમતો સારૂ પૂર્ણ વ્યવસ્થા છે અને વિદ્યાર્થીઓમાં કસરત તથા રમતોને લગતાં વિધવિધ મંડળો છે.

પાસેની ટેકરીઓપર બાળકોને ચઢવાની ગમ્મત પડે છે અને ખેતર પાસે આવેલું રમણીય સરોવર તરવા સારૂ તેમજ બરફપરથી સરવા સારૂ ઉપયોગી થઇ પડે છે. માર્ચ મહિનામાં હજી બરફ પૂરી રીતે ઓગળ્યા ન હોય ત્યાં તો કસરતશાળામાંથી થાકેલા બાળકો તળાવ તરફ દોડતા આવે છે. જ્યારે બરફ પૂરતા પ્રમાણમાં પડે છે, ત્યારે બાળકો સ્ટાર પાસે બરફસ્નાનની માગણી કરે છે. સંમતિ મળતાંજ બાળકો બરફમાં આળોટે છે અને પછી અંદર જઇ ઉના પાણીથી નાહી લે છે. પછી તેઓ સૂવાની તૈયારી કરે છે. આવા બરફસ્નાનથી કોઇને હજી શરદી નથી લાગી.

શરીરવિકાસને આટલું સ્થાન અહીંજ મળે છે, એટલે આ બાળકોની તંદુરસ્તીવિષે સાંભળી સર્વ અજાયબ થાય છે. કોઇ બાળકને સહેજ પણ તાવ આવ્યો હોય એવું ભાગ્યેજ બન્યું હશે. કોઈ બાળકને શીતળા કઢાવવા નથી પડ્યા. ઓરી, અછબડા કે શરદીના રોગમાંથી સ્ટાર કૉમનવેલ્થ મુક્ત રહી છે. અત્યારસુધી ત્યાં કોઈનું મરણ થયું નથી અને બાર વર્ષો વહી ગયાં છતાં ત્રણજ વખત ડૉકટરને બોલાવવો પડયો છે. એક વખત કોઇક બાળકને હૃદયનો દુખાવો હતો. બીજી વખત ઘેરથીજ માંદા આવેલા બાળકને ડૉકટરની જરૂર પડી હતી અને છેલ્લી વખત કંઇક ઇન્ફ્લુએન્ઝાથી પીડાતા બાળકો સારૂ ડૉકટર આવ્યા હતા.

યોગ્ય ખોરાક મળતો હોય, ખૂબ ઉંઘ મળતી હોય, હવાઉજાસની સંપૂર્ણ સગવડ હોય અને શરીરની તંદુરસ્તીને અનુકૂળ પરહેજી પળાતી હોય ત્યાં આવાં આશ્ચર્યજનક પરિણામ આવેજ!

સ્ટાર કૉમનવેલ્થમાં બીજી વસ્તુ પણ તરી આવે છે. જ્યાં નિરોગી શરીર અને તેજસ્વી બુદ્ધિ હોય છે, ત્યાં પ્રેમ અને પ્રેમપૂર્વક થયેલી દલીલો ખરાબ બાળકોમાં અજબ પરિવર્તન પ્રકટાવે છે. વાતાવરણ અનુકૂળ હોય અને વિશ્વાસ ને પ્રેમથી બાળકો સાથે વર્તન રાખવામાં આવે તો ઘણા બાળકોમાં સત્ય, પ્રેમ, વિવેક અને સંસ્કારિતા એની મેળે કેળવાઈ રહે છે.

સ્ટાર એમ માને છે કે, સૈકાંઓ થયાં બાળકની માનસિક સૃષ્ટિની કોઇએ શોધખોળ કરીજ નથી અને તેથીજ બાળકવિષે ભારે ગેરસમજ ઉભી થાય છે.

“ બાળક તેના જીવનના વિકટ સમયમાંથી પંસાર થાય છે, એટલે તેની તો પૂર્ણ કાળજી લેવામાં આવે છે; પરંતુ માબાપ શામાટે સમજતા નહિ હોય કે બાળકો પણ એવીજ દશામાંથી પસાર થાય છે. તેમને કયાં ખબર છે કે, યુવાવસ્થામાં કેટલાક બાળકોમાં એક પ્રકારનું ક્ષણિક ગાંડપણ જાગે છે.”

દૃષ્ટાંતથી સમજાવતાં સ્ટાર જણાવે છે કે, બાળક તેના શૈશવમાં સુશીલ અને વિવેકી હોય છે; પરંતુ યુવાવસ્થામાં પ્રવેશ કરતી વેળાએ તે ઉદ્ધત અને ખરાબ બની રહે છે; પરંતુ જ્યારે

યુવાવસ્થામાંથી તે પસાર થાય છે ત્યારે તે પાછો વિવેકી, સુશીલ, સત્યવાદી અને ચારિત્ર્યવાન બની રહે છે.

સ્ટાર જણાવે છેઃ-"પરંતુ વિચિત્ર વાત તો એ છે કે, બાળકની સદ્‌વૃત્તિઓ મનુષ્યની સદ્‌વૃત્તિઓથી તદ્દન જૂદી હોય છે. જો યુવાવસ્થાના મંથનકાળમાં તે બાળકને અનુકૂળ વાતાવરણમાં ન રહેવા દીધો હોત અને તેની દુષ્ટ મલિન વૃત્તિઓપ્રતિ સદ્‌વર્તન રાખવામાં આવ્યું ન હોત તો મીશીગાનમાં અત્યારે તે બાળક વંઠી ગયેલામાંજ ખપી જાત."

સ્ટારની મોટામાં મોટી ફરિયાદ એ છે કે, પિતાઓ બાળકના શિક્ષણની સર્વ જવાબદારી માતાઓપર નાખે છે.

" પિતાઓ તેમનાજ બાળકોને ઓળખતા નથી. ઘણી વખત બાળક અને પિતા એકલા રૂબરૂ મળતાં મુંઝાય છે; કારણ કે તેઓ એકબીજાથી અજાણ્યા છે.

ઘણા પિતાઓ તેમનાજ બાળકને મારી પાસે લાવે છે; પરંતુ તે બાળકનો અભ્યાસ કેટલો થયો છે તેની તેમને ખબર હોતી નથી. ખરી રીતે કેવળ માતાઓપરજ બાળકોની સર્વ જવાબદારી ન નાખવી જોઇએ.

ગમે તે રીતે ગમે ત્યાંથી જીવનના વિકટ પ્રશ્નોનું જ્ઞાન બાળક મેળવી લે એના કરતાં પિતાઓજ એમને એ અગત્યના પ્રશ્નોનું શિક્ષણ પ્રથમથીજ આપે એજ ઇષ્ટ છે. બાળકો સાથે મિત્ર થઇ રહેતાં પિતાને આવડવું જોઇએ. તેમની સાથે માછલી પકડવામાં, દરીઆમાં તરવામાં અને ક્રિકેટ રમવામાં પિતાએ ખૂબ ઉત્સાહ દર્શાવવો જોઇએ; અને એવી રીતે બાળકના આંતર જીવનનો નિકટ પરિચય મેળવી લેવો જોઇએ. જો પિતા બાળકના અંતરને ઓળખી લઇ તેનો ઉત્સાહ મેળવી લેશે, તો પોતાના આયુષ્યને લંબાવી પોતે તો સુખી થશેજ; પરંતુ બાળકનું ભવિષ્ય પણ તેવું સુધરી જશે."

જ્યારે જરૂર પડે છે ત્યારે સ્ટાર બેદરકાર માબાપોની સખત ઝાટકણી કાઢે છે. એક વખત એક માતા તેના વંઠી ગયેલા બાળકને સ્ટાર પાસે લઇ આવી. વાતો કરતાં સ્ટારને ખબર પડી કે, બાળક ૧૨ વર્ષ ઉપરની ઉંમરનો હતો છતાં માતાએ તેની અર્ધી ટીકીટ લીધી હતી. સ્ટાર એકદમ બોલી ઉઠયાઃ-

"તમે પણ બાળકપર સંસ્કાર ઠીક પાડતાં લાગો છો. એકાદ બે ડૉલરમાટે તમે બાળકના દેખતાં જૂઠું બોલતાં બીલકુલ અચકાતાં નથી ! "

આ પ્રસંગનું પુનઃ સ્મરણ થતાં સ્ટાર જણાવે છેઃ-"ખરેખર દેશની ઉન્નતિ સારૂ તો હવે માબાપને સારૂ આશ્રમ ખોલવું પડશે ! હું આ કંઇ મશ્કરીમાં નથી કહેતો. મને એટલેસુધી કહેવાને મન થાય છે કે, બાળકની માનસિક દશાનું જેને ભાન નથી, તેમને લગ્ન કરવાની પણ છૂટ ન મળવી જોઇએ.

પ્રથમ તો પરણતાં પહેલાંજ સ્ત્રીપુરુષોએ એક પ્રકારની પરીક્ષા પસાર કરવી જોઇએ. શિક્ષકોને તેમના ધંધા સારૂ તૈયાર કરવા આપણે અધ્યાપન મંદિરો ખોલીએ છીએ, આપણાં પશુપક્ષીની કેળવણીમાટે પણ આપણે એટલાજ ઉત્સુક હોઇએ છીએ; પરંતુ જ્યારે માબાપની વાત આવે છે, ત્યારે ગમે તેવાં મૂર્ખ માબાપને પણ આપણે ચલાવી લઇએ છીએ.

એક દિવસ એવો પણ આવશે કે જયારે લગ્નના પરવાના પ્રમાણે માબાપ થવાના પરવાના પણ રાખવા પડશે; અને જ્યારે પરવાના આપવાની કચેરી ખોલવામાં આવશે, ત્યારે પ્રવેશદ્વારપર મોટા અક્ષરે લખવામાં આવશેઃ-

'બુડથલ અને નાલાયક સ્ત્રીપુરુષોએ પરવાના સારૂ અરજી કરવાની તસ્દી પણ ન લેવી.'"

સ્ટાર કૉમનવેલ્થની મુલાકાત લેનારપર બાળકોના વિવેકી પુરુષાર્થની ઉંડી છાપ પડ્યાવિના નહિ રહે. આશ્રમમાં સ્વચ્છંદી વર્તન તો નહિજ દર્શાવે; એમ છતાં તેમની ઉછળતી સ્વાભાવિક વૃત્તિઓ કંઇ શિક્ષકો કચરી નથી નાખતા. ફર્નીચર બરાબર ગોઠવાયું હશે, દિવાલ તથા જમીન પણ સ્વચ્છ હશે અને મકાનની સુઘડતા પણ આકર્ષક લાગશે. આ પરથી એટલું તો સ્પષ્ટ થઇ જશે કે, જો બાળકોની આસપાસ યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરવામાં આવે તો તેઓ કંઇ ધાંધલીઆ અને તોફાની નથી નિવડતા.

રસોડામાં ડોકીઉં કરીશું તો જણાશે કે, ત્યાં પચાસ સાઠ બાળકો ગમ્મત કરતા ખાણાના ટેબલ આગળ ગોઠવાઇ ગયા છે. રસોડામાં સૂર્યનો પ્રકાશ ખૂબ આવે છે, ટેબલપર સુંદર ફૂલનાં કુંડાં

ગોઠવાયાં છે અને સ્વચ્છ ચાદર ટેબલપર પાથરેલા છે. એવા ટેબલપર પછી ખાણું પણ એટલી-જ કાળજીથી અને સ્વચ્છતાથી પીરસાય છે. દરેક ટેબલ સાથે એક અનુભવી યુવાન બેસે છે અને બાળકોને તેમના વર્તનમાં જરૂર પડતી સૂચના કરે છે. બાળકોમાં હલકું વર્તન જણાતું નથી, છતાં તેમની સ્વાભાવિક વૃત્તિઓ કચડાઇ નથી જતી.

સાંજના મોટા ખંડમાં બાળકો એકઠા થાય છે અને કોઈક પુસ્તકો વાંચે છે, કોઇક સંગીત ચલાવે છે અને કોઈક રમતોમાં ગુંથાય છે. નિયમન અને વ્યવસ્થા જાળવવા સારૂ પણ બાળકોને જવાબદારી સોંપવામાં આવી છે. બાળકોનું એક મંડળ સ્થાપવામાં આવ્યું છે અને તેમાં સામાન્ય ગુન્હાઓની તપાસ વિદ્યાર્થીઓ પોતેજ કરે છે અને તેનો નિકાલ પણ એ મંડળજ કરી નાખે છે. સ્ટાર કૉમનવેલ્થમાં આથી નિયમન એટલું સરસ જળવાય છે કે માબાપોને ખબર પડતાં તેઓને એ સુંદર વ્યવસ્થાની અદેખાઇ આવે છે. જ્યારે બાળકો સંસ્થા છોડી જાય છે, ત્યારે પણ દીર્ઘ કાળસુધી એમનામાં પોતાની સંસ્થાપ્રતિ પૂજ્યભાવ અખંડ રહે છે.

સંસ્થાની દિવાલોપર સુંદર ચિત્રો મૂકેલાં હોય છે અને દર સાંજે ફોનોગ્રાફ તથા પીઆનો બાળકોને સંગીતની સારી પ્રસાદી આપે છે. એક દિવસ કોઈક કુશળ "પીઆનીસ્ટ" એ ખરાબ કહેવાતા બાળકો આગળ પીઆનો વગાડવા આવી અને નવીનતા સારૂ એક નવોજ સૂર શરૂ કર્યો. બાળકોમાં એકાએક ખળભળાટ જાગ્યો અને પેલી "પીઆનીસ્ટે" તેનું કારણ પૂછ્યું; ત્યારે સ્ટારે જવાબ આપ્યો "બાળકોમાં કિલકિલાટ થઇ રહ્યો છે, કારણ કે તેઓને તમારા એ નવીન સૂરની ખબર છે. બાળકોને એવા સુંદર અને શ્રેષ્ઠ સૂરોજ સાંભળવા ગમે છે. જ્યારે તેજસ્વી બુદ્ધિના પરિચયમાં બાળકો આવે છે, ત્યારે તેમને અલૌકિક પ્રેરણા મળી રહે છે અને-પછી તે તેજસ્વિતા કોઈક ચિત્રકારમાં હોય કે કોઇ સંગીતશાસ્ત્રીમાં હોય-બાળકોને એ અલૌકિક પ્રેરણા મળતાં તેમની બુદ્ધિને તથા તેમના નિરોગી શરીરને અજબ રીતે પોષણ મળી રહે છે. ઉન્નત સંગીત, સુંદર ચિત્રો અને સંસ્કારી સાહિત્યથી ખરાબ દેખાતા બાળકોમાં જે પરિવર્તન થાય છે, તે કદી પણ સોટીના ચમકારાથી થતું નથી. મારા બાળકોને હું સદ્‌ગૃહસ્થો બનાવવા માગું છું અને તે માટે આવા સંસ્કારી વાતાવરણની ખાસ જરૂર છે.

છેલ્લાં વર્ષોમાં ૧૭ સંસ્થાઓ તરફથી હજાર બાળકોને બચાવી લેવા સારૂ સ્ટારને આમંત્રણ મળ્યાં છે. સ્ટારની સમય-શક્તિને મર્યાદા હોય છે, એટલે બહારના બાળકોની વ્યવસ્થા કરવા તે અશકય છે; એટલુંજ નહિ પણ મીશીગાન સંસ્થાના બાળકોને પણ એ પૂરા પડી શકતા નથી.

એક અંગ્રેજ બહેન સ્ટારની સંસ્થાની મુલાકાત લઇ ગયાં અને તેની છાપ એ બહેનપર એટલી ઉંડી પડી કે તે ઇગ્લંડ ગયાં અને સ્ટાર કૉમનવેલ્થની યોજના પ્રમાણે સેન્ટ હીલેરી આગળ એમણે એક સંસ્થા હમણાંજ ખોલી છે. સ્ટાર કૉમનવેલ્થની સંસ્થામાટે આ જેવું તેવું પ્રમાણપત્ર નથી.

પરંતુ સ્ટારપર તો હજારો પ્રમાણપત્રો આવ્યા કરે છે અને તેમાં સ્ટાર પોતે સર્વોત્તમ સ્થાન તો પૂર્વના કવિ અને તત્ત્વજ્ઞાની રવીન્દ્રનાથ ટાગોરના પ્રમાણપત્રને આપે છે. ટાગોર બાળકોના મિત્ર છે અને થોડાજ સમયપર તે સંસ્થામાં આવ્યા ત્યારે ત્યાંના બાળકો સાથે તેઓ દોસ્તી બાંધી ગયા. ટાગોરે પછી સ્ટારને એક પત્ર લખ્યો અને તેમાં જણાવ્યું:—

" નિરૂપયોગી થઈ પડેલા આ દિવસોના શુષ્ક અરણ્યમાં ભટકતો હું તમારી સંસ્થા જોવા આવી ચઢયો; અને ત્યાં તો એ શુષ્ક અરણ્યમાં ઝબકી ઉઠેલું જીવનનું ચૈતન્યઝરણું મેં નિહાળ્યું. મોટી કહેવાતી બધી વસ્તુઓ ભૂલાઈ જવાશે, પરંતુ તમારી નાનકડી શાળાનાં સ્મરણ તો મારા જીવનમાં વણાઈ ગયેલાંજ રહેશે; કારણ કે તમારી શાળામાં મને સત્યનું દર્શન થયું છે અને ત્યાંથી આવ્યા પછી મારા જીવનમાં હું કંઇક અલૌકિક વસ્તુજ અનુભવી રહ્યો છું."

---

"આપણને એવા સુધારાની જરૂર છે કે જેથી આપણામાં ભ્રાતૃભાવની લાગણી પરસ્પર વધે, આતિથ્યસત્કારની તીવ્ર પ્રેમભાવના આપણામાં ઉદ્‌ભવે અને વડીલોની આમન્યા—આજ્ઞાનું પાલન થાય."

'દિવ્યરશ્મિ'

"સ્વધર્મના ગ્રંથોનો ત્યાગ કરી સૌ પહેલાં અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરવાથી અમારૂં વિશેષ અનિષ્ટ થયું છે."

'બાબુ બંકિમચંદ્ર'

**( હિંદુસ્તાનના દીપોત્સવી અંકમાંથી )**

# લોકસેવાના સાચા ઉમેદવારો માટે ઉત્તમ તક

**( મુંબઇ સમાચાર** ના ૧૯૮૨ ના **દીપોત્સવી** અંકમાં-લેખકઃ-**શ્રી. અમૃતલાલ વિ. ઠક્કર)**

આપણા બાપદાદાઓએ અફઘાનિસ્તાનને માર્ગે હિંદમાં ઉતરી આવી વસવાટ કર્યો, તે વખતે આ દેશ ઉજ્જડ ન હતો. આર્યો હિંદુસ્થાનમાં અથવા ભારતવર્ષમાં આવ્યા તે પહેલાં આ દેશમાં ઘણી કોમો વસતી હતી અને રાજ્ય પણ કરતી હતી; પણ નવા આવનાર આર્યો પુરાણી વસ્તીના કરતાં વધારે બુદ્ધિમાન, વધારે હિંસક હથિયારોથી સજ્જ અને વધારે સ્વરક્ષાને બહાને લડાયક હોવાથી અસલી કોમોને ફળદ્રૂપ પ્રદેશોમાંથી મારી મારીને ઉજ્જડ અને ટેકરાવાળા તથા જંગલવાળા ભાગોમાં નસાડતા ગયા. આ અસલી કોમોના લોકોને રાક્ષસ, દાનવ, દસ્યુ, વાંદરા ( એટલે વાનર-મુખી ), અનાર્ય એવાં નામોથી આર્યો ઓળખવા લાગ્યા. બારમા સૈકામાં પંજાબ તરફથી રાજપૂત લોકોએ ઉતરી આવીને રાજપૂતાનામાં પોતાનાં રાજ્યો સ્થાપ્યાં, તે વખતે ત્યાંના અસલી ભીલ રાજાઓને મારી હઠાવ્યા, તેના વિજયચિન્હતરીકે હજુ કેટલાક રજપૂત રાજાઓ ગાદીનશીન થાય છે, ત્યારે ભીલની આંગળી કાપીને તેમાંથી નીકળેલા લોહીથી ટીકો અથવા ચાંલ્લો કરે છે. સુરત પાસે ડાંગના જંગલમાં નાનાં નાનાં રાજ્યો હતાં, તે ચાલુ સૈકાની શરૂઆતમાંજ વધારે સારો રાજ્યવહિવટ ચલાવવાને બહાને અંગ્રેજ સરકારે લઇ લીધાં. આસામના પહાડીઓમાં નાગા, લુશાઈ, ખાસી વગેરે અસલી કોમોનાં રાજ્યો ગયા સૈકામાંજ, જૂદે જૂદે બહાને લશ્કર મોકલાવી લઈ લીધાં છે તેનું વર્ણન ગેઝીટિયરોના પાનામાં મોજુદ છે. મધ્યહિંદના ગોંડ રાજાઓ એક ઉદાર અંગ્રેજ સિવિલિયનના કહેવા પ્રમાણે મહારાજાઓ હતા અને તેમનું રાજ્ય મધ્યપ્રાંતના મોટા ભાગપર મોગલ શહેનશાહતના વખતમાં હતું.

### રાક્ષસ મટીને દુબળા

સમયના વહેવા સાથે આ જૂની કોમો રાક્ષસ મટીને ' દુબળા ' થયા, રાજા મટીને હમાલ થયા અને માલીક મટીને ગુલામ થયા. તેમની જૂની મહત્તા ભૂલાઇ ગઈ અને જાણે કે તેઓ આર્યોનું દાસત્વ અને હલકું કામ કરવા હજારો વર્ષથી સરજાયા હોય એવી માન્યતા થઇ ગઇ. કેટલીક કોમોને અંત્યજનું, મુએલાં ઢોર ઢસડવાનું અને મનુષ્યોનાં મળ-મૂત્ર ઉઠાવવાનું કામ ગળે ઘાલવામાં આવ્યું, જેથી તેઓ અસ્પૃશ્ય થઇ ગયા. આજ મિતિએ પણ સાબરમતીની પ્રસિદ્ધ જેલમાં પંચમહાલના જે ભીલોને કેદીતરીકે જવા પ્રસંગ આવે છે, તેમની પાસે ઘણેભાગે પાયખાનાં સાફ કરાવવાનું કામ કરાવાય છે. ગઈ મોટી યૂરોપીય લડાઇમાં આસામમાં ' નાગા ' કોમના મજુરો મોકલવામાં આવ્યા તેમને ફ્રાન્સમાં, મેસોપોટેમીઆમાં અને બીજાં સ્થળોએ લશ્કરના સિપાઇઓના ભંગીતરીકે મેલું ઉપાડવાને જબરજસ્તીથી કામે લગાડ્યા. આવી રીતે વધારે સંસ્કારી મનાતી જાતો પછાત પડેલી કોમોને આજ પણ દાબીને, કચરીને, નીચ મનાતું કામ જબરજસ્તીથી કરાવતાં જરા પણ પાછું વાળી જોતી નથી.

### આસામનો ચોથો ભાગ ' જંગલી '

પણ કોઈ કહેશે કે એ તો બહુ જુજ સંખ્યાની, કે છેકજ જંગલી લોકો જેઓ, ઓસ્ટ્રેલિયાના કે અમેરિકાના અસલ વતનીઓની માફક નાશ થવાને સરજાયેલા છે, તેમની આ વાત છે અને તેને અણઘટતું મહત્ત્વ આપવાની કાંઇ જરૂર નથી; પણ આપણા વસ્તીપત્રકના આંકડાઓ આ દલીલનું પોકળ બતાવી આપે છે. મધ્યપ્રાંતની ૧ કરોડ ને ૬૦ લાખની વસ્તીમાં પૂરા ૩૨ લાખ, એટલે આખી વસ્તીનો **પાંચમો ભાગ** આવી અસલ વતની ગોંડ, હલકા વગેરે લોકોનોજ છે. આસામની ૮૦ લાખની વસ્તીનો ચોથો ભાગ, એટલે પૂરા ૨૦ લાખ નાગા, ખાસી, લુશાઈ, અબોર, મીશ્મી, કાચારી, ગારો એવી પુરાણી જાતિઓના છે. મુંબઇ ઇલાકાની લગભગ બે કરોડ ૬૭ લાખની વસ્તીમાં ૧૮ લાખ ઉપર ભીલ, કાળીપરજ, ઠાકુર, વારલી, કોકણા, કાતકરી એવી વસ્તીની સંખ્યા છે. આખા દેશની ૩૨ કરોડની વસ્તીમાં તેમની કુલ સંખ્યા ૧ કરોડ ૬૦ લાખની, એટલે સેંકડે પૂરા પાંચ ટકાની છે. એટલે દર સોની વસ્તીમાં પાંચ માણસ ' જંગલી '

અથવા 'રાની' કહેવાતી જાતોના લોકો છે. આ સંખ્યા નાની કહેવાય ? આ વસ્તી ગણત્રીમાંથી કાઢી નાખવા જેટલી છે ? આસામ પ્રાંતની કુલ વસ્તીથી આ કોમોની વસ્તીસંખ્યા બમણી થાય છે. કચ્છ અને કાઠિયાવાડ બંનેની વસ્તી કરતાં આ વસ્તી પાંચગણી કરતાં પણ વધારે છે અને મુંબઇ શહેરની પચરંગી વસ્તી કરતાં તેરગણી છે.

## આપણેજ જવાબદાર

હવે આટલી મોટી અને ઐતિહાસિક દૃષ્ટિથી મહત્ત્વવાળી પ્રજા, અથવા પ્રજાઓ તરફ આપણે આજસુધી કેવી વર્તણુંક ચલાવી છે ? ખરેજ તે આપણને શોભાવે તેવી તો નથીજ, બલ્કે શરમાવે તેવી છે. આપણે તેમની સારી ખેડેલી જમીનો-જંગલો કાપીને ખેડવાણ બનાવેલી જમીનો પડાવી લીધી છે. તેમને શાહુકારી ધંધામાં સારી રીતે છેતર્યાં છે અને એક વખત થોડી રકમ લગ્ન કે એવાજ કામને માટે આપી જીંદગીભરના કે બેચાર પેઢીસુધીના પણ ગુલામ બનાવી લેવામાં આપણું બધું બુદ્ધિબળ વાપર્યું છે, તેમને દારૂના વ્યસને ચઢાવીને પશુ જેવા બનાવી મૂકયા છે. લાઠી વાપરનારા ભૈયા કે પઠાણને ભાડે રાખી તેમને ભયભીત બનાવી મૂકયા છે, ટુંકમાં તેમને ગુલામ અથવા પશુની સ્થિતિમાં લાવી મૂકયા છે. કોઇ પરોપકારી ખ્રિસ્તી પાદરી કે અંગ્રેજ અમલદારની દયાથી તેમની સ્થિતિ સુધારવા પ્રયત્નો થયા હશે, પણ આપણા ધનાઢયોએ, આપણા ધર્માચાર્યોએ, આપણા પંડિતોએ, આપણા જીવદયાના હિમાયતી જૈન ભાઇઓએ કદી તેમના તરફ નજર સુદ્ધાંએ કરી છે ? કદી તેમને માટે ધર્માર્થી દવાખાનાંઓ, કદી ધર્મનાં સ્થાનો, કદી જ્ઞાન મેળવવાની શાળાઓ આપણા વૈષ્ણવોએ કરી છે ? ઉલટું વ્યારા તાલુકાના વૈષ્ણવ કપોળો ત્યાંના કાળીપરજોની જમીનો પડાવી લેવામાં કુશળ ગણાયા છે, નવસારી જીલ્લાના પારસીઓ રાની ગામડાંઓમાં દોરી લોટો લઇને જાય છે અને ત્યાં થોડાં વર્ષમાં જાગીરદાર, દારૂનો દુકાનદાર અને 'કાળીપરજો'ના રાજા બની જવાને પંકાએલા છે. સુરતજીલ્લાના અનાવલા તથા પાટીદારો "ધણીયામા" બનીને પોતાના "દુબળાઓ" ને નાસી જાય ત્યારે માર મારીને પાછા પકડી આણવામાં પોતાની બધી બુદ્ધિ, કુશળતા અને કાર્યદક્ષતા વાપરે છે. વડોદરા રાજ્યે ગઇ સાલમાં કાળીપરજની સ્થિતિ તપાસવા એક કમિટી નીમી હતી તેની પાસે એક વણીક વેપારીએ સાક્ષી આપી હતી કે, "આવા ભોળા, અજ્ઞાન અને બુદ્ધિહીન લોકોને છેતરીને પૈસાદાર થવાની કોને ઇચ્છા ન થાય ?" આ કયી જાતનું મનુષ્યબંધુત્વ ? આ તે આર્યત્વ કે રાક્ષસત્વ ? પ્રભુ હિંદુસ્થાનને આમાંથી બચાવો.

## મીશનરીઓ પાસેથી શીખો

આથી ઉલટું પરધર્મી-પરદેશી ખ્રિસ્તી મિશનો આ કોમોને માટે કેટલું બધું કરી રહ્યા છે, તે આંખો ઉઘાડીને જોવાની પણ આપણે તસ્દી લેતા નથી; એટલુંજ નહિં પણ આના દાખલાઓ આપણા કાને અથડાય છે, ત્યારે પણ "તેઓ તો પોતાના સ્વાર્થમાટે, પોતાના ધર્મનો ફેલાવો કરવામાટે તેમ કરી રહ્યા છે" એવી બેશરમી દલીલો કરતાં આપણે અચકાતા નથી; પણ તમે તમારા સ્વાર્થમાટે, તમારા ધર્મમાટે, તમારા દેશમાટે આ જૂની કોમોને માટે પારમાર્થિક કામો કેમ કરતા નથી ? હજારો ગાઉથી, બીજા ખંડોમાંથી પરધર્મી લોકો આવીને તમારા દેશના લોકોને જ્ઞાન આપે, કરોડોની સહાય આપે, ધર્મને માર્ગે ચઢાવે અને તે માટે પોતાની જીંદગી આ દેશમાં ખપાવી દે, અહીંઆં મરવાની, દટાવાની હોંસ રાખે પણ તમારૂં તો રૂવાડું સરખુંએ ન ફરકે ? જૂની વસ્તીને તેમનાં જંગલોમાં જઇ સહાય તો ન કરો, પણ તેમનાં લોહી ચૂસવાને અને ગુલામી દુનિયામાંથી નાબુદ થયે છતે તમે ગુલામગીરીમાં તેમને સબડાવો એ શું તમારી પ્રજાતરીકેની લાયકી છે ? બિહારના સાંતાલ પ્રગણામાં ૪૦ વર્ષથી કામ કરતો નોર્વેનો રેવ. બોડિંગ કે ગરીબ સાન્તાલોના લોહી પર ચુંથનારા ડૉકટર મૅકફેલ કે તેની પત્ની ડૉકટર મૅકફેલ કે હમણાંજ પોતાને સ્વદેશ અમેરિકા સીધાવેલ અહમદનગરના ડૉકટર ... ની જોડીમાં મૂકી શકાય એવો એક પણ હિંદી નર તમે બતાવી શકો તેમ છો ? "પર દુઃખે ઉપકાર કરે તોયે મન અભિમાન ન આણે" એ વૈષ્ણવની વ્યાખ્યા એકે વૈષ્ણવને લાગુ પાડી શકાય તેમ છે એમ છાતી ઠોકીને કોઈ કહી શકશે ?

## પોતપોતાની જ્ઞાતિમાટેજ ?

આપણો દેશ અનેક ધર્મ, અનેક જ્ઞાતિ અને પેટાજ્ઞાતિ તથા ટોળામાં વહેંચાઇ ગયેલો છે. તેમાં સુધરેલા પ્રકારના 'કોમ્યુનાલીઝમ'—પોતપોતાના વાડાવાળામાટે કામ કરવાની ભાવનાએ તો હદજ કરી છે. હિંદુ તે હિંદુનેજ માટે, મુસલમાન તે કેવળ મુસલમાનનેજ માટે અને પારસી તો નાની કોમ રહી તેથી પોતાના અસ્તિત્વને માટે કામ કરી રહ્યા છે. હિંદુઓમાં વળી નાગર બ્રાહ્મણ પોતાની જ્ઞાતિવાળાઓમાટે, વાણીઆ વાણીઆમાટે, ભાટિયા ભાટિયામાટે, પાટીદાર પાટીદારમાટે એમ સૌ પોતપોતાને માટે કોઠી લેવાની પદ્ધતિપર કામ કરી રહ્યા છે; પણ આ તો જે કોમો જાગતી છે, આગળ પડતી છે, બુદ્ધિમાન છે તેની વાત થઇ; પણ જેઓ ઘોર નિદ્રામાં છે, જેમને દેશનું કે પ્રજાપણાનું ભાન સુદ્ધાં નથી, જે કેવળ પોતાનું પેટ ભરવામાંજ ગુંચવાઇ ગઇ છે, જે દારિદ્ર્યમાં ડુબી ગયેલી છે તેનું કોણ? નાગરોનાં મંડળો કોળીઓને સહાય કરવામાટે બંધાયાં સાંભળ્યાં નથી, વાણીઆ કે ભાટિયાઓએ હલકી ગણાતી જ્ઞાતિઓને માટે શાળાઓ ખોલી નથી, (બલ્કે પોતે સ્થાપેલી સંસ્થાઓ ફક્ત ઉચ્ચ વર્ણના હિંદુઓમાટે છે એમ આકાશગર્જના કરતાં લજ્જિત થતા નથી.) પાટીદારોએ અંત્યજોને સારી સ્થિતિએ ચઢાવવા પ્રયત્નો કર્યાનાં આપણને સ્વપ્નાં પણ આવ્યાં નથી. નોર્વે–સ્વીડનના કે કેનેડાના પ્રોટેસ્ટન્ટ લોકો કે ફ્રાન્સના કે ઇટલિના રોમન કેથેલીકો, કે ખ્રિસ્તીધર્મના સેંકડો પંથોના અનુયાયીઓ હિંદના લોકોને ખ્રિસ્તીધર્મનું જ્ઞાન આપવા કરોડો રૂપિયા એકઠા કરી મોકલે અને વાપરે; પણ અમારાજ દેશના, અમારાજ ધર્મના, પોતાને ઉચ્ચ કહેવરાવતા લોકો અમારાજ ધર્મથી અજ્ઞાન ભાઇઓને માટે પૈસો પણ ન ખર્ચે, દવાખાનામાં તેઓને પેસવા પણ ન દે તથા શાળાઓમાં પરદેશી સરકારના હુકમ છતાં પણ અંત્યજ બાળકોને દાખલ ન થવા દે એ જેટલું શરમાવનારૂં છે, તેટલુંજ સત્ય છે. એકાદો **શિંદે** પોતાને અંત્યજોના કલ્યાણના કામમાં ખપાવી દે, કે એકાદો **નીલમણિ ચક્રવર્તી** આસામની ખાસી ટેકરીમાં પોતાના બુઢાપામાં પણ સેવાકાર્ય કરે તેથી દેશનું દળદર ફીટવાનું નથી.

## પરાઇ પીડ જાણો

પ્રાંતે પ્રાંતે અસલ વતની કોમોમાટે કલ્યાણકારી મંડળીઓ સ્થાપવાની જરૂર છે. તેને અંગે આખી જીંદગીભર સેવા કરનારા હિંદી મિશનરીઓ—સેવકો—કોડીબંધ અને સેંકડો જોઇએ. સેવા કરનારા ડૉક્ટરો, લાખો રૂપિયા મેળવીને કીર્તિ પ્રાપ્ત કરનારા નહિ, પણ ગરીબોની સેવા કરી ખ્યાતિ પામેલા મીરજના ડૉક્ટર વાનલેસ કે બામદાના ડૉક્ટર–યુગલ મૅકફેલની માફકના કાર્યકર્તાઓ જોઇએ છે. પોતાની વિદ્વત્તા ગરીબોનાં બાળકોને તેમની ઝુંપડીઓમાં, પહાડોનાં શિખર ઉપર કે ગાઢ જંગલમાં જઇને જ્ઞાન આપનારા અધ્યાપકો અને આચાર્યો જોઇએ છે. કોઢીયા (પતિયા), લૂલા, લંગડા, આંધળા અને નવારસ બાળકોની સેવા કરનાર ડૉક્ટરો અને દુનિયાદારીમાં પીઢ થયેલા ગૃહસ્થો જોઇએ છે. ભીલ, ચોધરી, ગામીટ, દુબળા, વારલી, કાતકરી, વડર, વાદી, રાવળ, ઠાકુર, ઢેડ, ચમાર, ભંગી, શેણવા, કાથુડીઆ, કોટવાળીઆ વગેરે એવી એવી કોમોનાં સ્થાનો શોધી કાઢી, તેમની વચમાં જઈ વાસ કરી, તેમની બોલી શીખી, તેમને જ્ઞાનવાન, ધાર્મિક તથા ધંધાદારી બનાવનારા સેંકડો બલ્કે હજારો કાર્યકર્તાઓ જોઇએ છે. આવા સેવકો ભાડુતી કે સારા પગારની લાલચે મળી શકશે નહિ. જેને ઇશ્વિરી સંદેશો મળશે, કે જેને પોતાના દેશના કલ્યાણમાટે ધગશ હશે, કે જે ખરો ભ્રાતૃભાવ સમજતો થશે, કે જે યજુર્વેદના વાક્ય પ્રમાણે "હું મારા દેશને માટે અનેક કષ્ટો સહેવાને તૈયાર છુ" એમ કહેશે; એટલુંજ નહિ પણ ખરેખર મનથી આચરશે તેજ આવું કાર્ય કરી શકશે. અલબત્ત, આવા લોકોને તથા તેમનાં બાળબચ્ચાંને ખાવાને રોટલો તો જોઇએજ અને તે પ્રજાએ–એકલા શ્રીમંતવર્ગે નહિ પણ સાધારણ જનસમૂહે પણ–પૂરો પાડવોજ જોઇએ. આ યુગને કળિયુગ માનનાર કળિયુગ પ્રમાણે આચરણ કરે અને બીજાઓ ના જુએ; પણ સત્યયુગના આચરણ કરનાર માણસ આજે પણ સત્યયુગ છે, એમ માને અને મનાવે. "પરાઇ પીડ" જાણવાને દિવ્ય ચક્ષુની જરૂર નથી. માનુષી ચક્ષુ અને અનુકંપાવાળું હૃદય બસ છે. એવાને પરાઇ પીડના ઉપાય કરવાનાં સાધન મળીજ રહેશે–પ્રભુ પૂરાં પાડશે.

# સંવેદન—સંહિતા

**( લેખકઃ-સ્વ૦ સૌ૦ કનુબ્હેન દવે, 'મુંબઇસમાચાર' ના ૧૯૮૨ ના દીપોત્સવીઅંકમાંથી )**

જગતજ જગતને છોડવશે, મંજુભાઇ ! સારાયે જગતનાં પાપથી ત્રાસી તમે તે જગતપરનો મોહજ ઉઠાવી લેશો. તેની ઝીણી ઝીણી 'વર્લ્ડલીનેસીસ'ને નહિજ ગણી રહો. એ તો સાવ સ્વાભાવિકજ છે. એક બાજુ જગત ને બીજી બાજુ જગન્નાથ. એકમાં પડયા ને લબદાયા ત્યારે બીજાને ખોયો. એકમાં અલિપ્ત રહ્યા ત્યારે બીજાને મેળવ્યો; અને તે મેળવ્યો એટલે બીજું કંઇજ નહિ, પણ જીવન સારી રીતે જીવતાં-પ્રભુરાહમાંજ પરોવતાં આવડયું, એ ચોક્કસ થયું. આત્માને તારવાને માટે હરેક જે પળો ચોવીસે કલાક કાયમ નિકટજ વસી રહે છે, તે પ્રત્યેક પળનો ઉપયોગ કર્યો એજ 'પ્રભુમય જીવન'-એજ જગન્નાથને મેળવવાનું મંગલાચરણ !

સૌ કામ તેનીજ ખાતર ને તેને અનુલક્ષીને કરવાં એ બાબત તો કયારનીયે હું જીવનમાં વણી રહી છું. પુત્રીને પણ મારો એજ આદેશ છે, ને તે સંપૂર્ણપણે સમજી ગઇ છે, એટલે મને સંતોષ છે. આથીજ હારજિતના ઓળા તેને નહિ અડકી રહે, તે તેથી નહિ લોભાય, તે તેનીપાર સચ્ચિદાનંદનું સત્ય વિલસે છે તે પ્રત્યેજ વળશે ને તેનેજ સત્કારી સ્વીકારશે ને સન્માનશે.

" હારોની હાર, લલાટ લખી હારોની હાર. "

એ તમારૂં ગીત મને તો જરિયે પસંદ ન પડયું. પ્રત્યેક મોટા માણસો-સંતો ને મહંતો-જગતની દૃષ્ટિએ હારેલજ છે. ભગવાન બુદ્ધ તથા ઇસુ ખ્રિસ્તને વિષે જગતનો પામર વર્ગ શું ધારતો હશે ? રાજપાટનાં વૈભવી સુખ છોડનાર એક રાજકુમારને જગતનીજ હારજિતમાં રચ્યો પચ્યો વર્ગ કેવી દૃષ્ટિથી જોતો હોવો જોઇએ ? તે તો એમજ માને કે, આ મિથ્યા દુઃખ શામાટે વહોરી રહેલ છે ? તેવીજ રીતે ભગવાન ઇસુનું. જગતની દૃષ્ટિથી તો તેને વધસ્થંભપર ચઢવાનું શું પ્રયોજન હતું ? એમજ કહી શકાય !

આવાં અનેક દૃષ્ટાંતો સંસારના ઇતિહાસમાં તો સચોટ નિર્દેશાયાંજ છે. જેણે જેણે અહીંનું સુખ વહાલું કર્યું છે, તેણે તેણે ત્યાંના 'ટ્રેઝર' ગુમાવ્યાજ છે. જગતના માછીઓ જ્યારે જગતનાં માછલાં મારવાથી છૂટયા, ત્યારેજ માનવ માછલાંઓનો ઉદ્ધાર કરી શકયા. અલબત્ત, આ ઇશ્વરી 'ટ્રેઝર' તમે કહો છો તેમ 'ટેન્જીબલ' કદાચ ન દેખાય, પ્રસંગે તેમાં 'અન્યાય' જેવુંય જણાય; છતાં તેમ તે નથીજ. ઘણાકોને એમ લાગે છે કે કેવળ નિષ્પાપ એવા ભગવાન ઇસુને વધસ્થંભ શો ? પણ એ તો રૂપગ્રંથિ ઉકેલશો તો તરતજ જણાશે કે સત્યના, સૌંદર્યના ને સારપના મંત્રોમાટે ' ક્રુસીફીકેશન ' સહન કરવુંજ પડે. તે દ્વારાજ તેમની ગણના થાય તેમ કોઇ મહાન ઘટનાની ખાતરે આવા પ્રસંગો મહાન પુરુષોના જીવનમાં યોજાયેલા છે. કોઇક પ્રાચીન મહત્તમ ભાવનાને જગતમાં બલવતી કરવાના કારણે-એટલે દેખીતી હારોમાંય હું તો તેનાજ ' જય જયકાર ' ન્યાળી રહી છું !

અલબત્ત, કદાચ આપણું ધૈર્ય ખૂટી જતું જણાય છે; કદાચ આપણી બળસંપત્તિ નષ્ટપ્રાય થતી ભાસે છે; કદાચ આપણા અધિકારથી વધુ પડતું કાર્ય આપણે ઉઠાવી રહેલ છીએ એમ જણાય છે; પરંતુ તે સૌ તેમ ભાસેજ છે, જણાયજ છે; નહિ કે તે તેમજ છે. 'સોઇંગ મશીન' ના એ ઉત્પાદકો તો સાવ ગરીબડી માડીના જાયાઓ હતા. એક મધરાતે તેમને વિચાર થયો કે, "સૉંગ ઑફ ધી શર્ટ" ની ગાનારી બિચારી ગરીબડી તેમની બહેનોને માટે તેમણે કાંઇક યંત્ર તો ગોતવુંજ; અને અનેકાનેક વિઘ્નો આવ્યા છતાંય તે તેમણે ગોત્યું ને સારી સ્ત્રીજાતનો આશીર્વાદ ઝીલ્યો.

લ્યુથર કોણ ? એક ખાણુ ખોદનાર માબાપનો પુત્ર. "રાજસભાને છાપરે જેટલાં નળીયાં છે, તેટલા ભલે મારા દુશ્મનો હો, તોપણ હું તો સત્યને માર્ગેથી નહિજ ચળું" એ ટંકાર એક ખાણુખોદુનો છોકરો બોલી ઉઠયો ને જગતે તે ઝીલ્યો. એને તાપ ને કષ્ટ સહવાં પડયાં; પણ પાછળથી આજ પાંચસો વર્ષનો ઇતિહાસ તપાસશો તો માલૂમ પડયાવિના નહિજ રહે કે, રાજસભામાં લ્યુથરનો ઉકેલેલો પ્રકટ પ્રતિષેધનોજ પ્રભાવ જ્યાં ને ત્યાં વિજયી થયેલ છે. અસતની સામેનો પ્રકટ પ્રતિષેધ અને તેમ કરી સંતનું સંસ્થાપન-એજ છેલ્લાં પાંચસો વર્ષના દુનિયાના ઇતિહાસનું ગંભીર-

આં ગંભીર તારતમ્ય નીકળી શકે છે. ગાંધીના 'સત્યાગ્રહ' ને 'અસહકાર' પણ તેનાજ ફણગામાત્ર છે-તેજ પ્રમાણે અન્ય દેશોના રાજવિપ્લવો પણ તેનેજ આભારી છે. એકલા રાજવિપ્લવોજ નહિ પણ સમાજ ને ધર્મ પણ તે ' આઉટસ્પોકન એમફેટીક પ્રોટેસ્ટ ' જ આજ જ્યાં ને ત્યાં આદરી રહેલ જણાય છે; અને એ રીતે ગીતાવાક્યની સિદ્ધિ કરી રહ્યા છે કે:—

જ્યારે જ્યારેજ અન્ધાર ધર્મનો થાય, ભારતી; જામે અધર્મનાં જૂથ, ત્યારે હું નિજને સ્રજું.
સંરક્ષા કાજ સાધુની, પાપીના નાશકારણે; ધર્મ સુસ્થાપવા માટે **"જન્મું છું હું યુગે યુગે."**

**"જન્મુ છું હું ક્ષણે ક્ષણે"** એજ વાક્ય મને તો ત્યાં યોજાયું હોત તો અતિપ્રિય લાગત. આપણે જોતા નથી, જાણતા નથી,પણ તે તો ક્ષણે ક્ષણેજ જન્મે છે. સતના જયની ખાતર અને અસત્-ના પરાજયની ખાતર; અને એનું સત્ તે સાચું છે, જગતનું નહિ. જ્યારે એના ને જગતના સ્વી-કારેલા સતની વચમાં ફેરફાર હોય છે, ત્યારે જગતનું સત્ તે અસત્ છે, એમાં લેશમાત્ર પણ સંશયને સ્થાન નથી. રૂપિયા, આના ને પાઇની ગણકવૃત્તિમાં રચ્યાપચ્યા જગતને તે મહાન કાનુ-નના મહાન સતની કેવી રીતે ઓળખ હોઇ શકે?

પણ આપણે જ્યારે તે સંબંધી કંઇક જાણીએ છીએ, જગતથી પર ઉભવાને કંઇકે પ્રયત્ન કરી રહ્યાં છીએ, ત્યારે આપણો તો ચોખ્ખો ધર્મજ છે, મંજુભાઈ! કે જેમ બને તેમ જગતની સમવિષમતાઓને ગળીજ જવી, ને તેની પાર પ્રકટ પરમાત્મતત્વનાં સદોદિત જય જયકારનુંજ નિ-શ્ચળ સ્વરૂપ નિહાળવું. વધુ શું લખું?

× × × ×

ક્રોધને જીતો, મંજુભાઇ! તો ઉંડામાં ઉંડું ને મહાનમાં મહાન કામ કરી શકશો. મિથ્યા ચીડ તો નજ થવી જોઇએ. તે સર્પને તો માથાપરથી ઉતારી-ઉછાળી કાઢયેજ છૂટકો.

શમતા-શાન્તિને બ્રહ્મકર્મમાં પહેલું સ્થાન ગીતાકારે આપેલું છે. એ શાન્તિ આપણે ન સમજીએ તો બ્રહ્મકર્મમાંથી ચલિત-પતિત થઇએ છીએ, એમજ ગણાય.

સમત્વ-સામ્ય-શાન્તિ-એ સૌ તેના યોગનાંજ પગથિયાં છે, બ્રહ્મનિષ્ઠ થવાનાં તે સાધન છે.

પ્રભુજીના આશીર્વાદ ઉતરો ને સૌને બચાવી લો; ઉગારી-ઉદ્ધારી રહો.

કામ, ક્રોધ અને લોભ એ ત્રણેને નર્કદ્વાર ગીતાકારે કહ્યાં છે, તેમાં શું ખોટું છે? તેમાં પ્ર-વેશ કરનાર મનુષ્ય સીધો નર્કમાંજ પડવા તૈયારી કરી રહેલ છે એ સાવ સાચું છે. **"धर्मा विरुद्ध कामोऽहम्"**-એ પણ તેનુંજ કથન છે, અને તે સત્ય છે. સજ્જીવનને પોષતી, ઉચ્ચ કરતી, પવિત્ર કરતી, જે જે કાંઇ પ્રેરણાઓ, ભાવનાઓ, કામનાઓ, ઇચ્છાભિલાષાઓ ચિત્તસ્થળે જામે તે સૌ તેનાજ સ્વરૂપમાત્ર છે. તેજ તેમનો સૌનો પ્રેરક, ચાલાક ને શાસક પિતા છે; પરંતુ તેથી વિરુદ્ધ જે જે કાંઇ ભાવ અસજ્જીવનને પોષતા તે સૌ નર્કદ્વારજ જાણવા. આજ પ્રમાણે ક્રોધનું 'પુણ્યપ્ર-કોપ' એ વ્યાજબી છે. દેવાધિદેવ પણ એવો પુણ્યપ્રકોપ ધારણ કરી રહે છે. સાધુની સંરક્ષા કાજે અને પાપીના નાશને કારણે તેનેય પ્રકોપ ધારણ કરવાની ફરજ પડે છે; અને તેવો પ્રકોપપ્રસંગે મનુષ્ય ધારણ કરે તો તેમાં અડચણ નથી. અન્યાયની સામે, અધર્મની સામે, દુષ્ટતાની સામે, ન્યાય, ધર્મ ને પવિત્રતાનું સંસ્થાપન કરવા-કરાવવા ગમે તે કક્ષામાં રહેલ મનુષ્ય પુણ્યપ્રકોપ ધારણ કરવા શક્તિમાન છે—રાજ્ય, સંસાર કે ધર્મ—ગમે તે માર્ગમાં. આમાંય ક્રોધ પ્રાણીપ્રતિ ન હોવો જોઇએ. અન્યાય, અધર્મ અને દુષ્ટતાના ભાવપ્રતિજ તે હોવો જોઇએ; બાકી નાની નાની બાબ-તમાં ક્રોધ કે ચીડ થઈ આવી કપાળ કે માથાં કૂટવા જેવી સ્થિતિ થાય તે તો દુઃસહજ ગણાય. તે ક્રોધ પુણ્ય નથી, અપુણ્ય માત્ર છે. તે ક્રોધ તામસી છે, તે ચોખ્ખું નર્કદ્વારજ છે. અસંયમી માણસોજ તેને વશવર્તી થઇ રહે છે ને પાપને માર્ગે પળે છે. આત્માને તારવો તેમજ ડૂબાડવો આપણેજ હાથ છે. સંયમ તે તારનાર છે, અસંયમ તે ડૂબાવનાર છે. સંયમ તે સ્વર્ગ છે, અ-સંયમ નર્ક છે. પુણ્યપ્રકોપ દેવને વહાલો છે, ને તેથી દૈવી છે. કેવળ ક્રોધ દેવને અપ્રિય છે અને તેથી તે આસુરી છે. હવે લોભવિષે વિચારીએ. તેનું પણ તેમજ છે. પુણ્યલોભ, અપુણ્યલોભ, ઉચ્ચોચ્ચ વધ-વાની પ્રત્યેક આશાભિલાષ ને ધ્યેયને મેળવવા માટેના પ્રયત્નો તે પુણ્યલોભનાજ ગણી શકાય; પરંતુ મં-કએથનો લોભ તે તેમ નજ ગણાય. તે તો ચોખ્ખું નર્કદ્વારજ કહેવાય. આજ પ્રમાણે ધનલોભ, કીર્તિલોભ એ સૌ એષણાઓનું સમજી શકાશે. કોઈનું બૂરૂં કરી પોતાનું ભલું કરવાની ઇચ્છાથી જે

લોભ રચાય તે અપુણ્ય. જ્યારે સર્વનું ભલું યોજાઈ પોતાનું ભલું કરવાની ઇચ્છા રખાય અને તે માટે પ્રયત્નો રચાય તે લોભ પુણ્ય. કેવળ ધનલોભી થઈ કે કીર્તિલોભી થઈ શરણુ પડેલાંઓની સુખાકારી સુદ્ધાંતે ન જાળવી શકાય ત્યારે તે લોભ તો નર્કદ્વાર જેવોજ હું ગણી શકું-ભલે પછી લોકની વાહવાહ બોલાતી હોય.

× × × ×

પ્રભુ પ્રથમ-પિતા પ્રથમ-અને તેના પ્રેર્યા આપણે: એ ભાવજ સર્વોપરિ હોવો જોઇએ; અને પ્રભુ એટલે સર્વ સત્, સર્વ જ્યોતિ, સર્વ અમૃત, સર્વ આનંદ, સર્વ શાંતિ, સર્વ શક્તિ, સર્વ જ્ઞાન, સર્વ વિજ્ઞાન, સર્વ સમૃદ્ધિ, સર્વ સિદ્ધિ ને સર્વ શિવત્વ.

ગીતાકારે મનુદેહને "**आत्मौपम्येन**" જોવાથી ઇચ્છા પ્રકટ કરી છે. માનવદેહનાં પ્રત્યેક અણુઅણુમાં જે જીવનતત્ત્વ રેલી રહ્યું છે અને જે શાશ્વત તથા સનાતન છે, તે દષ્ટિથી પોતાને અવલોકવાની ભાવના પ્રકટેલી છે; અને નીચલું ટાગોરનું ગીત પણ એજ રણકો રવે છેઃ–

મારે સકળે અંગ આપનોજ સચેતન સ્પર્શ છે એમ અનુભવી, હે જીવનપ્રાણ ! હું મારા શરીરને સદૈવ પવિત્ર રાખવા પ્રયત્ન કરીશ. સમસ્ત શરીરની પવિત્રતા-બાહ્યાંતર શુદ્ધિ-એટલામાટે ધારણ કરવી કે તેને અંગાંગ તેનોજ સચેતન સ્પર્શ છે. રક્તના ધોળા અને રાતા કણોમાં નસેનસ ફરતા જીવનતત્ત્વમાં તેજ અનુત્તમ વિહરી રહેલ છે, એમ સાક્ષાત્કાર થાય ત્યારેજ આ શુદ્ધિ તેના સર્વોત્તમ સ્વરૂપમાં પ્રકટ થઇ શકે.

પ્રભુસર્જિત વિરાટ વિશ્વદેહને નાનીસુની પણ લજ્જા ન નડે, એવુંજ આ નાનકડા મનુદેહનું સર્વાંગ શુદ્ધ ચિંતન-કર્મ હોવું જોઇએ.

અને આવી શુદ્ધિ જળવાઇ એટલે ઉંચી કોટિની ભૌતિક ને આધ્યાત્મિક શુદ્ધિ એની મેળેજ સાંપડી એ સિદ્ધ છે. આ શુદ્ધિથકીજ મનુષ્ય ઈશ્વરની પ્રકૃતિરૂપ સાચી રીતે ઉભો, એ પણ સાથે સિદ્ધ થયું.

ગીતાકારે વર્ણવેલી દૈવી સંપત્તિના પ્રત્યેક ગુણ આ જાતની શુદ્ધિના ઉત્પાદકજ ગણી શકાશે. તેમાંના આસુરી ગુણો તે આ શુદ્ધિના કટ્ટા વિરોધીઓ ઠેરવી શકાશે; અને તેમની શિક્ષા પણ ભગવાન કૃષ્ણે સ્વમુખે ભાખેલ છે, તેવીજ તે નરાધમ ક્રૂરને છાજતીજ થઇ રહેશે; જ્યારે દૈવી સંપત્તિને વરેલ વિભૂતિપ્રત્યે તેનો અપૂર્વ ભાવ સદૈવ ઝરતોજ રહેશે, એ પણ નિઃશંક છે.

× × × × × ×

સુખદુઃખ આવે તે સહેવાંજ જોઇએ. ઈશ્વરે મનુષ્યને સ્વતંત્ર ઇચ્છાશક્તિ બક્ષી પૃથ્વીપર પાઠવ્યો– સ્વતઃ તરવા કે ડૂબવા ! ડૂબ્યો તો દુઃખ; ને તર્યો તો સુખ. સુખ ને દુઃખના મૂળનું પ્રતિપાદન હું તો આમજ કરી શકું છું. ઉપરાંત એ સુખદુઃખને તેણે 'અનિત્ય' કહ્યાં છે, અથવા 'નિત્ય આવતાં ને જતાં' જણાવ્યાં છે. તે સ્થિર નથી. સ્થિર તો ઇંદ્રિયાર્થોથકી પર શાશ્વત શિવત્વ છે, જેને અશાશ્વત સુખદુઃખની ઝડીઓ જરાયે અસર નથી કરી શકતી. નિરસક્ત વૃત્તિથકી કેવળ તેમને ભોગવવા માત્રનોજ આદેશ છે, નહિ કે તેમાં લુબ્ધને લદબદ થવાનો.

કહે છે આપણાં કર્મોપર સુખદુઃખનો આધાર છે. અલબત, તે છેજ. ઉપર કહ્યું તેમ પોતાનાં તારણનાં કૃત્યોનાં ફળ સુખ. પોતાના અવસાદનનાં કૃત્યોનાં ફળ દુઃખ. તે આજ મળે કે કાલ મળે; પરંતુ જરૂરજ મળે. એના ફળવિના તો દૂર દોડી શકાયજ નહિ. આમ છતાં દયાળુ ઈશ્વર ડૂબવાની અણીએ પણ પોતાના પુત્રને-પ્રતિકૃતિને બચાવવા-ઉગારી લેવા ઓછી જહેમત નથી ઉઠાવતો. અનેકાનેક 'વૉર્નિંગ્સ' દ્વારા તે મનુષ્યમાત્રને ડૂબતો અટકાવવા કોશીશ કરી રહેલ છે; અને છતાંય માનવી જ્યારે તેજ પતનપંથેજ વળે છે, ત્યારે તો ઈશ્વર પણ નાઇલાજ છે-ત્યારે તો તેનાં ફળ મનુષ્યને મળેજ છૂટકો.

આદમને ઓછી 'વૉર્નીંગો' નહોતી અપાઈ. ઇવને પણ ઓછી સૂચવણી કરવામાં નહોતી આવી, અને છતાંય તે પડી. ના કહ્યા ઉપરાંત તે એકલી વાડીમાં વિહરવા ગઇ-દુઃખની આગાહી છતાંય. તે 'પડી,' ને તેનો સાથી (બાયલાપણે નહિ, પણ સંપૂર્ણ બહાદૂરીથીજ તેની સાથે) તેજ પતનના પંથ વચ્ચે ઉભો. સ્વર્ગીય સુખ ખોવાયું. ઈશ્વરનો 'ન્યાય' પરમેશ્વરપુત્ર ઇસુના 'દયાળુત્વ' વડેજ કંઇક આકરો થતાં અટક્યો; ને પુનઃ સ્વર્ગપ્રાપ્તિ-કલ્યાણપ્રાપ્તિ થશે, એમ કહી

રહ્યો; પણ હજી તે કલ્યાણ–તે શાશ્વત સુખ દૂર છે.

આ પૃથ્વીની સ્થાપના તો પ્રભુએ ઉંડેરા આશય સાથે કરી; પરંતુ તેમાં થયું વિચિત્ર. બીજા જ્યોતિર્ગોળના વાસીઓ ડૂબવાની સ્વતંત્ર ઇચ્છા છતાંય ન ડૂબ્યા. જ્યારે પૃથ્વીપરના વધારે ને વધારે તે માર્ગેજ જવા લાગ્યા; અને ઈશ્વરની કરણીના અર્થનો અનર્થ થઇ રહ્યો. વળી પાછી ખુબી પણ એ થઈ કે દેખીતી રીતે પુણ્યાળુઓ–ધર્મીઓને ત્યાં ધાડ–દુઃખનાં વાદળ વધુ ને વધુ છવાવા લાગ્યાં; જ્યારે પાપીઓ–અધર્મીઓને ત્યાં સુખની દેખીતી વૃષ્ટિ થઇ રહી! પરંતુ વૃષ્ટિનો પરિપાક અમૃત મીઠો નથી, તે ભાન તે વૃષ્ટિ ઝીલનારાને ન રહ્યું. તે તો ફળ આવ્યેજ જણાયું; અને એ ફળ એટલે ચક્રવૃદ્ધિ વ્યાજસાથેનું ઇશ્વરી કાનુનનું ઉલ્લંઘન કર્યાનું દુઃખ. આનું નામજ વિચારફળ. પ્રભુએ તેથીજ કહ્યું, રૂડા વિચાર, રૂડી વાણી ને રૂડું વર્તન; નેક મનસની, નેક ગવસની ને નેક કુનસની; એનાં ફળ સુખથી ભરપૂરજ હોય. ભુંડા વિચાર, ભુંડી વાણી ને ભુંડા વર્તન બદમનશની, બદગવશની, બદકુનશની એનાં ફળો દુષ્ટ ને દુઃખકરજ હોય. બે ને બે ચાર જેવીજ આ વાત. ગુલાબ વાવો ને ગુલાબજ પામી રહો. કૌચ વાવો ને કૌચને ઉછેરી રહો. માટેજ તેણે કહ્યું: "પોતાને માટે જેવું ઇચ્છો તેવુંજ સામાને માટે પણ ઇચ્છો." તમને કોઇ બીજા કહે ને ગમે–ન ગમે, તેજ રીતે તમે પણ બીજાને માટે તેને ગમતું–ન ગમતું વિચારીનેજ વિચાર, વાણી ને વર્તન આદરી રહો. તમને શુભ ગમે છે તો બીજાને શુભ થાય તેવુંજ તમે કરી રહો. તમે તેનું અશુભ ઇચ્છશો, તો તેનો બદલો અશુભજ તમને મળશે. આજ કે કાલ કે પરમ દિવસે–પણ નિશ્ચય મળશેજ મળશે. અશુભ કદીય શુભમાં નહિ ફેરવાય–તેમ શુભ અશુભમાં. એ તો '**नासतो विद्यते भावो नाऽभावो विद्यते सतः**'

× × × × ×

"**समत्वं योगमुच्यते**"–આ સમત્વને ધારણ કરવું, એ ભારેમાં ભારે દુઃખની, કડુતાની, ઝહરની, ઝડીઓ વરસી રહે તોએ સમત્વનો ત્યાગ ન કરવો, શાન્તિ પકડી રાખવી અને તેમાંય–ઉંડામાં ઉંડા એ કડુતાના વર્ષણમાંય–અમીવર્ષણ પરમાત્મન્ રાજી રહેલ છે, એવો સાક્ષાત્કાર કરવો તેજ અહીંના માનવજીવનને સર્વથા ઉચિત છે; અન્ય માર્ગ–તરવાનો–ભવબંધ પાર જવાનો–નથીજ.

દુઃખ આવશે–શોક ઉતરશે; અશાન્તિ ઉત્પન્ન થવાનાં અનેકાનેક કારણો હશે; ગ્લાનિ, વિષાદ અને ઉદાસિતા ચિત્તને ઘેરી લેશે; વર્તમાન, ભૂત અને ભવિષ્યના વિચારો, સંકલ્પો, તર્કવિતર્કો મનને ડોલાયમાન કરી મૂકશે; મનુષ્યો–સગાંસંબંધીઓ—મિત્રો, સૌ પ્રત્યે કદાચિત્ ખફા—મરજી પણ થઇ આવશે; તેમના કડવા બોલ સાંભળવા પડશે;—આમછતાં જાતે તો પાપમાં ન પડાય, જાતે તો સમત્વને નજ છંડાય એ ખાસ લક્ષમાં રાખવાનું છે. ઇશ્વરે જીંદગી દીધી છે, તો તેની ખાતર, તેના સમત્વના કાનુનને વશવર્તી બની જીવવાની ખાતરજ જીવાવી જોઇએ છે. ક્રોધ, અસૂયા, ઈર્ષા, ધિક્કાર, દ્વેષ એવા દુર્ગુણો તો ત્યાં નજ હોવા જોઇએ–શું પ્રાણી કે શું પદાર્થપ્રત્યે.

ગીતાકારે જે યોગ જમાવવાની સૂચના કરેલી છે, તે વ્યાજબી છે. સ્થિર આસન માંડી સ્વસ્થ ચિત્તે એક સ્થળે બેસી યોગ માંડવો એ આજના પ્રવૃત્તિમય જમાનામાં અને એકાગ્રતાવિરુદ્ધના જીવનક્રમમાં સાવ જરૂરનું છે. ચોવીસ કલાકમાંથી આવો એક કલાક જૂદો મૂકાય તોયે ઘણું સારૂં. હું તો એ કલાકને 'મહાલક્ષ્મી' સમોજ ગણી લઉં. એ ભલાઇની ઘડીને જીવન સરસી વધાવીજ લઉં. સ્વભાવપુરઃસરની શાન્તિ અને અભ્યાસં તથા યોગવડે કેળવેલી શાન્તિ એ બેમાં ફેર છે. પહેલી શાન્તિનો કદાચ ભંગ થવા પામે; પણ સદૃઢ થયા પછી બીજી શાન્તિ તો નિશ્ચય ને અડગજ રહે. અનેક ખડકો ને વિકટ પ્રસંગો વટાવીને જીતેલી શાન્તિ–સમતા સદૈવ અજેયજ રહે. વિષમતાના કોઇપણ નાના કે મોટા પ્રસંગે તેને નજ છોડી રહે. તેનો કિલ્લો સદાસર્વદા સુસજ્જ ને વિજયવંતજ રહે.

સમત્વ રાખવા માટે એક માન્યતા—સાબીતી મેળવેલી માન્યતા ખાસ આવશ્યક છે. તે માન્યતા આ છે કે, ઇન્દ્રિયાર્થો સૌ શીત અને ઉષ્ણસમા સુખદુઃખવન્તા છે, અનિત્ય છે, આવતા ને જતા છે અને તેમને સહી લેવાને તેમ કરી તેમનાથી પર ઉભવું એજ સાવ શ્રેયસ્કર છે–એકનું એક દુઃખ, એકનો એક શોકનો પ્રસંગ, એકનો એક વિષમ બનાવ ઝાઝી વેળ નહિજ ટકે અને તેથીજ તે પ્રત્યે ઉદ્—આસીનતા (ઉંચે બેસણે બેસવાની રીતજ) અખત્યાર કરવી જરૂરની છે. કુદ-

રતને કુદરતનો કર્તા એ વિષમ પ્રસંગની ઘટતી ઉકેલણી કહીજ રહેલ છે, ને જેવા સારા પ્રસંગો આવ્યા ને ગયા તેવીજ રીતે આ નરસો પ્રસંગ પણ આવ્યો છે ને જતો રહેશે, એ નિઃશંક છે એમજ માનવાનું છે. એવોજ ક્રમ–સર્વત્ર પ્રવર્તી રહેલ જોવાનો જાણવાનો છે અને એ રીતે સાચા યોગીને છાજે એવું જીવન જીવવાનું છે. 'સંસારમાં સરસો રહે ને મન મારી પાસ' તો આજ રીતે થઇ શકે. જનક ઇત્યાદિઓ આજ માર્ગે જીવન જીવતા ને જીવી તેને જીતતા. સંસારનાં કાર્યોનો નિકાલ તેઓ આ એકાગ્ર વૃત્તિવડેજ લાવી શકતા. તે તેને બાધક નહિ પરંતુ સાધક નિવડતી અને આ પાર તથા પેલીપાર બન્નેની સિદ્ધિ સ્થાપતી.

× × × × ×

આનંદ એ પરમાત્માનું પરમસ્વરૂપ છે. એક તારાના પ્રદેશમાંથી બીજાપર પ્રવેશ આદરતી વેળાના તેના ભવ્ય દિવ્ય સંચલનનો આનંદ કંઇક અનેરોજ છે. સૃષ્ટિક્રમમાં જ્યોતિર્ગોળ ગબડાવવાનો–ગોઠવવાનો તેનો જીવન્ત આનંદ પણ અદ્‌ભુતજ છે. તેનું સાકારનિરાકારત્વે અલૌકિક આનંદલ્હાણ લ્હાઇ રહે છે. તેના મૂળનું નાનકડું મરકલડું, તેના નેત્રની નાનકડી અમૃતરેખા, તેની સમસ્ત સૌન્દર્યવતી પ્રતિભાપ્રભા—અજબ અજબ છે. વેદોએ નેતિ નેતિ કહ્યા તે વ્યાજબીજ છે. એ અવર્ણ્યનું વર્ણન કોણ કરી શકે? તેમ એના અવર્ણ્ય આનંદનું વર્ણને કેવી રીતે થઇ શકે?

જ્યાં જ્યાં જીવન ત્યાં ત્યાં આનંદ. જ્યાં જ્યાં આનંદ ત્યાં ત્યાં પરમાત્માનો વાસ. આખું વાતાવરણ કેવળ તેના સંગીતાનંદના રણકારેજ રમી રહ્યું છે. વાયુની પ્રત્યેક લહરિમાં લોકલોકાન્તરમાં પ્રસરી રહેલ જેની આનંદછોળજ ઉછળી–ઉભરી રહી છે.

સ્નેહ, સત્ય, સૌન્દર્ય—એ આ આનંદનાં ત્રિવિધ અંગો છે, અને ઇશ્વર તે ત્રણેયંત્ર છે—ત્રણેથી ઓતપ્રોત છે—તે જાતે સ્નેહસાગર છે. તે જાતે સત્યનારાયણ છે. તે જાતે સૌન્દર્યધામ છે; અને આથી તે સચ્ચિદાનંદ છે. તેને જોવો, જાણવો ને અંતે પ્રવેશવો એ કંઇ ઓછું આહ્લાદક નથી.

મનુષ્યોને જાણ નથી એવાં અસંખ્ય સૃષ્ટિધામો આ પૃથ્વીની પાર છે; ને તેના સૌ પાલકોનો એ રાજાધિરાજ તે પરમાત્મા છે. નરી પ્રકાશપૂર્ણ તો તેની નગરી છે, નર્યો પ્રકાશપૂર્ણ તો તેનો દિવ્ય મહાલય છે, તે સર્વ ચક્ષુ ને સર્વશ્રોત્ર તે સર્વતો પાણિવાયુ—સર્વત્ર વિશ્વવિશ્વાનીરમાં એકમદ્વિતીયમ્ રૂપે વિચરે છે–વિહરે છે. તે આનંદ પાગાવાર પ્રકટાવી રહે છે. તેના આનંદમાંથી આનંદજ સર્વત્ર પ્રસરે છે—પ્રકાશમાંથી પ્રકાશજ સરે છે, તેમ ચંદ્રમાંથી ચંદ્રિકા ને સૂર્યમાંથી સૂર્યતેજ પ્રસરે છે–પ્રકટે છે તેમ આનંદવિહોણી તેની દૃષ્ટિજ નથી. જ્યાં જ્યાં આનંદ નથી ત્યાં ત્યાં તે નથી—તેની અમૃતમીઠી દૃષ્ટિ નથી. ઉંચો ને ભવ્ય આનંદ, આત્મિક ને પ્રેમલ આનંદ તેને રુચે છે, પરમ સેવાભાવી આનંદ તેને આનંદે છે, કૌટુમ્બિક આનંદ તે પોષે છે, સત્વ, શ્રીમદ્ ઉર્જીત એ સર્વ જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં તે ઉભેલ છે. મજૂરની મજૂરીનો આનંદે તેનોજ છે; કારણ તે જાતેજ અનન્ય સેવક છે. સાચો સ્વામી તેજ કે જે સાચો સેવક છે. તેના સ્વામિત્વનો આનંદ તેજ તેના સેવકત્વનો ઉલ્લસિત આનંદ છે.

તેની ધુંસરી નરમ છે. તે નરમ ધુંસરીને જે કોઇ ધારણ કરે છે–શાન્તિથી અને બીન-ફરિયાદે–તેનાં યોગક્ષેમ તે વહી રહે છે. વણમાગ્યાં અતીવ શ્રેયસ્કર મહાદાનોનેજ સ્મરણમાં લાવીએ તોયે તેણે ઉપજાવેલો પ્રત્યેક ચિત્તનો આનંદ નિરવધિ થઈ પડશે—આ પ્રાણ, આ આકાશ, આ પ્રકાશ, આ સૌ સૃષ્ટિસૌન્દર્ય, આ જીવની કાળપરંપરા.

શિકાયત—ફરિયાદ તો માણસને ઘટતીજ નથી. તેણે એટએટલું આપ્યું છે—બક્ષ્યું છે—વર્ષ્યું છે—કે વધુ માગી શકીએજ નહિ. 'પેરેડાઇઝ લોસ્ટ' આપણેજ કર્યું છે, બાકી તેણે તો સ્વર્ગરાજ્યના ધણીરણી આપણને ઠેરવ્યા હતા—સ્થાપ્યા હતા. એજ 'પેરેડાઇઝ રીગેઈન્ડ' પણ આપણેજ કરી શકીએ છીએ—તેના આનંદના માર્ગે વહીને, તેના સુરચિત ભવ્ય શાસનને અનુસરીને–તેની આહ્લાદક નરમ ધુંસરી ધારણ કરીને.

× × × × ×

ઉચ્છિષ્ટ અને અમેધ્ય અન્નની માફક આત્માને ત્રાસક એવા સર્વ કોઈ વિચારોનો સર્વથા

ત્યાગજ ઘટે છે. નહિતર વિશેષ પ્રકારનાં તેમનાં બંધન, વૃત્તિ, વાણી ને કૃતિ સદાસર્વદા નીચાતિનીચજ કરતાં રહે છે-સંપૂર્ણ અવસાદન સ્થાપી રહે છે. જેમાં આત્મા સ્વભાન ભૂલે છે, ને અંતે વિનાશને પામી રહે છે. સ્મૃતિભ્રમ અને બુદ્ધિનાશ તો તેના અનુષંગી ને વશવર્તી ભાવો છેજ.

જેણે જીવન જેવી મહાન બક્ષિસ દીધી છે-વિનામાગ્યે-તે તેને પોષવાની સામગ્રી પણ પૂરી પાડીજ રહેલ છે. પદ્માલયનાં સૌ પદ્મોનો વિકાસ ને વિલાસ વણમાગ્યેજ પ્રાપ્ત થઈ શકયો છે. જે કાળે જે યોગ્ય હશે તે કાળે તે થઇજ રહેશે. આપણે ઇચ્છીશું વા અનિચ્છશું તોય.

આથી કરીને હું કનિષ્ઠ છું, હું નીચ છું, હું બેનશીબ છું, હું નતશીર છું અને તેમજ રહેવા સરજાયેલ છું, એવું એવું ક્રૂર ભાન કે એવી કઠોર વાણી તો કદી પણ ન થવાં જોઇએ. ઈશ્વરને તો કીડીથી કુંજર તેમજ મનુષ્યથી મહાન દેવોપર્યંતની સર્વની ફિકર છે. તેણે આ પૃથ્વી તેમજ ઇતર ગ્રહોપગ્રહની સૃષ્ટિઓ વિનાહેતુએ વા વિનાઆશયે તો નથીજ સરજી. નાનુંસુનુંયે કાંઇ તેના ભવ્ય વિશ્વમાં નિરર્થક નથી; તેમ નિરર્થક રહેવાયે સરજાયું નથી. એક કૂતરાને પણ પુરુષાર્થ કરવાની તક મળી છે, એ કહેણી કાંઇ ખોટી નથી. મનુષ્યોની કને પુરુષાર્થ મૂકયો છે, તે તે વડે જે જે ભાવનાઓ ઘડે છે તેને પ્રાપ્ત કરવાની પરમ પ્રયત્નશીલતાય તેનામાં બક્ષાયેલી છે. હવે કહો કે મનુષ્ય કયી રીતે કનિષ્ઠ ને નીચ છે ? ઉચ્ચ-નીચતાના ભાવો તો પોતાના મનના છે, જેને મિથ્યા શોભન વસ્તુઓપ્રત્યે ઘસડાતું અટકાવવું અને નિશ્ચલ રાખવું એજ ઉંડું કર્તવ્ય છે.

× × × × ×

શાન્તિના સર્વ કોઇ માર્ગો ઇષ્ટ છે. અશાન્તિ જે વડે ઉત્પન્ન થાય તેમાં સર્વ કોઇ વિચારો, શબ્દો ને કાર્યો સર્વથા અનિષ્ટ છે. શાન્તિમાંજ પરમાત્મપ્રાપ્તિની ભાવના છે, અશાન્તિમાં આસુરપ્રધાન રાક્ષસ ઉભો છે ને સર્વસ્વનું પ્રાશન કરી રહ્યો છે.

મોટમોટા ખડકો તૂટી પડે, મોટમોટાં વિઘ્નો આવી પડે, મોટમોટી દેખાતી હારો ને પરાજયો આવી પડે, આવી જાતના સો કિલ્લા જમીનદોસ્ત થાય તોય આત્મશાન્તિ તો નજ તજવી એવો સાચો સંકલ્પ સદાને માટે હોવોજ જોઇએ.

કોઇજ કોઇનું બગાડી શકતું નથી. નાનું તૃણસરખુંય તેની ઇચ્છાવિના ઉપાડી શકાતું નથી. પોષક તેમજ સંહારક કાર્ય તેનાંજ છે. વૈર તેનું છે અને તેને તે અદા કરશે. મનુષ્ય નહિ; ઇતર કો પ્રાણીય નહિ.

× × × × ×

મનુષ્યજન્મ તેના સ્વરૂપમાં તો અહીંયે ધન્યજ છે, જો સાચી રીતે જીવાય તો-જીતાય તો. **इह तै र्जितः स्वर्गः** અહીંજ તેમને માટે સ્વર્ગ જીતાયેલ છે, જે જાતે આત્મજિત છે. કામ, ક્રોધ, રાગ, દ્વેષ, લોભ, હિંસાભાવ ઇત્યાદિને જે ચિત્તમાં જરાપણ સ્થાન નથી આપતા તે સૌ આત્મજિતજ છે-તે સૌ અહીંજ ધન્ય છે. વર્તમાન સંઘો ધન્યતા માનીને ઉજળાં રહેલજ તેઓ છે. ભવિષ્યની તેમને દરકાર નથી. ત્રિકાળ તેમને માટે એક જીવન્ત વર્તમાનમાંજ ઓતપ્રોત થયેલ છે.

---

'બુદ્ધિવાદની બાહોશીવાળા વિદ્વાનો બહુધા કર્તવ્યશૂન્ય હોય છે.' **'મ૦ ટૉલ્સ્ટૉય'**

'ઉચ્ચ કોટિના માણસો કોઇનુંય ધ્યાન ખેંચવા મથતા નથી. કોઇની આગળ હાથ ધરવાનું કે ખુશામત કરવાનું તેમને પસંદ હોતું નથી. આથીજ અલ્પ બુદ્ધિવાળા અને ખુશામતની ટેવવાળા લોકો ગમે તે મેળવી શકે છે.' **'બોમાર્ક'**

'લાયકાત વગર ઈશ્વરી જ્ઞાન મળતું નથી.'

'બીજાના દોષ જોવામાં ન રહી જતાં આગળ વધો.'

'ધાર્મિક વાતો કરવી એ કાંઇ મોટી વાત નથી, પરંતુ સંકટના વખતમાં પણ બરાબર ધર્મ પાળવો એજ મુશ્કેલ છે.'

**( હિંદુસ્તાનના દીપોત્સવી અંકમાંથી )**

# દુર્ગુણોનો અસરકારક ઉપાય

( "સાંજવર્તમાન" તા. ૧૨–૯–૧૩ ના અંકમાંથી–લખનાર–**મી૦ બેહમન શે. જા. બનાજી** )

માણુસજાત અપૂર્ણ છે અને તેથી ભૂલચૂકને પાત્ર છે. કમનસીબે કેટલાંક માણસો ખરાબ સોબતથી અથવા કુદરતી ખરાબ મનની વલણને લીધે કેટલીક ખરાબ ટેવો અને દુર્ગુણોનો ભોગ થઇ પડે છે અને પોતાના નસીબનું નખ્ખોદ વાળે છે અને બીજાઓને દુઃખી કરે છે; તેમજ આપણે સઘળા અપૂર્ણ હોવાથી આપણા સર્વમાં કાંઇ ને કાંઇ ખોડખાંપણ તો હોયજ. નવા વર્ષના પવિત્ર દિવસે આપણી ખોડખાંપણ અને આપણા દુર્ગુણો ઉપર વિચાર કરવાની અને તેઓને દૂર કરવાની આપણી ફરજ છે.

સાધારણ રીતે જોતાં પતેતીનો દિવસ ખાસ એવીજ રીતે પસાર કરવાની આપણી ફરજ છે. આવી નેમથી તમો સન્મુખ આ અગત્યની બાબત વિષે સૂચના કરવાની રજા લઉં છું.

**પશ્ચાત્તાપ**—પશ્ચાતાપ એ બંદગીનો એક ભાગ છે. પશ્ચાત્તાપ કરતી વખતે બંદગી કરનાર પોતાથી થયેલા જાણ્યા–અજાણ્યા ગુનાહોને માટે ખુદા આગળ પોતાની દિલગીરી જણાવે છે અને ફરીથી આવા ગુન્હા ન કરવાને ઇશ્વરને વચન આપે છે; અને એ ગુન્હા માફ કરવાને ખુદાને વિનતિ કરે છે. બંદગીનો આ ભાગ કેટલો ફાયદાકારક છે તે આપણને સહેલાઇથી માલમ પડે છે. બંદગીના આ ભાગથી માણસ દર દિવસે વધારે ને વધારે સદ્‌ગુણી થવાની કોશીશ કરે છે અને ગુન્હા કરતો અટકે છે. ગુન્હાભરેલાં કામોથી દૂર રહેવા અને સદ્‌ગુણોમાં વધારો કરવા બંદગી કરનારે આ ભાગ ઉપર ખૂબ ધ્યાન આપવું જોઇએ છીએ. હવે બીજા ગુન્હા કરીશ નહિ એવું વચન દરરોજ આપવામાં આવે છે, તે પાળવાની કોશીશ કરવી જોઇએ; તોજ આપણે ઇશ્વિરની કૃપા મેળવી શકીએ છીએ, એવો ખ્યાલ કુદરતી રીતે બંદગી કરનારના મનમાં આવે છે, તેથી તે ગુન્હા કરતો અટકે છે. સદ્‌ગુણી બની સુખી થવાની આ રીત કેટલી સહેલી અને ફાયદાકારક છે ! જેઓ બંદગીના ફાયદા માનતા નથી તેઓને સવાલ કરવામાં આવે છે કે, તેઓની પાસે કાંઇ બીજી એવી સહેલી રીત છે કે જેથી માણસો ગુન્હા કરતાં અટકે ? જેને ઇશ્વિરનો ડર હોય છે તેજ નાની તેમજ મોટી ચીજોમાં ગુન્હા કરતો અટકે છે; પણ જેઓને ખુદાનો ભય હોતો નથી અને બંદગી ઉપર ઇતબાર હોતો નથી તેઓ દરરોજ ગુન્હાભરેલાં કામો કરે છે અને છેવટે દુઃખી થાય છે. માણસજાત ગુન્હાને પાત્ર છે; પણ જેઓ પોતાનો જે રીતનો ગુન્હો થયો હોય તેનો ખરા અંતઃકરણથી પશ્ચાત્તાપ કરે છે અને હવેથી એ ગુન્હો ન થાય તે વિષે ખુદાને વચન આપે છે, તેથી તે ખુદાની કૃપા મેળવે છે અને તે ખુદાના રક્ષણમાં રહે છે. તે દિનપરદિન ગુન્હો કરતો અટકે છે અને છેવટે સદ્‌ગુણી બની ઉત્તમ સુખ મેળવવાને શક્તિમાન થાય છે. બંદગીના બળથી કેટલાક માણસોએ પોતાની દુર્ગુણી ટેવો કેમ દૂર કરી હતી તેના જાણવાલાયક દાખલા વાંચનારની ખાત્રી કરવા અહીંઆં રજુ કરવામાં આવે છે.

**બંદગીના બળથી એક વિદ્યાર્થીએ પોતાના દુર્ગુણો ઉપર મેળવેલી ફતેહ**

એક ચોપાનીઆંમાં એક વિદ્યાર્થીએ પોતાની દુર્ગુણી ટેવો બંદગીના બળથી કેમ સુધારી તેનો નીચે પ્રમાણે હેવાલ આપ્યો છેઃ—

"હું જાણું છું કે હું એક ખ્રિસ્તી છું, પણ ખ્રિસ્તીતરીકેના સદ્‌ગુણો ધરાવતો નથી. વારંવાર પેલો લલચાવનારો સેતાન મને લલચાવી જતો હતો. મારા મનમાં સતત પાપી અને દુર્ગુણી વિચારો આવ્યા કરતા હતા અને મને એમ લાગતું હતું કે, આવા વિચારો કરવા ન જોઇએ. આંખમાં આંસુ સાથે રડતો અને ખુદાને બંદગી કરતો કે, મને પવિત્ર બનાવ. પહેલાં થોડાક મહિના સુધી મને એમ લાગતું કે, મારાથી અંતરમાં મારી તપાસ કરવા, વાંચવા અને બંદગી કરવા સિવાય બીજું કાંઇ કરી શકાતું નથી; અને જેમ જેમ હું મારી તપાસ કરતો ગયો, તેમ તેમ પેલા લલચાવનારા સેતાનની જાળ વધારે ને વધારે માલમ પડતી ગઈ અને વધારે ને વધારે જણાયું કે, તેઓને દૂર કરવા મારેમાટે અશક્ય છે, પણ ઇશ્વર મારી નજદીક હતો અને તેની ફક્ત એક નજર પૂરતી હતી. હું પાપોથી દૂર રહી પવિત્ર જીંદગી ગુજારવાની કોશીશ કરતો હતો. આવી

જીંદગી ગુજારવાને માટે હું આંખમાં આંસુ લાવી ઈશ્વરની બંદગી કરતો હતો. કેટલાંક અઠવાડિયાં સુધી આ પ્રમાણે મેં બંદગી કરવાનું ચાલુ રાખ્યું. રફતે રફતે મને રાહત મળવા લાગી. વસંત ઋતુમાં પેલા લલચાવનારા સેતાન સાથે ખૂબ લડત ચલાવ્યા પછી અને ઘણીક રીતે હલકી સ્થિતિમાં આવ્યાપછી બે અઠવાડિયાં સુધી પૂરતી શાંતિ મળી. ત્યારપછી વળી બીજી લાલચોની સામે લડત ચલાવવી પડી હતી, પણ ખુદાની કૃપાથી તેમાં ફતેહ મળી હતી. સઘળો વખત ખુદાની કૃપાને માટે કેટલો બધો નાલાયક છું તેનો મને ખ્યાલ આવતો, ત્યારે મારી આંખમાં આંસુ આવતાં હતાં. જૂન મહિનાના પહેલા અઠવાડીઆમાં અમે બંદગી કરવા ભેગા મળ્યા, મને ઘણોજ આનંદ લાગ્યો, જો કે હું નાલાયક હતો. અમારી બંદગી વારંવાર થતી અને સઘળાઓને આશિષ મળતી હતી.

એક વખત રવિવારે અમારા પેગમ્બરે મરતી વખતે જે પ્યાર સઘળાઓ ઉપર જાહેર કર્યો હતો, તે વિષે અમે બંદગી કરતા હતા. બંદગી ખલાસ થયા પછી ભજન ગાતા હતા તેટલામાં મારાં હૃદયમાં એકદમ એવી તો રોશની પ્રકટી નીકળી અને તેનો ઝળકાટ એટલો તો હતો કે હું ભજન ગાઈ શકયો નાહ અને મોટેથી બોલી ઉઠવાને અંકુશ રાખી શકયો નહિ. કેટલાક દિવસો સુધી મને બીજું કાંઇ કરવાનું ગમ્યું નહિ કે રખેને જે આનંદ મેળવ્યો છે તે ખુદાને ગુસ્સે થવાનું કારણ મારી તરફથી મળે તો જતો રહે; પણ રફતે રફતે મને મજબૂતાઈ આવી; મારો આનંદ નદીની માફક વહેવા લાગ્યો અને વર્ણવી ન શકાય એવી ખુશાલી અને ઇશ્વરની આશિષ મારામાં પ્રકટ થયાં. ચૌદ મહિના પસાર થઇ ગયા છે તે છતાં મારામાંથી કદી પણ આવો આનંદ જતો રહ્યો નથી. શરીરની નબળાઇ સિવાય આ આનંદનો બીજી કોઇપણ રીતનો અટકાવ થયો નથી. સઘળો આનંદ ખુદાની મરજીને આધીન થવાનો છે.

## બંદગીના બળથી એક બાનુએ ચીડીઆ સ્વભાવ ઉપર કાબુ મેળવ્યો.

એક બાનુનો સ્વભાવ ઘણો ચીડીઓ અને ગુસ્સાવાળો હતો; તેણી કેટલીક વખતે એકદમ પોતાનો મિજાજ ખોઈ દેતી, જેથી તેણી ઘણી દિલગીર થતી હતી; કારણ તેણીને એમ લાગતું હતું કે, આવા સ્વભાવથી તેણી સદ્ગુણી બાનુ કહેવાય નહિ. આ પ્રમાણે જાણ્યા છતાં તે પોતાના સ્વભાવપર કાબુ રાખી શકતી ન હતી. પોતાના આવા સ્વભાવને લીધે તેણી પશ્ચાત્તાપ કરતી અને ખુદાને બંદગી કરતી હતી; પણ બંદગીપર અને ખુદાપર જે રીતનું આકીન રાખવું જોઇએ તે રીતનું તેણીમાં ન હોવાથી તેણીની બંદગી અને તેણીની કોશીશો નિષ્ફળ નિવડતી હતી. બાનુઓની બંદગીને માટે સભા મળી હતી. તે વખતે તેણીને ખુદાપર અને બંદગીપર પૂરતું આકીન રાખવા અને ખુદાને પોતાને સોંપી દેવાને સઘળાંએ તાકીદ કરી હતી. તેણીએ એ પ્રમાણે કર્યું અને ઘેર જતાં જતાં તેણીએ બંદગી કરી કે તેણીને ફતેહ મળે. તેણી જાણતી હતી કે પોતે કુટુંબમાં વારંવાર ગુસ્સે થતી હતી અને કોઇપણ રીતે પોતાનો ગુસ્સો અટકાવવાનું તેણી અશકય ધારતી હતી; પણ હવે તેણીએ ખુદાપર ઇતબાર રાખ્યો હતો. તેણી, હવે માનતી હતી કે ખુદા સર્વશક્તિમાન છે અને તેની શક્તિ આપણી ઉપર રહે છે. ઘેર પહોંચીને પોતાનું બારણું ઉઘાડતાં તેણીએ જોયું કે, તેણીનો નોકર તેણીના આપેલા હુકમથી નાફરમાન થઇ આગલા દાદરેથી પાણીનું વાસણ લઇ જતો હતો. આ ખામોશ કરવાનું તેણીને ઘણુંજ મુશ્કેલ માલમ પડયું; પણ સૌથી વધારે ખરાબ તો એ થયું કે, પેલા નોકરે પોતાની બાઇને આવી રીતે ઓચિંતી આવી લાગેલી જોઈ અને પોતાને તેણીના હુકમથી વિરુદ્ધ કામ કરતાં જોયો, ત્યારે પેલો નોકર એકદમ ગભરાઈ ગયો અને આવા ગભરાટમાં તેના હાથમાંનું પાણીનું વાસણ ઓરડાના ગલીચાપર ઢોળાઈ ગયું. પેલી બાનુ એક બોલ બોલી નહિ પણ પોતાના મનથી ખુદા મને મદદ કર! ખુદા મને મદદ કર! એમ બોલવા લાગી. તેણીએ પોતાના સ્વભાવપર કાબુ રાખી સઘળું સાફસુફ કરાવી નાખ્યું. બંદગીના બળથી આવું શિક્ષણ મળેલું જોઇ, તેણીને પોતાના સ્વભાવ ઉપર કાબુ મેળવવાને પહેલાં અશકય લાગતું હતું તે હવે તેણીને લાગ્યું નહિ.

## બંદગીના બળથી દારૂ-તંબાકુની ટેવો દૂર થઈ.

વિલિયમ બ્રે નામનો ધર્મગુરુ, એક છાકટા માણસે બંદગીના બળથી પોતાની એ માઠી ટેવ કેમ છોડી હતી તેનો નીચે પ્રમાણે હેવાલ આપે છે. પચીસ વરસથી વધુ વખતની તેને છાકટાપ-

ણાની માઠી ટેવ હતી. જ્યારે તે એ ટેવ છોડવાની કોશીશ કરતો હતો તે વખતે એ ટેવની તલબ બહુજ જોરાવર થવા લાગી અને કેટલાંક વરસો સુધી કંટાળો લાગ્યો. એક દિવસે જ્યારે ઘણીજ ઠંડી પડતી હતી, તે વખતે તે બજારમાંથી માલ ખરીદી ઘેર પાછો ફરતો હતો. રસ્તામાં એક દારૂની દુકાન આગળથી પસાર થવાનું હતું. જેમ જેમ તે દુકાનની નજદીક આવતો ગયો, તેમ તેમ તેની આગલી ટેવ વધારે ને વધારે જોર કરવા લાગી અને તેને એવું લાગ્યું કે, હવે આગળ પસાર થઈ શકાવાનું નથી. તેને એવું લાગ્યું કે તે દારૂની દુકાન આગળથી પસાર થઇ શકાતુંજ નથી. પોતે ખરીદેલો માલ બાજુ મૂકી દીધો, પાસેના જંગલમાં ગયો અને ગોઠણે મંડળે પડી ખુદાને કાકલુદીથી બંદગી કરી કે, આ ખરાબ તલબમાંથી તેને છોડવે. તે કહે છે કે:-"ખુદાએ મારી બંદગી સાંભળી અને તેનો મને જવાબ મળ્યો. હું જમીનપરથી ઉઠ્યો તે વખતે આ ટેવથી છૂટો થયેલો માણસ થયો અને તે વખતથી તે આજસુધી હું છૂટો છું."

**બીજો દાખલો**

ટેનીસીમાં એક અધિપતિ કે જે તંબાકુનો ગુલામ થઇ ગયો હતો, તે પોતાનો હેવાલ નીચે પ્રમાણે આપે છે:-"તંબાકુની ટેવ છોડવાને હું દઢ મનથી વારંવાર નિશ્ચય કરતો હતો. કોઇ કોઈ વખત થોડાક મહિના અથવા અઠવાડિયાં. એક વખત બાર મહિનાસુધી તંબાકુથી દૂર રહ્યો, પણ એ ચીજની તલબથી તદ્દન છૂટો થયો ન હતો."

"તા૦ ૧ લી ડીસેંબર ૧૮૫૦ ને રવીવારે સવારે હું એકાંત જગ્યામાં ગયો. મારા ગોઠણે પડયો અને ખુદાને અરજ કરી કે, આ ટેવ છોડવાને મને મદદ કર. ત્યાં ને ત્યાં તેણે પાકો નિશ્ચય કર્યો કે, ખુદાની મદદથી આ શાપપાત્ર ચીજને કદી પણ અડકીશ નહિ; અને તે દિવસથી આજસુધી મને બીડી પીવાની અથવા તંબાકુ ખાવાની તલબ થઇ નથી. જ્યારે પણ હું તંબાકુ જોતો તે વખતે ઈશ્વર તરફ મારૂં અંતઃકરણ રાખી, આ ચીજથી દૂર રહેવાને મને મદદ કરવાની તેને આજીજી કરતો હતો. હું આજે ૨૩ વરસ થયાં એ ચીજની ઈચ્છાથી દૂર થયો છું."

પ્રિય વાંચનારને છેવટે મારી એટલીજ સૂચના છે કે, કોઇ ખરાબ ટેવ પડી હોય તો તે એકદમ દૂર થઇ શકશે નહિ, ઘણીક વખતે એ ટેવ ઉપર કાબુ મેળવવામાં નિષ્ફળતા મળશે, તેથી કોશીશ છોડી દેવી નહિ; પણ ખંત રાખવી અને જ્યારે પણ ખરાબ ટેવ હુમલો કરે, તે વખતે બંદગી કરવી ચાલુ રાખવી. ઘણીક કોશીશો પછી બંદગીનું બળ જોરાવર થશે અને છેવટે એ ખરાબ ટેવોથી દૂર રહેવાની પૂરતી શક્તિ મળશે. છેવટે એટલુંજ ઇચ્છું છું કે, આ પતેતીના શુભ દિવસે સર્વ કોઈ પોતાની ખોડખાંપણ તપાસી બંદગીના બળવડે તેઓને દૂર કરી ખરૂં સુખ ભોગવવાને શક્તિવાન થાય ! આમીન !

---

# આંખનો આબાદ ઉપાય

**ખાખરાના મૂળનો અર્ક**—આ અર્કને સુરમો આંજવાની સળીવડે આંખમાં આંજવાથી આંખની ઝાંખ, ખીલ, પડળ, ફુલું, છારી વળવી, મોતીઓ, ઝામરવા વગેરે આંખનાં તમામ દરદોમાં ફાયદો થાય છે. આ દવા થોડા દિવસ આંખમાં આંજવાથી આંખનું એટલું બધું તેજ વધી જાય છે કે, ઘણા વિદ્યાર્થીઓનાં ચશ્મા ઉતરી જાય છે. આ દવા આંખનાં દરદોમાટે ખાસ અનુભવસિદ્ધ અને અકસીર છે.

ખાખરાનાં મૂળના લાંબા લાંબા પાતળા ટુકડા કરીને એક હાંલ્લામાં ભરીને એક શકોરાથી તેનું મોં બંધ કરી દેવું. પછી જમીનમાં એક ખાડો ખોદી તેમાં કલાઇવાળું અથવા માટીનું રીઢું વાસણ મૂકવું અને તેની ચારેબાજુએ પાણી ભરી રાખવું. પછી બંધ કરેલા હાંલ્લાને કાણું પાડી તે કાણું નીચેની તરફ રહે તેવી રીતે ખાડામાંના વાસણ ઉપર મૂકી સજ્જડ બંધ કરી તેની ચારે તરફ અડાયાં-છાણાંનો તાપ કરવો. આથી મૂળીઆંનો અર્ક છિદ્રવાટે નીચેના વાસણમાં ટપકશે. જે ઘરભાગ હોય છે તે નીચે જામી જશે અને પાતળો અર્ક ઉપર રહેશે. તે પાતળા અર્કને ગાળી લેવો અને તેનો અંજનતરીકે ઉપયોગ કરવો. આથી ઉપર જણાવેલાં આંખનાં તમામ દરદોમાં ફાયદો થશે.

# મઘની સેવાવૃત્તિ

## ( " બુદ્ધલીલા સારસંગ્રહ " નામના પુસ્તકમાંથી )

હજારો વર્ષપૂર્વે મગધ દેશમાં મચલ નામના એક ગામડામાં એક ખેડુતના કુટુંબમાં મઘ જન્મ્યો હતો. તે જ્યારે ઉંમરલાયક થયો, ત્યારે પોતાના ગામના લોકોની સ્વાર્થપરાયણતા જોઇ મનમાં ખૂબ ખિન્ન થયો. તે પોતાના ગામના રસ્તા સાફ કરવાનું, ગંદવાડ વહી વહીને બહાર ફેંકવાનું, પીવાના પાણીમાં ગંદુ પાણી જાય નહિ માટે કૂવાને પાળ બાંધવાનું, વગેરે બીજાં એવાંજ લોકોપયોગી કામો કરતો; પરંતુ તેના આ કામથી રાજી થવાને બદલે ગામના લોકો તેને દોષ દેતા. તેઓ ચોરાઓપર કે દારૂનાં પીઠાંપર ભેગા થઇ કહેતા કે, "અરે ! આ પેલો ગાંડીઓ મઘ ! પોતાના ઘરનું કામ છોડીને ચાલ્યો નકામી માથાફોડ કરવાને ! એકલાથી તે કદી આખા ગામનું હિત થયું છે કે ? આપણે ભલા ને આપણું કામ ભલું ! તેને બદલે આ તો ગામનું ભલું કરવા નીકળ્યો છે ? શું કરવું છે આપણે આખા ગામને ! મઘને પોતાની મૂર્ખાઇ સારૂ કોઇક દિવસ પશ્ચાત્તાપ કરવો પડશે."

મઘની છચોક નિંદા થતી, એટલુંજ નહિ પણ તેનાં સગાંઓ પણ તેની વિરુદ્ધ હતાં: તોપણ તેણે પોતાનું કર્તવ્ય છોડી દીધું નહિ. મઘ એક દિવસ એકાદ રસ્તો સાફ કરે અને બીજેજ દિવસે આસપાસનાં ઘરમાંથી સ્ત્રીઓ કચરો નાખી જાય. કોઇ વૃદ્ધ કહે કે, આ ગંદવાડ શું કામ કરો છો ? તો તેઓ કહેતીઃ–"તમારે શું ? પેલો મઘ મુઓ છેને ! તે આવશે અને કરશે સાફ !"

મઘના આત્મસંયમનું પરિણામ જૂના જમાનાના લોકો ઉપર તો કંઇ પણ થયું નહિ; પરંતુ મઘનો આ માર્ગ સારો કેમ ન હોય એવી એક બે તરુણોને શંકા આવવા લાગી.

ગામના બે તરુણ મિત્રો મઘથી આકર્ષાઇને તેને ગુરુ કરવાના ઇરાદાથી તેની પાસે ગયા અને બોલ્યાઃ–" આજસુધી અમે તારી ઉપેક્ષા કરી, એ માટે અમને અત્યંત દુઃખ થાય છે. અભાગીને પોતાને ઘેર પડેલી થાપણની જેમ ખબર ન પડે, તેમજ તારા સદ્‌ગુણની તું અમારી પાસે હોવા છતાં અમને ખબર પડી નહિ. આજથી અમે તારા શિષ્ય થઇ તારૂં અનુકરણ કરી સત્કૃત્યમાં કાળ ગાળવાનો નિશ્ચય કર્યો છે." મઘ બોલ્યોઃ–"મિત્રો ! સદાચરણમાં કાળનો સદ્વ્યય કરવાની તમારી ઇચ્છામાટે તમને ધન્ય છે; પરંતુ આમાટે મારૂં શિષ્યત્વ સ્વીકારવાની આવશ્યકતા નથી. મારા જેવા તો મર્ત્ય–નાશવંત છે, એ તમે જાણોજ છો; માટે આવા ક્ષણભંગુર પ્રાણીનું શિષ્યત્વ ન સ્વીકારતાં આપણે બધા ધર્મનું શિષ્યત્વ સ્વીકારીએ તો સારૂં; કારણ ધર્મ શાશ્વત છે. તે અનાદિ છે, તેને આપણી પાસેથી કોઇપણ દૂર કરી શકે એમ નથી."

"કુમાર્ગથી નિવૃત્તિ અને સત્કર્મમાં પ્રવૃત્તિ એને સાધુ લોક 'શીલ' કહે છે. પ્રાણીનો ઘાત ન કરવો, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અસત્ય ભાષણ ન કરવું અને માદક પદાર્થનું સેવન ન કરવું—એ પાંચ નિયમ એકનિષ્ઠાથી પાળીએ તો આપણે કુકર્મથી બચી જઇએ અને પરોપકારાદિ સત્કૃત્યમાં આપણા કાળનો ઉપયોગ કરી શકીએ."

તરુણ બોલ્યાઃ–"આજથી આ પાંચ નિયમો અમે બરાબર શ્રદ્ધાપૂર્વક પાળીશું અને ઘરકામથી બચેલો કાળ સત્કર્મમાં ગાળીશું."

આમ ધીરે ધીરે મઘને ત્રીસ અનુયાયી મળ્યા. તે સૌએ મળી રોગી લોકોમાટે અને અનાથ અપંગ લોકોમાટે એક ધર્મશાળા સ્થાપન કરી. આસપાસના ગામના રસ્તા સાફ કર્યા, નાના નાના પૂલો બાંધ્યા, તળાવો ખોદ્યાં અને એવાં બીજાં લોકોપયોગી કામો કર્યાં. આ ઉપરાંત તેઓ પોતાના પરગણાના લોકોને પંચશીલનો ઉપદેશ કરતા. તેમના આ કાર્યનું આખા પરગણા ઉપર એવું પરિણામ થયું કે, થોડા અપવાદ બાદ કરતાં ત્યાંના બધા લોક સદાચારી બન્યા. દારૂનાં પીઠાંવાળાને પોતાની દુકાનો બંધ કરવી પડી અને ત્યાંના મુખી–ન્યાય અને વસુલી અમલદાર–ને દંડના રૂપમાં ઘણીજ મોટી પ્રાપ્તિ થતી, તે નહિ જેવી થઇ ગઈ.

આ પરગણાના લોકોમાં પહેલાં એટલા ટંટા થતા કે તેનો નિકાલ કરતાં મુખીને જમવાની સુદ્ધાં ફુરસદ મળતી નહિ; પણ હવે મુખીને આખો દિવસ તકીઆને અઢેલી વાતો કરતાં બેસવું અને કચેરીનો વખત પૂરો થતાં ઘેર જવું, એટલોજ ઉદ્યોગ રહ્યો. પોતાના પરગણામાં સ્થિતિ આવી

કેમ પલટાઇ ગઇ, તેની તપાસ કરતાં મઘ અને તેના ત્રીસ અનુયાયીઓએ આ બધી ક્રાંતિ કર્યાનું મુખીને જણાવ્યું. આ ત્રીસને આ પ્રદેશમાંથી ઉંચકી લીધા સિવાય લોકો પહેલાંના જેવી સ્થિતિમાં આવશે નહિ એમ વિચારી કાંઇ જરૂરી કામમાટે પોતે મગધદેશના રાજાને મળવા જાય છે એમ પોતાના હાથ નીચેના લોકોને જણાવી તેણે રાજધાનીનો રસ્તો પકડ્યો.

રાજાને મળી મુખી બોલ્યોઃ–"મહારાજ શું કહેવું ? અમારા દેશમાં ત્રીસ તોફાનીઓ અને તેમના નાયકે ઘણોજ ઉત્પાત મચાવી મૂક્યો છે. બધા લોક ગામ છોડી નાસે છે અને હરામખોરોના ડરથી અમારા પ્રદેશમાં બીજા લોક આવતા નથી; આ પ્રમાણે ખેતી, વેપારરોજગાર બધું બંધ પડી ગયું છે. હવે આપને અમારા પરગણામાંજ નહિ, પણ આસપાસના સૌ પ્રાંતમાં પણ કર વસુલ કરવો અશક્ય થઈ પડશે."

રાજા અતિશય સંતાપ પામી બોલ્યોઃ–"આ વાત તમે મને જણાવી એ બહુ સારૂં થયું; તમારી સાથે હું નાની ફોજ આપું છું, તેની સહાયથી તમે તે તોફાનીઓને પકડી લાવો."

મુખીએ પોતાના પરગણામાં જઈ, મઘ અને તેના સાથીઓને પકડ્યા. તેઓએ મુખીનો કાંઇ પણ વિરોધ કર્યો નહિ. તેમને પકડવામાટે રાજાનો હુકમ છે, એમ કહેતાંની સાથેજ તેઓ પોતાની મેળે સ્વાધીન થયા, તેમના હાથપગમાં બેડીઓ ઘાલી દીધી અને તેમને પકડી આણ્યાના સમાચાર રાજાને આપ્યા. રાજા તે વખતે અંતઃપુરમાં હતો. આ દરોડાખોરોને જોવાની તેને ફુરસદ ન હતી. તેણે ત્યાંથીજ હુકમ છોડ્યો કે, તોફાનીઓને મહેલના આંગણામાં ઉંધા સૂવાડી તેમના શરીરપર હાથી ચલાવો.

રાજાના હુકમ પ્રમાણે મઘ અને તેના સાથીઓને મુસ્કેટાટ બાંધી ઉંધા સૂવાડવામાં આવ્યા. પછી હસ્તીશાળામાંથી એક મદોન્મત્ત હાથી તેમનાપર છોડવાને સજ્જ કરવામાં આવ્યો.

મઘે પોતાના અનુયાયીઓને કહ્યુંઃ–"ભાઇઓ ! આજસુધી આપણે સદાચારમાં કાળ ગાળ્યો છે. હવે આપણામાંના કોઇને એમ લાગવાનો સંભવ છે કે, સદાચરણથી મનુષ્ય સુખીજ થાય છે એમ નથી. અમે અમારૂં જીવન સત્કર્મમાંજ ગાળ્યું છે, છતાં અમારાપર આ સંકટ કેમ આવ્યું? પણ મિત્રો ! આ સમયે એવા વિચારનો સ્પર્શ પણ તમારા દિલને થવા દેશો નહિ. આ લોકમાં ન્યાયયુક્ત વ્યવહાર નહિ હોય, છતાં પરલોકમાં આપણાં કર્મોનું યોગ્ય ફળ આપણને મળવાનું છે. આ લોકમાં કોઇ લુચ્ચો માણસ પુષ્કળ સંપત્તિ મેળવે છે અને કોઇ સત્પુરુષ દારિદ્ર્યમાં દળાય છે, એટલે આ લોકમાં તો માણસને ન્યાય મળતો નથી, એ ખુલ્લું છે; પરંતુ આપણાં કર્મોથી આપણે એટલા બધા બંધનમાં આવી જઇએ છીએ કે તેને લીધે પરલોકમાં આપણો છૂટકારો થવો અત્યંત અશક્ય થઈ પડે છે; માટે આપણાં કુકર્મોજ આપણા રક્ષક અને આપણાં સત્કર્મોજ આપણા ન્યાયાધીશ થશે, એ ચોક્કસ ધ્યાનમાં રાખજો. વળી તમારા મનને ખોટું લાગતું હોય તે વખતે જો તમારૂં મરણ થશે તો તેનું પરિણામ અત્યંત અનિષ્ટ આવવાનું, કેમકે મનુષ્યનું મન અસ્થિર હોય તેવે વખતે જો તેનું મરણ થાય તો પુનર્જન્મમાં તે હીન યોનિમાં જન્મે છે, એવાં ઋષિમુનિઓનાં વચન છે; તેથી આ પ્રસંગે તમારી મૈત્રીભાવના દઢ કરો. જેવો તમારો લોકપર પ્રેમ હતો, તેવોજ તમારી ઉપર ફરિયાદ કરનાર મુખીપર, તમને મારવાનો હુકમ કરનાર રાજાપર અને તમને મારવાને પ્રવૃત્ત થયેલા આ હાથીપર તમારો પ્રેમ થવા દો. શત્રુ, મિત્ર, તટસ્થ અને હું એવા ભેદો મનમાંથી કાઢી નાખી સર્વની ઉપર મૈત્રી થવા દો. એક દેહનાં જેમ ભિન્ન ભિન્ન અંગો હોય છે, તેમજ આપણે એક વિશ્વનાં અંગો છીએ, એ સમજ ઢીલી પડવા દેશો નહિ. આજપર્યંત કરેલાં સત્કૃત્યોનું તમે આ સમયે ચિંતન કરો."

હવે જ્યારે મઘ અને તેના સાથીઓને મારવામાટે માવતે હાથીને આગળ આણ્યો, ત્યારે તે મોટેથી કીકીઆરી પાડી એકદમ પાછળ હટ્યો! કેમે કર્યો તે તેમના શરીરપર પગ દેજ નહિ. ફરી બીજો, ત્રીજો, એમ બેચાર હાથી આણ્યા; પરંતુ તે સર્વ માવતના અંકુશના મારની દરકાર ન કરતાં કીકીઆરી કરી પાછળ હટ્યા, એકે હાથીએ મઘને અને તેના સાથીઓને ઉપદ્રવ કર્યો નહિ!

આ સમાચાર રાજાને મળતાંજ તે બોલ્યોઃ–"આ લોકો હાથીનો મંત્ર જાણતા હોવા જોઇએ કે તેમની પાસે કંઇ જડીબુટ્ટી હોવી જોઇએ."

મઘ બોલ્યોઃ–"મહારાજ ! અમારો મંત્ર કહીએ તો આજસુધી અમે એકનિષ્ઠાથી શીલનું

પાલન કરતા આવ્યા છીએ. જાણીબુઝીને અમે કોઇ પ્રાણીનો ઘાત કર્યો નથી, પરસ્ત્રીને અમે માતાસમાન માનીએ છીએ, અસત્ય ભાષણ અમે કદીએ કર્યું નથી અને મદ્યાદિ માદક પદાર્થોથી અમે અલિપ્ત રહ્યા છીએ. આ સિવાય આપની પ્રજાની સેવા અમે યથામતિ કરતા આવ્યા છીએ, અમારાપર એકાએક જ્યારે આ પ્રસંગ આવ્યો; ત્યારે મેં મારા મિત્રોને હિંમતથી કહ્યું કે, આપણને પકડનાર મુખીપર, મારવાનો હુકમ આપનાર મહારાજપર અને મારનાર હાથીપર આપણે બધાએ મૈત્રીની ભાવના રાખવી. કોઈપણ પ્રકારે દ્વેષનો સ્પર્શ આપણા મનને થવા ન દેવો. અમારા આ શીલનો અને મૈત્રીનો પ્રભાવ એજ અમારો મંત્ર છે."

રાજાએ પોતાના દૂત મોકલીને મઘના ગામની અને આસપાસના ગામની ખરી સ્થિતિ શું છે, તેની ખાત્રી કરી; ત્યારે તેને જણાયું કે, મઘ અને એના સાથીઓએ તે પ્રાંતની ઉત્તમ સુધારણા કરી છે. ત્યાંના લોક સુખી હોઇ પરસ્પર અત્યંત પ્રેમથી વર્તે છે. ચોરી, મારામારી, ટંટાફિસાદ વગેરે વસ્તુઓ તે પ્રાંતમાં નામશેષ થઇ છે. આ જાણીને રાજાએ ખોટી ફરિયાદ કરનારા પેલા મુખીને પકડીને એકદમ ફાંસી દેવાનો હુકમ આપ્યો અને તેની જગાએ મઘને નીમવામાં આવ્યો; ત્યારે મઘ રાજાપાસે ગયો અને મુખીને માફી આપવાની વિનતિ કરી તે બોલ્યોઃ–"મહારાજ! આ મુખી ન હોતતો અમને આપના દર્શનનો યોગ ન મળ્યો હોત; અમારા શીલને અને મૈત્રીને કસોટીએ ચઢાવી જોવાની સંધિ એણે મેળવી આપી તેથી તે અમને પ્રિય છે. મહારાજે એને જીવતદાન આપવું એવી અમારી નમ્ર વિનતિ છે."

મઘની વિનતીને માન આપી રાજાએ મુખીને છોડી મૂકયો.

---

# મહાન શોધક એડીસન બહેરા કેમ રહ્યા છે?

( લેખક–છ. હ. 'મુંબઇ સમાચાર' તા. ૫–૧૧–૨૬ ના અંકમાંથી )

આ મહાપુરુષને નાનપણમાં કોઇએ માથા ઉપર જોરથી પ્રહાર કરવાથી એ બહેરા થઇ ગયા. તેમનાં પત્નીને તેમને માટે બહુજ લાગણી થતી હોવાથી તેમણે ડૉકટરોની સલાહ લીધી. મહા મહા પ્રયત્ને મી૦ એડીસને કાન બતાવવાની હા પાડી. ડૉકટરોએ કહ્યું કે, એક નાનું સરખું ઓપરેશન કરવામાં આવે તો કાન સાજા થઇ જાય. આ સાંભળી તેમનાં સ્ત્રી બહુજ ખુશી થયાં. પ્રયોગમાટે દિવસ નક્કી થયો; પણ તે દિવસેજ મી૦ એડીસને પોતાની ઑફીસમાં આવીને પોતાના મદદનીશને કહ્યું કેઃ–"ડૉકટરને ટેલીફોન કરી આજ ઑપરેશન બંધ રખાવો."

તેમનાં સ્ત્રીને કાને આ વાત આવી ત્યારે તે બિચારાં બહુ નિરાશ થઇ ગયાં. તેમણે પટાવી પટાવીને કારણ પૂછયું ત્યારે તેમના પતિએ જણાવ્યું કેઃ—

"આસપાસની ગરબડ અને અવાજોની પીડા ટળી જવાથી હું વિચાર કરતાં શીખ્યો છું. ૯૭ મારે મરતાં પહેલાં ઘણી બાબતો વિચારવાની છે. જો મારા કાન સુધરે તો મારે વિચાર કરવાનું બંધ પડી જાય ને નવી ટેવ પડે, માટે તેવી ટેવ પાડવા જેટલો હવે મને અવકાશ નથી; તેથી ભલે છે તેમજ રહે."

ફોનોગ્રાફની શોધ કરીને જગતમાં અવાજ પ્રસરાવી દેનાર તથા ટેલીફોનદ્વારા દૂરસુધી અવાજ પહોંચાડનાર આ મહાપુરુષે પોતે આ પ્રમાણે પક્ષીઓનાં મધુર ગાયન અને મનુષ્યોનું મોહક સંગીત કે બાળકોના કાલાકાલા બોલ સાંભળવાનો આનંદ લેવામાટે જાણીજોઇને પ્રયત્ન કર્યો અને તે લાભ ખોયો એ ઓછો આત્મભોગ કહેવાય? પરોપકાર આથી બીજો વધારે કયો?

એમને મોટરમાં ફરવાનો બહુ શોખ છે અને પ્રખ્યાત ફૉર્ડ મોટર બનાવનાર કરોડાધિપતિ તેમના ગાઢ સ્નેહી છે. ખોરાકમાં પોતે રોટલી અને દ્રાક્ષજ લે છે. ઘણીવાર રાતના બે વાગ્યાસુધી વાંચ્યા કરે છે ને સવારે સાત વાગે તો પાછા કામે વળગે છે.

પુષ્પોની સુવાસ અને તેમના ખીલતા વિવિધ રંગ તેમને બહુ પ્રિય છે, તેથી પોતાના સુંદર બગીચામાંજ તેઓ ઘણીવાર પોતાના મિત્ર મિ૦ ફોર્ડ સાથે વિવિધ ચર્ચામાં આનંદ લે છે.

# જગદ્‌ગુરુનું આગમન

( હિંદુસ્તાન તા. ૬–૬–૨૬ )

આ વીસમી સદીના યુગમાં દુનિયા જડવાદના મહાસાગરમાં ઉંડે ને ઉંડે ધસતી જાય છે. એ સમયમાં અધ્યાત્મવાદના કે નૈતિક ઉન્નતિમાર્ગે એ દુનિયાને દોરવામાટે કોઇ મહાપુરુષ કે મહાશક્તિ ઉભી થાય એ આધ્યાત્મિક ભાવનાપ્રાધાન્ય હિંદ જેવા દેશને અને જેમના ધર્મનાં મંડાણો, જેમની સંસ્કૃતિના પાયાઓ ઈશ્વરના અસ્તિત્વની માન્યતા ઉપર રચાયા છે એવા હિન્દીઓને સદા આવકારદાયક તો થઈજ પડે; પરંતુ હવે અંધશ્રદ્ધાનો યુગ ગયો છે અને હિન્દીઓ પણ તર્કશાસ્ત્રની તુલનાએ જે ચીજ કે સિદ્ધાંત માન્ય થઇ શકે એવામાંજ શ્રદ્ધા રાખવાની વૃત્તિ ધારણ કરવા લાગ્યા છે. ૧૯ મી સદીના અંતમાં હિંદીઓને અધ્યાત્મજ્ઞાનની ઝાંખી કરાવવા અને હિંદને પશ્ચિમના દેશોના વ્યક્તિવાદમાંથી બચાવવા હિંદમાં ત્રણ મહાન હિંદીઓ સ્વામી દયાનંદ, સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનંદે અલખ જગાવી હતી. તેમના અસાધારણ પરિશ્રમ અને પ્રચારની અસર માત્ર હિંદમાંજ નહિ, પણ અમેરિકામાં પણ થઇ અને ત્યાંના પણ ઘણા સંસ્કારી જનોની વૃત્તિ અધ્યાત્મવિદ્યા તરફ વળી. હિંદને અત્યારે કોઇ સંત કે મહાપુરુષની જરૂર હોય તો ઉપરોક્ત ધર્મપ્રચારકોના જેવાની છે અને તેવા પુરુષના અભાવે હિંદનું નૈતિક અધઃપતન થતું જાય છે.

આ સંજોગોમાં થીઓસોફીકલ સોસાયટીનાં પ્રમુખ શ્રીમતી એની બેઝંટે એક નવો ફતવો બહાર પાડી શ્રી૦ જે૦ કૃષ્ણમૂર્તિ નામના એક હિંદી યુવકને નવા જગદ્‌ગુરુતરીકે ઓળખાવ્યા છે. શ્રી૦ બેઝંટ કંઇક વર્ષો થયાં પોતાના ભાષણોમાં જણાવ્યા કરતાં હતાં કે, દુનિયામાં થોડાં વર્ષમાં એક મહાન નર જગતના ગુરુતરીકે પાકશે, અને દુનિયાને સન્માર્ગે દોરશે. આટલું કથન કોઇને પણ વાંધાભર્યું લાગ્યું ન હતું; પણ આશરે ૧૫ વર્ષ ઉપર તેમણે એક કૃષ્ણમૂર્તિ નામના બાળકને તે જગદ્‌ગુરુ થશે, એમ માની તેને તે મહાકાર્ય માટેનું યોગ્ય શિક્ષણ આપવાની ગોઠવણ કરી, ત્યારે ઘણાઓને હાસ્યાસ્પદ લાગેલું; અને વળી જ્યારે મદ્રાસ હાઇકૅાર્ટમાં એજ કૃષ્ણમૂર્તિના પિતાએ શ્રી. બેઝંટસામે મુકર્દમો માંડી, તે અને તેના બીજા એક ભાઇને પોતાને કબજે સોંપવાની માગણી કરી હતી, ત્યારેજ થીઓસોફીની વિચિત્ર માન્યતાઓ અને શ્રી. બેઝંટના અનુયાયીઓની અંધશ્રદ્ધામાટે ઘણાને તર્કવિતર્ક આવતા. ત્યાર પછી તો જગદ્‌ગુરુની વાતો બંધ પડી અને મીસીસ બેઝંટ બનારસની સેંટ્રલ હિંદુ કૅાલેજની કેળવણીવિષયક પ્રવૃત્તિમાં જોડાયાં અને પછીથી તો તેમણે સમસ્ત દેશમાં વ્યાપી રહેનારી અને દેશના રાજકીય જીવનમાં ઘણો ખળભળાટ મચાવનારી હોમરૂલ લીગની ચળવળ ઉપાડી. એ ચળવળનો ઓસરતો જુવાળ ૧૯૧૯માં આવ્યો અને ત્યાર પછી મીસીસ બેઝંટનું રાજકીય ક્ષેત્રમાં સ્થાન પણ મહત્ત્વનું રહ્યું નહિ. અસહકારની ચળવળદરમિયાન તેમણે પોતાની લેખિની અને વક્તૃત્વશક્તિનો ઉપયોગ એ ચળવળ તોડવા કર્યો. છેલ્લાં બે વર્ષ થયાં તેમણે બે પ્રશ્નો હાથ ધર્યા છે; અને તેમાંનો દેશની દૃષ્ટિએ અગત્યનો પ્રશ્ન તો "કૅામનવેલ્થ ઓફ ઈંડિયા બીલ" ઇંગ્લંડની પાર્લામેન્ટમાં પસાર કરવાનું અને બીજો પ્રશ્ન તે જગદ્‌ગુરુના આગમનનો ઢંઢેરો પીટવાનો છે. ડૅા. બેઝંટ જગતને મનાવવા મથે છે કે, દુનિયામાં જગદ્‌ગુરુનું આગમન થશે તે શ્રી. કૃષ્ણમૂર્તિની કાયાદ્વારા થશે; અને તે એ કૃષ્ણમૂર્તિ નામના યુવકની મારફતે જગતમાં પ્રચાર કાર્ય કરશે. ડૅા૦ બેઝંટ કહે છે કે, આ ઘટનાની તેમને ખબર તો તેમના ગુરુ હિંદુ ઋષિમુનિઓ તરફથી અલૌકિક રીતે મળી છે. ડૅા૦ બેઝંટ ગયે મહિને હિંદથી વિલાયત ગયાં ત્યારે શ્રી. કૃષ્ણમૂર્તિને સાથે લઈ ગયાં છે અને તેને દેશદેશાંતરમાં જગદ્‌ગુરુના વાહનતરીકે ઓળખાવવાનું પ્રચારકાર્ય કરનાર છે. શ્રી. કૃષ્ણમૂર્તિની ફ્રાંસમાં એક વર્તમાનપત્રના પ્રતિનિધિએ મુલાકાત લીધી તે દરમિયાન શ્રી. કૃષ્ણમૂર્તિના જે વિચારો જાણવા મળ્યા તે ઉપરથી તો તેઓ એક સાધારણ સંસ્કારી સુશિક્ષિત યુવક ઉપરાંત કાંઇ અધિક જરાએ માલમ પડતા નથી.

હિંદના ઇતિહાસમાં શંકરાચાર્ય જેવા જે મહાપુરુષો થઇ ગયા તે સર્વેએ પહેલેથીજ પોતાની મહત્તાનો ખ્યાલ સમાજને પોતાના આચરણ અને સ્વભાવથી આપેલો અને તેઓ સાધારણ દુનિયાદારી જેવા ન હતા; પરંતુ દુનિયાની સેવા કરવા જન્મેલા એટલે તેની પ્રતીતિ તેમની નાની વયમાંજ સર્વેને થયેલી. શ્રી. કૃષ્ણમૂર્તિએ અત્યારસુધીમાં સમાજની શું અનુપમ સેવા કરી છે

અથવા તેમણે પોતાનાં મંતવ્યોનો પ્રચાર કરવા શા શા પ્રયાસો કર્યા છે? એ દુનિયાને ખબર નથી. પોતે પણ જણાવે છે કે, તેઓ એક સામાન્ય વ્યક્તિ છે અને ટેનીસ જેવી રમતોમાં રસપૂર્વક મચ્યા રહે છે અને તેમને જે અસાધારણ મહત્તા આપવામાં આવી છે, તે માટે તેઓ યોગ્ય નથી. લંડનમાં થીઓસોફીસ્ટોની સભામાં એક જણાએ ડૉ૦ બેઝંટના નવા ફતવાનો વિરોધ કર્યો, એટલે ડૉ૦ બેઝંટ એટલાં છેડાઈ પડ્યાં કે, તેમણે થીઓસોફીકલ સોસાયટીના પ્રમુખપદનું રાજીનામું આપવાની ધમકી પણ આપી હતી. આ બધું શું સૂચવે છે? અમને તો લાગે છે કે ડૉ૦ બેઝંટ નિર્દોષતાથી અને અજાણતાં પોતાનાં મંતવ્યોમાં પોતાના અનુયાયીઓને અને દુનિયાને અંધશ્રદ્ધાથી મનાવવાનો પ્રયાસ કરી રહ્યાં છે. શ્રી. કૃષ્ણમૂર્તિ એ જગદ્‌ગુરુનું વાહન છે, એ માનવાને આ યુગમાં દુનિયા તૈયાર નથી. એઓશ્રી એક સારા ધર્મપ્રચારક હશે તેમજ તેમનું જીવન ઉચ્ચ શ્રેણીનું હશે, એટલુંજ નહિ પણ તેમના પ્રત્યે અંગત અમારે લેશ પણ વાંધો કે વિરોધ નથી; પરંતુ તેમને જગદ્‌ગુરુના વાહનતરીકે ઓળખાવવા, એ વાત ગળે ઉતરતી નથી. ડૉ૦ બેઝંટ આવી રીતે અંધશ્રદ્ધાનું સામ્રાજ્ય પ્રવર્તાવવાના પ્રયાસ કરે એ શું હાસ્યાસ્પદ નથી લાગતું?

# વિજળીથી સાવચેત રહેવાની જરૂર

( ગૃહલક્ષ્મી-૧૭ મું વર્ષ-અંક ૪-૫ માંથી )

આકાશમાં ઘનઘોર વાદળ છવાયાં હોય અને વિજળી ચમકાર કરી રહી હોય, ત્યારે કોઇ પણ અગાશીમાં નહિ જવું જોઇએ.

યાદ રાખવું કે ઉંચી ચીજો, જેવી કે ઝાડ, ધ્વજા યા કોઈ ઉંચી ઇમારત વિજળીને પોતાની તરફ ખેંચે છે, માટે આ ચીજોથી દૂર રહેવું જોઇએ. જો તમે કોઇ ઝાડવાળી જગામાંજ હો તો ઝાડની પાસે ન જવું. જો એકલા અને બીજાઓથી જૂદા ઉભા હો તો ઝાડના ઝુંડમાં રહેવું, ઉંચાં ઝાડથી દૂર રહેવું.

વરસાદ વરસતો હોય અને વાદળ ગાજી રહ્યું હોય તો દોડીને એક સ્થળેથી બીજે સ્થળે ન જવું; દોડવાથી હવામાં હલનચલન પેદા થાય છે, તેનાથી થતા વેગને લીધે વિજળી તેના તરફ ખેંચાઈ આવશે.

આવે વખતે તમે કોઇ ઘરમાં હો તો બારીએથી દૂર રહેજો અથવા તો બારીઓ બંધ કરી દેજો.

ઘનઘોર વરસાદ, વાદળોની ગર્જના અને વિજળીના કડાકા થતી વખતે છત્રી ઓઢીને કોરા રહેવા કરતાં ભીંજાઇ જવું સારૂં છે. કોરી ચીજો વિજળીને વધારે ખેંચે છે.

# જંગલની જડીબુટ્ટી—આંગણામાંની દવા

(દલિત કોમના એક અંકમાંથી)

ધૂપતરીકે બાળવામાં આવતા ગુગળથી તો ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. આ ગુગળની એક સરસ અને અકસીર બનાવટ છે, તે નીચે પ્રમાણે છે:—

આસંધ, અતિવિષ, પીંપર, શતાવળી, કાંટાશેળીઆનાં મૂળ, ગળો, વરધારો, વરીઆળી, હરડે, ચવક, નાગરમોથ, કચોરો, વજ, અરકશીનાં પાન, બિલ્લી, એરંડાનાં મૂળ, રાસના અને ધમાસો, આ અઢાર ચીજો બે બે તોલા લેવી અને તેમાં શુદ્ધ કરેલો ગુગળ ચાર તોલા મેળવી, બધાને અધકચરૂં ખાંડી નાખી દરરોજ એક તોલો સવારે ને એક તોલો સાંજે પાશેર પાણીમાં ખૂબ ઉકાળી અધોળ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળીને પી જવું. આ ઉકાળો એટલો બધો તો અકસીર છે કે એથી ગમે તેવો લકવો અગર સંધીવા હોય અગર અધું અંગ પથ્થર જેવું બંધાઇ ગયું હોય તોપણ તે દરદ નાબુદ થઈ જાય છે.

પેટની કબજીયત રહેતી હોય તો બે ત્રણ દિવસે એરંડીઆ તેલનો જુલાબ લેવો.

બરોળની ગાંઠ વધેલી હોય તો તે ઉપર ગુગળ અને ચૂનો એકઠો કરી લઈ મારવામાં આવે છે.

# કનકદાસ

( લેખક-દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર, નવજીવન-તા-૨૭-૯-૨૫ )

કુદરતમાં નૈતિક નિયમો અને ભૌતિક નિયમો વચ્ચે સંબંધ હોવોજ જોઇએ એવી શ્રદ્ધા માણસના હૃદયમાં છે. આ શ્રદ્ધા સર્વ દેશોમાં છે અને સર્વ કાળે છે. પ્રજ્ઞાને અભાવે માણસ આ એનો સંબંધ વિચિત્ર રીતે બેસાડવા માગે છે અને તેથી અનેક જાતના વહેમો પેદા થાય છે. માણસ અસત્ય બોલ્યો અને થોડાજ વખતમાં એને ઠોકર લાગી, કે તરતજ એને કહેવાનું મન થઈ જાય છેઃ–"જોયું પાપનું પરિણામ! હજી દુનિયામાં સત રહ્યું છે." લાલાજીને પંજાબનો લેં૦ ગવર્નર હદપાર કરી બ્રહ્મદેશમાં મોકલે અને થોડાજ દિવસમાં જો તે લેં૦ ગવર્નર મરી જાય, તો લોકો જરૂર કહેવાના, "જાય કયાં! સાધુજનને હેરાન કરવા એ કંઇ સહેલી વાત છે?" પુરાણોમાં પણ કેટલાંયે પાત્રો હાથમાં પાણી લઇને કહે છે કેઃ–" જો અત્યારસુધી હું અસત્ય ન બોલ્યો હોઉં, અથવા તો પૂર્ણ બ્રહ્મચારી રહ્યો હોઉં તો આકાશમાં સૂર્ય થોભી જાઓ અથવા તો મરી ગયેલો બ્રાહ્મણ જીવતો થાઓ." આની પાછળની શ્રદ્ધા સાચી છે, પણ પ્રજ્ઞા સાથે એનો યોગ થવો જોઇએ.

પશ્ચિમસાગરને કિનારે માલપે બંદર પાસે ઉડપી કરીને એક વૈષ્ણવ ક્ષેત્ર છે. ભક્તિયોગ-ધુરંધર શ્રીમધ્વાચાર્યને લીધે આ સ્થાન બહુજ પ્રસિદ્ધિ પામ્યું છે. કોઈ વેપારી દ્વારિકાંથી ખૂબ કિંમતી માલ ભરીને દક્ષિણ તરફ જતો હશે. માલપે બંદર પાસે એનું વહાણ આવ્યું ને દરિયાએ રુદ્રાવતાર ધારણ કર્યો. ખારવાઓએ હદ કરી, પણ બચવાનો રસ્તો ન મળે. એકએક મોજું જાણે મોતની ભૂખડી જીભ. કિનારાપર ઉભેલા એક મહાપુરુષે આ દૃશ્ય જોયું. એના હૃદયમાંથી કારુણ્યની સરિતા છૂટી. એણે ઈશ્વરની પ્રાર્થના કરી કેઃ 'પ્રભો, આ અનાથોને સહાય થા. એમને ઉગારી લે.' એક ક્ષણની અંદર દરિયો શાંત થયો, જાણે કોઇ વીતરાગ યોગીનીજ મુખમુદ્રા! વહાણ સહીસલામત કાંઠે આવી પહોંચ્યું. આ મહાપુરુષનીજ આ કૃપા હતી એમ ઓળખી લેતાં લોકોને વાર ન લાગી. નૌકાપતિએ મહાપુરુષને પગે લાગી કહ્યુંઃ–"મહારાજ! આ નૌકામાં જે મારૂં સર્વસ્વ છે, એ આપનુંજ છે. આપના આશીર્વાદથી હું ફરીથી વેપાર કરીશ અને ગમે તેટલું મેળવીશ; પણ આ વખતે આપે મને જીવિતદાન આપ્યું છે. આ ધન લઇને મારાપર અનુગ્રહ કરો." નિત્ય-તૃપ્ત સંન્યાસીને ધનનો લોભ શાનો હોય? પણ બિચારા શ્રેષ્ઠીને સંતોષવો રહ્યો એટલે એણે કહ્યુંઃ–" આ નૌકામાં આ જે આટલું ગોપીચંદન પડયું છે તે આપી દે એટલે અમને સંતોષ છે, બાકીનું તારૂં ધન તુંજ લઇ જા, અમે લઇને કરીએ શું?"

એ ગોપીચંદનના ઢગલામાંથી દૈવવશાત્ બે મૂર્તિઓ નીકળી. સ્વામીએ એકને તો ત્યાં ને ત્યાંજ માલપેને કિનારે સ્થાપન કરી અને બીજી ત્યાંથી દોઢેક ગાઉ ઉપર ઉડપીમાં પધરાવી. ઉડપીના શ્રીકૃષ્ણની એજ મૂર્તિ જોવા અમે ગયા હતા. મંદિર છે તો નાનું, પણ પ્રમાણસર છે. ત્યાં અમે એક વિચિત્ર વાત જોઇ કે મંદિરનું મહાદ્વાર હમેશાં બંધ રહે છે; કેમકે મહાદ્વાર તરફ અંદરની મૂર્તિની પીઠ છે. પાછળની બાજુની દીવાલમાં પથરાની એક જાળી છે તેમાંથી દર્શન થાય છે અને અંદર જવું હોય તો મંદિરની ડાબી બાજુએ એક બારણું છે ત્યાંથીજ જવાય છે. ગમે તે માણસ અંદર જઇ ન શકે. અમે અંદર ગયા ત્યાં એટલું તો ઘોર અંધારૂં અને એટલી બંધ ગોંધાયેલી હવા કે પરસેવાની સેરો છૂટી. જીવ ગભરાઇ ગયો. જાણે ગર્ભવાસનો બીજો અનુભવ! અકળામણમાં ને અકળામણમાં પ્રાર્થના કરી કેઃ–' હે વૈકુંઠનાયક! બીજીવાર ગર્ભવાસનો અનુભવ ન થાય.' મૂર્તિના નાક ઉપર સોનાનો કકડો કેમ જડયો હશે એ કંઇ ધ્યાનમાં ન આવ્યું. કાઠીઆવાડની આ મૂર્તિ અહીં દક્ષિણમાં કયાંથી આવી ગઇ એ વિચાર મનમાં આવ્યો; પણ મુખ્ય કુતૂહલ તો મૂર્તિ મહાદ્વારથી વિમુખ કેમ એજ હતું. તપાસ કરતાં અંત્યજ સાધુ કનકદાસની વાર્તા હાથ આવી.

૨

સંત કવિ કનકદાસ મૂળ ધારવાડ તરફના બાડ નામના ગામડાના રહીશ. એમનું અસલ નામ વીરનાયક. ધંધો શિકારીનો. અચૂક બાણ મારી લક્ષ વેધવામાં એને તોલે આવે એવો એના વખતમાં બીજો ન હતો. (એ વખતે કોણે ધાર્યું હશે કે આ અસ્પૃશ્યોનો સરદાર ઉપનિષદ્માં

બતાવેલી प्रणवो धनुः शरोह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते । अप्रमत्तेन वेद्धव्यं शरवत् तन्मयो भवेत् ॥ એવી દેવી તીરંદાજીમાં પણ પ્રવીણ થવાનો છે ?) ચિત્રકલદુર્ગ (હાલનું ચિતલદ્રુગ)ના રાજાની નોકરીમાં એ સેનાપતિના યોદ્ધાસુધી ચઢયો. પૈસા અને પ્રતિષ્ઠાનો એ સ્વામી બન્યો; પણ એક વખતે એક લડાઇમાં એને ઉપરતિ થઇ. અંદરના અવાજે પડકાર કર્યો કેઃ–"બાપ ! આ બધી દુનિયાની માયા છોડી દે અને એકતારી તથા ભિક્ષાપાત્ર હાથમાં લઇને દાસ થા. આત્મવીરોનું લક્ષણજ એ છે કે જીવનમાં ફેરફાર કરતાં તેમને મન સાથે ઝાઝું લડવું પડતું નથી અને લડવું પડે તોયે તેમાં તેઓ હારી જતા નથી. વીરનાયકે ગૃહસંસાર છોડયો અને એ યાત્રાએ ઉપડયો. તિરૂપતિ, કાંચી, કલહટ્ટી વગેરે ફરી વિજયનગર ગયા. એ વખતે મહાન કૃષ્ણદેવરાય રાજ્ય કરતા હતા. અહીં એમને એમના ગુરુ મળી ગયા. એમણે મધ્વસાંપ્રદાયની દીક્ષા લીધી અને ફરી યાત્રાએ ઉપડયા.

ચિદંબરમ્, શ્રીરંગમ્, મદુરા, રામેશ્વર, અનંતશયન, કન્યાકુમારી, ગોકર્ણ વગેરે યાત્રાઓ કરી અનેક જાતનાં કષ્ટ વેઠી કનકદાસ ઉડપી આવી પહોંચ્યા. ઉડપી એટલે ચુસ્ત સનાતની બ્રાહ્મણોનું થાણું. કનક જેવા અંત્યજને ઉભા રહેવા પણ કોણ દે ? પછી ભિક્ષા મળવી તો દૂરજ રહી. અનેક સાંસા પડયા પછી વાદિરાજ સ્વામીનું ધ્યાન એના તરફ ગયું. ઉડપીના મંદિરની વ્યવસ્થા જૂદા જૂદા આઠ મઠના સ્વામીઓ પાસે છે. એમાંના સોડે મઠના મુખ્ય તે વાદિરાજ સ્વામી. અસાધારણ વિદ્વાન અને ધર્મશીલતરીકે તેમની ખ્યાતિ છે. તેમણે જોઇ લીધું કે કનકદાસ તો પોતાના કરતાં પણ ચઢે એવો છે. મંદિરની પૂજા થયા પછી વાદિરાજ સ્વામી રિવાજ પ્રમાણે હસ્તોદક આપે અને પછીજ બધા બ્રાહ્મણો જમવા બેસે. આ હસ્તોદક તો પ્રતિષ્ઠાના ક્રમ પ્રમાણેજ અપાય. કનકની યોગ્યતા જાણ્યા પછી વાદિરાજ મંદિરમાંથી નીકળે કે પ્રથમ કનક પાસે જાય; એને હસ્તોદક આપે ત્યાર પછીજ બીજા બ્રાહ્મણોને મળે. બ્રાહ્મણો આથી ખૂબ ચીઢાયા. વાદિરાજે કહ્યુંઃ–"અરે, કનકદાસ મારા કરતાંએ મોટો છે. એને ચરણામૃત પ્રથમ ન આપું તો અધર્મ થાય, બ્રાહ્મણોએ પ્રમાણ માગ્યું, વાદિરાજ મંદિરમાં ગયા અને જમણા હાથની મુઠ્ઠી વાળી બહાર આવી બ્રાહ્મણોને પૂછે છેઃ–'બ્રાહ્મણો ! મારા હાથમાં શું છે તે કહો.' દરેકે જૂદા જૂદા જવાબ આપ્યા. છેવટે કનકનો વારો આવ્યો. એ તો ભક્તિમાં મગ્નજ થઈ ગયા. એમના કંઠમાંથી ગાન સ્ફુર્યું, "એ તો વાસુદેવ પરમાત્માજ છે." જેમ જેમ ગાન વધ્યું તેમ તેમ વાદિરાજના હાથનો બોજો વધવા લાગ્યો. તેઓ તે ખમી ન શકયા. તેમણે મુઠ્ઠી ઉઘાડી તો તેમાં શું હતું ? એક શાળીગ્રામ અને તુલસીપત્ર.

વાદિરાજ સ્વામીએ એક દિવસે બ્રાહ્મણોને એક એક કેળું આપ્યું અને કહ્યુંઃ–" આજે એકાદશી છે, કોઇ જુએ નહિ એવે ઠેકાણે જઇને આ ખાજો." અર્થાત્ કનકને પણ એક કેળું આપ્યું હતું. સાંજે બધા ભેગા થયા, પોતાની આજ્ઞાનું પાલન કેવું થયું છે એ જોવા વાદિરાજે દરેક જણને પૂછયું. દરેક જણે કયાં કયાં એકાંત શોધ્યો ? આ જાણી લઇએ તો ખૂબ રમુજ પડે. એકલા કનકદાસના હાથમાં કેળું એમ ને એમ રહ્યું હતું. એણે કહ્યુંઃ–" જ્યાં જાઉં ત્યાં વાસુદેવ છેજ. એકાંત મળે કયાં ? એટલે હું કેળું એમ ને એમ લઇને બેઠો છું. "

એજ દિવસે કનકદાસને મંદિરના તળાવમાં નાહી દર્શન કરવાનું મન થઇ આવ્યું. વાદિરાજ ઉડપીમાં ન હતા. કનકના કોડ પૂરા કરે એવું બીજું કોઇ ઉડપીમાં ન હતું. જેટલી વાર દર્શન કરવા જાય તેટલીવાર બ્રાહ્મણો એમને કાઢી મૂકે. આખરે નિરાશ થઇને કનક મંદિરની પાછળ ગયો અને ગાવા લાગ્યો. કરુણામાં એણે પોતાનું આખું હૃદય ઠલવી દીધું. પરમાત્માથી એ સહેવાયું નહિ. મૂર્તિ એકાએક પેલા કર્મકાંડી બ્રાહ્મણોથી વિમુખ થઈ પાછલી બાજુએ મોં ફેરવી ઉભી.

આ થયું શું ? હવે કરવું શું ? કોઇને સૂઝે નહિ, વાદિરાજ આવ્યા. એમણે બનેલી બીના જાણતાંવેંત કહ્યુંઃ–"અરે, તમે કનકદાસનો કંઇક ગુન્હો કર્યો છે તેથીજ વાસુદેવે આપણા આચારધર્મતરફ પૂંઠ ફેરવી છે." આખરે એમણે મંદિરની પાછલી દીવાલમાં ઉપર કહ્યું છે તેમ, પથરાની જાળી કોરાવી અને કનકને દર્શન થયાં ! આજે પણ એ બારી 'કનકની બારી' નામે ઓળખાય છે. એ બારી પાસેજ કનકની કુટિ છે. આજે ત્યાં એક સંસ્કૃત વર્ગ ચાલે છે.

એક રથયાત્રાને પ્રસંગે કોણ જાણે શાથી, પણ રથ કેમે કર્યો ખસે નહિ. આખરે વાદિરાજે કહ્યુંઃ–"એમજ દેખાય છે કે કનકના સ્પર્શવગર રથ ચાલવા દેવાની પરમાત્માની મરજી નથી."

ધન્ય છે વાદિરાજ સ્વામીને કે જેમણે જોઈ લીધું કે, અંત્યજોના સ્પર્શ વગર સમાજનું ગાડું ચાલવાનું નથી. આજે કર્ણાટકમાં ચુસ્તમાં ચુસ્ત મરજાદી વૈષ્ણવ બ્રાહ્મણો કનકનાં રચેલાં ભજનો ગાઇને ભક્તિરસ કેળવે છે; એને સંતતરીકે સ્વીકારી એનું ચરત્રામૃત ગાવામાં પોતાને પાવન થયા માને છે અને છતાં એજ કનકદાસનાં જાતભાઇઓને હડધૂતના હડધૂતજ રાખે છે. હિંદુધર્મનો બચાવ કરનાર વાદિરાજ સ્વામી દરેકના હૃદયમાં અવતરે નહિ તો હિંદુધર્મનો રથ ચાલવાનો નથી અને પરમાત્મા હિંદુસમાજથી વિમુખજ રહેવાનો.

---

# માબાપમાટે પ્રશ્ન

( **કૃ. જો. બાગલ.** વ્યાયામના એક અંકમાંથી )

૧ છોકરાંઓએ સવારમાં વ્હેલાં ઉઠવું, પણ તમે વહેલાં ઉઠો છો કે કેમ ?

૨ ઉઠતાં વેંતજ આળસને અલગ કરી, ઝાડે ફરી આવી, કોગળા કરી નાખી દાતણપાણી પરવારી લેવું; પણ તમે તેમ કરો છો કે કેમ ?

૩ સવારમાં છોકરાં પાસે ભક્તિરસનાં ભજનો અથવા શ્લોકો તમે બોલાવો છો કે કેમ ? આપ પોતે કદી બોલો છો કે કેમ ?

૪ છોકરાંઓએ કસરત કરવી; પણ તમે તેમને કોઇ વખતે ઉત્તેજન આપો છો કે કેમ ? તમે જાતે વ્યાયામ કરો છો કે કેમ ?

૫ જીવન ગાળવામાં ડગલે ડગલે શક્તિની જરૂર પડે છે. તમે તેવું કોઇ વખતે છોકરાંઓને સમજાવ્યું છે કે કેમ ?

૬ તમે છોકરાંઓનાં દેખતાં ચાહ પીઓ છો અને ધમ્રપાન કરો છો કે કેમ ?

૭ છોકરાંઓને સારૂં તાજું દૂધ મળે તેવી વ્યવસ્થા તમે કરી છે કે કેમ ?

૮ છોકરાંઓની સમક્ષ તમે ધરગથ્થુ કંઈ વાત કરો છો કે કેમ

૯ પોતાનું કામ જાતે કરવું, કોઇના ઉપર આધાર રાખવો નહિ. તે મોટાઈ અને ડાહ્યાપણાનું લક્ષણ છે એવું તમે તેમને સમજાવ્યું છે કે કેમ ?

૧૦ નહાતી વખતે શરીરનો કયો ભાગ કાળજી રાખી ધોવો જોઈએ તે તમે તેમને કોઇ વખતે કહ્યું છે કે કેમ ?

૧૧ ટાઢા પાણીથી નહાવાના ફાયદા તમે કોઇ વખતે છોકરાંઓને સમજાવ્યા છે કે કેમ ?

૧૨ પથ્થરથી શરીર ઘસવું નહિ તેવું તમે તેમને કહ્યું છે કે કેમ ?

૧૩ છોકરાંઓને તરતાં તમે શીખવ્યું છે કે કેમ ?

૧૪ શરીરે તેલ ચોળવાથી શું ફાયદો થાય છે, તે તમે છોકરાંઓને સમજાવ્યું છે કે કેમ ?

૧૫ હમણાં જે તેલો બજારમાં વેચાય છે તે નુકસાનકર્તા છે, તેવું તમે તેમને કોઇ પણ વખતે કહ્યું છે કે કેમ ?

૧૬ નહાયા પછી શરીરે તેલ ચોળવાથી અથવા માથામાં તેલ નાખવાથી કેવા પ્રકારની ગંધ ઉડે છે, તે તમે તેમને કહ્યું છે કે કેમ ?

૧૭ નહાયા પછી શરીરનો કયો ભાગ ખૂબ ઘસીને લૂછવો જોઇએ તે તમે સમજાવ્યું છે કે કેમ ?

૧૮ હમેશાં પ્રથમ ટાઢા પાણીથી માથું, ડુંટીની આસપાસનો ભાગ, ગુદા, જનનેન્દ્રિય અને તેની પાસેનો ભાગ તમે ધુવો છો કે કેમ ?

૧૯ આંખને શી રીતે ધોવી તે તમે જાણો છો કે કેમ ?

૨૦ આંખો ધોવાની રીત તમે છોકરાંઓને શીખવી છે કે કેમ ?

૨૧ આંખો ધોવાથી થતા ફાયદા તમે છોકરાંઓને કોઇ વખતે કહ્યા છે કે કેમ ?

૨૨ તમારાં બાળકો દાતણ શાનાં કરે છે ?

૨૩ દાંત સાફ કરવામાટે દાતણ અથવા મંજન તમે તેમને અમુક સારૂં છે એવું કહ્યું છે કે કેમ ?

૨૪ દાંતનો અને આરોગ્યતાનો સંબંધ તમે છોકરાંઓને કોઇ વખતે સમજાવ્યો છે કે કેમ ?

૨૫ થુંક અને લાળનો આરોગ્યતા સાથેનો સંબંધ આપ જાણો છો ? છોકરાંઓને તમે તે કોઇ વખતે સમજાવ્યો છે કે કેમ ?

---

# જ્ઞાન અને વિજ્ઞાન

( લેખકઃ—'જુનો જોગી' હિંદુસ્થાન તા. ૨૯-૭-૨૬ના અંકમાંથી )

## પાણી કેટલું

આપણા શરીરમાં ૩/૪ ભાગ પાણી છે અને તેટલા માટેજ શરીરને પાણીની ઘણી જરૂર રહે છે. માણસ ખોરાકસિવાય લાંબો વખત ચલાવી શકે; પરંતુ પાણીસિવાય ચાલે નહિ. આપણા ખોરાકની ચીજોમાં કેટલું પાણી છે તે વાચકોની જાણ માટે નીચે ટાંક્યું છેઃ—

| | | | |
|---|---|---|---|
| દૂધ | ૮૭ ટકા. | છાશ | ૯૪ ટકા. |
| માખણ | ૯ ,, | ઘઉં | ૧૨ ,, |
| ચોખા | ૧૨ ,, | લીલા વટાણા | ૭૮ ,, |
| ફણસી | ૯૦ ,, | કાકડી | ૯૬ ,, |
| બટેટા | ૭૮ ,, | ગાજર | ૮૫ ,, |
| ડુંગળી | ૮૯ ,, | સકરીઆં | ૭૩ ,, |
| કોબી | ૯૦ ,, | કોલી ફ્લાવર | ૯૭ ,, |
| મેથી | ૯૦ ,, | ટમેટાં | ૯૨ ,, |

ઉપરના કોષ્ટક ઉપરથી સહેલાઇથી સમજાશે કે, કયી ચીજમાં કેટલું તત્ત્વ છે.

## ચામડીનાં દરદો

સાધારણ રીતે ચામડીનાં દરદો થવાનું મુખ્ય કારણ અસ્વચ્છતા છે. ચામડીની પૂરેપૂરી દરકાર રાખવામાં આવે તો ચામડીનાં દરદો જેવાં કે દાદર, ગુમડાં, ખસ, ખરજવું વગેરે થવા પામેજ નહિ. ઘાંચીને ચામડીનાં દરદો સાધારણ રીતે થતાં નથી તેનું મુખ્ય કારણ તેની ચામડીને તેલનું મર્દન મળી જતું હોવાથી તે સૂકી થઇ જતી નથી તે છે. ચામડીનાં દરદો અટકાવવાને માટે એ ઉપાય સૂચવવામાં આવે છે કે, શરીર ઉપર સૂર્યનાં કિરણો પડવા દેવાં. આ કિરણોથી શરીરની ચામડી સાફ રહે છે, તેમજ પાચનશક્તિ પણ વધે છે. આપણા બાપદાદાઓ ઉઘાડે શરીરે એક ફાળિયું ખભા ઉપર નાખી બજારમાં ફર્યા કરતા તેનું રહસ્ય આ કેમ ન હોય ? સુધરેલા કહેવાતા પશ્ચિમના દેશોના સમાગમથી આપણા બાપદાદાઓને નાગા કહેવા લાગ્યા અને આપણે બીનજરૂરી કપડાં શરીરપર ઘાલવા માંડયાં. તેને લીધે ચામડીને પોષણ ન મળવાથી ચામડીનાં દરદો થવા માંડયાં. પૂજ્ય ગાંધીજીની લંગોટી આ દૃષ્ટિએ ઉત્તમ તો ખરીજ ને ? દાદરનું દરદ સાધારણ રીતે સ્ત્રીઓ કરતાં પુરુષોને વધારે થાય છે અને તેનું મુખ્ય કારણ પહેરવેશ છે. સ્ત્રીઓના પહેરવેશને લીધે સાથળસુધી હવાની આવ-જા થઇ શકે છે, જ્યારે પુરુષોના ચોરણા કે કછોટા મારેલા ધોતીઆમાં પૂરતી હવા જઇ શકતી નથી. આ ઉપરાંત બીજું કારણ એ કહેવાય છે કે સ્ત્રીઓ જ્યારે નહાય છે ત્યારે હમેશાં બંધ જગ્યામાં નહાય છે, જેથી સાથળના મૂળ વગેરે બરાબર ઘસીને સાફ થઇ શકે છે. પુરુષોને જાહેર રસ્તા ઉપર નહાવાનું હોય છે, જેથી તે ભાગો બરાબર સાફ થતા નથી અને આ કારણોને લઇનેજ સેંકડે નેવું ટકા જેટલાને દાદરનું દરદ સાથળના મૂળમાંજ ઉત્પન્ન થાય છે. આવાં સાધારણ દરદોમાંથી બચવામાટે આપણા પૂર્વજો નદીનાળામાં નહાવા જતા, જેમાં પાણીની અંદર બેસી શરીરના ભાગ સાફ થઇ શકતા; પણ કમનસીબે હવે નદીનાળાનાં નીર પણ સૂકાઇ ગયાં છે. પાણીના અભાવે જ્યારે બની શકે ત્યારે શરીરના ભાગ ઉપર તડકો આવવા દેવો તે જરૂરનો છે, તેમજ હવા પણ જેટલી ખુલ્લા શરીરને મળે તેટલી આવવા દેવી જોઇએ. ગુહ્ય ભાગોને પણ બરાબર સાફ નહિ રાખવાથી પણ ઘણાં ભયંકર દરદો થાય છે. આ બધું અટકાવવા એકજ રસ્તો સહેલો અને સરળ છે. તે એ કે, શરીરના ભાગ ઉપર તડકો અને પ્રકાશ પડવા દેવો. એક લંગોટી પહેરી અર્ધો પોણો કલાક સૂર્યનારાયણની પૂજા કરવાથી આ નેમ પાર પડી શકે તેવું છે. મુંબઇ જેવાં મોટાં શહેરમાં જ્યાં હવા, પ્રકાશ કે તડકાનું નામજ નહિ ત્યાં દાદરના દરદાઓ સંખ્યાબંધ હોય એમાં નવાઇ શું ? ચામડીની સ્વચ્છતા પહેલેથી રાખવા બાળકોને શીખવવું જોઇએ અને બાળકોને તો નાગાં રઝળવા દેવાં તેજ ઉત્તમ છે.

## લોખંડનાં મકાન

પથ્થર, ઇંટ, લાકડાં વગેરેનાં બનાવેલાં મકાનોને બદલે થોડો વખત થયાં સીમેંટના બ્લોકનાં મકાનો થયેલાં આપણે જોઇએ છીએ. હાલમાં વિલાયતની મ્યુનીસીપાલીટીમાં લોખંડના ઢાળાનાં મકાનો બાંધવાનું શરૂ કરવામાં આવ્યું છે. આ મકાનોમાં ખાસ સગવડ તો એ છે કે, તે તરતજ ઉભું થઇ શકે છે; તેમજ બીજી જગ્યાએ ખસેડવું પડે તોપણ કાંઇ પણ નુકસાની-સિવાય ખેસવી શકાય છે. સાધારણ અનુમાન એવું થાય કે, આવા લોખંડનાં મકાનોમાં ગરમી ઘણીજ લાગે; પરંતુ આ લોખંડનાં બીડ એવી જાતનાં બનાવવામાં આવે છે કે તેમાં ઠંડી–ગરમી પણ ઇંટચુનાના મકાનમાં લાગે તેવાંજ લાગે છે. ટુંકામાં આ લોખંડનાં મકાનો પથ્થર, ઇંટ, ચુના અને લાકડાંનાં બનાવેલાં મકાનો કરતાં વધારે સુગમતાવાળાં અને સગવડવાળાં ગણાય છે. હજુ આ મકાનોની શરૂઆત થઇ છે; પરંતુ એકાદ દશકાની અંદર તો આવાં મકાનો ઠેર ઠેર થઇ જવા પામશે. બિચારા ! કડીઆસુતારનું શું થશે ? તેની રોજી ભાંગી પડશે કે શું ? એ તો પછી લોખંડનાં મકાનોના બોલ્ટ ફેરવતા થઇ જશે. પ્રભુએ દાંત આપ્યા છે તો ચાવણું આપી દે છે. જમાનો પ્રગતિનો છે તેમાં નવીનતા તો દિનપ્રતિદિન થયાજ કરવાની !

## તંદુરસ્ત બીડી ?

ઘણા બીડીના બંધાણી શોખની ખાતર બીડી શરૂ કરે છે. બીડીની અંદર રહેલી સુગંધ ઉપર ઘણા ફીદા થઇ જાય છે; પરંતુ કમનસીબે બીડીમાં જે 'નીકોટીન' ઝેર છે તે બીડી પીનારને સુખેથી જંપવા દેતું નથી. આ નીકોટીન ઝેરને લઇને બીડી પીનારને ઉલટી થાય છે, માથું ફરવા માંડે છે અને બેચેની ઉત્પન્ન થાય છે. બે–ચાર વખત માથું મારીને બીડી પીવાથી મગજને ટેવ પડી જાય છે અને છેવટ માણસ બંધાણી બની જાય છે. બીડી બનાવવાવાળાએ આવા કુમળા મગજવાળા કે જેઓ બીડી એક વખત મોઢામાં નાખે કે ઉલટી થાય તેવા બિચારા બીડીની લહેજત લઈ શકે તેટલા ખાતર તેમની દયા (?) ખાઇને બજારમાં તંદુરસ્ત બીડી–એટલે કે જે બીડીની અંદરથી ઝેર–નીકોટીન કાઢી નાખવામાં આવ્યું છે, એમ કહીને નવી બીડીઓ દાખલ કરી. આ બીડીઓમાં ઝેર–નીકોટીન–સિવાય બીજી બધી લહેજત છે એમ કહેવામાં આવે છે, જેથી કેટલાક દરદીઓને માનસિક સંતોષની ખાતર ડૉકટરો આવી બીડી પીવાની સલાહ આપે છે; પરંતુ હમણાં આવી તંદુરસ્ત બીડીની તપાસ કરતાં માલૂમ પડયું છે કે આવી બીડીની અંદરથી સેંકડે માત્ર ૧૦ થી ૨૦ ટકા નીકોટીન ઓછું કરી શકાયું હોય છે. વળી કહેવાતી કેટલીક તંદુરસ્ત બીડીની અંદર તો સાધારણ નીકોટીનના પ્રમાણ કરતાં વધારે નીકોટીન માલમ પડયું હતું. આનું કારણ એમ કહેવામાં આવે છે કે, નીકોટીનરહિત તમાકુ બનાવવાને માટે તેને ભીની હવામાં લાંબો સમય રાખવામાં આવે છે અને પછી તેને તદ્દન સૂકવી નાખવામાં આવે છે. આ ક્રિયામાં ભીની હવાને લીધે નીકોટીન ઓછું ન થયું હોય તો તે જ્યારે તમાકુ સૂકવવામાં આવે ત્યારે તે સૂકી તમાકુમાં વધારે પ્રમાણ બતાવે છે. ગમે તે કહો, પરંતુ આવી તંદુરસ્ત બીડીથી પ્રજાએ કે ડૉકટરોએ ઠગાવું નહિ. તંદુરસ્ત રહેવાનો સરસ ઉપાયજ એ છે કે બીડી પીવીજ નહિ. કુદરત પહેલી ફુંક લેતી વખતેજ ઉલટી કરાવે છે તે ચિહ્ન ચોખ્ખું છે કે તમારે લાયક તે ચીજ નથી.

## જ્ઞાનભંડાર

પૃથ્વીના મધ્યભાગમાં લોખંડ છે; એટલે ૪૦૦૦ માઇલ ઉંડે લોખંડ છે. આ લોખંડનો થર ૨૦૦૦ માઈલસુધી છે. ત્યાર પછી લોખંડ અને પથ્થર છે. ઉપલા ભાગમાં પથ્થર છે. પૃથ્વીની સપાટીના થરમાં જે ચીજ મળે છે તે થર તો માત્ર ૮ થી ૧૦ માઇલજ ઉંડો છે.

માણસો સાડાપાંચ ઔંસ એટલે કે લગભગ ચૌદ તોલા ઘી એક દિવસમાં પચાવી શકે છે. આથી વધારે ખાવામાં આવે તો તે ઝાડામાં નીકળી જાય છે. મથુરાંના ચોબા શું ૧૪ ભારજ પચાવી શકતા હશે ?

એકલું દૂધ ખાવા કરતાં તે રોટલો કે રોટલી સાથે ખાવું જરૂરનું છે. એકલું દૂધ હોજરીમાં પહોંચે છે ત્યારે ત્યાં તેનું દહીં થઈ જઇ લોંદો જામી જાય છે જેને પચતાં વખત લાગે છે.

## પોલકું કે કમખો ?*

માણસો સાધારણ રીતે શરીરને સુરક્ષિત રાખવાને માટે કપડાં પહેરે છે. જંગલી અવસ્થામાં આપણે કપડાંનો બહુજ ઉપયોગ કરતાં ! હવે સુધારાના વહેનમાં જરૂર કરતાં વધારે કપડાં શરીર ઉપર ઘાલવા મંડ્યા છીએ. પરિણામે ઘણાં દરદો થવા લાગ્યાં છે અને ચામડીની ' સન બાથ ' આપવાની ભલામણો યૂરોપાદિ દેશોમાં થવા લાગી છે. ઉપરાંત જર્મની આદિ દેશોમાં તો નગ્નાવસ્થામાં રહેનારાઓની મંડળીઓ સ્થપાઇ છે. તે આપણા પુરુષવર્ગમાં કપડાંમાં યૂરોપની નકલ થવા લાગી છે. જ્યાં એક ખાદીના ઝભ્ભા અને એક ખાદીની પોતડીથી ચાલે ત્યાં કોટપાટલુન, શર્ટ, જેકેટ, અંડરવેર વગેરે અનેક કપડાં પહેરી શરીરને કુદરતી હવાથી દૂર રાખીએ છીએ. સ્ત્રીઓ તો ફેશનમાં ફૂલાઈ જાય તેવો તેમનો કુદરતી સ્વભાવ હોય છે; એટલે આંધળું અનુકરણ કરવામાં તે બુદ્ધિનો બીલકુલ ઉપયોગ કરતીજ નથી. એક સ્ત્રીએ અમુક ફેશનનું કપડું લીધું એટલે બીજી પોતાના ધણીનો જીવ ખાઇને પણ તેવી ફેશન ઘરમાં ઘાલવાનીજ. પછી ભલેને પતિ બિચારો પાંચ પૈસા પણ કમાઇ શકતો ન હોય ! આવી રીતે આપણી સ્ત્રીઓના પહેરવેશમાં પોલકાએ ઘર ઘાલ્યું છે. અગાઉના જમાનામાં કમખા કે ચોળી પહેરવામાં આવતી. હજુ પણ સુધારાની સરહદ નહિ જોનારી સ્ત્રીઓમાં આ જાતનો પહેરવેશ કમખો, કાંચળી, ચોળી વગેરે નજરે પડે છે. શાસ્ત્રીય દૃષ્ટિએ ડૉક્ટરોએ એવો અભિપ્રાય જાહેર કર્યો છે કે, પોલકાં પહેરવાથી છાતી–સ્તન–ને બહુ લટકવું પડે છે. આવી રીતે રહેવાથી સ્તનની અંદરની દૂધની નળીઓ લંબાઈ જાય છે. સાધારણ રીતે લટકતા સ્તનવાળી સ્ત્રીઓની ધાયમાંથી દૂધ બહુ નીકળતું નથી અને તેને સ્તનના રોગો થઈ આવે છે. આટલા માટેજ આપણા બાપદાદાએ કમખો કે ચોળી શોધી હતી, કે જેથી સ્તન બરાબર જગ્યાએ રહે. ખાસ કરીને જે નાના બાળકવાળી સ્ત્રી કમખો કે ચોળી ન પહેરે, તો તેની ધાય દૂધના વજનથી લટકતી રહેવાને લીધે દૂધની નળીઓ તણાઇને સાંકડી થઇ જાય છે અને દૂધની આવક બંધ થઇ જાય છે. પછી બાળકોને શીશીથી દૂધ પાવાની અને આયાઓ રાખવાની ફરજ ઉત્પન્ન થાય છે. આવા આપણા સાધારણ વાંધાને લીધેજ બચ્ચાંઓનું મરણપ્રમાણ વધી પડે છે. જે સ્ત્રીઓ કમખા કે ચોળી પહેરે છે તેની છાતી મજબૂત અને ઉંચી હોય છે, જ્યારે ફ્રૉક કે પોલકાં પહેરનારની છાતી તદ્દન સપાટ હોય છે. ફેશનમાં તણાઇ જતી સ્ત્રીઓ કાંઇક સમજે અને શરીરરક્ષણનો વિચાર કરી વસ્ત્રો ધારણ કરે તો સારૂં !

# પ્રજાપ્રાણનો વિનિપાત

( વૈદ્યકલ્પતરુ–ઑક્ટોબર ૧૯૨૬ ના અંકમાંથી )

માતૃભૂમિના પ્રેમને લઇને વિલાયતથી હું વારંવાર હિંદુસ્તાનમાં આવું છું અને જોઉં છું તો દશકે દશકે અને પેઢીએ પેઢીએ હિંદનો પ્રજાપ્રાણ નિસ્તેજ બનતો જાય છે અને હિંદનું પ્રજા–શરીર દુર્બળ બનતું જાય છે. જાહેર પુરુષો અને સરકાર આ દુર્દશા સામે નહિ જુએ તો હિંદનું ભાવી શોચનીયજ નિર્માયું છે.

અત્યારની રાજદ્વારી લડત કરતાં પ્રજાજીવનના સામાજિક અને આર્થિક પ્રશ્નો વધારે મહત્વના ગણાવા જોઇએ. હિંદમાં બાળકોનું મરણપ્રમાણ ભયંકર છે. ક્ષય અને મૅલેરીઆ હિંદની જનતાને વેરાન બનાવી રહ્યા છે. આટલા વેગવંત વિનાશનું એકજ કારણ છે અને તે એ છે કે, આપણી પ્રાણશક્તિ ઘણીજ ક્ષીણ બની ગઇ છે અને આપણે તદ્દન માયકાંગલા બની ગયા છીએ.

ગરીબાઇ, પૌષ્ટિક ખોરાકનો અભાવ, હવા ઉજાશવાળાં મકાનોની અછત અને પશ્ચિમનું આંધળું અનુકરણ આપણી પ્રાણશક્તિ હરી રહ્યાં છે. અભ્યાસનો બોજો, બાળલગ્ન અને સાંસારિક બંધનથી આપણાં બાળકો ક્ષયના ભોગ બની મરે છે; અગર ક્ષીણવાળી પ્રજાનો વારસો મૂકી જાય છે.

હિંદમાં દરવર્ષે ૧૦ લાખ માણસો એકલા ક્ષયથીજ મરે છે. તેનો એકજ ઇલાજ છે અને તે એક નાનાં નાનાં ગામડાંઓ વસાવી ત્યાં પ્રકૃતિ દેવીને પ્રસન્ન કરનાર ઉદ્યાનો બનાવવાં જોઇએ.

* આ વિષય **હિંદુસ્થાન** તા. ૧૧–૧૨–૨૬ માંથી લેવામાં આવ્યો છે.

# ગ્રામ્યજીવન

( લેખકઃ–ધૂમકેતુ; સૌરાષ્ટ્ર તા. ૨૦-૨-૨૬ )

પ્રજા ઉપર એકજ ધરેડમાં રહેવાનો દોષ આવે ત્યારે એ પ્રજા મૃત્યુ પામે છે, એમ કહી શકાય; પરંતુ એકજ ધરેડમાં રહેવાનો અર્થ એમ નથી કે યોગ્ય હોય અથવા ન હોય, છતાં ફેરફારની ખાતર ફેરફાર સ્વીકારવો. ફેરફારની ખાતર ફેરફાર સ્વીકારનાર પ્રજા કરતાં, જૂના ચીલામાંથી ખસવાની ના કહેનાર પ્રજામાં શ્રદ્ધાનું બળ વધારે છે. રાજદ્વારી પરિસ્થિતિને અંગે કેટલાક અનિવાર્ય યોગ્ય ફેરફારો કરવા એ પ્રજાકીય જીવનમાં રહેલી પ્રસંગોને સમજી લેવાની વિવેકબુદ્ધિ છે; પરંતુ વિવેકબુદ્ધિ જ્યારે ખુશામતનું સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે ફેરફારો આંધળા અનુકરણ જેવા બની જાય છે. આપણે ગ્રામ્ય જીવનમાં ફેરફાર કરવાની વિવેકબુદ્ધિ ન દર્શાવતાં, યૂરોપીય શહેરી જીવનનું આબાદ અંધઅનુકરણ કરવાની ખુશામત કરી છે. પરિણામ એ આવ્યું છે કે જીવનમાં કોઇ દિવસ ઉભા ન થયેલા અનેક વિકટ પ્રશ્નો, પોતાનો જવાબ મેળવવા અધીરા બની રહ્યા છે. કાં તો આપણે એમાં હોમાઇ હમેશને માટે પ્રજાકીય વિશેષતા ગુમાવી બેસવાના; અથવા તો આપણા વિચારોના પુનર્વિધાનથી નવુંજ બળ જમાવવાના. જીવન અને મૃત્યુસિવાય ત્રીજો માર્ગ નથી, માટે વિકાસ કે વિકારસિવાય ત્રીજું પરિણામ નથી.

ઘણી વખત યૂરોપ-અમેરિકાના દાખલાથી એમ સમજાવવાને યત્ન કરાય છે કે, માત્ર આપણેજ જૂના ચીલાના રહેવાસી પછાત પડયા છીએ; અને હજી પણ જો આગળ નહિ વધીએ તો વધારે પછાત રહેવાના. માત્ર આપણી રાજ્યદ્વારીજ નહિ પરંતુ સામાજિક પ્રગતિને માટે ગ્રામ્યજીવનજ, આપણો વિકાસ સાધશે, એવું ઘણા માને છે અને એ માન્યતા વિશ્વસનીય છે.

## પુરાતન ગામડું

હિંદનું ગામડું એ આજે પાંચ હજાર વર્ષનું પુરાણું મંદિર છે. છેક ઋગ્વેદના સમયમાં ગામ, ગોપાળ અને ગોંદરો સામાજિક જીવનમાં આગળ તરી આવે છે; ત્યાર પછીના બધા સમયમાં ગામડું આબાદ ઋગ્વેદનીજ ઋચાની જેમ પ્રજાજીવનમાં વણાતું આવે છે. આજે યૂરોપની છેલ્લામાં છેલ્લી પ્રવૃત્તિ સમાજવાદ છે. સમાજવાદના વિચારોથી ત્યાંનું વાતાવરણ ભર્યું છે; પરંતુ પ્રગતિના આ છેલ્લા પગથીઆમાં, નીચે પડી જવાનાં અનેક કારણો છે. એમાં માનવજીવનનાં કેટલાંક સુંદર તત્ત્વોના વિનાશનું ઝેર ભર્યું છે; પરંતુ એજ પ્રશ્ન જે જે યંત્રવાદના જન્મની સાથે જન્મ પામ્યો છે, તેનું નિરાકરણ હિંદનાં ગામડાંમાં છે; કારણકે ગામડાંનું જીવન સમાજવાદના ધાર્મિક અંગ જેવું છે. સમાજવાદના વિનાશક સિદ્ધાંતો સ્વીકાર્યાવિના ગ્રામ્યજીવન ધાર્મિક સમાજવાદ સ્થાપે છે.

ઇ૦ સ૦ પૂર્વે ૩૨૭ માં મહાન સિકંદર આવ્યો. પૃથ્વીને નંદકુલવિહીન કરનાર સમ્રાટ્ ચંદ્રગુપ્તના સમયમાં મેગાસ્થિનીસ એલચીરૂપે રહ્યો છે તે લખે છે કે, સિત્તેરથી એંશી ટકા લોક ગામડામાં રહે છે, રાજદ્વારી અને સામાજિક સર્વ જીવનનું મૂળ ગ્રામ્યજીવનમાં ન રોપાય ત્યાંસુધી હિંદુસ્થાનમાટે કોઈ જીવન શકય નથી. ગ્રામ્યજીવનના પુનરુદ્ધારમાં સ્વાયત્ત શાસન આવી જાય છે.

રોગનો ઉપાય કરવો એ તંદુરસ્તી નથી. રોગ ન હોય તે તંદુરસ્તી છે. રોગ લાગુ પડ્યા પછી કામચલાઉ થીંગડાં લગાવવામાં એને પ્રગતિ કહેનાર સત્તા કાં સ્વાર્થી અથવા દંભી હોય.

આજના શાસનમાં ને સમાજમાં પ્રગતિમય તત્ત્વો હોવાનો દાવો કરવામાં આવે છે, તે વસ્તુતઃ આ દેશના મૂળ પાયારૂપ ગ્રામ્યજીવનના વિનાશથી થયેલી અપૂર્વ ગેરવ્યવસ્થાને પહોંચી વળવા તૈયાર કરી રાખેલાં થીંગડાં છે!

## વિનાશનાં બીજ

જે રીતે આ શાસનપદ્ધતિ નિયમિત પોલીસ રાખે છે તેમ પોલીસ નહિ હોય; અને શકય છે કે જે રીતે આજની કેળવણી અપાય છે તેમ કેળવણી પણ નહિ હોય; પરંતુ પ્રજાની સ્વાધીનતાપર આ કેટલો અનિવાર્ય બોજો છે? પ્રજાને રેંસી નાખવાનોજ આ પ્રયોગ નથી? અત્યારે પ્રજાકીય જીવનમાં રસાયન કયાં છે અને કયાંથી હોય?

પ્રાચીન હિંદુસ્થાનનાં ગામડાંમાં દરેકે દરેક ફળીમાં સ્વાયત્ત શાસનના સિદ્ધાંતો હતા. સ્વાધીનતા, સાદાઇ ને સરળતા આ ત્રણ ધર્મની પ્રજા બનેલી હતી.

અને એ ઇતિહાસ સાંભળતાંજ નદીપર હિલોળા દેતી ભેંશો યાદ આવે છે. અંગેઅંગમાંથી નવજીવનની તાજી સેર ફુટતી હોય તેવા કનૈયા જેવા બાળકો, વડની વડવાઈપર જીવનનું પ્રભાત શરૂ કરતા; ખોટી ચિંતા નહિ અને નિરર્થક ધમાલ નહિ; ઘેર ઘેર ઘંટીના સૂર ગાજે; ફળીએ ફળીએ ગાયના છાણમૂત્રથી ધ્રાબો પડે; નદી નદીપર રબારીની બંસીના નાદ સંભળાય.

એ ગામડાના ઉત્સવોમાં રસ અને રસાયનની તો છોળ ઉડે; પેલાં ધમધમાટ દેતાં જાડાં લૂગડાં, ભરતભરતમાં નોખી ભાત; ઉગતા યૌવનના તનમનાટ જેવી પેલી કાપડાની બાંયો; અને જીવનને રસરૂપે નીચોવી નીચોવીને રંગેલી, ઉડીને વળગે તેવી કસુંબલ ચુંદડીઓ; અરે ! આજે પ્રજામાં યૌવનનો રસ કયાં છે ? આજે સાચો વિરહ, સાચો પ્રેમ ને સાચી મર્દાનગી કયાં છે ? આજે હવે જીવનમાંથી પ્રેમની મીઠાશ ચાલી ગઇ છે. સીમસીમમાં મોરના ટૌકાર વચ્ચે ગાજતા મોલમાં પહેલાંના જેવી લીલી મોસમ રહી નથી. આજે ગ્રામ્યજીવનમાં ઘાટાં દૂધ, દડબાં દહીં, તાજાં શાક ને મીઠાં ગંગાજળીઆનાં પાણી બેસ્વાદ બની રહ્યાં છે, અરે ! પ્રજાકીય વિનાશનાંજ બધાં બીજ આપણી વચ્ચે છે !

## ગ્રામ્યજીવન અને ધાર્મિક સમાજવાદ

ગામડામાં મનુષ્યનું રહેઠાણ પોતેજ સમાજવાદના સિદ્ધાંતો સાચવી રહેલ છે. ગ્રામ્યજીવનમાં એકબીજાનાં ઘર સહિયારા ફળીમાં હોય છે.

શેરી વાળવામાં પુણ્ય મનાય છે, ને એક ઘરનો મહેમાન બીજા ઘરનો અતિથિ મનાય છે. આ પડોશધર્મ એ સમાજવાદનુંજ અંગ છે. એ ઉપરાંત ગૌચર, ગોપાળ ને ગોંદરો; આ ત્રણે સૌનાં સામાન્ય છે. ગોપાળને તો જે રીતે જીવનનિર્વાહ થાય છે, તે આખી રીતજ અત્યંત સુંદર મનોવૃત્તિ દર્શાવે છે. રસ્તાઓનું સમારકામ ને ઝાંપાનું રક્ષણ, અતિથિનો સત્કાર ને ગામ–ઝાંપો; ચોરો ને ચબુતરો કૂતરાંના રોટલા ને ગોંદરાનું ખડ; મેઘયજ્ઞ ને સામાન્ય તહેવાર; ગ્રામ્યજીવનના લુપ્ત બનતા આ બધા સંસ્કારોમાં સમાજવાદનાંજ બીજ છે; પરંતુ આ સમાજવાદ યૂરોપના સમાજવાદની પેઠે, વ્યક્તિત્વના હક્કપર ચણાવાને બદલે, દયાધર્મપર ચણાયો છે; ને તેથી તેની સંભાળ કૂતરાં, કાગડા ને કબુતર સુધી પહોંચી છે. એક ગામની રસભૂમિમાં જે ઉત્પન્ન થાય, તેમાં માત્ર મનુષ્યોનોજ નહિ, પણ પશુઓનો હક્ક છે; એવો દયાધર્મ આર્યસંસ્કૃતિમાં છલોછલ ભર્યો છે.

## આર્થિક સમાનતા

મેગાસ્થિનીસના સમયમાં કલકત્તાથી કંદહાર ને હિમાલયથી કચ્છસુધીમાં ભાગ્યેજ વીસ શહેરો હતાં. આ સ્થિતિજ એવી હતી કે પૈસાની વહેંચણી લગભગ સરખી થાય. આજે જે જબરજસ્ત દાનની રકમો વાંચી આપણે આશ્ચર્યમુગ્ધ બનીએ છીએ, એવા દાનશીલ શ્રીમંતો ત્યારે નહિ હોય; પરંતુ આજનાં સુવાવડખાનાં, પાંજરાપોળો ને અનાથાશ્રમો, આપણી પ્રજાકીય હીન અવસ્થા દર્શાવે છે, તેમ આજનાં દાનો આપણી આર્થિક અસમાનતા દર્શાવે છે. જે ગેરવ્યવસ્થાને પરિણામે એ શ્રીમંત બન્યો છે, તેમાં એણે એક થીંગડું વધારે માર્યું. આર્થિક સમાનતાને પરિણામેજ ન્યાયકોર્ટનો બહુ ખપ પડતો નહિ; કારણકે ન્યાયકોર્ટ માત્ર એટલુંજ કરે છે કે, જે અસમાનતા મનુષ્યને મનુષ્ય તરફ ધિક્કારથી જોતાં શીખવે છે, તે અસમાનતા, જાળવી રાખવામાં મદદ કરે છે, તેથી મેગાસ્થિનીસે લખેલી વાત હવે બરાબર સમજાશે. જ્યાં અસમાનતા ઈર્ષ્યા ઉત્પન્ન કરે એટલી ભયંકર નથી હોતી, ત્યાં ગુન્હાનો સંભવ તદ્દનજ ઓછો છે.

## ગામડાંની સ્વાધીનતા

દરેક ગામડું પોતપોતાનું રાજ્ય ભોગવતું. મુખ્ય વહીવટ કરનાર પટેલની નિમણુંક રાજ્ય તરફથી થતી નહિ. આ એકજ ઘટના એમ દર્શાવે છે કે, ગામડું પોતાનો પટેલ પોતે ચૂંટતું. આ પટેલનું મુખ્ય કામ ગામડાની વ્યવસ્થા રાખવાનું હતું. રસ્તા સુધારવા, અતિથિસત્કાર કરવો, કોઇ વિદ્વાન આવે તો માન આપવું અને રાજ્યસાથેનો લોકોનો સંબંધ જાળવવો. ખેડુતોપર વેઠ હતી નહિ એટલે ખેડુતો રાજ્યના સીધા સંબંધમાં ન આવતાં, પટેલ મારફત મહેસુલ ભરી દેતા; પરંતુ બીજા બધા કામમાં તેઓ સ્વાધીન હતા. જાતકમાળામાં લખ્યું છે કે, લોકો ગામડાની બહાર બગીચો કે વાડી બનાવતા ને તે કાર્યમાં સ્ત્રીઓ પણ મદદ કરતી; પરંતુ રાજા, લોકશાસનમાં કેળ-

વણી વગેરે સામાન્ય જવાબદારી સ્વીકારતો નહિ; અને પ્રૉ૦ જદુનાથે આ દલીલપર મોગલ સમયના ગામડાનું સ્વાયત્તશાસન બહુ ઉદારનીતિ દર્શાવતું નથી, એમ કહ્યું છે; પરંતુ ગૌતમબુદ્ધના સમયમાં, એક જાતકમાળામાં લખ્યું છે કે, આટલી જમીન ગુરુને અર્પણ થાય છે, એવી શરતે કે તેનાં ગૌચર ને જંગલ રહેવાંજ જોઇએ. ગૌચર કે જંગલ વેચાય નહિ. એનો બીજો અર્થ એટલોજ થાય છે કે, જમીન લોકોની મનાતી અને રાજા જમીનનો માલીક ન હતો. ગમે તેમ છતાં ગામડાંઓ સ્વતંત્ર, સુખી ને સમૃદ્ધિવાન હતાં તે વિષે શંકા નથી.

### દૈવી જીવન

પરંતુ આ સર્વ સ્વાધીનતા જો ગામડામાં દૈવી જીવન ન હોય તો નિરર્થક છે. ગ્રામ્ય જીવનના કેટલાક પ્રસંગોજ એવા છે કે, માનવજીવનને ઉન્નત બનાવે. માનવજીવનનો બધો સરવાળો પ્રેમધર્મમાં આવી જાય છે, જ્યાં પશુપર પ્યારથી બાંધેલ ટોકરીઓ અવાજ કરી રહી હોય; ને જ્યાં ઘેરઘેરથી ગાયો કંકુના ચાંદલા કરી બહાર નીકળે ત્યાં, સાધારણ પ્યારની તો વાતજ શી કરવી? ગામડાંઓને જેટલાં પશુ વહાલાં છે તેટલી જમીન વહાલી છે; એટલાંજ વહાલાં ઝાડવાં ને ખેતર છે. ઋગ્વેદમાં વર્ણન છે કે:-"તે પ્રમાણે જ્યાં જમીનપર આવો પ્યાર રહેતો હોય, ત્યાંથી રાષ્ટ્રીય ભાવનાનો ઉદય શકય નથી? ગામડાંમાં પિતાના મૃત્યુ પછી ભાઇઓ સાથે રહેતા ને મોટો ભાઇ પિતાતુલ્ય મનાતો. યૂરોપનો અત્યંત ચર્ચામાં પડેલો પેલો પ્રશ્ન, જેને એલન કી 'ધ વુમન કવેશ્ચન' કહે છે તેનું સુંદર નિરાકરણ ગ્રામ્યજીવનમાં હતું. યૂરોપમાં સ્ત્રીઓને તેમના રક્ષણમાટે કામ આપવાની વાત થાય છે, તેમાં સર્વત્ર 'હોમલેસનેસ' પ્રવર્તવાની બીક લાગે છે. આ રહ્યું એનું નિરાકરણ. સ્ત્રીધનતરીકે દીકરીને જે આપવામાં આવતું તે તેના રક્ષણપૂરતું હતું અને માતાનો બધો વારસો દીકરાને નહિ પણ દીકરીને મળતો; પરંતુ પ્રજાકીય જીવનમાં મુખ્ય વાત તો એ હતી કે:-કોઇ પણ પ્રજાને મહાન થવામાટે જે તાલીમ જોઇએ-કામનું મહત્ત્વ-તે આ ગામડીઓમાં હતી. આપણાં વીસમી સદીનાં બધાં કારખાનાં વચ્ચે જેટલી ગરીબાઈ ને હીન અવસ્થા આપણે ભોગવી રહ્યા છીએ, તેટલીજ અધમ મનોદશા પણ કામના કલાક બાંધીને આપણે કેળવી છે. વસ્તુતઃ પ્રજાના નાશમાટે જેટલાં તત્ત્વો જોઇએ, એટલાં આપણી વચ્ચે છે. આપણી સમક્ષ એકજ સવાલ છે. ગ્રામ્યજીવનના પુનર્વિધાનથી આપણે ફરી પ્રજા બનશું કે વિનાશી તત્ત્વો વચ્ચે આપઘાત કરશું?

# સર્પદંશનાં લક્ષણ

( લેખકઃ **અયોધ્યાનાથ શર્મા, કૈલાસ** તા. ૮-૧૧-૨૬ )

સાપના કરડયા પછી ઘણેભાગે નીચેનાં લક્ષણો દેખાય છે:—

૧-કાળા ઘામાંથી ધારે ધારે ગુલાબી લોહી વહે છે.

૨-કરડેલે સ્થળે સોજો આવે છે.

૩-કોઈવાર ઘાની ઉપર ફાટ ઉપડે છે અને તેથી દરદી બેચેન થઇ જાય છે.

૪-કોઈ કોઇવાર અત્યંત કમજોરી દેખાય છે, શરીર પીળું પડી જાય છે અને મોં અને જીભ સૂકાવા માંડે છે. વહેવા માંડેલું લોહી ઘટ્ટ રહે, લોહીનું વહેવું બંધ રહેવાથી વિષ શરીરમાં ન ફેલાઈ જાય.

૫-સાપના ઝેરથી બચવાના કેટલાક ઉપાયો અને ઔષધિઓનો અમે નીચે ઉલ્લેખ કરીએ છીએ. તેનો ઉપયોગ લાભદાયક સિદ્ધ થયો છે; પણ કોઇ અનુભવી ડૉકટરની સંમતિ લઇને તેનો ઉપયોગ કરવો જોઇએ.

૧-હુક્કાનું પાણી વારંવાર પીવડાવવું.

૨-એજ રીતે ખાવાની તંબાકુ ૬ રતી પીસી થોડા ઘીમાં નાખીને વારંવાર પીવડાવવી.

૩-ખૂબ ગરમ દૂધમાં ઘી નાખીને પાવું જોઇએ.

# રાષ્ટ્ર–દેવતા કેવા હોય છે !

( સૌરાષ્ટ્ર–તા–૨૪–૪–૨૬નું મુખપૃષ્ઠ )

એ નરવીરનું નામ ડૉ૦ બાસન. તેની ઉંમર આજે ૭૨ વર્ષની છે. તે જ્યારે વિલના નગરની શેરીઓમાં એકલો ચાલ્યો જતો હોય છે, ત્યારે ઘરેઘરમાંથી નાનાં બાળકો બહાર કૂદી આવી, તેની રૂપેરી દાઢી સાથે ગેલ કરવા મંડી જાય છે. તે જ્યારે વિલનાના રાજમાર્ગો ઉપરથી પસાર થાય, ત્યારે તેને એક પણ માનવ એવો સામો ન મળે કે જે અતિ આદરપૂર્વક પોતાનું માથું નમાવી એ દાદાને પ્રણામ ન કરે. ડૉ૦ બાસન લીથુઆનીઆ દેશનો તારણહાર છે. લીથુઆનીઆનાં પચાસલાખ નરનારીઓનો એ જીવતો જાગતો રાષ્ટ્ર–દેવતા છે. ડૉ૦ બાસનની જીંદગાનીના પરિશ્રમને પરિણામે–એ પુરુષવરની અર્ધી સદીની જહેમતના પરિપાકરૂપ આજનું આઝાદ, તવંગર અને ખુશખુશાલ લીથુઆનીઆ ખડું થયું છે.

ઇસુની પંદરમી સદીસુધી, રશીયાના હુમલા સામે, સ્વાધીનતાની દેવીના ચરણમાં અસંખ્ય બત્રીસલક્ષણા પુત્રોનું બલિદાન દીધા પછી, આખરે લીથુઆનીઆનું કૌવત ખૂટયું. તે રશિયન સામ્રાજ્યનો માત્ર તાલુકો બની ગયું.

લીથુઆનીઆનો છેલ્લા પાંચ સૈકાનો ઇતિહાસ એ લીથુઆનીઅન પ્રજાના લોહીના અક્ષરે લખાયેલો દુઃખનો અને યાતનાનો, આત્મસમર્પણનો અને શહીદીનો રોમાંચકારી ઇતિહાસ છે. રશિયન ખિતાબ અને માન–અકરામના મોહમાં પડેલા લીથુઆનીઆના ખુશામદખોર અમીરો–ઉમરાવોના દેશદ્રોહનો એ ઇતિહાસ છે. રશીયન સરકારે લીથુઆનીઆ રાષ્ટ્રનું નામનિશાન ભૂંસી નાખવાને લીથુઆનીઆ ઉપર વરસાવેલા સીતમોનો એ ઇતિહાસ છે. ઝારોએ લીથુઆનીઆના કોઇ પણ ગામગામડામાં, કોઇ પણ મકાનઝુંપડામાં લીથુઆનીઅન ભાષા ન બોલાવી જોઇએ એવું ફરમાન કાઢયું.

એ વખતે મોસ્કોની વિદ્યાપીઠમાં એક લીથુઆનીઅન તરુણ ડાકટરીનો અભ્યાસ કરતો હતો. તેની વય ૨૨ વર્ષની હતી. તેની બુદ્ધિપ્રતિભા અને તેની ડાકટરી–કુશળતા ઉપર તેના અધ્યાપકો વારી જતા. તેને રશીયન શહેનશાહના ઉમરાવ બનાવવાના તેના શુભેચ્છકોના અભિલાષ હતા; પણ તે તરુણને માટે તો કોઇ અનોખું ભાવીજ નિર્માણ થયું હતું.

તે ડૉ૦ બાસન મોસ્કોની વિદ્યાપીઠના ઓરડામાં ડાકટરીની પદવીને માટે મુડદાંઓની શસ્ત્રક્રિયા કરતાં કરતાં તેમના અંતરમાં સ્વદેશ–પ્રેમ અને સ્વાધીનતાનો આતશ પ્રગટયો. તેજ ઘડીએ તેણે તેનાં શસ્ત્રો છોડી દીધાં. ભાવના અને આવેશથી ઉભરાતા તરુણ ડૉ૦ બાસને આખી જીંદગાની દેશને ચરણે ધરી દેવાની પ્રતિજ્ઞા કરી અને ફકિરના વેશમાં મોસ્કોનો ત્યાગ કર્યો.

ડૉ. બાસને રાષ્ટ્રોદ્ધારના મહાકઠિન કાર્યની તૈયારીઓ માંડી. સ્વભાષાના ઉદ્ધારવિના રાષ્ટ્રોદ્ધાર અશકય છે એમ નિરાધાર રચી, તેમણે પ્રથમ બલ્ગેરીઆમાં બળવાખોરોનું થાણું નાખ્યું અને લીથુઆનીઅન ભાષામાં વર્તમાનપત્ર કાઢવું શરૂ કર્યું. એ પત્રનું નામ ઉષા. ઉષા એટલે નવજીવનનો પ્રેરણાસંદેશ. ઉષા લીથુઆનીઆને ગામડે ગામડે પહોંચી ગયું.

ડૉ૦ બાસનની આસપાસ તેમના જેવાજ શક્તિશાળી મરણીઆ સાથીઓનું જૂથ જામવા માંડયું. તેમણે રાષ્ટ્રભાષાના ઉદ્ધારની પ્રવૃત્તિ વધારે જોશથી ધપાવવા માંડી. લીથુઆનીઆમાં નવા પ્રાણ આવ્યા. કોઇ યોદ્ધો નિદ્રામાંથી જાગે, તેમ આખો દેશ ટટ્ટાર થઈ ગયો. એ ૧૯૦૫ ની સાલ.

ડૉ૦ બાસને હવે બીજી દિશાઓમાં ઝુકાવ્યું. તેમણે દેશપરદેશમાં વસતા દેશબાંધવો જોગ એક નિવેદન પ્રકટ કરી, રાષ્ટ્રોદ્ધારને માટે લોનની માગણી કરી. પિતૃભૂમિના પ્રેમથી પ્રેરાઇ, દુનિયાના વિધવિધ ભાગોમાં વસતા લીથુઆનીઅનોએ જોઇતી લોનો કાઢી આપી. ડૉ૦ બાસને રાષ્ટ્રીય વિદ્યાપીઠ કાઢી, ગામડે ગામડે નિશાળ મૂકી.

૧૯૧૮ ની સાલ આવી. રશિયન સામ્રાજ્યના ચૂરેચૂરા અને ભૂકેભૂકા કરતું મહાપ્રલયનું મોજું રશિયા ઉપર ફરી વળ્યું. લેનીન અને કેરેન્સ્કીની સરદારી નીચે રશિયાની પ્રજાએ ઝારશાહીને જમીનદોસ્ત કરી. લીથુઆનીઆ સ્વતંત્ર થયું. ડૉ૦ બાસન ૪૫ વર્ષની દેશનિકાલી પછી

પાછા સ્વદેશ પધાર્યા. તે દિવસ ૧૯૧૮ ના ફેબ્રુઆરીની સોળમી તારીખ. તે દિવસ લીથુઆનીઆ સ્વાધીનતાના ઉત્સવ-દિનતરીકે ઉજવે છે.

ડૉ૦ બાસને સ્વરાજની સરકાર સ્થાપી અને અધુરૂં રહેલું રાષ્ટ્રવિધાન પૂરૂં કર્યું. આજે લીથુઆનીઆ કલેશ અને કલહની દોઝખ સમી દુનિયામાં સુખ અને શાંતિના સ્વર્ગસમું બની રહ્યું છે. તેના રાષ્ટ્રીય વાવટા ઉપર સાવચેતીના અક્ષરો લખ્યા છેઃ-'સામ્રાજ્યો અને શહેનશાહતોનો સંહારજ સર્જાયો છે. લીથુઆનીઆ! તું એ વિનાશને માર્ગે જઇશ નહિ!'

# વડોદરાનો લાભ માઈસોરે લીધો!

## (વૈદ્યકલ્પતરૂમાંથી)

"સયાજીવિજય" પત્ર જણાવે છે કે વડોદરા ઉપર હમેશનો એક આક્ષેપ છે કે, ઘણીવાર તેની કિંમતી અને ઉપયોગી યોજનાઓ અને પ્રયત્નોનો લાભ બીજા લઇ જાય છે. શારીરિક કેળવણીના સંબંધમાં હાલ તેવું થયું છે. શ્રીમંતની ખાસ ઇચ્છાનુસાર પ્રૉ૦ માણેકરાવજીએ આરોગ્ય મંદિરની યોજના તૈયાર કરી. શ્રી૦ સરકારમાં રજુ કરેલી જે અભિપ્રાયમાટે ખાતામાં જતાં મર્હુમ મે૦ કલાર્ક સાહેબની સૂચનાઓ પ્રમાણે ફેરફાર સાથે ફરીથી રજુ થઇ હતી. તે રેડ-ટેપીઝમના પ્રભાવે અદ્યાપિ જુમ્મા દાદા વ્યાયામશાળા અને ખાતાં વચ્ચે ઝોલા ખાતી પડી રહી છે. મુંબઇની યુનીવર્સીટી પણ તેવીજ રીતે તેનો લાભ લેવા હજુ વિચાર કરે છે. દરમિયાન તે બાબતની જાણ માઇસોર રાજ્યને થતાં તેણે એ યોજના તુરતજ મંગાવી જોઇ અને તે પસંદ પડવાથી પોતાને ત્યાં દાખલ કરવા હુકમ કર્યો છે; અને તે માટે પ્રૉ૦ માણેકરાવજીને સલાહ આપવા રૂબરૂ માઇસોર બોલાવેલા છે. શારીરિક શિક્ષણની આવી પદ્ધતિસરની યોજના દાખલ કરવાની પહેલ કરવામાટે માઇસોર રાજ્યને મુબારકબાદી ઘટે છે. હજુ પણ વડોદરા તુરત અનુકરણ કરે તો મોડું થયું નથી. "સૌરાષ્ટ્ર પત્ર" જણાવે છે કે, વડોદરાના વ્યાયામવીર બંધુ માણેકરાવે આજે આટલાં વર્ષો સુધીની ગાયકવાડ સરકારની ઉપેક્ષા સહ્યા પછી, એના જીવન-કાર્યને એક મહાન સફળતા વરી છે. જુમ્માદાદા વ્યાયામ મંદિરની અંદર લગભગ અર્ધી શતાબ્દી થશે એ પુરુષે મથી મથી, દેશના દેહ-દારિદ્રનો ઇલાજ શોધવામાં ઉંમર ગુજારી દીધી છે; અને એ પ્રયત્નમાંથી પોતે એક વ્યાયામ વિશ્વવિદ્યાલયની આખી યોજના તૈયાર કરી કાઢી છે. એ યોજના શ્રીમંત સયાજીરાવ મહારાજે પોતેજ શ્રી. માણેકરાવ પાસેથી માગેલી હતી, પણ તેને અમલમાં મૂકવા જેટલાં નાણાં શ્રીમંતને ગજેથી છૂટયાં નહિ. વીરત્વનાં વાટ શ્રીમંતને સુઝી નહિ. અખાડો કરવાની કટકો જમીન અગર તો બીજી રંચ માત્ર પણ રાજસહાયની આશાવગર પ્રભુપર વિશ્વાસ અને માતૃભૂમિપર મમતા ધરીને વૃદ્ધ માણેકરાવે જે સાધના જારી રાખી હતી, તેનાં મૂલ આજે માઇસોર રાજ્યે મૂલવી લીધાં છે. માઇસોરે એ આખી યોજનાને પોતાને આંગણે અપનાવી લીધી છે, એ વાત સાંભળતાં અમારા દિલમાં ગોસ્વામી તુલસીદાસજીનો આર્તરવ ઉઠે છે કે:—

**"તુલસી કબૂ ન જાઇએ, જહાં બાપકો ગામ; "તુલસી તુલસી સબ કહે, દૂસર તુલસીરામ."**

---

# ઉત્તમ, મધ્યમ, અધમ ને અધમાધમ કોણ?

## (મનહર છંદ-સંત ગરીબદાસજી કૃત)

અર્થ જે પોતાનો છોડી પર ઉપકાર કરે, જન તે જગતમાંહે ઉત્તમ જણાય છે;
પરંતો પોતાનો બેઉ જણનો સુધારો કરે, ભક્તજનમાંહે તે તો મધ્યમ ભણાય છે.
અર્થ જે પોતાનો સાધી બીજાનો બિગાડે તેવા, અવિદ્યાના ઓથ માંહે, અધમ ગણાય છે;
પરતું પોતાનું બેઉ જણનું બિગાડી નાખે, અધમાઅધમ દાસ ગરીબ ગણાય છે.

# દાસબાબુનું સમાધિમંદિર

(**સૌરાષ્ટ્ર** તા. ૨૪-૪-૨૬)

કુદરતે કેવાં જોડલાં સરજ્યાં છે ! આકાશના અંતરમાં વિજળીના અંગારા અને પ્રશાન્ત તારા એકીસાથે પ્રકાશે છે. પૃથ્વીના ઉદરમાં ખદખદતો ધાતુ-રસ અને શીતળ ઝરાઓ, બન્ને જોડાજોડ વહે છે. પવનની પાંખોમાંથી પ્રચંડ વાવાઝોડાં અને મંદ મંદ સુગંધીમય લહરીઓ, બન્ને વછૂટે છે. સમુદ્રના પાણી ઉપર કૈંક વહાણો ડૂબે છે ને સાથોસાથ કૈંક સાચાં મોતીની છીપલીઓયે તરે છે. એવાં દ્વંદ્વોની લીલા ઈશ્વરે કલકત્તામાં પણ હજુ હમણાંજ કરી લીધી. હિંદના એ ગઇ કાલના પાટનગર કલકત્તાના હૈયામાં એક પડખે જ્યારે હિંદુમુસલમાનો એકબીજાની ગરદનો ઉડાવી રહ્યા છે, ત્યારે એના કલેજાની બીજી બાજુએ ભવાનીપુરના રૂસ્સા રોડ ઉપર કોમી ભાઇબંધીના કોલ સરખી અને મરતાંઓને આવરદા દેવા સરજાયલી એક સંસ્થાનાં દ્વાર ખુલ્લાં મૂકાય છે.

એ સંસ્થાનું નામ '**ચિત્તરંજન સેવા-સદન.**' હિંદના એ હરિશ્ચંદ્રાવતારનો એક સમયનો રાજમહેલ ગયે ગુરૂવારે દેશના દરિદ્ર-નારાયણનું દેવાલય બની ગયો. ઘણાં વર્ષોસુધી જ્યાં એક રાજેશ્વરી વાસન્તી દેવીનાં શયન તથા પ્રસૂતિનાં બિછાનાં પથરાયાં, તેજ ખંડોમાં હવે પ્રજાની ગરીબ ગર્ભિણી માતાઓનાં સુવાવડખાનાં ખોલાયાં છે. તેલ, અત્તરો અને અગર-ચંદનની સુગંધે મઘમઘેલાં એ લક્ષ્મીનંદનનાં દિવાનખાનાંઓમાં આજે દીનદરિદ્રોની પ્રાણદાત્રી ઔષધિઓ પોતાની ગંધ પ્રસરાવી રહી છે. ચિત્તરંજનનાં બે-ચાર પુત્રપુત્રીઓને રમવાની એ ફૂલવાડીમાં વસી ગરીબોનાં સંખ્યાબંધ મેલાંઘેલાં ને રોગીષ્ઠ બચ્ચાંઓ નિરંકુશ વિહાર કરશે. એના દરવાજા ઉપર કોઈ એને અટકાવશે નહિ. પ્રજાની દુઃખી દરિદ્રી માતાઓને વિસામાનું એ ધામ સેંકડો રાજદ્વારી કાર્યક્રમોના સરવાળા કરતાં વધુ મહત્ત્વનું બની ગયું છે.

અને એ શી રીતે બની ગયું ? વિક્રમપુરના એ અવતારી ગોપીચંદ ચિત્તરંજનના અંતરાત્માની માંહેથી પણ ૧૯૨૫ ની એક પ્રભાતે સ્વરો ઉઠ્યા કેઃ—

"એ રે સેજડીએ અમને નીંદરા ન આવે રે !
"તાં સેજડીએ અમને નીંદરા ન આવે રે !
"મારે મન રાજ ન ભાવે એ જી !"

એ નિદ્રાહીને પોતાનું વસિયતનામું લખાવ્યું:-'૨ લાખ અને ૨૦ હજારનો આ બંગલો દેશની માતાઓને અર્પણ કરૂં છું. મારી પડદે પૂરાયલી એ પંખિણી બ્હેનોને, કશાયે કોમી ભેદ-વિના, આ બંગલાના ઉત્પન્નમાંથી શરીર અને આરોગ્યનાં સત્યો શીખવજો. સંજીવન અને સુખાકારીની દૂતિકાઓ બનાવીને એ બ્હેનોને દેશનાં ગામડાંમાં તંદુરસ્તીના મંત્રો રટવા મોકલજો. ફૂલોની કળી જેવી હિંદી ગૃહ-લક્ષ્મીઓને અજ્ઞાનવશ બની કૃતાંતના પંજામાંથી બચાવજો.'

એટલું કહીને એણે પોતાની આલેશાન મહેલાતને છેલ્લા રામ રામ કર્યા, એના પડછાયા જેવી દેવી વાસંતી પણ પોતાનાં બચ્ચાંઓને આંગળીએ વળગાડી રૂસ્સા રોડની પગથી ઉપર આવીને ઉભાં રહ્યાં. પછી એનો આત્મારામ પણ તેટલીજ સહેલાઈથી એ દેવભુવનશા શરીરને ત્યજી શાંત પગલે ચાલી નીસર્યો; પરંતુ બંગલાનાં દાન કરી જનાર એ બંધુને પોતાની મસ્તીમાં એટલીએ ફુરસદ કયાં હતી યાદ કરવાની, કે પોતાને માથે માથાના વાળ જેટલું-૨ લાખ અને ૯૦ હજારનું કરજ મોટા ડુંગર કરીને ઉભું હતું ! એના ટ્રસ્ટીઓને ખબર પડી. કરજ પેટે બંગલો મૂકાઈ ગયો. એની ચિતા ઉપરથી મહાત્માજીએ સારાયે દેશ પાસે દશલાખ રૂપીઆનો સવાલ નાખ્યો. સમયનો દેવ પોતાના પંચાની આંગળી ઉપર હજુ તો આઠ વેઢા ગણે છે ત્યાં તો એ દશે લાખ રૂપીઆ હાથ જોડીને હાજર થયા અને બીજી બાજુએ લેણદારોમાંહેલા એક મદે તો પોતાના માગણાની સાઠ હજારની રકમ એક સાથે દેશબંધુના નામપરથી ભૂંસી નાખી. બાકીનું કરજ પતાવાયું, બંગલો છોડાવી લેવાયો અને રૂા. સાત લાખની અનામતના વ્યાજમાંથી આજે ત્યાં માતાઓને દેહવિદ્યા દેવાનું વિદ્યાલય તથા વિનામૂલ્યનું રંક પ્રસૂતિ-મંદિર ખુલ્લું થયું. હિંદુ, મુસ્લીમ કે ખ્રિસ્તી કોઇને માટે ત્યાં કોમી મનાઇનું "પાટીયું" નથી લટકાવ્યું.

આધુનિક યુગના કોઇ પણ રાજદ્વારી અગ્રેસરનું આવું ઉચિત સ્મારક થયું હોય એવું આપણી યાદદાસ્તમાં નથી. ઘણુંયે વિદેહ પુરુષસિંહોની આરસ-પ્રતિમાઓ ઘણુંયે હિંદી નગરોનાં ચોકચૌટાંને શોભાવતી હશે. મેદાનો, રાજમાર્ગો, જળાશયો, નિશાળો, ધર્મશાળાઓ અને કૈંક વ્યાખ્યાન-મંદિરો ઉપર દેશસેવકોનાં નામની તખ્તીઓ વિરાજતી હશે; પરંતુ દેશબંધુનું આ સમાધિમંદિર તો એ સૌમાં અનેરી ભાત પાડે છે. એના જીવનમંત્રનો અને એના મૃત્યુ-સંદેશનો એ વફાદાર શિલાલેખ છે. રાજદ્વારી વિગ્રહનાં ધમસાણોમાં ઝંપલાવીને એક પ્રકારની પટ્ટાબાજી ખેલનારા એ ચિત્તરંજનનું ચિત્ત તો જળમાંહેના કમળસરિખું કેવળ એક જૂદીજ દૂનિયા ઉપર ચોંટયું હતું. રાજકારણના અવળા સવળા દોરપર નાચ કરી રહેલા એ નટવરની નજર તો માત્ર આથે આથેના એકજ બિંદુ ઉપર ઠરેલી હતી. પક્ષાપક્ષીના સ્પર્ધા-ખેલો, ચુંટણી અને ધારાસભા-પ્રવેશની ધમાલો, મહાસભાને હસ્તગત કરવાનાં રમખાણો, લખાણો અને ભાષણોની ટપ્પાટપ્પીઓ; એ બધી સૃષ્ટિમાં ચિત્તરંજનના હૃદયનો તાર-સાચો સૂર પકડતો ન હતો. એની આતમ-વીણાનો મેળ તો ગ્રામ્ય-જીવનના પુનરુદ્ધારમાંજ મળતો હતો. એના જીવને ઝંપવામાટે ગ્રામ્ય-સુધારની યોજનાઓ રચાતી હતી. એના અંતઃકરણને ગામડાંનોજ મહાપ્રશ્ન વલોવી રહ્યો હતો. અને ગામડાં એટલે ? આરોગ્ય, શરીર-સુખાકારી, વૈદક જ્ઞાનનો પ્રચાર તથા બાલ-સંરક્ષણનો વિદ્યાવિસ્તાર. આજ એની આ બધી ભાવનાઓની સિદ્ધિનું સ્થંભારોપણ થયેલું જોઇનેજ કેમ જાણે અમરલોકના એ નિવાસીએ આત્માના સુખની અશ્રુધારા ટપકાવી હોય તેમ સેવા-સદનના સમારંભની ઘડીએ આકાશ અચ્છી રીતે વરસ્યું હતું—નં. ૧૪૬ રૂસ્સારોડની ધરતી ભીંજાઇ હતી.

સેવા-સદનની દિવાલોનાં કણેકણમાં કેવળ એક દેશબંધુનીજ સાધના નહિ, પણ સારાયે દેશની ભાવના ફુંકાઇ ગઇ છે. એના આયુષ્યભરમાં એનેદ્વારે બેસીને મદદ પામેલાં સેંકડો અનાથોની આંતરડીના આશીર્વાદ, એ બંગલામાં એકઠી મળેલી સંખ્યાબંધ દેશભક્તોની મંડળીઓના મહાભિલાષ, કૈંક સાધુવરોના શબ્દોચ્ચાર કે પુણ્ય-વિચાર અને ખુદ એના પોતાનાજ આત્મ-હુતાશનમાંથી પ્રજ્વલતી હજારો મહેચ્છાઓની જ્વાળાઓ; એ તમામનું એક અખંડ ધૂપસરીખું મંગળ વાતાવરણ એ મકાનનાં પુદ્દગલોને પાવન કર્યાજ કરશે.

અને એથીયે ઉંચેરી પુનિતતા તો એ પતિદેવના સમાધિ-મંદિરને ગંગાસ્વરૂપિણી વાસન્તીદેવીની આત્મ-સૌરભમાંથી સાંપડી રહેશે. ભરથારને પગલે પગલે ભેખ ધરી ચાલી નીકળનારી એ ભગવતી આજ પતિદેવના અવસાન પછી જીવે છે, કેવળ પતિદેવના જીવન-કાર્યને પાર લઈ જવાની આકાંક્ષાએ. સેવા-સદનના સદ્મિમાં એ અધિષ્ઠાત્રી દેવી બની ઉભી છે. પતિ પુરુષવર બનીને ઘૂમ્યો, તો સતી 'જનની' શબ્દનું સાર્થક સમજાવવા શ્વાસો ભરે છે. સેવા-સદનને દ્વારેથી દેશની સો સો વાસંતીઓને ઘેરે એ સતી માતૃત્વની ચેતના ફુંકવા બેસી ગઇ છે. હિન્દની પ્રજાને, પૂર્વે કદી ન જોયેલું એવું મહિમામય દૃશ્ય જોવાનું સાંપડયું છે. હિન્દનાં સૌ રાજદ્વારી પક્ષોને માટે એ દેવ-ધામ બન્યું છે, વાદવિખવાદ અને પક્ષાપક્ષીમાં ખરડાઇ રહેલાં કૈંક અલ્પ માનવ-પ્રાણીઓને પોતાના મૃત્યુપર કેવી સમાધિ મંડાય તે સમજવાનું આ રહસ્ય-મંદિર ખુલ્લું થયું છે. માનવી જીવે છે ત્યાંલગી તો એના ઘણુયે શ્વાસોચ્છ્વાસ ઝેરનીજ ફુંકો મારી વાતાવરણને વિષયુક્ત બનાવે છે. અમૃતની ફુંકો તો દેશબંધુ સરીખાના મૃત્યુને મુખેથી જ નીકળવાની. જીવનના સંદેશા ફોક છે-જો મૃત્યુ પછી એ શાંત પડી જાય તો. દેશબંધુનું મૃત્યુ એ સેવા-સદનની અંદરથી સંજીવનની ફુંકો નાખશે. ચિત્તરંજનના રાજદ્વારી સંદેશાઓ એ સેવા-મંદિરમાં થઇનેજ આમવર્ગને પહોંચશે. સદ્દગતની એ સમાધિ ઉપર આપણી પણ પુષ્પાંજલિ અર્પણ થજો !

---

આંખો ઉઘાડી રાખવામાં આવશે તો જ્યાં ત્યાં તક જોવામાં આવશે. કાન ઉઘાડા રાખવામાં આવશે તો મદદ માગતાં માગતાં મરી જનારની ખૂમો સાંભળવામાં આવશે. કયી લાયક બાબતોમાં મદદ આપવી તે માટે ખુલ્લાં દિલને ખોટ પડશે નહિ, હાથ ઉઘાડા હશે તેને ઉદારતાભર્યાં કામ કરવાની ખોટ પડશે નહિ. (આગળ ધસોમાંથી)

# મુંગો સમર્પણધર્મ !

( સૌરાષ્ટ્ર-તા-૨૯-૫-૨૬માંથી )

વસવાણીજીને તેમના પ્રવાસમાં લાધેલો અને તેમની રોજનીશીમાં નોંધાયેલો આ એક પ્રસંગ છે:

વાચસ્પતિ અને વિદ્યામાર્તંડ જેવા વિદ્વત્તાના અનેક અલંકારોથી વિભૂષિત એક પંડિત હતા. તેમની લેખિનીએ પાંડિત્યનાં અનેક પુસ્તકો લખી લખીને જગતની જનતાને ચરણે ધર્યાં હતાં અને એ પુસ્તકોની કિંમતતરીકે પંડિતજીને વિશ્વવ્યાપી કીર્તિ અને અઢળક દ્રવ્ય સાંપડયાં હતાં. પંડિતજીના શિરપેચમાં કીર્તિનાં અનેક સુવર્ણરંગી પીછાંઓ ચોઢાયાં હતાં.

એ પંડિતજી એક દિવસ તેમના મિત્રજનને ઘેર એક ગામડે ગયા. થોડા દિવસ ત્યાં રહ્યા. દરમિયાન ઘરની એક બાલિકા સાથે તેમને ગાઢ મૈત્રી જામી. ગ્રામ્ય ફૂલવાડીના ઉઘડતા ફૂલસમી નિર્દોષ અને તોયે ચતુર એ બાલા અને દુનિયાદારીમાં પાવરધા એ પંડિતજી વચ્ચે અનેક અવનવી ગોઠડીઓ થઇ. પંડિતજીને જવાની વેળા આવી. વિદાયની ઘડીએ બાળા પંડિતજીની કોટે વળગી પડી: " દાદા ! તમે ઘણાં પુસ્તકો લખ્યાં, પણ તેનું પરિણામ શું ?"

"મારે કીર્તિની વાંચ્છના હતી. તે વાંચ્છના સંતોષાઈ. આજે હું જગદ્વિખ્યાત છું. બેટા ! તારી શી ઇચ્છા છે ?" દાદાએ પૂછ્યું.

બાળાએ પંડિતજીની કોટેથી હાથ ઉઠાવી લીધા. તે થોડે દૂર જઇ ઉભી રહી. થોડી પળ તાજુબીના મૌનમાં સ્તબ્ધ બની ગઇ. પંડિતજીના પ્રશ્નનો ઉત્તર શોધતી હોય તેમ તેણે તેના અંતરમાં ઉંડી શોધ કરવા માંડી. આખરે કંઇ જવાબ મળ્યો હોય તેમ તે બોલી:—

"હું ? હું તો તમે જશો, એટલે આ પડખેની ઝુંપડીમાં જઈ મારા કામમાં લાગી જઇશ. એ મઢુલીમાં એક વૃદ્ધ વિધવા વસે છે. તે ગરીબ છે, બિમાર છે, પથારીવશ છે. તેની સારવાર કરવા કોઇ તેના પાસે નથી જતું. અમારા ગામનાં માણસો તેના ઘર પાસેથી પસાર થાય છે, ત્યારે તે ડોસી ઉપર તિરસ્કારની—અવગણનાની એક કઠોર નજર ફેંકી ચાલ્યા જાય છે; પણ કોઇ એ વિધવાને મીઠા શબ્દનોયે દિલાસો નથી દેતું. હું એ વિધવા પાસે જઇશ. હું તેનું ઘર વાળીચોળીને સાફ કરીશ, તેને માટે રસોઇ કરી આપીશ, તેની પથારીએ બેસી તેનું માથું ચાંપીશ, તેને માટે ઔષધિ લાવી આપીશ......અને ત્યાં તો સાંજ પડી જશે."

પંડિતજી ગયા; પણ એક ક્ષણના એ વાર્તાલાપથી તેમનું અંતર વલોવાવા લાગ્યું. એ ગ્રામ્ય બાલિકાના શાંત, નિર્દોષ શબ્દોદ્વારા કોઇ ઈશ્વરી ઠપકો તેમના હૃદયમાં વ્યથા મચાવી રહ્યો. "તમે કીર્તિને માટે તલસો છો, હું શાંત આત્મ-સમર્પણ માગું છું." એ સ્વરો પંડિતજીના મગજમાં ઘુંટાવા લાગ્યા.

"કીર્તિની ઝંખના નહિ, પણ શાંત આત્મ-સમર્પણ" એ શબ્દો પંડિતજીના કાનમાં રણકી રહ્યા. તેમની છાતીમાં એ શબ્દો કોતરાઇ ગયા. પંડિતજીએ પુસ્તકો લખવાનુ છોડી દીધું. તેમણે કીર્તિને માટે વલખાં મારવાનું મૂકી દીધું. તેમણે તેમનો જરીનો શિરપેચ અને સુવર્ણનાં કીર્તિ-પદકો ઉતારી નાખ્યાં. "કીર્તિની ઝંખના નહિ, પણ શાંત આત્મ-સમર્પણ"ની સાધના તેમણે આદરી.

* * * * *

કીર્તિ નહિ, પણ મુંગો ત્યાગજ આજના ભારતનું-તરુણ હિન્દીઓનું જીવનધ્યેય હોવું જોઇએ. આત્મ-સમર્પણની ભાવનાજ આ યુગનો જીવનમંત્ર હોવો જોઇએ. એ મંત્રમાંજ આજના ઘવાયેલા, ઝખ્મી ભારતવર્ષને નવજીવન અર્પવાનું બળ છે. કીર્તિના કામી નહિ, પણ શાંત સમર્પણ-ધર્મનાંજ અનુયાયી કેટલા હિન્દીઓ આજે ભારતમાતાની મઢુલીમાં ચૂપચાપ સેવાકાર્ય કરવા તૈયાર છે !

# દિનચર્યા

( લેખક—વૈદ્યશાસ્ત્રી **નારાયણશંકર દેવશંકર; ગુજરાતીપંચના** દિવાળીના ખાસ અંકમાંથી )

"રાત્રે વહેલા જે સૂઈ, વહેલા ઉઠે વીર; બળ, બુદ્ધિ, બહુ ધન વધે, સુખમાં રહે શરીર."

કવીશ્વર દલપતરામનો આ દોહરો કોના વાંચવામાં આવ્યો નહિ હોય ? પણ વાંચ્યાથી સાર્થક થતું નથી. તે પ્રમાણેનું વર્તન કરવાથીજ લાભ થાય છે. આ વિષે વૈદકશાસ્ત્રમાં કેવો વિધિ છે તે બતાવવાને અત્રે પ્રયત્ન કરવામાં આવ્યો છે.

**आयु: कामयमानेन धर्मार्थसुखसाधनम् । आयुर्वेदोपदेशेषु विधेय: परमादर: ॥** (વાગ્ભટ્ટ) ધર્મ, અર્થ અને સુખના સાધનરૂપ આયુષ્યની ઇચ્છાવાળાઓએ આયુર્વેદ શાસ્ત્રની આજ્ઞાઓ ઉપર અત્યંત આદર રાખવો યોગ્ય છે.' ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરુષાર્થો સિદ્ધ કરવાને શરીરની આરોગ્યતાનો મુખ્ય જરૂર છે. આરોગ્ય જાળવવાનાં સાધન જેમ બને તેમ પ્રત્યેક મનુષ્યે સંપાદન કરવા તત્પર રહેવું જોઇએ. જ્યારે કોઈ પ્રકારનો વિકાર શરીરમાં ન જણાય, ત્યારે તે શરીર નિરોગી કહેવાય છે; અને તે બાબત ભાવમિશ્ર વૈદ્યે ભાવપ્રકાશના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કેઃ—**दिनचर्या निशाचर्या ऋतुचर्या यथोदितां । आचरन्पुरुषः स्वस्थ: सदा तिष्ठति नान्यथा ॥** દિનચર્યા, રાત્રિચર્યા તથા ઋતુચર્યાને આચરવાથી મનુષ્ય સદા નિરોગી રહે છે, બીજી રીતે નહિ; તેવી રીતે જેના શરીરમાં વાતાદિ દોષ, જઠરાગ્નિ, રસાદિ ધાતુ તથા મળમૂત્રની ક્રિયા સમાન હોય–**અર્થાત્** કોપ પામ્યાં ન હોય અને આત્મા, ઇંદ્રિય અને મન જેનાં પ્રસન્ન હોય તે પણ નિરોગી કહેવાય છે. હાલ દિનચર્યાસંબંધી પ્રથમ આરંભ વૈદ્યશાસ્ત્રીઓમાં શ્રેષ્ઠ આચાર્ય વાગ્ભટ્ટે પોતાના અષ્ટાંગહૃદય ગ્રંથના સૂત્રસ્થાનના બીજા અધ્યાયમાં નીચે પ્રમાણે કહેલું છે કેઃ— **ब्राह्मेमुहूर्ते उत्तिष्ठेत्स्वस्थोरक्षार्थमायुष: । शरीरचिंतां निर्वर्त्य कृतशौचविधिस्ततः ॥** નિરોગી મનુષ્યે આયુષ્યની રક્ષામાટે પાછલી ચાર ઘડી રાત્રિ હોય ત્યારે ઉઠવું ને શરીરસંબંધી ચિંતા છોડી ઇષ્ટદેવનું સ્મરણ કરી મળમૂત્રનો ત્યાગ કરવો. સૂર્યોદય પહેલાં ઉઠવાથી શરીરમાં સ્ફૂર્તિ સારી રહે છે ને આળસ આવતું નથી. સારી સ્ફૂર્તિથી શરીરની સર્વ જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયને પોતપોતાનું કાર્ય કરવામાં વિશેષ સામર્થ્ય આવે છે. વિશેષ સામર્થ્યથી ધારેલું કાર્ય સારી રીતે કરી શકાય છે અને મન હમેશાં પ્રભાતસમયે શાંત રહેવાથી, મનની અસર તન ઉપર સારી થાય છે. એ પ્રમાણે વહેલું ઉઠવું એ વહેલાં સુવા વગર બની શકતું નથી; કેમકે થાકેલી સર્વ ઇંદ્રિયોને અમુક સમયસુધી આરામ આપવાની જરૂર પડે છે. તે જો યથાર્થ ન અપાય તો શરીરમાં તે સંબંધી વ્યાધિઓ ઉત્પન્ન થઇ હાનિ કરે છે. મનુષ્ય જેમ જેમ મોટું થતું જાય, તેમ તેમ તેની ઉંઘ થોડી થતી જાય છે; કારણ જેમ જેમ ઇંદ્રિયો દઢ થતી જાય, તેમ તેમ તેમને થાક થોડો લાગવાનો સંભવ છે; તેમજ જેમ જેમ વૃદ્ધ થતું જાય, તેમ તેમ પાછી ઉંઘ વધતી જાય છે; કેમકે ઇંદ્રિયો નબળી પડી જવાથી જલદી થાકી જાય છે. બાળકને ઉંઘવાની ઘણી જરૂર પડે છે, કેમકે તેની ઇંદ્રિયો કોમળ હોવાથી વારંવાર થાકી જાય છે, જેથી સહેજ ધાવતાં ધાવતાં પણ ઉંઘી જાય છે. વળી બાળકની વિચારવૃત્તિ અનેક સંકલ્પવિકલ્પરહિત હોવાથી સહેજમાં સ્થિર થાય છે, જેથી પણ તે વારંવાર ઉંઘી જાય છે. મોટા મનુષ્યની વિચારવૃત્તિ વ્યાવહારિક અનેક સંકલ્પવિકલ્પોથી યુક્ત હોય છે, જેથી સહેજ વારમાં સ્થિર થઇ શકતી નથી; એટલે મોટા માણસને ઉંઘ થોડી આવે છે. એ ઉપરથી વિચારવૃત્તિ સ્થિર થવી, એજ ઉંઘનું ખરૂં કારણ જણાય છે; માટે સુતી વેળા સંકલ્પવિકલ્પનો ત્યાગ કરી મનને સ્થિર કરવું, જેથી ઉંઘ તુરત આવી જાય છે. યુવાવસ્થામાં આવેલા મનુષ્યને શરીરનો થાક ઉતારવામાટે ઓછામાં ઓછા સાત કલાક ને વધુમાં વધુ આઠ કલાક ઉંઘવાની અત્યંત જરૂર છે, તેથી ઓછી ઉંઘ થાય તો શરીરની આરોગ્યતા સચવાતી નથી, માટે આગલી રાત્રિએ નવથી દશ વાગતાં ઉંઘવું ને પાછલી રાત્રિના એકથી બે કલાક રહે તો અર્થાત્ ચારથી પાંચ વાગે ઉઠવું સારૂં છે. આગલી રાત્રિની એક કલાક ઉંઘ પાછલી રાત્રિની બે કલાકની ઉંઘ સમાન છે–અર્થાત્ જેટલો થાક ઉતારવા આગલી રાત્રિની એક કલાક ઉંઘ સમર્થ છે, તેટલોજ થાક ઉતારવા પાછલી રાત્રિની બે કલાકની ઉંઘ સમર્થ થાય છે; માટે મનુષ્યે આગલી રાત્રે વહેલા સૂઇને પાછલી રાત્રિએ વહેલા ઉઠવું યોગ્ય

છે, જેથી શરીરે આરોગ્ય રહીને સુખી અને વિચારશીલ થવાય છે. વહેલા ઉઠ્યા પછી પ્રથમ મળમૂત્રનો ત્યાગ કરવા કહેલ છે; કેમકે જે ખાનપાન કરવામાં આવે છે, તેનું જઠરાગ્નિવડે પચન થઇ તેમાંથી જે ઉપયોગી રસરૂપ સાર ઉત્પન્ન થાય છે, તે શરીરના પોષણમાં વપરાય છે અને જે અનુપયોગી મળમૂત્રરૂપ પસાર ઉત્પન્ન થાય છે, તેનો ઉઠ્યા પછી તરતજ ત્યાગ કરવાની જરૂર પડે છે અને જરૂર પડે કે તુરત તેનો ત્યાગ કરવો એ સૃષ્ટિનિયમ છે. એ નિયમથી ઉલટી રીતે ચાલનારને તે સંબંધી વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. તે બાબત માધવનિદાનમાં કહ્યું છે કેઃ-

**सर्वेषामव रोगाणां निदानकुपितामलाः। तत्प्रकोपस्य तु प्रोक्तं विविधाहितसेवनम् ॥**

ઘણું કરી સર્વ પ્રકારના રોગનું કારણ કોપ પામેલા મળજ છે; ને તેના પ્રકોપનું કારણ નાના પ્રકારના અહિત પદાર્થોનું સેવન છે. વળી શરીરમાં ઉત્પન્ન થતા મળમૂત્રાદિક વેગોને ન રોકવામાટે ચરકસંહિતાના સૂત્રસ્થાનના સાતમા અધ્યાયમાં કહ્યું છે કેઃ—**नवे गान्धारयद्धीमान् जातान्मूत्रपुरीषयोः। नरेतसोनवातस्य नवभ्याः क्षवथार्न च। नोद्गारस्य न जृंभायान वेगान्क्षुत्पि पासायसोः। ननाव्यस्य न निद्राया न श्वासस्य श्रमेण च ॥ वेगानिग्रहजारोगा मये च परिकीर्तिताः। इच्छं सोसामनुत्पत्तिवेगानेतान्नधारयेत् ॥** વિદ્વાન માણસે મૂત્ર, મલ, વીર્ય, વાછુટ, ઉલટી તથા છીંકના ઉત્પન્ન થયેલા વેગને રોકવા નહિ, તેમજ ઓડકાર, બગાસું, ભૂખ, તૃષા, આંસુ, ઉંઘ તથા મહેનતથી થયેલા શ્વાસના વેગને પણ રોકવાં નહિ; કારણ એટલાના વેગ રોકવાથી જે જે રોગો ઉત્પન્ન થવાના કહ્યા છે તે થાય છે, માટે તે રોગોને નહિ થવાને ઇચ્છતા માણસોએ વેગ રોકવા નહિ. મળ-મૂત્રનો ત્યાગ કર્યા પછી દંતધાવન (દાતણ) કરવાનું કહેલ છે, પણ જો ઉઠતાં વાર મૂત્રત્યાગ કરવાની જરૂર પડે તો તે કરીને દાતણ કરવું ને જરૂર જણાય તો મળનો પણ ત્યાગ કરવો; કેમકે જ્યારે મળ વા મૂત્ર ત્યાગ કરવાની જરૂર જણાય તો તેનો ત્યાગ કરવો, પણ બળાત્કારથી ત્યાગ કરવો નહિ; કારણ સ્વાભાવિક વેગ ઉત્પન્ન થયાવિના તેનો ત્યાગ યથાર્થ થઈ શકતો નથી, જેથી જોરથી કરાંજીને ત્યાગ કરવા જતાં શરીરમાં તે સંબંધી પીડા થાય છે. ભાવપ્રકાશના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કેઃ—**नवगितोऽन्यकार्यः स्यान्नवेगानीरवद्बलात्। कामशोकभयक्रोधान् मनोवेगान्विधारयेत् ॥** મળમૂત્રના વેગવાળા મનુષ્યે તેનો ત્યાગ કર્યા પહેલાં બીજું કાંઇ કામ કરવું નહિ-અર્થાત્ તેના વેગને રોકવાં નહિ; તેમ બળાત્કારથી તેનો વેગ ઉત્પન્ન કરવો નહિ; પણ કામ, શોક, ભય તથા ક્રોધરૂપ મનના વેગને રોકવા. મળમૂત્રનો ત્યાગ કર્યા પછી તે તે ઇંદ્રિયોનાં દ્વાર જળવડે સ્વચ્છ કરવાં, જેથી તે સંબંધી ગ્લાનિ ન થતાં મન પ્રસન્ન રહે છે ને શરીરમાં તેની દુર્ગંધી સંબંધી કાંઇ પીડા થવાનો સંભવ રહેતો નથી. ભાવપ્રકાશના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કેઃ—**गुदादिमलमार्गाणां शौचं यातंप विमल्लत्। प्रक्षालनं मतंपाण्योः पादयोः शुद्धिकारकम् ॥** ગુદાદિ મળમાર્ગને જળથી ધોવું તે પવિત્ર કરનાર કહ્યું છે ને હાથપગનું ધોવું તે શુદ્ધિકારક માન્યું છે.

### દંતધાવન

હવે દાતણ કરવાનું કારણ એવું છે કે, આગલા દિવસ તથા રાત્રિ મળી, ખાનપાનાદિક કરવાથી મુખની અંદર જે દાંત તથા જીભ ઉપર મેલ ચઢ્યો હોય તે મેલ તેવડે ઘસી કાઢી નાખીને મુખ સ્વચ્છ જળથી સાફ કરવું જોઇએ; અને તેમ ન કર્યું હોય તો મુખ ગંધાય છે ને તેમાં દુર્ગંધીસંબંધી મોઢાના અગર દાંતના અનેક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે; માટે તે સ્વચ્છ રાખવા વિષે ભાવપ્રકાશના એજ ભાગમાં કહ્યું છે કેઃ-**लक्षयेद्दंतधवनं द्वायशांगुल मायतम्। कनिष्ठिकाग्रवत् स्थूल मृज्व ग्रंथितमाव्रणम्। एकैकं घर्षयेद्देतं मृदुना कूर्चकेणवा। दन्तशोधन चूर्णेन दंतमांसान्यबाधयन् ॥ जिह्वानिर्लेखनं हैमंराजतंताम्र जंचवा। पाटितंमृदुतत्काष्ठं तेन जिह्वां लिखेत् सुखम् ॥ तज्जिह्वय मंलवैरस्य दुर्गंध जडताहरम् ॥ नखदिद्वलतालवोष्ठ जिह्वां दंतगदे तु च। मुखस्य पाके शोथे च दंतकाष्ठं कदाचन ॥ गंडूषमपि कुर्वीत शीतेन पयसामुहुः ॥ कफतृष्णा मलहरं मुखान्नः शुद्धिकारकम् ॥ सुखोष्णोदक गंडूष कफा समलापहः ॥ दन्न जाडय हरश्चनपि मुखलाघवकारकः ॥** પ્રથમ બાર આંગળ લાંબુ, ટચલી આંગળીના અગ્રભાગ જેવું જાડું, સરળ અને ગાંઠ તથા સળાવિનાનું દાતણ ચાવવું. પછી તેના ચાવેલા કોમળ અગ્રભાગવડે અગર તો દાંત સાફ કરવાની મશીવડે દાંતના પેઢાના માંસને

ઇજા ન થાય તે રીતે એક એક દાંત ઘસવો. પછી સોના, રૂપા અગર ત્રાંબાની જીભી અથવા તો કોમળ દાતણને ચીરી તે વડે ઇજા ન આવે તે રીતે જીભને ઘસવી, એટલે ઉલ ઉતારવી; કારણ તે જીભના મેલ, વિરસતા, દુર્ગંધ તથા જડતાને નાશ કરનાર છે; પણ કંઠ, તાળુ, હોઠ, જીભ તથા દાંતના રોગસમયે તેમજ મુખના પાક તથા સોજાસમયે કદી દાતણ કરવું નહિ, દાતણ કર્યા પછી ઠંડા જળવડે વારંવાર કોગળા કરવા; કેમકે તે કફ, તૃષા તથા મેલને નાશ કરનાર અને મુખને અંદરથી શુદ્ધ કરનાર છે. તેમજ સહન થાય એવા ગરમ પાણીના કોગળા, કફ, અરુચિ, મેલ તથા દાંતની જડતાને હરનાર ને મુખને હલકું કરનાર છે, અને એ પ્રમાણે કોગળા કર્યા પછી આખું મુખ સારા જળથી સારી રીતે ધોવું ને રાત્રે ઉંઘતાં આંખની અંદરનો જે મેલ, પીયા વગેરે ઉઠયા પછી બહાર પાંપણ આગળ એકઠો થઈ બાઝી રહેલા હોય તે પણ ધોઇ નાખીને આંખોને સ્વચ્છ રાખવી; અને ત્યાર પછી આંખને સુરમાનું અંજન કરવું. તે વિષે એજ ગ્રંથમાં એજ ઠેકાણે કહ્યું છે કેઃ—

### અંજન

**सौवीरमंजन नित्यं हितमक्ष्णोस्ततो भजेत्। लोचनेभवतस्तेन मनोज्ञे सूक्ष्मदर्शने ॥ पंचरात्राद्नखश्मश्रु केशरोमाणि कर्तयेत् । केशश्मश्रुनखादीना कर्तनं संप्रसाधनम् ॥ उत्पाटये जुलोमानिना सायान कदाचन । तदुत्पाटन ता दृष्टेर्दौर्बल्यं त्वरया भवेत् ॥ केशपाशे प्रकुर्वीत प्रसाधन्या प्रसाधनम् । केशप्रसादनकंडयं रजोजन्तु मला पदम् ॥**

**અર્થ**:–આંખને હમેશાં સુરમાનું અંજન હિતકારી છે, કેમકે તે વડે આંખ સુંદર તથા સૂક્ષ્મ જોનારી થાય છે, માટે તેનું અંજન કરવું. પાંચપાંચ રાત્રિ ગયા પછી નખ, દાઢી, મૂછ, કેશ તથા રોમ કતરાવવા; કારણ કે તેમને કાતરવાથી સુશોભિત થાય છે; પણ કયારેય નાકના વાળ ખુંટાવવા નહિ; કારણ તેમ કરવાથી દષ્ટિ ઝાંખી થાય છે. વળી નિત્ય તેલ નાખી કાંસકીવડે કેશ ઓળી સમા કરવા, કેમકે તે કેશને અનુકૂળ તથા તેમાંની રજ, જંતુ અને મેલને નાશ કરનાર છે. ત્યાર પછી નિરંતર શરીર દઢ રહેવા સારૂ સહન થઇ શકે તેવી કસરત કરવી.

### વ્યાયામ

કસરત કરવામાટે વાગ્ભટ્ટના અષ્ટાંગ હૃદયના દિનચર્યાધ્યાયમાં કહ્યું છે કેઃ—

**लाघवं कर्मसामर्थ्यं दीप्तोंऽग्निर्मेदस: क्षय: । विभक्तघनगात्रत्वं व्यायामादुपजायते ॥ व्यायामदृढगात्राणां व्याधि नैवोपजायते ॥** કસરત કરવાથી શરીરમાં હલકાપણું, કામ કરવાનું સામર્થ્ય, જઠરાગ્નિની વૃદ્ધિ, મેદનો ક્ષય અને શરીરના તમામ અવયવો છૂટા તથા દઢ થાય છે; અને કસરતથી જેમનાં શરીર દઢ હોય છે તેમને વ્યાધિ કયારેય પણ થતો નથી. આ વિના કસરત કરનારને વિરુદ્ધ અથવા કાચું ખાધેલું અન્ન પણ જલદી પચી જાય છે ને એના દેહને વિષે કોઇ વખત જરાવસ્થા અને શિથિલતા આવતી નથી, પણ તુરત ભોજન કરેલા, સંભોગ કરેલા તથા શ્વાસરોગી, કાસરોગી, ક્ષયરોગી, રક્તપિત્ત, ઉરક્ષત, શોષી તથા શોથરોગી દુર્બળ એટલાઓએ કયારેય કસરત કરવી નહિ. તેમ શરીર ખમી ન શકે તેવી રીતે કસરત કદી કરવી નહિ, કેમકે વાગ્ભટ્ટે અષ્ટાંગ હૃદયના દિનચર્યાધ્યાયમાં કહ્યું છે કેઃ–**तृष्णा क्षय: प्रतमको रक्तपित्तं श्रम: क्लम: । अति व्यायामतः कासोज्वरश्छर्दिश्चजायते ॥ व्यायाम जागराध्वस्त्री हास्य भाष्यादि सादसम् । गजं सिंह इवाकर्षन् भजन्नति विनश्यति ॥**

અતિ કસરત કરવાથી તૃષા, ક્ષય, પ્રતમક નામનો શ્વાસ, રક્તપિત્ત, થાક, ગ્લાનિ, કાસ, જ્વર તથા ઉલટી થાય છે; કેમકે કસરત, જાગરણ, પંથ, સ્ત્રીસંગ, હાસ્ય તથા ભાષણાદિ આ દશને અતિ સેવનાર મનુષ્ય હાથીને ખેંચનાર સિંહની પેઠે નાશ પામે છે; માટે **अति सर्वत्र वर्जयेत्** એ નિયમને અનુસરવું યોગ્ય છે, એ પ્રમાણે કસરત કર્યા પછી

### અભ્યંગ

કરવાની ખાસ જરૂર છે અને તે બાબત ભાવપ્રકાશના પૂર્વખંડમાં કહ્યું છે કેઃ—

**अभ्यंगं कारयेन्नित्यं सर्वेष्वंगे तु पुष्टिदोशिर: श्रवणपादेषु तं विशेषेणशीलयेत् इत्यादि** નિરંતર શરીરમાં અભ્યંગ એટલે તેલ ચોળવાથી શરીરને પુષ્ટિ મળે અને તેમાં મસ્તક, કાન તથા પગને વિષે તેલનું મર્દન કરાવવું; કેમકે અભ્યંગ શરીરને પુષ્ટિ આપવા સાથે વાત–કફ દોષને નાશ

કરે છે; ને થાકની શાંતિ, બળ, સુખ, નિદ્રા, વર્ણ, કોમળતા અને આયુષ્યની વૃદ્ધિ કરે છે. માથામાં કરેલ તેલનો અભ્યંગ જ્ઞાનેન્દ્રિયોને તૃપ્તિ કરનાર છે અને મસ્તકના તમામ વ્યાધિઓને દૂર કરનાર છે. તેવી રીતે નિત્ય કાનમાં તેલનાં ટીપાં નાખવાથી કાનમાંના રોગ, મેલ ને ઓડ તથા દાઢીનું ઝલાઇ જવું વગેરે થતાં નથી; સારી રીતે શબ્દ સંભળાય છે અને બહેરાપણું થતું નથી. તેમજ પગે કરેલ તેલનો અભ્યંગ પગની સ્થિરતા, નિદ્રા તથા દૃષ્ટિ દેનાર છે અને પગનો થાક, પગનું કંપન નસો ચઢી જવી તથા પગની ફાડતોડ, કળતર વગેરેનો નાશ કરે છે; માટે સ્નાન કરતાં પહેલાંનો અભ્યંગ રોમ, છિદ્ર, નાડીઓ અને નસોદ્વારા શરીરને તૃપ્ત અને બળવાન કરે છે; કારણ જળથી સિંચન કરેલાં મૂળવાળાં વૃક્ષોનાં પાંદડાં વગેરે જેમ વૃદ્ધિ પામે છે, તેમજ મનુષ્યનાં તેલથી સિંચન કરેલ ધાતુ વૃદ્ધિ પામે છે; પણ તુરત તાવ આવેલાએ, અજીર્ણવાળાએ, જુલાબ લીધેલાએ, ઉલટી કરેલાએ તથા બસ્તીકર્મ કરેલા મનુષ્યે કોઈ રીતે પણ અભ્યંગ (તેલ ચોળવું) કરવું નહિ. એ પ્રમાણે શરીરે તેલનું મર્દન કર્યા પછી થોડીવાર તે તેલ શરીરની નસોમાં પ્રસરવા દઈ જે ચૂર્ણ વગેરે લેપથી શરીર ઉપરનો મેલ તથા ચીકાશ દૂર થાય એવી વસ્તુ ( સાબુ વગેરે ) જળ-મિશ્રિત કરી શરીરે ચોળવી ને શરીરે સહન થાય તેવા ટાઢા અગર ઉષ્ણ જળથી સ્નાન કરવું.

### સ્નાન

અને તે બાબત વાગ્ભટ્ટે અષ્ટાહૃદયના દિનચર્યાધ્યાયમાં કહ્યું છે કેઃ—

**उद्वर्तनं कफहरं मेदसः प्रविलापनम् । स्थिरिकरणमंगानां त्वक्प्रसादकरं परं ॥ दीपनं वृष्यमायुष्यं स्नानपूजा बलप्रदम् । कंडूवमलश्रम स्वेद तंद्रा तृड्दाहवाप्मजित् ॥ इत्यादि** શરીરને મસળીને મેલ કાઢવો, એ કફને નાશ કરનાર, અવયવને દૃઢ કરનાર તથા ચામડીને અતિ સ્વચ્છ કરનાર છે અને સ્નાન જઠરાગ્નિ વધારનાર, પુષ્ટિ આપનાર, આયુષ્યની વૃદ્ધિ કરનાર ને ઉત્સાહને બળ આપનાર છે; ખજવાળ, મેલ, થાક, પરસેવો, સુસ્તી, તૃષા, દાહ, તથા મનના મેલને ટાળનાર છે. ઠંડા પાણીનું સ્નાન રક્તપિત્ત રોગને શમાવનાર છે; ને જો ઉના પાણીએ કર્યું હોય તો બળ આપનાર અને વાત તથા કફને ટાળનાર છે, પણ હમેશાં ઘણા ઉના પાણીવડે માથું પલાળવું એ નેત્રનાં તેજને નુકસાન કરે છે; પણ તે વાત તથા કફપ્રકોપસમયે હિતકારક કહેલ છે. સ્નાન કર્યા પછી સારી રીતે રૂમાલથી શરીરને લોહી નાખવું, એ શરીરને કાંતિ આપનાર તથા શરીરના દોષને ટાળનાર છે. એ રીતે સ્નાન કરી રહ્યા પછી દેશકાળને અનુસરી ઘટે તેવાં શુદ્ધ ને સુગંધીદાર વસ્ત્ર ધારણ કરવાં અને ત્યારપછી પરમાત્મા ઇષ્ટદેવનું સ્મરણ કરી સુખડ, કેસર, કપૂર વગેરે સુગંધી દ્રવ્યોવાળાં ચંદન તથા પુષ્પની માળાઓ વગેરે ધારણ કરી અગરબત્તી, ઘીનો દીવો વગેરે કરી, મન પ્રફુલ્લિત રાખી, ભગવાનનાં નામ, મંત્ર વગેરેનો ૧૦૭ એકસો સાત વખત જપ કરવો, એથી મન પ્રસન્ન થાય છે અને પરબ્રહ્મ પરમાત્માની કૃપાથી વિજયપ્રાપ્તિ થાય છે.

### ભોજન

ત્યારપછી જ્યારે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય—અર્થાત્ ભૂખ લાગે ત્યારે આહાર કરવો યોગ્ય છે; કેમકે સારી રીતે પ્રદીપ્ત થયેલા અગ્નિમાં હોમેલું ઘી, જેમ પોતે બળી જઇ અગ્નિને ઉત્તેજન આપે છે, તેમ સારી રીતે ભૂખ લાગ્યા પછી કરેલો આહાર પોતે પાચન થઇને પાછી ભૂખને તાજી કરે છે; પણ જો યથાર્થ ભૂખ લાગ્યાવિના ખાધું હોય, તો તે કરેલો આહાર, જેમ સારી રીતે નહિ પ્રદીપ્ત થયેલા અગ્નિમાં હોમેલું ઘી, પોતે બળી ઉત્તેજન આપવાને બદલે અગ્નિને ઠારી નાખે છે, તેમ પોતે પાચન થઈ ભૂખને તાજી કરવાને બદલે જઠરાગ્નિમાં રહેલી પાચનશક્તિને મંદ કરી, ભૂખને મારી નાખે છે અને શરીરમાં અજીર્ણ આદિ રોગો થવાનું કારણ આવી પડે છે. તેવી રીતે બરાબર ભૂખ લાગી હોય ને ખાધું ન હોય તોપણ ભૂખ મરી જાય છે, ને ભૂખ મરી ગયા પછી ખાધેલું અન્ન બરાબર પાચન થતું નથી. વળી વધારે યા ઓછું ખાવાથી પણ નુકસાન થાય છે, તે વિષે સુશ્રુતના સૂત્રસ્થાનના અધ્યાય ૪૬ માં કહ્યું છે કેઃ—

**“ अप्राप्तकालो भुंजानः शरीरे ह्यलघौ नरः । तांस्तान्व्याधीनवाप्नोति मरणं वाधिगच्छति ॥ अतीतकाले भुंजाना वायुनोपहतेऽनलो । कृच्छाद्विपच्यते भुक्तं द्वितीयं च न कांक्षति ॥**

ભૂખ લાગ્યા વગર જમનાર દૃઢ શરીરવાળો મનુષ્ય પણ, અનેક વ્યાધિને । મરણના શરણને પામે છે; તેમજ ભૂખ મારીને જમનાર મનુષ્યને બીજી વાર ભોજન કરવાની રુચિ થતી નથી; કેમકે વાયુથી નષ્ટ થયેલા જઠરાગ્નિસમયે ખાધેલું અન્ન કષ્ટથી પચે છે, તેમ રુચિ છતાં થોડું કરેલું ભોજન તૃપ્ત કરતું નથી અને બળનો ક્ષય કરે છે; અને રુચિવિના ખાધેલું ભોજન આળસ, જડતા, પેટમાં ગડબડાટ તથા થાક ઉત્પન્ન કરે છે; સ્વાદિષ્ટ અન્ન હમેશાં સંતોષ, બળ, પુષ્ટિ, ઉત્સાહ, હર્ષ તથા સુખ ઉત્પન્ન કરે છે; અને અસ્વાદિષ્ટ અન્ન હમેશાં એથી ઉલટું કરે છે, માટે ઉપરના દોષોથી રહિત અને પાકશાસ્ત્રની રીત પ્રમાણે રાંધેલું ભોજન હમેશાં જમવું યોગ્ય છે. બીજું એક પહોરમાં જમવું નહિ, તેમ બે પહોરસુધી ભૂખ્યા રહેવું નહિ; કેમકે એક પહોરમાં રસની ઉત્પત્તિ થાય છે, ને બે પહોરસુધી ભૂખ્યા રહેવાથી બળનો ક્ષય થાય છે. જ્યારે રસદોષ તથા મળનો પાક થાય છે, ત્યારે ભૂખ લાગે છે; અને તેજ અન્ન ખાવાનો વખત કહેલ છે, એટલે જેને જેટલીવાર ભૂખ લાગે તેને તેટલી વખતે ખાવું યોગ્ય છે. પાચન આહારની બાબતમાં ભાવમિશ્રે ભાવપ્રકાશમાં કહ્યું છે કે:–**उद्गार शुद्धिरुत्साहो वेगोत्सर्गो यथोचित । लघुता क्षुत्पिपासा च जीर्णाहारस्य लक्षणम् ॥** શુદ્ધ ઓડકાર, ઉત્સાહ, મળમૂત્રનું સાફ આવવું, શરીરમાં હલકાપણું અને ભૂખ તથા તરસ લાગવી, એ પાચન થયેલા આહારનું લક્ષણ છે. જઠરાગ્નિ આહારને પચાવે છે; પણ તે વખતસર ન મળે તો કફાદિ દોષોને પચાવે છે. દોષનો ક્ષય થયાથી ધાતુને; અને ધાતુના ક્ષય પછી પ્રાણને પચાવે છે, માટે આહાર એ સંતોષ અને શાંતિ આપનાર છે, દેહને નિભાવનાર છે અને સ્મૃતિ, આયુષ્ય, શક્તિ, વર્ણ, તેજ, સત્વ તથા શોભા વધારનાર છે; પણ અત્યુષ્ણ અન્ન ખાવાથી બળનો નાશ થાય છે, તેમ ઠંડું તથા સૂકું અન્ન તુરત પચતું નથી અને શરીરને વ્યાધિ કરનાર થાય છે, માટે હમેશાં રીતસર ભોજન કરવું જોઇએ. આહાર હમેશાં એકાંતમાં કરવો તે વ્યાજબી છે; કારણ ઘણા માણસોની દૃષ્ટિ આગળ કરેલો આહાર અનેક પ્રકારના વ્યાધિઓને ઉત્પન્ન કરે છે અને તે વિષે ભાવમિશ્રાચાર્યની ખાસ આજ્ઞા છે કે:–"**आहारनिर्हारविहारयोगाः सदैवसाद्भिर्विजने विधेयाः**" આહાર, મળમૂત્રનો ત્યાગ તથા વિહાર સદા સમજુ મનુષ્યે એકાંતમાં કરવા યોગ્ય છે; કારણ એટલાં વાનાં ખુલ્લી રીતે કરવાથી લાજ આવે છે ને લાજથી જે સ્વાભાવિક વેગ ઉત્પન્ન થયો હોય તેને એકાએક આંચકો આવતાં તે ક્રિયામાં ફેરફાર પડે છે, જેથી તે સંબંધી શરીરમાં રોગ થવાનો સંભવ રહે છે.

## આહારના છ પ્રકાર

બીજું આહાર કરવાની વસ્તુ જો કે અનેક પ્રકારની બતાવી છે, તોપણ વૈદ્યકશાસ્ત્રમાં તે સર્વને ૭ વર્ગમાં સમાવી છે. ચોષ્ય (ચુસવા લાયક આહાર), પેય (પીવા લાયક), લેહ્ય (ચાટવા લાયક), ભોજ્ય (ભોજન કરવા લાયક), ભક્ષ્ય (ભક્ષણ કરવા લાયક), ચર્વ્ય (ચાવવા લાયક), એ પ્રમાણે ૭ પ્રકારનો આહાર ઉત્તરોત્તર એકબીજાથી ભારે છે, એમ જાણવું. તેમાં ભાત તથા દાળ આદિ ખાવાના પદાર્થો ભોજ્ય, લાડુ તથા મંડકાદિ ભક્ષણ કરવાના પકવાન્ન ભક્ષ્ય, પોંઆ, ધાણી તથા દાળિયા આદિ ચાવવાના પદાર્થ ચર્વ્ય, કઢિ આદિ ચાટવાના પદાર્થો લેહ્ય, કેરી, તથા શેરડી આદિ ચૂસવાના પદાર્થ ચોષ્ય અને સાકરનું પાણી આદિ પીવાના પદાર્થ પેય કહેવાય છે. સૃષ્ટિમાં કોઇપણ પદાર્થ એવો નથી કે જેમાં ગુણ ન હોય. એ નિયમ પ્રમાણે સર્વ પ્રકારની આહારની વસ્તુમાં પણ ગુણ રહેલા છે, જેથી કોઇ પ્રકારનો આહાર કરતાં શરીરને લાભ અને અલાભ થાય છે. અનુકૂળ પરિણામને લાભ અને પ્રતિકૂળ પરિણામને અલાભ કહેવાય છે; અને તે ઉત્પન્ન કરનાર પદાર્થોમાં રહેલા રસ છે અને તે રસ વૈદ્યકશાસ્ત્રમાં ૭ પ્રકારના કહેલા છે. વાગ્ભટ્ટે અષ્ટાંગ હૃદયના સૂત્રસ્થાનમાં કહ્યું છે કે:—**रसाः स्वाद्व ल लवण तिक्तोष्ण कषायकाः। षद्द्रव्यमाश्रितास्ते तु यथापूर्व कलावहा ॥** મીઠો, ખાટા, ખારો, કડવો, તીખો તથા તુરો એ ૭ રસો પદાર્થોનો આશ્રય કરીને રહ્યા છે. પૂર્વાપર એકબીજાથી બળવાન છે. દરેક વસ્તુમાં રસ, ગુણ, વીર્ય, વિપાક તથા શક્તિ, એ પાંચ પદાર્થો હોય છે; જે પોતપોતાનું કામ કરે છે, જેથી પદાર્થોમાં રસ ઉપરાંત સ્વભાવથી જે ગુણવીર્યાદ રહેલા છે, તે પણ પોતપોતાની શક્તિ મુજબ ગુણ-અવગુણ ઉત્પન્ન કરે છે, માત્ર એક રસ ઉપર આધાર રહેતો નથી; માટે જેના શરીરને અનુકૂળ જે

આવે તેવા પદાર્થોનો તેણે આહાર કરવો, પ્રતિકૂળ પદાર્થનો આહાર કરવો નહિ; કેમકે શરીરમાં વાત, પિત્ત અને કફ, એ ત્રણ પ્રકારના દોષો રહેલા છે. તે જો ત્રણ નિયમમાં હોય તો આરોગ્ય કહેવાય છે ને તેમાંથી એક પણ જો દોષ કોપે તો તે રોગ ઉત્પન્ન કરે છે. એ બાબત વાગ્ભટ્ટે સૂત્રસ્થાનના પ્રથમાધ્યાયમાં કહ્યું છે કેઃ–

**वायुः पित्तं कफश्चेति त्रयोदोषाः समासतः । विकृताऽविकृतादेहन्घ्नंति ते वर्तयंति च ॥**

શરીરમાં વાયુ, પિત્ત તથા કફ, એ ત્રણ દોષો સંક્ષેપથી કહ્યા છે; જે વિકાર પામતા દેહને નાશ કરે છે ને અવિકારી દેહને નિભાવે છે; માટે એ ત્રણ દોષને નિયમમાં રાખવા સારૂ અનુકૂળ આહારવિહાર વગેરેની જરૂર રહે છે. હવે આહારની પેઠે પાણી પીવાની પણ જરૂર પડે છે, જે તૃષા લાગતાંજ પીવું; કેમકે તૃષા લાગે ને પાણી ન પીવામાં આવે તો લોહીનું શોષણ થાય છે. જમતાં પહેલાં પીધેલું પાણી શરીરને કૃશ કરી જઠરાગ્નિને મંદ કરે છે, વચમાં પીધેલું પાણી સારી રીતે ખાધેલા ખોરાકને પાચન કરી જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે, ને અંતે પીધેલું પાણી શરીરની સ્થૂલતા સાથે કફ કરનાર છે અને તેવી રીતે તરસ્યાએ ખાવું નહિ; ને ભૂખ્યાએ પાણી પીવું નહિ; કેમકે તરસ્યો ખાય તો તેને ગુલ્મરોગ થાય છે ને ભૂખ્યો પાણી પીએ તો જલંદર નામનો રોગ થાય છે; પણ પાણી પીવું તે દુર્ગંધવિનાનું, રસવગરનું, તૃષા ટાળનારૂં, ગાળી શુદ્ધ કરીને શીતળ કરેલું, નિર્મળ એવું જળપાન કરવાથી હૃદય પ્રસન્ન થાય છે. હવે ભોજન કર્યાં પછી પ્રથમ કોગળા કરી મુખ સ્વચ્છ કરવું, કેમકે જમતી વેળાએ દાંતમાં જે અન્ન ભરાયું હોય તે કાઢી કોગળા કરવા, નહિ તો દાંતમાંથી ન કાઢેલું અન્ન મુખમાં ખરાબ ગંધ ઉત્પન્ન કરે છે અને દાંત સડી જાય છે તથા તેમાંથી દંતરોગ થવા સંભવ છે. ત્યારપછી મુખશુદ્ધિ કરવામાટે તાંબુલ વગેરે સુગંધીદાર પદાર્થોનું સેવન કરવું અને ત્યારપછી સો પગલાં ફરીને ડાબે પડખે સહજ સૂઇ રહેવું, પણ દિવસે નિદ્રા ન કરવી; કેમકે તેથી કફ વધે છે, માટે ગ્રીષ્મઋતુસિવાય બીજી ઋતુઓમાં દિવસે સુવાનો નિષેધ કરેલો છે.

### ઉદ્યોગ

ઘણું કરીને દિવસનો સમય સર્વને નિર્વાહ સારૂ ઉદ્યોગ કરવા માટેનો છે અને રાત્રિનો સમય ઉદ્યોગથી થાકી ગયેલાને આરામ માટેનો છે; માટે દિવસે સૂવું નહિ ને રાત્રિએ જાગવું નહિ, પણ જેમનો ઉદ્યોગ રાત્રિએ છે તેમણે સુખેથી દિવસે સૂવું ને રાત્રિએ જાગવું. ઉદ્યોગ માટે અગર તો બહારની સ્વચ્છ હવા લેવા માટે ઘરથી બહાર જવું પડે છે ત્યારે દેશકાળને અનુસરી સ્વચ્છ વસ્ત્ર, પાઘડી, પગે જોડા, હાથમાં લાકડી તથા છત્રી વગેરે ગ્રહણ કરવાં પડે છે અને તે વિષે વાગ્ભટ્ટાચાર્યે સૂત્રસ્થાનના પ્રથમાધ્યાયમાં આજ્ઞા કરી છે કેઃ—**उष्णीषं कान्तिकृत्केश्यं रजोवातकफापहम् । लघुतच्छस्यते यस्माद्गुरु पित्ताक्षिरोगकृत् । उपानद्धारणं नेत्र्यमायुष्यं पादरोगहृत् । सुखप्रचारमोजस्यं वृष्यं च परिकीर्तितम् ॥ इत्यादि** ॥ પાઘડી કાંતિ આપનાર, કેશને હિતરૂપ અને ધૂળ, વાયુ તથા શરદીને રોકનાર છે, પણ તે હલકી હોવી જોઇએ; કેમકે ભારે હોય તો પિત્ત તથા નેત્રરોગ ઉત્પન્ન કર છે. જોડાનું પહેરવું પણ નેત્રને હિતકારક, આયુષ્ય વધારનાર, પગનારોગને હણનાર, સુખેથી ચલાવનાર, બળ આપનાર તથા ધાતુ વધારનાર છે. હાથમાં લાકડી રાખવી એ પણ સત્વ વધારનાર છે. ટેકો આપનાર અને ભયને નાશ કરનાર છત્રી ઓઢવી એ વરસાદ, તડકો, વાયુ, રજ તથા હિમને રોકનાર, આંખને હિતકારક ને મંગલિક કહી છે. એ પ્રમાણે દિવસે દરેક મનુષ્યોએ પોતપોતાની સ્થિતિના પ્રમાણમાં રહી વૈદ્યકશાસ્ત્રના નિયમોને માન આપી વર્તવું જોઇએ. આ પ્રકરણની સાથે આચારનો પણ નિત્ય સંબંધ છે. આચારના સદાચાર ને દુરાચાર એ બે ભેદ છે. સદાચરણથી ઉલટી રીતે વર્તવું તેને દુરાચરણ કહે છે. જેમ જગતમાં જ્ઞાન મેળવવાની જરૂર છે, તેમ સદાચાર જાણીને તે પ્રમાણે વર્તવાની ખાસ જરૂર છે. સદાચાર એ સર્વશક્તિમાન પરમેશ્વરને ઓળખવાનું પહેલું પગથીયું છે, માટે સદાચાર જાણનાર તે પ્રમાણે વર્તવાથી આસ્તિક બની પરમેશ્વરના શરણમાં રહી શાંતિરૂપ સુખને પામે છે; અને તે બાબત કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીય ઉપનિષદ્‌ની શિક્ષાવલ્લીમાં આચાર્યે શિષ્યને સદાચરણવિષે નીચે પ્રમાણે ઉપદેશ કર્યો છેઃ–**सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्माप्रमदः । आचार्याय प्रियधनमाहृत्य प्रजातंतुं माव्यवच्छेत्सीः । सत्यान्नप्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।**

भूत्यैर्न प्रमदितव्यम् । यान्यवद्यानि कर्माणि तानिसेवितव्यानि नो इतराणि । यान्यस्माकं सुचरितानि तानित्वयोपास्यानि नो इतराणि ।। સત્ય બોલ, ધર્મનું આચરણ કર, વિદ્યાભ્યાસમાં પ્રમાદ ન કર, વિદ્યાગુરુને પ્રિય દાન આપી પ્રજાતંતુનો ઉચ્છેદ ન કર, તારે સત્યમાં પ્રમાદ ન કરવો, ધર્મમાં પ્રમાદ ન કરવો, જે અનિંદિત કર્મ હોય તે કરવાં, બીજાં નહિ અને જે અમારાં સારાં આચરણ હોય તે તારે ગ્રહણ કરવાં, બીજાં નહિ. એ પ્રમાણે "દિનચર્યા" એટલે પ્રાતઃકાળથી આરંભીને સાયંકાળસુધી મનુષ્યને વર્તવાના નિયમો સંક્ષેપમાં બતાવ્યા છે, તે મુજબ વર્તનાર મનુષ્ય દીર્ઘાયુષી થાય છે. विद्वत्स्वतिशयेन किं. ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

# ચમત્કારી સ્વામી

( દૈનિક હિંદુસ્થાન તા-૬-૧૦-૨૬ )

**પ્રૉફેસર રામમૂર્તિના ખેલમાં ચમત્કાર-હળાહળ ઝેર પીવાનો પ્રયોગ, ભલભલા ડૉક્ટરોની મુંઝવણ**

ગ્રાંટરોડપર બાલીવાળા થીએટરમાં પ્રૉ૦ રામમૂર્તિના આશરા હેઠળ થયેલા અંગબળ તથા કસરતના ખેલમાં સૌથી ધ્યાન ખેંચનારી બાબત સિદ્ધપુરુષ સર્વભક્ષક શ્રી સ્વામીજીના પ્રયોગો હતા. આ સ્વામી ૮૦ વરસની ઉંમરના છે; છતાં જુવાન દેખાય છે. તેઓ શરૂઆતમાં કાચના કકડા બીસ્કીટની માફક ખાઈ ગયા હતા અને ત્યાર પછી પાસેનું નાઇટ્રીક એસીડ પી ગયા હતા. તે બાદ તેમણે એક લોખંડની વાટકી દેવતાપર મૂકી તેમાં સીસું નાખ્યું હતું અને તે ઓગળીને રસ થતાં તે ગરમ ગરમ પોતાના મોઢામાં રેડીને ગળી ગયા હતા. પ્રૉ૦ રામમૂર્તિએ પ્રેક્ષકોમાંથી ડૉક્ટરો તથા બીજા ગૃહસ્થોને ખાત્રી કરવા સ્ટેજ ઉપર બોલાવ્યા હતા. તેમણે સ્વામીજીનું મોઢું, દાંત વગેરે તપાસી જાહેર કર્યું હતું કે, આમાં કોઈ જાતનો દગો કે તદબીર નથી. ત્યાર બાદ ડૉ૦ પાવરીએ પ્રુસીક એસીડની એક બાટલી કાઢી સ્વામીજીને પૂછ્યું કે, આ પી જશો ? સ્વામીજીએ તરતજ તેમાંથી થોડુંક પોતાની હથેળીમાં કાઢ્યું અને તે દૂધની પેઠે ઠંડે કલેજે પી ગયા હતા; ત્યાર પછી તેઓ બીજો ડોઝ પણ એજ પ્રમાણે પી ગયા હતા; પણ તેમનાપર કોઇ જાતની અસર થઇ નહોતી. આ પ્રયોગથી ડૉકટરો ઘણા અજાયબ થયા હતા. પછી ડૉ૦ જી. ડી. મોદીએ પ્રેક્ષકોને સમજાવ્યું કે, પ્રુસીક એસીડ ઘણું જલદ અને કાતીલ ઝેર છે અને તેનાં થોડાં ટીપાં લેવાથી તેમજ તેની વાસ પણ સુંઘવાથી માણસ મરી જાય છે; પણ સ્વામીજી બે વાર તેનો ડોઝ લઇને કંઈ પણ ઈજા પામ્યા વગર જીવતા રહ્યા એ ખરેખરો ચમત્કાર છે.

**સ્વામીજીની શક્તિનું રહસ્ય**

તે બાદ પ્રૉ. રામમૂર્તિએ સ્વામીજીવિષે ખુલાસો કરતાં કહ્યું કે, તેમણે ૧૫ વરસ હિમાલયમાં તપશ્ચર્યા કરીને ઉપાસનાસિદ્ધિ પ્રાપ્ત કરી છે. જૂના વખતમાં શંકરાચાર્ય તથા સ્વામી દયાનંદ સરસ્વતી પારો તથા ઝેર પી ગયાની વાત આપણે માનતા નથી, પણ પૂરતી લાયકાત મેળવી માણસ તેમ કરી શકે છે, તેનો સ્વામીજી જીવતો જાગતો પૂરાવો છે.

પ્રોગ્રામમાં પ્રૉ. રામમૂર્તિના ચેલાઓ તથા બીજા પહેલવાનોની જોવા લાયક કસરતો પણ હતી. તેમાં પ્રૉ૦ બાલમૂર્તિ ૫૦૦ રતલનો પથ્થર ૭ ફીટની ઉંચાઇએથી પડતો પોતાની છાતીપર ઝીલે છે તથા એક મજબૂત લોખંડની સાંકળ પોતાના ખભા અને પગ વચ્ચે ખેંચીને તોડી નાખે છે, તે ખાસ વખણાયા હતા. તે સિવાય દેશી ઢબની આસનની કસરતો, કુસ્તી વગેરે પણ હતાં.

છેવટમાં પ્રૉ૦ રામમૂર્તિએ પ્રેક્ષકોનો આભાર માનતાં જણાવ્યું કે, આ ખેલની આવક હું કંઇ પોતે વાપરવાનો નથી, પણ પ્રજાને દેશી કસરત શીખવવાને મેં જે સંસ્થા કાઢી છે, તેના અર્થમાટે તેનો ઉપયોગ કરવામાં આવશે. પછી તેમણે દેશી કસરતોના ફાયદા સમજાવતાં કહ્યું કે, આસનોની કસરતથી અપચો, કબજીઆત વગેરે રોગો મટી જઇને અંદરના અવયવો બળવાન થાય છે. વળી દેશી કુસ્તીથી જે શરીરની ખીલવણી તથા બળ મળે છે, તે યૂરોપીયન પદ્ધતિથી મળતાં નથી.

# જેવું ઈચ્છો અન્યનું, તેવું આપનું થાય

(લેખકઃ **રા. જયસુખલાલ કૃષ્ણુલાલ મહેતા એમ. એ.** 'ગુણસુંદરી' માસિકમાંથી સાભાર ઉદ્ધૃત)

પ્રભુ ખ્રિસ્તનો એક શિષ્ય પીટર તેની પાસે એક વખત ગયો અને પૂછ્યું:–"પ્રભુ! મારો ભાઇ મારી સામે કેટલી વખત ગુન્હો કરે ત્યાંસુધી મારે એને માફી આપ્યા કરવી જોઇએ? "સાત વખત સુધી?" પ્રભુએ એને જવાબ વાળ્યો. "સાત વખત નહિ પણ સિત્તેર ગુણ્યા સાત." તે પછી પ્રભુએ પીટરને એક વાત કહી. એક રાજાએ એમ ઠરાવ કર્યો કે, પોતાના નોકરો જે તેના દેવાદાર હોય તેનો બધાનો હિસાબ લેવો. તેના નોકરોમાં એક નોકર એવો મળી આવ્યો જેણે રાજાની પાસે દશ હજાર ડચુકેટ (એક જાતનું નાણું) ઉછીના લીધા હતા. તે નોકરની પાસે તો એક પાઇ પણ હતી નહિ; એટલે રાજાએ હુકમ કર્યો કે તે નોકરને, તેની સ્ત્રી અને છોકરાંઓને બધાંને વેચી નાખવાં તથા તેની માલમિલ્કત પણ વેચી નાખવી અને તે બધાંના વેચાણમાંથી જે આવે તેનાથી પોતાનું દેવું વસુલ કરવું. તે નોકર રાજાને પગે પડ્યો અને આજીજી કરી કે, તેને છૂટો કરવો અને તે પોતાનું દેવું ભરશે. રાજાને તેના ઉપર દયા આવી અને છૂટો કર્યો. તે નોકર છૂટો થયો કે તરતજ એક બીજો નોકર કે જે તેની પાસેથી ફક્ત થોડા પૈસા લઇ ગયો હતો તેની પાસે ગયો અને પોતાના પૈસા પાછા માગ્યા. તે નોકર તે થોડા પૈસા પણ પાછા આપવાની સ્થિતિમાં નહોતો અને તેથી તેણે પેલા બીજાને આજીજી અને કાલાવાલા કર્યા કે, તેને થોડો વખત પણ જતો કરવો; પણ પેલો પહેલો નોકર માને એમ ન હતો અને તેણે તો પેલાને કેદમાં નંખાવ્યો. આ વાતની રાજાને ખબર પડી એટલે તેણે પેલા નોકરને કહ્યું કે:–"અરે દુષ્ટ નોકર! મેં તારૂં બધું દેવું માફ કર્યું અને તું આટલું દેવું પણ માફ કરી શકતો નથી!" એમ કહી તે રાજાએ તે નોકરને જેલમાં મોકલાવી દીધો. આ વાત ઉપરથી પ્રભુ ખ્રિસ્તે સાર સમજાવ્યો કે:–"જો તમે તમારા ભાઇને ખરા અંતઃકરણથી માફી નહિ આપો તો પરમેશ્વર પણ તમારા ગુન્હા માફ નહિ કરે." જો આપણે આપણા ભાઇને એક નાના ગુન્હાને માટે પણ માફી આપી શકીએ નહિ તો જે આપણા જીવનમાં સેંકડો પાપો કરીએ છીએ તેને માટે પ્રભુ કેવી રીતે આપણને માફી આપી શકે? પણ આપણે બધા આ વાત ભૂલી જઇએ છીએ અને આપણા ભાઇ, આપણા મિત્ર, આપણા પડોશી, આપણાં સગાંવહાલાંઓએ આપણો કંઇ નાનામાં નાનો ગુન્હો કર્યો હોય તે મનમાં યાદ કર્યા કરીએ છીએ અને વખત આવ્યે તે નાના ગુન્હાનું પણ વેર લેવા ચૂકતા નથી.

પડઘો શું છે તે તો બધાંને ખબર હોવીજ જોઇએ. નિર્જન અરણ્યમાં કે પર્વતની ખીણોમાં કે જીર્ણ મકાનોમાં કે વિશાળ દેવાલયોમાં આપણે કાંઈ પણ બોલીએ ત્યારે તેનો પડઘો સંભળાય છે. જે પ્રમાણે આ પડઘો પ્રકૃતિમાં સંભળાય છે, તેજ પ્રમાણે આપણા ભાઇઓની સામે કંઇ પણ વેરની લાગણીઓ રાખી હોય તેનો પડઘો પડ્યા વિના રહેતો નથી અને તે પડઘો આપણને નુકસાન કરે છે. આસ્ટ્રેલિયામાં એક જાતનું લાકડાનું હથિયાર છે, જેને બુમરેન્ગ કહે છે. આ બુમરેન્ગ કોઇના તરફ ફેંક્યું હોય તો તે ત્યાં જઇને પાછું ફેંકનારના હાથમાંજ આવે છે.

આ પ્રમાણે વૈરભાવ રાખ્યો હોય તો તે વૈરભાવ વધારે ભયંકર પરિણામ સાથે આપણા ઉપર આવીને અથડાય છે. પ્રભુએ તો એક વખત કહ્યું હતું કે, જો તારે તારા ભાઇ સાથે કજીઓ થયો હોય તો પ્રભુની પ્રાર્થના કરવા આવે ત્યાર પહેલાં તે કજીઓ પતાવીનેજ આવજે; પણ આપણે તો દેવદર્શન કરીએ છીએ, શ્રીનાથજી અને પવિત્ર ગંગાજીએ યાત્રા કરવા જઇએ છીએ ત્યારે પણ વૈરનું પોટલું હૃદયમાં રાખીનેજ જઇએ છીએ. સર્વે ધર્મોનું મૂળ તત્ત્વ એ છે કે, પ્રભુ તે પ્રેમ છે અને જગતમાં બધાં તરફ પ્રેમ રાખવો એ મૂળ કર્તવ્ય છે. તેને બદલે નજીવાં કારણોથી, આપણે વેરભાવને સંઘરીએ છીએ અને "**तु हि तु हि**" પોકારવાને બદલે આપણા નવા નવા કજીઆ અને વૈરભાવોથી જીવનને કલુષિત કરીએ છીએ. એક કુટુંબ સુખમાં રહેતું હોય છે અને કાંઇક નજીવું કારણ બને છે કે તરતજ તે લીલી વાડીઓ સૂકાઇ જાય છે અને તેને બદલે ખાવા ધાતી મરુભૂમિ ઉભી થાય છે. જીવનનું રહસ્ય જીવનને એકતાર બનાવવાનું છે. સંગીતશાસ્ત્રીઓ પોતાનું સંગીત શરૂ કરે ત્યાર પહેલાં બધાં વાજીંત્રોને એકસૂર કરવાનો યત્ન કરે

છે અને એકસૂર થાય ત્યારેજ હૃદયને દ્રવી નાખતું અને પ્રભુ સાથે એકમય કરતું સંગીત શક્ય છે. તેજ પ્રમાણે જીવનને સંગીતમય બનાવવું હોય તો તે એકસૂર હોવું જોઇએ અને તે એવી રીતે એકસૂર ત્યારેજ બને કે જ્યારે જૂદા જૂદા કલહો નષ્ટ થયા હોય જ્યાં કલહો શરૂ થાય કે તરતજ એકસૂરતા ચાલી જાય અને સંગીત બંધ પડે.

"તુટ્યો મારો તંબુરાનો તાર ને, ભજન અધુરૂં રે રહ્યું ભગવાનનું."

એમ એક કવિએ ગાયું છે તે બરાબરજ છે. હિંદુ સંસારનાં દુઃખદ ચિત્રો ઘણાં છે. તેમાંનું એક દુઃખદ ચિત્ર સગાંવ્હાલાંઓ વચ્ચેના ઝઘડાનું છે. આ ઝઘડા મહત્ત્વના હોતા નથી, સિદ્ધાંતના હોતા નથી પણ બહુ ક્ષુલ્લક અને નજીવા હોય છે. હૃદયનું વિશાળપણું હોતું નથી, ક્ષમા આપવાની તૈયારી હોતી નથી. મનુષ્યોનાં શરીરો પ્રભુનાં મંદિરો ગણાય છે. તે મંદિરોમાં પ્રભુની પ્રતિમાને માટે જે ગોખો હોવા જોઇએ તેને બદલે તેજ ગોખોમાં આપણા છોકરવાદી કજીઆઓને સ્થાન આપીએ છીએ અને પ્રભુની પ્રતિમાને ચંદનપુષ્પ ચઢાવવાને બદલે આ ગોખોમાં મૂકેલા આપણા કજીઆઓને સવાર ને સાંજ વંદન કરીએ છીએ. જેવા દેવ તેવા પૂજારી. જો હૃદયમંદિરમાં પ્રભુની મૂર્તિની સ્થાપના થાય તો જીવનમાં શાંતિનાં ઝરણાં રેલાય; પણ પ્રભુની મૂર્તિને બદલે કજીઆ અને વૈરોની સ્થાપના થાય તો શાંતિનાં ઝરણાં સૂકાઇ જાય અને મૃત્યુના ભયંકર ઘંટો વાગવા માંડે. મૃત્યુ એટલે એકલું શરીરનું મૃત્યુ નહિ, પણ ઉચ્ચ આશાઓનું, મહત્ત્વાકાંક્ષાઓનું, પવિત્રતાનું અને સર્વોચ્ચ આદર્શોનું. શબ્દો અને લાગણીઓ નિર્જીવ નથી. જે શબ્દો મુખમાંથી છૂટે છે અને જે લાગણીઓ હૃદયમાં થાય છે તેની અસર થયા વગર રહેતી નથી. જો તે પવિત્ર શબ્દો અને લાગણીઓ હોય તો તેનું પરિણામ સુંદર આવે છે. જો તે વૈરભાવથી ભરેલા શબ્દો અને લાગણીઓ હોય તો તેનું પરિણામ ભયંકર આવે છે. ઘણીવાર જોવામાં આવે છે કે, જે કુટુંબમાં કલેશ શરૂ થાય છે તે કુટુંબમાં એક બે મૃત્યુ થયા વગર રહેતાં નથી. તેનેજ મેં ઉપર જણાવ્યું તેમ બુમરેન્ગ કહું છું. જે વૈરભાવો આપણે રાખ્યા અને જે દ્વેષની લાગણીઓને સંઘરી તેનાથી સામાવાળાને તો નુકસાન થાય કે ન થાય પણ આપણાં પોતાના ઉપર તેનો ફટકો આવીને પડે છે અને એક બે વહાલાંઓને ઉપાડી જાય છે. ભરૂચ આગળ નર્મદા નદીને એક ઓવારે સંધ્યાકાળે એક વખત હું ઉભો હતો. તે દિવસે કાંઇ પર્વ હતું અને નાના દીવડાઓ પડીઆમાં રાખી લોકો નદીમાં તરવા મૂકી દેતા હતા. આવા દીવડાઓની હારમાળ ચાલી જતી હતી. ગુજરાતના બીજા એક શહેરમાં એક રસ્તા ઉપર છેડે ઉભો હતો અને જોઉં છું તો ખાળકૂવાની હારમાળ લાગી રહી હતી. દરેક મનુષ્યે વિચાર કરવાનો છે કે, પોતાને તે નર્મદા નદીમાં તરતો અને જીવનને ઉજ્જવલ કરતો એક દીવડો થવું છે કે વૈર, દ્વેષ અને કલેશથી ભરેલો એક ખાળકૂવો થવું છે ?

---

# મગરથી બચવાનો ઉપાય

(લેખકઃ–**જેઠાલાલ મોતીલાલ. 'ગુજરાતી'** તા. ૧૦–૧૦–૨૬ )

સાહેબ, 'ગુજરાતી' પત્રના તા. ૩–૧૦–૨૬ ના અંકમાં પાના ૧૫૦૧ માં લખ્યું છે કે, ચોમાસાની ઋતુમાં નદીનાળાં ઉતરતાં કંઇક માણસો મગરના ભોગ થઈ પડે છે, તો તે દૂર રહે ને માણસ પાસે આવે નહિ તેવો ઉપાય કોઇ બતાવશે તો જનસમાજમાં ઉપકાર થશે; તો તેનો ઉપાય ચોક્કસ નીચે મુજબ છે.

જ્યાં મગરનો ભય છે ત્યાં ઉતરનાર માણસોએ આકડાના ઝાડનું એક ડાળખું પાસે રાખી ઉતરવું, જેથી મગર જીવ લઇને નાસી જાય છે ને પાસે બીલકુલ આવશે નહિ. મગરને જો આકડાના દૂધનું એક ટીપું અડકી જવાથી કોઇ કોઇ મરી જાય છે, તે બીકથી મગર જીવ લઈ નાસી જાય છે.

# બેબિલોનની કેટલીક હકીકત

( લેખક—શ્રી. નરેન્દ્ર. ગાંડીવના ૧૯૮૨ ના દિવાળીના અંકમાંથી )

જે હિંદુસ્તાનના વતનીઓ દુનિયાની પ્રજાને ઢાંકતા હતા, તેને પોતાનાં અંગ ઢાંકવાને આજે પરદેશી કાપડ આયાત કરવું પડે છે ! જે આર્યો દૂરના દેશોમાં વ્યાપાર ખેડતા, વસાહત કરતા હતા અને રાજ્યો સ્થાપતા હતા, તેજ આર્યોનાં સંતાનો આજ સેંકડો વર્ષોથી વિદેશીઓની ઝુંસરીતળે નિર્માલ્ય જીવન ગુજારી જેમ તેમ દિવસો કાઢે છે. જે મિસરવાસીની સત્તા, સમૃદ્ધિ અને વિદ્યા દુનિયાની દૃષ્ટિએ અમોઘ ગણાતી હતી, તે મિસરવાસીઓ આજે પોતાનું તંત્ર પોતાના હાથમાં લેવા તરફડીઆં મારી રહ્યા છે. જે ચીનની પ્રજા પોતાના હુન્નર અને સંસ્કૃતિથી દુનિયામાં ખ્યાતિ મેળવી ગઈ હતી, તેજ પ્રજા આજે એકબીજાનાં ગળાં કાપી પોતાના લોહીથી તરબોળ થઇ રહી છે. જે ઇરાનીઓએ પોતાનો વિજયવાવટો સિથિયા, મિસર, આરમિનિયા, મકદુનિયા, ગ્રીસ અને હિંદની હદસુધી ફરકાવી પોતાની સત્તા અને પ્રતિષ્ઠાથી દુનિયાને છક કરી નાખી હતી, તેજ દેશ આજે એક અગર બીજી રીતે પરદેશી પ્રજાના પંજામાં સપડાયલો છે.

ઇસ્લામી ઝુંડો એશિયા અને યુરોપના મોટા ભાગ ઉપર ફરકાવનાર તુર્કો આજે નાનકડા અંગોરા જેવા પ્રાંતમાં ભરાઇ પોતાનું અસ્તિત્વ જાળવવા ફાંફાં મારી રહ્યા છે.

આ બધું શું ? કેવળ વિધિની વિચિત્રતા. એજ વિધિની એ ઘટના કે અર્ધનગ્ન સ્થિતિમાં રહેનારી જંગલી પ્રજાઓ જે સુધરેલી પ્રજાને ત્રાસરૂપ હતી, તેજ આજે દુનિયાના મોટા ભાગ ઉપર સર્વોપરિ સત્તા ભોગવે છે; તે બંને વખતે પશુબળથી; પણ વિદ્યા, કળા અને શોધક-બુદ્ધિમાં પણ આજે તે અગ્ર ગણાય છે.

એજ એ વિધિએ, જેનું આજે માત્ર નામજ રહ્યું છે, પણ નિશાન તો પુરાણી જગાના શોધકોના કોદાળી પાવડાના અથાગ પ્રયત્ને રહ્યાંસહ્યાં મળે છે, તે બેબીલોન જેવા અજિત શહેરને ઇરાનીઓને હા પાયમાલ કરાવ્યું.

આદિ તવારીખનવેશ હીરોડૉટસે આપેલું બેબીલોનનું વર્ણન વાંચતાં, એ શહેરની રચના, મકાનોની ભવ્યતા, શહેરની સુંદરતા અને તેના કિલ્લાની મજબૂતી તે વખતના બેબિલોનીઅનોની કલારસિકતા, બુદ્ધિચાતુર્ય અને સાહસનું આબાદ દિગ્દર્શન કરાવી આજના આગળ વધેલા જમાનાના વિદ્વાનોને પણ અજાયબીમાં ગરક કરે છે; અને તેના વિનાશનો વિચાર આવતાં સહજ બે આંસુ ટપકી આ દુનિયામાં કોઈ વસ્તુ ચિરસ્થાયી નથી, તેનો પ્રત્યક્ષ પૂરાવો આપીને ઘડીભર તો વૈરાગ્ય ઉત્પન્ન કરાવે છે.

બેબિલોન ઇ. સ. પૂર્વે આશરે ૨૨૦૦ વર્ષપર વસેલું ગણાય છે; પણ ઇતિહાસકાર તેનું જે વર્ણન આપે છે તેવી સ્થિતિમાં તો તે ઈ. સ. પૂર્વે ૬ ઠ્ઠા સૈકામાં આવ્યું અને તેનું માન નૈનસની રાણી સેમીરામીસને ઘટે છે. રાણી સેમીરામીસ પછી રાણી નાઇટ્રીટીસે શહેરની સુંદરતા અને તેના બચાવના કામોની મજબૂતીમાં વધારો કર્યો હતો.

હીરોડોટસ લખે છે કે, આ શહેર ચતુષ્કોણ હતું અને તેની દરેક બાજુની લંબાઇ ૧૨૦ ફર્લોંગ એટલે ૧૫ માઇલ હતી. એની આજુબાજુ દિવાલ હતી અને તેના ફરતી ઘણી ઉંડી અને પહોળી ખાઇ હતી. તેમાં યુફ્રેટીસનું પાણી ભરેલું રાખવામાં આવતું હતું.

આ ખાઇની પાર પાછી બીજી દિવાલ હતી. તેની પહોળાઇ ૭૫ ફીટ અને ઉંચાઈ ૩૦૦ ફીટ હતી. આ દિવાલપર ચાર ઘોડાની ગાડી સહેલાઇથી ફરી શકે તેટલું અંતર રાખી એક માળાનાં મકાનો બાંધવામાં આવ્યાં હતાં. આ દિવાલમાં ૨૦૦ દરવાજા હતા અને દરેક દરવાજાનાં બારણાં અને બારસાખો તદ્દન પિત્તળનાં બનાવેલાં હતાં.

જાણે આ બચાવનાં સાધનો પૂરતાં ન હોય તેમ યુફ્રેટીસ નદીનું વહન ફેરવી તેમાં કમોમ વાંકો દાખલ કરી તેની લંબાઇ અને વિકટતા વધારવામાં આવી હતી, જેથી હલ્લો લાવનાર લશ્કરને એક કરતાં વધારે વખત તેને ઓળંગવી પડે અને તેને ગમે તે બે વાંક વચ્ચે અટકાવી મહાત કરી શકાય.

શહેરની અંદરની રચના તેથી પણ અદ્દભુત અને કળાપૂર્ણ હતી. તેનું વર્ણન વાંચતાં

સ્વાભાવિક હાલનાં આપણાં શહેરસુધારક ખર્ચાળ ખાતાંઓ માટે દયા આવ્યા વગર રહેતી નથી.

શહેર યુફ્રેટીસના બન્ને કિનારા ઉપર વસેલું હતું એટલે કે એ નદી ગામની મધ્યમાં વહેતી હતી અને તે પણ કિલ્લાની દિવાલોમાં થઇને પસાર થતી હતી અને રક્ષાયેલી હતી. વળી આવી મોટી નદીને પણ જરૂર પડતાં સૂકવવાને ખાતર દિવાલ બહાર બાવન માઇલના ઘેરાવાનું એક તળાવ બનાવી તેમાં નદીનું પાણી જોઇએ ત્યારે ભરી શકાય, તેવી નહેરની યોજના કરી હતી. આથી બે કાર્ય સરતાં. પાણીનો સંગ્રહ થઈ શકતો. તે ઘેરાના સમયમાં કામમાં આવતો તથા શહેરીઓને નાવની સહેલગાહનું સાધન ઉભું થઇ શકતું હતું.

આ નદીના બંને કાંઠા શહેરની અંદરના ભાગમાં ઇંટની દિવાલથી રક્ષાયેલા હતા અને તેના ઉપર એક પૂલ પણ બાંધવામાં આવેલો હતો.

શહેરની બંને બાજુના મુખ્ય રસ્તાઓનો સામસામે આ નદીના બંને કાંઠે અંત આવતો અને તે છેડાઓ પિત્તળના દરવાજાથી રક્ષાયેલા રહેતા.

શહેરના બધા રસ્તાઓ સીધા એકજ માપના હતા; અને જ્યાં જ્યાં એકબીજાને મળતાં ત્યાં એક સુંદર વિશાળ ચોક બનતો. રસ્તાની બંને બાજુએ ત્રણ ત્રણ માળનાં એકસરખાં મકાનો આવી રહેલાં હતાં.

નદીથી શહેરના બે ભાગ પડી જતા હતા અને દરેક ભાગમાં એક રાજાનો મહેલ અને એક દેવ;બીલસનું દેવળ આવી રહેલાં હતાં. આ બંને બહુજ ભવ્ય મકાનો હતાં. તેમાં દેવળની તમામ બાજુઓ બે ફર્લોંગ લાંબી હતી અને વચ્ચે એક મિનારો ચોરસ આવી રહેલો હતો. તેને સાત માળ હતા અને દરેક માળ ફરતું છજું ઝુકાવી પ્રેક્ષકોને બેસવામાટે ને હવા ખાવામાટે સવડ કરવામાં આવી હતી. છેક છેલ્લા માળ ઉપર દેવળ હતું. તેમાં મૂર્તિ ન રહેતી, પણ તે ઓરડો બહુજ કાળજીપૂર્વક શણગારવામાં આવતો અને તેમાં એક સોનાનો પલંગ અને સોનાનું ટેબલ રાખવામાં આવતાં. છતાં આ ખાલી દેવળનો ભપકો પ્રેક્ષકોને આંજી નાખતો.

તેની નીચેના માળમાં દેવ ઝિયસની સદંતર સુવર્ણની ૧૨ હાથ ઉંચી પ્રતિમા સુવર્ણના પાટપર પધરાવેલી હતી અને સામે સાવ સુવર્ણનું એક ટેબલ મૂકેલું રહેતું. તે પરની ધૂપદાનીમાં દર જયંતીપર એક હજાર ટેલંટ લોબાન બાળવામાં આવતો. આ બધો લોબાન અરબસ્તાનને રસ્તે આવતો. પાટનાં પગથીઆં અને દેવળનો બધો શણગાર અને સરસામાન કેવળ સુવર્ણનો બનાવેલો હતો.

આ દેવળો લુંટવા ડરાયસે પ્રયત્ન કરેલો, પણ એટલે દરજ્જે જવું તેને દુરસ્ત ન જણાયેલું. આખર ઝરકસીસે દેવળો લૂંટી બધી સમૃદ્ધિ પોતાની રાજધાનીમાં વિદાય કરી દીધી હતી.

એ સમૃદ્ધિશાળી અને સુંદર શહેરને ઇ. સ. પૂર્વે. ૫૩૮ માં સાયરસે સર કર્યું, પણ ખંડણી લઇ સંતોષ પામ્યો.

તેના પછી ડરાયસે પાછો આ શહેરને ઘેરો ઘાલ્યો; પરંતુ કિલ્લાની નબળાઇનો લાભ સાયરસે લીધો હતો તેથી અને બેબિલોનના વતનીઓએ બચાવનાં સાધનો મજબૂત કરવાના સબબે, ડરાયસ વીસ મહિનાના ઘેરા પછી પોતાનું અતુલ સૈન્ય અને અવનવી તદબીરો છતાં કિલ્લો સર કરી શકયો નહિ અને હતાશ થઇ પાછો ફરવાનો વિચાર કરતો હતો. તે વખતે તેના એક સરદાર ઝોપીરસે પોતાને હાથે પોતાનાં નાકકાન કાપી બેબિલોનીઅનોને એમ મનાવ્યું કે, ડરાયસે બીનસબબે મારૂં અપમાન કરી આ સજા કરી છે અને તેથી તે ડરાયસપર વેર લેવા બહુ આતુર છું; બેબિલોનના વતનીઓએ તે વાત માની તેને શહેરમાં લીધો.

પોતાનાપર પૂર્ણ વિશ્વાસ બેસાડવાને ખાતર ગોઠવેલી બાજી પ્રમાણે ડરાયસે સેમીશમીટના દરવાજે એક હજાર સૈનિકો હલ્લો કરવા મોકલ્યા અને ઝોપીરસે તેમને હરાવવાનું બીડું ઝડપ્યું. આ સૈનિકોને હલાલ કરવાજ મોકલ્યા હતા. ઝોપીરસે તેમને ઝબે કર્યા ને વિજયવંત શહેરમાં આવ્યો. વળી સાત દિવસ પછી બે હજાર સૈનિકો નીનેટીસને દરવાજે હલ્લો લઇ આવ્યા અને તેમને પણ ઝોપીરસે હરાવ્યા. બેબિલોનના વતનીઓની શ્રદ્ધા ઝોપીરસપર બેઠી, છતાં આ પ્રપંચી સરદાર અને તેના માલીકે ઉતાવળ ના કરી અને તે પછી વીસ દિવસ બાદ ઇરાની સૈન્યના ચાર હજાર સિપાઇઓ ચાલડીયન દરવાજે હલ્લો લઇ આવ્યા. તેનો નિકાલ પણ ગોઠવેલી

બાજી પ્રમાણે થયો. પરિણામે ઝોપીરસ બેબિલોનનો મુખ્ય સરદાર નીમાયો અને કિલ્લાનો બચાવ તેને સોંપાયો.

તુરતજ ડરાયસે શહેરની નજદીક લશ્કર દોર્યું અને ચારેબાજુ હલ્લો શરૂ કર્યો. બેબિલોનનું લશ્કર લડવામાં મશગુલ હતું તે વખતે ઝોપીયસે બીલસ અને સીસસના દરવાજા ખોલી નાખી ડરાયસને શહેરમાં દાખલ કર્યો. પછી શહેર પડયું-લૂંટાયું-શહેરીઓના લોહીથી નદીનું પાણી રક્ત થયું અને સમૃદ્ધિ લૂંટાઇ. હજારો સ્ત્રીપુરુષોને ડરાયસ કેદીતરીકે લઇ ગયો. છતાં શહેર હયાત રહ્યું.

પણ બેબિલોન પડયું તે પાછું ઉઠયું નહિ. તે ઇરાની ઝુંસરી નીચે કચરાતું ચાલ્યું અને ડરાયસ પછી તેના વારસ ઝરકસીસે તો તેનાં દેવળો અને મહેલો લૂંટી તોડી પાધર કર્યાં અને ઘાતકીપણે બેબિલોનના વતનીઓને તારાજ કર્યા.

આજ એ બેબિલોનની ખ્યાતિજ રહી છે. બેબિલોન ફરી બંધાયું નથી ને બંધાશે નહિ.

જે વખતે યાંત્રિક અને વિજળિક શક્તિઓનો અભાવ હતો, જે વખતે રસ્તા અને મુસાફરીનાં કે માલ લાવવાનાં સાધનો કેવળ સામાન્ય હતાં, જે વખતે ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતો અને ત્રિકોણમિતિની ઝીણી ગણત્રી કરી પ્લાન એસ્ટીમેટ કરનાર ઇજનેરો નહોતા, તેવા વખતે આવું જગતવિખ્યાત શહેર રચનાર કલારસિક રાણી સેમીરામીસ કે તેના બચાવની મજબૂત યુક્તિઓ યોજનાર રાણી નાઇટીટીસના ગુણ ગાઇએ કે આવા સુવિખ્યાત શહેરને જેર કરનાર લોભી સાયરસ અને ડરાયસ કે ધન અને સત્તાલોભી ઝરકસીસને શાપ આપીએ ? કે, જે વખતે રેલ્વે, ટપાલ કે તારનાં સાધન નહોતાં, જે વખતે એક દેશમાંથી બીજા દેશમાં જવામાં જીવનું જોખમ હતું, મુસાફરી મોંઘી, કંટાળાભરેલી ને લાંબી થઇ પડતી, જે વખતે વર્તમાનપત્રો ન હતાં અને એક સ્થળની ખબર બીજે સ્થળે માસો કે વરસો વીતે પહોંચતી અને તે પણ અધુરી કે મીઠું મરચું ભરેલી; જે વખતે લેખનકળાનો વિકાસ નહોતો અને કાગળોની વિપુલતા નહોતી, જે વખતે એક વરસમાં વીસ આવૃત્તિ પ્રસિદ્ધ કરી કમાઇ કરવાને અવકાશ નહોતો તેવે વખતે દેશદેશના રીતરિવાજો, બનાવો અને ઐતિહાસિક ઘટનાઓની શોધ કરી કેવળ પરોપકારાર્થે પદ્ધતિસર તવારીખ લખી ભવિષ્યની પ્રજાને વારસામાં આપી જનાર હીરોડોટસને વંદીએ ?

બેબિલોન સેમીરામીસ, નાઇટીટીસ, સાયરસ, ડરાયસ ને ઝરકસીસ એ બધા આ મહાન ઇતિહાસકારને લઇનેજ આજ જીવે છે. હીરોડોટસ ન હોત તો ભૂતકાળના ઉંડા ઉદરમાં એ બધાં સમાઇ ભૂંસાઇ ગયાં હોત, માટે એ મહાન વ્યક્તિને વંદી વિરમીશ.

# વિજળીની મદદથી પાકમાં થતો વધારો

( **ખેતીવાડી**-તા-૨૩-૮-૨૫ )

ફ્રાંસના એક શોધક ક્રિસ્ટો ફ્લૉરોએ વિદ્યુતશક્તિનો ઉપયોગ કરીને પાકમાં કલ્પી પણ ન શકાય એટલો વધારો કરી બતાવ્યો છે. હવામાંની વિદ્યુત, પૃથ્વી ઉપરનું લોહચુંબક અને સૂર્યપ્રકાશમાંની વિજળીનો ઉપયોગ કરીને તે ઝાડની પેદાશ વધારે છે. તેણે સાદા ઝાડની પેદાશ વધારી છે અને વાંઝીઆં ઝાડોને ફળફૂલવાળાં બનાવ્યાં છે. ૨૫ ફીટ ઉંચા થાંભલા જમીનમાં દાટીને તેણે પોતાનું યંત્ર બનાવ્યું. દક્ષિણ તરફ પગ રાખી સૂનારાઓને ઘસઘસાટ ઉંઘ આવે છે, એ કલ્પનાના આધારે ક્રિસ્ટો ફ્લૉરે પોતાનું યંત્ર દક્ષિણોત્તર ગોઠવ્યું. દરેક થાંભલા ઉપર એક ધાતુનો કાંટો દક્ષિણ તરફ ફેરવી રાખેલો હોય છે. આ કાંટાવતી હવાના જૂદા જૂદા પ્રવાહોનો ફાયદો લઇ શકાય છે. દરેક થાંભલાને એક એરીના હોય છે અને તે હવામાંની વિજળી એકઠી કરે છે. એ સિવાય તે થાંભલા ઉપર એક ધાતુની નળી હોય છે. ત્રાંબાના અને જસતના ટુકડા ભેગા બાંધીને તે બનાવેલી હોય છે. આ નળી સૂર્યની ગરમીમાંથી વિદ્યુત બનાવે છે. એ યંત્રવડે એક પ્રવાહ ચાલુ થાય છે. એના સિવાય બીજો પ્રવાહ નળીની અંદર અને વાયુગતિદર્શક ગોળ ગોળ ફરનારા પદાર્થવડે બહાર ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જે શક્તિ હવામાંથી, પૃથ્વીમાંથી અને સૂર્યમાંથી ઉત્પન્ન કરવામાં આવે છે, તે લોખંડના તારદ્વારા જમીનમાં લઈ જવામાં આવે છે. આ વિજળી જમીનમાંનાં જીવડાંને મારી નાખે છે અને પાકમાં વધારો કરે છે.

# નિર્વાણમાર્ગ

(લેખકઃ-ચંદુલાલ કેશવલાલ અમીન. 'બુદ્ધિ પ્રકાશ'ના એક અંકમાંથી)

"મારી પાસે આવ, હું તને દુનિયાનાં દુઃખોમાંથી મુક્ત થવાય એવી વાત સમજાવું."- બુદ્ધ

આર્યધર્મની માફક બૌદ્ધમાર્ગીઓ આત્માને શાશ્વત માને છે. આપણે ક્યાંથી આવ્યા તેની આપણને ખબર નથી. આપણું હાલનું જીવન, આપણા અનંત જીવનનો એક ભાગ, એ જીવન-નાટકનું એક દશ્ય છે. દરેક શરીર આત્માને રહેવાનું ઘર માત્ર છે અને પ્રાણીની સ્થિતિ તેણે પહેલાં કરેલાં સુકૃત અને દુષ્કૃત ઉપર આધાર રાખે છે. હાલમાં જે સુકૃત અથવા દુષ્કૃત કરશે, તે ઉપર ભવિષ્યના જીવનનો આધાર છે. માણસો મૂર્ખ કે શાણા, પાપી કે પુણ્યશાળી, જબરા કે નબળા અકસ્માત નથી જન્મતા. તેમની સ્થિતિ, 'વાવે તેવું લણે' એ આધારે થયેલી હોય છે અને જેવું તે લણે છે તેવુંજ તેણે વાવેલું હોય છે. તેથી જો માણસની ઇચ્છાઓ પાપ તરફ વળેલી હોય તો તેનો અર્થ એ કે, તેણે પહેલાંની જીંદગીઓમાં પાપવૃત્તિ કેળવેલી છે; અને માણસ પુણ્યશાળી, દાનશીલ, સહનશીલ અને પ્રેમમય હોય છે, તેનું કારણ એજ કે તેણે પહેલાંના જીવનમાં એ સદ્ગુણ કેળવેલા છે. તેણે ભલાઇ આચરેલી અને તે એના આત્માની ટેવ થઇ રહેલી છે.

આમ દરેક માણસ પોતેજ પોતાનું કારણ થઇ પડે છે; પોતાના સદ્ગુણ તેમજ પોતાની ખામીઓનું કારણ તે પોતેજ છે. જગતના શાશ્વત નિયમો પ્રમાણે માણસ પોતેજ પોતાનો અને પોતાના ભવિષ્યનો ઘડનાર છે. ભવિષ્યમાં તે કેવો થશે તે નક્કી કરવાનું તેની શક્તિની અંદર છે અને તેવા થવામાટે તેણે કામ કરવુંજ જોઇએ, નહિ તો તેનાથી આગળ નહિ વધાય.

દરેકને સરખી તક મળેલી છે. હાલ સરખી ન લાગે પણ તેનું કારણ તે પોતેજ છે. તે પોતાની સ્થિતિ સુધારી શકે એમ છે; આ જન્મે નહિ તો આવતે જન્મે; તેમ નહિ તો પછીના જન્મે. માણસ એકદમ પૂર્ણ નથી બનતો. કિંમતી વસ્તુઓની માફક તેને પૂર્ણ થતાં વાર લાગે છે. પુણ્યશાળી માણસ એક દિવસમાં ન નીપજે, બી વાવતાંની સાથે ઝાડની આશા ન રખાય. આમ માણસ-પોતાની પહેલાંનાં કૃત્યો, લાગણીઓ ને વિચારોનો બનેલો છે અને તેનાં હાલના જીવનમાં તે પોતાનું ભવિષ્યનું જીવન ઘડ્યા કરે છે. બુરાઇ આચરો અને તમારા આત્માને બુરાઇની ટેવ પડશે. ભલાઈ આચરો અને તમારો આત્મા સુંદર બનતો જશે. આમ પ્રગતિનિયમનો સિદ્ધાંત આત્માને લાગુ પાડેલો છે, એટલુંજ નહિ પણ એ પ્રકૃતિબુદ્ધિ ભાનપૂર્વક થયેલી વર્ણવેલી છે.

આમ દરેક માણસ પોતાને ધારે તેવો બનાવી શકે અને દરેકને સુખની ઇચ્છા હોય છે, તેથી સુખ કેમ મેળવવું એ જાણે તો તે તરત મેળવે. તેથી સુખદુઃખ શું છે તે જાણવું જોઇએ, જેથી સુખ મેળવી દુઃખ દૂર રખાય.

દુનિયા દુઃખ, દંગાઇ, લડાઇ, ટંટો, ધિક્કાર એવાં એવાં અનિષ્ટોથી ભરેલી છે, એવું ઘણા ધર્મોમાં લખેલું છે. ઘણા પંથ તો એ સિદ્ધાંત ઉપરજ રચાયા છે. દુનિયા સુખી હોત તો પછી ધર્મની જરૂર શી રહેત? બૌદ્ધ ધર્મમાં કહેલું છેઃ-'જીંદગીને દુઃખ નામનો રોગ લાગુ પડેલો છે. માણસે તેનું કારણ જાણી, તે રોગ મટાડી તેમાંથી છૂટવું જોઇએ.' "સંસારમાં જીવન જીવવું એજ દુઃખ છે, જીવન અને દુઃખ એ એકજ વસ્તુ છે. વિચાર અને બુદ્ધિપૂર્વક તપાસ કરનારને એ સ્પષ્ટ માલમ પડશે. વિચારો કેઃ—

"દુનિયામાં કયા માણસને લાગ્યું કે તેને સંપૂર્ણ સુખ છે, તેની સ્થિતિ છે એમ ને એમ રહે તો સારૂં? કોઇ માણસને એમ લાગ્યું નથી. માણસને ફેરફારની ઇચ્છા થયા કરે છે અને તે વર્તમાનથી કંટાળે છે અને ભવિષ્યની ઇચ્છા કરે છે; અને ઇચ્છેલો ભવિષ્યકાળ આવતાં તો તે પહેલાંના વખત કરતાં સારો નથી લાગતો. ગઇ કાલમાં ને આવતી કાલમાંજ તેને સુખ માલમ પડે છે, આજમાં નહિ. જુવાનીમાં આવવાના વખતની રાહ જોવાય છે, ઘડપણમાં ગત કાળનું સ્મરણ થયાં કરે છે. ફેરફાર એટલે શું? હાલની સ્થિતિનો નાશ અને જીંદગી એટલે ફેરફાર અને ફેરફાર એટલે નાશ એમ બૌદ્ધમાર્ગી કહે છે. માણસને મૃત્યુની બીક લાગે છે, તેનાથી થરથરે છે, છતાં મૃત્યુ અને જીવન એકજ છે, તેમાં જરાપણ અંતર નથી. દુઃખ પણ તેજ છે. તૃષાથી પીડાયેલા જેમ સાગરનું પાણી પીએ, તેમ માણસ જીવનની ઇચ્છા કરે છે. જેમ એ જીવન-વારિ વધારે પીવામાં

આવે છે તેમ તેમ તૃષા વધે છે, છતાં માણસો તે પીધાજ કરે છે."

બૌદ્ધમાર્ગી આમ વસ્તુસ્થિતિ સમજાવે છે, દુનિયામાં દુઃખ છે તેનું કારણ તેમાં જીવન છે. તેથી જીવનમાટે નહિ—ફેરફાર, ઉતાવળ, અસંતોષ, મરણને માટે નહિ—પણ નિવૃત્તિ, શાંતિને માટે પ્રયત્ન થવો જોઇએ. માણસનું એજ ધ્યેય હોવું જોઇએ; તેથા જો માણસને સુખ જોઇતું હોય તો તેણે મહાન શાંતિ—નિર્વાણ મેળવવું જોઇએ. જેમનાં નેત્ર સ્વચ્છ થયાં છે—પડળ દૂર થયાં છે—તેને આ સત્ય મધુર લાગશે. 'ધર્મ મધુરી વસ્તુ છે, તે હૃદયને આનંદથી ભરી દે છે.'

નિર્વાણ મેળવવું એ બૌદ્ધમાર્ગીનું ધ્યેય છે. તેના પોતાના પ્રયત્ન ઉપરજ નિર્વાણ મળવાનો આધાર છે.

નિર્વાણ કેવી રીતે મળે એ સવાલ હવે આવે છે. માણસ કેવી રીતે વર્તે, વિચારે, કે જેથી તે નિર્વાણમાં ભળે ? સુકૃત અને સુવિચારરૂપી દરવાજામાં થઇને તે માર્ગે જવાય. આબરૂદાર અને પ્રમાણિક બનો, દયાળુ બનો, સત્યને ચાહો ને અસત્યથી અળગા રહો. સુખના માર્ગની આ શરૂઆત છે. સામાનું ભલું કરો; એટલામાટે નહિ કે તે તમારૂં ભલું કરે, પણ તેથી તમે તમારા આત્માનું ભલું કરો છો. દાન આપો, દાતાર બનો. એ માણસને માટે જરૂરનું છે. પ્રેમ અને ભ્રાતૃભાવ શીખો. બીજાની લાગણીઓ સમજો, તમારામાં ઉતારવા પ્રયત્ન કરો અને તમારામાં પ્રેમ ઉત્પન્ન થશે. પ્રેમ, બીજાનો આપણા ઉપરનો પ્રેમ નહિ, પણ આપણો બીજા ઉપરનો પ્રેમ, તેના જેવું દિલાસારૂપ બીજું કશું નથી. આખી દુનિયા સાથે પ્રેમમય થાઓ, બધાં પ્રાણીઓ સાથે, ઘાસમાંનાં જીવજંતુ સાથે પણ પ્રેમમય થાઓ. આત્મા બધે સરખો છે. માણસના પ્રાણ બીજાના પ્રાણથી જૂદા નથી, પણ એકજ છે; તેથી જો માણસ પોતાનું હૃદય પૂર્ણ બનાવવા માગે તો તેણે આખી દુનિયા સાથે સમ—ભાવ રાખવો જોઇએ અને દુનિયાને બરાબર ઓળખવી જોઇએ; પણ તેમાં પોતે આગળ થવું જોઇએ. બીજાને ન્યાયી બનાવવા પોતાને ન્યાયી થવું જોઇએ; બીજાને સુખી કરવા પોતે સુખી થવું જોઇએ. બીજાનો પ્રેમ મેળવવા પોતે પ્રેમ રાખવો જોઇએ.

ઘણા ધર્મવેત્તાઓએ આવું શીખવ્યું છે; પણ તે ઉપરાંત બૌદ્ધ—માર્ગી શીખવે છેઃ—

પુણ્ય અને માન આપવું તે, સત્ય અને પ્રેમ એ બધી ઘણી સુંદર ચીજો છે, પણ તે તો શરૂઆત છે—તે તો માત્ર અંદર પેસવાનો દરવાજો છે. ફક્ત તેથીજ માણસ નિર્વાણ ન મેળવી શકે, એટલાથીજ દુનિયાના દુઃખોમાંથી મુક્તિ ન મળે—પવિત્રતા અને પુણ્ય ઉપરાંત માણસે ઘણું કરવાનું છે. પ્રેમથી હૃદય શુદ્ધ કર્યું હોય, સારાં કાર્યોથી હૃદયની દુષ્ટતા દૂર કરી હોય, ત્યારે માણસને આગળ જવાનો માર્ગ સૂઝે છે. ત્યારે તેને માલમ પડશે કે, જીવન એજ દુઃખ છે અને પાપ તથા દુઃખથી દૂર થવા માણસે જીવનથી દૂર થવું જોઇએ—તે મરણ પામીને નહિ; કારણકે આ જન્મનું મરણ તે બીજા જન્મની શરૂઆત છે. હાલના જીવનનો અંત લાવવો એટલે બીજા લાંબા દુઃખી જીવનની શરૂઆત કરવી એમ છે. દુઃખનો અંત નિર્વાણમાં છે. સંસાર જે દુઃખરૂપ છે તેથી તેણે અલગ થવું જોઇએ અને આત્માને એવો કેળવવો જોઇએ કે દુઃખરૂપ સંસાર દુઃખરૂપે દેખાય; તેથી તે પછી તેનું લક્ષ્ય નિર્વાણ ઉપર ચોંટે અને તે નિર્વાણ મેળવે.

તે નિર્વાણમાટે દરેક પ્રયત્ન કરવાનો છે અને દરેકે તે મેળવવાનું છે અને વખત થતાં દરેક તે નિવૃત્તિગૃહ મેળવશે.

---

## હસી લ્યોને ! હસી લ્યોને ! !

( લેખકઃ—રા. ગિરીશ. 'શારદા'ના એક અંકમાંથી )

જહાંમાં ઝિંદગી ટૂંકી નકામાં અશ્રુ આંખે શાં ? જવું કયારે ન જાણો છો, મુસાફરજી, હસી લ્યોને !
સુખોની રોશની ચમકે અગર દુઃખો સદા પજવે, જહાંગીર કે ફકીર હો પણ, બિરાદર ઓ, હસી લ્યોને !
હૃદયમાં દુઃખ માનો તો, બધી આલમ દીસે રડતી, દુઃખદ એ દુઃખમય છોડી, છૂટા કંઠે હસી લ્યોને !
કરીને સોગિયું મોઢું, ફર્યે શું આફતો જાશે ? વિપત્તિ દૂર કરવાને, હૃદય હળવે હસી લ્યોને !
હસે તેનું વસે છે ને, રહે રોતું સદા ખોતું, ઉરે લોકોક્તિ એ સમજી, મળે તક ત્યાં હસી લ્યોને !
પ્રભુનો વાસ ત્યાં ત્યાં છે, હસિત હૈયાં વસે જ્યાં જ્યાં, પ્રભુ પધરાવવા દિલમાં, પ્રભુભૂખ્યાં, હસી લ્યોને !
હસે આ વૃક્ષ ને સરિતા, હસે વાયુ અને વિજળી, ઘુઘવતો ત્યાં હસે સાગર, તમે પણ તો હસી લ્યોને !
હસે ચાંદો અને સૂરજ, હસે પંખી પણે પેલાં, હસે કુદરત અમલહાસ્યે ( તેમાં ) પૂરાવી સૂર હસી લ્યોને !

# શારીરિક નબળાઈ અને તેના ઉપાયો

**( પ્રૉ. રામમૂર્તિના** જાણવાજોગ વિચારો **'હિંદુસ્થાન'ના** એક અંકમાંથી )

## તંદુરસ્તી તથા તાકાતમાટે માંસાહારની જરૂર છે કે ?

હાલના જમાનામાં ભીમતરીકે પ્રખ્યાત થયેલા અને યૂરોપઅમેરિકામાં પણ પોતાના અપૂર્વ શારીરિક બળમાટે નામના મેળવી આવેલા જાણીતા હિંદી પહેલવાન પ્રૉ૦ રામમૂર્તિ હાલમાં મુંબઇમાં આવ્યા છે અને મુંબઈગરાઓને પોતાના ખેલો બતાવવાની તક આપી રહ્યા છે. તેમણે હાલમાં ગીરગામ બૅકરોડપર કૉંગ્રેસ હાઉસમાં એક કસરતશાળા સ્થાપી છે, જે થોડા દિવસ પર મી૦ જીન્હા બૅરીસ્ટરના પ્રમુખપણા નીચે ભરાયેલી મોટી ગંજાવર સભા સમક્ષ ખુલ્લી મૂકવામાં આવી છે. તેઓએ આ શાળામાં દેશી કસરત પદ્ધતિથી રોગો મટાડવા તથા શારીરિક બળ ખીલવવાના વર્ગો ખોલ્યા છે અને તેનો લાભ ઘણા જણાએ લેવા માંડયો છે. પ્રૉ૦ રામમૂર્તિએ દેશી હિંદી કસરત પદ્ધતિનો ઉંડો અભ્યાસ કરીને તેને સારા પાયાપર મૂકી છે.

તંદુરસ્તી તથા અંગબળ મેળવવાસંબંધી તેમના વિચાર જાણવાજોગ હોવાથી અમારા પ્રતિનિધિએ તેમનો ઇન્ટરવ્યુ લીધો હતો.

પ્રૉ. રામમૂર્તિએ જણાવ્યું કે, આપણી દેશી કસરત પદ્ધતિ દરેક રીતે આપણા લોકોને અનુકૂળ આવે તેવી તથા તંદુરસ્તી અને શરીરબળ આપનારી હોવાછતાં હાલમાં આપણા લોકો તે છોડી દઇને યૂરોપીયન પદ્ધતિ તરફ જાય છે તે દિલગીરીભર્યું છે. યૂરોપમાં સેંડો, સોમસન વગેરે પહેલવાનોએ પોતાની પદ્ધતિ કાઢી છે; પણ તેથી ફક્ત શરીરના સ્નાયુઓ ( મસલ્સ ) મોટા થઇને શરીર જાડું અને બેડોળ થઈ જાય છે; પણ તેથી હોજરી, ફેફસાં વગેરે શરીરની અંદરના અવયવો મજબૂત થતા નથી, જ્યારે આપણી દેશી કસરતથી અંદરના અવયવો બળવાન થાય છે અને તેથી ખરી તંદુરસ્તી તથા તાકાત આવે છે. વળી યૂરોપીયનો હમણાં જે રમતોમાં આગળ વધ્યા છે તેમાંની કેટલીક તો આપણી કસરતનું અનુકરણ છે. દાખલાતરીકે બૉક્સીંગ. આપણી "મુષ્ટિયુદ્ધ" નામની કુસ્તી ઉપરથી તેઓએ લીધું છે. વળી જાણીતી જાપાનીઝ કસરત "જો-જુ-સુ" હિંદી બાક કુસ્તી ઉપરથી આપણી દેશી કસરતનું અનુકરણ કરીને પરદેશી લોકોએ પોતાની પદ્ધતિ રચી છે.

## શરીર, મન અને આત્માની ખીલવણી

પ્રૉ. રામમૂર્તિએ આગળ ચાલતાં જણાવ્યું કે, આપણી દેશી કસરતની પદ્ધતિ શરીરની અંદરના અવયવોને મજબૂત બનાવી તંદુરસ્તી અને શરીરબળ આપે છે; એટલુંજ નહિ પણ તેથી આત્મા અને મનની ખીલવણી પણ સારી રીતે થાય છે. આથી તે દરેક રીતે સાયન્ટીફીક એટલે સાયન્સના સિદ્ધાંતોને અનુસરીને રચાયલી છે. આપણી પદ્ધતિના બે ભાગ છે. પ્રાણાયામ અને વ્યાયામ. વ્યાયામ, એટલે શરીરને મજબૂત બનાવવાની કસરત. પ્રાણાયામ એટલે પ્રાણ, મન તથા આત્માને ખીલવનારી કસરત. પ્રાણાયામ કરવાથી ફેફસાંમાં શુદ્ધ હવા જાય છે અને તેથી લોહી શુદ્ધ થાય છે; તેથી કામ કરવામાં સારીરીતે ધ્યાન આપી શકાય છે, એટલે કે મનની એકાગ્રતાની શક્તિ વધે છે અને એ રીતે અમુક બાબત ઉપર એક ચિત્ત રાખવાથી મનને તથા આત્માને શાંતિ મળે છે અને ફિકરચિંતા દૂર થઇ સુખ મળે છે. વળી પ્રાણાયામ તથા ધ્યાનથી પ્રાણશક્તિ અને શરીરની તથા મનની તાકાત વધી આવરદા લાંબો થાય છે. આ રીતે આપણી કસરતપદ્ધતિ શરીર, મન અને આત્માને ખીલવી આપણને સુખનું પરમ સાધન બક્ષે છે.

## પ્રૉ૦ રામમૂર્તિના અદ્ભુત બળનું રહસ્ય

તેઓ તેમના અદ્ભુત પ્રયોગો કેવી રીતે કરે છે; એમ પૂછતાં પ્રૉ૦ રામમૂર્તિએ જવાબ આપ્યો કે, તેનું રહસ્ય પણ આપણી પ્રાણાયામ અને ધ્યાનની પદ્ધતિમાં છે. જ્યારે મારી છાતીપરથી મોટર લઇ જવાની હોય કે ભારે પથરો તોડવાનો હોય, ત્યારે હું મારૂં બધું ચિત્ત છાતી ઉપરજ રોકું છું અને જાણે સમાધિ ચઢાવી દીધી હોય તે પ્રમાણે બીજા દરેક ખ્યાલ તથા વિચારો ભૂલી

જાઉં છું. આ રીતે હું બીલકુલ ઇજાવગર આ બધા પ્રયોગો કરી શકું છું; કારણકે મન એ સૌથી સર્વોપરિ સત્તા છે અને તે શરીરને કાબુમાં રાખી શકે છે.

શરીરબળ તથા તંદુરસ્તીને માટે માંસાહારની જરૂર છે કે નહિ? એમ પૂછતાં પ્રૉ૦ રામમૂર્તિએ જણાવ્યું કે, અનાજ તથા વનસ્પતિથી જેટલું બળ તથા શક્તિ મળે છે, તેટલું માંસાહારથી મળતું નથી. તેમાં સાત્વિક ગુણો રહેલા હોવાથી મન મજબૂત થાય છે અને શરીર ઉપર કાબૂ રાખી શકે છે; પણ માંસાહારમાં રજો અને તમોગુણ હોવાથી મન તામસી પ્રકૃતિનું બને છે અને શરીર ઉપર તે સત્તા ચલાવી શકતું નથી.

વળી ઘઉં, કઠોળ વગેરે અનાજમાં પુષ્ટિ આપનારાં તત્ત્વો જોઇએ તેટલા પ્રમાણમાં છે. તેમાં અડદની દાળ એટલીબધી પુષ્ટિકારક છે કે તેને માંસદાળ કહેવામાં આવે છે, તેમજ ઇંડાંમાં જે તત્ત્વ છે તે બદામમાં પણ છે. એકંદરે આપણો અનાજ અને વનસ્પતિનો ખોરાક માંસાહાર કરતાં ચઢીઆતો છે. આપણે હિંદીઓ હાલમાં નબળી દશામાં છીએ તે કંઇ માંસાહાર નહિ કરવાને લીધે નથી; પણ આપણા ઉત્તમ જૂના રિવાજો તથા આપણું શૌર્ય તથા વીરતા ભૂલી જવાથી આપણે આવી સ્થિતિમાં આવી પડ્યા છીએ. તેમાં આપણા ખોરાકનો દોષ નથી. આપણો ખોરાક તો એટલો ઉત્તમ છે કે યૂરોપઅમેરિકાના ઘણા લોકો હવે માંસાહાર છોડીને અનાજ તથા વનસ્પતિનો ખોરાક લેવા લાગ્યા છે.

## મુંબઈમાં રહીને શું કરવા માગે છે ?

હવે ભવિષ્યમાં તમે શું કરવા માગો છો ? એ સવાલના જવાબમાં પ્રૉ૦ રામમૂર્તિએ કહ્યું કે, મેં મારૂં સરકસ ગયે વરસે બંધ કરી નાખ્યું છે અને હવે હું આપણી પ્રજાની તંદુરસ્તી તથા શારીરિક બળ ખીલવવાના કામમાં મારી જીંદગી ગુજારવા માગું છું. તે કારણથી મેં મુંબઈમાં કૉંગ્રેસ હાઉસમાં એક કસરતશાળા ખોલી છે; તેમાં હું રોગ સારા કરવાની તથા શરીરબળ ખીલવવાની કસરત પ્રજાને શીખવવા માગું છું. તે સિવાય હું કેટલાક જણાને મારી પદ્ધતિની તાલીમ આપી શિક્ષકો તૈયાર કરવા માગું છું, કે જેથી તેઓ જૂદા જૂદા ભાગોમાં જઇને આપણી દેશી પદ્ધતિનો દેશને લાભ આપી શકે. મેં મુંબઇમાં હાલમાં શરૂઆત કરી છે તેનું કારણ એ છે કે, બીજાં બધાં શહેરો કરતાં મુંબઈમાં લોકો વધારે નબળા અને રોગી છે, તેથી તેમની તંદુરસ્તી ઉપર પહેલાં ધ્યાન આપવાની જરૂર છે. મારો હેતુ અહીં શારીરિક ખીલવણીમાટે મોટી કૉલેજ સ્થાપવાનો છે; અને હું આશા રાખું છું કે, તે માટે જોઇતી જમીન તથા બીજી સગવડ અહીંની સરકાર, મ્યુનિસિપાલીટી તથા પ્રજા તરફથી મળી શકશે. વળી બે વરસ પછી આખી દુનિયાના કસરતબાજો અને ખેલાડીઓને અહીં બોલાવી એક રમતગમતનો મેળાવડો કરવાની પણ મારી ઇચ્છા છે. શરીરબળ મેળવવા તરફ તમારૂં ધ્યાન કેવી રીતે વળ્યું ? આના જવાબમાં પ્રૉ. રામમૂર્તિએ જણાવ્યું કે, હું નાનો હતો ત્યારે મારાં સગાંવહાલાં મને રામાયણ તથા મહાભારતની કથા સાંભળવા લઈ જતાં હતાં. ત્યાં ભીમ, અર્જુન, દુર્યોધન, હનુમાન વગેરેનાં પરાક્રમો સાંભળી મને પણ તેમના જેવા બળવાન થવાની ઇચ્છા થઈ અને મેં અખાડા તથા કસરતશાળામાં તાલીમ લેવા માંડી.

પ્રૉ૦ રામમૂર્તિએ આગળ ચાલતાં જણાવ્યું કે, દુનિયામાં કામ કરવાને તથા તંદુરસ્તી અને સુખ ભોગવવાને શારીરિક કસરતની ખાસ જરૂર છે; એટલુંજ નહિ પણ આપણું સ્વમાન તથા મોભો જાળવવાને માટે પણ તેની જરૂર છે.

## યૂરોપે પ્રૉ૦ રામમૂર્તિની કરેલી કદર

પ્રૉ૦ રામમૂર્તિની કારકીર્દિ પહેલેથીજ યશસ્વી નિવડી છે. તેઓ ઇ૦ સ૦ ૧૮૮૩માં મદ્રાસ ઇલાકાના વિજયાનગર પાસેના ગામમાં જન્મ્યા હતા. શરૂઆતથીજ તેમનું ધ્યાન શારીરિક ખીલવણી તરફ હોવાથી તેમણે બહુ અભ્યાસ કર્યો ન હતો. સને ૧૯૦૫ માં યૂરોપનો પ્રખ્યાત સેંડો મદ્રાસમાં આવ્યો, ત્યારે પ્રૉ૦ રામમૂર્તિએ તેના ખેલ કરી બતાવવાની ચેલેંજ આપી હતી; પણ સેંડોએ તે કબૂલ રાખી નહોતી. ત્યાર પછી પ્રૉ૦ રામમૂર્તિ પણ પોતાની પાર્ટીસાથે હિંદમાં ફરીને પોતાના ખેલો દેખાડવા લાગ્યા. સને ૧૯૦૯ માં તે જાપાન જવા નીકળ્યા, પણ મલાક્કામાં ત્યાંના કોઇ અદેખા ખેલાડીએ ઝેર આપવાથી તેમની તબિયત બગડી અને તેઓ હિંદ પાછા

આવ્યા. બાદ સને ૧૯૧૧ માં રાજ્યાભિષેકપ્રસંગે તેઓ વિલાયત ગયા હતા અને ત્યાં ભેગા થયેલા રાજા, મહારાજા તથા અમીરઉમરાવો આગળ પોતાના ખેલો બતાવી મોટી નામના મેળવી હતી અને તેમને કેટલાક સોનાના ચાંદો તથા સર્ટિફિકેટો મળ્યાં હતાં. ત્યારપછી તેઓ ફ્રાન્સમાં ગયા હતા. ત્યાં પણ તેમની સારી કદર થઇ હતી અને ત્યાંનાં છાપાંઓએ તેમની તારીફ કરી જણાવ્યું હતું કે, પ્રૉ૦ રામમૂર્તિ આગળ યૂરોપના સેંડો, સેમ્સન વગેરે કંઇ વિસાતમાં નથી અને તેમની જૂના જમાનાના હરક્યુલીસ, ભીમ વગેરે દૈવી બળવાળા પુરુષો સાથે સરખામણી કરી હતી.

ફ્રાંસમાં પ્રૉ૦ રામમૂર્તિને એક અકસ્માત નડવાથી હિંદ પાછા ફરવું પડયું. તેઓ પોતાની છાતીપરથી હાથીને જવા દેવાનો ખેલ કરતા હતા એટલામાં ત્યાંના કોઇ યૂરોપીયન હરીફે તેમની છાતીપર મૂકેલા પાટીઆને છેડવાથી પાટીયું તૂટી ગયું હતું અને હાથીનો પગ પ્રૉ૦ રામમૂર્તિની છાતી ઉપર પડવાથી તેમની પાંસળીઓ ભાંગી ગઇ હતી. આથી પ્રૉ૦ રામમૂર્તિને કેટલાક મહિના માંદા રહેવું પડયું અને તેઓ હિંદ પાછા ફર્યા હતા.

---

# સિંહણની છાતી

( રાષ્ટ્રશક્તિ-તા. ૧-૯-૨૬ )

એ જુલમી રાજાનો મદ તોડવા એણે શસ્ત્ર ઉપાડયાં. જેની છાંયા હેઠળ શીતળ શાંતિ પામવાને બદલે લોકોના હૈયામાં ભડભડ દ્વેષ સળગતો. તેની સત્તાને ધૂળમાં રગદોળવાને શિરને સાટે એણે રણઘેલા પ્રજાજનોની સરદારી સ્વીકારી અને ચીનના એ મહાજાલિમ સમ્રાટને યુદ્ધનાં કહેણ કહાવ્યાં, સમ્રાટે દરબાર ભર્યો. "કોણ છે આ પત્રનું લખનાર મગતરૂં ? ચીનના સાર્વભૌમ સત્તાધારી શહેનશાહ સામે ઉંચી આંખો કરનાર કોણ છે આ, જેને માથે કાળ ભમી રહ્યો છે ? યમરાજનાં એને તેડાં આવ્યાં છે કે શું ? "

સેનાપતિએ પડકાર કર્યો:-"મહારાજ ! એની માતા તો આપણા કેદખાનામાં સબડે છે. હુકમ કરો, કે તેનું ધડ શિરથી જૂદું પડે."

સમ્રાટે ફરમાન કાઢયું:-" જણાવો એ ડોશીને કે તારા પુત્રને તરવાર મ્યાન કરવાનું ફરમાવ, નહિ તો તારૂં ડોકું ધડથી જૂદું થશે."

હાથમાં ખંજર લઈ સેનાપતિ ડોશીના કેદખાનામાં ચાલ્યો.

× × × × × ×

નાનકડી કોટડીમાં એક ખૂણે એ બેઠી હતી. ગાત્ર એનાં ગળવા લાગ્યાં હતાં. શરીર હાડચામનો માળો હતું પણ એ હાડચામના માળા પાછળ બ્રહ્માંડને ડોલાવે તેવો આત્મા ભભુકતો હતો. બાર ઉઘડયાં ને ખંજરસહિત સેનાપતિએ આવી સમ્રાટનો સંદેશો કહ્યો.

" તરવાર મ્યાન કરવાનું ફરમાવ તારા પુત્રને ઓ ડોશીમા ! નહિ તો, આ ખંજર તારી છાતીમાં ભોંકાઇ તને પળવારમાં હતી નહતી કરશે.

પણ જગતના ઇતિહાસે જેનાં નામ જાણ્યાં નથી એવી એ તો સિંહણ હતી ! એ નનામી વીરાંગનાની ગગનભેદી ગર્જના ચીનના ઇતિહાસમાં સદાયે સુવર્ણાક્ષરે રહેશે !

" નરાધમ ! નરાધમોના સરદાર તારા સમ્રાટને કહેજે કે, સિંહણનાંજ બાળક સિંહ નિવડે છે. શમશેરની ધારે તું મને ડરાવવા ઇચ્છે છે ? મારા રુધિરની નીક મારા દેશને કાજે ભલે વહો ! " વૃદ્ધ વીરાંગનાએ સેનાપતિના હાથમાંથી ખંજર ઝુંટવી લીધું ને પોતાની છાતીમાં આરપાર ભોંકી દાધું.

" નીચ ! તારામાં કંઇ પણ હૈયું હોય, તો લઇ જજે આ રક્ત ગળતું ખંજર, ને સંભળાવજે મારો છેલ્લો બોલ મારા સપુતને કે "બેટા ! જાલિમને કાજે તારી સમશેર સદા ભભુકતી રહો. તારી માતાના દેહની તને બીક હતી તે હવે ટળી છે. પ્રજાનાં દુઃખદર્દમાં તારી ભાગીદારી સદાય અવિચળ રહો અને પુત્ર સુખી કરો મારૂં જન્મસ્થાન, મારી માતૃભૂમિને સ્વતંત્ર કરો ! '

# આ દેશની દુર્દશાનું દિગ્દર્શન

( લેખકઃ-**વૈદકવિ દુર્લભ શ્યામ ધ્રુવ** બાનોસા. પો. દરીઆપુર, વરાડ. )

## વાતાવરણની અસર

વાતાવરણની કેટલી હદસુધી અસર થાય છે તે સંબંધમાં હું તમને મારા અનુભવનો દાખલો આપીને તેનું રહસ્ય સમજાવવા માગું છું. એક દિવસ સુંદર પ્રભાતે હું અત્યંત આનંદની સાથે નિદ્રામાંથી જાગ્રત થયો. આ સમયે મારા શરીરમાં સ્ફુર્તિ હતી અને મારૂં મન આનંદથી ઉભરાઈ જતું હતું. મારે અમુક ઠેકાણે જવાનું હતું. હું તરતજ સ્ત્રીટકારમાં બેઠો. આ કારની અંદર મારી બાજુમાંજ એક ચિંતાતુર માણસ અગાઉથી બેઠો હતો. તેની કોઈ ઉંડી ચિંતા (વ્યગ્રચિત્ત)એ મારા મન ઉપર એટલી બધી અસર કરી કે મારો આખો દિવસ ગમગીનીમાંજ ગયો ! પ્રથમ મને ખબર નહોતી કે એ માણસ શોકગ્રસ્ત હશે. તે એટલો બધો શોકમાં હતો કે તેની આવી સ્થિતિનાં આંદોલનો આસપાસ પ્રસરી રહ્યાં હતાં. આ વખતે મારા મનમાં કશાય વિચારો નહિ હોવાથી તેના શોકમય વિચારે મારા મન ઉપર ભારે અસર કરી ! તમે મને પૂછશો કે, હું જ્યારે એટલો બધો આનંદના આવેશમાં હતો ત્યારે તે માણસના મન ઉપર મારા આનંદની અસર હું કેમ ન કરી શકયો ? આ તમારો પ્રશ્ન વ્યાજબી છે. મારા આનંદની અસર તેના શોક ઉપર થવી જોઇતી હતી, તેને બદલે તેના શોકની અસર મારા આનંદની ઉપર થઇ એ શું ! આનું સ્પષ્ટીકરણ હું કરૂં છું તે તમે ધ્યાન દઇને સાંભળો. એ માણસના અંતઃકરણમાંથી શોક(ગમગીની)નો બળવાન ધોધ (પ્રવાહ) કાયમ વહ્યા કરતો હતો. કહેવાની મતલબ એ છે કે, તે શોકમાંજ મગ્ન બની ગયો હતો અને શોકસિવાય તેના મનમાં બીજો વિચારજ ન હતો; જ્યારે હું કોઈ પણ વિચારમાં એકાગ્ર નહોતો. રસ્તામાં જે જે દૃશ્યો આવતાં તે તરફ હું આમતેમ જોયા કરતો, તેથી તેના શોકમય પુદ્ગલોએ મારા ઉપર અસર કરી.

## ઓજસ્વીના શરીરમાંથી ઓજસ્ વહે છે.

તમો જ્યારે ભાષણ સાંભળવા જાઓ છો, ત્યારે તમને આટલો અનુભવ તો થતોજ હશે કે, કેટલાક વક્તાની શ્રોતાઓ ઉપર સચોટ અસર થાય છે અને કેટલાકની નથી થતી. જે ઓજસ્વી હોય છે તેના શરીરમાંથી ઓજસ્ સતત વહ્યાજ કરે છે. જેમ પુષ્પમાંથી સુગંધ વહે છે અને લોહચુંબકમાંથી અમુક પ્રવાહ વહે છે, તેમ ઓજસ્વીના શરીરમાંથી ઓજસ્ વહે છે. ઓજસ્ પોતાની આસપાસનાં માણસો ઉપર અજબ અસર કરે છે ! આવી રીતે પેલા ગમગીન માણસના શરીરમાંથી વહેતા પ્રવાહે મારા શરીરપર અસર કરી હતી.

## વિચાર ગમે ત્યાં અસર કરી શકે છે.

આ ઉપરથી જોડાજોડ બેસવાથીજ આપણા મન ઉપર અસર થાય છે અને બીજી રીતે નથ થતી, એમ સમજવાનું નથી. વિચારની પ્રેરણા ઘણે દૂરસુધી પણ પહોંચી શકે છે. શાપના કે આશીર્વાદના વિચારોથી તમે માણસનું ભુંડું અગર ભલું કરી શકો છો. એક હીલર પોતાના ઘર આગળ બેઠો બેઠો આરોગ્યના પ્રબલ આંદોલનોથી દૂરના દરદીને રોગમુક્ત કરી શકે છે. હિમાલયના શિખર ઉપર જવાથીજ કલ્યાણ થઇ જાય છે એમ ન સમજશો. તે માણસ પણ વિચારોના આકારોથી છટકી જઈ શકતો નથી. જેવા અને જેટલા વિચારો, તેવી અને તેટલી તેની અસર.

## કોઇની ઈર્ષ્યા કે નિંદા ન કરો.

દરેક માણસ પોતાના દોષો ભલે ઓછાવત્તા પણ છુપાવવા માગે છે અને બીજાના દોષો ઉઘાડા કરવા માગે છે. આવી રીતે પરાયા દોષનું દર્શન કરવું તે સારૂં નથી. આ ટેવ બીલકુલ ખરાબ છે. આવા પારકા દોષનું દર્શન કરનારા માણસો પોતાના અંતઃકરણને ઈર્ષ્યાળુ અને સંકુચિત બનાવે છે. કોઇની નિંદા અગર ઈર્ષ્યા પોતાને તથા સામાને શું નુકસાન કરી રહ્યાં છે તેની તેને ખબર નથી હોતી. કોઇની નિંદા કરવી અગર કોઇનું વાંકું બોલવું એ મોટામાં મોટો દુર્ગુણ છે. આપણે જેને માટે જ્યારે ખરાબ વિચાર કરીએ છીએ, ત્યારે તે વિચારમાં તેને નુકસાન કરવા થોડુંઘણું તત્ત્વ તો એની મેળેજ સમાઇ જાય છે. આ પ્રવાહ જેની આપણે નિંદા કે ઈર્ષ્યા કરવાનું

ધાર્યું છે તે તરફ વળે છે અને તેને નુકસાન પણ કરે છે. જો આપણા આ પ્રવાહની સામા માણસ ઉપર અસર ન થઇ તો તે પ્રવાહ ત્યાંથી ઉછળીને પાછો આપણી તરફ વળે છે અને આપણને નુકસાન કરે છે. આ એક કુદરતનો ખાસ નિયમ છે કે, સારા વિચારોથી આપણી આસપાસ ફિરસ્તાઓ ઉત્પન્ન કરીએ છીએ; જ્યારે ખરાબ વિચારોથી આપણે આપણી આસપાસ સેતાનો પેદા કરીએ છીએ. તમારા શત્રુની પાસે સારા વિચારનાં આંદોલનો મોકલવાથી સમયપરત્વે તેજ માણસ તમારો શત્રુ મટીને મિત્ર બની જાય છે. સુવિચાર કરવામાં આપણને કશુંય ખર્ચ કરવું પડતું નથી, કે વધારે તકલીફ ઉઠાવવી પડતી નથી. રંકમાં રંક પણ સુવિચારથી સમાજનું કલ્યાણ કરી શકે છે.

**સારા થવું હોય તો સત્યને શોધો.**

અંતમાં એટલું સંભાળજો તથા સાંભળજો કે, તમે ખરાબ વિચાર નથી ધરાવતા. ભલે ન ધરાવતા હો, એટલા તમે પ્રશંસાપાત્ર છો; તોપણ એટલું સમજજો કે, મહાપુરુષે એ સત્યની કિંમત બહુ ભારે આંકી છે. તમે એકાગ્ર બની પ્રેમપૂર્વક તથા સાચી શ્રદ્ધાથી સત્યની ઉપાસના કરો. જો તમે સત્યની શોધમાં હશો, તો તમને તમારી ઇચ્છાનુસાર કોઇ પણ ઠેકાણે કોઇ સાચો માર્ગદર્શક પણ મળી જશે. જગતના ગુરુઓ અને પ્રભુના પ્રિય ભક્તો કહી ગયા છે કે, જીવનના ભોગે પણ સત્યને ચૂકશો નહિ. આ સત્ય તમને સારાના સંગથી મળશે અને તેથી તમે સુખી થશો.

---

# આધુનિક કેળવણી–યુવાનોપર માઠી અસર

## પ્રૉ૦ રાધાકૃષ્ણનો મત.

(**હિંદુસ્થાન** તા. ૨૨–૧૧–૨૬)

કલકત્તા યુનીવર્સીટીના પ્રૉફેસર એસ. રાધાકૃષ્ણ, જેઓ ઇંગ્લંડ અને અમેરિકાનો પ્રવાસ કર્યા પછી મદ્રાસ થઇને આજે અહીં પાછા ફર્યા છે, તેમની મુલાકાત એસોસીએટેડ પ્રેસના પ્રતિનિધિએ લીધી હતી. તે મુલાકાતદરમિયાન તેમણે જણાવ્યું હતું કે, જો આપણા જુવાનીઆઓને પોતાનીજ સંસ્કૃતિ તરફ ધિક્કાર દેખાડવાની તાલીમ મળતી રહેશે, તો આપણો દેશ કે જે ક્યારનોય બહારથી ભાંગી ભુક્કો થયો છે, તેના પુનરુદ્ધારની આપણે થોડીજ આશા રાખવી રહી. પોતાના વ્યક્તિત્વમાટેનું માન આપણે આમવર્ગેજ કરવાના નૈતિક સુધારા અને શિક્ષણના સંગીન પાયારૂપે છે. કમનસીબે આપણી કેળવણીની પદ્ધતિએ આપણી સંસ્કૃતિના માટે પ્રેમ ધરાવતા કર્યા નથી. તેનું પરિણામ એ આવ્યું છે કે, આપણામાંના ઉત્તમ પુરુષો પણ પ્રાચીન પ્રમાણોના આધારે આગળ વધવાને બદલે આગલી વાતોથીજ અટકે છે. જો આપણી કેળવણી આપણા જીવનમાં ઉતારી હોત, તો આપણે આપણા વહેમો કે જેમાં આપણને હજીએ વિશ્વાસ છે તે દૂર કર્યાં હોત. આપણી કેળવણીના અઘટિત સાહિત્યના સ્વરૂપે આપણા જીવનના સવાલોનો સામનો કરવામાટે આપણને નાલાયક બનાવ્યા છે. આપણા ગ્રેજ્યુએટો ફક્ત કાયદા અને જાહેર નોકરીમાટે લાયક છે તેમાં તેઓ લાગેલા ન હોય ત્યારે તેઓ રાજદ્વારી ચળવળમાં ઝંપલાવે છે. હાલની આર્થિક અસ્વસ્થતા ટાળવી હોય તો દેશના અગાધ બુદ્ધિબળને દેશનાં મોટાં રાષ્ટ્રીય સાધનો ખીલવવાના ઉપયોગમાં લેવાની કોઇ રીતિ અખત્યાર કરવી જોઇએ. કેળવણીમાટે આપણે ત્યાં અલગ રખાતું નાણું પાશ્ચાત્ય પ્રજાઓની કેળવણીમાટે તે રીતના રખાતા નાણાંના પ્રમાણમાં કાંઇ હિસાબમાં નથી. કેળવણીના વિષયમાં એક મહાન રાષ્ટ્રીય પ્રયત્ન થવાની જરૂર છે.

# બ્રહ્મચર્યાશ્રમની જરૂર

(ડૉ૦ **કલ્યાણદાસ** દેસાઇ. **હિંદુસ્થાન** તા. ૩૦–૩–૨૬)

ગુજરાતમાં બ્રહ્મચર્યાશ્રમનું મીંડુ છે. સ્વામીશ્રી નિત્યાનંદજી મહારાજ વ્યાખ્યાન આપતાં વારંવાર કહેતા કે, "ગુજરાતીએ લડકે લડકી કી પ્રજા હૈ." તમારામાં શૌર્ય, નિડરતા તથા સાહસ ક્યાંથી હોય ! ગુજરાતીએ બુદ્ધિવાન છે, રસિક છે, વ્યાપારકુશળ છે; પણ તેઓમાં જોશ, ઝનુન કે કોઈ-પણ કાર્ય પાછળ મરી ફીટવાની તેમનામાં શક્તિ નથી. અનેક મુસલમાન બાદશાહોએ, અનેક મરાઠા સરદારોએ આવા આ પ્રાંતપર ઘા કર્યા કે તેને શરણુ ગુજરાત થયું છે. અહમદશાહે અમદાવાદ વસાવ્યું; ભરૂચ, સુરત અને ખંભાતના નવાબોએ નવાબશાહી ચલાવી. અનેકવાર આ શહેરો લૂંટાયાં. આખરે અંગ્રેજો માલીક થઇ બેઠા, પણ તેનો બચાવ કરવા ગુજરાતીઓ આ છેલ્લા થોડા સૈકામાં મરણીઆ થઈ લડ્યા નથી. દુર્બળ તથા કાયર પ્રજા શી રીતે લઢી શકે ? આ સર્વ દોષોનું મૂળ બ્રહ્મચર્યનો અભાવજ છે. બ્રહ્મચર્ય એટલે વિવાહ ન કરવો અને લગ્નથી દૂર રહેવું એટલુંજ નથી. બ્રહ્મચર્ય એટલે ઇંદ્રિયોનો નિગ્રહ, તપોમય તથા કઠણ જીવન છે. મોજશોખ–એશઆરામથી દૂર રહેવું, નિયમિત તથા સાદું જીવન ગાળવું એમાંજ બ્રહ્મચર્ય છે. બ્રહ્મચારી કુદરતનાં બાળક છે અને કુદરત માતાના સ્વાભાવિક નિયમો પાળી જીવન ગાળે છે, ત્યારે આપણું જીવન બનાવટી, કપટી અને વ્યવહારને અવલંબીને હોય છે.

બ્રહ્મચર્ય પાળવામાટે નિત્ય નિયમપૂર્વક બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠવું જોઇએ. સૂર્યોદયસમયે સ્નાન ઇત્યાદિથી નિવૃત્ત થઈ સંધ્યા, અગ્નિહોમ વગેરે કરવાં જોઇએ, નિત્ય વ્યાયામ કરી શરીરને વજ્ર જેવું બનાવવું જોઇએ, સાદો પણ પૌષ્ટિક આહાર કરવો જોઇએ, નમ્રતા, વિનય, સત્યતા, સાધુતા ખીલવવાં જોઇએ અને વિદ્યાભ્યાસમાં મસ્ત બની શરીર, બુદ્ધિ તથા આત્માને પુષ્ટ કરવાં જોઇએ. કુદરતનાં સુંદર દશ્યોની વચમાં રહીને તેના નિયંતાની અનોખી કૃતિઓ નિરખી તેની સાથે આનંદની ગોષ્ટિ કરતાં શીખવું જોઇએ. આવી અવસ્થાનું નામ બ્રહ્મચર્ય છે. આ જીવન કંઈ ગૃહસ્થાશ્રમીઓની વચમાં રહી ગાળી શકાય નહિ.

અર્થ તથા કામમાં ચકચૂર ગૃહસ્થીઓની વચમાં બ્રહ્મચર્યના આદર્શો ફળીભૂત ક્યાંથી થાય ? વળી ગૃહસ્થીને પોતાનું જીવન નિભાવવાની ફિકર હોય, રાતદિવસ તેના પ્રયાસમાં રોકાયલા હોય, એવા તે ગૃહસ્થીને પોતાના બાળકને બ્રહ્મચર્ય પળાવી,નિયમપૂર્વક સાદું જીવન ગળાવી,વિદ્યા આપવાની ફુરસદજ ક્યાંથી હોય ? રંગરાગમાં અને અનેકવિધ ભોજન તથા અનેક રીતે શોભતા વસ્ત્રાલંકારમાં ચકચૂર તે ગૃહસ્થીઓ બ્રહ્મચારીને સાદાઇનો, ઇંદ્રિયનિગ્રહનો પાઠ શી રીતે શીખવી શકે ? વળી શીખવે તો તે પાઠની અસર પણ બ્રહ્મચારીપર કેટલી પડે ? એ તો પોથીમાંનાં રીગણાં જેવુંજ થાય ! વળી બીચારા શહેરીઓની ગંદી હવામાં કોઇ ખૂણામાં જ્યાં રોટલો આપે પણ ઓટલો ન આપે એવી સાંકડી જગ્યામાં માંડ જીવન ગાળતા હોય; જ્યાં સૂર્ય, ચંદ્ર તથા તારાનાં દર્શન અલભ્ય હોય, તેવા સ્થાનમાટે બ્રહ્મચારી કુદરતનો બાળક હોઇજ ન શકે. ખરો મનુષ્ય પેદા કરવો એ કાંઇ જેમ અનાયાસે માતાપિતાના વિકારોથી બાળક સૃષ્ટિમાં આવે છે તેમ સહેલું નથી. ખર–મનુષ્ય પેદા કરવા હોય તો હાલની રીત ઠીક છે, પણ જો નર–મનુષ્ય પેદા કરવા હોય તો તેનો સાંચો તો જૂદોજ છે. આપણા પૂર્વજોએ નર બનાવવાનો એક સાંચો પેટંટ કર્યો હતો, એમાંથી દરેક બાળક પસાર થતું હતું. એ સાંચો તે ગુરુકુળ છે. જે આર્યપ્રજા એક વખત જગતની શિરતાજ હતી; જેની સંસ્કૃતિ તથા વિદ્યાનાં બ્યુગલ દુનિયાના એક છેડાથી બીજા છેડાસુધી વાગી રહ્યાં હતાં; જેના બ્રાહ્મણો પાસે પૃથ્વીભરના માનવો શિષ્ય બની જ્ઞાનપિપાસા તૃપ્ત કરતા હતા; જેના યોદ્ધાઓનાં રણવાદ્ય પૃથ્વીપરની દરેક જાતિપર જીતના જોસદાર ઘોષો સંભળાવતાં; જેના વૈશ્યો સમુદ્રમંથન કરી, વ્યાપાર ખેડી, પોતાના હુન્નરોથી કાંચનમયી લક્ષ્મીદેવીને પોતાને ઘેર લાવી વસાવતા; તે આર્યપ્રજા ? તે શૂર, વીર, ધીર, સત્યાગ્રહી, ઐકયના બળથી સર્વપર ઝઝુમતી, સર્વની પર પોતાની હાક વર્તાવતી, તે ઉપદેષ્ટ્ય આર્યપ્રજા આજે છે નહિ; કારણ કે તે આર્યપ્રજાનો ઉત્પન્ન કરનાર ઋષિઓનો પેટંટ સાંચો ગુરુકુળ નષ્ટ થયો. તે સાંચાનો ચલાવનાર

ગુરુ છે. ગુરુ બાળકને સાત આઠ વરસની ઉંમરે યજ્ઞોપવીત આપી તેને દ્વિજ બનાવે છે—તેને બીજો જન્મ આપી તેનો બીજો જન્મદાતા બને છે. ઓછામાં ઓછું ૨૫ વરસની ઉંમરસુધી બ્રહ્મચર્ય પળાવી, વિદ્યા ભણાવી, ઉત્તમ સંસ્કારો આપી, નિર્મળ વાતાવરણ રાખી તેને નર બનાવી પ્રજાને અર્પણ કરે છે. આ પ્રાચીન પ્રથાએજ આપણને એક જીવતી જાગતી પ્રજા બનાવી હતી. આ પદ્ધતિના નષ્ટ થવાસાથે આપણું પ્રજાત્વ નષ્ટ થયું, ગાઢ અજ્ઞાને પ્રજામાં વાસ કર્યો અને અંધપરંપરા શરૂ થઈ. પ્રજાનાં ભાષાઐક્ય, ધર્મઐક્ય તથા વિચારઐક્ય દૂર થયાં અને અવસ્થા છિન્નભિન્ન થઇ. ગુજરાતી ભાઇઓ! આપણામાં જે કાયરપણું—નિરૂત્સાહ છે, આપણે કાર્યો આરંભ કરી પાછળ પડીએ છીએ તેનું કારણ આપણામાં શરીરબળ નથી.

હિંમત, અડગતા, ધૈર્ય અને ખંત નથી તથા આપણા વૈદિક ધર્મની વિજળી આપણામાં ચમકારો જગાડી, પાછી મંદ પડી જાય છે તેનું કારણ તપાસો તો આજ છે. બ્રહ્મચર્યનો અભાવ તથા તેને પોષનાર કૃત્રિમ જ્ઞાતિઓનાં બંધનો એજ આપણી અધોગતિનું કારણ છે. શું આપણી સંતતિને આપણે તેમાંથી ઉગારી શકીશું? શું તેઓને દૃઢ તથા આગ્રહી બનાવવા આપણે ઇચ્છીએ છીએ? શું તેઓ દેશનો ઉદ્ધાર કરી શકે એમ આપણી સતત લાગણી છે? જો તેમ હોય તો બ્રહ્મચર્યાશ્રમનો પુનરુદ્ધાર કરનારી ગુરુકુળ સંસ્થાજ તે કાર્ય કરી શકશે. તે સંસ્થામાં આપનાં બાળકો મૂકો, તેનું પોષણ કરો તથા તેના અગ્રગન્તા બનો! **उत्तिष्ठित! जाग्रत! प्राप्य वरान्निबोधत ॐ राम!**

# આરોગ્યવિજ્ઞાન

### (દૈનિક હિંદુસ્થાનના એક અંકમાંથી)

### મેલેરીઆ અને કવીનાઇન

'લીટરરી ડાયજેસ્ટ'માં આ વિષય ઉપર નીચે પ્રમાણે લખેલું છેઃ—

કવીનાઇનથી મેલેરીઆના જંતુઓ નાશ થઈ જશે; પણ મેલેરીઆના જંતુને શરીરમાં આવતા અટકાવવાની શક્તિ નથી—અર્થાત્ મેલેરીઆનાં જંતુઓને તે મારી નાખશે, પણ એની અસરમાટે મેલેરીઆનાં જંતુઓ શરીરમાં હોવાં જોઇએ.

વળી કવીનાઇન થોડા પ્રમાણમાં આપ્યું હોય તો તે વધારે અસર કરે છે. જ્યારે કવીનાઇન વધારે પ્રમાણમાં અપાય ત્યારે માણસના ઉપર વધારે અસર કરે છે; પણ સૌથી અજાયબ સત્યો આ વિષયમાં તો ગાંડાની ઇસ્પિતાલના કેસોના મળેલા અનુભવોપરથી રચાયેલાં છે. અજાયબીભરી વાત એ છે કે માણસનું ગાંડપણ, તે માણસના શરીરમાં મેલેરીઆના જંતુઓ દાખલ કરવાથી મટી જાય છે. હાલના જમાનામાં ગાંડપણ અને પક્ષાઘાતને અટકાવવાને માટે અને મટાડી દેવાને માટે આ રીતજ વપરાય છે; એટલે કે તે માણસના શરીરમાં મેલેરીઆનાં જંતુઓ બહારથી દાખલ કરવામાં આવે છે. આ પ્રકારે ઘણા દરદીઓ સાજા થઈ ગયા છે. આ સત્ય કંઇ નવું શોધાયું નથી; પણ પુરાતન કાળના વૈદ્યો જેવા કે, હાપ્પોક્રેટ અને ગેલેનને પણ આ માહિતી હતી. મેલેરીઆનાં જંતુની મગજ ઉપર થતી અસર તો ઘણા કાળથી જાણીતી છે.

ઇંગ્લાંડની ગાંડાની ઇસ્પિતાલમાં ઘણા રોગીઓને આ પ્રકારની દવા આપવામાં આવી હતી અને તેમાંથી ૩૦ ટકા તો તદ્દન સાજા થઇ ગયા હતા. ત્યારથી ડૉક્ટરો અને રોગચિકીત્સકો મેલેરીઆના જંતુને રોગનાશકતરીકે વાપરવા તથા એવા બીજા જંતુઓ શોધી કાઢવા પ્રેરાયા છે. આ પ્રકારે લેબોરેટરીમાં મેલેરીઆનાં જંતુ શરીરમાં બહારથી દાખલ કરવાથી શરીર ઉપર થતી પ્રત્યેક અસર તેઓ નોંધી શકયા છે અને સંપૂર્ણ અભ્યાસ થઇ શકયો છે. લેફ્ટેનન્ટ કર્નલ. પી. જેમ્સ કહે છે કે, મચ્છરમાં માણસથી જંતુ પેદા થાય છે કે પછી મચ્છર માણસના શરીરમાં જંતુ પેદા કરે છે, તે કહેવું અસંભવિત છે. તે કહે છે કે, જે મચ્છરો બંધ તળાવમાં રહેતા હોય તેઓમાં મેલેરીઆનાં જંતુઓ હોતાં નથી. આથી તેઓ માણસને કરડે તોપણ માણસને મેલેરીઆ થાય નહિ, પણ જે મચ્છરો આપણી આજુબાજુ રહે છે અને કંઇક જૂદીજ સ્થિતિમાં જેઓ રહે

છે, તેવા મચ્છરોમાં મેલેરીઆનાં જંતુઓ પેદા થાય છે; અને પછી આ મચ્છરો જ્યારે માણસને કરડે છે, ત્યારે તેમનામાંથી મેલેરીઆનાં જંતુઓ માણસના લોહીમાં ભળી જાય છે. પછી તેઓ વધવા માંડે છે અને પછી એટલેસુધી વધી જાય છે કે માણસને તાવ આવે છે.

કર્નલ પી. જેમ્સના કહેવા પ્રમાણે તો દરેક ઘરમાં મેલેરીઆનાં જંતુઓ પેદા થાય છે; એટલુંજ નહિ પણ એકબીજાને મેલેરીઆના જંતુઓ લાગતા હોય તોપણ ત્યાંથીજ.

વળી કહે છે કે, આપણા ઘરની પાસે અને અંદર જે મચ્છરો રહે છે તેમના જીવનનો અભ્યાસ આપણે કરવો જોઇએ.

વળી દરેક માણસના લોહીમાં કેટલાક પદાર્થો હોય છે, કે જે આ જંતુઓ આવે એવા ને એવા ખાય જાઈ છે. આ પદાર્થો કોઈના લોહીમાં ઓછા હોય અને કોઇનામાં વધારે હોય; ઓછા હોય તો જંતુઓ ખવાઇ નહિ જતાં થોડાં થોડાં વધવા માંડે અને આખરે એટલાં બધાં વધી જાય કે મેલેરીઆ તાવ આવે; માટે હવે પછી દરેક મનુષ્યનું લોહી તપાસી આ જંતુઓ દાખલ કરવાં જોઇએ.

લીવરપુલના વિશ્વવિદ્યાલયનો જંતુશાસ્ત્રનો પ્રૉફેસર કહે છે કે, બહારથી દાખલ કરેલા જંતુવડે આવતો તાવ ક્વીનાઇનના નાના પ્રમાણથી મટી જાય છે; પણ જ્યાંસુધી મેલેરીઆજંતુ શરીરમાં ન હોય ત્યાંસુધી ક્વીનાઇનની કશી અસર થતી નથી.

વળી તે લોકો કહે છે કે, માણસ ક્વીનાઇન લેતો હોય અને પછી મેલેરીઆનાં જંતુઓ અંદર દાખલ કરવામાં આવે તોપણ મેલેરીઆનો તાવ માણસને આવશે. ક્વીનાઇન હમેશાં ઓછા પ્રમાણમાં આપવાથી વધારે જલદીથી અસર કરે છે; પણ વધારે પ્રમાણમાં આપવાથી તેમ થતું નથી.

પણ આમ કેમ થાય છે? વધારે લેવાથી સામું નુકસાન કેમ થાય છે? આના જવાબમાં તે જણાવે છે કે, ક્વીનાઇનને મેલેરીઆના જંતુને મારી નાખવામાં આપણા શરીરના લોહીના કેટલાક પદાર્થો મદદ કરે છે. આ મદદ જો ક્વીનાઇન ઓછા પ્રમાણમાં અપાયું હોય તોજ બની શકે; પણ જ્યારે ક્વીનાઇન વધારે પ્રમાણમાં અપાયું હોય ત્યારે આ કેટલાંક જીવનબિંદુઓ જે મેલેરીઆના જંતુઓનો નાશ કરે છે તે જીવનબિંદુઓ મરી જાય છે; એટલે મેલેરીઆના જંતુઓ એકદમ આગળ વધી શકે છે અને પરિણામે તાવ ઉતરતો નથી અને ફરી પાછો આવે છે. તે કહે છે કે, લડાઈમાં અને ખાનગી દવાખાનામાં ઘણીવાર આ પ્રકારના તાવ (ચઢતા ઉતરતા) ક્વીનાઈન વધારે પ્રમાણમાં લેવાથી થાય છે.

### ક્વીનાઇનની ઓળખ

સિન્કોના નામનું ઝાડ થાયછે, તેનું વર્ણન નીચે મુજબ ઔષધીગુણાદર્શ (મેલેરીઆ મેડીકા)માં આપેલું છે. આ ઝાડ આપણા દેશમાં આસામ અને બિહાર તરફ થાય છે; પણ વધારેમાં વધારે હોલાન્ડમાં થાય છે અને ક્વીનાઇનનો વ્યાપાર મુખ્યત્વે ડચ લોકોના હાથમાં છે. ડચ લોકોની સીન્ડીકેટના હાથમાં આ વેપાર છે અને વિશ્વમાં વપરાતું ઘણુંખરૂં ક્વીનાઇન એજ કંપની પૂરૂં પાડે છે.

આ ઝાડની છાલમાં કેટલાંક તત્ત્વો રહેલાં છે. આ બધાં તત્ત્વોમાંથી ક્વીનાઇન એ એક તત્ત્વ છે. ક્વીનાઇનના બે ક્ષાર આવે છે. ક્વીનાઇન હાઇડ્રોક્લોરાઇડ અને ક્વીનાઇન સલ્ફેટ. તેની માત્રા ૧ થી ૧૦ ગ્રેન સુધીની છે. આ બંને ક્ષાર પાણીમાં ઓગાળી શકાતા નથી, માટે તેમને ઓગાળી નાખવામાટે તેજાબની જરૂર છે; પણ તેજાબમાં પાણી પુષ્કળ રેડવું જોઇએ. ક્વીનાઇનનો સ્વાદ ઘણો કડવો હોય છે. હમણાં બજારમાં યુ. ક્વીનાઈનની નવી જાત નીકળી છે. તેનો સ્વાદ બીલકુલ હોતો નથી; પણ આ ક્ષાર પહેલાના જેટલો અસરકારક નથી. ક્વીનાઈન હમણાં હમણાં બહુ વપરાય છે. ૧॥ ગ્રેનની માત્રામાં તે શક્તિસુધારક છે!

## શીતળા કઢાવવા કે નહિ?

ઇગ્લાંડ અને વેલ્સમાં છેલ્લાં એકવીસ વર્ષમાં શીતળા માતાથી પાંચ વર્ષની નીચેનાં માત્ર ૬૦ છોકરાં મરણ પામ્યાં છે. ત્યારે શીતળા કઢાવવાથી ૨૦૨ મરણ પામ્યા છે. આવા કારણે ઘણા માણસો શીતળા કઢાવવાની વિરુદ્ધ છે.

---

**વાદળી** વાપરવાથી કઠણ થઇ જાય તો તેને ગરમ પાણીમાં બોળી રાખવાથી પછી સારી અને પોચી થઈ જાય છે.

# ઉચ્ચ ઉદ્દેશવાળું જીવન

**( ચિત્રમયજગત–જુલાઇ૧૯૨૬ )**

જગતમાં અસંખ્ય મનુષ્યો એવાં હોય છે કે જેઓ પોતાના જીવનમાં કયા ઉદ્દેશને સિદ્ધ કરવા ધારે છે તેનો કદી વિચાર સરખો પણ કરતાં નથી. મનુષ્યજીવન એ એક સર્વોત્કૃષ્ટ જીવન છે અને તેમાં મનુષ્ય ધારે તેવા અનેક ઉદ્દેશોને સિદ્ધ કરી શકવા સમર્થ છે; પરંતુ જ્યાંસુધી મનુષ્ય પોતે એક પણ ઉદ્દેશને નક્કી કરતો નથી, ત્યાંસુધી તેના જીવનની સ્થિતિ સુકાનવિનાની નૌકાના જેવી થાય છે અને તેના સઘળા પ્રયત્નો નિષ્ફળતામાંજ પરિણામ પામે છે.

મનુષ્ય પ્રતિદિન બળના એક અસાધારણ સમૂહસાથે જાણતાં કે અજાણતાં એકતા પામે છે અને તેમાંથી થોડા અથવા ઘણા પ્રમાણમાં બળ મેળવે છે. આ બળનો તે ઉદ્દેશવિનાનાં કાર્યો કરવામાં ઉપયોગ કરે છે–અર્થાત્ મેળવેલા બળનો દુરુપયોગ કરી તેનો નાશ કરે છે.

આપણે જોઇએ છીએ કે, જગતમાં કોઈ પણ પ્રકારના બળનો ઉપયોગ કરતાં પહેલાં મનુષ્યો તેને કયા કામમાં ઉપયોગ કરવો છે તે નક્કી કરે છે. એક અજ્ઞાન રાંડીરાંડ ડોશી પણ ચૂલો કે સગડી સળગાવતાં પહેલાં તેના ઉપર શું મૂકવું છે તેનો નિર્ણય પ્રથમથી કરે છે. જો કંઈપણ નિર્ણય અગાઉથી કરવામાં આવ્યો ન હોય તો તે લાકડાં અથવા તો કોલસાનો દુરુપયોગજ થઈ તેનો નાશ થાય છે. આજ પ્રમાણે વિદ્યુત, વરાળ વગેરે વધારે બળવાન સામર્થ્યોના ઉપયોગનો પણ મનુષ્યો એક ઉદ્દેશ નક્કી કરી તેને ઉપયોગમાં લે છે અને તેમ કરવાથીજ મનુષ્યો તે સામર્થ્યવડે સામાન્ય નહિ પણ અસામાન્ય કાર્યો પણ કરી શકે છે.

મનુષ્ય પોતે ઉદ્દેશવિનાનું જીવન ગાળવામાં અસાધારણ બળનો નિત્ય આવી રીતે દુરુપયોગ કરે છે એવું તેને ભાગ્યેજ જ્ઞાન હોય છે. તે પોતાના નિત્યના વ્યવહારો અજ્ઞાનના પટમાં રહીને કર્યા કરે છે. અનેક ઉદ્દેશવિનાની ક્રિયાઓમાં બળનો ક્ષય કરે છે; પરંતુ કેવું અસાધારણ બળ તેને પ્રાપ્ત છે અને તેનાવડે તે કેવાં ચમત્કારિક કાર્યો કરવા સમર્થ છે, તે તે સમજતો નથી! અજ્ઞાન ! અજ્ઞાનનીજ એ બલિહારી છે !

આમ છતાં કેટલાક પોતાનાજ ડહાપણને સર્વોત્કૃષ્ટ માનનારા પણ હોય છે અને પોતાના જીવનમાં શું પ્રાપ્તવ્ય છે અથવા પોતાના જીવનનો શો ઉદ્દેશ છે, તે પોતે સમજતા હોય તેમ માની ઢંગધડાવિનાનાં કોઈ કોઇ લક્ષ્ય બાંધે છે અને તેનાથીજ રાજી થઇ સંતોષ માને છે. તેઓ ઘડીમાં એક વસ્તુપ્રતિ પોતાના પ્રયત્નને દોડાવે છે, તો ઘડીમાં બીજી વસ્તુને સિદ્ધ કરવા પ્રયત્ન આદરે છે. વળી કંઈ નવું જાણતાં કે સાંભળતાં ત્રીજામાં મનને દોડાવે છે; પરંતુ એક સ્થાયી ઉદ્દેશ–એક અચળ લક્ષ્યને તે ધારણ કરી તેનેજ સિદ્ધ કરવા આગ્રહ સેવતા નથી. માનસશાસ્ત્રના વિદ્વાનો મનની આવી અસ્થિર અવસ્થાને પણ આ સંબંધમાં નીચા પ્રકારની ગણે છે. એક અચળ ઉદ્દેશને દઢતાથી વળગી રહેવું; એજ મનની બળવાન અવસ્થા છે.

મન જ્યારે એક આવા ઉદ્દેશથી ઓતપ્રોત થાય છે; મનના પ્રત્યેક અંશમાં આપણા ઉદ્દેશની છાપ સ્પષ્ટ પડી રહે છે, ત્યારે મન આપણા જાણતાં અને અજાણતાં બળને તેજ દિશામાં વાળવાનો પ્રયત્ન કર્યા કરે છે અને આપણા બળનો સદુપયોગ થાય છે, જેથી જીવનના એક મહાન કાર્યને આપણે સાધી શકીએ છીએ.

આપણા ઉદ્દેશનું સ્વરૂપ બને તેટલું વધારે સ્પષ્ટ રચવું, એજ મુખ્ય કર્તવ્ય છે. ઉદ્દેશનું ઝાંખું સ્વરૂપ રચવાથી કંઈજ ફળ નથી. આવા મનુષ્યોમાટે એમજ કહી શકાય કે, તેઓ પોતાની સ્થિતિ સમજતા નથી. પોતે કયાં છે, શું કરવું છે, કયાં જવું છે,તેનું કશુંજ તેમને ભાન નથી. આવા મનુષ્યો જગતમાં શું એક પણ મહત્ત્વનું કાર્ય સાધી શકશે ? જીવનના મહાન ઉદ્દેશોમાંનો એક પણ ઉદ્દેશ સિદ્ધ કરી શકશે ? મનુષ્યજીવનમાં અનુભવાતાં અસંખ્ય ઉચ્ચ સુખોમાંના એક પણ ઉચ્ચ સુખને અનુભવી શકશે ? અદ્દભુત સામર્થ્યને ધારણ કરવાના અનુપમ લાભને પામી શકશે ? તમારૂં હૃદય આનો સ્પષ્ટ ઉત્તર આપે છે કે, આવું મહાન ફળ તે કદી પ્રાપ્ત કરી શકશે નહિ.

ઘરમાંથી બહાર નીકળી કયાં જવું છે, તેનો સ્પષ્ટ વિચાર ન કરનાર રસ્તા ઉપર આમથી તેમ

ધક્કા ખાઇ પગનાં તળીઆં ઘસીને, ટાંટીઆ નરમ કરીને અને મગજને અસ્વસ્થ કરીને જ્યાંનો ત્યાં પડયો રહે છે. જીવનપ્રવાસે નીકળનાર મનુષ્ય પણ ઉદ્દેશવિનાનાં કર્તવ્યો કરવામાં આવીજ સ્થિતિનો અનુભવ કરે એમાં આશ્ચર્યસરખું શું છે?

મનુષ્યજીવન એટલું અદ્ભુત છે, તેમાં એટલા બધા સંભવો રહેલા છે, તેમાં એવાં અસાધારણ કાર્યો થઈ શકે એમ છે, કે તેની કલ્પના થઇ શકે તેમ નથી. અનેક પ્રજાઓમાં થયેલા અસંખ્ય મહાપુરુષોનાં જીવનનું અવલોકન કરો અને તમને જણાશે કે, જીવનમાં અનેક ઉચ્ચ અને ઉજ્જવલ કર્તવ્યોવડે મનુષ્યોએ પોતાનાં જીવન વિભૂષિત કર્યાં છે; પોતાના જીવનનાં જ્વલંત ઉદાહરણોથી અનેક અજ્ઞાન પ્રાણીઓના માર્ગને પ્રકાશિત કર્યા છે; અનેક દૃષ્ટાંતરૂપ પ્રવૃત્તિઓથી કર્તવ્યની દિશા દર્શાવી છે. આમાંની કોઇએક દિશાના, આ કર્તવ્યોમાંના કોઇ મહાન અને તેજસ્વી કર્તવ્યને, આ અસાધારણ ઉદ્દેશમાંના કોઇએક અપૂર્વ ઉદ્દેશને ધારણ કરો અને તેને સિદ્ધ કરો; એટલે તમે મનુષ્ય નહિ પણ દેવ ગણાશો, દેવ નહિ પણ ઈશ્વર ગણાશો!

પણ એ સર્વ કયારે? આવા કોઇ મહાન ઉદ્દેશને ધારણ કરી તેમાં પ્રયત્નને વાળશો ત્યારે. કોઇ મહાન ઉદ્દેશનેજ હજી ધારણ કરતાં તમને આવડતું ન હોય તો તે પ્રથમ શીખો. મહાન ઉદ્દેશને ધારણ કરી તેને વળગી રહેનાર અવશ્ય તેને સિદ્ધ કરે છે, અવશ્ય મહાપદને પામે છે. પ્રથમ એક ઉદ્દેશને નક્કી કરો—સારી રીતે—સ્પષ્ટપણે નક્કી કરો.

વિજય કહો કે સિદ્ધિ કહો, જીવનની સફળતા કહો કે ઉચ્ચ પદની પ્રાપ્તિ કહો, એ સર્વ ઉદ્દેશને અનુસરે છે—ઉદ્દેશની પાછળ ખેંચાય છે. ઉદ્દેશને ધારણ કરવામાં જેણે વિજય મેળવ્યો તે વીર વિજયીજ છે.

ઉદ્દેશના નિર્ણયવિના મનુષ્યના કર્મે નિષ્ફળતા લખાયેલી છે. બે સુંદર ઘાસની ગંજીઓ વચ્ચે ઉભેલો એક ગધેડો નિર્ણય કરી ન શકયો કે આ બેમાંથી કયી ઘાસની ગંજીમાંથી ઘાસ ખાવું? અને આખરે ભૂખે મર્યો! રમણીઓનાં વિશાળ ટોળાંમાં સ્વછંદે વિહરતી કયી મનોહારિણી સ્ત્રીને લઉં? એનો નિર્ણય ન કરી શકનાર યુવક પોતાની કલ્પનાની સુંદર સ્ત્રીને પ્રાપ્ત કરી શકયો નહિ. દ્રવ્યના પર્વતમાંથી શું લઉં ને શું ન લઉં? એવી મૂઢ અવસ્થાને પ્રાપ્ત થયેલો મૂર્ખ દરદ્રીજ રહ્યો. તેજ પ્રમાણે મનુષ્ય! કયું ઉચ્ચ લક્ષ્ય ધારણ કરૂં એના નિર્ણયની કલ્પનામાંજ રમતાસુધી તારૂં જીવન નિષ્ફળજ છે? ગમે તે એક ઉચ્ચ ઉદ્દેશને ધારણ કરી તેને સિદ્ધ કર. પુનઃ એથી ચઢતું લક્ષ્ય જણાય તો તેને ધારણ કર; એમ આગળ વધી પરિણામે મહાપદને પ્રાપ્ત કર. પરમાત્માના અવર્ણનીય પદનો અનુભવ કર. એજ તારા જીવનનો અંતિમ ઉદ્દેશ, એજ તારા કર્તવ્યની પરાકાષ્ઠા.

---

# ભાગ્ય ઉદય કબ હોગા?

(લેખકઃ—**અવધીય, રામપ્રિય શરણસિંહ "રત્નેશ." વિશ્વામિત્રમાંથી**)

તેરા ભારત! ભાગ્ય ઉદય કબ હોગા, મંગલમય જગદીશ સદય કબ હોગા;
છૂટેગી કબ ઘર કી દુસહ લડાઇ, જીસને તેરી યહ દુર્દશા કરાઇ.
કાલા કુલી રહેગા કબ તક ભારત? વ્યાધિ-ગ્રસ્ત, બલહીન, દીન અતિ આરત.
કલહ સ્યામ મુખ લેકર કબ ભાગેગા? સોકર કબ યહ દેશ પુનઃ જાગેગા.
ઉપજેંગે કબ ફિર આદર્શ-સુધારક? મર્યાદા કે રક્ષક, દુષ્ટવિદારક.
અડિયલ ટટ્ટૂ કબ તક અડે રહેંગે, કબ તક પુનરુત્થાન ન હોને દેંગે.
કબ ગૂંજેગા રાગ સ્વદેશીપનકા, હોગા કબ સ્વરાજ્ય લક્ષ્ય જીવન કા;
કબ ભાઇસે ભાઈ ગલે મિલેંગે, આપસ મેં હો એક, બલાએં લેંગે.
પલટેગા કબ સુખદ બસન્ત તુમ્હારા, હોગા કબ કષ્ટોં કા અન્ત તુમ્હારા;
જીસને કભી નહીં દેશી પર તાકા, સમઝેંગે કબ મર્મ દેશ સેવા કા.
અર્જુન સે બર બીર વ્યાસ વિજ્ઞાની, જન્મેંગે કબ હરિશ્ચન્દ્રસે દાની;
હોંગે કબ શુકદેવ જનકસે યોગી, કબ તેરી આદર્શ-સભ્યતા હોગી.
રાવણારિ કબ આ ભૂ-ભાર હરેંગે, કબ 'રત્નેશ' તુમ્હારા કોષ ભરેંગે;
આયેંગે કબ કૃષ્ણ ગોદમેં તેરી, કાટેંગે કબ પરાધીનકી બેરી.

---

# રાષ્ટ્રીયતાની ભાવના

( સૌરાષ્ટ્ર-તા-૨૦-૨-૧૯૨૬ )

ઇસુનો ધર્મ પ્રચારવા દુનિયાના ખૂણે ખૂણામાં પહોંચેલા પાદરીઓને હાથે ખ્રિસ્તીધર્મની દીક્ષા લઇ, તેમની નિશાળમાં દશ વર્ષસુધી ચીની અને અંગ્રેજી શિક્ષણ લઇ એક ચીની તરુણ સત્તર વર્ષની ઉંમરે આગળ અભ્યાસ કરવા અમેરિકા ગયો. અમેરિકાની એક વિદ્યાપીઠમાં તેણે ચાર વર્ષસુધી ઔદ્યોગિક વિષયનો અભ્યાસ કર્યો અને તે દરમિયાન તેણે અમેરિકાનું જીવન ઝીણવટથી નિહાળ્યું. અમેરિકાની શક્તિ, અમેરિકનોની આબાદી અને દુનિયામાં અમેરિકાના પુત્રનું ઉચ્ચ સ્થાન, એ બધાની પાછળ કયું પ્રેરણાબળ ઉભું છે, તે પણ તેના અંતરમાં બરાબર ઉતરી ગયું.

તે ચાર વર્ષ પહેલાં ચીનથી આવ્યો ત્યારે તેના મોં ઉપર ઇસુએ પ્રબોધેલી નમ્રતા વિરાજતી, તેના મુખમાંથી બાઇબલનાં સુવચનો ઝરતાં અને તેણે તો અમેરિકાને ઇસુના પગલે ચાલનારો અને વિશ્વપ્રેમ તથા અહિંસાનાં પૂજન કરનારો પરમ પવિત્ર સાધુ-દેશ કલ્પી લીધેલો. તે આવ્યો ત્યારે મનમાં નિરધાર રચીને આવેલો કે, અમેરિકામાંથી ઉચ્ચ શિક્ષણ અને 'ખ્રિસ્તી' જીવનનો આદર્શ મેળવી હું ચીન પાછો આવીશ અને પાદરી બની એક શાળામાં જીવન સમર્પી ઇસુ પિતાનાં બોધવચનોનો પ્રચાર કરીશ.

પણ અમેરિકામાં ચાર વર્ષ રહ્યા પછી તેનું એ સ્વપ્ન ઉડી ગયું. અમેરિકામાં તેણે ઇસુની પૂજા નહિ, પણ કોઇ બીજીજ પૂજા જોઇ, તેના મોં ઉપરથી નમ્રતા અદૃશ્ય થઈ. તેની જગ્યાએ દૃઢતા અને નિશ્ચય ગોઠવાયા. તેની આંખોમાંથી વિશ્વપ્રેમ અને માનવ-બંધુતાની કાવ્યમય મધુરતા ચાલી ગઇ અને તેને બદલે તેમાં ઝનુન અને આગ ચમકવા લાગ્યાં, તેણે જીવનનું નવુંજ સ્વપ્ન રચ્યું.

અમેરિકાથી ઉપડતી વેળાએ તેના એક મિત્ર-અધ્યાપકે તેને જીવનની યોજના પૂછી. તેણે જવાબ આપ્યો કેઃ—"ખ્રિસ્તી ધર્મ અને ખ્રિસ્તી સંસ્કૃતિને આ દેશમાં મેં ચાર વર્ષસુધી નિરખી નિરખીને જોયાં અને એ મહાન ધર્મનાં અને એ વિશ્વવિસ્તૃત સંસ્કૃતિનાં મેં જે સ્વપ્નાં રચ્યાં હતાં તે બધાં ઓસરી ગયાં. એ મારો ભ્રમ હતો. હવે મને સાચી સ્થિતિનું ભાન થયું છે. આજ સુધી મેં આકાશમાં કલ્પનાનાં ઉડ્ડયનોનો આનંદ લીધો; અને હું આ નક્કર પૃથ્વી ઉપર મારા પગ સ્થિર કરી આ દુનિયાના રંગ જોવા માગું છું."

"ચીનમાં હતો ત્યાંસુધી અજ્ઞાનની ભ્રમણા નીચે એમજ સમજતો કે, ચીનમાં લૂંટ ચલાવતા યૂરોપીયન વેપારીઓ તો કોઇ રખાખડ્યા ધર્મચૂકયા ખ્રિસ્તીઓ હોવા જોઇએ. આખી ખ્રિસ્તી પ્રજા એવી નહિ હોય; પણ અમેરિકાના મારા અનુભવે મારી એ માન્યતાને ભૂલભરેલી ઠરાવી. હવે તો હું અહીંથી એકજ નિરધાર રચીને જાઉં છું કે, જીંદગીમાં પગલે પગલે નફાતોટાનીજ ગણત્રી કરનારી યૂરોપની પ્રજાઓના ત્રાસમાંથી મારા પ્યારા વતન ચીન દેશને મુક્ત કરવા, એ સામે જોરાવર બળવો ઉઠાવવા હું મારા દેશભાઇઓને તૈયાર કરવામાં આખી જીંદગાની સમર્પીશ. યૂરોપની ખ્રિસ્તી પ્રજાઓની પવિત્ર મુરાદો અને પુણ્ય પ્રવચનોમાં શ્રદ્ધા મૂકવી એ આત્મદ્રોહ છે. હવે તો અમે તમારી સાથે લઢીનેજ અમારી સ્વાધીનતા પાછી મેળવશું."

" હું માનતો હતો કે, ઇસુના અનુયાયી કહેવડાવનારી પશ્ચિમની પ્રજાઓએ ઇસુના નવા કરારને જીવનના પાયામાં પધરાવ્યો હશે. આખા સમાજની રચના એ પાયાઓ ઉપર હશે; પણ મેં જોયું કે, પશ્ચિમની પ્રજાઓ કોઈ જૂદીજ ભાવનાઓને પૂજે છે. હું ચીનમાં જઇને એ ભાવનાઓ પ્રચારવાનો છું."

"એ ભાવના તે રાષ્ટ્રવાદની ભાવના-પ્રથમ મારો દેશ અને પછી આખી દુનિયા-એ ઉછળતા દેશપ્રેમની જ્વલન્ત ભાવના. એ ભાવના ચીનના યુવાનોમાં થનગનાટ મચાવતી ચીનના ખૂણે ખૂણામાં પ્રસરી જશે ત્યારેજ હું જંપીશ.'

" એક વાત ચોક્કસ છે કે, જ્યાંસુધી ચીનાઓ મજબૂત અને શક્તિશાળી ન બને ત્યાંસુધી દુનિયામાં ચીનની કોઇ કોડીની પણ કિંમત કરવાનું નથી; અને મજબૂત તથા શક્તિશાળી એટલે શબ્દોનો પશ્ચિમ જે અર્થ કરે છે તે. એ મજબૂતી અને એ શક્તિ રાષ્ટ્રીયતાની ભાવનાવિના સુજલા

સુફલા મલયજ શીતલા માતાને નામે કેસરિયાં કરવા પ્રેરતી એ માતૃપ્રેમની ભાવના વિના કદીએ આવવાની નથી. એટલે અમેરિકામાંથી હું એ સંદેશ ઝીલીને જાઉં છું અને જીવનભર એ સંદેશ મારા પ્રિય સ્વદેશમાં ફેલાવ્યા કરીશ. એ ભાવનાને બળે જાપાને જોતજોતામાં પોતાને માટે જે મગરૂબ સ્થાન મેળવ્યું છે, તેવુંજ સ્થાન ચીન પણ મેળવશે અને એ રીતે પોતાનું વ્યક્તિત્વ ખીલવી-ને-પોતાનું વિશિષ્ટત્વ જાળવીને તે જગતની ઉત્ક્રાન્તિમાં પોતાનો ભાગ ભજવશે."

એ પ્રકારના વાર્તાલાપને અંતે તે યુવકે અમેરિકા છોડયું અને તે ચીનમાં અદૃશ્ય બની મુંગો મુંગો તેની રાષ્ટ્રીયતાની ભાવનાને ફેલાવવા મંડયો.

આ દશ વર્ષ પહેલાંની વાત. આવા આવા ભાવનામસ્ત યુવકોનાં જૂથ જમાવી ડૉ.સુન-યાટ-સેને ચીનમાં રાષ્ટ્રીયતાનો શંખધ્વનિ ગજાવ્યો. એ ભાવના ઝીલીને મહાસાગર ભરતીને તોફાને ચઢયો હોય, તેમ આજે ચીન ઉછળી રહ્યું છે. એ ભાવનાને પ્રતાપેજ શાંગહાઇના મીલમજુરોની કતલ થતાં વિદ્યાર્થી-યુવકોનાં ટોળેટોળાં નીકળી પડયાં, નિશાળોને તાળાં દેવાયાં, ચીનમાં ભારે હડતાળો પડી અને જંગી સરઘસો નીકળ્યાં તથા વિદ્યાર્થીઓએ અંગ્રેજ સિપાઇઓની ગોળીએ વિંધાઇ જાનની કુરબાની કરવાનું પસંદ કર્યું. એજ ભાવનાના પ્રેર્યા યુવકોએ ૧૯૦૯માં જાપાની માલના બહિષ્કારની હીલચાલ આખા ચીનમાં ફેલાવેલી અને એજ ભાવનાને વશ બનીને ચીની જુવાનો પરદેશી આગબોટોને સળગાવી મૂકે છે અને વિદેશી વેપારીઓને નિરાંતે જંપવા દેતા નથી. જ્યાંસુધી ચીનની બેડીઓ નહિ તૂટે, જ્યાંસુધી ચીનાઓ સાથે યૂરોપીયનો સમાનતાનો વર્તાવ નહિ આદરે, ત્યાંસુધી આ ભાવનાનો દાવાનળ વધારે ને વધારેજ પ્રસરતો જશે.

હિંદના યુવાનો આવી રાષ્ટ્રીયતાની ભાવનાએ રંગાય અને તેમની પ્યારી ભારતમાતાની જંજીરો તોડવાના ભગીરથ કાર્યમાં ચીનના યુવાનોની જેમ ઝુકાવે એ વેળા કયારે આવશે?

---

# "એક પુરાતન ગ્રંથસંગ્રહ"

(ઑકટોબર ૧૯૨૫ ત્રિમાસિક **'પુસ્તકાલય'માંથી**)

"નામદાર નિઝામ સરકારના રાજ્યમાં પાસ્ચરલ હૉલના મુખ્ય જાગીરદાર હકીમ સૈયદ કાસીમને ત્યાં એક ઘણોજ કિંમતી પુરાતન ગ્રંથસંગ્રહ છે." એ સંગ્રહમાં હજારો પુસ્તકો અને કળા, વિજ્ઞાન, વૈદ્યક વગેરેને લગતાં તાડપત્રો વગેરેપર લખેલા હસ્તલિખિત ગ્રંથો છે. કેટલાક તો છેક વેદના વારાના દેખાય છે. પુસ્તકોમાં નીચે જણાવેલા વિષયોને લગતાં પુસ્તકો છેઃ—

(૧) સડો નહિ લાગવામાટે મસાલો ભરવાસંબંધી-ઇજીપ્તમાં જોવામાં આવ્યું છે તેમ શબને સડો લાગ્યા વગર જેમનાં તેમ હજારો વર્ષસુધી રાખી શકાય છે.

(૨) લાલ, પીળું, કાળું વગેરે કોઇપણ રંગનું રૂ ઉગાડવાની કળા.

(૩) અજાયબ કાચ—એવો કાચ તૈયાર બનાવીને તેને દરિયાની સપાટીપર ધરવામાં આવે તો સમુદ્રના તળિયાની વસ્તુઓ સ્પષ્ટ દેખી શકાય.

(૪) હલકી ધાતુમાંથી સોનુંરૂપું બનાવવાની વિદ્યા; લોઢું ગાળવાની વિદ્યા; ઝવેરાત અને મોતીને ગાળીને મનપસંદ આકાર, કદ તથા રંગ બનાવવાની વિદ્યા; નીચી સપાટી ઉપરથી મોટા પર્વત ઉપર પાણી વહેવડાવવાની વિદ્યા, હજારો વર્ષોસુધી સતત પાણી ગરમ રાખી મૂકવા-ની વિદ્યા, આ સિવાય બીજી ઘણી નવાઈ ઉપજાવે તેવી બાબતોસંબંધી માહિતી આપનારાં પુસ્તકો તેમાં છે. જ્યારે આપણા હિંદુસ્થાનના રાજાઓમાંથી ભાગ્યેજ કોઇ નરેશ આવી વસ્તુ-ઓમાં રસ લે છે, ત્યારે જર્મનો અને અમેરિકનો જેવા પરદેશીઓ આવા પુરાતન ગ્રંથો હિંદુસ્તાન-માંથી ખરીદી લઇ જાય છે એ શોચનીય છે. પહેલાં કરતાં હાલ સમય બદલાયો છે; પરંતુ હજુ એ દિશા તરફ વિશેષ ધ્યાન આપવાની ખાસ અગત્યતા છે.

# ગાંડાઓને ડાહ્યા બનાવવાનો ઈલાજ

(**હિંદુસ્થાન** તા. ૨૬—૫—૨૩)

## બેલ્જીઅમવાસીઓ શું કરે છે?

### 'ગાંડાઓને કેદમાં ન નાખતાં સ્વતંત્ર રહેવા દો'

'માન્ચેસ્ટર ગાર્ડીઅન' માં નીચેનો લેખ જોવામાં આવે છેઃ—લડાઇની શરૂઆતથી યૂરોપમાં ગાંડાઓની સંખ્યામાં ભારે વધારો થયો છે. કેટલાંક ગામોમાં તો આવા સખસો એટલા બધા વધી ગયા છે કે ગાંડાઓની ઇસ્પીતાલમાં જગ્યા પણ નથી. આથી બેલ્જીઅમના એક નાના ગામનો દાખલો ટાંકવો અહીં રમુજી થઈ પડશે. ૧૭ મી સદીથી ત્યાં એવો રિવાજ થઇ પડયો છે કે, ત્યાં ગાંડા માણુસોને ગામનાજ લોકોએ પોતાના ઘરમાં આશ્રય આપવો પડે છે. ગામના લોકને સરકાર તરફથી નીચેનો જે ટાઇટલ મળ્યો છે, તે માટે તેઓ મગરૂર છે. આ ગામને 'ગાંડાઓને કૌટુંબિક આશ્રય આપનાર લોકોની' અથવા કેટલાકો 'ગાંડાઓનું ગામ' એ નામથી ઓળખે છે. આ ગામનું નામ 'ઘીલ' છે અને તે એન્ટવર્પ શહેરથી ૧૨ માઇલને અંતરે આવેલું છે. આ ગામમાં ૩૦૦૦ કુટુંબો વસે છે અને કુલ્લે ૧૫ હજાર માણસોની વસ્તી છે. લોકો સંતોષી, તંદુરસ્ત અને આનંદી સ્વભાવવાળા છે. છઠ્ઠા સૈકામાં સેંટ ડીંફ્ન જે પાપી પિતાનો ભોગ થઇ પડયો હતો, તેની કબર ઘીલમાં આવેલી હોઈ તે સ્થાન ત્યારથી ગાંડાઓમાટે યાત્રાનું ધામ થઇ પડયું છે.

અહીં આવતા જાત્રાળુઓને દેવળના એક ભાગમાં ઉતારો આપવામાં આવતો. એ ભાગને 'દરદીઓનું ગૃહ' એ નામથી ઓળખવામાં આવતું. એવો વખત આવી લાગ્યો કે, ઘીલમાં યાત્રાળુઓની સંખ્યા એટલી બધી વધી પડી કે તેમને માટે ઉતારાની સગવડ કરવી પણ મુશ્કેલ થઈ પડી, જેથી પાસેનાં ગામોમાં લોકોએ પોતાના ઘરમાં આશ્રય આપવા માંડયો. આથી કરીને ઘીલના લોકોનો ગાંડાઓ સાથેનો સમાગમ ઘાડો અને નિકટ થવા લાગ્યો; અને સૈકાંઓ જતાં આવા લોકોને કુટુંબોમાં આશ્રય આપવાનો રિવાજ દાખલ થયો અને તેની વૃદ્ધિ થતી ગઈ. અત્યારે જે રિવાજ જોવામાં આવે છે, તેની શરૂઆત આવી રીતે થઈ હતી. સૈકાંઓસુધી આવા કમનસીબ સખસો સાથે સ્વાભાવિક રીતે દયા અને પરોપકાર વૃત્તિ બતાવવામાં આવતી; પણ ૧૮૫૨ થી સરકારે આ સંસ્થા પોતાના હાથમાં લીધી ત્યારથી બેલ્જીયમમાં આવા માણસોની દરકાર રાખવા માટે ખાસ માણસો રોકવામાં આવ્યા છે.

આ કૌટુંબિક રીતે ઉપાયો લેવાથી દરેક ખસી ગયેલા મગજવાળાઓને ફાયદાકારક રીતે ઠેકાણે લાવી શકાય. માત્ર જેઓનું ભેજું ઘણુંજ ચસ્કેલ હોય, તેવાઓ ઉપર થોડોઘણો દાબ રાખવાની જરૂર છે. અનુભવથી એમ માલમ પડયું છે કે, જે ગાંડાઓ પોતાનાજ કુટુંબમાં ભયરૂપ થઇ પડતા હતા તેઓ આ સ્થળે એકદમ શાંત અને કહ્યાગરા થઇ ગયા છે. ગાંડાઓના મન ઉપર સ્થળાંતર અને ભલમનસાઇભરેલી વર્તણુકની આટલી બધી અસર થઇ શકે છે.

જેવો ગાંડા આવે છે એટલે તેને મુખ્ય હૉલમાં પરીક્ષાને માટે લઇ જવામાં આવે છે, જ્યાં તેના મનની પરીક્ષા કરવામાં આવે છે. આવી રીતે ગાંડા માણસને બીજા કુટુંબ ભેળો મૂકવો એમાં અલબત્ત ઘણી મુશ્કેલીઓ રહેલી છે. સાધારણ રીતે ગાંડાને કોઇપણ કુટુંબ ભેળો રાખવાને માટે તે કુટુંબને જે કિંમત આપવી પડે છે, તે નક્કી કરવામાં આવે છે. લડાઇ પહેલાં ૬૦૦ ફ્રૅંક આપવા પડતા હતા. અત્યારે ૧૦૦૦ આપવા પડે છે. ગાંડાઓને તેમના સગાંવહાલાંઓ તથા મિત્રો ગમે તે વખતે મળી શકે છે. ગાંડાઓને કુટુંબમાં દરેક છૂટ લેવા દેવામાં આવે છે. તેમને તેમની ઇચ્છા મુજબનું કામ સોંપવામાં આવે છે. કહ્યાગરા ગાંડાઓને તો મેળાવડામાં ચાહ-પાણી-નાસ્તો પણ સૌની સાથે બેસીને લેવા દેવામાં આવે છે. શીઆળામાં ચાર વાગતા પછી અને ઉનાળામાં આઠ વાગતા પછી તેઓને ઘરની બહાર જવા દેવામાં આવતા નથી. આ રીતે ગાંડાઓની જેવી માવજત બીજા દેશોમાં કરવામાં આવે છે તેના કરતાં જુદાજ પ્રકારની માવજત બેલ્જીઅમમાં કરવામાં આવે છે. અહીંની માફક તેઓને ગોંધી રાખવામાં આવતા નથી. તેમને જેલને બદલે સ્વતંત્રતા આપવામાં આવે છે. એટલે કે ગાંડાને દરેક કાર્ય કરવાની છૂટ મળે છે. તેને કૌટુંબિક જીવનથી વિમુખ રાખવામાં આવતો નથી. માત્ર તેના ઉપર સરકાર તરફથી ચકોર આંખ રાખવા-

માં આવે છે. ખરી રીતે ધીલવાસીઓને તો ગાંડાઓ તરફની એક જાતની ઉપજ છે અને ધીલવાસીઓ આ ધંધો ચલાવવામાં માન સમજે છે.

ગણત્રી ઉપરથી માલમ પડે છે કે, ગાંડાઓના ૨૫ ટકા જેટલા માણસો સુધરી પોતાને ઘેર જાય છે. સરકારના આંકડા સાથે સરખાવતાં આ પ્રમાણ અગત્યનું છે. ધીલની ખુલ્લી હવાને લીધે ગાંડાઓમાંથી પાંચ પાંચ ટકા જેટલાનું મરણ નીપજે છે, જ્યારે સરકારી ગાંડાઓની ઇસ્પીતાલમાં મરણનું પ્રમાણ વધી જાય છે. આ રીત નમુનેદાર છે. ધીલવાસીઓને આ વારસામાં મળેલી છે. ધીલમાં જો કોઇ જાય તો તેને ગાંડાઓને ડાહ્યા માણસોમાંથી પારખી કાઢવાનું કામ ઘણું મુશ્કેલ થઇ પડે છે, કેમકે સાધારણ માણસ કરતાં ગાંડો માણસ ડાહ્યા જેવો વધારે લાગે છે.

# મહત્તાનાં માપ

(લેખકઃ-રા. "કુમુદકાન્ત." 'શારદા'ના એક અંકમાંથી ઉદ્ધૃત)

લોકો કહેતા, "કેવો મૂર્ખ! આટઆટલું દુઃખ પડયું છતાં તેની અસર તેને કૈંએ છે? વળી કહે છે 'ભલું થયું, જંજાળમાંથી છૂટયા.' તેને તેના પરિવારનીય પરવા છે?"

સોમપુરનું વાતાવરણ જ્યારે આમ ચકડોળે ચઢયું હતું, ત્યારે જગદીશનું હૃદય આત્માના અવ્યક્ત ગાનમાં લીન થયું હતું.

× × ×

ગરીબ માબાપનો જગદીશ જન્મથીજ દુઃખી હતો. માબાપના સુખની તો તેને ઝાંખી થઇજ નહોતી. અને દુઃખ એ તો ગરીબાઇની પ્રકૃતિજ હોય તેમ તેની સ્ત્રી ચાર બાળકોને મૂકી ગુજરી ગઇ હતી. આથી તેની ગરીબાઇ બેવડાઈ હતી; એ બેવડી ગરીબાઈમાંય જગદીશ આનંદ માનતો. સગાંઓના હાથમાં ઉછરેલ જગદીશ બાળ-ઉછેરના નિયમોથી અજાણ હતો, એટલે તે પોતાનાં બાળકોની પૂરતી સંભાળ લઇ ન શકતો.

પોતાના પડોશીને દુઃખી જોઇ પોતાને સુખી માનવા એ માનવ-જીવનની પ્રથા પડી રહી છે; અને એ મુજબ ગરીબ જગદીશ જ્યારે પોતાનાં દુઃખી બાળકોની પૂરતી સંભાળ લઇ શકતો નહિ ત્યારે સગાંઓ દૂર રહી જગદીશનું દુઃખ જોઇ પોતાને સુખી ગણતાં. અહા! માનવજીવનની મહત્તા ન સમજાય તો મનુષ્ય કેટલો અધમ બને છે, તે કહેવું મુશ્કેલ છે.

જગદીશને હમેશાં સવારના ત્રણ કલાક ને સાંજના પણ તેટલાજ કલાક ઈશ્વરસ્મરણમાં ગાળવાનો નિયમ હતો અને તે છ કલાકદરમિયાન તે કોઇને જવાબ દેતો નહિ.

લોકો પૂછતાઃ-"જગદીશ! એ છ કલાક તું શું કરે છે?"

જગદીશ કહેતોઃ—"ઈશ્વરસ્મરણ ને જીંદગીનું સાર્થક."

અને લોકો હસી પડતા ને કહેતા, "કેવો મૂર્ખ! એમ ઇશ્વર મળી જશે?"

લોકોની એ નિંદાનો જવાબ જગદીશ નિર્દોષ હાસ્યથીજ વાળતો અને તે હાસ્યમાં તેના આધ્યાત્મિક-અભ્યાસના પડઘા પડતા.

× × ×

આજે જગદીશનાં ચારેય બાળકો બિમાર હતાં. તે બનતી સંભાળ લેતો ને ઈશ્વરસ્મરણ ન ચૂકતો.

લોકો કહેતા, "કેવો મૂર્ખ! બાળકો બિમાર હોય ત્યારે ઈશ્વરસ્મરણ ન થાય તોય શું? એમ ઈશ્વર મળી જશે?"

દુઃખીનું દુઃખ હમેશાં ભયંકર હોય છે; તેજ પ્રમાણે જગદીશનાં બાળકોની બિમારી વધી પડી ને તેણે પોતાનાં વહાલાં બાળકોને પોતાને હાથે એક એક દિવસને અંતરે ચિતામાં સુવાડ્યાં.

જગદીશે પોતાનું ચોથું બાળક ચિતામાં સુવાડયું ત્યારે આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું હતું, જાણે કુદરત પણ તેનું દુઃખ રડતી હતી. તે દિવસે આખા ગામનું હૃદય કકળી ઉઠયું. "ગજબ થયો, પ્રભુએ પડતાને પાટુ મારી!"

લોકો ખરખરો કરતાઃ-"ભાઈ! બાળકોવિના ઘર સુનું થયું!"

જગદીશ કહેતો, "એ સુનકારમાં ઈશ્વર જેટલો નજીક છે, તેટલો આ જંજાળમાં નથી. ભલું

થયું, ઈશ્વરે મારો માર્ગ સરળ કર્યો."

લોકો કહેતાઃ–"કેવો મૂર્ખ! કહે છે 'ભલું થયું.' તેને તેના પરિવારનીય પરવા છે?"

ને જગતની નરી આંખે દેખાતી એ મૂર્ખાઇ પાછળ જગદીશની ઈશ્વરી પ્રેમગાથાનાં ગહન ગાન હતાં. લોકનિંદાને ન ગણકારતાં તે આધ્યાત્મિક ગૂઢ પ્રશ્નોના ઉકેલમાં મશગૂલ રહેતો.

જગદીશે પોતાને આંગણે રોવાકૂટવાની મના કરી. સગાંએ તેને સમજાવી કહ્યું:-"એમાં ચાલેજ નહિ. આ તો તારૂં જીવ્યું ધૂળ થયું, તારે લોકાચાર કરવોજ જોઇએ. ફૂલ જેવાં બાળકો આમ નજર સામેથી દૂર થાય ત્યારે લોકરૂઢિને અનુસરવુંજ જોઇએ."

જગદીશે કહ્યું:-"પ્રભુ ન્યાયી છે, તેણે જેમ ધાર્યું હોય તેમજ થાય છે; માટે તેના એ ન્યાયમાટે આપણે શોક કરવાનોજ ન હોય. તમે કોઇ એમ ન ધારશો કે, મારાં બાળકોમાટે મને કૈં લાગણી નહોતી. તમે જેઓ રોવાકૂટવાની સલાહ દેવા આવ્યાં છો તેઓના કરતાં મારાં વહાલાં બાળકોમાટે મને બહુ લાગે છે."

તેજ વખતે જગદીશની આંખમાંથી પહેલીજવાર આંસુનું એક ટીપું પડયું.

જગદીશનું હૃદય પિતાહૃદય બન્યું હતું અને તેને સાંસારિક માયાના આછા રંગ લાગ્યા હતા, એટલે તે ક્ષણભર દ્રવ્યું. જગદીશે તરતજ લાગણીઓ કબજે કરીને સગાંઓને રીતરિવાજમાટે મના કરી વિદાય કર્યાં.

સગાંએ કહ્યું:–"રોવાકૂટવાનીય મનાઈ! કેવો મૂર્ખ!"

હવે તો આખું ગામ કહેતું, "મૂર્ખનો સરદાર!" ગામમાં કોઇ મૂર્ખ નીકળતો તો લોકો કહેતાઃ–"આ મૂર્ખ પણ જગદીશથી સારો!"

ઘરે ઘરે, શેરીએ શેરીએ ને ચૌટે ચૌટે એજ ગવાતું, "ઓ જગદીશ! કેવો મૂર્ખ!"

સગાં વીખેરાયાં ને જગદીશ એકલો પડયો ત્યારે સંધ્યામાં નીલવર્ણા આછા રંગ પૂરાતા હતા. જગદીશ ઈશ્વરસ્મરણમાં બેઠો તે પહેલાં તેને વિચાર આવ્યો, 'હજીય આ હૃદયમાં સંસારમાટે મમતા છે ને આંખમાં તેની માયા ભરી છે; નહિ તો હૃદય દ્રવે નહિ, આંખમાંથી આંસુ સરે નહિ. તે સર્વ જ્યારે તૂટી જશે ત્યારે ઓ પ્રભુ! તું દૂર નથી!"

ને ઈશ્વરી પ્રેમે જગદીશને ગળગળો કર્યો. જાણે કે તે પાપનું પ્રાયશ્ચિત્ત કરતો હોય!

જગદીશ હવે દિવસોના દિવસ ઈશ્વરસ્મરણમાંજ ગાળતો. જગતની દૃષ્ટિએ મૂર્ખ ગણાતો જગદીશ હવે આત્માના ઉંડાણમાંથી ઉઠતા અવાજનો અટલ અભ્યાસી બન્યો અને તેમાંજ તેને જીંદગીનું સાર્થક લાગ્યું–આધ્યાત્મિક અભ્યાસ તેનાં ખાનપાન બન્યાં.

કોઈ પૂછતું, "જગદીશ કયાં?" તો લોકો કહેતા, "એ તો ઈશ્વરસ્મરણ ને જીંદગીનું સાર્થક કરે છે." પૂછનાર જવાબની ઢબથીજ હસી પડતો.

કોઈ અજાણ્યો પૂછે, "એ જગદીશ કોણ?" તો લોકો કહેતા, "ચાર ચાર બાળકોને ચિતામાં સુવાડનાર લાગણીહીન નરપશુ!"

અજાણ્યો થરથરી બોલી ઉઠતો, "કેવો મૂર્ખ?"

× × ×

આજે જગદીશનું ઘર લોકોનાં ટોળાંથી ભરાઈ ગયું હતું ને જગદીશનું નિર્જીવ શરીર એક ખૂણામાં પાટલા ઉપર આસનવાળી બેઠું હતું. આંખોમાં તેજ, ચહેરા ઉપર હાસ્યમિશ્રિત ગુલાબી આછી છાયા ને શરીરના દરેક અવયવનું સામ્ય. એકઠા થયેલા સર્વ લોકોને શોક અને આશ્ચર્યમાં ડુબાડવાને બસ હતાં. તે શોક ને આશ્ચર્યમાં જગદીશની કહેવાતી મૂર્ખાઇમાટે ધિક્કાર તરી આવતો હતો.

દરેક માણસના મરણ પછી એક સમય એવો આવે છે, કે જ્યારે સર્વ કોઇ તેના દુર્ગુણો ભૂલી જઇ તેના મરણમાટે શોક દર્શાવે છે અને તેના સદ્‌ગુણો ગાય છે; પણ જગદીશનું તેમાં સ્થાન ન હતું, તેની કહેવાતી મૂર્ખાઇથી સોમપુરનું બાળક પણ અજાણ ન હતું. હજીય લોકોએ કહ્યું:–"કેવો મૂર્ખ! અંતે જીવ ખોયો!"

**ને મહત્તાને મંદિરીએ પગલાં માંડનાર દરેક આત્માની પાછળ જગબત્રીસીનું અટ્ટહાસ્ય હોય છે; ન ગણકારનારો આગળ વધે છે, ગણકારનારો અધમતાના ઉંડાણમાં ગબડે છે.**

# રે હિન્દુ સંસાર ! ચેત ! ચેત !!

(ગાંડીવ. તા. ૨૧-૧૧-૨૬ ના અંકમાંથી)

( બાળલગ્નની ચિતામાં બળીને ભસ્મીભૂત બનેલા એક ગુજરાતી હિંદુ નવજુવાને આપઘાત કરતાં છેલ્લી ઘડીએ કરેલા નિવેદનમાંથી કાળજાં કોરી નાખે તેવા ફકરા આજના હિંદુસમાજને અમે ભેટ કરીએ છીએ.)

મારી સાત વરસની વય હતી. ઢીંગલાઢીંગલીના ખેલ ખેલતો હતો, આછા ઝાંખા એકડા પાટીપર આલેખતો હતો. અરે ! ગુલઝારના ગુલ જેવો હતો. હૈયે તેવું હોઠે ઉચરનારો બાળક હતો. કવિશબ્દોમાં કહું તો પ્રભુવિહોણા સંસારમાં પ્રભુનો પયગંબર હતો. દેશનું નાનું જવાહિર હતો. દેશના ઉદયની દોરી મારા હસ્તમાં હતી. ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે, ઢીંગલાઢીંગલીની રમત રમનાર પોતેજ ઢીંગલાઢીંગલીના સ્વરૂપમાં મૂકાશે, ગુલના ગુલબદનપર વજ્રનો બોજો મૂકાશે. આછા ઝાંખા એકડા ઘુંટનારને પ્રેમના પાઠો શીખવવા શરૂ થશે ! અફસોસ ! એકાદ સાંજે આવી બાપાએ મોંમાં ગોળ ખવરાવ્યો-રે, ઝેર ખવરાવ્યું અને કહ્યું કે 'બેટા ! તારૂં વેવિશાળ કર્યું છે !' આમ કહી બાપાએ પોતે મારા નખોદના નગારાપર પહેલી દાંડી પછાડી !!!

× × × ×

મારી બા મને અને મારી બાળકપત્નીને ઉભેલાં કે હસતાં દેખી હાસ્ય સાથે-રુદનમય હાસ્ય સાથે-કહેતી કે 'બેટા ! આ તારી નાની વહુ થાય !' અહા ! ત્યારે તે કેવી હરખાતી ! એ જૂઠા હરખમાં મારી મા મારી પાયમાલીનીજ પપુડી વગાડતી; થોડા દિવસ ગયા. દશ વરસની ઉંમરે પહોંચ્યો. બીજી ચોપડી પૂરી કરી હતી. એક સાંજે ચાર વાગે ઘરમાં મંગળ મંગળ વર્તી રહ્યું. બંદા વરરાજા બન્યા. લગન—અરે વણભડકે ને વણધૂમાડે બાળી નાખનારી અગન આવી. કપાળમાં મોટો ચાંદલો ને અક્ષત ચોઢી ગધેડાની માફક ડોકમાં ઘરેણાંનો જબરો બોજો લાદી ઘોડલે ચઢયો. હું પરણ્યો !

× × × ×

હું વાંચવા બેસતો ત્યાં તે આવી મારી ચોપડી ખુંચવી લેતી અને મને વાતોમાં કે અડપલે વળગાડતી. જે બાપાનું ધ્યાન દીકરાને ઘોડે બેસાડી ગીત ગવડાવીને વાજાં વગડાવવામાં પડયું-જે બાપાનું ધ્યાન ન્યાતવરામાં પડયું, તે મારી નિશાળની સ્થિતિની તપાસમાં કયાંથી પડે ? નિશાળ ગઈ. વિદ્યાર્થીજીવન તૂટયું. મારા નખોદના નગારાપર ફરી મેંજ દાંડી લગાવી !

× × ×

થોડા દિવસ વીત્યા. બાપ ગયો, મા ગઇ. જીંદગીના સંગ્રામની ઘંટીમાં હું પીસાવા લાગ્યો. અધુરામાં પૂરૂં દેશનું દારિદ્ર વધારનાર એકાદ બે બાળકનો પિતા થયો. એ સંતતિ ! પહેલો પુત્ર જન્મથીજ આંધળો અને પાંગળો હતો ! હાય ! રે, ગુલામ દેશનાં ગુલામ સંતાન !

× × × ×

મારી સ્ત્રી પણ કાચના વાસણ જેવી નાજુક હતી. સંતોષથી કદી હું કેમ ખાઈ શકું ? બિમારીનો મેં ઈજારો રાખેલો ! બાપીકી મુડીનો અર્ધો ભાગ ડૉક્ટરો ખાઇ ગયા. પૂલપરના પથરા દિવસે દિવસે લાંબે વખતે ઘસાઈ જાય, તેમ મારી સ્થિતિ પણ દિવસે દિવસે ઘસાતી હતી ! હાય ! અત્યારે મારા ઘરમાં ચારેખૂણે ભૂખજ ડોકીઆં કરે છે. જોવી હોય તો આવો, બતાવું. ક્ષયરાજની સવારી પત્ની પાસે કયારનીય આવી પહોંચી છે. પ્રભુ ! દુઃખનો પાસીરીક તેં મારા પરજ ઢોળ્યો ! ના, ના ! મારા હિતેચ્છુઓએજ. હવે તો જીવન અકારૂં છે !

× × × ×

પિતા, પિતા ! તારા લાડલ્હાવાનો ભોગ થઇ પડેલો પુત્ર હવે તમને ત્યાંજ રડાવવા આવે છે ! હાય ! દુનિયા ! હું તો જાઉં છું ! ચેતજો ! ચેતજો ! ઓ બચ્ચાંના પિતાઓ ! ઓ વડીલો ! મારા આ લોહીનાં આંસુથી ચેતજો !

પ્રભો ! તારે શરણે. (આત્મઘાત) (જાગૃતિ માસિકપરથી)

# સાચા માળીની પરબ

(લેખકઃ-ચુનીલાલ વર્ધમાન શાહ. બાલજીવન-નવેમ્બર ૧૯૨૬ના અંકમાંથી)

સાચો નામનો એક માળી હતો. તે અને તેની સ્ત્રી વૃદ્ધ થયાં. તેમને પેટે કાંઇ સંતાન નહોતું અને જીંદગીસુધી ખાઇ શકાય તેટલું ધન તેમની પાસે હતું.

એક વર્ષે પૂરો વરસાદ પડ્યો નહિ અને દેશમાં દુકાળ પડ્યો. સાચાએ વિચાર્યું કે, પોતે વૃદ્ધ થયો છે અને કાંઈ ધન રળવાની હવે જરૂર નથી; તો આ દુકાળના વખતમાં લોકોનું કાંઇ ભલું પોતાને હાથે થાય તો ઠીક.

આ વિચારથી તેણે પોતાના ગામથી દૂર ત્રણેક ગાઉપર એક કૂવાને કાંઠે પરબ બાંધી અને તે તથા તેની સ્ત્રી રાતદિવસ ત્યાં રહીને વટેમાર્ગુઓને તથા ઢોરઢાંખરને પાણી પાવા લાગ્યાં. સાચાની સ્ત્રીએ સ્વામીના ઇરાદાને અનુકૂળ મત આપ્યો હતો, એટલે તે પણ રાતદિવસ પરબમાં સ્વામીની સાથે રહેવા લાગી.

તે કૂવામાંથી પાણી ખેંચતી અને માટલાં ભરતી. સાચો પણ પાણી ભરતો અને પાતો; પરંતુ જેવી બુદ્ધિ સાચામાં હતી, તેવી તેની સ્ત્રીમાં નહોતી. કોઇ ઢેડનો છોકરો પરબે પાણી પીવા આવે તો સ્ત્રીના નાકનું ટીચકું ચડતું. પરબથી દૂર પાણી પાવા જવું પડતું, પોતાના ગામનો કોઇ વટેમાર્ગુ પાણી પીવા આવતો અને તેની સાથે સાચાની સ્ત્રીને કાંઇ અણબનાવ ભૂતકાળમાં થયેલો હોય, તો તે પાણી પાવા ઉઠતીજ નહિ; અને સાચો સ્ત્રીના સ્વભાવને સમજી પોતાની મેળે પ્રેમભાવથી પાણી પીવા ઉઠતો.

તેના ગામનો કોઇ શેઠ કે ગરાસીઓ પાણી પીવા આવતો ત્યારે સ્ત્રી ખુશામત કરતી; અને કોઇ તરસ્યાં ઢોર આવતાં, ત્યારે તેની મોજમાં આવે તો પાણી પાતી અને નહિ તો ચોખ્ખી ના કહેતી. સાચા માળીને પોતાની સ્ત્રીનો આ સ્વભાવ ગમતો ન હતો; પણ કંકાસ નહિ થવા દેવાને ખાતર તે ચૂપ રહેતો; અને પોતાથી બનતી સેવા સર્વ કોઇની કરતો.

એક વાર એક કુંભારનાં દશ ગધેડાં ઇંટો લાધેલાં નીકળ્યાં. કુંભારે પરબે આવીને ગધેડાને થોડું પાણી પાવા માગણી કરી. ત્યાં સ્ત્રી બોલી ઉઠી, 'હજુ માણસોને પાણી પહોંચતું નથી ત્યાં ગધેડાને પાણી શાનું પાઇએ? તારે ગામ જઇને પાજે.' કુંભારે કહ્યું કે, ગધેડાં બહુ તરસ્યાં છે; ને પાણી પાશો તોજ ગામભેગાં થશે, નહિ તો મરી જશે.

પણ સ્ત્રીએ માન્યું નહિ. સાચાને દયા આવી અને તે પાણી પાવા ઉઠ્યો; પણ તેની સ્ત્રી ખૂબ ચીઢાઇ. તેણે પાણીનાં માટલાં ઝુંટવી લીધાં અને સ્વામીને ઠપકો દીધો. સાચો બહુ દુઃખી થયો. તે તુરતજ કૂવાપર ગયો અને પાણી ખેંચી ખેંચીને ગધેડાંને પાવા લાગ્યો. ગધેડાં બહુ તરસ્યાં હતાં. પાણી ખેંચતાં ખેંચતાં તે થાકયો; પરંતુ સેવાબુદ્ધિથી થાકને ગણકાર્યો નહિ.

સાચો પાણી પાઈ રહ્યો ને પાછો પરબમાં આવ્યો અને જરા આરામ લેવાને સૂતો. તુરતજ તેને તાવ ચડ્યો અને રાતે તો તે મરણ પામ્યો.

બીજી બાજુએ તેની ક્રોધી સ્ત્રીએ પરબની ચોકડીમાં જઇને ફાંસો ખાધો હતો. પોતાની ના ઉપર થઇને સ્વામીએ ગધેડાંને પાણી પાવા માંડ્યું તેથી તે અભિમાની સ્ત્રીને બહુજ ગુસ્સો ચડ્યો હતો અને તેથીજ તેણે એ કુકર્મ કર્યું હતું!

સાચાની સ્થૂળ સેવા, તેની પાછળ રહેલી સેવાબુદ્ધિ કે જેમાં મૈત્રી તથા કરુણા રહેલાં હતાં અને તેથી ઉલટું તેની સ્ત્રીની વૈતરારૂપ સેવા, કે જેની પાછળ સેવાબુદ્ધિ તથા તેને અનુકૂળ આંતર્ગુણો નહોતા, તે બેઉનું સ્વરૂપ બીજા દિવસના પ્રભાતમાં વટેમાર્ગુઓના સમજવામાં આવ્યું. સાચો માળી ગરીબ કે તવંગર, નાના કે મોટા, ઢેડ કે બ્રાહ્મણ, ગાય કે કૂતરૂં, ગમે તેવા પ્રાણીપરત્વે કેવી સેવાબુદ્ધિ ધરાવતો હતો અને તેમને પાણી પાઈ સંતોષ આપતો હતો, તેમજ તેની સ્ત્રી પાણી પાતી હતી છતાં તેની સેવાની પાછળ કેવી કટુતા, ભાવહીનતા વગેરે અવગુણો હતા, તે લોકો તો જાણતાજ હતા; પરંતુ એકજ કામ કરનાર બેઉ જણની સેવાનાં બે જૂદાં જૂદાં પરિણામો આવેલાં જોઇને તેમનું હૃદય દ્રવ્યું.

ગામલોકોએ એકઠા થઇને બેઉનો અગ્નિસંસ્કાર કર્યો અને સાચાની પરબ જ્યાં હતી, ત્યાંજ પાકી પરબ બંધાવી 'સાચા માળીની પરબ' ને નામે તેનું નામ અમર કર્યું.

# સંતાનસંરક્ષણ

(અનુવાદકઃ—**શ્રી. ઇશ્વરપ્રસાદ જોષી**-સુરત. એમ. બી. એ. એસ. ( લંડન. )
( " **હિંદુસ્થાન** " તા-૫-૧૧-૨૬ ના અંકમાંથી ).

જ્ઞાનની જેટલી જરૂર સ્ત્રીપુરુષોને છે, તેટલીજ જરૂર બાળકોને પણ છે. કેટલાક વિદ્વાનો કહે છે કે, સર્વ અનિષ્ટનું મૂળ અવિદ્યારૂપ અંધકાર છે. મનુષ્યનું ભાવિ ફક્ત તેના જ્ઞાન ઉપરજ નહિ; પરંતુ તેના બાપદાદા, માતપિતા, ગર્ભધારણ, ગર્ભાધાન અને એવીજ અનેક વાતો ઉપર રહેલું છે. બાળકની શારીરિક પ્રકૃતિની માફક તેની માનસિક પ્રકૃતિનો આધાર પણ તેના કુળ, શિક્ષણ, પોષણ, તેના વંશના ગુણ અને બાલ્યાવસ્થાની માવજત ઉપર છે.

એક રશિયન વિદ્વાન લખે છે કે, મારાં માતાપિતાએ એક વેશ્યા બાલિકાને બાળપણમાંથીજ ખોળે લીધી હતી. આ બાલિકાના જન્મ પછી ટુંક સમયમાંજ તેની વેશ્યા માતા પરલોકવાસિની થઇ હતી. તેમણે આ બાલિકાનું પોષણ પોતાના પુત્રોની માફકજ કર્યું હતું. બાળકો પણ તેને સગી બહેન ગણતાં. બાલ્યાવસ્થાથીજ આ બાલિકાના હ્રદયમાં કુકર્મોએ સત્તા જમાવી હતી; પરંતુ તેની સાથે રમતાં પેલાં બાળકોમાં તેનો સર્વથા અભાવ હતો. તે જૂઠું બોલવા લાગી. નિર્દયતા-ભર્યું આચરણ કરતી હતી. તેમાં તેને આનંદ જણાતો. માતપિતાએ સાવધાનતાથી શિક્ષણ આપ્યું, પરંતુ તેણે તો પોતાની માતાનોજ ધંધો યુવાવસ્થામાં હસ્તગત કર્યો અને ફક્ત બાવીસ વર્ષના વયે તે ચોરીઓ અને હત્યાઓ કરવા લાગી. આવાં કર્મોથી તેને દેશનિકાલની સજા થઇ. આનું તાત્પર્ય એ નથી કે, વેશ્યાનાં સંતાન ખરાબજ હોય છે; પરંતુ કહેવાનો આશય એ છે કે, માતાના ગર્ભમાંથીજ તે બાળક દુર્વાસના અને દુશ્ચરિત્ર લઇનેજ સંસારમાં આવે છે. તે બાળકને ઉત્તમ શિક્ષણ આપવા છતાં તે દુર્વૃત્તિઓનું સમૂળું ઉચ્છેદન થઇ શકતું નથી.

વિલિયમ રોજર પોતાના અનુભવથીજ લખે છે કે, જો આ અસ્વાભાવિક દશા વીસ છોકરાંઓમાં જણાય તો તેજ દશા એંશી છોકરાંઓમાં જણાય છે. ઓછામાં ઓછી ઉંમર કે જેમાં પુત્રી ગર્ભવતી થઇ હોય તો તે આઠ વર્ષની વય છે અને પુત્ર તેર વર્ષમાં સંતાન ઉત્પન્ન કરી શકયો છે. બે વર્ષના બાળકમાં પણ કામાસક્તિનાં ચિહ્ન જણાયાં છે. એ બાળક કામના આવેગથી છોકરીઓ અને સ્ત્રીઓ તરફ ખેંચાતો હતો અને મન તથા શરીરથી કામચેષ્ટા પ્રકટ કરતો હતો. જે જ્ઞાન બાળક, મિત્રો અને અશિક્ષિત વર્ગ પાસેથી લે છે, તે ગટરના ગંદા પાણી જેવું છે, જેનું પાન કરવાથી હાનિ થાય છે; પરંતુ જે જ્ઞાન શિક્ષિત માતા અગર અધ્યાપિકા આપશે, તે જ્ઞાન નિર્મળ હશે.

આજકાલ શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓની કેવી ખરાબ હાલત છે, તે દેખતા પુરુષથી છુપી નથી. ઇંદ્રિયોની પવિત્રતા, વાસ્તવિક ધર્મ અને શુદ્ધ જ્ઞાન ન હોવાને લીધે હજારો વિદ્યાર્થીઓ તેનો દુરૂપયોગ કરીને જાતજાતના રોગોમાં ફસાય છે. માતાપિતા એમ જાણે કે, "અમારો બાળક ભોળો છે, અમારો છોકરો તો એવું કાંઇ સમજતોજ નથી;" પરંતુ એજ બાળક પોતાના દુષ્ટ સાથીઓદ્વારા કુચેષ્ટાઓ શીખી પોતાનું સત્યાનાશ વાળે છે. જો તેનાં માતાપિતા પહેલેથીજ તેને સ્ત્રીપુરુષના ધર્મનું જ્ઞાન આપી, તેના મનપર બ્રહ્મચર્યની રક્ષાની આવશ્યકતા ઠરાવે, તો તે દુષ્કૃત્યો કરી પોતાના જીવનવૃક્ષમાં કદી પણ પ્રહાર નહિ લગાવે; અને દુષ્ટોની જાળમાં પણ નહિ ફસાય.

પુત્રીઓને પણ જો માતૃત્વની પવિત્રતા અને જોખમદારીનું જ્ઞાન માતા અથવા શિક્ષિકા આપે તો તેને પણ પડતી બચાવી શકાય. 'હું કયાંથી આવ્યો ? મારી બહેન મારા ઘરમાં કયાંથી આવી ?' વગેરે પ્રશ્નો બાળકોના મનમાં સાધારણ રીતે ઉત્પન્ન થાય છે. ત્રણચાર વર્ષનાં બાળકો આવા પ્રશ્નો પિતાને પૂછે છે. આવા સમયે તેને અયોગ્ય પ્રત્યુત્તર ન આપવો, પરંતુ તેની સમજ અને જ્ઞાનપિપાસા મુજબ સરળ જવાબ સ્પષ્ટ શબ્દોમાં જણાવવો જોઈએ. ઉત્તર આપતી વખતે લજ્જા કે સંકોચનો ભાવ કદીપણ ન થવો જોઇએ, નહિ તો બાળક ઉપર ઘણી ખરાબ છાપ પડશે; પરંતુ એ ધ્યાનમાં રાખવું કે, બાળકની અવસ્થા અને યોગ્યતાથી વધારે વાત ન જણાવવી.

જેમ જેમ તે બાળક મોટું થાય, તેમ તેમ તેને વધારે હકીકત સમજાવવી. ૭ વર્ષની ઉંમરે સ્ત્રી-પુરુષના ધર્મનું જ્ઞાન તેને કરાવી દેવું જોઇએ. બાળાઓને આ જ્ઞાન આપવાની જરૂર બાળકો કરતાં વધારે છે.

જર્મન વિદ્વાન શ્રીયુત મોલનો મત એવો છે કે, 'સ્ત્રીપુરુષના જ્ઞાનસંબંધી બોધ પ્રત્યેક બાળકને એકાંતમાં આપવો જોઇએ. બાળકોને આ જ્ઞાન આપવા માતાજ યોગ્ય વ્યક્તિ છે. તે જ્ઞાન કોઇપણ ઉંમરે આપી શકાય છે. કેવળ એટલુંજ યાદ રાખવું કે, તેને યોગ્ય ઉપદેશ ઉંમરના પ્રમાણમાં આપવો. આ દૃષ્ટિએ માતાજ બાળકની આદ્યશિક્ષિકા છે. આ વિષયમાં સર્વથી પ્રથમ જરૂરી વાત એ છે કે, ગુપ્ત ભાગોનાં નામ સારાં રાખવાં. જેમ કે ગુદા, જનનેન્દ્રિય વા મૂત્રેન્દ્રિય, ગર્ભાશય વગેરે. આ વિભાગોનાં નામો તમારે એવી રીતે લેવાં કે જાણે તમે હાથપગ કે મોઢાનાં નામો લેતા હો, જેથી બાળક પણ આ નામોનો ઉપયોગ નિઃસંકોચ ભાવથી કરે. જો માતાપિતા આ નામો લેતાં સંકોચ કરશે, તો બાળક એથીયે વધુ સંકોચ કરશે અને પોતાના હૃદયની વાત બતાવશે નહિ. માતાપિતા બાળકના વિશ્વાસપાત્ર થયાવિના તેને સુધારી શકશે નહિ.

ઇંદ્રિયશુચિતાના ઉપદેશમાં સારાં પુસ્તકોની ઘણી સહાય લઇ શકાય છે. અજ્ઞાની માબાપો બાળકને લજ્જાથી આ વિષયો સમજાવતા નથી. તેઓ બાળકની પવિત્રતાનું રક્ષણ કરવાને આ વિષયનું કોઇ સારૂં પુસ્તક પણ આપતાં નથી. તેઓ બાળકને અંધકારમાં રાખી નિશ્ચિંત રહે છે; પરંતુ આમ કરવાથી બાળક દુષ્ટ સોબતને લીધે ખરાબ પુસ્તકો વાંચવા માંડે છે અને તે ખરાબ ગ્રંથકારોની કામોદ્દીપક ભાષાનો ભોગ થઇ પડે છે. આવા વાચનથી તે બાળકને ભયંકર હાનિ થાય છે. જો માતપિતા આ વિષયવિષે સારા વિદ્વાનની કલમથી લખાયેલી ચોપડી બાળકને આપે તો બાળક કુમાર્ગે જતાં જરૂર અટકશે. અંગ્રેજીમાં તો બાળકોને માટે એવાં ઘણાંય પુસ્તકો મળી શકે છે; પરંતુ ગુજર્જરગિરામાં આવાં પુસ્તકો ભાગ્યેજ દૃષ્ટિએ પડે છે. 'ઓલ્મોસ્ટ ફેરટીન' નામનું અંગ્રેજી પુસ્તક આ વિષયમાં સારૂં છે.

પુસ્તકો આપવા પહેલાં બાળકોને બાળજન્મને લગતાં ચિત્રો બતાવવાં જોઇએ. એ વડે તેને ઘણી વાતો સમજાવી શકાય છે. બાળકને આ વિષયનું જ્ઞાન વનસ્પતિના ઉદાહરણથી આપવાનું શરૂ કરવું કે પુંકેસર સ્ત્રીકેસરમાં પડવાથી બી બને છે. પછી પક્ષી, માછલી, પશુ અને છેવટે સ્ત્રીના ગર્ભાધાનની માહિતી વિજ્ઞાનની દૃષ્ટિએ સમજાવી શકાય છે. વળી વાર્તા તથા કહેવતોમાં પણ આ વિષય સમજાવી શકાય છે. આ મહત્ત્વપૂર્ણ વિષયનું જ્ઞાન ન હોવાના કારણે ભયંકર મૈથુન-રોગોમાં અસંખ્ય યુવકો ફસાય છે.

એક વિદ્વાન કહે છે કેઃ—" જે માબાપ પોતાનાં સંતાનોને આ પવિત્ર ધર્મશિક્ષા નથી આપતાં તેઓ સંતાનદ્રોહી છે." આ અજ્ઞાનને લીધેજ કેટલીક કુલીન કન્યકાઓ પાપપંકમાં પડી પોતાની અને પોતાનાં માતપિતાની લજ્જાની કારણભૂત બને છે. અનુભવથી જણાય છે કે, જે બાળાઓ વેશ્યાવૃત્તિ ધારણ કરે છે તેમાં ખરાબીનું બી ઘણુંખરૂં બાર વર્ષની ઉંમર અગાઉ રોપાયું હોય છે.

આથી માબાપે બાળકને આ જ્ઞાન આપી તેના વિશ્વાસપાત્ર બની તેના હૃદયની ગુપ્ત વાતો જાણી લેવી. શરીર નિરોગી રાખવામાટે કસરતની જેટલી જરૂર છોકરાને છે, તેટલીજ જરૂર છોકરીને પણ છે; પરંતુ આપણી કન્યાશાળાઓમાં તેનો અભાવ છે.આથી કેટલીક બાળાઓ રોગગ્રસ્ત જણાય છે. તરવું, દોરડાં કૂદવાં, ગૃહકાર્ય વગેરે હલકી કસરતો પણ લાભદાયક છે. યૂરોપમાં ફુટ-બૉલ, ક્રીકેટ વગેરે પણ સ્ત્રીઓને શીખવાય છે; પરંતુ અનુભવથી સિદ્ધ થયું છે કે, ભારે કસરત સ્ત્રીને હાનિકારક છે.

બાળક દશ વર્ષે જે વાત બરોબર સમજી શકે, તે વાત ૭ વર્ષની ઉંમરે તેને નકામી છે.તેનું કારણ એ છે કે, બાળકની જૂદી જૂદી શક્તિઓ જૂદા જૂદા સમયે ખીલે છે; માટે સ્ત્રીપુરુષના ધર્મનું જ્ઞાન આપતી વખતે ઉંમરનું પ્રમાણ ખાસ લક્ષમાં રાખવું જોઇએ. આદર્શ સંસારનું દર્શન યુવાવ-સ્થામાંજ થાય છે; સૌંદર્યનું જાદુ, લજ્જાના ભાવ, આત્મસંયમનું સ્વભાવિકપણું, સ્વાર્થહીન પ્રેમ, કર્તવ્યનો અર્થ, કાવ્ય અને કળા ઉપર સ્નેહ, ધાર્મિક કલ્પનાઓની ઇચ્છા,આ બધું શુદ્ધ બાળકો-માં પોતાની મેળેજ જાગ્રત થાય છે. સ્ત્રીપુરુષના ધર્મમાં તો આયુષ્યનું પ્રમાણ જરૂરનું છે, પરંતુ જો ધર્મશિક્ષામાં પણ વયનું પ્રમાણ ધ્યાનમાં લેવાય તો વધુ સફળતા મેળવી શકાય.

શહેરી બાળકોમાં લજ્જા (બહારની અગર અંદરની) ગ્રામ્ય બાળક કરતાં વધારે હોય છે. સ્ત્રીપુરુષના ધર્મવિષયની વાતો કરતાં શહેરી લોક પોતાના વિચાર છુપાવે છે. શહેરોમાં નીચ પંક્તિના લોકો પણ અધિક સંયમી અને સારી ભાષામાં બોલે છે. આથી જો શહેરનાં બાળકો પાસે આ વિષયની વાત કહેવાય તો કદાચ તે બાળક સમજી પણ ન શકે. કહેવાય છે કે, શહેરોની ભ્રષ્ટતા ભલે ઓછી હોય, પરંતુ તે ઉંડી હોય છે. આમ હોવું શક્ય છે; પરંતુ એ ગુપ્ત રહેવાથીજ બાળક બચે છે. એક રશિયન લેખક કહે છે કે, 'ગામમાં રહેનાર બાળક કરતાં શહેરવાસી બાળકને સ્ત્રી-પુરુષના ધર્મવિષયક જ્ઞાનથી દૂર રાખવું સુગમ છે.' આથી જણાય છે કે, આ વિષયના જ્ઞાનની જરૂર દરેકને સમાન છે.

# વાળાના અનુભવેલા ઉપાયો

( લેખકઃ-**જદુરામ રવિશંકર ત્રિવેદી. ગુજરાતી** તા. ૧૨-૯-૨૬ )

૧ જ્યાં ડાંગર પાકે છે, ત્યાં ક્યારડાઓમાં આસોથી માગશરસુધી ડાંગરના છોડવા ઉભા હોય છે. તેની ઉપર લટકતો કોશેટો હોય છે. તે કોશેટાને સૂકવીને, વાટીને, ગોળમાં તેની ૭ ગોળી બનાવવી અને દરરોજ ૭ દિવસ સુધી રોજ સવારના દાતણ કરીને એક ગોળી ખાવી. એના ઉપર પરેજી પાળવી પડતી નથી. આ એક અકસીર ઉપાય છે. એક કોશેટાની ૭ ગોળીજ આ દરદ મટાડવામાટે પૂરતી છે, આ દવાથી વાળો ફરીથી થશે નહિ.

૨ બાદીઆના તોલો ૦ા થોડા દહીં સાથે દિવસમાં ત્રણ વાર ત્રણ દિવસસુધી ખાય તો વાળો ગળી જઇ આરામ થાય છે.

૩ વાળાના મોઢા ઉપર ભેરવશીંગ ( કૌચાંની શીંગ ) ની રૂવાંટી ચીમટાવતી ઉપાડી મૂકવી; એટલે વાળો તુરત બહાર નીકળે છે.

૪ એળીઓ, હીંગ, અફીણ, કબૂતરની હગાર ( ચરક ), આ ચારેને સરખે વજને લઈ અ-રીઠાના પાણીમાં વાટી વાળા ઉપર ચોપડવી. તે પર આકડાનું પાન બાંધવાથી ૨૪ થી ૩૬ કલાકમાં વાળો નીકળી પડે છે. આ દવાથી ઘણાજ માણસોના વાળા મટયા છે.

૫ સરગવાના ઝાડનાં મૂળીઆં છાશમાં ઘસી જે જગોએ વાળો નીકળ્યો હોય, તે જગાએ જાડો લેપ કરવાથી વાળો બળી જશે.

અમરવેલ, તે તાંતણા જેવી પીળા રંગની વેલ થોરની વાડો ઉપર થાય છે. તે વાટીને તેની લુગદી જે જગાએ વાળો થયો હોય તે જગ્યાએ મારવાથી મટી જાય છે અને એની મેળે બહાર નીકળી જાય છે.

( લેખકઃ-**કાલીદાસ રાજાભાઈ. 'ગુજરાતી'** તા. ૨૫-૭-૨૬ )

૧ મીણો હરમો નામે ઝેરી વનસ્પતિ થાય છે, તે એટલી બધી ઝેરી છે કે તેની નીચે કોઈ કોઇ વેળા નાનાં પક્ષીઓ મરેલાં જોવામાં આવે છે. આ વનસ્પતિનાં મૂળ કાઢી લોકો વાળામાટે ઘણીવાર વેચવા આવે છે. વાળાવાળી જગો ઉપર આ મૂળ ઘસીને કે વાટીને લ-ગાવતાં વાળો પાંચ મિનીટમાં બહાર આવી પડે છે.

૨ જે જગ્યાએ વાળો નીકળ્યો હોય તે જગોપર ત્રાંબાનું પતરૂં વેહલાળું રાખી તેમાંથી વાળાને બહાર કાઢવો. તે જગોપર વીંછીનો ડંખ અપાવવો. ત્રાંબાનું પતરૂં રાખવાનું કારણ ફક્ત વાળાવિનાની કોઈ જગોપર વિંછી ડંખ ન મારી શકે. બની શકે ત્યાંસુધી વાળાપરજ ડંખ આવવો જોઇએ.

૩ અરીઠાં, ઝેરકચોલાં, અફીણ, ખાખરાનાં બીજ, ( પીતપાપડો ) સાદું કપૂર-ગુગળ વગેરેને વાટી, પીંપળાનાં પાનપર લેપ કરી લગાવતાં વાળો બહાર આવી પડે છે.

૪ ભેરવસિંગ( કૌચાં )ની રૂંવાટી પાડી વાળા ઉપર દબાવવી, જેથી વાળો બહાર આવી પડે છે.

ઉપરના ચાર ઉપચારો અમારા જાતિ અનુભવના છે.

વાળો ખરાબ પાણી પીવાથી અને તામસી ખોરાક લેવાથી કોપે છે. વાળાનું દર્દ ચોમાસાની બેસતી ઋતુમાં ઘણું ભયંકર નિવડે છે, વાળા લુછની પીડા હજાર મૃત્યુની પીડા બરોબર છે; માટે સંભાળીને રહેતાં અને ખાનપાનનો યોગ્ય વિચાર કરી ચાલતાં એ પીડા દૂર થાય છે.

# ગુરુજીએ કયાંથી અને કેવી રીતે મેળવ્યું !

( સૌરાષ્ટ્ર તા–૩૧–૧–૨૫ )

( વિજ્ઞાનાચાર્ય શ્રી જગદીશચંદ્ર બોઝને કલકત્તાની પ્રેસીડન્સી કૉલેજના ભૌતિકશાસ્ત્રના અધ્યાપકતરીકે ચાળીસ વર્ષ પૂરાં થયાં. એ પ્રસંગે કૉલેજના વિદ્યાર્થીઓએ તેમને માનપત્ર આપ્યું અને શ્રી જગદીશચંદ્રે તેનો જે જવાબ આપ્યો, તે અમે આ નીચે આપીએ છીએ.)

## ગુરુજીને ચરણે

ગુરુજી,

આપનું કાર્યક્ષેત્ર એટલું વિશાળ છે કે આપને વર્ણવવાને પણ અમે અસમર્થ છીએ. આપને શું કહીએ ? આપને ઉદ્‌ભિજ્જશાસ્ત્રી કહીએ કે ભૌતિકશાસ્ત્રી ? આપની અર્ચના પ્રાણીશાસ્ત્રીતરીકે કરીએ કે માનસશાસ્ત્રીતરીકે ? એ સૌ આપને તેમના હોવાનો દાવો ધરાવે છે. એશિયાના એ વિજ્ઞાનચક્રચૂડામણિ ! આપની યુગપ્રવર્તક શોધો જગતભરની પ્રશંસા પામી છે. આપના વિજ્ઞાનમંદિરની સ્થાપના એ ભારતના ઇતિહાસમાં સ્થાન પામનારો બનાવ છે, આપની શોધો એ વિજ્ઞાનના ઇતિહાસને ઉજ્જ્વળ બનાવનારી ઘટનાઓ છે. વૈજ્ઞાનિકની તીક્ષ્ણ મર્મદ્રષ્ટા દૃષ્ટિની સાથે આપનામાં કવિની મુગ્ધકર કલ્પનાનું મિલન થયું છે.

વયોવૃદ્ધ અને માનતૃપ્ત આપને અમે પ્રણામ કરીએ છીએ. મારકોનીના પ્રતિસ્પર્ધી ન્યુટનના સ્વજન, આપનામાં અમે ગર્વ ધરીએ છીએ. વિજ્ઞાનશાસ્ત્રીતરીકે મહાન અને મનુષ્યતરીકે તો એથીયે વિશેષ મહાન, આપના ચરણમાં અમારાં પ્રીતિ–પુષ્પો ભેટ કરીએ છીએ. પ્રકાશના એ ફિરસ્તા! વિજ્ઞાનની દુનિયાના એ પુરુષવર! આપનું અમે સ્વાગત કરીએ છીએ.

આપના પ્રેમપાત્ર શિષ્યો.

## ગુરુજીની આશા

પશ્ચિમમાં પૂર્વજોને ગૌરવે પુત્રપરિવાર ગૌરવવંતો બને છે. પૂર્વમાં પુત્રો અને અનુજોની મહત્તા પૂર્વજોને ગરવા બનાવે છે; એટલે મારા ભૂતકાળના અને અત્યારના વિદ્યાર્થીઓ તેમની સિદ્ધિઓની મહત્તાવડે મને જે માન આપે, એના કરતાં વિશેષ માન બીજું કયું હોય ? હિંદુસ્થાનમાં સર્વત્ર વિદ્યાર્થીઓ મારાપ્રત્યે અત્યંત પ્રીતિભાવ ધરાવે છે અને મને તેમના શિક્ષકતરીકે સ્વીકારે છે, એના કરતાં કયી વસ્તુ મારા હૃદયને વિશેષ સ્પર્શી શકે ? મને જે સફળતા મળી છે, તે મારી અંગત મહત્ત્વકાંક્ષાને તૃપ્ત કરવાને તો જોઇએ તે કરતાંયે ઘણી વધારે છે; પણ તમારે માટેની મારી મહેચ્છાઓને તો કોઇ સીમાજ નથી, કારણ કે અમે જે જે કામ અધુરૂં મૂકીએ, તેને આગળ ધપાવનારા તો તમે–આજનો યુવકવર્ગ છે. જીવનની ત્યાગભરી તપશ્ચર્યાઓ તપીને ભાવિ મહા ભારત સર્જવું એ જુમ્મેદારી તો તમારી છે.

તમે પૂછો છો કે, મેં જીવનમાં આ બધું બળ કયાંથી મેળવ્યું ? તમે જાણવા ઇંતેજાર છો કે, મારા માર્ગમાં પથરાયેલા એ અસંખ્યાત અંતરાયોને હું કેમ જીતી ગયો ? મારા જીવન ઉપર મોટામાં મોટી અસર મારા પિતાની છે. મારૂં આ જીવન તેમની દૂરંદેશીનો પ્રતાપ છે. મારા બાળપણમાંથીજ તેમણે મને સામાન્ય જનસમાજની સાથે મહોબ્બત શીખવી. સાથે સાથે તેમણે મને ભૂતકાળના એ વીર્યવાન ભારતનું અને ભવ્ય આદર્શોનું દર્શન કરાવ્યું. તે ત્યારે જીલ્લાના સર્વશ્રેષ્ઠ દરજ્જાના અમલદાર હતા, તેમના હાથ નીચેના નોકરો તેમનાં બાળકોને શ્રીમંતોમાટેની અંગ્રેજી નિશાળમાં મોકલતા, ત્યારે મારા પિતાએ મને ગામડી નિશાળે મોકલ્યો. ત્યાં દિવસરાત કાળી મજુરી કરનાર મજુરોના અને આજે જેમને હલકાં વર્ણો ગણવામાં આવે છે, તેમનાં સંતાનો મારા સાથીઓ થયા. તેમની પાસેથી હું ખૂબ શીખ્યો. માછીમારોના છોકરાઓ પાસેથી મોટી મોટી નદીઓના ભીતરમાં વસતા વિચિત્ર મગરોની હું વાર્તાઓ સાંભળતો. તેમના સહવાસથી હું કુદરતનો પ્રેમી બન્યો. અને **જે ભાવનાવાદ યુવકોને ફૂદતા બનાવી મૂકે છે, તે મને વીર ભારતના એ મહા વીરકાવ્ય મહાભારતના દૈનિક પાઠથી મળ્યો. તેમાંથી હું શીખ્યો કે, જીવન એટલે સંગ્રામ–પ્રેમશૌર્યના ઉચ્ચતમ કાનુનોની મર્યાદામાં રહીને ચાલ્યે જતું અવિરત યુદ્ધ.**

એ ગામડી નિશાળમાંથી મને શહેરની નિશાળે મૂકવામાં આવ્યો અને પછી જીંદગીની

એથીયે મોટી શાળામાં, જીંદગીની લડત લડવાને ઉભો રાખવામાં આવ્યો. કલકત્તાની એ 'હેઅર સ્કુલ'માં મારા જેવો અજાણ્યો છોકરો આવે, એ ત્યાંના વિદ્યાર્થીઓને અઘટિત લાગ્યું. તેમણે તેમના નાયકની સાથે યુદ્ધ કરવાને મને બીડું મોકલ્યું. મારે એ સ્વીકાર્યેજ છૂટકો હતો, સદ્દભાગ્યે હું જીત્યો. અમે બન્નેએ હાથ મીલાવ્યા અને ત્યારથી સાચા મિત્રો બનીને રહ્યા. લડાઇનો એ નિયમ છે કે, લડાઇ પૂરી થઇ રહ્યા પછી મનમાં કોઇને માટે કશો વસવસો ન રાખવો; વિજય કે પરાજય એ વિધિના હાથની વાત માની તેને વિસારી મૂકવી. તમે આજે વિજયને દ્વારે ઉભા છો અને હું કદાચ કાલે તમારો સંગાથી બનું; પણ તે દરમિયાન આપણા મનને તો આપણે નિર્મળજ રાખવું, એ મારા આખા આ જીવનના અનુભવે આપેલું જીવનસૂત્ર છે.

મને જીંદગીમાં કશુંજ સરળ કે સુગમ નથી લાગ્યું, ડગલે ડગલે અને પગલે પગલે મારે લડાઈ લડીને અને જીત મેળવીનેજ આગળ વધવું પડતું અને આ લડાઇઓએજ મારામાં બળ પૂર્યું છે. જ્યાં જ્યાં મારે લડાઇમાં ઉતરવું પડયું છે, ત્યાં લડાઇને અંતે એકેય પક્ષમાં જરાય કડવાશ અમે નથી રહેવા દીધી. મારા પ્રતિપક્ષીઓ આજે મારા સર્વોત્તમ મિત્રો બન્યા છે.

ચાળીસ વર્ષ પહેલાં લૉર્ડ રીપનની સરકારે, પ્રેસીડન્સી કૉલેજના પ્રિન્સિપાલ મી. ટૉની અને ડીરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશન સર આલફ્રેડ ક્રાફ્ટનો સખ્ત વિરોધ છતાં મને ભૌતિકશાસ્ત્રના અધ્યાપકની જગ્યા આપી. સર આલ્ફ્રેડ ક્રાફ્ટે નિખાલસ દીલે મને કહ્યું કે, હિન્દી અત્યારના વિજ્ઞાનને ચોકસાઇપૂર્વક શીખવવાને સ્વભાવથીજ નાલાયક છે; અને ઉપરાંત, પ્રેસીડન્સી કૉલેજના તોફાનીતરીકે પ્રખ્યાતિ પામેલા વિદ્યાર્થીઓને કાબુમાં રાખવા એ મારાથી નહિ બની શકે. તેના એ અજ્ઞાનને કારણે બંધાયેલા વિરુદ્ધ મતને માટે મેં જરાએ માઠું ન લગાડયું. મારે તો, તેઓ એવો મત બાંધવામાટે શરમીંદા બને, એ કરવાનું હતું અને મેં એ કર્યું. પરિણામે પ્રિન્સિપાલ અને ડીરેક્ટર બંને મારા સરસ મિત્રો બન્યા, એટલુંજ નહિ પણ તે મારા દૃઢ પક્ષપાતી થયા.

પછી હું ભૌતિકશાસ્ત્રીઓની દુનિયામાં પેઠો. ત્યારે પણ મારે એજ મુશ્કેલીનો સામનો કરવો પડયો. કોઈ અજાણ્યો તેમના ટોળામાં પેસી જાય એ તેમને નહોતું પાલવતું. મારી વૈજ્ઞાનિક શોધો વિજ્ઞાનના સ્વીકૃત સિદ્ધાંતોને ખોટા ઠરાવનારી અને તેથી કોઇ ન માની શકે એવી હતી. મારાં યંત્રો કામ કરતી સ્થિતિમાં જાહેરમાં બતાવવાનું મને આમંત્રણ થયું. હું સાધનો લઇને વિલાયત ગયો; પણ મજુરની બેદરકારીથી એ નાજુક યંત્ર નંદવાઈ ગયું અને એ વખતે તો પૂરેપૂરો પરાજય પામીને, મોટું આર્થિક નુકસાન સહીને, હું પાછો ફર્યો.

બીજી વખતે મેં વધારે મજબૂત યંત્ર બનાવ્યું અને તે મારી સાથેજ રાખીને હું વિલાયત ગયો. તે યંત્રનું નામ મેગ્નેટીક ક્રેસ્કોગ્રાફ, કે જે વસ્તુને દશકરોડગણી મોટી કરીને બતાવી શકે છે. આ સિદ્ધાંતતરીકે પણ અસંભવિત છે, એમ વિજ્ઞાનશાસ્ત્રીઓ માનતા; એટલે આ પ્રયોગ જોવાને જગતના મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ લંડનમાં ભેગા થયેલા. હું એ યંત્ર લઇને ત્યાં ગયો; પણ દરવાજે મોટરમાંથી ઉતરતાં, જરાક હડદો લાગવાથી તેનો અતિ નાજુક દોરો તૂટી ગયો. વિધાત્રી એટલી અનુકૂળ કે મારા ખીસ્સામાં 'સેકોટાઇન કેપસલ' હતું. તેના વતી મેં દોરો તત્કાળ પાછો સાંધી લીધો અને બધા પ્રયોગો કરી બતાવ્યા. આ બંન્ને ઉપરથી તમને સ્પષ્ટ જણાશે કે, સામાન્ય અજ્ઞાનની સામે ઝુઝીને માન્યતા મેળવવી કે સફળતા સાધવી, એમાં કેટલી ધીરજ અને કેટલો સતત પરિશ્રમ જોઇએ છે!

જગતનાં રાષ્ટ્રોના સંઘમાં હિન્દને માટે માનભર્યું આસન મેળવવાના ઉદ્દેશમાં આપણે બધા એક છીએ. આપણે તે એકત્રિત અને અથાગ પ્રયત્નોથી, તેમજ યુદ્ધના નિયમોનું બરાબર પાલન કરીને, જરૂર સાધીશું. શરતમાં ઉતાવળીઓ નહિ, પણ ડાહ્યો જીતે છે; પણ ડહાપણ એટલે નિર્બળોની પરાધીન વિવેકબુદ્ધ નહિ, પણ **ડહાપણ એટલે શક્તિની અસ્મિતામાંથી જન્મતી કાર્યની ચતુરાઈ**. હિંદુસ્થાન સંગ્રામ ખેલીને સ્વાધીન બને કે તેની પ્રાચીન સંસ્કૃતિને વધારે અનુરૂપ બીજા માર્ગોએ સ્વતંત્રતા પામે, પણ તેના ભાવિને માટે તો કશો સંદેહજ નથી; કારણ કે ભારતની સંસ્કૃતિમાં કંઈક એવું તત્ત્વ છે કે જેમાં કોઇ અસામાન્ય અને અનંત ગુપ્ત શક્તિ ભરી છે અને તેને પ્રતાપેજ જગતભરને ખેદાનમેદાન કરી મૂકનારાં કાળનાં આક્રમણો સામે ભારતની સંસ્કૃતિ અજિત અને અજેય ઉભી છે. સાચેજ, આટલા બધા ફેરફારો અને હુમલાઓ સામે દૃઢ રહેવાની

તાકાત તો એજ મહાસંસ્કૃતમાં વસેલી હોય, કે જેણે નાઇલ નદીના તીરે બખ્યાર્દ્ર તપેલા એ મીસરના બુદ્ધિવૈભવને, બેબીલોન અને આસરીઆનાં સમર્થ સામ્રાજ્યોને વિનાશ પામતાં જોયાં અને જે આજેય એની એજ અજેય શ્રદ્ધાપૂર્વક ભાવી તરફ મીટ માંડતી ઉભી છે.

# ઈશ્વરપ્રાર્થના

( **આર્યપ્રકાશ** તા–૧૩–૬–૨૬ના અંકમાંથી )

**વ્યાખ્યાન**–હે સહનશીલેશ્વર ! આપ અને અમે પરસ્પર પ્રસન્નતાથી રક્ષક થઇએ, આપની કૃપાથી અમે સદૈવ આપનીજ સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરીએ તથા આપનેજ પિતા, માતા, બંધુ, રાજા, સ્વામી, સહાયક, સુખદ, સુહૃદ, પરમગુર્વાદિ જાણીએ; ક્ષણમાત્ર પણ આપને ભૂલીએ નહિ, આપની તુલ્ય અથવા આધક કોઇને ન જાણીએ. આપના અનુગ્રહથી અમે સર્વ પરસ્પર પ્રીતિમાન, રક્ષક, સહાયક, પરમપુરુષાર્થી થઇએ, એકબીજાનું દુઃખ ન જોઇ શકીએ, સ્વદેશસ્થાદિ મનુષ્યોને અત્યંત પરસ્પર વૈરરહિત, પ્રીતિમાન અને પાખંડરહિત કરીએ, ' **सहनौभुनक्तु** ' તથા આપ અને અમે લોક પરસ્પર પરમાનંદનો ભોગ કરીએ, અમે લોક પરસ્પર હિતથી આનંદ ભોગવીએ કે આપ અમને આપના અનંત પરમાનંદના ભાગી બનાવો. તે આનંદથી અમે લોક એક ક્ષણ પણ અલગ ન રહીએ. " **सहवीर्य्यम् करवावहै** " આપની સહાયતાથી પરમવીર્ય જે સત્ય વિદ્યા તેને પરસ્પર પુરુષાર્થથી પ્રાપ્ત થઇએ. " **तेजस्विनावधीतमस्तु** " હે અનંત વિદ્યામય ભગવન્ ! આપની કૃપાદષ્ટિથી અમારા લોકોનું પઠનપાઠન પરમ વિદ્યાયુક્ત થાઓ તથા સંસારમાં સર્વથી અધિક પ્રકાશિત થાઓ અને અન્યોન્ય પ્રીતિથી પરમવીર્ય પરાક્રમથી નિષ્કંટક ચક્રવર્તી રાજ્ય ભોગવીએ. અમારામાં સર્વ નીતિમાન સજ્જન પુરુષ થાઓ અને આપ અમારાપર અત્યંત કૃપા કરો, કે જેથી અમે લોકો નાના પ્રકારનાં પાખંડ, અસત્ય, વેદવિરુદ્ધ મતોને ઝટ છોડીને એક સત્ય સનાતન મતસ્થ થઇએ. કે જેનાથી સમસ્ત વૈરભાવનું મૂળ જે પાખંડ મત, તે સર્વ તત્કાળ પ્રલય થઇ જાય. " **मा विद्विषावहै** " અને હે જગદીશ્વર ! આપના સામર્થ્યથી અમારા લોકોમાં પરસ્પર દ્વેષ ન રહે–એટલે કે અમે પરસ્પર દ્વેષ ન કરીએ, કિંતુ સર્વ તન, મન, ધન અને વિદ્યાને પરસ્પર સર્વના સુખોપકારમાં પરમ પ્રીતિથી લગાવીએ. **ॐ शान्तिः ! शान्तिः ! शान्तिः !** " હે ભગવન્ ! ત્રણ પ્રકારના સંતાપ આ જગતમાં છે. એક આધ્યાત્મિક એટલે જે જ્વરાદિ પીડાથી થાય છે તે; બીજો આધિભૌતિક એટલે જે શત્રુ, સર્પ, વ્યાઘ્ર, ચોર આદિથી થાય છે તે; તથા ત્રીજો આધિદૈવિક એટલે મન, ઇંદ્રિય, અગ્નિ, વાયુ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, અતિશીત, અત્યુષ્ણતા ઈત્યાદિથી થાય છે. હે કૃપાસાગર ! એ ત્રણે તાપોની જલદીથી નિવૃત્ત કરો, જેથી અમે અત્યાનંદમાં અને આપની અખંડ ઉપાસનામાં સદા રહીએ. હે વિશ્વગુરો ! મને અસત્ ( મિથ્યા ) અને અનિત્યપદાર્થ તથા અનિત્ય કામથી છોડાવીને સત્ય તથા નિત્યપદાર્થ અને શ્રેષ્ઠ વ્યવહારમાં સ્થિર કરો. હે જગન્મંગલમય ! સર્વ દુઃખોથી મને છોડાવીને સર્વ સુખો મને પ્રાપ્ત કરો. હે પ્રજાપતે ! મને સારા પ્રજાપુત્રાદિ, હસ્તિ, અશ્વગવાદિ ઉત્તમ પશુ, સર્વોત્કૃષ્ટ વિદ્યા અને ચક્રવર્તી રાજ્યાદિ પરમૈશ્વર્ય જે સ્થિર સુખકારક છે, તે શીઘ્ર પ્રાપ્ત કરો. હે પરમવૈદ્ય ! સર્વથા મને સર્વ રોગોથી છોડાવીને પરમ વૈરાગ્ય આપો. મહારાજાધિરાજ ! જેથી હું શુદ્ધ થઇને આપની સેવામાં સ્થિર થાઉં. હે ઇશ્વર ! કુકામ, કુલોભાદિ પૂર્વોક્ત દુષ્ટ દોષોને કૃપાથી છોડાવીને શ્રેષ્ઠ કામોમાં યથાવત્ મને સ્થિર કરો. હું અત્યંત દીન થઇને એજ માગું છું કે, હું આપ અને આપની આજ્ઞાથી ભિન્ન પદાર્થમાં કદાપિ પ્રીતિ ન કરૂં. હે પ્રાણપતે ! પ્રાણપ્રિય ! પ્રાણપિતા ! પ્રાણાધાર ! પ્રાણજીવન ! સુરાજ્યપ્રદ ! મારા પ્રાણવાળા આપજ છો, મારો સહાયક આપનાવિના અન્ય કોઇ નથી. હે મહારાજાધિરાજ ! જેમ સત્ય, ન્યાય અને રાજ્ય અમારા લોકનું પણ આપના તરફથી સ્થિર થાય. આપના રાજ્યના કિંકર આપના કૃપાકટાક્ષથી અમને શીઘ્ર બનાવો. હે ન્યાયપ્રિય ! અમને પણ ન્યાયપ્રિય યથાવત્ કરો. હે ધર્માધીશ ! અમને ધર્મમાં સ્થિર રાખો. હે કરુણામય પિતા ! જેમ માતાપિતા પોતાનાં સંતાનોનું પાલન કરે છે, તેમ આપ અમારૂં પાલન કરો !

# રશિયાની વીરપૂજા

( સૌરાષ્ટ્ર–તા–૧૯–૬–૨૬ના અંકમાંથી )

પશ્ચિમનું ગોરૂં જગત આજે પૂર્વની મૂર્તિપૂજાને ધિક્કારે છે. મૂર્તિપૂજકો એને મન અસંસ્કારી-જંગલીઓ છે; પરંતુ અજાણપણે એ મૂર્તિભંજકોમાંયે એક પ્રકારની મૂર્તિપૂજા તો પ્રવર્તેજ છે. રાષ્ટ્રવીરો દેવલોક પામ્યા પછી જાહેર સંસ્થાઓમાં કે ચૌટે ચૌટે એમની પ્રતિમા ઉભી કરી, તેને હારતોરાથી શણગારવી, શેકસપિયર કલબો સ્થાપી, શેકસપિયરની મૂર્તિ કે છબીને માન આપી એની સંવત્સરીઓ ઉજવવી, પેટ્રન સેઇન્ટની છબી આગળ કે ભગવાન ખ્રિસ્તના પથ્થરચણ્યા ક્રૉસ આગળ શિર ઝુકાવવું, એ મૂર્તિપૂજા નહિ તો બીજું શું છે? સ્મૃતિદ્વારા કે પ્રતિમાને માન અર્પીને પુરુષવરોની પૂજા કરવી, એ તો માનવજીવનનો સ્વભાવ છે. પ્રાગૈતિહાસિક કાળથી તે આજદિનસુધી એ સ્વભાવ અચૂક રીતે પ્રભવતો આવ્યો છે. પુરાતન કાળમાં જ્યાં લોકો વીરનરને દેવતરીકે પૂજતા, ત્યાં આજે તેજ મહાનુભાવ અથવા તો તેના જેટલોજ ગૌરવવંતો પુરુષ માત્ર નરવીરતરીકેજ સન્માન પામે છે. એ પણ ઉંચી કોટિની પૂજા–અર્ચનાજ છે. પશ્ચિમમાં રશિયાની આ જાતની વીરપૂજા સૌથી જ્વલંત દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

**અટારીએ અટારીએ**

અપ્રતિમ આંગ્લ નવલકાર એચ. જી. વેલ્સ ૧૯૦૨માં રશિયામાં પ્રવાસે નીકળ્યો, ત્યારે ગામે ગામ રશિયાનો રાષ્ટ્રવિધાતા કાર્લ માર્કસની પ્રતિમાઓ હારતોરામાં શોભતી દીઠી. દુકાનોમાંયે એની મૂર્તિઓની હારો વિક્રયમાટે ખડકલાબંધ એણે જોઇ. અંગ્રેજી નવલકારને રૂસ પ્રજાની આવી ભક્તિપ્રત્યે સૂગ ચઢી; પણ એને ખબર નહિ હોય કે રશિયાની સાચી વીરપૂજા તો એ વખતે માત્ર નમ્ર સ્વરૂપે દેખાતી હતી. આજે મોસ્કો, વૉરસો કે સેન્ટ પિટર્સબર્ગમાં જનારા ગોરાઓ સદ્‌ગત મજૂરવાદી રાષ્ટ્રનેતા લેનિનપ્રત્યે પ્રજાનો છલકાતો ભક્તિભાવ નિરખીને દંગ થાય છે, વફાદારીની જ્વલંત નિશાનીતરીકે લોકો દુકાનોમાં અને ઘેર ઘેર એ મજુરોના રક્ષણહાર પિતાની તસ્વીરને દીપકમાળથી ઝાકમઝોળ શણગારે છે. સમાજવાદીઓ એ તસ્વીરને સમાજવાદના મૂર્ત સ્વરૂપતરીકે ઘરઆંગણે રાખે છે, સામ્યવાદીઓ એની પ્રતિમાને સમાનતાનું રાષ્ટ્રચિહ્ન ગણે છે. કોઇ સ્ટીમશીપ કંપનીની અટારીઓમાં તો કોઇ વ્યાપારી પેઢીઓમાં અને મજુરસંઘોના કઠેરાપર બસ, એ એકજ આરસની પ્રતિમા શણગારાયેલી દેખાય છે. ચોકલેટ વેચનાર ફેરીઓ પોતાની ગાડીના હુંઠાપર એ મૂર્તિને પધરાવી રાખે છે. દરજીના સંચા ઉપર લેનિનનું સ્થાન અવિચળ છે. પુસ્તકાલયો અને પુસ્તકવિક્રેતાઓને મકાને એ તસ્વીર અનિવાર્ય છે. ધર્મમંદિરો અને ધાર્મિક ક્રિયાઓનો સામાન વેચનારી દુકાને પણ પુષ્પહારવડે દીપતી લેનિનની છબી કોઇ ગોખમાં પધરાવેલી હોય છે. વીંટીમાં હીરાથી મઢેલી સૂક્ષ્મ તસ્વીરથી માંડીને દેહસમાન મૂર્તિઓ મોસ્કોમાં આંગણે ને અટારીએ, મજુરવાદનો મૂક સંદેશ સુણાવતી ખડી છે.

**લેનિન–મંદિરો**

ધર્મ–શ્રદ્ધાળુ લોકો ભગવાન ખ્રિસ્તની, કોઇ ધર્માલયોની અને કોઇ ધર્મગુરુઓની છબીઓ ઘરમાં અમુક નિયત સ્થળે ગોઠવી, તેને મંદિરસમાન બનાવે છે અને સવારસાંજ ત્યાં મસ્તક નમાવી કિરતારની બંદગી કરે છે. શું ઇંગ્લંડ કે શું હિંદ–બધેજ આવી અનન્ય ભક્તિ શ્રદ્ધાળુ વર્ગમાં હોય છેજ. રશિયામાં આજે લોકો એ તસ્વીરોના ધર્મમંદિરને ઠેકાણે પોતાને ઘેર એલાયદું લેનિનમંદિર રાખે છે. ઘર ઘર તો ઠીક, પણ કારખાનાંઓમાં અને ઑફિસોમાં પણ અમુક ભાગ લેનિનની પ્રતિમામાટે નિરાળો રાખવામાં આવે છે અને એની ભીંતોપર 'લેનિનનાં અમર જીવનસૂત્રો' ચિતરવામાં આવે છે. 'લેનિન આજે દિવ્ય ધામમાં છે, પણ તેનો આત્મા રૂસભૂમિના રક્ષણાર્થે અહીં મૌજુદ છે!' એવાં ભક્તિવાક્યો પણ એ દિવાલોને અને તેનાં તોરણોને શણગારી રહ્યાં છે. શહેરી લોકો જો કે લેનિનની પ્રતિમા આગળ ક્રૉસની જેમ પોતાના હાથની ચોકડી ચિતરતા નથી, તોપણ એમનાં અંતરનો પૂજ્યભાવ નિઃશબ્દતામાંયે જણાઈ આવે છે. ગામડાંનાં ભોળાં ખેડુત નરનારીઓ તો માથું નમાવીને એ પ્રતિમાઓ સમક્ષ ક્રૉસ સુદ્ધાં કરે છે! સ્ટેશને સ્ટેશને પણ રશિયાના આ નિર્ધનતાપ્રિય તારણહારને ગોખ–મંદિરોમાં પધરાવવામાં આવ્યો છે. એનાં

દર્શન કરીને ગામડીઆઓ પોતાની મુસાફરી શરૂ કરે છે. જાણે રશિયાનો એ પ્રસ્થાનમંગળનો ગણેશ!

**તીર્થયાત્રા**

પણ આના કરતાંયે વધારે છક કરનારી ભક્તિ તો લોકોની લેનિન-યાત્રાઓમાંથી સાંપડે છે. આજે એના સ્વર્ગપ્રયાણને માત્ર બે-અઢી વરસોજ વીત્યાં છે. જાનેવારીની એ અમંગળ પ્રભાતે વરસાદ અને બરફમાર વચ્ચે ભક્તિમતી જનતા પોતાના રાષ્ટ્રવીરનો દેહાવશેષ નિરખતી, અબોલ બંદગી કરતી ઉભી હતી. એ ભવ્ય કરુણ દૃશ્ય આજે બે વર્ષ પછી વધારે ભવ્ય સ્વરૂપ ધારણ કરે છે. મોસ્કોમાં એની મૃત્યુસમાધિ ઉપર આજે શસ્ત્રધારી સૈનિકો પહેરો ભરે છે અને વિશાળ રશિયાનાં દૂર દૂરનાં ગામોમાંથી શ્રદ્ધાળુ જનો સમાધિનાં દર્શને ટોળાંબંધ આવ્યે જાય છે. એની મરણતિથિને દિને તો ત્યાં આખાયે યૂરોપના મજુરવાદી પ્રવાસી જનો ધ્વજાપતાકા લઇને મેદની જમાવે છે અને 'જય હો મહાત્મા લેનિનનો! જય બોલ્શેવિઝમનો!' એવા સૂર ગુંજતા ગુંજતા કૂચ કરે છે. સમરકંદમાં એક કાળે તેમરલેનની કબ્રની લોકો યાત્રા કરતા. આજે જેરૂસલેમની પુણ્યભૂમિ ઉપર ખ્રિસ્તીઓ પ્રવાસે સંચરે છે. અખિલ આલમના ઇસ્લામીઓ મક્કા શરીફે પૂજ્યભાવે હજ કરવા જાય છે; રશિયાના-અરે, યૂરોપ સમગ્રના-લાખો મજુરવાદીઓનું જીવન્ત તીર્થધામ એ મહાનુભાવ લેનિનની મૃત્યુસમાધિ છે.

**દેવમાનવ**

ગઈ સાલ લેનિનની સંવત્સરી કોઇ અદ્ભુત રીતે ઉજવાઇ હતી. મોસ્કોને ચૌટે ચૌટે લોકો એ રાષ્ટ્રવીરની છબી ખરીદીને મઢાવતા હતા.આજે પ્રજા એને માનવકોટિથી પર માને છે. રશિયાનો એ દેવમાનવ છે. લોકસભામાં એની ખુરશી ખાલી રહે છે. એનાપ્રત્યે પ્રજાની માનની લાગણી એટલી ઉત્કટ છે કે એ ખુરસીપર એની પ્રતિમા પધરાવી ફૂલમાળાઓવડે અનુગામી પ્રમુખો તેની અર્ચના કરે છે; એની આરામગાહ હજુ અપૂર્ણ છે, તોયે એની જાળીએ ને અટારીએ દર રાત્રે લોકો રોશની પ્રકટાવે છે. આરામગાહની ઇમારતમાટે દેશવિદેશના સ્થપતિઓ પાસેથી રેખાંક નમુના મંગાવાયા છે. લેનિન આજે લોકસાહિત્યનો કોઈ અદ્ભુત નાયક બનતો જાય છે. એના જીવનની આસપાસ કેટલીયે અદ્ભુત રસિક કથાઓ ગુંથાઇ ગઇ છે. એક જંગી મંડળ એનાં લેખનો અને ગ્રંથોને જગતની વિધવિધ ભાષાઓમાં ઉતારવાનું અવિરત કાર્ય કર્યે જાય છે.આખા યુરોપીય ઉપરાંત કાલમુક, બશ્કિર, ખિરગીઢ, યાકુત અને તાર્તર પ્રજા આજે એ મંડળના પ્રયત્નદ્વારા પોતાની ભાષામાં લેનિનના મનન-સાહિત્યનું રસપાન કરે છે. લેનિનનાજ સહકર્માચારીઓ લેનિનનાજ પૂજક બન્યા છે. એમને મન લેનિનનો શબ્દ બ્રહ્મવાકય કે કુરાનની આયાત છે. આજે તો જાણે રશિયામાં દેવમાનવ લેનિનનો કોઇ નવીન ધર્મ ફેલાયો છે. રૂસભૂમિનો એ ધરખમ અને પ્રતિભામાન મહાન પીટર પણ આટલો નહોતો પૂજાયો. રૂસ સ્વાધીનતાનો સ્થાપક લેનિન, દલિત મજુરોનો ઉદ્ધારક લેનિન, જગતભરમાં સાચી સમાનતાને ઉતારનાર લેનિન, અવસાન પામીને આજ રશિયાનો આરાધ્ય દેવ બન્યો છે.

---

**ઉંચામાં ઉંચી ટોચે**—ઉંચામાં ઉંચા શિખરે તમારે પહોંચવું હોય તો તમારા ઉદ્યોગની નીચામાં નીચી જગાએથી કામ શરૂ કરો. તમારા ધંધા સાથે જેનો સંબંધ હોય એવી કોઇપણ બાબતને નજીવી કે નિરૂપયોગી નહિ સમજતાં તેને લગતી એકે એક વિગતનું પૂરેપૂરૂં જ્ઞાન મેળવો.

× × ×

એક માર્ગ અથવા ધંધો પસંદ કરો, તેની સઘળી વિગતોનો અભ્યાસ કરો, તેનેજ માટે કામ કરો.

× × ×

તમારે શું કરવું તે વિષે જગત કાંઇ કહેતું નથી; પણ તમે જે કંઇ કરવાનું માથે લો તેમાં સર્વોપરિ શ્રેષ્ઠ બનો, એમ તેનું કહેવું છે. ('આગળ ધસો'માંથી)

# શુકનમાં લાપસી શામાટે ?

( **હિંદુસ્થાન**ના એક અંકમાંથી )

હિંદુસંસારમાં સાધારણ રીતે સારા પ્રસંગે હમેશાં શુકનમાં ઘઉંની લાપસી કે ઓરમું કરવામાં આવે છે. આ શુકનમાં બીજા કોઇ પકવાન્નને બદલે લાપસીને શામાટે પસંદગી આપવામાં આવી હશે, તે વાત સમજવા જેવી છે. અત્યારના જમાનામાં તો લાપસી કે ઓરમું એ ગામડાનું પકવાન્ન ગણાય છે; અને સારા જમણવારમાં તે સ્થાન ભોગવતું નથી, છતાં પણ આપણે વિચારીશું તો જણાશે કે, આપણા બાપદાદાઓ મૂર્ખ ન હતા.

જૂના કાળમાં જે જે રીતરિવાજો દાખલ કરવામાં આવ્યા છે, તે તે રિવાજો સારા હોવાથીજ ધમને નામે દાખલ થયા છે. ખાવામાં, પીવામાં, આચારમાં જ્યાં જ્યાં જે રિવાજો છે અને તેને ધર્મની બીક લગાડી દેવામાં આવી છે, તેમાં પણ ચતુરાઇજ છે. અત્યારના અર્ધદગ્ધ આપણે પૂરૂં રહસ્ય સમજ્યા સિવાય બુઢ્ઢા માબાપો બેવકૂફ હતાં એમ કહી તેનું પાલન કરતા નથી. પરિણામ આપણે જોઇ ચૂકયા છીએ કે, આપણા બાપદાદા કરતાં આપણે ઓછું ખાઇ શકીએ છીએ, ઓછું પાચન કરી શકીએ છીએ, ઓછી શક્તિવાળા થઈ ગયા છીએ અને ઓછું આયુષ્ય ભોગવીએ છીએ.

જે જે વહેમ ગણી કાઢી તુચ્છકારવામાં આવે છે, તે વહેમ નથી; આવા વહેમની હકીકતમાં આગળ ઉપર ઉતરીશું ત્યારે તે સમજાશે. રજસ્વલા સ્ત્રીને ન અડાય; સુવાવડીનાથી આભડછેટ લાગે; નાહ્યાધોયા સિવાય મંદિરમાં ન જવાય; વગેરે રિવાજો છે તે વહેમ નથી; પરંતુ શારીરિક તંદુરસ્તીને અંગે વિચારીને દાખલ કરેલા રિવાજો છે. તેનું પાલન ન કરનારા અદેખાઇ કરે છે.

હવે અસલ વાતપર આવીએ. ઘઉંની અંદર જે પોષક તત્ત્વ છે, તે તેની અંદરના બીજમાં છે. આ બીજ ખાવાથી માણસની જીવનશક્તિ વધે છે. જે અનાજ જીવનતત્ત્વ–વીટેમીન્સ કહેવામાં આવે છે, તે આ બીજમાં છે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ તથા ખોરાકીને લગતી શોધખોળ કરનારાઓએ એકમતે જાહેર કર્યું છે કે, જેમ જેમ ઘઉંનો લોટ બારીક કરવામાં આવે છે, તેમ તેમ તેના બીજનો નાશ થાય છે. બીજનો નાશ એટલે તેની અંદર રહેલાં જીવનતત્ત્વ વીટેમીન્સનો પણ નાશ થાય છે. આવો લોટ તે આપણો પરસુદી મેંદો છે. આ લોટ શરીરને લાભ કરવાને બદલે નુકસાન કરે છે. એવા પ્રયોગો કરવામાં આવ્યા છે કે, એક માણસને ભુખ્યો રાખવામાં આવ્યો જ્યારે બીજા માણસને માત્ર પરસુદીની રોટલી આપવામાં આવી. પરિણામે પરસુદીની રોટલી ખાનારનું વજન અપવાસી કરતાં ઘણું ઘટી ગયું. એ સૂચવે છે કે, પરસુદી શરીરને પોષવાને બદલે શરીરને નાશક છે. લાપસી કે ઓરમાની અંદર ઘઉં જાડા ભરડવામાં આવે છે. આવા જાડા લોટની અંદર તેનું બીજ જળવાઈ રહે છે અને એ બીજ શરીરને પોષણ આપે છે. આડે દિવસે તો તમે આવો પૌષ્ટિક ખોરાક ન ખાઓ, પણ શુકનતરીકે સારે પ્રસંગે આ લાપસી કે ઓરમું ખાઓ; તેટલા માટે બુઢ્ઢા બાપાએ શુકનમાં લાપસી રાખી છે. તલધારી લાપસી, અંદર ગોળ અને ઘીના ખોરાકને બીજું કોઈ પણ પકવાન્ન પહોંચે તેમ નથી. પછી ભલે તે દૂધપાક, શીખંડ, બાસુંદી, ઘેબર, મેસુર વગેરે ગમે તે કહો. આ લાપસી અને ઓરમું બીનજોખમી અને પૌષ્ટિક છે. સુધરેલા ભાઇઓ આ બાબતની નોંધ લે તેટલામાટે આટલું ધ્યાન ખેંચ્યું છે. બચ્ચાંનું નામ પાડતી વખતે બારમે દિવસે તો આખા ઘઉંને બાફી તેની ઘુઘરી કરવાનો રિવાજ છે. આ ઘુઘરીમાં પણ ગોળ–ઘી નાખીને ખાવામાં આવે છે. વૈજ્ઞાનિક દષ્ટિએ તો લાપસી–ઓરમા કરતાં પણ આ ઘુઘરી ચઢે તેમ છે; પરંતુ હવે ઘુઘરી તો જંગલીનો ખોરાક ગણાય છે. સુધરેલા માણસોને પાછા જંગલી થયા સિવાય છૂટકો નથી એમ અત્યારના ખોરાકશાસ્ત્રીઓ અને મોટા ડૉકટરો યૂરોપમાં બૂમ પાડી રહ્યા છે. ખોરાકની અંદર આપણે ત્યાં ધાલમેલ હજુ પ્રભુકૃપાએ ઓછી છે. યૂરોપાદિ દેશોમાં તે ટોચે પહોંચવા આવેલ છે, એટલેજ ત્યાંના ડૉકટરો તે તરફ વધુ લક્ષ આપવા મંડયા છે.

## વિલાયતમાં ફળાહાર

હિંદુસ્થાનના ખોરાકમાં જો કોઇ ચીજની ખામી હોય તો તે ફળની છે. આપણને જોઇએ તેટલાં ફળ ખાવાનાં મળતાં નથી. ગરીબાઇને અંગે આપણે ફળ ખાઈ શકતા નથી. ઉપરાંત ફળો ખાવાં એ જરૂરીઆત નહિ પણ મોજશોખ છે, એમ આપણામાં ખોટો ખ્યાલ પેસી ગયો છે. આપણે ત્યાં જે ફળો થાય છે, તેનોજ આપણે છૂટથી ઉપયોગ કરીએ તો આપણો ખોરાકક્રમ વ્યાજબી ગણાય. આપણે ત્યાં લાલ પાકાં ટામેટાં, પોપૈયાં, પાકાં ચીભડાં વગેરે થાય છે; પરંતુ આપણે જોઇએ તેટલા પ્રમાણમાં તે ખાતા નથી. વિલાયતના આંકડા બહાર પડયા છે, જે જાણવા જેવા છે. યુનાઇટેડ કીંગડમમાં એક માણસે એક વરસમાં ૧૦૦ સફરજન, ૭૫ નારંગી અને ૩૦ કેળાં ખાધાં. એક વરસમાં ૪૮૩૦૦,૦૦૦ પાઉંડની કિંમતનાં ફળ યુનાઇટેડ કીંગડમમાં આવ્યાં. આપણે ત્યાં તો માણસ આટલાં બધાં ફળ ખાતો નથી. વ્યાજબી રીતે જે ફળની જે વખતે મોસમ હોય, ત્યારે તેણે તે ફળ ખૂબ ખાઈ લેવાં જોઇએ. હિંદુસ્થાનમાં સુભાગ્યે કેરીની મોસમમાં માત્ર કેરીઓ પુષ્કળ ખાવાની મળે છે અને ત્યારેજ ગરીબ તેમજ તવંગર તેનો ઉપયોગ કરી શકે છે. માણસોએ ધ્યાન રાખી ફળ ખાવાં જોઇએ; કારણ કે ફળની અંદર જીવનતત્ત્વ–વીટેમીન્સ હોય છે. કેરીની મોસમમાં માણસને નવું લોહી આવી જાય છે, તેનું કારણ આ જીવનતત્ત્વ છે.

# જુઓ જાપાનનું શિક્ષણ !

( ગાંડીવ તા. ૫-૯-૨૬ ના અંકમાંથી )

( ટોકીઓની કન્યાશાળાઓમાં ત્યાંની બુદ્ધિમતી સંચાલિકાઓએ કન્યાઓ સમક્ષ એક સુંદર પ્રશ્ન રજુ કરેલો 'તમને પુરુષત્વ ગમે કે સ્ત્રીત્વ ?' ૬૬૦ જવાબ આપનારી બાળાઓમાં ૨૩૬ બાળાઓએ પુરુષ થવા-પ્રત્યે પસંદગી બતાવી હતી અને ૨૮૮ બાળાઓએ અમુક સંજોગોમાં સ્ત્રી રહેવાની અને અમુક સંજોગોમાં પુરુષ થવાની રુચિ પ્રદર્શિત કરી હતી. માત્ર ૧૩૬ બાળાઓએ સ્ત્રીત્વ પસંદ કર્યું હતું. પેલી ૨૩૬ બાળા-ઓમાંની એકનો જવાબ અહીં રજુ કરીએ છીએ. )

નારીપણું નથી ગમતું, ગુરુમાતા! નારીપણું નથી ગમતું. દેશની માટીમાંથી ઉત્પન્ન થઇ તેનાં અન્નજળવડે દેહ પોષી, એજ દેહને પ્રાણથી પણ પ્યારી જન્મભૂમિ કાજે કુરબાન કરી નાખવા-નું ન મળે તો જીવનનું સાર્થક શું ? રણાંગણમાં માતૃભૂમિના સ્વાતંત્ર્યજ્યોતથી ઝળહળતા વાવટા નીચે બખ્તર અને કવચ સજી પોતાનાં ખૂન વહાવવાની તક ન મળે તો એ જન્મવાં શાં ખપનાં ? પુરુષોને માયાજાળમાં ફસાવનારી, ધર્મપંથથી ભ્રષ્ટ કરનારી મોહક પૂતળી બનવાનું, વિલાસ અને મોહમસ્તીની પ્રતિભારૂપી ઢીંગલી બની રમાડાયા કરવાનું જે અવતારે કપાળમાં લખ્યું, તે અવતાર એળે નહિ તો બીજું શું ? જ્યાં તોપોની ગગનભેદી ગર્જનાઓ જાણે સારા બ્રહ્માંડને હચમચાવી મૂકતી હોય, મ્યાનમાંથી કેસરીઆં કરવા નીકળી પડેલી ખડ્ગ-સુંદરીઓનો ચકચકાટ વિજળીના ચમકારાનેયે ભૂલાવી દેતો હોય, માતૃભૂમિને કાજે ઘા ઝીલવાની અને ઘા કરવાની જ્યાં હોડ બકાઇ રહી હોય, એ સ્થાને માથાંને હથેળીમાં લઇને ઘૂમવાના લ્હાવા, એ રણ-સંગ્રામની રમતોનાં ખેલન જે દેહે ન ભોગવાયાં તે દેહે સૂર્યનો પ્રકાશ દીઠો તોયે શું–ન દીઠો તોયે શું ? પ્યારી નીપોનમૈયાના ( જાપાન ) દિગ્વિજયનો કીર્તિસ્તંભ જે રુધિરવડે ચણાઈ રહ્યો હોય, તે રુધિરમાં જે દેહનાં રક્તબિંદુઓ ન ભળે, એ દેહ કરતાં તો ધન્ય એ લોખંડી ચોસલાઓને, જેની તોપ ને તરવાર બને છે !

માતા ! દેશને કાજે કુરબાની કરવાનો હક્ક પુરુષો ભોગવે છે. એ લહાવો લેવા મને પુરુષત્વ જોઇએ છે. નિર્બળતાની પ્રતિમા સરખું આ નારીપણું નથી ગમતું–નથી ગમતું.

# ગરીબોના ઉદ્ધારક બનો !

( 'સ્વામી રામતીર્થ' ના સદુપદેશ' માંથી 'દલિતકોમ' માં લેવાયલું, તે ઉપરથી )

સ્ત્રીઓ, બાળકો અને મજુરવર્ગની કેળવણીપ્રત્યે બેદરકારી રાખવી એ તો જે શાખાપર આપણો આધાર હોય, તેજ શાખાને કાપી નાખવા સમાન છે; એટલુંજ નહિ પણ ખુદ પ્રજારૂપી વૃક્ષના મૂળમાંજ ઘા કરવા બરાબર છે.

હિંદુસ્થાનમાં અનેક હિલચાલો વિજયી ન નિવડવાનું કારણ એજ છે કે, કાર્ય કરનાર લોકોએ પોતાની સર્વ શક્તિ મૂળ તરફ ન વાપરતાં માત્ર ફળ અને પાંદડાંઓ—જેવા મોટા કહેવાતા લોકો—ને પાણી છાંટવામાં ગુમાવી દીધી છે; ખરી રીતે તો રાષ્ટ્રવૃક્ષના આધારરૂપ બિચારા શૂદ્રોનેજ પ્રકાશ અને ચૈતન્યની જરૂર છે.

આજ આપણા આ કમનસીબ દેશમાં એમની કિંમત મીંડા જેટલી ગણવામાં આવે છે અને આવાં ગરીબગુરબાંઓની સેવા કરવા તમે બહાર પડશો, તેમના ભલા કાજે ચિંતા કરશો એટલે લોકો તમને ઠપકો પણ દેશે, કેટલાક મશ્કરી કરવા લાગશે; પરંતુ એટલું ધ્યાનમાં રાખજો કે, આ મીંડાને એકડાની જમણી બાજુએ મૂકવાથી એકડાની કિંમતને દશગણી વધારવાની તેમનામાં શક્તિ છે.

કમનસીબે હાલના ઉપદેશકોની વૃત્તિ એવી છે કે, સરકારી અમલદાર વગેરે મોટા લોકો પોતાના વ્યાખ્યાનમાં આવે એટલે તેઓ પોતાને કૃતકૃત્ય માને છે. એ ખરૂં છે કે, સરકારી નોકરો બીજા માણસો કરતાં વધુ હોંશિયાર હોય છે અને તેથી તેઓ થોડાઘણા ઉપયોગી પણ છે; પરંતુ તેમનો જુસ્સો હમેશના ઘસડબોરાથી મંદ પડી ગયેલો હોય છે. એ લોકોને તેમના માનમતબારૂપી કેદખાનાના શ્રેષ્ઠ આસન ઉપરજ બેસી રહેવા દો; કારણ દેશનો ખરો ઉદ્ધાર તો દેશરૂપી ઝાડનાં ગરીબ મૂળોથી થવાનો છે. એ બરાબર ધ્યાનમાં રાખજો કે, ગરીબ લોકો, સ્ત્રીઓ અને બાળકોના હાથથીજ સત્યની સ્વારી આગળ વધશે.

લોકોની હાલની ધર્મબુદ્ધિ અને દાન કરવાની વૃત્તિ પણ બહુ બગડી ગયેલી છે. ભૂખમરાથી ટળવળતા ગરીબ લોકોની આપણે જરાયે ચિંતા કરતા નથી. માત્ર ભરેલાં પેટવાળાઓ, નિરુદ્યોગી અને આળસુઓનેજ ભોજનનું દાન કરવાથી સ્વર્ગે પહોંચી જવાય છે એમ માનીએ છીએ; અને આ દાનસંબંધે પણ લોકોના વિચાર એવા થઈ ગયા છે કે સમાજના એક ભાગને છેક નીચોવી નાખી, તેને તદ્દન કંગાળ બનાવી દઈને મેળવેલા પૈસામાંથી નહિ સરખો ભાગ દાનતરીકે પાછો આપવો. પોતેજ નીચોવી લીધેલા ગરીબો તરફ તેમની ઘણી દુઃખી હાલતમાં કીર્તિ કે હોદ્દાને ખાતર એકાદ તુચ્છ કકડો ફેંકી દેવો એજ જાણે કે મોટું ધર્મ—દાન ન ગણાતું હોય, એમજ એ બિચારાઓ સમજે છે; પરંતુ ખરી ઉદારતા શું છે તે તમે જાણો છો ? દીન—ગરીબ અને પતિત—નીચે પડેલા લોકો તરફ સાચી લાગણીથી જે જુએ છે, તેજ ખરો ઉદાર મહાત્મા છે !

હિંદુસ્થાનના રાજારજવાડાઓ ! ધનાઢ્યો ! ધર્મગુરુઓ અને રાજકર્તાઓ ! થોડાંજ વર્ષોમાં શું પરિણામ આવશે તેનો તમને ખ્યાલ છે ?

આજ અસંખ્ય જાતિભેદ અને ચોકાધર્મથી શું પરિણામ આવ્યું છે તે જાણો છો ? એ સાચું છે કે, યૂરોપઅમેરિકાની જેમ અસંખ્ય હડતાળો નથી પડતી, પરંતુ આખો દેશ દુર્બળ અને મુંગા મેંઢાથી પણ વધારે બીકણ બની ગયો છે. હાલના જરીપુરાણા થઈ ગયેલા ન્યાત—જાતરૂપી વસ્ત્રની નીચે શું છે ?—ગરીબ અને ભૂખે મરતા સાક્ષાત્ નારાયણસ્વરૂપ હિંદી ખેડુતો !

કટોકટીના સમયમાં આપણે જન્મેલા હોવાથી દેશસેવા કરવાના પ્રસંગ જોઇએ તેટલા છે. આજ તમને દેશધર્મ આજ્ઞા કરે છે કે, રાષ્ટ્રીય બંધુભાવ આગળ તીવ્ર જાતિભેદને ગૌણ માનો ! પોતાનાં નાનાંમોટાં સઘળાં બાળકોપર એકસરખો પ્રેમ રાખનારી માતાના જેવું આપણા અંતઃકરણને બનાવવું એજ જીવનની સફળતાનો સાર છે.

અને એ જીવન સફળ કરવા કાજે તમે જીંદગીને તિલાંજલિ આપવા તૈયાર છો એટલી શક્તિ અને હિંમત તમારામાં હોય તો ઉઠો અને ગરીબોના ઉદ્ધારક બનો !

# વધારે મરણો શાથી થાય છે ?

( લેખકઃ-**વિજયશંકર જયશંકર. ' હિંદુસ્થાન '** તા-૨૪-૫-૨૬ ના અંકમાંથી )

## દેશી વૈદોને ઉત્તેજન આપો.

એપ્રીલ ૧૯૨૬ ના વૈદ કલ્પતરુમાં 'દેશી વૈદુ' એવા મથાળા નીચે જે હકીકત છપાઈ છે તેમાં લખેલું છે કેઃ—

"આ ધારાસભામાં ( મુંબઇની ) જે મેંબરો આયુર્વેદ અને યુનાની વૈદકની સીપારસ કરતા હોય તેમને હું પૂછું છું કે, પાશ્ચાત્ય પદ્ધતિએ શિક્ષણ મેળવેલા ડૉકટરોની ખાત્રી કરી આપવી જોઇએ કે, દેશી વૈદુ પાશ્ચાત્ય વૈદા કરતાં કોઈ પણ રીતે ઉતરતું નથી અને ત્યારેજ આ આખી સભા સમજી જશે કે, દેશી વૈદુ પાશ્ચાત્ય વૈદક કરતાં શ્રેષ્ઠ છે."

આ ઘણો ગંભીર સવાલ છે. કરોડો માણસોની જીંદગી તથા તંદુરસ્તી સાથે તેનો સંબંધ છે; તેથી લખવાની રજા લઉં છું કે, વિદેશી દવાઓમાં ઘણી દવાઓ જેવી કે શીતળાની રસી વગેરે જનાવરોનાં લોહી-પરૂમાંથી બનાવવામાં આવે છે અને તેથી હજારો તંદુરસ્ત બાળકો તેમજ મોટી ઉંમરના મનુષ્યો તેવી દવાના ઝેરથી બીમાર પડી મરી જાય છે, અથવા તો કાંઈ ભયંકર દરદોથી પીડાય છે. તે સંબંધી સત્તાવાર હકીકતો પ્રસિદ્ધ કરવામાટે કૃપાળુ અંગ્રેજોએ તથા અમેરિકનોએ ખાસ મંડળીઓ સ્થાપી છે અને તેમનાં માસિકોમાં ઘણી ચોંકાવનારી હકીકતો વખતોવખત ઉઘાડી પાડવામાં આવે છે.

ઉપર જણાવેલી જાતની ઝેરી વિદેશી દવાઓ માણસજાતમાટે કેવી જીવલેણ છે, તેનો ખ્યાલ કરવામાટે "શીતળાની રસી" એવા મથાળા નીચે એક ઘણો ચોંકાવનારો લેખ નવસારીમાં પ્રસિદ્ધ થતા ચેરાગ નામના માસિકના ફેબ્રુઆરી ૧૯૨૬ ના અંકમાં પ્રસિદ્ધ થયો હતો તે ધ્યાનથી વાંચવા આપને અરજ કરૂં છું.

અમેરિકાના પ્રેસિડેન્ટ કુલીજના જુવાન દીકરાને શીતળાની તેમજ ટાઇફોઇડની રસીઓ મૂકી. તેને પરિણામે તે હતભાગી જુવાન પુરુષ તરફડી તરફડીને મરી ગયો. તે લેખમાંથી નીચેના શબ્દો ટાંકું છું.

"આવાં મરણો સાધારણ માણસના ઘરમાં થાય છે, ત્યારે તો રસીને બદલે બીજા રોગનું નામ નોંધાવી દઇને દરદીના સગાને ઠગીને ડૉકટરો એ મરણ બીજા કારણથી થયેલું ગણાવે છે; પણ આ તો પ્રેસિડેન્ટનો દીકરો હોવાથી પોગળ ફૂટયું."

તા. ૧૭-૪-૨૬ ના જામે જમશેદમાં "પેટંટ ફુડને આગ લગાડો" એવા મથાળા નીચે એક લેખ છપાયો હતો તેમાંથી નીચેના શબ્દો તરફ આપનું ધ્યાન ખેંચુ છું.

"પેટંટ ફુડ અને દવાવાળા ગરીબ હિંદમાંથી દરવર્ષે એક કરોડ રૂપીઆ લૂંટી જાય છે અને આપણે ઘેર દુઃખદરદો સોંપે છે."

કરોડો રૂપીઆનો આ વેપારી તથા ધંધાદારી સવાલ હોવાથી શીતળાની રસી વગેરે ઝેરી દવાઓથી નીપજતાં હજારો મરણોનાં ખરાં કારણ છુપાવીને જૂઠાં કારણો પ્રસિદ્ધ કરીને માણસજાતને વિલાયત તથા અમેરિકા જેવા દેશોમાં પણ ઠગવામાં આવે છે; તેથી આ દેશના ઘણા સત્તાવાળાઓ એમ માને કે, વિદેશી દવા બહુ સારી છે-એ કુદરતી છે.

વિદેશી ઝેરી દવાઓ માણસ જાતમાટે કેવી ભયંકર છે, તે સંબંધી સત્તાવાર રીતે પ્રજામત કેળવનારા દયાળુ અંગ્રેજો તથા અમેરિકનોની મંડળીઓનું સાહિત્ય, મુંબઇની શ્રી જીવદયા મંડળી ( ૧૪૯, શરાફબજાર મુંબઇ, ) ના સેક્રેટરી પાસેથી મળે છે. તે વાંચીને જો પોતાની ખાત્રી થાય કે, દેશી દવાઓ કરતાં વિદેશી દવાઓથી ઘણાં વધારે મરણો તથા જીવલેણ દરદોના કેસો થાય છે, તો તેવી ઝેરી વિદેશી દવાઓનો ઉપયોગ આ દેશમાં કાયદાથી બંધ કરવાની તથા નિર્દોષ દેશી દવાઓને ઉત્તેજન આપવાની નામદાર મુંબઇ સરકારના અમલદારો મહેરબાની કરે, અને તેથી લાખો મનુષ્યોના તેમને આશીર્વાદ મળે, એવી અમારી પ્રાર્થના છે.

# તપસ્વીની તેજધારાઓ

## ( સૌરાષ્ટ્ર તરફથી પ્રસિદ્ધ થયેલા 'ઝંડાધારી' નામના પુસ્તકમાંથી )

( મહર્ષિજીનું જીવનચરિત્ર વીરત્વની વિચિત્ર ઘટનાઓથી ભરપૂર છે. મણિ-રત્ન જેવું એ માનવ-જીવન પોતાના પ્રત્યેક પાસામાંથી કેવું ઝળકી રહ્યું છે! જગતના રોષતિરસ્કાર અને વિદ્વેષનું ઝેર ઘોળી ઘોળીને પીતાં પીતાં તેના બદલામાં એ યોગીવરે પોતાના આત્મ-મંથનમાંથી કેવું અમૃત વલોવી વલોવીને આપ્યું છે, તેની સાક્ષી દેતા આ જીવન-પ્રસંગો ઉભા છે. આચરણની ઝીણવટમાંજ મહત્તાની કસોટી છે. એ કસોટીની જ્વાળા વચ્ચે સળગતા મહર્ષિ કેવા દીપી ઉઠે છે! એમના સિદ્ધાંતો સાથે મતભેદ સેવનારાઓને પણ એમની મહાનુભાવતાની આ ઘટનાઓ સત્યનું ભાન કરાવે છે. મતભેદો તો જગતમાં પડ્યા રહેશે, ગગનમાં ચઢશે કેવળ આવી જીવન-ફોરમો. )

### જ્ઞાનપિપાસા

સિદ્ધપુરના મેળામાં ભગવી કંથાઓનો જાણે કે મહાસાગર ઉલટ્યો છે. ભોળો બાળક પોતાના ગુરુપદને યોગ્ય એવા કોઇ યોગીરાજને ઢુંઢી રહ્યો છે. રોજ રોજ વીસ વીસ ગાઉની મજલ કાપતો એ અરણ્યો વિંધીને આવી પહોંચ્યો છે, અચાનક એના બાવડા ઉપર એક વજ્રપંજો પડ્યો! ઉંચું જુએ ત્યાં પોતાના પિતા!

"કુલાંગાર! તેં મારો વંશ લજ્જાવ્યો?" એવાં કૈં કૈં વચન-પુષ્પોની વૃષ્ટિ એ કોપાયેલા પિતાની જીભમાંથી ચાલવા લાગી. બાળકનું માથું નીચે ઢળી રહ્યું. એની પાંપણો ધરતી ખોતરવા મંડી, આખરે ન સહેવાયું ત્યારે દોડીને પિતાના પગ ઝાલી લીધા. છળભર્યો જવાબ દીધો કે "હવે હું નહિ કરૂં?" પિતાએ તો દીકરાને માથે કડક ચોકીજ લગાવી દીધી. રાત્રિને ત્રીજે પહોરે, ઝોલાં ખાતાં પહેરેગીરોને "લઘુશંકા કરવા જાઉં છું" એવું સમજાવી એ નવયુગનો ગૌતમ ચાલી નીકળ્યો, લોટા સાથે બાકીની રાત એક દેવાલયના ઘુમટપર ચઢીને વીતાવી. રાત્રિભર અબોલ તારાઓની સાથે જાણે ગુપ્ત વાર્તા ચલાવી. પ્રભાતે સંસારની છેલ્લી ગાંઠ છોડી નાખીને એણે દુનિયાની બહાર દોટ દીધી.

× × × ×

"આ કૂડી કાયાનું પિંજરૂં હવે કયાંસુધી વેઢવું? દેહ પાડી નાખું તો? હિમાલયનાં હિમભર્યાં શિખરોપર જઇને ગાત્રોને ગાળી નાખું તો?"

"ના ના! જીતવા! એક વાર તો આ દેહદ્વારા પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી લઉં. અંદરના મળ-મેલ સાફ કરી નાખું અને હિમાળે શા સારૂ ગળું? લોકોનાં દુઃખોની સળગતી ભઠ્ઠીમાંજ ન ઝંપલાવું? ચાલો આત્મારામ, ચાલો આ પહાડી શિખરો ઉપરથી ધરતીનાં સડબડતાં માનવીઓની વચ્ચે!"

× × × ×

દ્રોણાસાગરથી ઉતરીને યુવાન યોગી જ્ઞાનની શોધમાં ચાલ્યો. આપઘાતના મનસુબા છોડી દીધા; પણ પુસ્તકોનાં લફરાં હજુ લાગ્યાં હતાં. ગંગાના કિનારા ઉપર એ પોથીઓનાં પાંદડાં ઉખેળતાં ઉખેળતાં યોગાભ્યાસના અટપટા કોયડા ને નાડીચક્રનાં લાંબાં વર્ણનો વાંચ્યાં.એની બુદ્ધિની સરાણપર એ નાડીચક્રનો વિષય ચઢી ગયો. અંતરમાં સંદેહ જાગ્યો અને જ્ઞાનની સળગતી પ્યાસ એમ તે શે' શાંત થાય? એક દિવસ ગંગાના નીરમાં એક મુડદું તરતું જાય છે. પોથીઓનાં થોથાંને કિનારે મેલી શોધકે પ્રવાહમાં ઝંપલાવ્યું. શબને બહાર ખેંચી આણ્યું. ચપ્પુ લઇને ચીરી જોયું. ચીરીને હૃદયનો ભાગ બહાર કાઢ્યો! એની આકૃતિ, સ્વરૂપ અને લંબાઇપહોળાઇ પુસ્તકોનાં વર્ણનોની સાથે મેળવી જોયાં. પુસ્તકનાં વર્ણનોની સાથે બીજાં પ્રત્યેક અંગની સરખામણી કરી; પણ પુસ્તકોમાં લખેલા પેલા નાડીચક્રના બયાન સાથે દેહના ચક્રનો મેળ નજ મળ્યો. પુસ્તકને તુર્તજ તોડી ફાડી એ શબની સાથેજ પાણીમાં પધરાવી દીધું, બુદ્ધિનો વિજય થઈ ગયો!

× × × ×

સોળ સોળ વર્ષના રઝળપાટને અંતે છત્રીસમા વર્ષની વયે ગુરુજ્ઞાનને માટે તલસતા એ દયાનંદને ગુરુ લાધ્યા. ગુરુ વિરજાનંદની સેવા એ તો અસિધાર જેવી હતી. અંધ ગુરુજી દુર્વાસાનોજ અવતાર હતા! ધમકાવે, ગાળો ભાંડે, મારે અને પીટે. એક દિવસ તો દયાનંદને માત્ર અમુક

પાઠ ન આવડવાને કારણે વિરજાનંદજીએ પિત્તો ગુમાવ્યો. ક્રોધાંધ બનીને એમણે દયાનંદને એક લાકડી ફટકાડી. દયાનંદજીના હાથ ઉપર ફૂટ થઇ લોહી વહેવા લાગ્યું; પરંતુ સત્યનો શોધક એટલેથી કેમ છેડાય! બે હાથ જોડીને સુકોમળ અવાજે એ બોલ્યાઃ-'મહારાજ! મારૂં શરીર કઠોર છે; એટલે મને મારતાં તો ઉલટો આપનો સુંવાળો હાથ સમસમી ગયો હશે. મને આપ ન મારો, કેમકે આપને ઇજા થાય છે.'

× × × ×

દંડીજી નામના શિષ્યે ગુરુજીને એમની આ નિર્દયતા બદલ ઠપકો દીધો. ભોળા, ઓલિયા જેવા ગુરુને ભાન થયું; પસ્તાયા; બોલ્યા કેઃ 'ભાઇ, હવે પછી નહિ મારૂં.' આ વાતની દયાનંદને જાણ થતાંજ એમણે જઇને દંડીજીને કહ્યુંઃ 'શામાટે ગુરુજીને તમે મારે વાસ્તે ઠપકો દીધો? એ શું કાંઈ મને દ્વેષથી મારે છે? એ તો કુંભાર જેમ માટીને ટીપી ટીપી તેમાંથી સુંદર ઘાટ બનાવે છે, તેમ મને પણ મનુષ્ય બનાવવામાટેજ શિક્ષા કરી રહ્યા છે.'

એ લાકડીના પ્રહારનો ડાઘ, દયાનંદજીના હાથ ઉપર જીવનભર રહ્યો હતો અને જ્યારે જ્યારે પોતાની દષ્ટિ ત્યાં પડતી, ત્યારે ત્યારે પોતાના ગુરુજીના ઉપકારોની સ્મૃતિઓથી એમનું અંતર ગદ્‌ગદિત થઇ જતું હતું.

× × × ×

ગુરુજીના સ્વભાવની ધખધખતી ભઠ્ઠીમાં અઢી વર્ષસુધી તવાઇ તવાઇને એ કંચન નિર્મળ બની ગયું. રહ્યાંસહ્યાં પાપની ભસ્મ થઇ ગઇ. અઢી વર્ષનો અભ્યાસ પૂરો થતાં સ્વામીજીએ ગુરુને ચરણે પડીને વિદાય માગી કેઃ 'મહારાજ! મારાં રોમેરોમ આપને ધન્યવાદ દઇ રહ્યાં છે. આપે મને સાચું વિદ્યાદાન દીધું. હવે હું દેશાટનમાટે આપની આજ્ઞા લેવા આવ્યો છું; હું આપને ગુરુદક્ષિણામાં શું આપું? મારી પાસે રાતી પાઈ પણ નથી.આ ચપટી લવીંગ છે,તે આપના ચરણોમાં ધરૂં છું."

દયાનંદના મસ્તક ઉપર શીતળ હાથ મેલીને ગુરુજી ગદ્‌ગદ્ કંઠે બોલ્યાઃ 'બેટા! મેં તને બહુજ સંતાપ્યો છે. હવે મને તારાસરખો તેજસ્વી અને સાગરપેટો શિષ્ય ક્યાં મળવાનો હતો? જા બેટા! તારી મંગળ કામનાઓ પૂરી થજો. મારે તારી ગુરુદક્ષિણા ન જોઇએ. ગુરુદક્ષિણામાં હું એટલુંજ માગી લઉં છું કે વત્સ! તું આ દુઃખી ભારતવર્ષની સેવા કરજે.'

ગુરુની મહત્તાનું રટણ કરતો દયાનંદ સંસારની રણવાટમાં ચાલી નીકળ્યો.

હજારો વર્ષ થયાં અબોલ બની ગયેલા ગંગાજીના કિનારાઓ ઉપર ફરીવાર શુદ્ધ વેદ-મંત્રો ગુંજી ઉઠ્યા છે. ઋષિમુનિઓનો વારસદાર વીર દયાનંદ રાજપૂતોનાં ગામડે ગામડાં ચીરતો ઘૂમે છે. ચાલીસ ચાલીસ, પચાસ પચાસ રજપૂતો પંક્તિમાં ગોઠવાઇને ગંગાતીરે ખડા થાય છે. એ તમામને યજ્ઞોપવિત પહેરાવતા દયાનંદજી ગાયત્રીના સિંહનાદ ગજાવે છે અને કેટલોય કાળ વીત્યા પછી પહેલીજ વાર, સંસ્કૃતિ માતાનાં સ્તનપરથી દૂર ફેંકાયેલાં, ધાવણાં, નિઃસહાય સંતાનોસરખી સ્ત્રીજાતિને આજ ગાયત્રી-જપ કરવાનો અધિકાર પણ મહર્ષિ દયાનંદેજ અર્પણ કર્યો.

## ક્ષમાવીર

સોંરો ગામમાં એકવાર સ્વામીજી ઉપદેશ આપી રહ્યા છે. તે વખતે એક કદાવર, પહેલવાન, વિકરાળ જાટ આવી પહોંચ્યો. મોં ઉપર રોષ સળગે છે; ભવાં ચઢી ગયાં છે; ખભાપર ડાંગ રહી ગઇ છે; લાલઘૂમ નેત્રો ફાડતો ને હોઠ પીસતો એ રજપૂત સભાને ચીરીને સડસડાટ સ્વામીજીની સન્મુખ આવી ઉભો રહ્યો. એના મોંમાંથી અંગાર ઝરવા લાગ્યા કે 'રે ધૂર્ત! તું સાધુ થઇને મૂર્તિપૂજાનું ખંડન કરે છે? ગંગામૈયાને નિંદે છે? દેવોની વિરુદ્ધ બકવાદ કરે છે? હવે બોલ જલદી, તારા કયા અંગ ઉપર આ ડાંગ લગાવીને તને પૂરો કરી નાખું?

આખી સભા થરથરી ઉઠી; પણ સ્વામીજીએ તો રતિમાત્ર ચલાયમાન થયાવિના, એની એજ ગંભીર મુદ્રા રાખીને હસતાં હસતાં ઉત્તર આપ્યો કેઃ 'ભાઈ! જો મારો ધર્મપ્રચાર તને અપરાધ લાગતો હોય તો એ અપરાધ કરનાર તો મારૂં મસ્તકજ છે. એ માથુંજ મને આવી વાતો સૂઝાડે છે; માટે તારે સજા કરવી હોય તો એ માથા ઉપરજ તારી ડાંગ ઝીંકી દે બેટા!'

એ ક્ષમા-વીરનાં નેત્રોની જ્યોત પેલા જાટનાં નેત્રોમાં પડી. ધગધગતો અંગાર જાણે કે જળધારાવડે બૂઝાઈ ગયો. સ્વામીજીના ચરણોમાં એ ઢળી પડ્યો. રડવા લાગ્યો. સ્વામીજી બોલ્યાઃ 'વત્સ!

તેં કશુંય નથી કર્યું. મને કદાચ માર્યો હોત તોપણ શી ચિંતા હતી? જા, પ્રભુ તને સન્મતિ દેજો!

× × × ×

સેંકડો રાજપૂતોને યજ્ઞોપવિત દેતા દેતા સ્વામીજી ગામોગામ ઘૂમી રહ્યાહતા.એક વખત કર્ણવાસમાં એમનો પડાવ હતો. ગંગાસ્નાનના મેળાપર હજારો માનવી એકઠાં થયેલાં હતાં. બરેલીના ઠાકોર રાવ કર્ણસિંહ પણ આવેલા. આ રાવને વૈષ્ણવં પંથનો એવો તો નાદ લાગેલો કે પોતાના નોકરચાકરોને–અરે ગાય, ભેંસ અને ઘોડાઓને કપાળે અને કંઠે પણ તે બળાત્કાર કરીને તિલક કંઠી લગાવી રહ્યા હતા. એક રાત્રિએ એના મુકામપર રાસલીલા રમાતી હતી. સ્વામીજીને પણ પંડિતો બોલાવવા આવ્યા.સ્વામીજીએ કહ્યું 'એવા હલકા કામમાં હું ભાગ ન લઈ શકું. આપણા પૂજનીય પુરુષોનો તમે વેશ ભજવી રહ્યા છો એ ધિક્કારને પાત્ર કૃત્ય કહેવાય.' રાવ કર્ણસિંહને આ અપમાનનો ઘા વસમો લાગ્યો. બીજે દિવસે સાંજરે પોતાના મંડળને લઇ રાવ આવી પહોંચ્યો. સ્વામીજી ઉપદેશ કરી રહ્યા છે.શ્રોતાઓ તલ્લીન છે.રાવને આવેલા જોઇ સ્વામીજીએ સત્કારકર્યો કે 'આવો'

'કયાં બેસીએ?' કડક સ્વરે રાવ ગર્જી ઉઠયા.

'જ્યાં આપની ખુશી હોય ત્યાં.' હસીને સ્વામીજી બોલ્યા.

'તમારી પડખેજ બેસીશું.'

'ખુશીથી; આવો, બેસો.' કહી સ્વામીજીએ પોતાના આસનપરથી પોથી હઠાવી લીધી.

પણ રાવને તો ટંટો મચવવો હતો; એના મદોન્મત્ત કંઠમાંથી વચનો નીકળ્યાં કે 'સંન્યાસી થઇને રાસલીલામાં હાજરી ન આપી તેની લજ્જા નથી આવતી?'

'રાવ મહાશય, આપના પૂજ્ય પૂર્વજોના વેશ લઇને હલકાં મનુષ્યો નાચે અને આપ ક્ષત્રિયો બનીને બેઠા બેઠા એ નાટક ઉપર ખુશી થાઓ, એની લજ્જા તો આપનેજ આવવી ઘટે! કોઇ સાધારણ લોકો પણ પોતાનાં કુટુંબીજનોના વેશ જોઇને ખુશી ન થાય.'

'અને તમે ગંગામૈયાની પણ નિંદા કરો છો, કેમ?'

'ના ભાઇ, હું ગંગાની નિંદા નથી કરતો; પણ ગંગા જેવી અને જેટલી છે તેવી અને તેટલીજ હું એને વર્ણવી બતાવું છું.'

'એટલે! ગંગા કેટલી છે?'

કમંડળ ઉઠાવીને સ્વામીજી બોલ્યા, 'જુઓ, મારેમાટે તો આ કમંડળ ભરાય તેટલીજ.'

કર્ણસિંહના હોઠ કંપી રહ્યા હતા. સ્વામીજી ફરીવાર બોલ્યા, 'રાવ સાહેબ, આપના કપાળમાં આ તિલક શાનું?'

'એ 'શ્રી' છે. એને ધારણ ન કરનાર ચંડાળ છે.'

'આપ કયારથી વૈષ્ણવ થયા?

'કેટલાંક વર્ષો થયાં.'

'અને આપણા પૂર્વજો પણ વૈષ્ણવ હતા?'

'ના.'

ત્યારે આપના કથન પ્રમાણે તો આપણા પૂર્વજો તેમજ થોડાં વર્ષપૂર્વે આપ પોતે પણ ચંડાળજ હતા એમ ઠર્યું!'

રાવનો હાથ તરવારની મૂઠ ઉપર ગયો અને એણે ત્રાડ દીધી, 'મોં સંભાળીને બોલ!'

બીજા દશબાર હથિયારબંધ લોકો હતા, એમના પંજા પણ પોતપોતાની તરવારપર ગયા. શ્રોતાઓ ડરી ગયા; પણ સ્વામીજીએ પોતાની સદાની ગંભીર વાણીમાં શરૂ રાખ્યું કે 'શીદને ડરો છો? કશી ચિંતા નથી, મેં સત્યજ કહ્યું છે.'

રાફડામાંથી ભભૂકતા ફણિધરની માફક રાવ કર્ણસિંહ ફુંકાર કરતા ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. એનો જમણો હાથ વારંવાર ખડ્ગની મૂઠપર જવા માંડયો; પરંતુ સ્વામીજીએ તો મોં મલકાવીનેજ શાંત વાણી ઉચ્ચારી કે 'રાવ સાહેબ, વારંવાર ખડ્ગ શામાટે ખખડાવો છો? જો શાસ્ત્રાર્થ કરવો હોય તો આપના ગુરુજીને તેડી લાવો; પણ શસ્ત્રાર્થજ કરવો હોય તો પછી અમ સંન્યાસીને શીદ ડરાવો છો? જઇને જયપુર જોધપુરની સાથે બાખડોને!'

કોપ–જ્વાળામાં સળગતો રાવ તરવાર ખેંચીને સ્વામીજીની સામે ધસ્યો. એકવાર તો સ્વામી-

જીએ ધક્કો દઇને દુશ્મનને પાછો નાખ્યો. ત્યાં તો ચોગણો કોપ કરીને રાવ ફરીવાર ધસ્યો. જરાયે વાર નહોતી; પણ સ્વામીજીએ ઉભા થઇને ઝપાટામાં પોતાનો પંજો પહોળો કરી રાવના હાથમાંથી તરવાર ઝાલી ઝુંટવી લીધી અને તરવારની પીંછીને જમીન ઉપર ટેકવી. મૂઠપર એક એવો દાબ દીધો કે, 'કડાક!' કરતા એ તરવારના બે ટુકડા થઇ ગયા! રાવનું કાંડું પકડીને સ્વામીજીએ કહ્યું:–કેમ, હવે હું તમારાપર પ્રહાર કરીને બદલો લઉં, એવી તમારી ઇચ્છા છે?'

રાવનું મોં ઝંખવાણું પડ્યું.

'તમારા અત્યાચારથી ચીઢાઇને હું તમારૂં બુરૂં ચિંતવું નહિ. હું સંન્યાસી છું. જાઓ, પ્રભુ તમને સન્મતિ આપે!'

તરવારના બંને ટુકડા સ્વામીજીએ દૂર ફગાવી દીધા. રાવ વિદાય થઇ ગયા. આ ઘોર ઘટના બની તે વેળા પચાસ માણસો સ્વામીજી પાસે બેઠા હતા. તેઓએ આગ્રહ કર્યો કે રાવને અદાલતમાં ઘસડવા જોઇએ. સ્વામીજી કહે કે, 'એ કદી ન બને. એ બિચારો તો પોતાની ક્ષત્રિવટ ચૂકયો, પણ હું મારા બ્રાહ્મણત્વમાંથી શામાટે લથડું?'

× × ×

ભક્તજનોએ આવીને સ્વામીજીને વિનવ્યા કે લોકો આપની જીંદગી લેવા વારંવાર હુમલા કરે છે. તો આપ આંહીં ઉઘાડા સ્થાનમાં ન રહેતાં તમારા અંદરના ખંડમાં રહો.'

સ્વામીજી કહેતા, 'ભાઇ! અહીં તો તમે રક્ષણ કરશો, પણ બીજે જઇશ ત્યાં કોણ બચાવવાનું હતું? મને તો પ્રભુ જેવડો મોટો ચોકીદાર મળ્યો છે. મને કશો ભય નથી.'

× × ×

એક દિવસ સભાની વચ્ચોવચ્ચ એક કાલિનો ઉપાસક બ્રાહ્મણ નશામાં ચકચૂર થઇને આવ્યો અને ગાળો દેતાં દેતાં સ્વામીજીની સામે પગરખું ફેંક્યું. પગરખું તો સ્વામીજીને ન વાગતાં વચ્ચેજ પડી ગયું; પણ ત્યાં બેઠેલા સાધુઓની આંખોમાં ખૂન ભરાઇ આવ્યું. તેઓ આ બ્રાહ્મણને પકડીને મારવા મંડ્યા. સ્વામીજીએ તેઓને અટકાવીને કહ્યું કે 'શા માટે? મને કંઇજ દુઃખ નથી અને કદાપિ જોડો મને વાગ્યો હોત તોપણ એ કયાં રામબાણ હતું?'

× × ×

'મહારાજ! એકલા એકલા આપ કાં હસી રહ્યા છો?' ભકતોએ પૂછ્યું.

'જુઓ, એક માણસ અહીં ચાલ્યો આવે છે. હમણાં તમને એનો તમાશો બતાવું.' સ્વામીજીએ જવાબ દીધો.

ત્યાં તો એક બ્રાહ્મણ મિષ્ટાન્ન લઇને આવી પહોંચ્યો. 'સ્વામીજી, નમો નારાયણ' કહીને એણે મિષ્ટાન્નની ભેટ ધરી.

સ્વામીજીએ કહ્યું:–"લ્યો, થોડું તમે પણ ખાઓ; હું પણ ખાઉં".

પરંતુ પેલા માણસે મિઠાઈ ન લીધી. સ્વામીજીએ ત્રાડ મારીને કહ્યું, 'ખાઓ, કેમ નથી ખાતા?'

બ્રાહ્મણ કાંપી ઉઠ્યો. એણે બે હાથ જોડ્યા, સ્વામીજીએ પાસે બેઠેલા એક કૂતરાને બટકું ખવડાવ્યું. તરત કૂતરો ઢળી પડ્યો.

પોતાના ભકતોને સ્વામીએ બતાવ્યું કે 'આટલામાટે હું હસતો હતો. આ વિષ-પ્રયોગ જોયો?'

ભકતો પોલીસને બોલાવવા ઉઠ્યા. સ્વામીજી કહે કે 'એ નજ બને. જુઓ આ બાપડો થરથરે છે. એને એટલી સજાજ બસ થશે.'

બ્રાહ્મણને છોડી દેવામાં આવ્યો.

× × ×

અમૃતસરમાં એક દિવસ એક પાઠશાળાના શિક્ષકે પોતાના નાની વયના વિદ્યાર્થીઓને શીખવ્યું કે 'ચાલો, આજે આપણે એક કથા સાંભળવા જવાનું છે. તમે તમારાં દફતરોમાં ઇંટોના ટુકડા ભરી લો. ત્યાં હું ઇસારો કરૂં કે તરતજ તમે કથા કહેનારની ઉપર ઇંટોનો મારો ચલાવજો. કાલે તમને લાડુ આપવામાં આવશે.'

એ કથાકાર મહર્ષિ દયાનંદવિના બીજો કોણ હોય? બાળકોસહિત પંડિત કથામાં ગયા.

સાંજ પડી અને અંધારૂં થયું કે તત્કાળ ગુરુજીએ ઇશારત કરી. સ્વામીજીના માથાપર ઇંટોનો વરસાદ વરસવા લાગ્યો. આખી સભા ખળભળી ઉઠી, પણ સ્વામીજીએ સૌને શાંત પાડ્યા.

પોલીસના અધિકારીઓએ એ બાળકોમાંના કેટલાએકને પકડીને સ્વામીજીની પાસે હાજર કર્યાં. પોલીસના પંજામાં સપડાયેલાં એ બટુકો ચોધાર રડતાં હતાં. ધ્રૂસકા ભરતાં ભરતાં તેઓએ કબૂલ કર્યું કે, પંડિતે લાડુની લાલચ દઇને આ કૃત્ય અમારે હાથે કરાવ્યું હતું.

સ્વામીજીએ એજ પળે લાડુ મંગાવ્યા. બાળકોને વહેંચી દીધા અને કહ્યું કે, 'બચ્ચાઓ ! તમારા પંડિતજી તો કદાચ તમને લાડુ ન આપે, એમ સમજીને હુંજ આપી દઉં છું. ખાઓ અને આનંદ કરો !'

× × ×

એક વખત વ્યાખ્યાન ચાલી રહ્યું છે, ઇસ્લામ ઉપર નિખાલસ દિલે શાંત ચર્ચા થાય છે. એવામાં એક તરુણ મુસલમાન ત્રાડ દેતો ઉભો થઇ ગયો. તરવારની મૂઠપર હાથનો પંજો પસારીને એ બોલ્યોઃ–'સ્વામી,મોં સંભાળીને બોલજો. ખબરદાર અમારા ધર્મવિષે કાંઇ બોલ્યા તો !'

અત્યંત કોમળ સ્વરે સ્વામીજી બોલ્યાઃ–'બેટા ! તારા મોંમાં તો હજુ દુધીઆ દાંત છે. જો હું તારી એવી ત્રાડોથી ડરતો હોત તો આટલું જોખમ શિરપર શીદ ઉઠાવત ? બેસી જા ભાઇ !'

લજ્જા પામીને યુવક બેસી ગયો.

× × ×

અજમેરનો પાદરી શૂલબ્રેડ સાહેબ સ્વામીજીનાં નિખાલસ સત્યોની ઝાળને સહન ન કરી શકયો. એણે રાતી પીળી મુખમુદ્રા કરીને ચેતવણી ઉચ્ચારી કેઃ–"કેદમાં પડશો, કેદમાં !"

સ્વામીએ હસીને જવાબ દીધોઃ "બંધુ ! સત્ય ખાતર કેદ તો લગારે લજ્જાની વાત નથી. એવી વાતોથી તો હું હવે નિર્ભય બની ગયો છું. મારા વિરોધીઓ કદાચ મને તુરંગની કોટડીમાં નખાવશે તો એ વેદના સહેતાં સહેતાં ન તો હું મારા પ્રતિપક્ષીઓનું બુરૂં વાંચ્છવાનો, કે ન તો મારા દિલમાં કશી દિલગીરી થવાની પાદરીજી ! લોકોનો ડરાવ્યો હું સત્યને નહિ છોડું. ઇસુ ભગવાનનેય કયાં નહોતું લટકવું પડયું !'

× × ×

એક દિવસ એક બ્રાહ્મણે આવીને સ્વામીજીને પાનનું બીડું અર્પણ કર્યું. ભાવિક મનુષ્યની સ્નેહ–ભેટ સમજીને સ્વામીજીએ બીડું મોંમાં મૂકયું, લગાર રસ લેતાંજ પોતે પામી ગયા કે પાનમાં ઝેર છે, એ પાપીને કશુંયે ન કહેતાં પોતે ગંગા–કિનારે જઈ, ઉલટી કરી, ઝેર ઉતારી નાખ્યું. કાંઇયે ન બન્યું હોય તેમ આવીને પાછા આસનપર શાંત મુખમુદ્રા લઇ બેઠા; પણ પાપ ન છુપ્યું. અપરાધી ઝલાયો. તહસીલદારે એ પાપીને પકડી ગિરફતાર કર્યો. તહસીલદારે માન્યું કે, સ્વામીજી પ્રસન્ન થશે, પણ સ્વામીજીએ એની સાથે બોલવુંએ બંધ કર્યું. ચકિત બનેલા તહસીલદારે સ્વામીજીની નારાજીનું કારણ પૂછયું. જવાબ મળ્યો કે "ભાઇ ! મારે ખાતર તમે એક પામર મનુષ્યને કેદમાં પૂર્યો તેથી હું ઉદાસ છું, હું અહીં મનુષ્યોને બાંધવા નથી આવ્યો, મુક્ત કરવા આવ્યો છું. બીજાઓ પોતાની સજ્જનતા ત્યજે, પણ હું મારી ખાનદાનીને શા સારૂં ગુમાવું ?"

તહસીલદારે બ્રાહ્મણને છોડી દીધો.

× × ×

કાશીના મહારાજાની સરદારીનીચે બનારસી પંડિતોએ આવીને એકવાર દયાનંદજીને શાસ્ત્રાર્થને માટે ઘેરી લીધા. પોતાના વિજયની જૂઠી તાળીઓના હર્ષનાદ કરીને સંધ્યાકાળે પંડિતોની ટોળીએ શોર મચાવ્યો. ગડબડ મચી ગઇ. પચાસહજાર શ્રોતાઓની મેદનીમાંથી સ્વામીજીને શિરે ઈંટો, પથ્થરો, છાણ અને ખાસડાંની તડાપીટ થઇ. સાધુવર શબ્દ સરખોએ ન બોલ્યા. ફૂલો વરસતાં હોય તેવી પ્રસન્ન મુખમુદ્રા રાખી, પંડિતો ચાલ્યા ગયા. ઈશ્વરસિંહજી નામના એક પંડિતે જ્યારે દયાનંદ ઉપર આવું વીતક વીત્યાની વાત સાંભળી, ત્યારે એણે મનસૂબો કર્યો કેઃ–"ચાલો જોઇએ. અત્યારે આ અપમાનની શી અસર દયાનંદ ઉપર થઇ છે ? એના બ્રહ્મજ્ઞાનીપણાનું માપ કાઢીએ." ઇશ્વરસિંહજી ઉદ્યાનમાં પહોંચ્યા.જુએ તો ચાંદનીમાં સ્વામીજી 'કુંજર શી' ગતિએ ટહેલી રહ્યા છે. પંડિતનો સ્નેહભાવે સત્કાર કરીને સ્વામીજીએ જ્ઞાન–વાર્તાઓ માંડી. મધુર વિનોદ રેલાવ્યો. ન મુખપર ઉદાસીનો છાંટો, ન વ્યાકુળતા. ન ખેદ, કે ન લગારે છુપો રોષરાગ ! જાણે કશુંય બન્યું નથી. ઇશ્વરસિંહજીએ એવી વિજયવંત સાધુતાનાં દર્શન કર્યાં. યોગીવરના નિર્મળ ચિદાકાશમાં

નિરાશાની નાનીસરખીયે વાદળી ન ભાળી, પંડિતજીથી બોલાઇ ગયું, "મહારાજ ! આજસુધી આપને પંડિતજ માનતો હતો, આજે એ પંડિતાઇને પેલે પાર જઇને મેં જાણે કે સાચા વીતરાગનાં દર્શન કર્યાં !"

× × ×

મથુરાંપુરી આખી ખળભળી ઉઠી છે. જાણે કોઇ શયતાન આવીને ધર્મને નરકમાં ઘસડી જતો હોયની એવી વ્યાકુળતા મથુરાના પંડાઓમાં મચી રહી છે. સ્વામીજીએ આહ્વાન દીધું કે સુખેથી શાસ્ત્રાર્થ કરવા આવો. પાંચસો પંડા આવ્યા, પણ શાસ્ત્રાર્થ કરવા નહિ,ગાળાગાળી અને મારામારી મચાવવા ! અગાસી ઉપર ઉભા ઉભા સ્વામીજી મોં મલકાવી રહ્યા છે અને નીચે જમાવટ કરીને ઉભેલા લાઠીદાર ચોબાઓ ગાળોનો મારો ચલાવે છે. મકાન ઉપર ચોકી કરતા ક્ષત્રિય સેવકોએ કહ્યું કેઃ–"મહારાજ, રજા આપો, આ પંડાઓને પાંસરા કરીએ."

સ્વામીજી કહે છે કે "ના ભાઇ ! આ ધર્માંધતા ઉપર દયા ઘટે, કોપ ન ઘટે.બાકી તો મારા અહીં આવવાનો આટલો એ લાભ શું ઓછો છે, કે આ આળસના પીર, ઉંઘતા, પશુવત્ પંડાઓમાં આટલી પણ જાગૃતિ તો આવી ! આટલી સંખ્યામાં એ બાપડા એકઠા મળ્યા, એ ફાયદો કાંઇ કમ નથી !"

× × ×

સ્વામીજી વ્યાખ્યાન દઇ રહ્યા છે. એવે ભરસભામાં એક કસાઇએ અને એક કલાલે આવી બૂમો પાડીને ઉઘરાણી કરવા માંડી કેઃ–"સ્વામીજી ! હવે તો બહુ દિવસ વાયદા[૧] દીધા, આટલો બધો આંકડો ચડ્યો છે. હવે તો પૈસા ચૂકાવો !"

આવું સાંભળીને સેવકોની આંખોમાં ખૂન ભરાયું. સ્વામીજી બોલ્યા કેઃ–"ખામોશ પકડો, શબ્દ પણ ન કહેશો હો !"

સભા જેમની તેમ ચાલુ રહી. વ્યાખ્યાન શાંતિથી ખતમ થયું; એટલે એ બન્ને જણાને પોતાની પાસે બોલાવીને પૂર્ણ વાત્સલ્યથી બન્નેને ગળે પોતાના હાથ વીંટી પૂછ્યું 'ભાઇ ! સાચું કહેજો હો, આ તમને કોણે શીખવેલું ?'

હાથ જોડીને બન્ને બોલ્યા "બાપુ ! માંગીલાલ મુનીમે. અમને બદલો દેવાનું પણ એમણે વચન દીધું છે."

હસીને સ્વામીજીએ બન્નેને છોડી દીધા.

× × ×

મુંબઈમાં દયાનંદનાં પગલાં થયાં. વલ્લભી સંપ્રદાયના ગોસાંઇ મહારાજોએ માન્યું કે, આપણો કાળ આવ્યો. સ્વામીજીને સલાહો મળી કે "મહર્ષિજી ! વલ્લભપંથીઓની છેડ ના કરતા હો ?"

દયાનંદજી કહે છે કેઃ–"ભાઇ ! અસત્‌ને તો ઇંદ્રના આસનપર પણ દીઠું નહિ મેલું. થવું હોય તે થાઓ ?"

× × ×

"બળદેવસિંહ ! બચ્ચા ! તારી આંખોમાં આજ હું મારૂં મોત ઉકેલી રહ્યો છું." સ્વામીજી એક દિવસ બોલ્યા.

બળદેવને માથે વિજળી પડી.

"બોલ બચ્ચા ! આજ ગોસાંઇને ત્યાં ગયો હતો ?"

બળદેવે ચકિત બનીને ડોકું ધૂણાવ્યું.

"શી શરતે મને વિષ દેવાનું ઠર્યું ?"

"એક હજાર રૂપીએ." બળદેવે અંતર ખોલી નાખ્યું.

"જો બચ્ચા ! પરમેશ્વર જેનો રખવાળ છે એને કોઇ ન મારી શકે હો ! કાશીમાં મને હળાહળ ઝેર દીધેલું હતું. રાવ કર્ણસિંહે પાનમાં વિષ ભેળવીને ખવાડયું હતું. બીજા કૈંકે એ પ્રયોગો મારાપર અજમાવ્યા છે, પણ હું જીવું છું; ને યાદ રાખજે, હું હમણાં નથી મરવાનો."

બળદેવસિંહ સ્વામીના ચરણોમાં લોટી પડયો.

× × ×

મુંબઇમાં વ્યાખ્યાન ચાલી રહ્યું છે. વલ્લભસંપ્રદાયના ટોળાએ ઇંટ, પથ્થર અને ધૂળના પ્રહારો સ્વામીજીના માથાપર શરૂ કરી દીધા. સૌએ સ્વામીજીને વ્યાખ્યાન બંધ કરવાની સલાહ દીધી. જવાબમાં સ્વામીજી બોલ્યાઃ—

" મારા ભાંડુઓએ ફેંકેલા ઇંટપથ્થર તો મારે મન ફૂલોની વૃષ્ટિસમા છે અને વ્યાખ્યાન તો ઉચિત સમયેજ સમાપ્ત કરીશ, અધુરૂં નહિ મેલાય. ભલે પથ્થરો વરસતા."

મારો સહેતાં સહેતાં સ્વામીજીએ બરાબર મુકરર સમયેજ સમાપ્તિ કરી.

× × ×

૧૮૭૫માં સ્વ. મહાદેવ ગોવિંદ રાનડેએ સ્વામીજીને પૂનામાં નિમંત્ર્યા. ત્યાં જઇને સ્વામીજીએ પંદર વ્યાખ્યાનો દીધાં. વિદાયને દિવસે પ્રજાએ પાલખીમાં–વેદ પધરાવી, હાથીને હોદ્દે સ્વામીજીને બેસાડી ધર્મ–સવારી કાઢી. નગરની બદમાશ ટોળીએ આની સાથોસાથ 'ગર્દભાનંદ સવારી' ચઢાવી કોલાહલ કર્યો, અપશબ્દોની ઝડી વરસાવી. વરસાદમાં ભીંજેલી ધરતીપરથી કાદવ ઉપાડી ઉપાડીને છાંટયો. સ્વામીજી અને સ્વ. જસ્ટીસ રાનડે બન્ને જણા કાદવમાં ખરડાયા. જસ્ટીસ રાનડેએ હુકમ આપ્યો હોત તો પલકમાં એ ટોળું તુરંગનાં દ્વાર દેખત, પણ સ્વામીજીએ હસીને કહ્યું "રાનડેજી ! કશી ચિંતા નહિ. કશુંએ કષ્ટ આ બાપડાઓને દેશો નહિ."

× × ×

મિરજાપુરમાં છોટુગિર નામનો એક ગુસાંઇ રહેતો હતો. ભારી જલદ પ્રકૃતિનો એ આદમી હતો. એક વખત જબરદસ્ત ટોળું લઇને એ સ્વામીજીના મુકામપર ચઢી આવ્યો. આવતાંની વારજ સ્વામીજીના પગ ઉંપર પગ રાખીને એ તો બેસી ગયો અને ફાવે તેમ બકવાદ કરવા લાગ્યો.

સ્વામીજીએ પૂછ્યું "આ કોણ છે? "

"કાશી વિશ્વનાથ જેવાજ અહીંના એક બુઢ્ઢા મહાદેવના પૂજારી છે."

સ્વામીજી સમજી ગયા કે આ ભાઇ લડાઇ મચાવવાજ આવ્યા છે. એટલે પોતે તો વધુ નિર્ભય બનીને કાશી વિશ્વનાથનું ખંડન કરવા મંડયા. સ્વામીજીની પાસે પતાસાંનો જુઓ પડયો હતો. તેમાં હાથ ઘાલીને આ ગુસાંઈ એક એક પતાસું ઉઠાવીને અજીઠે હાથે પતાસાં બુકડાવવા લાગ્યો.

સ્વામીજી શાંત સ્વરે બોલ્યા " ભાઈ! પતાસાં ખાવાં હોય તો મૂઠો ભરીને એકસામટાં લઈ લે; પણ મારાં બધાં પતાસાં અજીઠાં શીદને કરી રહ્યો છે?"

ગુસાંઇએ માન્યું નહિ. એટલે સ્વામીજીએ ત્રાડ નાખીને સેવકોને આજ્ઞા કરીઃ "બહારનો દરવાજો બંધ કરી દો. હું એકલોજ આ બધાને હમણાં સીધા કરી નાખું છું."

વિકરાળ આકૃતિને દેખીને છોટુગિરનું હૃદય કંપી ઉઠયું. એણે પોતાનો કાળ ભાળ્યો. ખસીને એ બેસી ગયો. ટોળું દિંગ્મૂઢ બની ઉભું રહ્યું.

છોટુગિરનો ઘમંડ તે વખતે તો તૂટી ગયો, પણ એની દ્વેષજ્વાળા હોલવાઇ નહિ. એક રાત્રિએ એણે બે પહેલવાનોને સ્વામીજીપર હુમલો કરવા મોકલ્યા. સ્વામીજી એક ભક્તને ધર્મનું રહસ્ય સમજાવી રહ્યા હતા, એવામાં એ ગુંડાઓએ આવીને ઠઠ્ઠામશ્કરી આદરી દીધી. એક–બે વાર તો સ્વામીજીએ એમને કોમળ વાણીવડે સમજાવ્યા પણ જ્યારે જોયું કે ભલમનસાઇ ફોગટ જાય છે, ત્યારે પોતે સિંહગર્જના કરી અને એ તો આત્મસિદ્ધ બ્રહ્મચારીની ત્રાડ ! છાતીવિનાના એ બન્ને માનવ–પશુઓ કાંપી ઉઠયા. પરસેવે ભીંજાયા. પેશાબ છૂટવાથી વસ્ત્રો પણ બગડયાં.

સ્વામીજીએ સૌમ્ય સ્વરે કહ્યું:–"જાઓ, સુખેથી ચાલ્યા જાઓ. અમે સંન્યાસી ! અમારો ધર્મ કોઇને મારવાનો નથી, બચ્ચાઓ !"

× × ×

કર્ણવાસમાં સ્વામીજી ફરીવાર આવી ચઢયા છે. બરૌલીના પેલા ઠાકોર રાવ કર્ણસિંહ પણ શરદ્પૂર્ણિમાનું સ્નાન કરવા આવ્યા છે. એની રસાયત સાથે તો નાચરંગને માટે વેશ્યાઓ પણ શામિલ રહેલી છે ! સ્વામીજીના મુકામથી દોઢસોજ કદમપર રાવનો ઉતારો છે.

આગલા પ્રસંગનું વેર રાવના અંતરમાં ખટકતુંજ હતું. મતિ ગુમાવીને એણે પોતાના ત્રણ નોકરોને ચકચકતી તરવારો આપી સ્વામીજીનો વધ કરવા મોકલ્યા.

મધરાતનો સમય છે. ચોમેર ચુપકીદી છવાયેલી છે, કેવળ ગંગાનો મંદ રવ ગુંજે છે અને વાયુની કોઇ કોઇ લહરિમાં ઝાડપરનાં પાંદડાં ખડખડે છે. સ્વામીજી ધ્યાનમગ્ન છે, થોડે અંતરે ભક્ત કૈથલસિંહ ગાઢ નિદ્રામાં પડ્યા પડ્યા નસ્કોરાં બોલાવે છે.

એ સમયે કર્ણસિંહના ત્રણ નોકરો હાથમાં નાગી તરવાર લઇને ચૂપચાપ ચાલ્યા આવ્યા, પણ અંગો થરથર ધ્રુજે છે. કલેજાં ધબકારા મારે છે. તરવારો તો તીક્ષ્ણ છે, પણ એક નિર્દોષ વીતરાગપર એ તરવારો ચલાવવા જેટલી હિંમત તેઓના હાથમાં નથી.

બહુ વારસુધી તેઓ ઉભા રહ્યા. આખરે થાક્યા. છાતી ન ચાલી. પાછા વળીને રાવની પાસે આવ્યા. રાવે ધમકાવીને ફરીવાર મોકલ્યા. તે વખતે સ્વામીજીની સમાધિ ઉતરી ગઇ હતી અને રાવે પોતાના નોકરોને દીધેલી ધમકી પણ સ્વામીજીએ કાનોકાન સાંભળી હતી. બીજી વાર પણ નોકરો પાછા વળ્યા; પણ રાવની જીદ તો આજે ઋષિના દેહની સાથે મોતની હીચકારી રમત રમી નાખવા ચાહતી હતી. એણે ફરીવાર ધમકાવીને નોકરોને ધકેલ્યા.

એ આવ્યા. સ્વામીજીએ બીજું કાંઇજ ન કર્યું. ઉઠીને ગગનભેદી હુંકાર ગજાવ્યો. જમીન-પર એક લાત મારી. તરવારધારીઓની ભુજાઓમાંથી તરવારો પડી ગઇ, એ નાઠા.

કૈથલસિંહજીની આંખ પણ ઉઘડી ગઇ. સ્વામીજીને એણે વિનવ્યા "હત્યારાઓ હજુ ફરીવાર આવશે હો. મહારાજ ! માટે ચાલો, કયાંક છુપાઇને રાત વીતાવીએ."

સ્વામીજીના મુખમાંથી ગીતાપાઠ ગુંજી ઉઠયો કે

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ॥**

'કૈથલ ભાઇ ! સંન્યાસી તે ગઢગુફાના આશરા કયાંસુધી શોધતો ફરશે ? મારો રક્ષણ-હાર તો પ્રભુ જેવડો હજાર હાથવાળો બેઠો છે. તું ગભરા નહિ. ભાઇ ! હું જો ધારત તો એ ત્રણે-ના હાથમાંથી તરવારો છીનવીને તેઓનાં માથાં વાઢી લેત."

× × ×

તે દિવસેજ રાજઘાટ ઉપર પંજાબી સેનાની એક ટુકડીનો પડાવ હતો. તે લોકોને રાવ કર્ણસિંહના આ અત્યાચારની જાણ થઇ ગઇ. તેઓનું ખૂન તપી આવ્યું. પચીસ પંજાબી વીર શસ્ત્રો બાંધીને સ્વામીજીની પાસે આવી ગર્જ્યા અને હાથ જોડીને કહેવા લાગ્યા કે:–"એક વાર અમને આજ્ઞા આપો ને પછી જોઇ લો, કે અમે એ સાધુઓના શત્રુને કેવો સ્વાદ ચખાડીએ છીએ. ભલે અમારી નોકરી તૂટી જાય, પણ એને તો પૂરો કરીનેજ પાછા ફરીશું."

પ્રેમભરપૂર શબ્દોવડે સ્વામીજીએ એ સૈનિકોને શાંત કર્યા અને સત્સંગમાં બેસી એક શીતળ ઉપદેશ સંભળાવ્યો.

× × ×

અમૃતસરમાં છ–સાત હજાર મનુષ્યોની મેદની જામી છે. આજે પંડિતો અને મહર્ષિજીની વચ્ચે પ્રશ્નોત્તરીનો મામલો મચવાનો છે, મહર્ષિજી બેઠા છે. થોડીવારમાં પંડિતોનું ટોળું જય–જયનાદ ગુંજતું દાખલ થયું. તિલકધારી સાત–આઠ પંડિતો બગલમાં પુસ્તક દબાવીને સન્મુખ બેસી ગયા. ત્યાં તો ચારેબાજુથી પંડિતોના ચેલાઓએ ઇંટપથ્થરનો મારો ચલાવ્યો. સભા–મંડપમાં ધૂળની મોટી ડમરી ચઢી. પોલીસો દોડ્યા આવ્યા. એટલે પંડિતો પલાયન કરી ગયા. સેવકો કોપાયા. ટોળાને પીટવા ઉઠ્યા.

સ્વામીજીએ સૌમ્ય નેત્રે આનંદભર વાણી કાઢી કે, "ગરમ ન થશો, બચ્ચાઓ ! આ તો મદિરા–પાનનો નશો કહેવાય અને મારૂં કાર્ય તો વૈદનું ગણાય. દારૂડીઆને વૈદ મારે નહિ, ઔષધ આપે. વળી હું તો આર્યધર્મની ફૂલવાડીનો પામર માળી છું. ફૂલવાડીમાં ખાતર પૂરતાં પૂરતાં માળીનાં અંગ ઉપર પણ ધૂળકચરો છવાય, એમાં શી તાજ્જુબી છે! મને એની ચિંતા નથી. હું તો ઝંખું છું એટલુંજ કે, આ ફૂલવાડી સદા લીલીછમ રહે અને ફાલ્યા કરે."

## ત્યાગ–વીર

પિંજરે પડેલો રાજહંસ ઉઘાડું દ્વાર દેખીને માનસરોવરના પંથપર ધસવા માંડે તેમ, મૂળ-શંકરે પોતાનાં માતાપિતાના પ્રેમ–પિંજરમાંથી છૂટીને જે દિવસ સત ધામના કેડા ઉપર વેગવંત ડગલાં ભરવા માંડયાં હતાં, તે દિવસની આ કથા છે, દિવસ બધો ભયાનક અટવીઓ વિંધતો

વિંધતો એ ધસ્યે જાય છે અને રાત્રિયે કોઈ હનુમાનનાં કે દેવીઓનાં ઉજ્જડ મંદિરોમાં લપાઇ રહે છે. ત્રીજે દિવસે માર્ગમાં એક સાધુવેશધારી ધૂતારાઓનું ટોળું મળ્યું. આ એકલ વિહારનું કારણ પૂછાતાં ભગવાં વસ્ત્રોપ્રત્યે પૂજ્યભાવે જોનારા એ બાળકે પોતાનો સાચો મનોભાવ કહી બતાવ્યો.

"જોઇ લેજો આ મહેરબાનને!" સાધુ વેશધારીઓએ ટોણો માર્યો:–"ભાઇ સાહેબ જાય છે ત્યાગી બનવા, અને શરીર ઉપરથી તો હજુ સોનાનાં વેઢવીંટી તો છૂટતાં નથી!"

"આ લ્યો ત્યારે, પહેરજો હવે તમે!" એમ કહીને બાળકે પોતાની વીંટીઓ અને વસ્ત્રાભરણો એ ટોળાની સામે ફગાવી દીધાં. છાતી ઉપરથી પ્રચંડ શિલાઓનો બોજો ઉતરી ગયો હોય તેવો સુખનો નિઃશ્વાસ મેલીને મૂળશંકરે મહાપંથપર ધસવા માંડયું.

× × ×

સંન્યાસી જીવનની શરૂઆતમાં ભટકતાં ભટકતાં આ તરુણ ત્યાગીએ એક દિવસ ઓખી મઠમાં મુકામ કીધો. મઠની છાકમછોળ સમૃદ્ધિ ત્યાંના સાધુઓના વિલાસોની ઉપર ઢોળાતી ભાળી રજવાડી ઠાઠમાઠમાં મ્હાલતો મહંત આ તેજસ્વી બ્રહ્મચારીને દેખી મોહાયો.

"બેટા! તું મારો ચેલો બની જા. આ ગાદીનો તને વારસ બનાવું, લાખોની સંપત્તિ તારા ચરણોમાં લોટશે."

આ દરખાસ્તને દયાનંદે તત્કાળ તિરસ્કારથી વધાવી. કાચા સુતરને તાંતણે એ ઐરાવત નહિ બંધાયો.

× × ×

વડોદરા રાજ્યના દિવાન બહાદૂરે એક દિવસ સ્વામીજીને જમવા બોલાવ્યા. જમાડીને વિદાય દેતી વખતે એ દિવાને એક હજાર રૂપિયા એ સ્વામીજીના ચરણમાં ભેટ ધર્યાં. સ્વામીજીએ થેલીને પાછી ઠેલી કહ્યું:–"ભાઇ! હું તો કુ–રીતિઓનું ખંડન કરી રહ્યો છું. હું પોતેજ ઉઠીને જો આ સ્વીકારીશ તો પેલા ગોસાંઇઓને પોતાની પધરામણીઓનો કેવો મઝેનો બચાવ મળી જશે!"

× × ×

સ્વામીજીના પ્રભાવમાં અંજાયેલા તે કાળના એક વાઇસરૉય સાહેબે સ્વામીજીની વિપત્તિઓની કથા જ્યારે સાંભળી, ત્યારે સ્વામીજીના રક્ષણમાટે કાયમી સિપાઇઓ નીમવાની તેમજ રેલગાડીની મુસાફરીમાટે પહેલા વર્ગનો પાસ કઢાવી આપવાની એ નામદારે ઇચ્છા બતાવી. સ્વામીજીએ આભાર માનીને ઉત્તર દીધો કે, 'સહાયને હું નહિ સ્વીકારી શકું. એથી તો લોકો મને રાજસત્તાનો નોકર અથવા તો ખ્રિસ્તીઓનો પાદરી માની બેસે!'

વાઇસરૉય 'તો શું આપ રાજ્યની નોકરીમાં કાંઈ બુરૂં સમજો છો?'

સ્વામીજી:–'હું તો સંન્યાસી છું. મેં તો પરમેશ્વરરૂપ સાચી સરકારની નોકરીજ સ્વીકારી લીધી છે.'

વાઇસરૉય:–'ત્યારે શું અત્યારની સરકારને આપ સાચી નથી માનતા?'

સ્વામીજી:–'એટલે કે આ સરકાર પરિવર્તનશીલ છે અને મારી ઈશ્વરી સરકારનો નિયમ તો અટલ અને એનો ઇન્સાફ અદલ છે. મનુષ્યોના ન્યાયનિયમો સમયાનુસાર બદલાય છે.

× × ×

ઉદેપુરમાં મહર્ષિજી એકાંતમાં બેઠા છે. ત્યાં મહારાણા પધાર્યા. એમણે આવીને કહ્યું "સ્વામીજી! જો મૂર્તિ–પૂજાનું ખંડન છોડી દો તો એકલિંગ મહાદેવના મહંતની ગાદી આપને સોંપી દઉં. લાખ્ખોની નીપજના આપ ધણી થશો. આખું રાજ્ય આપને ગુરુ કરી માનશે.'

દુભાયેલા મહર્ષિએ ઉત્તર દીધો:–'રાણાજી! આવી લાલચ બતાવીને મને મારા પ્રભુથી વિમુખ બનાવવા ચાહો છો? આપનું આ નાનકડું રાજ્ય અને કુબા જેવડો એ શિવ–મઠ, કે જેમાંથી તો હું એકજ દોટ દઇને બહાર નીકળી જઇ શકું છું, તે શું મને અનંત ઈશ્વરની આજ્ઞા ઉથાપવા જેટલો નિર્બળ બનાવી શકશે? ફરીવાર મને આવું કહેવાનું સાહસ ન કરતા. લાખો મનુષ્યોનો પ્રભુપ્રત્યેનો વિશ્વાસ કેવળ મારા વિશ્વાસપરજ ટકી રહ્યો છે, જાણો છો રાણા?'

રાણાજી ત્યારથી સ્વામીજીના પરમ ભક્ત બની ગયા.

× × ×

લાહોરમાં આર્ય-સમાજનું અધિવેશન ભરાયું. સમાજીઓએ દરખાસ્ત કરી કે આર્ય-સભાના સંસ્થાપકને કંઇક પદવી આપવી. બીજાઓએ અનુમોદન આપ્યું.

હસીને સ્વામી બોલ્યાઃ-" ભાઇઓ, મેં કોઇ નવો પંથ ચલાવવામાટે ગુરુ-ગાદીનો મઠ નથી સ્થાપ્યો. હું તો ઉલટું ભોળા મતવાદીઓને મઠોથી અને મહંતોથી સ્વતંત્ર બનાવવા મથું છું. મને કે અન્ય કોઇને પણ પદવીઓ ન ઘટે. પદવીઓનાં પરિણામ બુરાં સમજવાં."

બીજી દરખાસ્ત પડી "સ્વામીજીને આ સમાજના 'પરમ સહાયક' સ્થાપવા."

સ્વામીજી કહે "તો પછી પરમ પિતા પરમેશ્વરને કયા પદે સ્થાપશો? પરમ સહાયક તો એ એકજ છે. મારૂં નામ લખવું હોય તો ફક્ત અદના સહાયકોના પત્રકમાંજ લખજો."

## સામર્થ્ય-વીર

એક દિવસ દયાનંદજી યમુનાતીરે ધ્યાન ધરીને બેઠા છે. એવામાં કોઇંક સ્ત્રીએ સ્નાન કરીને આવતાં પદ્માસન વાળીને બેઠેલા સ્વામીજીને ભાળ્યા અને એમને પરમહંસ સમજી એમના ચરણો-પર પોતાનું મસ્તક ઢાળી નમસ્કાર કર્યા. પગ ઉપર કોઇ મનુષ્યના માથાનો ભીનો સ્પર્શ થતાં સ્વામીએ નેત્રો ખોલ્યાં. ચમકીને અરે માતા! અરે મૈયા!' એવા શબ્દો ઉચ્ચારતા ઉભા થઇ ગયા અને ગોવર્ધન પર્વત તરફ જઇને એક મંદિરના ભીષણ ખંડિયેરમાં ત્રણ દિવસ અને ત્રણ રાત એમણે અન્નજળવિના, કેવળ ધ્યાનચિંતનમાંજ તન્મય રહીને એ સ્ત્રી-સ્પર્શના પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું.

× × ×

એક દિવસ કેટલીએક સ્ત્રીઓ મોહક શણગારો સજીને સ્વામીજીની પાસે આવી. સ્વામીજીએ પૂછ્યું, 'બહેનો! ક્યાંથી આવો છો?'

'મહારાજ! સાધુઓની પાસે થઇને અહીં આવીએ છીએ.'

'સાધુઓની પાસે શામાટે?'

'આપ કહો તો આપની પાસે આવીએ.'

'મારી પાસે શામાટે?'

'ઉપદેશ લેવામાટે'

'બહુ સારૂં. તો તમારા પતિઓને જ મોકલજો. એ અહીંથી ઉપદેશ લઇ જઇને તમને સંભળાવશે. તમે પોતે હવે પાછી અહીં ન આવજો.'

ત્યાર પછી સ્ત્રીઓ કદી પાછી ન દેખાઈ.

× × ×

પોષમાઘની કડકડતી ઠંડીમાં, જ્યારે ઝાડપાનપર ઠાર પડતો હોય, ઝરાનાં નીર જામીને બરફ બની જતાં હોય, સુસવતો પવન કાતિલ શરની માફક શરીરને વિંધતો હોય, તેવે સમયે ગંગાની હીમ જેવી રેતીમાં કેવળ એક કૌપીનભર, પદ્માસન વાળીને સ્વામીજી આખી રાત બેઠા રહેતા. એમને આવી દશામાં દેખીને કોઇ ભક્તજન એમની કાયા ઉપર કામળી ઓઢાડી જતો. સ્વામીજી તરત એ કામળીને અળગી કરી નાખતા. એવી એક રાત્રિયે, બદાયુંના ગોરા કલેક્ટર સાહેબ તેમના મિત્રની સાથે ગંગાકિનારે ફરવા નીકળ્યા હતા. એમનાં શરીરો તો ગરમ વસ્ત્રોમાં દટાઇ ગયાં હતાં, જ્યારે તેઓએ ગંગાના તટપર આ લંગોટધારી તપસ્વીની પ્રચંડ તેજસ્વી કાયાને સમાધિની લ્હેરમાં વિરાજમાન દીઠી. બંને અંગ્રેજો ટગર ટગર જોઇ રહ્યા. સ્વામીજીની સમાધિ છૂટી ત્યારે કલેકટર સાહેબે પૂછ્યુંઃ-'આપને ઠંડ નથી લાગતી?' સ્વામીજી જવાબ દેવા જતા હતા ત્યાં બીજો અંગ્રેજ વચમાં બોલી ઉઠયો 'એને ઠંડ શાની લાગે? રોજ માલ માલ ઉડાવતો હોયને?'

હસીને સ્વામીજી બોલ્યાઃ-'સાહેબ! અમે હિંદુઓ તો દાળ રોટલી ખાઇએ એમાં માલ માલ શો હોય? પણ આપ તો ઇંડાં જેવો પૌષ્ટિક માલ આરોગો છો અને શરાબ પણ ઉડાવો છો; એટલે

જો માલમાલ ખાવાથીજ ઠંડી સહન કરી શકાતી હોય તો ચાલો, કપડાં ઉતારીને થોડોવાર મારી બાજુમાં બેસી જુઓ.'

ઝંખવાણો પડીને અંગ્રેજ આડી વાત નાખવા લાગ્યો કે 'તો પછી આપ બતાવો, આપને ઠંડી કેમ નથી લાગતી ?'

સ્વામીજી બોલ્યા, 'આપજ કહો, આપનું મોં ઉઘાડું રહે છે તેને કેમ ઠંડી નથી લાગતી ? ખુલ્લું રાખવાની સતત આદતને લીધેજ ! એજ પ્રમાણે મારા દેહને આદત પડી છે. એમાં બીજું કશુંય જાદું નથી.'

નમસ્કાર કરીને બંને ગોરા ચાલ્યા ગયા.

× × ×

નદીના દૂર દૂરના કોઇ નિર્જન સ્થળપર જઇને સ્વામીજી સ્નાન કરતા. કૌપીન એકજ હોવાથી પ્રથમ કૌપીનને ધોઇ, સૂકવી,પોતે સિદ્ધાસન વાળીને રેતીમાં બેસી જતા. કૌપીન સૂકાઈ જાય ત્યારે પોતે ઉઠીને સ્નાન કરી કૌપીન બાંધી પોતાને મુકામે જતા. એક દિવસ કેટલાએક મલ્લો સ્વામીજીના શરીરબળની નામના સાંભળીને એમને શોધવા ચાલ્યા. સ્વામીજી તે વખતે સ્નાન કરવાની તૈયારીમાં હતા. મલ્લરાજોને નિહાળી પોતે વાતનો મર્મ સમજી ગયા. કૌપીન તે વખતે ભીનું હતું. જમણે હાથે કૌપીનને જોરથી નીચોવીને મલ્લોને કહ્યુંઃ-'તમારામાંથી જેને પોતાના કૌવતનું ગુમાન હોય તે આ કૌપીનમાંથી નીચોવીને પાણીનું એક પણ ટીપું કાઢી બતાવે."

બધાએ એક પછી એક કૌપીનને નીચોવી જોયું. એક પણ બિંદુ ન પડયું !

× × ×

કાશીમાં સ્વામીજી મુસલમાન મતની પણ ત્રુટિઓ બતાવી ખંડન કરતા હતા તેથી મુસલમાનોને એમના ઉપર ભારે રોષ ચઢેલો. એક દિવસ સાંજરે ગંગાતટ પર સ્વામીજી આસન લગાવીને બેઠા હતા. દૈવયોગે મુસલમાનોની એક ટોળી ત્યાં થઇને નીકળી. પોતાના ધર્મના ટીકાકારને ઓળખ્યો, બે પહેલવાનો ધસી આવ્યા.સ્વામીજીને ઉપાડીને ગંગામાં ફેંકવા લાગ્યા. બન્ને જણાએ બન્ને હાથવતી સ્વામીજીનાં બે બાવડાં પકડ્યાં અને એ રીતે એમને ઝુલાવીને પ્રવાહમાં ફગાવી દેવા જતા હતા, ત્યાં તો સ્વામીજીએ પોતાની બંને ભુજાઓ સંકોડીને પોતાના શરીરની સાથે દબાવી દીધી. બંને મલ્લોના ચારે હાથ સ્વામીજીની બગલમાં સપડાઇ ગયા! પછી તો મગદુર શી કે હાથ સરકાવી શકે ? એમ ને એમ સ્વામીજીએ જોરથી ઉછાળો મારી ગંગામાં ઝંપલાવ્યું. પેલા બંને જણ પણ સાથેજ ઘસડાતા ગયા. પોતે પાણીમાં ડૂબકીઓ મારીને બંને મલ્લોને થોડાં ગળકાં ખવડાવ્યાં અને પછી છોડી દીધા. મુશ્કેલીથી બંને જણ બહાર નીકળ્યા. કાંઠે ઉભેલું ટોળું આથી ખૂબ ચીડાઈ ગયું.બધાએ હાથમાં પથ્થરો લઇને સ્વામીજીના બહાર નીકળવાની રાહ જોઇ. સ્વામીજી સમજી ગયા, એટલે પોતે શ્વાસને રૂંધીને પદ્માસન લગાવી પાણીપર બેઠક જમાવી. અંધારૂં થઇ ગયું. પેલા સમજ્યા કે બાવો ડૂબી ગયો. ચાલ્યા ગયા. એટલે સ્વામીજીએ પણ પાણીમાંથી નીકળીને અધુરી રહેલી સમાધિ ફરીવાર લગાવી.

× × ×

એક દિવસ બજારમાં એક માતેલો સાંઢ લોકોની પછવાડે દોડતો, કૈંકને કચરતો ને પટકતો દોડ્યો આવે છે. લોકો ઓટલાપર ચઢી ગયા છે અને 'સ્વામીજી ! ખસી જાઓ, ચઢી જાઓ,' એવી ચીસો પાડે છે. વગરથડકયે સ્વામીજી સીધા ને સીધા સાંઢની સામે ચાલ્યા ગયા. તદ્દન નજીક ગયા એટલે સાંઢ પોતાની મેળે રસ્તો છોડીને ગરીબ ગાયની માફક ચાલ્યો ગયો. લોકોએ આવીને પૂછ્યું કેઃ-'મહારાજ ! સાંઢ શીંગડે ચડાવત તો ?'

'તો બીજું શું ? શીંગડાં પકડીને દૂર ધકેલી દેત !'

× × ×

જોધપુરમાં એમણે મુસલમાન મતનું ખંડન ચલાવ્યું. તે સાંભળી ફૈજુલાખાં નામના એક મુસ્લીમના રોમેરોમમાં જ્વાળા ઉઠી. રોષે ભરાઇને એ ગાજી ઉઠ્યાઃ 'સ્વામી ! અત્યારે જો મુસલમાનોની રાજસત્તા હોત તો તમે જીવતા ન જાત.'

સ્વામીજીએ ખાં સાહેબને ધીરેથી ઉત્તર દીધો કેઃ-"જો એવો અવસર આવે તો હું કદી

થરથરી ન જાઉં કે ન તો ચૂપચાપ બેઠો રહું; પણ બે–ચાર વીર રજપૂતોની પીઠ થાબડીને એવાં તો શૂરાતન ચઢાવું કે મુસલમાનોના હોશ ઉડી જાય. ખબર છે ખાં સાહેબ ?"

ખીજે બળતા ખાં સાહેબ શું બોલી શકે ?

× × ×

એક દિવસ સ્વામીજી ગંગાના ઉંડા જળમાં લોટતા હતા. એવામાં એક મસ્ત મગરમચ્છ તેમની લગોલગ થઇને નીકળ્યો. કિનારેથી ભક્તજનોએ બૂમ પાડી કે: 'મહારાજ, ભાગજો; મગર આવે છે.' લગારે ખસ્યા વગર સ્વામીજીએ મસ્ત દશામાં પડ્યા પડ્યા જવાબ દીધો કે 'ફિકર નહિ. હું જો એને નથી સતાવતો તો પછી એ મને શામાટે છેડવાનો હતો?'

× × ×

એક ગામડામાં સ્વામીજીએ ઉતારો કર્યો. લોકોએ હોંશે હોંશે પરોણાગત કરી. એવે તેઓનો કોઈ ઉત્સવ-દિન આવી પડ્યો. રાત્રિયે તેઓએ સ્વામીજીને પણ મંદિરે બોલાવ્યા. નગરબહારના એક ઉજ્જડ સ્થળે આવેલા મંદિરમાં ભયાનક દેવી-પ્રતિમા ઉભી છે. પાસે ઉઘાડી તરવારે એક કાળભૈરવ શો' પૂજારી ઉભો છે. મદ્યમાંસની સામગ્રી તૈયાર છે. અશ્લીલ નૃત્ય–લીલા ચાલે છે. સ્વામીજી પામી ગયા કે આ તો શાક્તધર્મીનો અખાડો !

પૂજારી સ્વામીજીને કહે "દેવીને નમન કરો !"

સ્વામીજી કહે "આ જન્મે તો એ નહિ બને."

"એ...મ!" કહી પૂજારી ધસ્યો. સ્વામીજીની બોચી પકડી શિર નમાવવા મથ્યો. ચકિત સ્વામી ઉંચે જુએ તો ચોમેર ઉઘાડી તરવારવાળા નર–પિશાચો ઉભા છે. તરવાર ચલાવે તેટલીજ વાર છે.

સ્વામીજીએ છલંગ મારી. પૂજારીના હાથમાંથી તરવાર ઝુંટવી લીધી. ડાબા હાથનો ધક્કો મારીને પૂજારીને દિવાલ સાથે અફળાવ્યો, તરવાર વીંઝતા વીંઝતા મંદિરના ચોગાનમાં જઈ પડ્યા. ત્યાં જુએ તો કુહાડા અને છરા ઉગામીને ટોળું ઉભું છે. બારણા ઉપર તાળું મારેલું છે. મોતને અને સ્વામીજીને અઢી આંગળનું અંતર છે. કેસરી કૂદે તેમ સ્વામીજી કૂદ્યા. દિવાલપર પહોંચ્યા. બહાર ભૂસકો માર્યો, આજુબાજુના ઘીચ જંગલમાં દિવસભર છુપાઇ રહ્યા. બીજી રાત્રિએ પોબાર ગણી ગયા.

× × ×

એકવાર છ સાત અલમસ્ત મિત્રોએ જઇને સ્વામીજીને કહ્યું:–"મહારાજ! આપના પગ દાબવાના ભાવ થાય છે.' સ્વામીજી સમજી ગયા: 'છોકરાઓ મારૂં શરીર–બળ માપવા માગે છે!' તેઓ બોલ્યા "પગ તો પછી દાબજો, પ્રથમ તો તમે બધા ભેળા મળીને મારા આ પગને ભોંયપરથી જરા ઉઠાવી જુઓ!"

સ્વામીજીએ પગ પસાર્યો. સાતઆઠ યુવકો મંડ્યા જોર કરવા. પરસેવે નીતરી ગયા. પગ ન ચસકયો.

× × ×

"મહારાજ!" રાવળપીંડીના સરદાર વિક્રમસિંહજીએ કટાક્ષ કીધો, "આપ કહો છો કે, શાસ્ત્રોમાં બ્રહ્મચર્યનો બહુ મહિમા ગાયેલ છે, આપ પોતે પણ આપને અખંડ બ્રહ્મચારી કહેવરાવો છો; છતાં આપના દેહમાં એ વજ્રકછોટાનો એવો કશો પ્રતાપ અમે તો ભાળતા નથી!"

મહર્ષિજીએ તે વખતે તો એ સમસ્યાનો કશો ઉત્તર ન દીધો. એમનું રૂંવાડુંયે ન ફરકયું. લાંબી વારસુધી સરદાર સાહેબની સાથે વાર્તાલાપ ચલાવ્યો. પછી જ્યારે નમસ્કાર કરીને સરદાર પોતાની ઘોડાગાડીમાં બેસી ગયા, ત્યારે મહર્ષિજીએ છાનામાના જઇને પાછળથી ગાડીને પકડી લીધી.

ડુંગર જેવડા ઘોડા ચસકતા નથી! સરદાર ચાબૂક લગાવે છે. ફરી ફરી ચાબૂકના પ્રહાર કરે છે; પણ ઉછળી ઉછળીને ઘોડા થંભી જાય છે. ગાડી જાણે કે ધરતીની સાથે જડાઈ ગઈ છે. સરદાર પાછળ નજર કરે ત્યાં હનુમાનજતિ શા' સ્વામીજીને હસતા જોયા. ગાડી છોડી દઇને સ્વામીજીએ કહ્યું: "હવે તો સમસ્યા ટળીને?"

વિસ્મય પામતા સરદાર ચાલ્યા ગયા.

× × ×

"આજે મારી અવસ્થા પચાસ વર્ષ ઉપર થઈ ગઈ છે; પરંતુ તમારામાંથી કોઇ પણ માઇનો પૂત હોય તે ચાલ્યો આવે; કાં તો હું એનો હાથ પકડું ને એ છોડાવી દે, અગર હું મારો હાથ અક્કડ રાખું તે કોઈ વાળી આપે. ચાલ્યા આવો, બ્રહ્મચર્યના પરચા બતાવું."

ગુજરાનવાલાની એ ગંજાવર સભામાંથી એક પણ શીખ બચ્ચો, એક પણ મલ્લરાજ મહર્ષિનો આ પડકાર ઝીલવાની હામ ભીડી શકયો નહોતો.

મેરઠ નગરમાં મહારાજે શ્રાદ્ધનું ખંડન કરનારૂં એક જાહેર ભાષણ દીધું. ત્યાંના બ્રાહ્મણો ખીજાયા. જે માર્ગેથી સ્વામીજી પોતાના ઉતારાપર જવાના હતા, તે માર્ગે ડાંગો લઇ લઇને ઓડા બાંધી બેસી ગયા. કહેવા લાગ્યા કે "આજ દયાનંદ નીકળે તો જીવતો ન જાય."

સ્વામીજીના પ્રેમીઓને આ વાતની જાણ થઈ. વ્યાખ્યાન પૂરૂં થયે ભક્તોએ વિનવ્યું કે, "થોડી વાર ઠેરી જાઓ. રસ્તે જોખમ છે."

હસીને સ્વામી બોલ્યા "ના રે ! એ બાપડા કશુંય કરી શકવાના નથી. હું તદ્દન બેધડક છું; ને વળી મેં એક માણસને સમય આપ્યો છે, એટલે હું રોકાઇ ન શકું."

એમ કહી એજ ગલ્લી વિંધીને મહારાજ પોતાની હમેશની ગંભીર ગતિથી ચાલ્યા ગયા. ડંડાબાજો એકબીજાનાં મોં સામે જોતા રહ્યા. કોઇએ ઉચ્ચાર સરખો ન કર્યો.

× × ×

"સ્વામીજી ! જોધપુર જવાનો વિચાર છોડી દો, એ લોકો આપને ઈજા કરશે."

"મારાં આંગળાંને જલાવીને મશાલ બનાવે તોયે શું ? હું જઈશ, અને સત્યનો સંદેશો આપીશ."

## વિનોદ-મૂર્તિ

કાશીમાં મહર્ષિનો પડાવ હતો ત્યારે ત્યાંના પંડિતોએ ઠરાવ કર્યો હતો કે, કોઇએ એ પાપીની પાસે ન જવું; એનું મોં પણ ન જોવું. એક મહામહોપાધ્યાયજીને ગર્વ રહ્યો હતો કે, જો મારી સાથે વાદવિવાદ થાય તો હું તો એ દુષ્ટને સીધો કરી નાખું ! પરંતુ એમનું મોં જોવાથી તો પાપ લાગે, તેથી એ બાપડા પંડિત સ્વામીજીની પાસે જઇ શકતા નહિ; પણ આખરે મોં જોવુંજ ન પડે તેવી યુક્તિ એમને એકાએક સૂઝી ગઇ. એક દિવસ રાત્રિયે અંધારામાં એ સ્વામીજીની પાસે આવીને ચર્ચાનું આહ્વાન દેવા લાગ્યા. એણે શર્ત મૂકી કે 'હું આ છરી લાવ્યો છું. આપણામાંથી શાસ્ત્રાર્થમાં જે હારે તેનાં નાકકાન એ વડે કાપી નાખવાં.'

હસીને સ્વામીજી બોલ્યા, "પંડિતજી ! મારી પણ એક શર્ત છે. આ ચપ્પુ પણ રાખીએ. આપણામાંથી જે હારે તેની જીભ પણ આ ચપ્પુવડે કાપી લેવી; કેમકે નાકકાન તો બિચારાં આ વાતમાં નિર્દોષ છે. વાદવિવાદમાં જે કાંઇ દોષ થશે તે તો જીભનોજ થશે !'

છપરા ગામના પંડિતો પણ સ્વામીજીની સામે ઉઠ્યા અને એક પ્રસિદ્ધ પંડિત જગન્નાથની સહાય લેવા ગયા. પંડિત બોલ્યાઃ "હું તો દયાનંદનો સામનો કરવા તૈયાર છું, પણ મારે એ દુષ્ટનું મોં જોવાથી પ્રાયશ્ચિત્ત કરવું પડે એજ મોટી પીડા છે ને !"

આ સમાચાર જાણીને સ્વામીજી હસતા હસતા બોલ્યાઃ "અરે, એવું હોય તો મારા મોં પર પડદો ઢાંકી દેજો, પણ એને જરૂર આંહી તેડીજ લાવજો."

સ્વામીજી સિંહાસન ઉપર બેસીને ઉપદેશ દેતા અને ઉપદેશ પૂરો થયે કોઇને પ્રશ્નો પૂછવા હોય તો તેને બેસવામાટે પોતાની સન્મુખ ખુરશી મૂકાવતા. એક દિવસ એક પંડિત કહેવા લાગ્યા કેઃ-'અમને નીચું આસન શામાટે આપો છો ? તમારા આસન જેટલીજ ઉંચી ખુરશી અમને પણ મળવી જોઇએ.'

સ્વામીએ હસીને કહ્યુંઃ-'ભાઇ! હું તો વ્યાખ્યાન દેવાની સુગમતા ખાતરજ ઉંચે બેસણે બેસું છું; છતાંયે જો આપને અપમાન લાગતું હોય તો સુખેથી એ ખુરશીને મેજ ઉપર ચઢાવી, મારા કરતાયે ઉંચેરા બની આપ બેસી શકો છો. બાકી તો શું કોઇ ચક્રવર્તી રાજાના મુગટ ઉપર બેસનારી માખી અથવા મચ્છર કંઇ ઉંચા બની જતાં હશે ? આસનની ઉંચાઇ નીચાઇ વિચારવાં આપને ન શોભે.'

× × ×

અલીગઢમાં એક દિવસ એક પંડિત મંદિરના ચબૂતરા ઉપર બેસીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા મંડ્યો. સ્વામીજીના કરતાંયે ઉંચા બેસણાનો આ ઘમંડ બીજા સજ્જનોથી ન સહેવાયો. પંડિતને સભ્યતાની રીત સમજાવવા લાગ્યા, પણ હઠીલો પંડિત પલળ્યો નહિ. સ્વામીજીએ પ્રસન્ન વાણીમાં લોકોને કહ્યું "શા સારૂ એ બિચારા જીવને સતાવો છો? કશી હાનિ નથી. ભલે એ પંડિત ઉંચે આસને બેઠા. ઉંચા આસનથીજ કંઇ કોઇને મહત્તા મળી જતી નથી. એમ તો જુઓને પેલો કાગડો તો પંડિતજીના કરતાંય ઉંચેરો પેલા ઝાડની ડાળીએ બેઠો છે!"

× × ×

દાનાપુરમાં મુસલમાનોએ સ્વામીજીના આંદોલન ઉપર કોપ-દૃષ્ટિ કરવા માંડી. ભકતોએ કહ્યું:– 'મહારાજ! એ લોકોની વિરુદ્ધ કાંઇ ન બોલશો. વાતવાતમાં તેઓ લડવા ખડા થઇ જાય છે.' તે વખતે તો સ્વામીજી કાંઇ ન બોલ્યા, પણ સાંજરે ભરસભામાં એમણે ઉચ્ચાર્યું કે:–

"છોકરાઓ મને કહે છે કે, મુસલમાન મતનું ખંડન ન કરો; પણ હું સત્યને શી રીતે છુપાવું? અને જ્યારે મુસલમાનોનું ચાલતું હતું ત્યારે તેઓએ તો આપણું ખંડન ખડગથી કર્યું હતું; પણ આશ્ચર્યની વાત છે કે આજે મને તો શબ્દોથીયે ખંડન કરવાની મના થઇ રહી છે!"

× × ×

"સ્વામીજી!" એક કૃષ્ણભક્ત ચપટી ધૂળ લઇને આવ્યો. "સ્વામીજી! કૃષ્ણ ભગવાને બાળપણમાં માટી ખાધી હતી, એટલે હું એ બાળ-લીલાની આ પ્રસાદી આપને ચખાડવા આવ્યો છું."

હાજરજવાબી સ્વામીજી બોલ્યા:–"ભોળા ભાઈ! છોકરાં તો માટી ખાય? કૃષ્ણે પણ નાનપણમાં ખાધી હશે, પણ એટલામાટે આપણાથી–ઉંમરલાયક મનુષ્યોથી તે એવી નાદાની થાય ખરી!"

× × ×

મધપૂડાને મધમાખીઓ વળગે તેમ દિલ્હીમાં સ્વામીજીની ચોગરદમ મનુષ્યોની ગિરદી વિંટળાવા લાગી. મૂર્તિપૂજાના ખંડનથી ખુશી થનારા ઈસ્લામીઓ પણ દોડ્યા આવ્યા; પણ સ્વામીજી તેઓના અજ્ઞાનને ઓળખતા હતા. એક મુસ્લીમ સજ્જને આવીને કહ્યું:–"આપ હિંદુઓની મૂર્તિ-પૂજાનું ખંડન કરો છો એ બહુ સારૂં કાર્ય છે, અમારા મહઝબને અનુકૂળજ થઇ રહ્યું છે."

"ભાઈ! તમે ભૂલો છો" સ્વામીજીએ જવાબ વાળ્યો "હું તો તમામ મૂર્તિ-પૂજાનું ખંડન કરૂં છું; અને ઇસ્લામનેય મૂર્તિ-પૂજા કયાં નથી? હિંદુઓની પ્રતિમા તો ચાર આંગળથી માંડીને બહુ તો એક હાથ જેટલી ઉંચી હોય છે. એને તો હરકોઈ પ્રકારે હટાવી શકાશે; પરંતુ મુસલમાનોની મૂર્તિઓ તો કબર, હજીરા અને મિનારાને સ્વરૂપે મોટાં મોટાં મકાનો જેવડી ઉભી છે. એટલે ખરી મુશ્કેલી તો એ તમારી મૂર્તિ-પૂજાને હટાવવામાંજ પડે છે!

ચકોર મુસલમાન આ શબ્દોના આંતરિક મર્મને સમજી ગયો, ચૂપ બન્યો.

## સ્વમાન-પ્રેમી

જમાલપુર જંકશનના ચોગાનની અંદર સ્વામીજી એક વાર ગાડીની રાહ જોતા જોતા ટહેલી રહ્યા છે. એક અંગ્રેજ એન્જીનિયર પણ પોતાની પત્નીસહિત ત્યાં ઉભો હતો. આ વેષધારી સાધુને પોતાની સમક્ષ નિર્લજ્જપણે ટેલતો દેખીને મડમ સાહેબને ગુસ્સો ચડ્યો. તેના ગોરા ભરથારે સ્ટેશન માસ્તરને આજ્ઞા કરી કે 'આ નાગડાને અહીંથી હટાવો.'

સ્ટેશન માસ્તર તો મહર્ષિને ઓળખતો હતો. એણે આવીને સ્વામીજીને યુક્તિપૂર્વક વિનવ્યા કે 'મહારાજ! ગાડીને હજુ વાર છે, આપ પેલી બાજુ આવીને ખુરશીપર જરા આરામ કરશો?'

સ્વામીજી સમજી ગયા; બોલ્યા કે 'જેણે આપને મારી પાસે મોકલ્યા છે તેમને જઇને કહો કે, અમે તો એ યુગના મનુષ્ય છીએ, કે જે યુગમાં તમારા દાદા આદમ અને દાદી હાવાં ઇડનના બગીચામાં તદ્દન નગ્ન શરીરે રઝળવામાં જરાયે લજ્જા નહોતાં પામતાં!'

આટલું કહીને સ્વામીજીએ તો લટાર મારવાનું ચાલુજ રાખ્યું. પછી જ્યારે પેલા ગોરા એન્જીનિયરને સ્વામીજીના નામની ખબર પડી, ત્યારે તો એણે તત્કાળ સ્વામીજીની પાસે આવીને વિનયથી વંદન કરી ભાવભર્યા શબ્દો ઉચાર્યા કે 'આપશ્રીનાં દર્શનની ઘણા કાળની ઉમેદ આજે તૃપ્ત થઈ!'

× × ×

આગ્રામાં ખ્રિસ્તી ધર્મના બિશપની સાથે સ્વામીજીને ચર્ચાના પ્રસંગો પડેલા હતા. ઉદાર દિલના મહર્ષિ એક વખત ખ્રિસ્તીનું દેવળ જોવા ગયા; અંદર દાખલ થાય છે ત્યાં દરવાજે ઉભેલા ખ્રિસ્તીએ કહ્યું ' મહારાજ ! પાઘડી ઉતારીને પ્રવેશ કરો. '

સ્વામીજીએ થંભીને ઉત્તર દીધોઃ 'અમારા દેશની રીતિ પ્રમાણે તો માથાપર પાઘડી બાંધીને જવું એજ સભ્યતાનું ચિહ્ન છે. એટલે મારા દેશની સભ્યતાવિરુદ્ધ હું નહિ વર્તું. હા, આપ કહો તો જોડા ઉતારી નાખું.'

ખ્રિસ્તીએ કહ્યું:–'ત્યારે તો બંને ઉતારી નાખો.'

સ્વામીજી દરવાજેથીજ પાછા ફરી ગયા. સ્વમાનનો ભંગ એજ એમને માટે તો જીવતું મોત હતું.

× × ×

જયપુર રાજ્યના એક મોટા અધિકારીને એક સજ્જને કહ્યું કે,–"ચાલો સ્વામીજીનાં દર્શન કરવા."

પેલા અધિકારીએ જવાબ દીધો કે, "તમે તો દર્શનનું કહો છો, પણ હું જો મારૂં ચાલે તો એને કૂતરાને મોંયે ફાડી ખવરાવું ?"

શ્રાદ્ધ અને મૂર્તિપૂજાના ખંડનથી જયપુર–નરેશ પોતે પણ સ્વામીજી ઉપર ખીજવાયા. સ્વામીજીને માથે રાજ–રોષનું ચક્કર ફરવા લાગ્યું.

ઠાકુર લક્ષ્મણસિંહજી નામના ભાવિક ક્ષત્રિયે જયપુર રાજના કચવાટની વાત જાણ્યા પછી મહર્ષિજીને વિનવ્યા કે, 'આવી હાલતમાં આપને આંહી રહેવું ઉચિત નથી. આપના શિરપર જોખમ ભમે છે."

સ્વામીજી બોલ્યા, "ઠાકોર ! મારેમાટે ના ડરો; પણ આપને પોતાનેજ જો જયપુરપતિની નારાજીનો ડર હોય તો સુખેથી આપ મારી કને આવવું બંધ કરી શકો છો. આપ રાજ્યના તાબેદાર છો; પણ હું તો કોઇ માનવીનો નોકર નથી. મારા આત્માને તો કોઇ મનુષ્ય છીનવી શકવાનો નથી. તો પછી મારી કને બીજી એવી કયી વસ્તુ છે કે જે છીનવાઇ જવાનો મને ડર હોઇ શકે ?"

× × ×

લાહોરમાં નવાબ નિવાજિશ અલીખાનની કોઠીમાંજ મહારાજનો ઉતારો હતો. ત્યાંજ બેસીને મહારાજે લોકો સમક્ષ મુસલમાન મતની વિવેચના ચલાવી. નવાબ પોતે પણ એ વ્યાખ્યાનમાં આવી ચઢ્યા. વ્યાખ્યાન થઈ રહ્યા બાદ એક સજ્જને સ્વામીને કહ્યું:–"આપને કોઈ હિંદુ, મુસલમાન કે ખ્રિસ્તી પણ ઉતરવાનું મકાન દેતો નથી! ઉપકાર માનો નવાબ સાહેબનો કે એમણે ઉતારો દીધો; છતાં ઉલટું આપે તો એને દુઃખ લાગે તેવી રીતે એનાજ છાંયડાતળે મુસ્લીમ પંથની ચર્ચા કરી. નવાબ સાહેબ પણ એ સાંભળી રહ્યા હતા !"

સ્વામીજી બોલ્યા,–"ભાઇ! હું તો આંહી કાંઇ મુસલમાન ધર્મની કે બીજા કોઇ ધર્મની યશગાથાઓ ગાવા નથી આવ્યો; હું તો આવ્યો છું વેદધર્મનો ખુલ્લો પ્રચાર કરવા અને નવાબને ભાળ્યા પછી તો ઉલટો હું જાણી બુઝીનેજ આર્યધર્મની મહત્તા સમજાવી રહ્યો હતો. એનો મને શો ડર છે ? એક નારાયણસિવાય મને કોઇની ધાસ્તી નથી."

× × ×

એક દિવસ સ્વામીજીના રસોઇયાનો કાકો મહેમાન આવ્યો. એ પોતાના ભત્રીજાને ભંભેરવા લાગ્યો કે–"તારે તો સ્વામી જમી રહ્યા બાદ જમવું પડતું હશે. એ રીતે તો રસોઇ અજીઠી બની ગઇ ગણાય; માટે હવેથી તું ચોકા બહાર બેસાડીને સ્વામીજીને ભોજન દેતો જાજે."

ત્યાં તો સ્નાન કરીને સ્વામીજી આવી પહોંચ્યા. આવીને પોતાની મેળેજ ચોકા બહાર બેસી ગયા. બહારજ થાળી મંગાવી.

રસોઇયો પૂછે છેઃ—" મહારાજ, બહાર કેમ બેઠા ?"

"ભાઇ, તને અને તારા કાકાને તો ન્યાત બહાર મૂકાવાનો ભય છે; પણ હું તો હરકોઈ ઠેકાણે ભોજન પામી શકીશ. મને કશો ડર નથી. તમને હું શામાટે નાહક જોખમમાં ઉતારૂં ?"

રસોઇયો તાજ્જુબ બન્યો, 'સ્વામીજીએ વાત શી રીતે જાણી લીધી!

# રાષ્ટ્રધર્મનો સાચો પેગમ્બર કેવો હોય?

( **મુંબઇ સમાચાર** તા. ૯-૫-૧૯૨૬ના અંકમાંથી )

જાણીતા વિચારક સાધુ વસવાણીએ છત્રપતિ શિવાજી મહારાજવિષે નીચેનો લેખ લખ્યો છે. શિવાજી મહારાજની જયંતિ તાજેતરમાં રાયગઢના કિલ્લામાં ખૂબ ધામધૂમથી ઉજવાઇ હતી, તે મહત્ પ્રસંગે આ લેખ લખાયો હતો.

છત્રપતિ શિવાજી એ કંઇ મહારાષ્ટ્રની મીલકત નથી. શિવાજી એ હિંદનું અમૂલું રત્ન છે અને એક દિવસ એવો પણ આવશે કે શિવાજી જગતજોધતરીકે લેખાશે.

**ખોટા ઇતિહાસ**–શિવાજીનો વિચાર કરતાંજ મને ક્રોમ્વેલ, ગેરીબાલ્ડી કે અબ્રાહમ લીંકન જેવી સમર્થ વ્યક્તિઓનો વિચાર આવે છે. આપણા ઇતિહાસે આપણા મહાપુરુષોનાં જીવનચરિત્રોમાં છબરડો વાળી મૂક્યો છે. મહાન દેશભક્ત અને શૂરવીર શિવાજીને "ડુંગરના ઉંદર" અથવા "લૂંટારા" કહે છે. વીન્સન્ટ સ્મીથે પણ એ મહાન વ્યક્તિને એક લૂંટારાની ટોળીનો સરદાર કહ્યો છે, પણ મરાઠાઓ લૂંટારા ન હતા પણ દેશભકતો હતા, અને શિવાજી એવા પ્રખર દેશભકતો અને દેશને માટે મરી ફીટનારા લોકોનો સમર્થ નાયક હતો.

**હિંદનું દરદ**–જ્યારે શિવાજી મહારાજ હિંદમાં પ્રકટ્યા, ત્યારે હિંદની સ્થિતિ દયાજનક હતી. ઇસ્લામના મહાન આદર્શો ભૂલાયા હતા. પહેલાંના ખલીફાઓ પવિત્ર સત્યવક્તા અને પેગંબર સાહેબનાં ફરમાનોને અનુસરનારા હતા. એટલે કે તેમનામાં સહિષ્ણુતા હતી; પરંતુ હિંદમાં મોગલોની પડતીના જમાનામાં એ ઇસ્લામના ઉચ્ચ આદર્શો ભૂલાયા. લોકો કરના બોજાથી અને રાજકર્તાઓના જુલ્મોથી ત્રાસી રહ્યા હતા. પેગંબર સાહેબના નામે હિંદનાં કેટલાંક સુંદર શિલ્પ અને સ્થાપત્યના નમુના જેવાં સ્થાનો એ અરસામાં નષ્ટ કરવામાં આવ્યાં. આ પ્રસંગે શિવાજી અને તેના બહાદુર મરાઠા સાથીતોએ ઝુંડો ઉઠાવ્યો અને તેમણે દક્ષિણમાં સ્વરાજની સ્થાપના કરી.

**હિંદુ સંસ્કૃતિનો પૂજારી**–શિવાજીને હિંદુ ધર્મરક્ષક કહેવામાં આવે છે અને તે તદ્દન સાચું છે. એ કાળમાં શિવાજી મહારાજ ગૌબ્રાહ્મણપ્રતિપાળ કહેવાતા, પણ સાથે એ વાત યાદ રાખવાની છે કે, શિવાજીએ એક પણ મસ્જીદનો નાશ કર્યો ન હતો અને એ માટે તેણે કડક ફરમાનો કાઢેલાં હતાં. હિંદુ ધર્મનું સાચું રહસ્ય એના દિલમાં ઉતરેલું હતું. હિંદુ સંસ્કૃતિનો એ અનન્ય પૂજારી હતો અને બધાં એકજ પ્રભુ પિતાનાં સંતાનો છે, એમ એ માનતો.

**એની બહાદુરીનાં કારણો**–બે ખાસ કારણોથી શિવાજી અદ્વિતીય છે.એ બે કારણો માતૃભક્તિ અને ગુરુભક્તિ. એમના ગુરુ અને માતાએજ એમના જીવનને આવું ઉત્તમ બનાવ્યું.એમણે શાળામાં કેળવણી નહોતી લીધી; પરંતુ એમની માતા રામાયણ અને મહાભારતમાંથી વાતો કહેતાં અને હિંદના મહાન પુરુષોનાં જીવનચરિત્રો સંભળાવતાં.આ શિક્ષણમાંથી શિવાજીએ આત્મસન્માન, સાદાઇ, હિંમત અને સ્ત્રીસન્માનના પાઠ શીખ્યા હતા.

જ્યારે કલ્યાણનો કિલ્લો શિવાજીએ જીત્યો, ત્યારે તેના એક સેનાપતિએ શિવાજીને ખુશ કરવા ખાતર એ ગઢના કેદ થયેલા મુસ્લીમ સુબાની સુંદર પુત્રીની શિવાજીને ભેટ ધરી; એટલે શિવાજીએ દરબાર ભર્યો. એ સુંદર યુવતીને ત્યાં બોલાવવામાં આવી. દરબારીઓ એ સૌંદર્ય જોઇ આભા થઇ ગયા. તે પછી શિવાજીએ એ યુવતીને ઉદ્દેશીને કહ્યું:–"એ મારી બહેન છે. રાવણ બળવાન હતો, પણ સીતાની લાલસામાં તેનો નાશ થયો. શાસ્ત્રો પુકારે છે કે, સ્ત્રીઓનું સન્માન કરવું જોઇએ." આમ કહીને શિવાજીએ એ મુસ્લીમ યુવતીને મુક્ત કરી તેને ભેટ સોગાદો આપી તેના માબાપ પાસે સહિસલામત રીતે મોકલી હતી.

**શક્તિધર્મનો પેગંબર**—એના જીવનમાં બીજું પ્રેરક બળ તે ગુરુભક્તિ.ગુરુ રામદાસ જેવા સમર્થ યોગી એના ગુરુ હતા. એમનાપ્રત્યે એની અવિચળ ભક્તિ હતી. આ ગુરુ રામદાસનું અસલ નામ નારાયણ હતું. નાનપણમાં એ હિંદની મુસાફરીએ નીકળી પડ્યા અને હિંદની પ્રજાની દુઃખી અને દિન સ્થિતિ જોઇ એમનું હૃદય ધવાયું એટલે એમણે સાધુ જીવન ગાળવા અને આખા દેશમાં વિચરવાનો નિશ્ચય કર્યો. લગ્નની ચોરીમાંથી એ માબાપના પંજામાંથી ભાગ્યા પછી

તો ઘરના મટી પ્રજાના બન્યા. નારાયણ મટી રામદાસ થયા. રામદાસ એટલે ભગવાન રામના સેવક અને શ્રીરામ એટલે શક્તિનો અવતાર અને તેજ પ્રમાણે સ્વામી રામદાસે પણ શક્તિધર્મ–મહારાષ્ટ્રધર્મનો ઉપદેશ કરવા માંડયો.મહારાષ્ટ્રની નિંદમાં પડેલી પ્રજા એ સાધુના અહાલેકથી જાગી.

હિંદુધર્મના રક્ષણમાટે રામદાસે પડકાર કર્યો. ૧૬૫૯ માં સ્વામીજી અને શ્રી શિવાજીનો ભેટો થયો. શિવાજીએ એમને ગુરુ કર્યા. એક દિવસ રામદાસ સ્વામી ઘર ઘર ભીખ માગી રહ્યા હતા. શિવાજી પાસેના ઘરમાં હતા. તેમણે ગુરુનો સાદ સાંભળ્યો. શિવાજી આવ્યા, ગુરુને વિનતી કરી પોતાને ઘેર તેડી ગયા. શિવાજીએ એમના ભિક્ષાપાત્રમાં એક સીલ કરેલો દસ્તાવેજ મૂકયો. સ્વામીએ કહ્યું:–"આ તો અજબ આતિથ્ય! મને લાગી છે ભૂખ ત્યારે તું રોટલાને બદલે મને કાગળનો ટુકડો આપે છે?" તે પછી શિવાજી એ કાગળ વાંચી બતાવે છે. તેમાં શિવાજી પોતાનું આખું રાજ્ય સ્વામીને ચરણે ધરી દીધું હતું.સ્વામીએ જરા હસીને પૂછ્યું:–"તમે મને બધું આપી દીધું ત્યારે તમારે શું કરવાનું રહેશે!" શિવાજીએ જવાબ આપ્યો:–"હું આપનો દાસ થઇ રહીશ. તે પછી સ્વામીની આજ્ઞા મુજબ સાધુવેશ ધારણ કરી શિવાજી ભિક્ષા માગવા નીકળે છે. આ નિષ્ઠા જોઇ સ્વામી પ્રસન્ન થાય છે અને તેને પોતાના રાજ્યમાં જઇ રાજ્ય ચલાવવા આજ્ઞા કરે છે. શિવાજી વાંધો ઉઠાવે છે. પણ સમર્થના સેવકતરીકે–ધર્મના સેવકતરીકે તે રાજકારભાર હાથમાં લે છે. શિવાજીની ગુરુભક્તિનું આ અનુપમ અને જ્વલંત દૃષ્ટાંત છે.

એ પછી તો શિવાજીએ પ્રજાને મુક્ત કરી. શિવાજીએ હિંદુધર્મ અને સંસ્કૃતિનું રક્ષણ કર્યું. **દુઃખી અને દીનનો એ બેલી બન્યો. વિધવા અને અનાથોનો એ તારણહાર થયો.** અને એણે હિંદ સમક્ષ એકજ આદર્શ–એકજ સંદેશ મૂકયો અને તે "ધર્મની સેવા"

---

# ખાદીનો પ્રચાર

( લેખક–**રા. રા. કાશીરામ પ્રાગજી** ઉપાધ્યાય બી. એ. **મુંબઇસમાચાર** તા. ૧૨–૫–૨૬ )

(૧) પ્રથમ પ્રશ્ન તો એ ઉપસ્થિત થાય છે કે ખાદી શામાટે વાપરવી ને તે વાપરવાથી શા લાભ થાય છે.

(૨) સાંપ્રત સમયનો મનુષ્ય, પાંચ કે દશ શતકના મનુષ્ય કરતાં સર્વ દિશામાં ઘણોજ આગળ વધ્યો છે. મી. હ્યુજીસ નામના એક સુપ્રસિદ્ધ ઇંગ્લીશ સંશોધકે એવી અદ્દભુત શોધ કીધી છે કે "સુધારા" નો આરંભ ડેલ્યુજ પછીથી થયો તે વાત સાચી નથી. તે સંગીન પુરાવાની સહાયથી એમ સિદ્ધ કરે છે કે આ સુધારો લગભગ ત્રીસહજાર વર્ષ પહેલાં અમેરીકામાં આવેલા કાર્બીઅન સમુદ્રની આસપાસના પ્રદેશમાં પૂરજોસમાં ચાલતો હતો. તે વખતના મનુષ્ય-પ્રાણીમાં મી. હ્યુજીસ કહે છે કે, સુખ કે દુઃખ જાણવાની લાગણીનો અભાવ હતો. આ વાત એમ સાબીત કરે છે કે જેમ સમય જતો જાય છે, તેમ તેમ માણસના શરીર બંધારણ અને મન–અંતઃકરણ–રચનામાં સદાકાળ ફેરફાર થતો જાય છે. એક હજાર વરસ પહેલાં જે મનુષ્ય હતો તેના કરતાં આ જમાના–આ ક્ષણનું મનુષ્યપ્રાણી તદ્દન નીરાળુંજ છે એમ કહેવામાં બીલકુલ અતિશયોક્તિ નથી. આજનો માણસ બુદ્ધિવિશાળતા અને સંગીનતામાં ઘણો આગળ વધ્યો છે. આ વાત સ્વતઃ સિદ્ધ છે કે આખી સૃષ્ટિનાં ઇતર જંતુઓ અને પ્રાણીવર્ગમાં માત્ર મનુષ્ય પોતાના બુદ્ધિવિકાસથી કુદરત ઉપર પોતાની સ્વતંત્ર સત્તા જમાવે છે. આવા પ્રકારની સત્તા મનુષ્યે કુદરત ઉપર કયારનીએ જમાવી છે. આકાશ, વાયુ, જળ, તેજ અને પૃથ્વીઆદિ પંચમહાભૂત તત્વો ઉપર મનુષ્યે અસ્ખલિત અને સંપૂર્ણ કાબૂ મેળવ્યો છે. અફસોસની વાત એ છે કે આ બધી સત્તા મેળવ્યા છતાં આજના મનુષ્યમાં એવો શોચનીય ફેરફાર જોવામાં આવે કે તે પોતે પોતાનો વધારેને વધારે ગુલામ બનતો જાય છે. ટુંકામાં કહીએ તો સાંપ્રત સમયના સમાજની સર્વ પ્રકારની પરિસ્થિતિનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારને એમ જણાય છે કે મનુષ્ય–જીવન વિકારનાં મૂળમાંજ સળો પેઠો છે. આર્યાવર્તના મનુષ્યપ્રાણીનો મૂળ સ્વભાવ–ગુણ એ નિવૃત્તિ પરાયણતા. આ નિવૃત્તિ–પરાયણતા એ અત્યારે પોતાની જગા ખાલી કીધી છે અને

તેની જગા આધુનિક યુગમાં પ્રવૃત્તિએ લીધી છે. પ્રવૃત્તિની ધમાલમાંથી પ્રગતિને બદલે વ્યાધિ પ્રાપ્ત થાય છે. અત્યારે મનુષ્ય એક વાત કે કામ પૂરૂં ન કરે ત્યાં હજાર રીતે એના જીવનમાં ફેરફાર થઇ જાય છે. આપણા દેશના યુવકો અને વૃદ્ધામાં મનનો વેગ અતિશય વધ્યો છે. આનાં પરિણામ શુભ કે અશુભ, એ વાતનો નિર્ણય તો પરિણામ ઉપર આધાર રાખે. યૂરોપના એક વખત સત્તા અને સમૃદ્ધના શિરોબિંદુએ પહોંચેલા સબળા દેશોની સ્થિતિ તો અત્યારે શોકજનક અને ભયંકર બની છે; પણ જ્યારે અમુક દેશ કે તેની પ્રજા અમુક શુભ દેખાતા માગ ઉપર જોસભેર ધસતી હોય ત્યારે જો તેના આ વેગને રોકવાનો પ્રયાસ કરવામાં આવે, તો પૂરજોસમાં દોડતી મોટરના જે હાલ થાય તેવા તે પ્રજાના પણ હાલ થાય.

આજે સંસ્કૃતિના ચિન્હતરીકે યંત્રોની ધમાલ આગળ ધરવામાં આવે છે. આજથી સો વરસ પહેલાં યૂરોપમાં પણ એમજ હતું; પણ તે ખંડમાં તો એવો કડવો અનુભવ થવા લાગ્યો છે કે, આ દુનિયાને જેટલા કાચા–પાકા માલની જરૂર છે, તેના કરતાં પ્રમાણમાં ઘણો વધારે માલ તૈયાર કરવામાં આવ્યો છે; અને પ્રતિદિન તે માલમાં વધારો થતો જાય છે. મુંબઇ શહેરનું તાજું દૃષ્ટાંત લઇએ. આ શહેરની મીલોએ પેદા કરેલો કરોડો રૂપિયાનો માલ શીલીકમાં પડ્યો છે અને મીલોની સ્થિતિ એવી ગંભીર બની છે કે એકસાઇઝ જકાત કાઢી નાખવામાં આવી છે; છતાં મીલોની સ્થિતિમાં લેશમાત્ર પણ લાભપ્રદ ફેરફાર જોવામાં આવતો નથી. આવી સ્થિતિ દશ વર્ષ ચાલે તો મુંબઈ શહેર તારાજ થઇ જાય. આખા દેશની વ્યાપાર–સમૃદ્ધિનો મુખ્ય આધાર માત્ર એકલા મુંબઈ શહેર ઉપર રહ્યો. એટલે થોડા સમયમાં આખા દેશની પણ દયાજનક હાલત થાય. ત્યારે કરવું શું ? આ પ્રશ્નનો ઉત્તર વિકટ છે પણ અમે તે ઉત્તર આપવાની હિંમત કરીએ છીએ.

જેને જોડો ખૂંચે તેને તેની વેદનાની ખરી ખબર પડે. જેમને મીલના હથોડાના માર વાગ્યા છે તે તો હવે કબૂલ કરે છે કે, સાયંકાળથી બહુ ઝાઝો લાભ નથી. આ મીલો કરતાં તો સો વરસ ઉપરના આપણા રેંટીઆ હજાર દરજ્જે સારા હતા. આ ધમધમ કરતી મીલોના કરતાં સુરત શહેરના હાથવણાટનાં કારખાનાં સો ઘણાં સારાં હતાં, તે શહેરનો કીનખાબ અને ઉમદા ઝરીવાળું રેશમી કાપડ આખા યૂરોપમાં જતું હતું અને તે વખતની આખી દુનિયામાં વખણાતું પણ હતું, આ બધાનો નાશ થયો. દુર્દૈવે તેનો સદંતર નાશ કર્યો અને તેનું સ્થાન મીલસંચાએ લીધું. આપણા દેશના પુનરોદ્ધારના બે રસ્તા છે અને તે બન્ને રસ્તા ઉત્તમ છે. તે રસ્તા નીચે પ્રમાણે છે.

(૧) આપણે પશ્ચિમના સુધરેલા દેશોની અહિતકર સંસ્કૃતિને દેશવટો આપવો જોઇએ અને આપણા ઋષિ–મુનિ પ્રણીત સાદા જીવનનો પ્રારંભ કરવો. શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલની માફક પોતે હિંદી રાજકીય કાઉન્સીલના અધ્યક્ષ થાય તોપણ ખાદીનું ધોતીયું, ખાદીનો ઝભ્ભો અને ખાદીની પીછોડી પહેરી ખુદ નામદાર વૉઇસરોય પાસે જવું. શ્રીયુત્ વિઠ્ઠલભાઇના દાદા હતા. તે ઠેઠની વણેલી ખાદી પહેરતા હતા. ખાદીનું એક અંગરખુ દેશી ગામડીઆ દરજી પાસે શીવડાવે અને તે સાચવીને રાખી મૂકે. જ્યારે રાજદરબારમાં જવું હોય અથવા વિવાહ વાજનમાં ઘૂમવું હોય, ત્યારે બાપા થોડો સમય તે કેડીઉં પહેરે અને આ કામ પૂરૂં થયું કે તુરત તે સાચવીને પેટીમાં મૂકી દે. આ રીતે માત્ર બે જાડાં ખાદીનાં ધોતીઆં અને એક જુની પાઘડીવડે આપણા વૃદ્ધો આખી જીંદગી કાઢતા. આપણા દેશના ૯૦ ટકા લોકો એમ કહે છે કે વીસ વરસ પહેલાં અમારી જે સ્થિતિ હતી તે અમને હાલની ભપકાદાર દેખાતી સ્થિતિના પ્રમાણમાં સોગણી સારી હતી એમ અમને અત્યારે લાગે છે.

(૨) બીજો રસ્તો એ કે આપણે ખાદીનો બહોળો ઉપયોગ કરતાં અને કરાવતાં શીખવું જોઇએ. ખાદીના સંબંધમાં આ હતભાગી દેશના દરેક માણસની બે પ્રકારની ફરજ છે. પહેલી તો એ કે પોતે ખાદીના પોષાકનોજ ઉપયોગ કરવો. બીજી ફરજ એ કે ખાદીપ્રચાર કાર્ય યથાશક્તિ યથામતિ કરવું. જો આ દેશનો મોટો ભાગ આ બે કામ માથે લે તો આખા દેશને લાભ થાય. મુદ્દલ ગેરલાભ તો નજ થાય.

ઉપર કહેવામાં આવ્યું તેમ આજે જીવનનો હેતુ ફર્યો છે. જીવનની હાલની વ્યાખ્યા એ કે જીવન એટલે પ્રવૃત્તિ–પ્રગતિ; પરંતુ એ પ્રગતિ આધ્યાત્મિક નહિ. મનુષ્યના સદાકાળ અભિવૃદ્ધ થતા વિલાસી સ્વભાવને જે સૌથી સારી રીતે પોષી શકે તેનું નામ આધુનિક પ્રગતિ. મુંબઈની ઘણી મીલોના એજન્ટો દિવસના ૨૪ કલાક આત્મ–સ્વાર્થપરાયણતા અને આત્મ–હિત તરફજ પોતાની દૃષ્ટિ રાખે છે. તેઓ મીલમજુરોના કલ્યાણતરફ એક ક્ષણભર પણ જોતા નથી. ખુદ ગ્રેટબ્રીટનમાં પણ આના જેવીજ સ્થિતિ ઉપસ્થિત થઇ છે. પ્રગતિની ભાવના સંકુચિત બની છે; અને તેથી મનુષ્યના જીવનમાં વ્યવહારિક અને આધ્યાત્મક દોષ પેદા છે.

વરસો પહેલાં તો મનુષ્યો પોતાની જરૂરીઆત સમજીને સાદા ખેતરમાંથી હમેશાં સંતોષ ભર્યું જીવન ચલાવતા. એ મનોદશા અત્યારે આ દેશના કોઇ સ્થળમાં પ્રદર્શિત થતી નથી. જે મહાન ધમાલ મુંબઇ શહેરમાં ચોવીસ કલાક ચાલતી દેખાય છે, તેવીજ ધમાલ–શારીરિક અને માનસિક બન્ને ગામડાઓમાં પણ જાણ્યે અજાણ્યે ઘુસી ગઇ છે. આ બધો સમયનો પ્રભાવ છે એમ કહીએ તો ચાલે, સારાંશ એકે મનુષ્યનો વિકાસ જેમ આગળ આગળ વધે છે તેમ એ વિકાસથી મનુષ્યવ્યક્તિ દૂર ને દૂર થતી જાય છે.

એક મનુષ્ય જથ્થાબંધ જમીનનો કે મીલનો માલીક બને અને બીજો પ્રતાપની માફક સ્વ-બાળ–વૃંદના રોટલાના ટુકડાવિના પોતાનાં આંસુડાં પાડે એવી દયાજનક સામાજીક સ્થિતિ કયાં સુધી ટકવાની! આનું પરિણામ તો નજીકના ભવિષ્યમાં એ આવવાનું કે આધુનિક સમાજના ભિન્ન ભિન્ન સ્થિતિનાં વ્યક્તિસમૂહોવચ્ચે અત્યારે સોનાની સાંકળની જે ગ્રંથીઓ જોડાયેલી છે, તે વહેલી કે મોડી તડ દઇને તૂટવાની–જરૂર તૂટવાની અને સમાજના હાલના સ્વરૂપમાં મહાન પરિવર્તન થવાનું. સામાન્ય જનસમાજ અને મજુર વર્ગનું ઐકય એ શ્રીમંત વર્ગના નાશનું મુખ્ય કારણ બનવાનું જો શ્રીમંતવર્ગ વખતસર ન ચેતે તો હાલના સમાજની "શેઠીઆ ચાકર અને ચાકર શેઠ" એવી વિપરીત દશાના ગણેશ અવસ્ય બેસવાના. રૂશીઆએ આ વાત સિદ્ધ કરી. ગ્રેટબ્રીટનની રંગભૂમિ ઉપર આવા પ્રકારનો વેશ ભજવવાનો પ્રારંભ થઇ ચૂકયો છે. હાલના બ્રિટીશ પ્રધાન મંડળે મજુરો માથું ન ઉંચકે તે માટે નાણાંની મોટી લાલચ મજુરવર્ગ આગળ ધર્ગ; પણ શાશ્વત ગોઠવણવિના ભૂખે મરતા મજુરો કદીપણ સંતુષ્ટ થાય તેમ નથી. ફ્રાન્સના રાજકીય પરિવર્તને આખા યૂરોપની સમાજો ઉપર પોતાની છાયા પાથરી હતી. તે પ્રમાણે ગ્રેટબ્રીટનના મજુરવર્ગો દંભવિત દાવાન-ળના છાંટા આ દેશની સમાજ ઉપર કાં ન પડે ? આ ભાવી આફતમાંથી બચવાનો ઉપાય માત્ર એકજ અને તે ઉપાય એ કે આખા દેશના ઘરેઘરમાં ખાદી પ્રચાર ખાદીઉપયોગ થાય અને લોકો સાદુ જીવન ગાળતાં શીખે એવો પ્રબંધ સત્વર થવો જોઇએ. નર્મદા કે જમનાના ચોમાસાના અપ્રતિબંધ પ્રવાહને રોકવાની મનુષ્યમાં શક્તિ છે, તો પછી મનુષ્ય મન–વિચાર–ઓઘને મનુષ્ય પોતાની અગાધ અને તીવ્ર બુદ્ધિવડે અવસ્ય રોકી શકે. આ કાર્યમાં માત્ર ભગીરથ પ્રયાસ અને અત્યુગ્ર ઉત્સુકતાનીજ ખાસ જરૂર છે. સમાજ જે કાંઇ સાંખી શકે તે એટલુંજ કે દરેક મનુષ્ય, પોતાની જરૂરીઆતના પ્રમાણમાં, જમીનના કકડા કે મીલ–ઉદ્યોગ નીતિ લાભનો ભાગી થઇ શકે, કારણકે સ્વરક્ષણ (આમાં સ્વકુટુંબરક્ષણનો સમાવેશ થાય છે) કરવું તે પ્રત્યેક મનુષ્યનો સ્વાભાવિક હક્ક છે. તે હક્કના ઉપર ઇતર મનુષ્ય–સમૂહ કે રાજકીય સંસ્થા વ્યાજબી રીતે ત્રાપ મારી શકે નહિ. "**आत्मरक्षणा हीं कर्तव्या येन केन प्रकारेण**"એ આર્ય–ધર્મ–સૂત્ર સર્વાંશે સત્ય છે. આ મર્યાદા ઓળંગાઇ કે ભોગ મળ્યાં સમજવા. એ જમીનના નાનકડા કકડા ઉપર ભલે તે મનુષ્ય–વ્યકિત યથોચિત પ્રગતિ કરે. તેમાં ઇતરજન આડે આવે નહિ. ભલે તે મનુષ્ય સ્વક્ષેત્રમાં, પો-તાના બચ્ચા સાથે વરસતા વરસાદમાં પ્રમાણિક મજુરી કરી, અથવા મજુરી કરાવી, ઇશ્વરદત્ત શુદ્ધ અને સાદો ખોરાક સહકુટુંબ આરોગે. આવાં અનેક આર્યગૃહો બંધાય ત્યારે દેશમાં સતયુ-ગનું પુનરાવર્તન થાય.

# ખેડુતોને કેળવવામાં ચિત્રપટોનો ઉપયોગ

(લેખકઃ-**હેલન. ઇ. ગોલ્ટ. હિંદુસ્થાનના** તા. ૫-૧૧-૨૬ના અંકમાંથી ઉતારો)

મોસ્કો! માત્ર બેજ અક્ષરો? પણ શું તેમનો પ્રભાવ કે તેમણે આખા ઇતિહાસમાં કંઇક નવીજ રોશની પૂરી છે. આ દિવ્ય અક્ષરોએ ધર્મ, લક્ષ્ય ને સાધ્યના દૃષ્ટિબિંદુ આમુલાગી ફેરવી નાખ્યા છે. તેના નવા ધર્મમાં મરનારનાં મંદિરો પૂજવાનાં હોતાં નથી, જીવંત ધ્યેયવાદ આગળ મસ્તક નમાવવાનું હોય છે.

ધર્મ, તત્ત્વજ્ઞાન, સામાજીક જીવન એ સર્વેમાં પૂરેપૂરો ફેરફાર થઈ ગયો છતાં મોસ્કોનો દેખાવ કંઇ થોડોજ બદલાયો છે? રસ્તા હતા તેવાને તેવાજ છે. ત્યાંના નગરજનો તો થોડાજ દિવસ પર થયેલી જગતને ધ્રૂજાવતી ક્રાંતિની વિસ્મૃતિજ પમાડે છે. ક્રાંતિના કંઇક અવનવાં દૃશ્યો જોવાના હેતુસર જો કોઇ મોસ્કોમાં જાય તો તેને ખાટું મોં કરીનેજ પાછું આવવું પડશે. પણ છતાં તે ક્રાંતિની સુખાકારી અસરો અનુભવી તે આનંદ અને અભિમાનથી ફુલાઈ જશે તો ખરોજ.

### પરોપજીવી વર્ગ

ત્યાંનો બીજાની મજુરીથી બનેલો હરામનો રોટલો ખાનાર પરોપજીવી વર્ગ તો હવે સમૂળગો નષ્ટ થઇ ગયો છે. હાલના જમાનામાં એકવારના જાહોજલાલ ગણાતાં બુકેનન રસ્તાપર એકય માણસ ભપકાદાર કિંમતી પોષાકમાં આમતેમ ટોળટપ્પા કરતો દેખાશે નહિ. રસ્તે જનાર નમાલા જેવો એકેય માણસ હવે કોઈ શેઠ શાહુકારો જેવાને જતા આવતા ઘુંટણે પડી કુરનીસ કરશે નહિ. ત્યારની શેઠાણીઓ હવે કયાંય કામમાં રોકાયલી હશે ને ત્યારનાં ખુશ મશ્કરીઆઓ હવે મજુરી કરી પસીનો ઉતારતા હશે.

### નવા જમાનાનો નવો પ્રભાવ

એક દિવસ અમને ત્યાંની એક માલદાર સ્ત્રી સાથે અચાનકરીતે મેળાપ થયો. ત્યારે તેના વિચારો સાંભળી અમે તો દિઙ્ગમૂઢજ થઇ ગયા. આ સ્ત્રીએ ઘણો ખર્ચ કરી કેળવણી મેળવી હતી. તે અનેક ભાષાઓ પ્રવાહની માફક બોલી શકે છે. બહોળી મુસાફરી કરી છે. રાજક્રાંતિના નવા જમાનામાં તેની બધી માલમતા સૂર્ય ઉગતાં જેમ બરફ પીંગળી જાય તેમ એકજ રાતમાં તેની નજર આગળજ નષ્ટ થઇ ગઇ; છતાં પણ તેથી હાય નહિ ખાતાં તે તો ઉમંગીજ રહી છે. તે હાલ સહકારી ચળવળના પરદેશ ખાતામાં કામ કરી રહી છે; ને અહીં તેના વિવિધ ભાષાના જ્ઞાનનો ઘણોજ ઉપયોગ થાય છે. આખી માલમતા નષ્ટ થઈ જતાં આ બાઇના વર્તનમાં જરાય નિરાશા કે ક્ષોભ દેખાયો નથી.

તેને ચિંતા તો માત્ર એકજ પડી છે. સોવીએટ સરકારની સારી અસર થવી જોઇએ. તે અમને એક ચિત્રપટ જોવા લઈ ગઈ હતી. આ ચિત્રપટ પ્રચાર કાર્ય માટેજ તૈયાર કરવામાં આવ્યું હતું: તેની ઉમંગી આતુરતા, કદર અને મહેમાનગીરી અમે સહેજમાં ભૂલીએ તેમ નથી. અમે લંડનથી રૂશીઆ જવા ઉપડ્યા ત્યારે કેટલાક માલદાર લોકો ખૂબ સામાનસુમાન સાથે પોતાના રજાના દિવસો મોજશોખમાં ગાળવા બહાર ગામ ઉપડી જતા હતા.

અમે ઘેર આવી પહોંચ્યા ત્યાં તો કશું બદલાયું હતું નહિ. તવંગર વર્ગો રસ્તે રખડતાજ હતા ને લાખો કામદારો ભૂખમરાથી ટળવળતા હતા, પણ અહિંસાત્મક પ્રજાસત્તાની અસર થવા કંઇક કાળ તો જોઈએજ.

### મોસ્કોના ભિખારૂં

મોસ્કોમાં આ એક સવાલજ છે, અમે ત્યાં જવા નીકળ્યા ત્યારે એક રૂશીઅન ગૃહસ્થે અમારી પાસે આવીને કહ્યું-"મોસ્કોમાં ભીખારૂ નજરે પડે તો નવાઇ પામશો નહિ હો."

પણ અનુભવથી અમે જાણ્યું કે ગ્લાસગો કરતાં અહીં ભિખારૂઓ ઘણાં ઓછાં દેખાય છે. વળી તેઓ રસ્તામાં નથી ગાતાં કે નથી વગાડતાં. તેઓ ફક્ત માગે છે, બગીચામાં અને ઘણું કરીને દેવળોનાં પગથીઆંપર તેઓ ઉભેલાં દેખાય છે.

પૂર્વમાં ભીખ માગવી એ પણ એક ધંધો ગણાય છે, પણ હવે સરકાર આ સવાલનો સમાધાનકારક ફડચો આણવા વિષે ઉલટપૂર્વક પ્રયાસ કરી રહી છે. વિશેષે તેને યુવાન ભિખારૂ માટે ખાસ લાગણી રહે છે.

રૂશીઆમાં લગભગ ત્રણ લાખ જેટલા નિરાધારોની વસ્તી માનવામાં આવે છે, ને તેમાં ોટો ભાગ તો જેઓ છેલ્લી લડાઈમાં અને રાજ્યક્રાંતિમાં માર્યા ગયા તેમનાં બાળકોનો છે, તેમની ાતાઓ ભૂખમરાથી મરણવશ થઇ ગઇ હતી. ઘણીવાર સરકાર આમાંના કેટલાકને વીણી વીણીને ;ૂદી જૂદી સંસ્થાઓમાં મોકલી આપે છે. વળી તેઓ ત્યાંથી શહેરોમાં નાસી આવે છે, ઘણે ભાગે ંનાળાના દિવસોમાં તેઓ ત્યાં આવી પહોંચે છે ને સખ્ત ઠંડી પડે ત્યાંસુધી ફૂલો, વર્તમાનપત્રો દીવાસળીઓ વેચી જેમ તેમ ગુજરાન ચલાવે છે.

આ જવાન ભિખારૂઓ ઘણી સાવચેતી રાખે છે. એક મધુરી સાંજે અમે ફરતા હતા ત્યારે ેક જવાન બાઇએ અમને તેની પાસેનાં ફૂલ ખરીદ કરવાની ફરમાસ કરી, અમે તેને ઇગ્લીશમાં હ્યું કે, અમને ફૂલની જરૂર નથી. તેને તો અમારી પારકી જબાન સાંભળી પહેલાં તો મૂંઝવણ ઇ; પણ પળવારમાં તેણે કહ્યું:-'બ્રિટીશ છો ત્યારે' ને ધીમે રહીને હસતે મોંઢે એક પૈસો માગ્યો. ટલાક ભિખારૂઓ તો વળી પાંચ પાંચ ભાષા જાણનારા હોય છે. આંતર રાષ્ટ્રીયતાનો આ ેક વિજયજ કહેવાય ?

## ખેડુતો આગળ કસોટી

ખેડુતો એ એક ત્યાંનો બીજો મોટો સવાલ છે. સોવીએટના ટીકાકારો એમજ માની રહ્યા કે ખેડુતોની લાગણીને અંગે સોવીયટ પદ્ધતિમાં કંઇક પરિવર્તન થશે. નવી પદ્ધતિની "દિવ્ય રીક્ષા" તો ખેડુતો આગળજ થનાર છે.

ખેડુત વગર રૂશીઆ ટકેજ કેમ ? તે સહેજમાં આ નવું રાજ્યતંત્ર ઉથલાવી પાડી શકે એટલે ડુતનો સહકાર મેળવવો હોય તો તેની સાથે ક્રમે ક્રમે સમાધાની કરવીજ જોઇએ.

અમારા મોસ્કોના પ્રવાસમાં આ સવાલ પર ઘણીજ તમતમતી ચર્ચા થતી. કૉમ્યુનીસ્ટ પક્ષના ્લાક સભાસદોએ (અને તેમાં ઝીનોવીફ પણ હતો) કહ્યું હતું કે ખેડુતોનું બળ ક્રમે ક્રમે વધ-જ જાય છે, એટલે તો હવે સવાલ એજ રહ્યો કે આ બળને ઉપયોગિતાની નહેરમાંથી શીરીતે ર્જવું કે જેથી પ્રગતિને જરાય ધોકકો પહોંચે નહિ. ખેડુત લખી શકતા નથી, વાંચી શકતા ી; છતાં પણ ભવિષ્યનો તે આધારભૂત છે. માત્ર સરકાર ધ્યેયવાદી હોવાથી કદી નિરાશ થતી ા, ખેડુતને કેળવવો એજ તેનો સિદ્ધાંત છે અને કદાચ વાર લાગે પણ અંતમાં તો તે ાનેજ નાવડશે.

ખેડુતોની ભાવના ઉસ્કેરવામાટે હવે મોસ્કોમાં 'ખેડુત ભવન' સ્થાપવામાં આવ્યું છે આ ગ્યામાં લડાઈ પૂર્વકાળમાં એક બાદશાહી હૉટેલ હતું.

## નવી જાતની સંસ્થાઓ

અહીં ગ્રાન્ડ ડયુકની કોલસાની ઓરડીઓ હતી. તે હવે વ્યાખ્યાન હૉલમાં ફેરવી નાખવામાં વી છે. લેનીન જેવાઓનાં ચિત્રો તે જગ્યાનેહવે શોભાવે છે. તેની નીચે "લેનીન એજ નેતા" ના અક્ષર કોતરવામાં આવ્યા છે. અહીં ખેડુતોને નવા રાજતંત્રના ચિત્રપટો બતાવવામાં આવે ખેતીવાડીને લગતા જે કજીઆ ઉભા થાય તે વિષે મફત સલાહ આપવા જોડેની ઓલીમાં વકી-લ રાખવામાં આવી છે. વળી જેઓ દૂરથી આવ્યા હોય તેમને સુવામાટે ત્યાં જોગવાઈ રાખવામાં વે છે. ત્યાંની હાઉસીંગ કમીટીઓ આવી વ્યવસ્થા પૂરી પાડે છે. ત્યાંના નોકરોએ અમને જ-વ્યું કે શરૂઆતમાં તો ખેડુતોને આ જોગવાઇનો ઉપયોગ કરવા પણ ઘણાજ મનાવવા પડતા. ો તો ત્યાંની સફેદ પથારીઓ જોઇ મુઝવાતા ! આ ખેડુત ભવનમાં એક સુંદર પ્રદર્શનાલય છે ત્યાં ખેતીવાડીને લગતાં સાધનો ખુલ્લાં મૂકવામાં આવ્યાં હોય છે. અમુક જાતના પાકમાટે જમીનો ી હોવી જોઇએ, કયાં પક્ષીઓ અને કીડાઓ ઉપયોગી છે ને તેમને કેમ ઉછેરવા, નુકશાનકારી ેકોનો નાશ કેવી રીતે કરવો, કપડાં કેમ પહેરવાં વગેરે ઉપયોગી જ્ઞાન ચિત્રપટો મારફતે આપ-ાં આવે છે. ત્યાં દરેક જીલ્લાની બનાવટો સંગ્રહી રાખવામાં આવે છે. છેક હળથી માંડીને મ-ગન સુધીની, આનો અર્થ તો તરવારને હળ એક સામટા વાપરવાનીજ તાલીમ ને ! આવી વી જાતની સંસ્થાઓ દેશભરમાં ખોલવામાં આવે છે, તેમાં ઘણા હેતુઓ રહ્યા છે. શહેર અને ડાઓમાં સંબંધો વધારવા, જીલ્લા જીલ્લાઓમાં લેવડદેવડ વધારવી અને ખેડુતને તેના ભવિષ્યનાં નનું ભાન કરાવવું. આવા અદ્ભુત પ્રયોગને સફળતા ન ઇચ્છવી એ તો તેને માટે જેમણે ધ્યેય-માં જાન ખોયા તેમને અપમાન કરવા સમાન છે.

# રેડીઓ જગત

( દૈનિક હિંદુસ્થાન તા–૨૭–૭–૨૬ )

## રેડીઓ પેનહોલ્ડર

રેડીઓવડે શું શું કામ થઇ શકે, તેની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. હાલ તુરતમાંજ એક વધારો થયો છે અને તે રેડીઓ પેનહોલ્ડર નીકળ્યું છે, કે જેવડે દૂરથી રેડીઓ યંત્રવડે "બ્રૉડ–કાસ્ટ" કરવામાં આવેલા નકશાઓ, હાસ્યચિત્રો, કારટુનો કે લખાણ, તરતજ તે પેનહોલ્ડરવડે બીજે ઠેકાણે મૂળના જેવાજ આકારમાં નોંધાઇ જાય છે. આ નવી શોધ કરનારનું નામ મી. સી. એફ. જેન્કીન્સ છે કે, જેઓએજ રેડીઓવડે ચિત્રો મોકલવાની શોધ કરી છે. આ યંત્ર બહુ ગુંચવાડાભર્યું નથી. એની ગોઠવણ એવી છે કે જ્યાં સંદેશાઓ લેવાના હોય ત્યાં એક પતરાનો ૬ ઇંચ લાંબો કટકો એક ટેલીફોનની કાન આગળ ધરવાની ડબ્બી જેવા આકારની ડબ્બીમાં લગાડેલો ઉંચો ટાંગવામાં આવે છે. તેની સાથે એક લોખંડનો તાર ઢળતી સપાટીપર મૂકવામાં આવેલા કાગળને અડકેલો હોય છે અને તેનો સંબંધ સાધારણ જાતના રેડીઓ રીસીવર સાથે તારવડે રાખવામાં આવેલો હોય છે. આ લોખંડનો તાર તે "રેડીઓ–પેનહોલ્ડર" લખવાની કલમનું કામ કરે છે. રેડીઓવડે ચાલતા એક પાસેના યંત્ર ઉપર દૂરથી જે સંદેશાઓ આવે તેની અસર થાય અને તેવડે આ રેડીઓ કલમ ઉંચી નીચી થાય અને નીચે મૂકવામાં આવેલા કાગળ ઉપર આકૃતિઓ થાય છે, કે જે મોકલવામાં આવેલી આકૃતિના જેવીજ હોય છે.

આ નવો સંચો કાંઇ ઘણો કિંમતી નથી હોતો અને તેનો ઉપયોગ એક સાધારણ "રેડીઓ–રીસીવર" સાંભળવાના યંત્રતરીકે સહેલાઇથી થઇ શકે, માત્ર તેના ઉપર "લાઉડ–સ્પીકર" (ધ્વનિપ્રસારક) ભુંગળું મૂકવાની જરૂર રહે છે.

## રેડીઓવડે કાકડીનો પાક

નોટીંગહામ ખાતેના એક બગીચાના માળીએ વિચિત્ર હકીકત રજુ કરી છે, તે જણાવે છે કે કાકડીના અને ટોમેટાના છોડવા પાસે રેડીઓ યંત્ર અને તેના થાંભલા અને તાર રાખવાથી કાકડીના ૧૬ ફૂટ લાંબા ઝાડ ઉપર બબ્બે ફૂટ લાંબી ૩૫ કાકડીઓ ઉતરી હતી. આ બાબતમાં એક રેડીઓ–ઇન્સ્પેકટરે તપાસ કરી હતી અને જણાવ્યું હતું કે થોડા વખતપર એવા અખતરા કરી જોવામાં આવ્યા હતા કે અનાજનો પાક વધારે અને જલદી ઉતારવામાટે રેડીઓ યંત્ર કામમાં આવી શકે કે કેમ ? તે અખતરાઓ ઉપરથી એટલું તો સિદ્ધ થયું હતું કે જો છોડવાઓ ઉપર રેડીઓ યંત્ર અને તેના થાંભલા તથા તાર–એરીઅલ–રાખવામાં આવે તો પાક ઉપર તેની અસર તો જરૂર થાય; પરંતુ સંતોષકારક અસર કરવામાટે ઘણા મજબૂત પાવરની–લાખો વોલ્ટની–વીજળી જોઇએ, અને તેની ગોઠવણ કરવામાં ખર્ચનો ઘણો વ્યય થાય. વળી રેડીઓ રીસીવર એટલે માત્ર સાંભળવાના યંત્ર રાખવાથી પાકઉપર અસર થવાનો સંભવ નથી; પરંતુ "ટ્રાન્સ મીટર" એટલે સંદેશા ફેલાવવાના યંત્રની અસર થાય.

## રેડીઓવડે આગની આગાહી

અમેરીકા અને કેનેડાનાં જંગલખાતામાં કેટલોક વખત શોધખોળ કર્યાના પરિણામે જણાય છે કે, રેડીઓ યંત્રનો ઉપયોગ જંગલોમાં લાગતી આગની અગમચેતી આપવામાટે થઇ શકશે. એમ ધારવામાં આવે છે કે હવાના ભેજ ( હ્યુમીડીટી ) તથા દબાણને અને જંગલની આગોને સંબંધ છે અને રેડીઓના "સ્ટેટીક"ને અને હવા નીચે ભેજને સંબંધ છે. જ્યારે જંગલમાં ભેજનું પ્રમાણ ઘણું ઓછું થઈ જાય ત્યારે આગ લાગવાનો સંભવ છે અને તેથી ઓછો ભેજ થયો છે એ રેડીઓ યંત્રથી જણાઇ શકે. એવી કરામત કરવામાં આવી છે. આ ઉપરથી ચેતીને આગળથી બુજાવવાનાં સાધનોની તૈયારી કરવામાં આવે તો રેડીઓના "સ્ટેટીક" વડે વાવાઝોડાં અને તોફાનોની આગાહી પણ ૨૪ કલાક પહેલાં કરી શકાય છે એમ વિજ્ઞાનીઓનું માનવું છે. આવા યંત્રની શોધ હજી પૂર્ણ થઇજ નથી; પરંતુ તે થોડા સમયના પરિશ્રમ પછી અવશ્ય થશે એવો સંભવ લાગે છે અને જો આવું યંત્ર ખાત્રીપૂર્વક કામ કરે તો, હવે પછી લાગનારી આગો અને થનારાં તોફાનોથી હાલમાં જે નુકશાની થાય છે, તેટલી નુકશાની ભવિષ્યમાં થવાનો સંભવ નથી.

# મહાન દેશસેવક કેવા હોય?—લ્યુથર બુરબેન્ક

( લેખકઃ–વિદ્યાર્થી. સાહિત્ય–જાન્યુઆરી ૧૯૨૭ ના અંકમાંથી )

" જરાક નીચા નમીને પેલા આંબા ઉપરથી બે ચાર કેરીઓ તોડી લ્યોને." કોઈ તમને એમ કહે તો તમે શું ધારો? લ્યુથર બુરબેન્કના જીવનચરિત્રના લેખકને એવોજ પ્રસંગ આવ્યો હતો. માત્ર આંબાને બદલે 'ચેસ્ટનટ'ની વાત હતી. સાધારણ રીતે 'ચેસ્ટનટ' નાં ઝાડ થાય છે ઉંચાં, અને ઉંચે જોતાં ડોક રહી જાય, ત્યારેજ તેનાં ફળ મેળવી શકાય, અગર નીચે પડેલાં વીણી લઇ સંતોષ માનીએ ત્યારે. લ્યુથર બુરબેન્કે એવી એક જાત ઉગાડી છે, કે ઢીંચણભરના ઝાડ ઉપરજ ફળ બેસે અને ઝાડ એનાથી ઉંચાં વધેજ નહિ. ઝાડ નાનાં એટલે ફળ પણ નાનાં કે ઓછાં એવું નહિ. સારાં, મોટાં અને મીઠાં ફળ જથાબંધ એ ઝાડ ઉપર બેસે એવી ટેવ એ ઝાડને એણે પાડી છે. બીજા પ્રયોગથી 'ચેસ્ટનટ' ને રોપ્યા પછી છઠ્ઠેજ મહિને ફળ બેસવા માંડે, એવા પ્રકારનાં ઝાડ તૈયાર કર્યાં છે. ગોટલો વાવીને છઠ્ઠે મહિને આપણને કેરીઓ મળે તો? પણ આપણે બહુ ઉતાવળ કરીએ છીએ.

મી. બુરબેન્કના કાર્યની સમાપ્તિ આટલેથીજ નથી થતી. ઠળિયા વગરનાં 'પ્લમ' (જરદ આલુની જાતનાં ફળ), બશેર ત્રણશેર વજનની ડુંગળી, કાંટા વગરના ફાફડા થોર, કાંટા વગરનાં 'બેરી' નાં ઝાડ (ચણીબોરની જાતનાં ઝાંખરાંવાળાં ઝાડ), અઢાર ઇંચ વ્યાસનાં સૂર્યમુખી અને બાર ઇંચ વ્યાસનાં 'એમેરીલીસ' એ અનેક પ્રકારનાં ફળ અને ફુલમાં સુધારાવધારા કર્યા છે. કોઈ ઝાડને તેણે મોટાં કર્યાં છે, કોઇને નાનાં બનાવી દીધાં છે, કોઇનાં પાંદડાંનો રંગ ફેરવ્યો છે, તો બીજાનાં પાંદડાંનો આકાર ફેરવ્યો છે, કોઇના થડના કાંટા કાઢી નાખ્યા છે, તો કોઇનાં થડ ઈમારતી કામમાં આવે એવાં કર્યાં છે. રંગ વગરનાને રંગ અને ગંધ વગરનાંને સુગંધ આપી ફુલ પણ ફેરવ્યાં છે. મોટાં ઝુમખાદાર, સુગંધી, સારી આકૃતિનાં સુંદર રંગોવાળાં એમ અનેક તરેહનાં નવીન પુષ્પો આપ્યાં છે. ફળમાંથી ઠળિયા કાઢી નાખ્યા છે, ફીક્કાં ને મીઠાં કર્યાં છે, નાનાંને મોટાં કર્યાં છે, કઠણ છાલનાંને કુમળાં કર્યાં છે, મોસમમાં ફળનારને બારમાસી કર્યાં છે. જંગલીને શહેરવાસી કર્યાં છે. ટુંકામાં એણે ઝાડનાં મૂળને, થડને, પાનને, ફુલને અને ફળને હતાં તેથી સારાં અને વધુ ઉપયોગી બનાવવામાં જીંદગી ખર્ચી છે અને આશ્ચર્યમુગ્ધ કરે એવી સફળતા પણ મેળવી છે.

તમને એમ થશે કે આ બધાં ગપ્પાં છે, ઠંડા પહોરમાં બાળકોને કહેવાની વાતો છે, ઍરેબિયન નાઇટસના જમાના હવે તો વહી ગયા છે અને આવી જાદુઇ વાતો આ જમાનામાં કોઈ માનવા તૈયાર નથી. ખરેજ આ વાતો જાદુઇ છે અને બુરબેન્કને અમેરિકાના લોકો 'સાન્ટારોઝા' ના જાદુગરતરિકે ઓળખે છે. આપણે ત્યાં તો એનું નામ જાણનાર પણ કોઇક અને અમેરિકામાં એને ન ઓળખનારૂં કોઇક. 'કેલીફોર્નીઆ' માં એના જન્મદિવસે શાળાઓમાં રજા પાડે છે; એટલો એ લોકપ્રિય અને જાણીતો છે. એ દિવસે હજારો બાળકો એને મળવા જાય છે અને લાખો એને પત્ર લખે છે, એવો એનાપ્રત્યે બાળકોનો અને બાળકોપ્રત્યે એનો પ્રેમ છે. ઝાડપાન પછી બીજે નંબરે બુરબેન્કને બાળકો ગમે છે અને એમના 'ઉછેર' માટે એણે વિચાર કર્યો છે.

'માસાચુસેટ્સ' પરગણામાં એનો જન્મ થયો. એના પિતાનું એ તેરમું બાળક અને શરૂઆતથી એની તબિયત નાજુક–આ ત્રણથી ચોથી વાત એના અંગત જીવનસંબંધી એના ચરિત્રકારે નથી લખી. સાડાત્રણસો પાનાનું પુસ્તક એણે એના જીવનકાર્યની હકીકતથી ભર્યું છે. અમેરિકામાં જીવનચરિત્રો હમણાં હમણાં આ ઢબથી લખાય છે; પણ આ તો આ કથા થઇ. નાજુક તબિયતે એણે શાળામાં પૂરી કેળવણી લેવાનાં દ્વાર બંધ કર્યાં અને એજ નાજુક તબિયતે એને કારખાનામાં લીધેલી નોકરી છોડાવી. નાનપણથીજ એનો શોધક સ્વભાવ હતો, સ્ટીમથી ચાલતી હોડીનું એણે રમકડું બનાવેલું અને કારખાનામાં પણ એક બે યાંત્રિક શોધ કરેલી, પણ એના પ્રારબ્ધમાં ખુલ્લાં મેદાન અને ખેતરોમાં શોધખોળ કરવાનું લખેલું, એટલે નાજુક તબિયતે એને બાગ અને ખેતીના કામમાં પડવાની ફરજ પાડી. ચોખ્ખી હવા અને ઉજાશ તથા કસરત, એ બધું એ સિવાય એને મળવાનો સંભવ નહોતો.

એક દિવસ બગીચામાં કામ કરતાં એક બટાકાના છોડ ઉપર બેઠેલા જીંડવા ઉપર એની અચાનક નજર પડી. સામાન્યરીતે બટાકાના છોડને જીંડવાં નથીજ બેસતાં અને કોઇક વાર બેસે તો તેના ઉપર નજર પડતી નથી અને નજર પડે તો એ મૂળમાંજ નફો દેખી રહેલી વૃત્તિ જીંડવાંની કિંમત સમજતી નથી. બટાકા એટલે આંખોવાળા કટકા રોપીનેજ ઉગાડવાની વસ્તુ, એમ સૌ કોઇ જાણે; એટલે બીજી રીતનો વિચાર પણ ન કરે. બુરબેન્કે તો એ જીંડવું જીવપેઠે સંભાળ્યું. અને એનાં ત્રેવીસે ત્રેવીસ બીજ જૂદાં રોપી એનું કાળજીથી જતન કર્યું. એમાંથી બે છોડના મૂળમાં એવા મોટા અને સારી જાતના બટાકા બેઠા, કે બાકીનાને પડતા મૂકી એ બે છોડના બટાકાનું ઘરૂ કરી વધારે પ્રમાણમાં એજ જાત ઉગાડી. બજારમાં એનો પ્રચાર કર્યો. આજે એ જાત 'બુરબેન્ક બટાકા' ને નામે પ્રખ્યાત છે અને જથાબંધ પ્રમાણમાં એની ખેતી ત્યાં કરવામાં આવે છે. એવી ગણત્રી કરવામાં આવી છે કે આજસુધી ઉગાડેલા બટાકાના દર 'બુશલે' એક 'સેન્ટ' જો બુરબેન્કને આપવામાં આવે, તો એ કોટ્યાધિશોમાં પણ સર્વોપરી થાય અને તોયે સરકારે તો ૧૫૦ જ ડૉલર ઇનામ આપ્યું; પણ 'કેલીફોર્નીઆ' માં જઇ વસવામાટે બુરબેન્કને તે રકમ પૂરતી હતી. ત્યાં જમીન લઇ ફળફૂલના બાગ–બાનનો ધંધો શરૂ કર્યો. ૧૮૭૫ થી આજ સુધી એણે એટલું બધું કરી બતાવ્યું છે અને એટલું બધું કરી બતાવવા તૈયારી કરે છે, કે 'જાદુગર' કહેવાવાને એ તદ્દન લાયક ઠરે.

'ફળ' ની દિશામાં એના પ્રયાસ અનેક છે. સફળતાઓ પણ આશ્ચર્યચકિત કરે તેવી છે. 'પ્લમ' અને 'એપ્રીકોટ' નામનાં બે ફળનું મિશ્રણ કરીને બન્નેથી જૂદું છતાં બન્નેના સારા ગુણોવાળું 'પ્લમકોટ' નામનું તદ્દન નવું ફળ તેણે તૈયાર કર્યું છે. હમેશ કાળાંજ થતાં 'બ્લેકબેરી' એણે સફેદ દૂધજેવાં બનાવ્યાં છે. મગફળીની છાલજેવી પાતળી છાલનાં અખરોટ–અખરોટ સામાન્ય રીતે કેટલાં સખ્ત પડમાં ઢંકાયેલાં હોય છે તે સૌ જાણે છે અને ઠળિયા વગરનાં પ્લમ એની જાણીતી નવાઇઓ છે. કડવાં અને અખાદ્ય, કાંઇક અંશે ઝેરી–'નાઇટ શેડ' નાં ફળ મીઠાં અને સ્વાદુ બનાવ્યાં છે. બદામની ઉપર છાલ થાય છે. એ છાલ ખરી પડ્યા પછીની બદામ આપણે ત્યાં આવે છે. તેને ભાગીને આપણે મીજ કાઢી ખાઇએ છીએ. બદામ ઉપરની છાલ નકામી હોય છે, અને 'પીચ' (આડુ)નો ઠળિયો આપણે ફેંકી દઇએ છીએ. એણે એવું ફળ તૈયાર કર્યું છે, કે 'પીચ' નું ફળ અને ઠળિયો એજ બદામ, જેમ જરદાલુમાં હોય છે તેમ, એટલે મિશ્રણથી બદામના ઉપર ગલ ઉગાડ્યો કે, 'પીચ' ની અંદર બદામ લગાવી દીધી. ગમે તેમ કહો પણ એક ફળ એવું બનાવ્યું કે એનું કાંઇ નકામું ન જાય. જેનાં નામથી આપણને કાંઇ સમજણ ન પડે એવાં અનેકવિધ ફળ એણે બનાવ્યાં, સુધાર્યાં, વધાર્યાં અને આકર્ષક કર્યાં છે; પણ તેમના વિષે ગુજરાતીમાં લખવાથી કાંઇ ફાયદો હાંસલ થાય તેમ નથી; જાપાન, ઇંગ્લેંડ, અમેરિકા કે આફ્રિકા જ્યાંથી મળે ત્યાંથી ફળ, ઝાડ કે બીજ મંગાવવાં, એના ઉપર પ્રયોગ કરવા અને કદમાં, મીઠાશમાં, જથ્થામાં પોતાને સંપૂર્ણ ખાત્રી ન થાય ત્યાંસુધી એને સુધારવાના પ્રયાસ છોડી ન દેવા, એ મી. બુરબેન્કનો કાર્યક્રમ અને પરિણામે લોકો આંગળાં કરડે એવી નવાઇ.

'ફુલ' નું પણ તેમજ. જેને સ્વપ્નેએ રંગ હશે એમ ન લાગે તેને રંગીન કરવાં. જેવો રંગ જે જાતમાં હોયજ નહિ એમ લોક માને તેવો રંગ તે જાતને અર્પવો. ગંધ ન હોય તેને સુગંધી બનાવવાં એ બધું એને મન રમત. ખસખસનાં ફુલ ભુરાં થતાં નથી. બુરબેન્કે તે ઉગાડી બતાવ્યાં. 'કાલા' ને ગંધ હોતો નથી. એમાંની સુગંધી જાત બુરબેન્કે માળી લોકોને અને તેદ્વારા શોખીનોને અર્પણ કરી. 'લીલી' ની તો એણે અનેક જાત ઉગાડી છે. "દુનિયાભરમાં" આજસુધી ઉગી નહિ હોય એટલી જાતની 'લીલી' મારા બગીચામાં ઉગે છે, એવું એ અભિમાન લઇ શકે છે અને "હજુ તો લાખો જાતો અણઉગાડી શોધવાની પડી છે" એમ કહે છે, ત્યારે આશ્ચર્ય થાય છે. ગુલાબ ઉપર કયા બાગવાને અખતરો નહિ કર્યો હોય! બુરબેન્ક પણ કાંઇ અપવાદ નથી. અનેક જાતનાં નવાં ગુલાબ એણે ઉગાડ્યાં છે. કેટલાંક એના રંગમાટે તો બીજાં એની ખુશબોમાટે, કોઈક તેના કદમાટે તો કોઇક મોટા જથામાં ઉગવામાટે પ્રખ્યાત છે. જંગલી ફુલને તેણે સુધારી વધારીને બગીચામાં અને શોખીન લોકના બટન હોલમાં સ્થાન અપાવ્યું છે. "શાસ્તા ડેઈઝી" નામનાં મોટાં, ઘણાં જથ્થામાં ઉગતાં, સફેદ ચાંદની જેવાં ફુલની જાત નવી ઉગાડીને બગી-

ચામાં શોભા કરનારાઓ ઉપર મોટો ઉપકાર કર્યો છે. ફુલનું કદ વધારવું એ પણ એનું એક કાર્ય છે. અઢાર ઈંચ વ્યાસનાં સુરજમુખી અને બાર ઇંચ વ્યાસનાં "આમાકીલીસ"નાં ફુલ એણે આપેલી નવાઇ છે. જ્યાં એક ડાંખળે એક બે ફુલ બેસતાં, ત્યાં જથ્થાબંધ ઝુમખાં બેસતાં કર્યાં છે. સીંગલ પાંદડીનાં ફળને ભરાવદાર ગોટા જેવાં બનાવ્યાં. એમ રૂપ, રંગ, ગંધ, કદ અને જથ્થો બધામાં એણે સુધારો કર્યો છે.

શાકભાજીની દિશામાં પણ એણે ઘણું કર્યું છે. શિયાળામાં 'રૂબાર્બ' ઉગતું નથી. તેને શિયાળામાં ઉગતું કર્યું છે; એટલુંજ નહિ પણ બારેમાસ ઉગતું કર્યું છે અને તે પણ મોટી સ્વાદિષ્ટ જાતનું. 'રૂબાર્બ' વટાણાના એક વેપારીની ખાહેશથી સરખા દાણાના આખા ખેતરમાં એકી વખતે પાકી જાય તેવા અને દરેક છોડે ઘણો ફાલ આવે એવી જાતના વટાણા તૈયાર કરી આપ્યાનો દાખલો જાણીતો છે. બટાકાની વાત આપણે ઉપર વાંચી ગયા; પણ બટાકાના છોડ ઉપર ટમેટાંની કલમ કરી એકજ છોડના મૂળમાં બટાકા અને છોડ ઉપર ટમેટાં એમ બેવડો પાક લીધો. ગમ્મત અથવા પ્રયોગને ખાતર એજ વખતે એણે ટમેટાના છોડ ઉપર બટાકાની કલમ કરી. ન તો ટમેટાનાં મૂળમાં બટાકા બેસે ન બટાકાના છોડ ઉપર ટમેટાં થાય; એટલે કુદરતે ત્રીજોજ માર્ગ લીધો; અને બટાકાના છોડની શાખામાંથી વડવાઈ જેવાં મૂળ ફુટી તેના ઉપર બટાકા લટક્યા. ધંધાની અગર શાકની દૃષ્ટિએ બુરબેન્કને આ અખતરો નકામો લાગ્યો; પણ શ્રાવક ભાઇઓ આ અખતરાના ઉપાયથી ધર્મના બાધસિવાય બટાકાનો સ્વાદ ન લઇ શકે ? બગીચામાંજ ઉછેરાતાં સુંદર ફુલવાળાં કેટલીક જાતનાં ઝાડનાં મૂળને નીચે કાંદા થાય છે. ( ડુંગળી જેવા ) એ કાંદા કડવા અને બેસ્વાદ હોઇ અખાદ્ય હોય છે. મી. બુરબેન્કે એને ખાદ્ય બનાવી બગીચાને શાકભાજી આપતો બનાવ્યો. આપણે હમેશ જોઇએ છીએ તેવી ડુંગળીની ગંધ એણે દૂર કરી; એટલુંજ નહિ પણ એનું કદ વધારી બશેર ત્રણશેરની બનાવી અને એટલુંય જાણે ઓછું હોય તેમ એના ઉપર સુંદર ભુરા રંગનાં ફુલ આપી બગીચાને પણ શોભાવે એવી બનાવી. 'કામાસીઆ' નામનાં સુંદર ફુલ પણ બેસ્વાદ મૂળના છોડનાં મૂળ સુધારી, બટાકાની હરીફાઇ કરે તેવાં બનાવ્યાં. આમ એણે સૌંદર્ય અને ઉપયોગ બન્ને તરફ નજર રાખી સુવર્ણ અને સુગંધ એકઠાં કર્યાં. મોટી શીંગો, મીઠી શીંગો અને અનેક જાતનાં ખાદ્ય ફળફુલ કંદ (શાકભાજીનાં) એણે ઉગાડ્યાં. 'કોલી ફ્લાવર' 'કોબેજ' ટમેટાં, વટાણા, પાપડી ઇ૦ અનેક જાતની ચીજોમાં ફેરફાર કરી મોટા મીઠા બારમાસી શાકભાજીના પદાર્થ ઉગાડ્યા.

ઘાસ, પાલા અને શોભાનાં ઝાડ ઉપર પણ એણે પોતાનું વર્ચસ્વ જમાવ્યું છે. 'લૉન' ઉપર ઘીચ ઉગે, ઝાઝુ કાપવું ન પડે, ઉનાળે ઝાઝું પાણી ન માગે, ચોમાસે કહોવાઇ ન જાય, એવી જાતનાં ઘાસની જાત તૈયાર કરી છે. પાંદડાંના ઉપર પણ પ્રયોગ કરી રંગબેરંગી, વિચિત્ર આકારનાં, વળવાળાં, ફણગાવાળાં, કાંટા જેવી ધારોવાળાં ઇ૦ જાતજાતના આકર્ષક આકારોનાં પાંદડાં બનાવી બગીચાની ધારે ઉગાડવાના રોપમાં શોભા અર્પી છે. રંગબેરંગી ( ઇંદ્રધનુષ્યરંગી ) પાંદડાંનાં અનાજ ઉગાડ્યાં છે, જેનાં પાંદડાં શોભા આપે, સાંઠા ઢોર ખાય અને કણસલાં માણસને ઉપયોગી થઇ પડે. બગીચાના રસ્તાની વાડોમાટે મેંદીની પેઠે લીલાંછમ પાંદડાંથી ભરચક અને કાતરથી કપાય એવા છતાં સુંદર ફુલ કે સ્વાદુ ફળવાળા જાતજાતના છોડ તૈયાર કરી બગીચાની શોભા અને આવકમાં વૃદ્ધિ કરી છે. થોરીમાંથી, ફાફડ થોરમાંથી કાંટા કાઢી નાખી મનુષ્ય અને ઢોર ઉપર એણે જે ઉપકાર કર્યો છે, તે માટે તો જૂદો લેખ લખાવો જોઇએ. દુકાળનાં વર્ષોમાં આપણે જોયું છે કે, કાંટા ન હોય તો થોરી ઢોરને પૌષ્ટિક ખોરાક પૂરો પાડે છે. કાંટા બાળીને અથવા ચપ્પુથી દૂર કરીને ઢોરને ખવડાવ્યાના અનેક પ્રયોગ થઇ પણ ગયા છે. થોરી એવા પ્રકારનું વૃક્ષ (છોડ!) છે, કે જેને પાણી ન પાઓ તોય મરુભૂમિમાં પણ ભરઉનાળે લીલું રહે. બીજી કોઇ જાતનું ઘાસ ન હોય ત્યારે આવો લીલો પૌષ્ટિક ખોરાક કેવળ કાંટાને લીધે આપણે જતો કરવો પડે એ ખરેજ ખેદજનક છે. આ કાંટા મી. બુરબેન્કે કાઢી નાખી આપણી હથેળી જેવી લીસી અને સાફ પાંદડીની થોરી બનાવી છે. આટલેથી તે અટક્યો હોત–એણે બીજું કાંઇ ન કર્યું હોત–તોએ એણે ઘણું કર્યું કહેવાત; પણ એટલેથી અટકે તો એ 'સાન્ટાઓઝા'નો 'જાદુગર' શાનો ? એણે થોરી ઉપરનાં ફળને ખાદ્ય બનાવવાનું જારી રાખ્યું છે. એનાં ફળ ઉપર પણ કાંટા હોય છે.

આજ તે પણ દૂર થઇ ગયા હશે. એ કાંટા ન હોય તો કંઇક અંશે એ ખાદ્ય અને સ્વાદિષ્ટ પણ હોય છે. આપણે ત્યાં ગરીબ લોકને એ સ્વાદથી ખાતાં જોઇએ પણ છીએ; પરંતુ ખરા સ્વાદથી ધનવાનો પણ સફરજન-નારંગી જોડે પોતાના ભાણામાં એને બેસાડે એવાં બનાવવા મી. બુરબેન્કનો પ્રયત્ન છે અને એ ફળ બેસે છે કેટલાં ? એકેક ફાકડે સો સો. એક એકરમાં સો ટનથી વધુ અને સુંદર દેખાવ ન આપે તો બુરબેન્કનો હાથ કેમ ઓળખાય? અત્યારસુધીમાં (૧૯૦૭ સુધીમાં ) ધોળાં, પીળાં, જાંબુડીઆં એમ અનેક રંગનાં અને કંઈક સ્વાદવાળાં ફળની જાત તૈયાર થઇ છે. કેવળ ફળની દૃષ્ટિથી પણ કાંટાવગરના થોરીનાં ઝાડ દરેક બગીચામાં રોપાવાં જોઇએ.

ઝાડના થડને પણ એણે વશ કર્યું છે. ધાર્યું મજબૂત લાકડું બનાવવું. તેને જલદી ઉગાડવું, એને ઇમારતી કામમાં આવે એવું કરવું, નાનું કરવું, મોટું કરવું, એ સૌ એના હુકમ પ્રમાણેજ જાણે બને છે. 'ઓક' ઇ૦ પોણોસો-સો વર્ષે તૈયાર થતાં ઝાડનો ઇમારતી લાકડાતરીકેના વાપરમાં ઘણો નાશ થઇ ગયો છે અને અત્યારે એવી ઝડપે દુનિયા ચાલે છે કે, ઈમારતી લાકડામાટે પચાસ-પોણોસો વર્ષ વાટ જોવી તેને પાલવતી નથી. મી. બુરબેન્કે નવ વર્ષમાં તૈયાર થઇ જાય અને ઈમારતી કામમાં આવે એવું પાકટ અને કદમાં મોટું થાય એવું ઝાડ બનાવ્યું છે-બનાવ્યું એજ શબ્દ એને માટે જુગતો છે. ઈમારતી કામમાં આવે એટલુંજ નહિ પણ પુષ્કળ જથામાં એને ખવાય એવાં ફળ બેસે છે. અખરોટનુંજ એ ઝાડ. 'રોયલ વૉલનટ' નું ઝાડ મોટું થાય છે, જલદી થાય છે, ફળ સારાં અને મોટા પ્રમાણમાં આપે છે અને 'ઓક' જેવું લાકડું આપે છે. 'બેરી 'નાં ઝાંખરાં દૂર કર્યાની અને ચેસ્ટનટનાં ઝાડ નીચાં કર્યાની વાત આપણે વાંચી ગયા.

અનાજ ઉપર એનો હાથ ન ફર્યો હોય એમ તે કાંઇ બને ? અમેરિકા મકાઇ ઠીક પ્રમાણમાં ઉગાડે છે. એક સાંઠે પંદર પંદર ડોડા બેસે એવી જાત તેણે બનાવી છે. મીઠાશ વધારે હોય, ડોડા દીઠ દાણા વધારે હોય એવી જાત, દાણામાં 'સ્ટાર્ચ' વધારે હોય એવી જાત, પીળા, લાલ કે સફેદ દાણા બેસે એવી જાત એમ અનેક જાત તેણે ઉગાડી છે. ઘઉંની જાત પણ નવીન બનાવી છે. કણસલા દીઠ દાણા વધારે ઉતરે, રોગની સામે ટક્કર ઝીલે અને બધી જાતનાં હવાપાણીને અનુકૂળ હોય, એવી જાત બનાવી છે. "રાઈ" ના દાણા પણ બેવડા મોટા થાય એવું કર્યું છે. જંગલી ધાન્ય સુધારીને નવી જાતનું ધાન્ય બનાવવાનું હાથપર લીધું છે. બગીચામાં આંતરે આંતરે શોભાના છોડતરીકે અનાજના ક્યારા કરવા એની ભલામણ છે. આથી પ્રયોગ, શોભા અને ખોરાક ત્રણેની અનુકૂળતા થાય છે.

એ જે જે વસ્તુ હાથમાં ઝાલે છે, તેમાં તેની સર્વગામી દૃષ્ટિ હોય છે. એ જાણે છે કે,એકજ વસ્તુ અનેક કારણે કિંમતી ગણાતી હોય છે. કોઇકને કદ મોટું હોય તે પસંદ, તો બીજાને મીઠાશ પસંદ, ત્રીજાને ફાલ મોટો બેસે તે ઉપર લક્ષ્ય ને ચોથાને એના સ્વરૂપનો મોહ. બુરબેન્ક જ્યારે પ્રયોગ કરે છે, ત્યારે આ કારણે બે ચાર જાતો નીપજાવે છે અને બને ત્યાંસુધી બને તેટલા બધાએ સારા ગુણ એકમાંજ એકત્રિત કરી શકાય તેવી તજવીજ કરે છે. આજ કારણે ફૂલ શોભાનાં અને છોડ ખાદ્ય મૂળવાળા બને, થડ ઇમારતી લાકડું આપે અને ફળ બજારમાં પૈસા અપાવે એવાં ઝાડ ઇ૦ તરફ એનું લક્ષ વધારે હોય છે.

પણ આ બધું અને આટલું બધું એ કરે છે શી રીતે ? એના હાથમાં કોઈ જાદુઇ વિંટી કે લાકડી આવી ગઈ છે, કે જેથી ફળ, ફૂલ. ઝાડ એના હુકમમાં રહી તેનું કહ્યું કરે ? કે એ કાંઈ રસાયણી પ્રયોગો અજમાવે છે ? કે એ કરે છે શું ? એણે શું કર્યું છે, તે જાણવા કરતાં શી રીતે કર્યું છે તે જાણવું આપણને વધારે ઉપયોગી થઇ પડશે. એણે જીવનભરમાં કશું ખાનગી નથી રાખ્યું. જે કાંઇ એણે કર્યું છે, કરે છે કે કરવા ધારે છે, તે સઘળું બધાની આગળ જરાએ સંકોચવગર રજુ કરી દે છે. પૂરી માહિતીની જેને ઇચ્છા હોય તે એનાં પુસ્તકો વાંચી શકે છે; પણ આ લેખમાટે તો બેજ શબ્દોમાં એની કીમીઆગરી જણાવી શકાય; તિર્યકજનન (ક્રૉસ બ્રીડીંગ) અને વીણામણ (લાઇન બ્રીડીંગ). એ જૂદી જૂદી જાતનાં પુષ્પોના પુંકેસર અને સ્ત્રીકેસરના સંયોગથી ત્રીજી જાત ઉત્પન્ન કરવાની કળાને તિર્યકજનન કહે છે અને એકજ જાતમાંથી સારું બીઆઉ વીણી તેમાંથી છોડ ઉગાડી, તે પૈકીનાં સારાં બીજ સંગ્રહી, વળી ફરીથી તેમાંથીજ પાક લેવો, એમ બે પાંચ સાત પેઢીસુધી વીણી વીણીને બીજ સંઘરવું એ વીણામણ( લાઇન બ્રીડીંગ ).

મા બન્ને વાત સાદી અને સૌને જાણીતી છે. 'ક્રૉસ બ્રીડીંગ' તો કુદરત રોજ પવન, માખી અને પતંગીઆ મારફત કરે છે અને 'ડાર્વિન'ને માટે તો એજ રીતે નવી નવી જાતો–શું ઝાડ-ાનની કે પશુ ઇ૦ ની–પ્રથમ પેદા થયેલી. 'લાઇન બ્રીડીંગ' પણ જૂની કરામત છે; પણ બન્નેનો સુયોગ સાધવો અને તેની પાછળ અથાગ પરિશ્રમ, સતત ખંત અને અખૂટ ધીરજ એ જોઇતા પ્રમાણમાં રાખવાં એ 'બુરબેન્ક'ની સફળતાની કુંચી આજસુધીમાં આ રીતે સેંકડો નહિ, હજારો નહિ, પણ કરોડો પ્રયોગો 'બુરબેન્કે' કરીને અનેકવિધ ઝાડપાન, ફળ, ફૂલ આપ્યાં છે, આપ્યે જાય છે અને આપવા ધારે છે. બીજા જેટલેથી સંતોષ પામે, અહો હો! એમ ધરાઈ જાય, તેનાથી વધારે કરી બતાવવાની એની વૃત્તિ છે. પોતાનું ધાર્યું પરિણામ ન આણી શકાય. પોતાનું મન પરિપૂર્ણપણે સંતોષ ન પામે, ત્યાંસુધી બીજાને મન અમૂલ્ય એવા છોડ પણ તે બજારમાં વેચવા કાઢે નહિ, એવી તેની ખાસિયત છે. નાની જગ્યા–એની પાસે બધું થઇ માત્ર બાવીસ એકર જગ્યા છે–અને લાખો છોડ પ્રયોગમાટે ઉછેરવાના એટલે થોડા ઉપયોગી છોડ કે ધરૂ વીણી કાઢી બાકીના એ બાળી મૂકે છે. બજારભાવે એની એવી એક એક હોળીના કિંમત દશ-હજાર ડૉલર થાય છે. આપણે ત્યાં અને અમેરિકામાં એ બીજા પ્રયોગ કરનારાઓને એમ કરવાની જરૂર ન પડે અને થોડીક મહેનત અને ઝાઝા ખંતે સારાં પરિણામ આવી શકે; પણ બુરબેન્કને તો પોતાનું ધાર્યુંજ કરવાની અને તે ન થાય ત્યાંસુધી પૂરી ધીરજથી પ્રયોગ કર્યા કરવાની ટેવ છે. દરેક વર્ષે લાખો બીજનાં ધરૂ કરે, તેમાંથી પરાણે પાંચ–પચીસ છોડ પસંદ કરે અને તેનાં જતન કરી મોટાં થાય, ત્યારે તેનાં બીજ ઉતારી તેનાં ફરી લક્ષાવધિ ધરૂ ઉછેરે. એમ પાંચસાત પેઢીસુધી મહેનત કરે, ત્યારે એકાદ છોડ એને મનપસંદ પરિણામ આપે. ઉપર જણાવી ગયેલા બટાટા પાછળ એને છ પેઢીના પ્રયોગ કરવા પડેલા, કેટલાકને માટે તો એને પચીસ પચીસ વર્ષનાં વહાણાં વાતાંસુધી ધીરજ રાખવી પડેલી. બટાકાની પેઠે સહેજમાં તો કોઈકજ વાર એ ફાવે છે, બાકી એને ખંત–ધીરજ બહુ રાખવી પડે છે.

મોટાં ફળ–ઝાડ જેમને દરેકને બીજમાંથી ઉગી ફળ આવે, ત્યાંસુધી ઓછામાં ઓછાં દશ-બાર વર્ષ જોઇએ. તેના પ્રયોગો પાંચસાત પેઢીસુધી કરવામાટે મનુષ્યની જીંદગી પૂરતી નથી અને બુરબેન્કને નામે તો એવાં અનેક નવીન ફળઝાડ ચઢી ચૂક્યાં છે; પરંતુ તેથી આશ્ચર્ય પામવાનું કારણ નથી. અનેક પ્રયોગને અંતે એણે સિદ્ધ કર્યું છે કે, બીજમાંથી જરાક મોટું ઝાડ થાય એટલે એજ જાતના મોટા વૃક્ષ ઉપર તેની કલમ ચઢાવી દેવાથી એ વર્ષમાં ફળ બેસે છે અને તેથી લગભગ ત્રણ પેઢીના અખતરા એકજ પેઢી જેટલા વખતમાં થઈ શકે છે. જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં અખતરામાટેનો સમય બને તેટલો ટુંકો કરવાની એની એક ખાસિયત છે. સતત પ્રયત્નથી એની આંખ, એની ઘ્રાણેંદ્રિય એવાં ટેવાઇ ગયાં છે કે હજારો નમૂનામાંથી એને જોઇતા ચાર-પાંચ નમુના એ પાંચદશ મીનીટમાં જૂદા પાડી શકે. હજારો ફૂલમાંથી સહેજ જૂદી પડતી ગંધવાળું કે સહેજ જૂદા પડતા રંગની છાંયવાળું ફૂલ તેને એકદમ જડી આવે. આમ પણ એ સમયનો બચાવ કરી શકે છે. ધરૂના ઉછેરમાં, એને ખાતરપાણી આપવામાં અને હવા તથા ગરમી આપવામાં જાતે ઝીણવટથી તકેદારી રાખે છે. બીજ પણ પોતાની નજર આગળ સંગ્રહે છે. આમ પ્રયોગ નિષ્ફળ ન જાય, જલદી થાય, એ માટે બધી ઝીણી વિગતો ઉપર એ જાતે ધ્યાન આપે છે.

દરેક ઝાડ કે છોડમાં સૌથી પહેલી વાત એ નિરોગીતાની જુએ છે. જરાય રોગી, નમાલું કે તાકાતવગરનું ધરૂ એ તરતજ ઉપાડી નાખે. ગમે તેવું સુંદર ફુલ કે સ્વાદિષ્ટ ફળ થવા સંભવ હોય, પણ જો ઝાડ કે છોડ રોગ સામે ટક્કર ઝીલે તેમ ન હોય તો એ આખો અખતરો ફરીથી કરે. જો જંતુ તેનો નાશ કરી શકે, જો ભેજ કે ઉષ્માથી તેને હરકત આવે, તો ગમે તેટલા જથાબંધ કે ગમે તેવાં સુંદર ને સ્વાદિષ્ટ ફુલ કે ફળ આપનાર ઝાડને તે પોતાના બગીચામાંથી દેશપાર કરતાં અચકાય નહિ. બુરબેન્ક પોતાને ત્યાં કોઇ પણ જાતની જંતુનાશક દવા કે પદાર્થ વાપરતા નથી. એને દરેક રોગ સામે ટક્કર ઝીલી શકશે એવી ખાત્રી થયા પછીજ એ ઝાડ બજારમાં મૂકે છે.

આપણે બુરબેન્કના ચરિત્રમાંથી શું શીખીએ? આપણે ત્યાં હવાપાણીની અનુકૂળતા છે, સૂર્યનારાયણની આપણા ઉપર મહેર છે, અનેકવિધ વનસ્પતિ આપણે ત્યાં ઉગે છે, ઉગી શકે છે. આપણે વધારે સારાં ફળ નથી જોઇતાં, વધારે મીઠાશ આપણાથી નથી જીરવાય એવી, આપણને

વધારે પેદાશ નથી ગમતી, એવું તો કોઇજ નહિ કહે. આપણને ઠળિયાવગરનાં જાંબુ કે ગોટલાવગરની કેરી નથી ભાવતી એમ નથી. પીચના ઠળિયામાંથી બદામ નીકળે એ સૌને ગમે. બટાકાના છોડ ઉપર ટમેટાં ઉગે એ શાકભાજીના બગીચાવાળાને ગમે. બોરસલીને ચીકુનાં ફળ બેસે (બન્ને એકજ જાત હોવાથી આ ખ્યાલ હવાઇ નથી) તો સુગંધી પુષ્પ અને સ્વાદુ ફળનો સુયોગ થાય. બોરના કાંટા અને ઠળિયા બન્ને કાઢી નાખવા જેવી વસ્તુ છે. કાંટાવગરના થોર દાખલ કરવા જેવી વનસ્પતિ ગણાય. આમાં કશું અશક્ય નથી. કાંટાવગરનાં ગુલાબ આપણે ત્યાં ઉછરતાં જોયાં છે. રાયણ ઉપર ચીકુની કલમ હાલ થઇ છે. તે કીમીઓ હવે સૌ જાણી શકે તેટલો સહેલો થયો છે. રણોલી બોરની કલમે સદ્દર થયું, તે સૌ જાણે છે. આજે ગુજરાતમાં ફળઝાડનો શોખ વધ્યો છે, પણ આવડત વધી નથી. થોડા ધનવાનોના બગીચા વગરબીજેથી પોષાણના અભાવે ફળની ખેતીની પીછેહઠ થશે અને વળતાં પાણી સારૂં હશે તેયે ઘસડી જશે. આવે વખતે સારા અનુભવી અખતરા કરનારાઓ, આપણાં ખેતીવાડી ખાતાંઓ, આપણા ખેતીવાડીના ગ્રેજ્યુએટો, આપણા અનુભવી ખેડુતો અને આપણા શોખીન ધનિકો થોડા થોડા પ્રયોગો કરે, થોડાંક પણ સારૂં વળતર આપે એવાં ફળાઉ ઝાડો ગુજરાતને આપે, તો આપણા ખેતીપ્રધાન દેશમાં લક્ષાવધિ નાણું પેદા કરવાની અને બચાવવાની તક ગુજરાતને મળે. અરે, નવા પ્રયોગો ન કરવા હોય તો જે પ્રયોગો સફળ થયા છે, તેજ દાખલ કરે અને વિસ્તારે તોયે ઘણું છે. માત્ર એ દિશામાં કોઇ પહેલ કરે તેની ખોટ છે. આપણા ખેડુતો ઉદ્યોગી અને મહેનતુ તો છેજ. અજ્ઞાન હશે, જરા નવી ઘરેડમાં પડતાં વાર લગાડે એવા જૂના મતના પણ હશે; પરંતુ પડોશમાં નવી જાતના પ્રયોગ થતાં જુએ અને પોતાનીજ જેવી જમીનમાં પોતાને મળે તે કરતાં વધારે નફો થતો જુએ તો એ નવા પ્રયોગનો લાભ ન ઉઠાવે એવા મૂર્ખ નથી અને અહીંજ સરકાર અને ધનવાનોનું કાર્યક્ષેત્ર છે.

બુરબેન્કને હજુ ઘણું કરવાની ઉમેદ છે. હજુસુધી જે કર્યું છે, તે કરવા ધાર્યું છે તેના હિસાબે કાંઇજ નથી; અને જે કરી શકાય તેવું છે તેનું ક્ષેત્ર ઘણું વિશાળ છે, એમ એ આજે એની ૭૮ વર્ષની ઉંમરે કહે છે. "હજુ તો મેં મારૂં કાર્ય માત્ર આરંભ્યું છે. ઝાડને માણસના ઉપયોગમાં લાવવાના કામની હજુ શરૂઆત છે. ભવિષ્યમાં હું ઝાડ અને છોડ ઉપર વધારે ફળ બેસે એમ કરવા ઇચ્છું છું, પણ એના કરતાં તેમને અધિક મિષ્ટ, અધિક સારવાન અને ખુશનુમા બનાવવા ઇચ્છું છું. એમાં એવા ગુણો ઉતારવા ઇચ્છું છું, કે જેથી તે બહુ દિવસસુધી સુરક્ષિત રહી શકે, સડે નહિ, એક જગ્યાએથી બીજી જગ્યાએ મોકલતાં ખરાબ ન થાય અને એમાંનો પ્રત્યેક ઝેરી કે હાનિકારક અંશ દૂર થઇ જાય. ભાગ્યે એવો કોઇ દિવસ વીતતો હશે, કે જ્યારે કાંઇ ને કાંઇ નવી વાત હું ન શીખતો હોઉં. કામ કરનારે છોડને ઓળખવા એ અત્યંત આવશ્યક વાત છે. આવતા પાંચ વર્ષમાં આજસુધી નથી કર્યું એટલું કામ કરવા ધારૂં છું."

બુરબેન્ક કેવળ બગીચાવાળો નથી. એને હૈયે દેશદાઝ છે. એણે પ્રયોગો કરીને ઝાડપાન ઉછેરવા ઉપરાંત મનુષ્યની (એ "માનવ–છોડ" કહે છે) ઉછેર ઉપર પણ વિચાર કર્યો છે. એના મત પ્રમાણે જન્મ અને વૃદ્ધિ વનસ્પતિ–પશુ–મનુષ્ય ત્રણેમાં એકજ રીતે થાય છે. નરમાદાનો સંયોગ એ ત્રણેમાં ઉત્પાદનકારણ છે. હવાપાણી અને બરદાસ્તથી ત્રણે વૃદ્ધિ પામે છે. બીજગત ગુણ–અવગુણ પેઢીઉતાર ત્રણેમાં ઉતરે છે. 'ક્રૉસ બ્રીડીંગ' અને 'લાઇન બ્રીડીંગ' પશુમાં આપણે અજમાવીએ છીએ, વનસ્પતિમાં અજમાવીએ છીએ, મનુષ્યમાં અજમાવી શકીએ–અજમાવી જોવાં જોઇએ. વનસ્પતિ અગર પશુની પેઠે મનુષ્યોની પ્રયોગશાળા તો નજ થાય, પણ લગ્ન વખતે યોગ્ય કાળજી રાખવામાં આવે તો પ્રજા જરૂર સુધરે. કોની સાથે લગ્ન કરવાં એના કરતાં કોની સાથે ન કરવાં, એ વાત ઉપર વધારે કાળજી રાખી શકાય; અને બીજી વાત રહી ઉછેરની. એમાં જરૂર આપણે વધારે ધ્યાન આપવું ઘટે. જેટલાં જતન ઝાડ કે પશુનાં કરીએ, જેટલી કાળજી આપણા માનીતા ગુલાબ કે મોગરાના ખાતર પાણીની રાખીએ, તેટલી અને તેથી અનેકગણી વધુ કાળજી આપણા ભવિષ્યના પ્રજાજનની ન રાખીએ, એ મૂર્ખાઇ નહિ તો બીજું શું? પેઢીઉતાર ગુણ સચવાય, દુર્ગુણ નાશ પામે, પ્રજા સશક્ત અને સુંદર બને, એ બધા તરફ નજર રાખવી ઘટે અને વનસ્પતિ અને પશુઉછેર શાસ્ત્રમાંથી શોધેલાં સત્વો શક્ય હોય

યાં માનવજાતિ સુધારવાને અર્થે ઉપયોગમાં લેવાં જોઇએ. છોડ પછી બીજે નંબરે બાળકો બુર-ેન્કની પ્રીતિનાં પાત્ર છે. માનવછોડની માવજત એ એનો પ્રિય વિષય છે. બાળકો આપણી નેહભરી ચિંતાનાં અધિકારી છે-કોઇ પણ જાતનાં ફળ કે ફુલના છોડ કરતાંય એમનો હક્ક માપણા ઉપર અધિક છે, એ બુરબેન્ક માને છે; અને બાળકો ઉપર એનો સ્નેહ અને પક્ષપાત મજબૂત છે. અમેરિકાની પ્રજા કેમ સુધરે, એના લોહીમાં ઈટાલી, ઇગ્લંડ કે જર્મનીથી આવના ાકોનો અંશ કેટલે અંશે મળવા દેવો ઇ૦ પણ એના વિચારના વિષયો છે; પણ આ લેખમાટે મે બધું અપ્રસ્તુત છે.

## હરિનામરૂપી રસાયણ સાથે પાળવાનું પથ્ય

( સંત હરિદાસકૃત )

( એસા ધ્યાન શિવ હરીહર કા ધરકર આસન વાઘંબર કા,–એ રાગ. )

હરિનું નામ રસાયણ સેવે પણ જો પથ્ય પળાય નહીં,
નામ રટણનું ફળ નવ પામે ને ભવરોગ ટળાય નહીં. ૧
પહેલું પથ્ય અસત્ય ન વદવું નિંદા પરની થાય નહીં,
નિજવખાણ કરવાં નહીં સુણવાં વ્યસન કશુંએ કરાય નહીં. ૨
હરિજનને દુભાય ન જરીએ હરિજન નિંદા થાય નહીં,
ખળ આગળ હરિનામ તણા ગુણ ભૂલે પણ વરણાય નહીં. ૩
હરિહર માંહે ભેદ ગણીને વિતર્ક વાદ વદાય નહીં,
વેદશાસ્ત્ર આચાર્યવરોનાં વચનો ઓલંઘાય નહીં. ૪
નામતણા અતુલિત મહિમાને વ્યર્થ વખાણ ગણાય નહીં,
છે હરિનામ હવે ડર શો એમ જાણી પાપ કરાય નહીં. ૫
છે હરિનામ હવે ડર શો એમ નિજ કર્તવ્ય તજાય નહીં,
નિજ વર્ણાશ્રમ ધર્મ સાચવી દુર્જન સંગ સજાય નહીં. ૬
પરનારી માતા સમ લેખી કદી કુદૃષ્ટિ કરાય નહીં,
ત્યમ,પરધન પાષાણ ગણીને નિજ અભિલાષ ધરાય નહીં. ૭
જીવ સઘળા હરિના જાણીને કોઇને કષ્ટ અપાય નહીં,
મન વાણી કાયાથી કાઇનું કિંચિત કુડું થાય નહીં. ૮
હું હરિનો હરિ છે મમ રક્ષક એહ ભરૂંસો જાય નહીં,
જે હરિ કરશે તે મમ હિતનું એ નિશ્ચય બદલાય નહીં. ૯
ઇતર નામ સરખું સાધારણ હરિનું નામ ગણાય નહીં,
લૌકિક ધર્મની સાથે નામને કદીએ સરખાવાય નહીં. ૧૦
કર્યું કરૂં છું ભજન આટલું જ્યાં ત્યાં વાત કરાય નહીં,
હું મોટો મુજને સૌ પૂજે એ અભિમાન ધરાય નહીં. ૧૧
આ સૌ પથ્ય હૃદયમાં રાખી કદીએ પણ ભુલાય નહીં,
નામ રસાયણ સુખથી સેવે તો તે એળે જાય નહીં. ૧૨
સ્વલ્પ કાળમાં સિદ્ધિ મેળવે ત્યાં સંદેહ જરાય નહીં,
શ્રી હરિદાસ તણા સ્વામીને મળતાં વાર જરાય નહીં. ૧૩

# ધર્મવીર હકીકતરાય

( 'જન્મભૂમિ' તા. ૧૧-૧-૨૭ ના અંકમાંથી )

ધર્મવીર બાળક હકીકતરાયજીનો જન્મ ફર્રૂખશિયર બાદશાહના શાસનકાળમાં સંવત ૧૮૨૦ માં પંજાબના પ્રસિદ્ધ નગર સિયાલકોટમાં થયો હતો. એના પિતાનું નામ વાઘમલ અને માતાનું નામ ગોરાં હતું. એ ક્ષાત્રય જાતિનો પુરુષ હતો. વાઘમલજી સિયાલકોટના હાકેમના દરબારમાં એક ઉચ્ચ પદપર નોકર હતા. ઉચ્ચ પદ અને ઉત્તમ જ્ઞાતિના હોવાથી હકીકતરાયજીનો વિવાહસંબંધ સિંહસંપ્રદાયના એક ઉચ્ચ કુળના ક્ષત્રિયની પુત્રી સાથે થયો હતો. (જ્યારે હકીકતરાય પોતાને સાસરે ગયા ત્યારે તેમના સસરાએ પોતાને ત્યાં રાખી ધર્મની મહત્તાનું જ્ઞાન આપ્યું. આ ઉપદેશની તેમને ઘણી અસર થઇ. તે ધર્મપ્રેમી અને સત્યવીર બની ગયા. ત્યાંથી પોતાને ઘેર આવી શાળામાં ભણવા જવાનું શરૂ કર્યું.) આ વખતે હકીકતરાયની ઉંમર બાર વર્ષની હતી.

× × ×

શાળામાંથી એક દિવસ મોલવીસાહેબ બહાર ગયા હતા. એ લાગ જોઇ મુસલમાનના છોકરાઓએ હકીકતરાયની છેડતી શરૂ કરી. તેમણે સતીશિરોમણિ સીતાજીને ગાળો દેવા માંડી અને જૂઠું કલંક ચઢાવવા લાગ્યા. હકીકતરાયથી હવે શાંત ન રહેવાયું. તેમણે પણ તેના ઉત્તરમાં મહમદ સાહેબની છોકરી ફાતમામાટે (જે શબ્દોનો પ્રયોગ મુસલમાન છોકરાઓએ સીતાજીને માટે કર્યો હતો.) તે શબ્દોનોજ પ્રયોગ કર્યો. આથી મુસલમાન છોકરાઓએ મળીને હકીકતરાયને ખૂબ માર્યો. મોલવી સાહેબ આવ્યા કે તરતજ તેમને મુસલમાન છોકરાઓએ કહ્યું કે, કાફર હકીકતે રસુલે અલ્લાહની શાહજાદી ફાતિમાને ગાળો દીધી. હકીકતરાયે તેના જવાબમાં કહ્યું કે, પહેલાં એમણે મહારાણી સીતાપર જૂઠું કલંક લગાવી ગાળો દીધી, તેજ શબ્દો મેં ફાતિમાને માટે કહ્યા છે. એ સાભળતાંજ મોલવી સાહેબનો પારો ગરમ થઈ ગયો. હકીકતરાયને લાત, મુક્કા, સોટીઓથી ખૂબ માર્યો અને પછી તમામ હકીકત લખીને તેને કાજીની પાસે મોકલી આપ્યો.

કાજીએ હુકમ કર્યો કે, જો હકીકતરાય તોબાહ પોકારીને મુસલમાન થઇ જાય તો તેને છોડી દેવો; નહિ તો તેને ગર્દન મારવો. આ હુકમ સાથે લઇ મુકર્દમો ચલાવવા સિયાલકોટના હાકેમ અમીરબેગની પાસે મોકલી આપ્યો.

× × ×

અમીરબેગે કાજી અને મોલવીના મોંએથી સર્વ વૃત્તાંત સાંભળીને ઉત્તર આપ્યો કેઃ-"બાળકોનું લડવું, ઝગડવું અને ગાળાગાળી કરવાનું હમેશ થયાંજ કરે; માટે એવી બાબતોમાં સારા અને વિચારશીલ માણસોએ ધ્યાન આપવું ઉચિત નથી; માટે આપ એ ઝગડાને વધારે ના જગાડો. છોકરાઓને ધમકાવી છોડી મૂકી હકીકતરાયને પણ સારી રીતે ધમકાવી જવા દો.

કાજીએ કહ્યું કે, ધર્મની આજ્ઞામાં બુદ્ધિ અને ન્યાયનો અવરોધ નથી આવી શકતો. એણે તો કુરાન અથવા તરવારને આધીન થવું જોઇએ. અમીરબેગ આ ઘોર અત્યાચાર કરવાનું ચાહતો નહોતો, એટલામાટે તેણે પોતાને માથેથી આ બલા ટાળવામાટે હકીકતરાયનો મુકર્દમો લાહોરના સુબેદારની પાસે મોકલી આપ્યો.

× × ×

હકીકતરાયની સાથે તેની મા, બાપ, નાનકડી વિવાહિતા સ્ત્રી અને નગરનાં સેંકડો માણસો લાહોર ગયાં.

જ્યારે કાજીઓએ કોઇ પ્રકારથી માન્યું નહિ, ત્યારે લાચારીથી સુબેદારે હકીકતરાયનું શિર કાપવાની આજ્ઞા કરી. આ આજ્ઞા સાંભળતાંજ હકીકતરાયની મા ગાંડાની પેઠે દોડી અને હકીકતરાયને છાતીસરસો ચાંપી રોતી રોતી કહેવા લાગી-'બેટા! મુસલમાન થઇ જા; જીવતો હોઇશ તો તારી મૂંછ જોઇને પણ મારી આંખો ઠરશે! તારાસિવાય અમારી-વૃદ્ધોની સેવા કોણ કરશે?'

હકીકતરાય હાથ જોડી બોલ્યો કેઃ-"માતાજી! જે મળમૂત્રના શરીરને માટે આપ આટલું રુદન કરો છો અને મને ધર્મથી પતિત કરવાનું ચાહો છો, તે એક દિવસ માટીમાં મળી જવાનું ને? જનની! આપણે આર્યધર્મ છોડીને તારી કુખને અને પિતાજીના વંશને કલંકિત કરવા નથી

ચાહતો! હું સિંહપુત્ર છું! ગીધને મોતે મરીને જાતિને બદનામ કરવાની મને જરા પણ ઇચ્છા નથી. આપ મારા આ નાશવંત શરીરની ચિંતા છોડી દો અને પરમાત્મામાં ધ્યાન લગાવો. ’

× × ×

જલ્લાદ હકીકતનો હાથ પકડી વધસ્થાને લઇ ગયો; પરંતુ હકીકતની ગોરી ગોરી સુરત, વિશાળ નેત્રો અને હસમુખો ચહેરો જોઇને તેના હાથમાંથી તરવાર પડી ગઇ. હકીકતરાયે તરવાર ઉઠાવી જલ્લાદના હાથમાં આપી કહ્યું કે:-‘ભાઇ! એમાં તારો કંઈ દોષ નથી. તું તારા સ્વામીની આજ્ઞાનું પાલન કર.’ ઇશ્વરધ્યાનમાં તલ્લીન થઇ હકીકતરાયના શિરપર આંખ મીંચીને જલ્લાદે તરવાર ચલાવી! ધડથી માથું જૂદું થઇ ગયું!! ધર્મવીર હકીકતરાયનો આત્મા આ નશ્વર વિશ્વમાંથી પરલોકમાં પ્રયાણ કરી ગયો. અહા ધન્ય છે એ ધર્મપરાયણ વીર હકીકતરાયને!

આર્યજનનિ! ભરતભૂમિ! તું હકીકતરાય જેવા સાચા ધર્મશીલ સંતાનોને ઉત્પન્ન કરી પોતાના નામને એકવાર પુનઃ સંસારમાં વિખ્યાત કર!!

હે ઈશ્વર! પરમાત્મન્! તું આર્યોના હૃદયમાં હકીકતરાય જેવા સાહસની સ્થાપના કર, કે જેથી અમે તારા પવિત્ર વૈદિક ધર્મના મહત્ત્વને જાણી સાચા આર્ય બનવાની યોગ્યતા મેળવી શકીએ!!!

# શ્રીરામતીર્થ-યશોગાન

( લેખક-‘**વિયોગી હરિ**’-માધુરી-વર્ષ ૩, ખંડ ૨ માંથી )

( છપ્પય )

( ૧ )

જયતિ દેશ ઉદ્ધરન, મોહ-તમ-હરન કલાધર, સૌમ્ય મૂર્તિ, નિર્ભ્રાંત, શાંત, સમ, દાંત, દયાકર;
ઓજસ્વી, મતિમાન, ધ્યાન-રત, બ્રહ્મ-પરાયન, બ્રહ્મચર્ય-વ્રત-બીર, ધીર-બર, જ્ઞાન-રસાયન.
અતિ ઉદ્‌ભટ નિગમાગમ-સુભટ, શુભ્ર તપોધન, જય-જયતિ;
જય બ્રહ્મ-બિમલ-પંકજ-રસિક, રામતીર્થ-મધુકર જયતિ.

( ૨ )

જયતિ એક જાતિય ભાવ-ભાવક, ભુવ-નાયક, રાષ્ટ્ર-બાદ-આચાર્ય, રાષ્ટ્ર-ગૌરવ-ઉન્નાયક;
દેશ-ભક્તિ-રસ-મધુપ, દેશ-કલ-કીર્તિ-કલાપી, સ્વર્ગાધિપ સ્વાતંત્ર્ય-મંત્ર-સ્વર મધુર-અલાપી.
ભુવિ-ભારત-જનની-પ્રિય-સુવન, જીવન-ધન, સહૃદય, સદય;
જય બંધન મત્ત-ગયંદ-દલિત, રામતીર્થ-મૃગપતિ અભય.

( ૩ )

જયતિ કૃષ્ણ-પદ-પદ્મ-સરસ-મકરંદ-મધુવ્રત, શ્રીવૃંદાબન-રસિક, ભાવના-ભરિત, રાસ-રત;
જયહિમાદ્રિ-શિત-શિખર-રમણ, કૈલાસ-ઉપાસી, ‘સોઽહમસ્મિ’ઇતિ-વૃત્તિ-બિમલ-ગિરિ-ગુહાનિવાસી.
નિત પરમ પૂત, અવધૂત બર, સુંદર, સહજ સમાધિમય,
સુરસરિતા-ગંગ-તરંગ-કલ-કેલિ-કલોલ-મરાલ જય.

( ૪ )

નિખિલ શાસ્ત્ર-નિષ્ણાત, બદ-બેદાંત-બિભૂષિત, તપ્ત સ્વર્ણ-સમ શુદ્ધ, બુદ્ધ, અતિ અમલ, અદૂષિત;
ભાનુ પ્રચંડ, અખંડ દંભ-પાખંડ-બિનાસક, દિવ્ય જ્યોતિધન, કર્મ-કુશલ, સદ્ધર્મ-પ્રકાશક.
પરિપૂરન પ્રતિભા-પ્રભા-ધર, પરાપરા-પંડિત-પ્રબર;
જય આર્ય ઈષ્ટ-પથ-પથિક ઋષિ રામતીર્થ કલિ-કલુષ-હર.

( ૫ )

દિયૌ ત્યાગિ સરબસ્વ ધારિ કૌપીન કમંડલ, ઢાય અસત-ગઢ સત્ય-ધુજા રોપી મહિ-મંડલ;
કિયા બિજય મદ-લોભ, કામ કૌ અજય સમર મુનિ, સત્ય-બેતુ બનિ યા ભૂતલ પૈ ભયૌ અમર-ધુનિ.
નિત-નિત નૂતન તવ ગુન-ગનનિ ગાવૈં હમ સબ દ્રોહ તજિ;
સબ સદાચાર-રત રહૈં નિત લહિ સ્વતંત્રતા-સુખ સહજિ.

# " સારસનો મેળાવો "

(લેખકઃ–**નારણદાસ જમનાદાસ મહેતા–પ્રાંતિજ. 'ગુજરાતીપંચ'** ના એક દિવાળીના અંકમાંથી)

સારસનો સ્નેહ કવિઓએ જગતપ્રસિદ્ધ કર્યો છે; કારણ તે સ્નેહ નૈસર્ગિક અને સ્વાભાવિક છે. આવા શુદ્ધ સ્નેહનું પાન કરતા સારસના જોડાને જોડાજોડ ધીમી ચાલે ચાલતાં અને પળે પળે પોતાના સાથીના સામી અમીભરી દૃષ્ટિ નાખતાં જોઇ કયા સહૃદય મનુષ્યને અસર નહિ થાય?

મનુષ્ય માબાપો પોતાનાં બાળકોનાં ઢીંગલાઢીંગલીના જેવાં માત્ર લહાવો લેવામાટેજ કરેલાં લગ્નોથી જોડેલાં વય, જ્ઞાન અને સ્વભાવનાં કજોડાંને વ્યાવહારિક ખડકોથી ભરપૂર આ સંસારના સમુદ્રમાં હડસેલી મૂકે છે અને તે કૂટાતાં, પીટાતાં, ગળકાં ખાતાં ખાતાં, છેવટે એક દિવસ પણ આરામનો ભોગવ્યાવિના, વિદીર્ણ હૃદયે સંસાર છોડી જાય છે. આવાં કજોડાં જોઇએ તેટલાં નજરે પડે છે. તેમાં શુદ્ધ સાત્વિક સ્નેહનું તો નામજ કયાંથી હોય? પરંતુ ઉલટો અભાવ અવધિવગરનો હોય છે. એક તરફથી મનુષ્ય જે પોતાના જ્ઞાનને લઇને પ્રભુની સર્વ ચૈતન્યકૃતિમાં સર્વોત્તમ હોવાનો દાવો કરે છે, તેજ બીજી તરફથી દુનિયામાં સર્વ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વસ્તુ જે " સ્નેહ " તેમાં એક પક્ષીથી ઉતરે છે!

સારસનો સ્નેહ એવો તો સચોટ છે કે એકનો લય થતાં બીજાું પાછળજ મરે છે. આવો સ્નેહ સહજ પ્રાપ્ત થતો નથી. ખરૂં પતિવ્રત સારસ માદાનું છે અને ખરૂં પત્નીવ્રત સારસ નરનું છે; એટલુંજ નહિ પણ સારસના આખા જીવનનું અવલોકન કરીશું તો જણાશે કે, તેનું સર્વ જીવનજ સ્નેહમય છે.

એકલાં પતિપત્નીમાંજ સ્નેહ છે તેમ નહિ, પણ પોતાના બાળકપ્રત્યેની માયા અને તેના જીવનની કાળજી તેમનાં અતુલ સ્નેહનું દર્શન કરાવે છે.

વાવણીની મોસમ પછી તુરત સારસ ઈંડાં મૂકે છે. ઈંડાં મૂકવાને માટે બનતાંસુધી બાણ અને પાલાના મૂળની જમીન પસંદ કરે છે. આ જગ્યાએ ઉંચાણ હોવાથી પાણી નડતું નથી અને બાણ અગર પાળાનું ઓથું મળવાથી કાંઇક લપાવાનો આધાર મળે છે. ઘણેભાગે એક સારસ-માદા બે ઈંડાં મૂકે છે, કોઇકજ એક મૂકે છે; પણ બેથી વધારે કોઇ મૂકતી જણાઇ નથી.

ઇંડાં મૂકયા પછી ચારામાટે એકજ જાય છે. એક તો વારાફરતી બેંદાની સંભાળ રાખવા ત્યાંજ રહે છે. આવે વખતે કોઇએ આવી જગ્યા પાસેથી વગર લાકડીએ નીકળવું બહુ ખોટું છે; કારણ સારસ તુરત શંકાશીલ થાય છે ને તેની લાંબી ચાંચથી એવો તો સખ્ત હુમલો કરે છે કે તેમાંથી બચવું મુશ્કેલ થઇ પડે છે.

આવા કોઇ પ્રસંગે જાતનો બચાવ કરવા જતાં અગર કોઇ વાઘરી અગર બજાણીઆ ઇંડાનાં કોચલાં, જે દવાના ખપમાં આવે છે, તેને ખાતર કદી ઇંડાં અથવા બચ્ચાંનો વધ કરે છે તો તેવે વખતે આ ગરીબપણ મમતાળુ પક્ષીનું આક્રંદ વગરસમજે પણ જોનારને કરુણાજનક લાગે છે અને જોનાર સહેજ આંસુ અણઇચ્છયાં પણ સારે છે. જયારે આવો માણસ એ જગ્યાએથી ખસે છે ત્યારે આ જોડું તે જગ્યાએ જઇને જુએ છે અને જો ઈંડું અથવા ઇંડાનો ભાગ કે મરેલ બચ્ચું ત્યાં હોય છે તો આસપાસથી ઝીણાં લાકડાં અગર રાડાંના કટકા લાવી તેનાથી તે નિર્જીવ વસ્તુ-ને ઢાંકે છે; એટલુંજ નહિ પણ તેવે વખતે કયાંય ધૂણી નજરે પડે છે તો તેવી જગ્યાએ જઇ માણસ ન હોય તો સળગતું કીટીઉં ચાંચમાં પકડી લાવી લાકડાં–રાડાંના ઢગલાપર મૂકે છે અને સળગે તો તુરત ત્યાંથી ચાલવા માંડે છે. ફરી આ જગ્યાપર તે જોડું કદી આવતું નથી, હમેશ-માટે તે સ્થાનનો ત્યાગ કરે છે.

એપ્રીલ મહિનામાં બચ્ચાં મોટાં થયાં ગણાય છે. આ મહિનાની આખર અને મે મહિનાની શરૂઆતમાં આ પક્ષીનો મેળાવો થાય છે. મેળાવાની જગ્યા જળાશય અને સહેજ ટેકરાટેકરી-વાળી પસંદ કરે છે. ખારી નદીપર, મહેસાણા લાઇનપર દેત્રોજમહેસાણા વચ્ચે અને કટોસણથી થોડે છેટે આવા મેળાવા જોવામાં આવેલા છે. આ મેળાવામાં આસપાસનાં બધાં સારસ પક્ષીઓ બચ્ચાં સાથે આવે છે. બધાં રાતના એકજ જગ્યાએ જમા થાય છે. સવારમાં બહાર ચારામાટે

નીકળે છે અને બચ્ચાંઓનો ભેળાઆરો થતાં એકબીજાના પરિચયમાં આવે છે. આ મેળાવો આ પ્રમાણે છથી આઠ દિવસ ચાલે છે. તેમના નિયમાનુસાર તેનો અંત આવતાં છેલ્લે દિવસે સવારના પક્ષીઓ વેરાવા માંડે છે, ત્યારે બબ્બે બબ્બે પક્ષી પોતપોતાની મનપસંદ દિશા લે છે; ને જેને જોડી ના મળી હોય તેજ છેવટે એકલું ચાલ્યું જાય છે. આવાં એકલવાયાં પક્ષીઓ ઘણી વખત જોવામાં આવે છે. તે જોડી નહિ મળવાના સબબે રહેલાં હોય છે તેજ.

આ પ્રમાણે દરવર્ષે નિયમિત જગ્યાની આસપાસ સારસ પક્ષીની ન્યાત મળી પોતાના બચ્ચાને પોતાનો સાથી પસંદ કરવાની તક આપે છે અને સાત-આઠ દિવસનો પરિચય થયા બાદ પસંદ પડતા સાથી સાથે જીવન સાંધી આપી સર્વે છૂટાં પડે છે.

કયાં સારસ પક્ષી અને કયાં હિંદુ જનસમાજ!! એક પક્ષી હોવા છતાં પોતાના બચ્ચાનું જીવન સુધરે તેને માટે આટલી કાળજી રાખે છે, ત્યારે બીજું મનુષ્ય હોવાનો દાવો કરતાં છતાં લાકડેમાંકડું વળગાડી બન્નેનું જીવન દુઃખમય બનાવવા બનતું કરે છે. એકનો સ્નેહ કહેવતરૂપ થઇ પડે છે, ત્યારે બીજામાં સ્નેહનો છાંટો દેખાતો નથી. એકના મોતથી બીજું સારસ દેહ સમર્પણ કરે છે, ત્યારે ધણી અગર સ્ત્રીના મરણમાં સ્ત્રી અગર પુરુષ છૂટકારો સમજી સંતોષ માની ઓચરે છે કેઃ—"ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ."

આ પણ એક કુદરતની અજબ બલિહારી છે.

# ચોવીસ ઈશ્વરાવતારનું નામસ્મરણ

ગંભીર ચૌપાઈ.

જય જય આદિ **વરાહ, મીન વામન** મન્વંતર; **સનકાદિક નરસિંહ** દેન, વર ધ્રુવ **ધન્વંતર;**
**કપિલ કમઠ હયગ્રીવ, હંસ** હરિ **નર નારાયન; ઋષભદેવ રઘુવીર, કૃષ્ણ** પરિબ્રહ્મ પરાયન.
**બુદ્ધ નિકલંકી વ્યાસ,** પૃથુ પૃથવી કે ઈશ; **પરસુરામ અભિરામ, યજ્ઞદત** એ ચાવીશ;
તિનકે પદ અરવિંદ, વંદ પુનિ વંદન કરહોં; તિનહિ ચરનકિ રેનુ, સદા મેરે શિર ધરહોં.
પાદકિ રેનુ પ્રસાદ, ખુલે અનુભવકે લોચન; દેખ્યા ચેતન બ્રહ્મ, ભયા જિનતેં ભવ મોચન;
અબ ન પરોં ભવકૂપ, રૂપ નિજ અપના પાયા; દેવા ગુરુ દયાલ દયા, કરી મોહિ બતાયા.

# નવી મા હોય તો નવો બાપ પણ થાય ને?

( **હિંદુસ્થાન** તા. ૩-૮-૨૬ માંથી )

[ બાપદીકરો ઓટલાપર બેસી વાતો કરતા હતા. બાપે છોકરાને કહ્યું કેઃ—"આ તારી નવી માને તારે બા કહેવી." ]

છોકરોઃ—બાપા! તમે મારેમાટે નવી મા કેમ લઇ આવ્યા?

બાપઃ—તારી જુની મા મરી ગઈ એટલે તને ગમે નહિ તેમાં.

છોકરોઃ—ત્યારે બાપા તમે મરી જશો, ત્યારે મારી આ નવી મા મારેમાટે કોઇ નવો બાપ લઇ આવશે કે?

બાપઃ—મેર ગધેડા, એમ તારાથી બોલાય કે?

છોકરોઃ—કેમ બાપા! એમાં ખોટું શું?

બાપઃ—તારી માથી બીજીવાર પરણાયજ નહિ.

છોકરોઃ—ત્યારે બાપા! તમને પરમેશ્વરે પરવાનગી આપેલી કે તમારાથી મારેમાટે જોઇએ તેટલી મા અણાય?

# એક પ્રચંડ વ્યાયામસંઘ

('હિંદુસ્થાન' તા. ૮-૧૧-૨૬ના અંકમાંથી)

## ગુજરાતમાં તેનું અનુકરણ થવાની જરૂર

છેલ્લી લડાઇ પછી ઝેકોસ્લોવાકીઆ એ દેશ સ્વતંત્ર થયો છે. તે પહેલાં બોહેમીઆના એક ભાગતરીકે તે ઑસ્ટ્રીઆના તાબામાં હતો; અને ઑસ્ટ્રીઆના તાબામાં હતો ત્યારથીજ ત્યાં વ્યાયામ સંઘની ચળવળ શરૂ થઇ હતી. હાલમાં હિંદમાં અને ખાસ કરીને ગુજરાતમાં વ્યાયામ તરફ લોકાભિરુચિ વધતી જાય છે તેવે વખતે, ઝેકોસ્લોવાકીઆમાં ઉભી થયેલી પ્રચંડ વ્યાયામ સંસ્થાની ચળવળ ઉપરથી એવી સંસ્થાઓની સંઘટના કેવી રીતે કરવી તે સંબંધમાં વાચકોને ઠીક જાણવાનું મળશે, એમ સમજીને આ લેખ આપવામાં આવે છે.

આ સંઘટનાનું 'સોકોલ સંઘટના' એવું નામ છે. સોકોલ એટલે કાકાકૌઓ અને સંઘના પ્રત્યેક સભાસદની ટોપીમાં સંઘના ચિહ્નતરીકે કાકાકૌઆનું એકેકું પીછું હોય છે, તેથી એ ચળવળનું નામ 'સોકોલ ચળવળ' એ નક્કી થયેલું છે.

## 'બળવાન શરીર'

આ ચળવળના પ્રવર્તક ડૉ૦ મીરોસ્લાવ ટીરશ એ એક જૂની-નવી કળાના અભ્યાસી અને તત્ત્વજ્ઞાની હતા. ગ્રીસ અને ઇટલીનો સ્ફૂર્તિમય પ્રાચીન ઇતિહાસ વાંચીને એક રાષ્ટ્રની સ્વતંત્રતા ઘેર કરવા સારૂ માનસિક અને શારીરિક તૈયારી કરવી એ હેતુથી તેમણે આ ચળવળ શરૂ કરી. ઇ૦ સ૦ ૧૮૬૦માં ઑસ્ટ્રિયાની આપખુદ સત્તાનું જોર કમી થયું તે વખતે ડૉ૦ ટીરશ માત્ર ૨૮ વર્ષના જુવાન હતા. તે પછી બે વર્ષ પૂર્ણ તૈયારીમાં ગાળી ૧૮૬૨ની સાલમાં પોતાના ધ્યેયનું નાનકડા પ્રમાણમાં દિગ્દર્શન કરવામાટે તેમણે એક વ્યાયામ મંડળ સ્થાપન કર્યું. ડૉ૦ ટીરશની કલ્પના અને ઉદ્દેશ રાષ્ટ્રીય નેતાઓએ માન્ય કર્યાં અને તેમણે તાબડતોબ તેનો પ્રચાર કર્યો. દેશનો પરતંત્રતામાંથી ઉદ્ધાર વ્યાયામ સંઘટનાની મારફત કરવો એ કલ્પના જર્મનીની એકીકરણની ચળવળમાં 'ટરનવેરીન' નામની વ્યાયામ સંસ્થાના કામ ઉપરથી ડૉ૦ ટીરશને સૂઝેલી હોવી જોઇએ; પણ ટીરશે જર્મન સંઘટનામાંના વધારાના કડક નિયમોનો ભાગ કાઢી નાખીને તેને બદલે સ્વયંસ્ફૂર્ત સહકારી ખાતાના તત્ત્વ ઉપર આ ચળવળ શરૂ કરી. વ્યાયામની સાથે સાથે માનસિક ઉન્નતિને પણ તેટલુંજ મહત્ત્વ આપવાથી તેને રાષ્ટ્રીય સ્વરૂપ પ્રાપ્ત થયું. 'બળવાન શરીર' એવું આ સંસ્થાનું ધ્યેય હોવાથી એક એકલાથી કશું વળે નહિ, સઘળા લોક આ સંઘટનામાં સામેલ થાય તોજ કામ પાર પડી શકે. એવું સમુદાયમાટેનું ધ્યેય પણ આ ઘટનામાં સભાસદો સમક્ષ હોવાને લીધે તેને પ્રજાકીય સ્વરૂપ પણ સ્વાભાવિક રીતેજ પ્રાપ્ત થયું.

## પાંચ લાખ સભાસદ

ડૉ૦ ટીરશને પહેલા ફ્રુગનર નામના એક શ્રીમાન વેપારીની સહાયતા મળી. એ વેપારીએ પોતાનું તમામ નાણું પ્રેગમાં મધ્યવર્તી વ્યાયામશાળા બાંધવા સારૂ આપ્યું. એજ વેપારીની પુત્રીએ ડૉ૦ ટીરશની સાથે લગ્ન કર્યું અને ૧૮૮૪ ની સાલમાં ટીરશ ગુજરી ગયા પછી આ સોકોલ ચળવળ તેની પત્નીએ પૂરેપૂરી ખંતથી ચાલુ રાખી. હાલમાં આ ચળવળનાં અધ્યક્ષ ડૉ૦ જોસફ સીનર છે અને એ સંસ્થાના કુલ ૫,૦૦,૦૦૦ સભાસદો હોઇ તેમાં અડધોઅડધ સભાસદો પુરુષ, ૧ લાખ સ્ત્રીઓ, ૯૦ હજાર તરુણ સ્ત્રીપુરુષો અને ૨૨ હજાર બાલકબાલિકાઓ છે. આ સંઘટનાની સગવડમાટે ૫૩ જૂદા જૂદા પ્રાંતવિભાગો કરેલા હોઇ તેના તાબામાં એકંદર ત્રણ હજાર કરતાં પણ વિશેષ સ્થાનિક સોકોલ સંસ્થાઓ છે. પ્રત્યેક સભાસદને વાર્ષિક લગભગ ૭ શિલિંગ જેટલી ફી આપવી પડે છે. તેમાંનો ૧ શિલિંગ પ્રાંતિક સંસ્થાઓમાટે જાય છે અને તે સંસ્થા તેમાંથી ૪ પેન્સ મધ્યવર્તી સંસ્થા તરફ મોકલે છે.

## ખાસ મહોત્સવ

આ સંઘનો દર પાંચ-૭ વર્ષે એક ખાસ મહોત્સવ કરવામાં આવે છે અને તે માટે સભાસદ દીઠ ૨ શિલિંગ જેટલો ફાળો એકઠો કરવામાં આવે છે. ચાલુ સાલમાં એવો મહોત્સવ થયો હતો.

તેમાં એક લાખ પાઉન્ડ જેટલો ફાળો ભરાયો. એ ફાળામાંથી હજારો પ્રેક્ષક, હજારો લોકોની મેદાની કવાયત જોઈ શકે એવો એક મોટો ગોળ મંડપ બાંધવામાં આવ્યો હતો. તેમાં શારીરિક શ્રમનાં અને મજુરીનાં કામ સભાસદોએ હોંસથી અને કશા પણ બદલાની આશા નહિ રાખેલી હોવાથી ખર્ચ ઓછો થયો; કારણ મહોત્સવનું તમામ ખર્ચ–સભાસદોને રહેવા તથા જમવાની સગવડ વગેરે ખર્ચ–કાઢીને બાકી કેટલાંક નાણાં વધ્યાં તે પ્રેગ ખાતેના મધ્યવર્તી વ્યાયામ મંડળનો વિસ્તાર કરવામાં ખર્ચાવાના છે.

## પ્રશંસનીય તાલીમ

આ વાર્ષિક ઉત્સવમાં વીકહેમ સ્ટીડ નામનો લેખક હાજર હતો. તેણે 'રીવ્યુ ઑફ રીવ્યુઝ' માસિકના ગયા મહિનાના અંકમાં આ સંબંધમાં લેખ લખ્યો છે. તેમાં પ્રસ્તુત ઉત્સવનું વર્ણન કરતાં તે લખે છે કે, પા માઈલ લાંબા અને ૩૦૦ યાર્ડ પહોળા મેદાનની આસપાસ ૯૦,૦૦૦ પ્રેક્ષકોથી ભરાયેલો મંડપ માનવમેદનીથી ખળભળી રહેલો, તેમ છતાં બીજાં ૧૦,૦૦૦ માણસો ઉભાં ઉભાં જોઇ શકે તેવી બીજી વ્યવસ્થા કરેલી હતી. સમારંભના આરંભમાં ચારે તરફ ચાર કમાનદાર દરવાજામાંથી ઇશારત મળતાંજ પડદા બાજુએ હટાવીને પ્રત્યેક દરવાજામાંથી ૨૦×૧૮૦ એમ ૩૬૦૦ માણસોની ચાર ટોળી બૅન્ડના અવાજોમાં કૂચ કરતા મેદાનમાં દાખલ થયાં. પ્રત્યેક દરવાજા ઉપર એકેક બૅન્ડ રાખવામાં આવ્યું હતું. સફેદ સદરા, જામલી ઇજાર, કાળી ટોપી અને તેમાં કાકાકૌઆનું પીછું, એ સેકોલ સંઘટનાનો પહેરવેશ છે. બૅન્ડના તાલમાં તેમણે જૂદી જૂદી જાતની કસરતો કરી બતાવી. સૌની હિલચાલ સહજ હોવા છતાં એકજ સમયે, એકજ સરખી થતી. આ સમારંભના પહેલા દિવસે વાદળ ચઢી આવ્યાં અને કવાયત ચાલુ હતી. તેવામાંજ જોસબંધ વરસાદ પડયો અને સઘળા લોકો ભીંજાઇ ગયા. તેમના પગ નીચે કીચડ કીચડ થઇ ગયો, પણ તેમાંથી કોઇએ હું કે ચું સુદ્ધાં કર્યું નહિ. જાણે કશું બન્યુંજ ન હોય એવી બેફિકરાઇથી સઘળી કવાયત પાર પડી. આજ વખતે મંડપની બહાર સ્ત્રીઓ પણ ઉભી હતી. તે પણ વરસાદથી સહેજ પણ ડગી નહિ. પુરુષોની કવાયત થઇ રહ્યા પછી ૧૨,૮૦૦ સ્ત્રીઓએ એજ પ્રમાણે વરસાદ કે કીચડની પરવા ન કરતાં કવાયત કરી. આ સંઘટનામાં માત્ર બાહ્ય દેખાવ અથવા તો સમારંભપૂરતુંજ લક્ષ અપાતું નથી; પરંતુ 'સેકોલ'નો પ્રત્યેક સભાસદ દઢ વફાદાર અને સદાચરણી થવો જોઇએ, એવી વ્યવસ્થા છે. આ સમારંભ જોયા પછી વીકહેમ સ્ટીડના મુખમાંથી સાહજિક એવા ઉદ્ગાર નીકળી ગયા કેઃ–"આ વ્યાયામ સંઘટના નથી પણ એક ફોજ છે; અને મધ્ય યૂરોપમાં ઉત્પન્ન થયેલ આ સંઘટના યૂરોપના ભાવિ ઇતિહાસપર ભારે અસર કરનારી નિવડશે." ગુજરાતીઓ કોઇ પણ સમારંભ વખતે વરસાદ પડે ત્યારે કેવળ ભીંજાવાના ડરથી જે અકળાટ-ગભરાટ બતાવી દોડાદોડ કરી મૂકે છે, તેમણે આ સોકોલના સ્ત્રી-સભાસદો પાસેથી પણ તાલીમનો એટલો પાઠ શીખવા જેવો છે!

---

"કોઇ પણ વસ્તુ પૂરી રીતે અને બરાબર રીતે કરવા ઉપરજ તે સારી થવાનો આધાર રહે છે."

"પ્રકાશ મેળવવા મહેનત કરનાર આત્માની પોતાની અંદરજ પ્રકાશ રહેલો હોય છે."

"જેઓ ભૂતકાળનો ખેદ કર્યા કરે છે અને ભવિષ્યથી બીધા કરે છે, તેઓ વર્તમાન જીવનની પવિત્ર પળોનો લાભ લઇ શકતા નથી."

"આપત્તિ હીરાકણીસમાન છે–જેનાવડે ઈશ્વર પોતાનાં જવાહિરોને ઓપ આપે છે."

"કોઇ પણ શુભ કાર્યમાં તમારો પરાજય થાય ત્યારે તમારે સમજવું કે, હવે વિજય સમીપમાં છે."

"આગ્રહ અને દઢ નિશ્ચયની ખરી કસોટી નિષ્ફળતા છે." ('આગળ ધસો'માંથી

# આનું નામ તે રામરાજ્ય !

( 'હિંદુસ્થાન' ૨૪-૧૨-૧૯૨૨ ના અંકમાંથી )

## ઝાપાટાલેન્ડ-એક ઉદ્યોગવાદી પ્રજાસત્તાક

### જ્યાં ખાનગી મિલ્કત, નાણું, ખરીદ-વેચાણ જેવું કાંઇજ નથી—મોટા પ્રમાણમાં સ્થાનિક સ્વરાજ્ય

એક ભાઈ અમને ૪૦૦૦૦૦૦ માણસોના બનેલા એક ઉદ્યોગી પ્રજાસત્તાકનો નીચેનો હેવાલ મોકલે છે. એની શરૂઆત ૧૯૧૧ માં દક્ષિણ મેક્સીકોમાં કરવામાં આવી હતી. અહેવાલ ૧૯૧૯ માં પ્રકટ થયો હતો.

આ પ્રજાસત્તાકનું અસ્તિત્વ હવે છે કે નહિ તે અમે જાણતા નથી.

**નામ**

( ઝાપાટાલેન્ડ નામ અહીં એક દક્ષિણ મેક્સીકોના મધ્યમાં આવેલા ઉદ્યોગી યુનિયનને આપવામાં આવેલું છે. પ્રજાસત્તાકના લશ્કરના કમાન્ડર-ઇન-ચીફ જનરલ ઝાપાટાના નામ ઉપરથી આ નામ પડ્યું છે. જનરલ ઝેગ જેઓ હાલ કેલીફોર્નીઆ યુનિવર્સિટીમાં અભ્યાસ કરે છે તેમના મોઢાનો નીચેનો હેવાલ છે. એના પોતાના દેશમાં લશ્કરના ઇજનેર ખાતામાં તેઓ મેજર જનરલ છે. )

તમે અમારા પ્રજાસત્તાકને ઝાપાટાલેન્ડ કહો છો; કારણકે અહીં અમેરિકામાં હજી વીરપૂજા છે; પણ અમે તો એને 'ઉત્તર અને દક્ષિણ અમેરિકાનું ઉદ્યોગી યુનિયન' એવું નામ આપ્યું છે. એક માણસની વ્યક્તિપ્રતિભાથી ચાલતો આ દેશ નથી; પણ આચરણમાં મૂકેલું એ સમાજવાદી રાજ્ય છે.

**નાણું, ખૂન, છૂટાછેડા વગેરેનો અભાવ**

નાણાંવગર, રાજતંત્રવગર અને તકરાર કર્યા વગર સાત વર્ષસુધી ૩૦ લાખ માણસો કેમ રહ્યા હશે, એ તમારામાં અજાયબી ઉભી કરશે. ત્યાં દરેક વસ્તુ પુષ્કળ છે; છતાં કોઇ માણસને બે કલાકથી વધુ કામ કરવાની જરૂર નથી—જો કે છૂટાછેડાની સ્વતંત્રતા છે, પણ હજી એકે નોંધાયો નથી!—દરેક સ્ત્રીપુરુષ બંદુક સાથે તાલીમ લે છે, પણ આ વખતદરમિયાન એકે ખૂન થયું નથી; એ સાંભળી અજાયબી લાગશે. આ તો અમારે મન સાધારણ વાત થઇ ગઇ છે. એથી અમને અજાયબી ઉત્પન્ન થતી નથી. અમે તો એ પ્રમાણે રહીએ છીએ.

અમારા સોલ્જરો કમાન્ડરને ખબર આપીને ગમે તે વખતે રજા લઈ શકે છે; અમારી ગાડીઓ જ્યાં જેને ઉતરવું હોય ત્યાં ઉભી રહે છે; જ્યારે સમાચાર હોય ત્યારેજ અમારાં છાપાં પ્રકટ થાય છે. જ્યારે હું આ બધી વાત અમેરિકનોને કહું છું ત્યારે તેઓ હસી પડે છે.

**લૂંટ શું ?**

અમારો વગર લખેલો એક કાયદો એવો છે કે કોઇ માણસ બીજાને ધૂતી શકે નહિ. આજ અમારૂં બંધારણ અને રાજ્યતંત્ર છે. જ્યારે કોઇ સ્ત્રીપુરુષ લગ્નમાટે પોતાનાં નામ નોંધાવા જાય, ત્યારે તેઓ લગ્નની પ્રાર્થનામાં કહે છે કેઃ—

'વર અને વહૂતરીકે રહેવા અમે કબૂલ થઇએ છીએ અને પ્રજા ઉત્પન્ન કરીને તેમને લૂંટ નહિ કરવાનું શીખવવાની અમે આશા રાખીએ છીએ.'

સરકાર અને કાયદાવગર કોઈ દેશને ચાલે નહિ, કોઇ સત્તામાં જોઇએ નહિ તો ગુંચવાડો થાય, એવું જ્યારે અમે લોકોને કહેતાં સાંભળીએ છીએ ત્યારે અમને હસવું આવે છે.

પણ બધો વખત લોકો કહે છે કે, ઝાપાટાલેન્ડ નામનું ઉદ્યોગી યુનિયન છે.

**તંદુરસ્તી અને પૈસો**

યુનિયનમાં દાખલ થવા માગનાર કોઇ અમેરિકન આવો વિચાર કરેઃ-'આ લોકો તંદુરસ્ત અને સુખી તો જણાય છે; પણ તેઓ વધુ સમૃદ્ધિવાન નથી. ઘણા લોકોના ઘરમાં તો ફરસબંધીએ નથી અને જાડાં કપડાંસિવાય તેઓ બીજું કાંઈ પહેરતાં નથી.' ઘણા મેકસીકનો જાણી જોઇને આવી રીતે રહે છે, એ વાત અમેરિકનોએ ભૂલવી નહિ. અમેરિકનોના રહેવાના ખર્ચ સાથેજ તેમના ખર્ચની સરખામણી કરવી જોઇએ નહિ; પણ કરંઝાના નોકરો સાથે તેમજ રાજ્યક્રાંતિ

પહેલાં એજ યુનિયનીસ્ટો સાથે કરવી જોઇએ. અમેરિકામાં રાજ્યક્રાંતિ થાય તો પરિણામે રહેવાના ખર્ચમાં ફેર પડી જાય.

નવા માણસે યુનિયનમાં એક વાત ખાસ જોવી જોઇએ. સાત વર્ષની ઉપરનાં છોકરાંઓ ફિક્કાં માલમ પડશે અને એજ કુટુંબમાં એનાથી નાનાં છોકરાંઓ મજબૂત અને તોફાની જણાશે. છોકરાંના ચહેરા ઉપરથી તેઓ કહી શકે કે, સાત વર્ષ ઉપરજ માબાપોને પુષ્કળ ખોરાક અને આરામ મળવા લાગ્યો હશે. ઝાપાટાને પોતાને દશ વર્ષનો નબળો છોકરો છે અને સાત વર્ષની અંદરના બે નાના તોફાની છોકરા છે.

દરેક સ્થળે દરેક ઉદ્યોગની પોતાની સત્તા છે, કોઈ મધ્યસ્થ સત્તા નથી. બધા ખાણ ખોદનારાઓ એક ખાણમાં મળે છે અને પોતાના ફોરમેનને ચુંટે છે. તેમની મરજી પડે તો તેજ દિવસે ફરીથી મળી તેઓ તેને કાઢી બીજાને ચુંટે છે, પણ પ્રજાસત્તાકની સ્થાપના વખતે ચુંટેલા કેટલાક ફોરમેન એટલા હોંશિયાર અને એટલા માનીતા થઇ પડયા છે કે તેઓ હજી ફોરમેનતરીકેજ કામ કરે છે, એ કુદરતીજ છે! અમુક ઉદ્યોગના ડાયરેકટરને (માલીક નહિ પણ ખરો ડાયરેકટર) માથે સાધારણ કામદાર કરતાં વધુ જવાબદારી છે. વધેલું કામ તેણે રાત્રે પોતાની સાથે પણ લઈ જવું જોઇએ.

### પગાર જેવી વસ્તુ નથી.

તેથી જે સમાજમાં ડાયરેકટરને પોતાના કામમાટે કાંઇ મળતું નથી અને જ્યાં એની શક્તિ ઉપર સારા કામનો આધાર રહે છે, ત્યાં લાયકાતવગરનો મ ણસ પોતેજ તે જગ્યાએથી ખસી જશે. ડાયરેકટરની પસંદગી બહુમતિથી થાય છે, પણ જો લઘુમતિને અસંતોષ હોય તો તે બીજી ખાણમાં અથવા બીજા ઉદ્યોગમાં કામ કરવા જાય.

બીજા ઉદ્યોગો પણ એજ રીતે ચાલે છે. સોલ્જરો એક ઠેકાણે મળે છે અને પોતાના ઑફિસરને નીમે છે. રેલના કામદારો એક ઠેકાણે મળી પોતાના ઇજનેરને નીમે છે. અમુક ખાણમાં કામ કરનાર ખેડુતો એક ઠેકાણે મળી પોતાના મુખ્ય ખેડુતને નીમે છે. ડૉકટર ઇસ્પીતાલ ઉઘાડે અને નર્સ તથા દરદીઓ પસંદ પડે તો ત્યાં જાય. શિક્ષક નિશાળ ઉઘાડે છે. બીજો માણસ ધંધો કરે છે. દરેક જણ પોતાની હુંશિયારીથી ફાવે છે. કોઇ માણસ બીજાને શેઠ કહેતો નથી અથવા તેના નફામાટે કામ કરતો નથી. તે મુખ્ય કામદારના હાથ નીચે કામ કરે, પણ તે પોતે પસંદ કરેલા માણસના હાથ નીચેજ કામ કરે છે. તે કામ અથવા તે માણસ ગમે તે વખતે છોડી શકે એમ છે.

### કામ કરવાનો વખત.

દરેક ઉદ્યોગના કામદારો તે ઉપયોગસંબંધી ધારા ઘડે છે અને કામ કરવાના કલાક નક્કી કરે છે. સખત અને કંટાળો આપે એવા કામમાટે ઓછા કલાક રાખવામાં આવે છે. દાખલાતરીકે દિવસમાં ઇજનેર બે કલાક કામ કરે છે, ફોરમેન ફક્ત એક કલાકજ કામ કરે છે. કોઈ માણસ કામ કરવા ન ઇચ્છે તો તેને ફરજ પાડવામાં આવતી નથી. અમુક માણસ કેટલા કલાક કામ કરે છે, તેનો હિસાબ રાખવામાં આવતો નથી.

### આળસુની મશ્કરી!

કામ છોડી જનાર માણસ સામે ઉપહાસસિવાય બીજું શસ્ત્ર નથી; પણ એ શસ્ત્ર પૂરતું છે.

કામને માટે દિવસના બે કલાક સરેરાશ વખત છે; પણ પાક વખતે ખેડુતોને ૧૪-૧૫ કલાક કામ કરતા મેં જોયા છે; પણ તેમને પાછળથી રજા મળે છે. નર્સ બે અઠવાડીઆંસુધી એકસામટું ૧૨ કલાક કામ કરે છે અને પાછળથી મરજી પડે ત્યાંસુધી આરામ લે છે.

### સાટાંનું અનસ્તિત્વ

અમારે ત્યાં સાટાંની સીધી પદ્ધતિ નથી. દાખલાતરીકે ખાંડના દાગીનામાટે એક બુશલ બટાકા. ગામડામાં લોકો ખેતરમાં જઇને જોઇતો ખોરાક લાવે છે. શહેરમાં ખેડુતો લોકોની સગવડમાટે બજારમાં ઉત્પન્ન લાવે છે. અમુક લત્તામાં ખાંડની જરૂર જણાય તો પાસેની મીલમાંથી મંગાવે છે. એક મોટી ખાંડની મીલમાં મોકલવામાં આવતી ખાંડનો હિસાબ રાખવામાં આવે છે. આનો હેતુ બીજા લત્તાઓપર દેખરેખ રાખવાનો નથી, પણ કોઇ લત્તો રહી ન જાય એ જાણવા-

નો છે. વારંવાર કોઇ લત્તામાંથી ખબર મળે છે કે, અહીં ખાંડ પુષ્કળ છે અને બીજાની જરૂર નથી.

### સોનું અને આયાત

જ્યારે અમે બીજા દેશમાંથી ખરીદીએ ત્યારે તો અમારે નાણું વાપરવુંજ જોઇએ; એટલે અમારી ખાણોમાંથી સોનું વાપરવુંજ જોઇએ. ધારો કે બટાકા ઉગાડનાર એક વર્ગને ખેતરનું યંત્ર જોઇએ છીએ અને તે યુનાઇટેડ સ્ટેટસમાંજ મળી શકે એમ છે. એ વર્ગના લોકો એક ઠેકાણે મળી ખરીદ કરવા એક માણસને નીમે છે. સ્ત્રીપુરુષ અને કામ કરવા અશક્ત બનેલાં વૃદ્ધ પણ મત આપી શકે છે; પણ વિદ્યાર્થીઓનો અવાજ નથી. અમુક માણસને મોકલવા ધારતા લોકો એક ખૂણે જતા રહે છે, બીજાને મોકલવા ધારતા બીજે ખૂણે જાય છે અને આવી રીતે ખરીદ કરનાર ચુંટાય છે. ત્યારપછી પાસે ખાણમાં કામ કરતા વર્ગ પાસે તે જાય છે અને જોઈતું સોનું માગે છે ત્યાં સભા ભરાય છે અને લોકો તેને સોનું આપવા મત આપે છે, જેથી યુનિયન વધુ સમૃદ્ધિવાન થાય એવી વસ્તુઓ દુનિયાબહારથી મેળવવા સિવાય એ સોનાનો શો ઉપયોગ છે ? આવી રીતે તે માણસ સોનું લઇને યંત્ર ખરીદ કરે છે. આ યંત્ર બટાકા ઉગાડનાર વર્ગની માલકીનાં થઇ જતાં નથી, પણ જ્યારે બીજા લત્તાને જરૂર પડે ત્યારે તેને આપવામાં આવે છે.

### મફત મકાનો

અમારા યુનિયનના કોઈ માણસને ઘરની જરૂર હોય તો બાંધકામના ખાતા પાસે જઈ પોતાની ઇચ્છા દર્શાવે છે. ખાતું તેને કદાચ ખબર આપે કે, ફલાણા મહોલ્લામાં એક સુંદર ઘર ખાલી છે. ઘરને જોઇને તે કહે કે આ ઘર પસંદ નથી તો તેઓ તેને કહે કે ભલે, તમારી યોજના મૂકી જાઓ અને તમારો વારો આવશે ત્યારે તમારેમાટે અમે મકાન તૈયાર કરીશું.

નાનું અથવા મોટું મરજી ફાવે તેવું ઘર તેને મળી શકે, પણ અલબત્ત મોટા ઘરની સંભાળ રાખવી મુશ્કેલ હોવાથી તથા ગમે તેને એટલું મોટું ઘર મળી શકતું હોવાથી મોટા ઘરમાં કાંઈ લાભ નથી. ૬૦ ઓરડાની હવેલી જોઇએ તોયે મળે પણ કદાચ બીજાં ૨૦ કુટુંબો અંદર રહે.

### દારૂ અને ઉપદેશકાર્ય સૌથી ઓછું

યુનાઇટેડ સ્ટેટમાં જે કામમાટે પૈસા આપવામાં આવે છે તેનો યુનિયનના કામમાં સ્વીકાર થતો નથી. દાખલાતરીકે ઉપદેશકાર્ય અને દારૂ બનાવવાનું કામ એમાંથી એકકે સામે કાયદો નથી; પણ નિયમિત કામ પૂરું થયા પછી એ કામ કરવાનું હોવાથી અને પૈસા જેવી વસ્તુ નહિ હોવાથી ઉપદેશ અને દારૂનું કામ સૌથી ઓછું થાય છે. રાજ્યક્રાંતિ વખતે અમારા ધર્મગુરુઓ નાસી ગયા. થોડા રહ્યા છે અને અમારી સાથે રહી કામ કરે છે અને જો કે તેઓ ધારે તેમ ઉપદેશ કરી શકે; પણ અમારા પ્રજાસત્તાક ધર્મસ્થાનની સ્થાપના થઈ નથી.

### વકીલો નથી

વકીલો કે રાજકીય પુરુષો નથી. તેમને માટે લૂંટ ચલાવવા કાંઇ નથી. ઉલટું બેન્ડ વગાડવું, સીનેમાનો ખેલ દેખાડવો અને બુલફાઇટમાં ભાગ લેવો તેને કામ ગણવામાં આવે છે.

ઘરના કામકાજનો કામમાં સ્વીકાર થાય છે. આ કામ સામાન્ય રીતે સ્ત્રીઓજ કરે છે; કારણ કે એવી જાતની મજબૂત લાગણી છે કે એમને માટે યોગ્ય જગ્યા ઘરજ છે. જો તેઓ વિરોધ દર્શાવે તો તેમને બીજું કામ કરવા દેવામાં આવે છે. આરામને ખાતર કેટલીક સ્ત્રીઓ આજ ઉત્પન્ન કરે છે.

### સ્ત્રી અને પુરુષોનું સ્વયંસેવક સૈન્ય

સ્ત્રી અને પુરુષો બંને સ્વયંસેવકતરીકે કામ કરે છે અને દરરોજ નિશાન તાકવાની તાલીમ લે છે. યુનિયન પાસે લોકોનું ખરેખરૂં સૈન્ય છે. આ સૈન્ય કોઈ મુડીવાદી લશ્કરી સત્તાનો ભય હશે ત્યાંસુધી ચાલુ રહેશે. બધા સૈનકો સ્વયંસેવકો છે. તેઓ પોતાના ઑફીસરોને નીમે છે. આ ઑફીસરો પોતાના ઉપરી જનરલને ચુંટે છે, તેઓએજ ઝાપાટાને નીમ્યા છે. તે લાલ લશ્કરના કમાન્ડર-ઇન-ચીફ છે. જો જનરલ પર્શીંગ યુનાઇટેડ સ્ટેટના રાજકર્તા કહેવાય તો તેમને રાજકર્તા કહી શકાય.

### મુલકનો વિસ્તાર

સિપાઇઓ હમેશાં સરહદનું રક્ષણ કરવામાં રોકાયલા રહે છે અને કરંઝાના મુલકમાં સરહદ વધાર્યે જાય છે. આ સિપાઇઓ આગળ વધે એટલે રક્ષણમાટે વધુ સિપાઇઓ જોઇએ છીએ.

પાસેના લત્તામાં અમુક સંખ્યાની માગણી કરવામાં આવે છે. માગ્યા કરતાં હમેશાં વધુ આવે છે તેથી કેટલાકને પાછા મોકલી દેવા પડે છે. તેઓ એક દિવસ, કદાચ એક અઠવાડિયું બે અઠવાડિયાં જરૂર પ્રમાણ કામ કરે છે. કેટલી ઝડપથી બંદૂક વગેરે સાથે તેઓ તૈયાર થઈ શકે છે તે જોવા તેમને કેટલીકવાર એકદમ બોલાવવામાં આવે છે.

જ્યારે અમે કરંઝાના દેશમાં અમારી સરહદ વધારીએ છીએ અને કદાચ કળદપ ખીણ સરજ કરીએ છીએ ત્યારે અમને લાગે છે કે, અમે સ્વતંત્રતાની હદ વધારીએ છીએ; પણ અમે જાણીએ છીએ કે, જ્યાંસુધી આખી દુનિયા સ્વતંત્ર થાય નહિ ત્યાંસુધી અમે તદ્દન સ્વતંત્ર થઈ શકીએ નહિ.

## ૯૫૦૦૦ ચોરસમાઇલ

અમારો મુલક હવે ૯૫૦૦૦ ચોરસમાઇલ છે. ૫૫૦ માઇલ લાંબી અને આશરે ૧૭૦ માઇલ પહોળી એ એક પટી મેક્સીકોની વચમાં થઈ પૂર્વ અને પશ્ચિમ તરફ વળે છે અને પૂર્વના ભાગમાં પહેલાંના મીકોકન, ગુરેરો અને ઓક્ષાકા રાજ્યોનો સમાવેશ કરે છે. અમારી આજુબાજુ કરંઝાનું મેક્સીકો આવી રહેલું છે. અમારા મુલકમાં બંદર નથી અને અમારે જોઇતું પણ નથી; કારણ તેમ હોય તો કોઇ મોટી લશ્કરી સત્તા અમારો વિનાશ કરી શકે. અમારા દેશમાં પર્વતો અને જમીનના નીચા ભાગ પણ છે અને આના મોટા ભાગમાં ખેતી થાય છે. આબોહવા ઉષ્ણથી માંડીને સમશીતોષ્ણ છે અને વસંતઋતુમાં દક્ષિણ કેલીફોર્નીઆ જેવી છે.

## ૪૦૦૦૦૦૦ ની વસ્તી

અમારે ત્યાં વસ્તીપત્રક નથી; પણ અમે જાણીએ છીએ કે, અમારી વસ્તી ૩૦ લાખથી વધુ છે. આમાં ફક્ત ૨૦૦૦ યુરોપીયન છે અને આમાંના ઘણા મેકસીકન અને યુરોપીયન મિશ્ર પ્રજા છે.

## પરદેશીઓ-શંકાની દૃષ્ટિએ

અમારા દેશમાં પરદેશીઓને હમેશાં લૂંટ ચલાવનારતરીકે ગણવામાં આવે છે. વળી કેટલાક પરદેશીઓને સોનું આપી અમેરિકામાં ખરીદ કરવા અમે મોકલ્યા હતા, પણ તેઓ પાછા ફર્યા નથી. આ કારણથી પરદેશીઓ તરફ હજી શંકાની નજરથી જોવામાં આવે છે. જો કરંઝા તેમને આવવા દે તો પરદેશીઓના વસવાટમાં વાંધો નથી. અમારા દેશમાં ફરવા આવનાર ઘણાને તેણે પાછા કાઢ્યા છે. અમારા ધારવા પ્રમાણે એને બીક એ છે કે, એના દેશ કરતાં અમારા યુનિયનના સારા રિપોર્ટ બહાર જાય.

## શાળાશિક્ષણ-એક રોગ

અજ્ઞાન અને રોગ સમાજવાદી રાજ્યમાંથી જતાં રહે છે. અમારી રાજ્યક્રાંતિ પહેલાં ૯૪ ટકાથી વધુ અભણ હતા. હવે ૪૦ ટકા સિવાય બીજા પોતાનું નામ તો લખી શકેજ છે. શિક્ષકોએ પોતે રચેલા ટાઇપથી લખેલા ચોપડીઓથી તેમને શિક્ષણ આપવામાં આવે છે. બાળકો દિવસે શાળામાં જાય છે અને સ્ત્રીપુરુષો સાંજે જાય છે. જે માણસો ટપાલ લઇ જાય છે, તેઓ દરેક કાગળના પાછળ પોતાનું નામ લખે છે. તેમ કરવામાં તેઓ અભિમાન ધરાવે છે. કદાચ લખવાની ટેવ પડે માટે પણ તેમ હોય; પણ ટપાલ ઘણી હોતી નથી. મફત મુસાફરી અને પુષ્કળ વખત હોવાથી ઘણા લોકો પોતાના મિત્રોને મળવાજ જાય છે અને જે કહેવું હોય તે મોઢે કહે છે.

## પાછા જમીન તરફ

આનું એક વિચિત્ર પરિણામ એ આવ્યું છે કે, જમીન તરફ પાછા ફરવાની ચળવળ શરૂ થઇ ગઇ છે. રાજ્યક્રાંતિની શરૂઆતમાં અમારા મોટામાં મોટા શહેરની વસ્તી આશરે ૧૦૦૦૦ હતી. હવે એથી ત્રીજા ભાગથી પણ ઓછી છે.

૧૯૧૧ ની શરૂઆતમાં જ્યારે અમારી રાજ્યક્રાંતિની શરૂઆત થઇ ત્યારે અમારા પ્રજાસત્તાકની સ્થાપના થઇ એમ કહેવાય.

પોરફીરીઓ ડી આઝ બીજી વાર પ્રમુખ થયા. એ બંધારણવિરુદ્ધ હતું. ત્યાર પછી દરેક વર્ષે સો કે તેથી વધુ રાજ્યક્રાંતિકારો ઉભા થયા અને તેમને મારી નાખવામાં આવ્યા; પણ ૧૯૧૦ની અંતમાં જ્યારે ડી આઝ અને મેડેરા બંને પ્રેસીડન્ટમાટે ઉમેદવાર હતા ત્યારે લોકો ઉશ્કેરાયા.

ચુંટણીનો ફાર્સ થયો અને ડી આઝે પ્રેસીડન્ટતરીકે પાછી જગ્યા લીધી; પણ જ્યારે મેડેરાએ જાહેરનામું બહાર પાડી જણાવ્યું કે, કોઇ પણ જગ્યામાટે ફરી ચુંટાઇ શકાય નહિ. ત્યારે લોકો નિશાન નીચે ભેગા થયા. મુડીવાદ સામે થવા મજુર હમેશ તૈયાર હોય છે;કારણ કે તેને ખબર હોય છે કે, મને લૂંટવામાં આવે છે. તેને આ વખતે એમ માલમ પડયું કે, જમીન પાછી આપે એવો આગેવાન મળ્યો છે. અમે તેને ફરીથી ચુંટણી નહિ કરનાર લશ્કર કહેતા. ૧૯૧૧ ના મેમાં ડી આઝ નાસી ગયો. ડીલા બરાને તેની જગ્યાએ કામચલાઉ પ્રમુખ નીમવામાં આવ્યો અને બધે શાંતિ પ્રસરી. મેડેરા અને બીજા બુદ્ધિશાળી વર્ગને લાગ્યું કે રાજ્યક્રાંતિ પૂરી થઇ ગઇ છે.

પણ જ્યારે મજુરોને માલમ પડયું કે, જે જમીનમાટે તેઓ લડત લડતા હતા તે મેડેરા આપવાના નથી, ત્યારે તેઓને માલમ પડયું, કે રાજ્યક્રાંતિની શરૂઆત હમણાંજ થઇ છે.ત્યાર પછી ખરી રાજ્યક્રાંતિની શરૂઆત થઇ. ડી આઝ, મેડેરા, હુઅર્ટા, કરંઝા અને જેઓ મજુરોની સામે થયા તેમની સામે ત્યાર પછી અમે લડવા માંડયું. પહેલાં અમે આપખુદ ડી આઝ સામે લઢયા, ત્યાર પછી મેડેરા જેવા મારા મિત્ર હતા અને ફક્કડ માણસ હતા છતાં મજુરોના શત્રુ હતા તેમની સામે અમે લઢયા; ત્યાર પછી અમારા લશ્કરના ઇજનેર હુઅર્ટા સામે લઢયા અને હવે ધોળી દાઢીવાળા,સુંદર ચહેરાવાળા વકીલ અને પહેલાં ચૌઆલા રાજ્યના પ્રમુખ કરંઝા સામે અમે લઢીએ છીએ.

## પ્રમુખ કરંઝા

મેકસીકોના સમાજવાદ પક્ષના કરંઝા એક સભ્ય છે; છતાં તેઓએ લોકોની જમીન લૂંટ ચલાવનારાઓને વેચી દીધી છે. યુનાઇટેડ સ્ટેટ્સના કોઇપણ પ્રમુખ કરતાં તે વધુ મુડીવાદી છે. તેમની વય ૮૦ વર્ષની છે. દેખાવમાં તે નીચા જાડા છે, ચશ્મા પહેરે છે અને સારી રીતભાતવાળા છે. પૈસાથી તેમને લલચાવી શકાય તેમ નથી; પણ લોકૈષણા તેમને ચલિત કરી શકે એમ છે.

## વીલ્લા

વીલ્લા એ કુમળા હૈયાનો સમાજવાદનો આદર્શવાદી છે; પણ રેડીકલ નથી. પ્રજાઉપયોગી સાધનો સરકારની માલકીનાં હોવાં જોઇએ એમ તેઓ માને છે; પણ નાણું કે ખાનગી મિલ્કત રદ કરવાની તરફેણમાં નથી. જે હુમલાથી યુનાઇટેડ સ્ટેટ એની પાછળ લાગી હતી તેમાં એ નિર્દોષ હતા અને તેથીજ અમેરિકનોએ એમને પકડયા નહિ. તેમને માલમ પડયું કે, જે માણસને તેઓ ખોળે છે તે આ નથી. તેમ મેકસીકોમાં હવે જે રાજ્યક્રાંતિ થશે તેમાં વીલ્લા કરંઝાની સામે પડશે પણ પાછળથી જીતનાર એને ભૂલી શકશે નહિ.

## ઝાપાટા પોતે

ઝપાટા જાતે ઉંચો, મજબૂત, ૪૦ વર્ષનો મેકસીકન ઇંડીયન છે. જ્યારે રાજ્યક્રાંતિ થઇ ત્યારે તેઓ દરરોજ ૧૦ પેન્સના પગારે તબેલામાં કામ કરતા હતા અને તે વખતે લખીવાંચી શકતા પણ નહિ; પણ એ કદાવર માણસ છે એ ઢાંકયું રહે એમ નથી. તેમનામાં તીવ્ર બુદ્ધિ છે, તેઓ જન્મવક્તા અને કુદરતી રીતે માણસના નેતા છે. તેઓ દેશભક્ત, નમ્ર હૃદયના અને નિરભિમાન છે. વળી તેઓ સારી રીતભાતવાળા છે. જો તમે એને દિવાનખાનામાં હમેશના પોશાકમાં જુઓ તો તમને માલમ પડે કે, તેઓ કેમ્પમાં હોય છે તેવાજ વિનોદી છે. અમારા પ્રિય સરદાર છેલ્લી રાજ્યક્રાંતિના નેતા ઝાપાટા છે પણ તેઓ યુનિયનના રાજકર્તા નથી.

## પરદેશી દખલ

અમારા પ્રજાસત્તાકને બહારનાં રાજ્યો કચડી શકે, પણ તેમણે યુનિયનના એકેએક સ્ત્રીપુરુષની સામે ઝુઝવું પડે; પણ આખરે અમે છેલ્લી રાજક્રાંતિ પૂરી કરી છે. અંદર અમારો કોઇ દુશ્મન નથી.

# દાંતની ઉપયોગીતા અને તેની સ્વચ્છતા

( લેખક-**શ્રી ગોપીનાથજી વર્મા 'ચાંદ'** ૧૯૨૬ ના એપ્રિલના અંકમાંથી )

સાધારણ રીતે દાંતથી આપણને ત્રણ લાભ છેઃ—

૧–દાંત આપણા ખાદ્ય પદાર્થોને સારી પેઠે ચાવીને પચવાયોગ્ય બનાવે છે. જો ખાદ્ય પદાર્થો નિયમિત પચ્યા કરે તો ઘણાખરા રોગ તો આપણી પાસે ડોકીયું કરવા પણ ન આવે નિરોગી શરીરથી કોઇ પણ કામ કરવામાં ચિત્ત ચોંટે છે અને જીવનમાં આનંદ આવે છે. એથી વિરુદ્ધ રોગગ્રસ્ત શરીર દુઃખદાયક તથા જીવનમાં બોજારૂપ થઇ પડે છે.

૨–દાંતથી બીજો લાભ એ છે કે, તે બોલવામાં મદદ કરે છે. જેમને દાંત હોતા નથી તેમની વાણી શ્રવણ–મધુર અને સ્પષ્ટ લાગતી નથી. વાત કરવાનો પ્રધાન ઉદ્દેશ બીજાઓને સંતુષ્ટ કરવાનો અને પોતાના મનના ભાવને પ્રકટ કરવાનોજ હોય છે. દાંતવિનાનો માણસ આ બન્ને લાભોથી વંચિત રહે છે.

૩–મુખની સૌંદર્યવૃદ્ધિ પણ દાંતનું મુખ્ય કામ છે. કોઇ દાંત પડી ગયો હોય તો ચહેરો બેડોળ અને વિકૃત થઈ જાય છે.

દાંત આપણા જીવનમાં બે વખત આવે છે. પહેલા બાલ્યકાળમાં જેને 'દુધીઆ દાંત' કહે છે. દુધીઆ દાંત બાળકોને ૬–૭ મહિનાથી અઢી વર્ષની ઉંમરસુધીમાં ફૂટે છે. તે ઘણેભાગે વીસ હોય છે. તે દાંત સાધારણ રીતે અતિ સુંદર અને નાના નાના હોય છે. સ્થાયી દાંત ન આવે ત્યાંસુધી આ દાંતજ કામ આપે છે.

ઘણું કરીને ૬–૭ વર્ષની ઉંમરમાં દુધીઆ દાંત પડવા માંડે છે અને તેની જગ્યાએ સ્થાયી દાંત આવવા લાગે છે. સ્થાયી દાંત ઘણેભાગે ૩૨ હોય છે–અર્થાત્ ૧૬ નીચે અને ૧૬ ઉપર. આ દાંત દુધીઆ દાંતથી મોટા હોય છે. આ દાંતોમાં થોડાકને અક્કલના દાંત કહે છે અને તે ૧૭ થી ૨૧ વર્ષની ઉંમરસુધીમાં આવે છે. કહેવાય છે કે, આ દાંત મૃત્યુસુધી સ્વસ્થ અને સબળ રહે છે.

બધા દાંત એકસરખા નથી હોતા. કોઇ તેજદાર, કોઈ શુદ્ધ, કોઇ તીક્ષ્ણ અને કેટલાક કુંઠિત અને પહોળા હોય છે. પ્રત્યેક દાંતનું નામ જૂદું જૂદું છે. દાંતથી વિવિધ પ્રકારનાં કામ કરવામાં આવે છે, તેથી દાંત વિવિધ પ્રકારના હોય છે. કેટલાક દાંતથી કોઇ ખાવાની ચીજ કરડવામાં સગવડ હોય છે, કેટલાક કોઇ વસ્તુને તોડવામાં તેજદાર હોય છે અને કોઇ કોઇ દાંતથી ભોજનની કોઈ વસ્તુ તરતજ ચાવી નંખાય છે. દાંતના ઉપલા ભાગ સમતલ નથી હોતા, તેથી પણ કામમાં એક સગવડ થાય છે.

નિયમ પ્રમાણે વ્યવહાર નહિ કરવાથી દાંત કમજોર થઇ જાય છે. દાંતમાં મેલ જામી જવાથી દાંતનાં મૂળમાં એક પથ્થર જેવી કઠણ વસ્તુ પેદા થાય છે, તે દાંતને હાનિકર્તા છે. કોઈ કોઇ વિજ્ઞાનવેત્તાનો એવો અભિપ્રાય છે કે, દાંતમાંથી લોહી નીકળવાનું કારણ એજ છે. દાંતને સારી રીતે સાફ નહિ કરવાથી બે દાંતની વચ્ચે ભોજનની નાની કણિકાઓ રહી જાય છે તે દાંતને સડાવે છે. તેનાથી બદબો આવે છે અને દાંત અકાળે પડી જાય છે. દાંતના રક્ષણમાટે કેટલીક જાણવા જેવી બાબતો નીચે આપવામાં આવે છે. આશા છે કે, તેથી અનેક જણને લાભ થશે.

૧—બાળપણથીજ છોકરા અને છોકરીઓને દાંત સાફ કરવાની ટેવ પાડવી જોઇએ. આ કામ માતાનું છે. એકવાર ટેવ પડી ગયા પછી કોઇપણ પ્રકારની અડચણ કે અગવડ નહિ આવે. ઘણેભાગે એવુંજ જોવામાં આવે છે કે, જેમને નાનપણથી દાંત સાફ કરવાની ટેવ પડી નથી હોતી, તેઓ મોટા થયે પણ દાંત તરફ ધ્યાન નથી આપતા. તેનું પરિણામ એ આવે છે કે, અલ્પાવસ્થામાંજ કેટલાયના દાંત પડવા લાગે છે.

૨—જ્યારે દુધીઆ દાંત પડી જાય છે તથા સ્થાયી દાંત આવવા લાગે છે, ત્યારે માતાએ છોકરા–છોકરીઓના દાંત તરફ ખાસ નજર રાખવી જોઇએ. હાલતા દાંતને ઉખાડી નાખવા જોઇએ. કેટલાક છોકરા–છોકરીઓ દુઃખવાના ભયથી હાલતા દાંતને ઉખાડતા નથી. પરિણામે દુધીઓ દાંત

રહેવા છતાં સ્થાયી દાંત નીકળી આવે છે. આવા દાંત બેડોળ થઇ જાય છે અને વિચિત્ર દેખાય છે. પછી અનેક પ્રયત્નો કરવા છતાં પણ તે દાંત જલદી સાફ થતા નથી.

૩—વધારે ગરમ તથા વધારે ઠંડી ચીજો ન ખાવી જોઇએ; કારણ કે બન્ને સ્થિતિઓ દાંતને હાનિકર્તા છે.

૪—લીમડો, વડ, બાવળ વગેરે ઝાડની કોમળ ડાળખીઓના ટુકડાથી દાંત સાફ કરવા જોઇએ. બ્રશ વગેરેથી પણ દાંત સાફ કરી શકાય છે.

૫—દાતણ તથા બ્રશથી દાંતને અંદર તેમજ બહાર તથા વચ્ચેથી એમ દરેક જગાએથી સાફ કરવા જોઇએ. જો અવાળાંમાંથી લોહી નીકળે તો તે જોઇને ડરવું નહિ; પરંતુ વધારે જોસથી સાફ કરવા જોઇએ.

૬—દાંત ઘસવાના પણ નિયમ છે. ઉપલા દાંત સાફ કરતી વખતે અવાળાં તરફથી શરૂ કરીને નીચેની બાજુસુધી ઘસવા જોઇએ અને નીચેના દાંત ઘસતાં અવાળા તરફથી ઘસતાં ઘસતાં ઉપરની બાજુસુધી ઘસવા જોઇએ. આ પ્રમાણે ઘસવાથી દાંત સહેજે સાફ થઈ જાય છે. બીજી રીતે ઘસવાથી દાંત જલદી સાફ નથી થતા. આ પ્રમાણે દાંત સાફ કરવાનો અભ્યાસ કેટલાક દિવસસુધી હમેશાં પાડવાથી દાંત સાફ કરવામાં જરા પણ દુઃખ નથી થતું.

૭—રોજ દાંતને બે વાર સાફ કરવા જોઇએ. સવારે ઉંઘી ઉઠયા પછી તથા રાત્રે વાળુ કર્યા પછી અને સૂઇ જતા પહેલાં. બે દાંતની વચ્ચે ઘણેભાગે ખાદ્ય પદાર્થની કોઈ કોઇ કણો રહી જાય છે. તેને સાફ નહિ કરવાથી રાત્રે દાંતની અંદરજ તે સડી જાય છે અને દાંતને નુકસાન પહોંચાડે છે. ઘણાખરા માણસો રાત્રે દાંત કચડતા દેખાય છે અથવા તેમના મોંમાંથી લાળ નીકળવા લાગે છે. તેનું કારણ પણ દાંતમાં રહેલો મેલજ છે. રાત્રે ખાધા પછી દાંત સાફ કરવાથી દાંતમાં કોઇ જાતનો મેલ નથી રહેતો અને આનંદપૂર્વક નિદ્રા પણ આવે છે.

૮—દાંત સાફ કરવાને માટે કોઇ મૂલ્યવાન દંતમંજનની ખાસ આવશ્યકતા નથી. થોડું મીઠું, ફટકડી અને ચાકની ભૂકી એકસાથે મેળવીને ઘસવાથી દાંત સારી રીતે સાફ થાય છે.

૯—કોઇ દાંત ખરાબ થઇ જાય તો તેને પડાવી નાખવો જોઇએ અથવા કોઇ યોગ્ય વૈદ્ય પાસે તેની દવા કરાવવી જોઇએ.

૧૦—સંયોગવશાત્ દાંત ભાગી જાય તો કૃત્રિમ દાંત બેસાડી લેવો જોઇએ, તેમાં વિલંબ કરવો ઉચિત નથી.

૧૧—કેટલાય પદાર્થો દાંતને સહેજે સાફ કરે તેવા હોય છે. જેમકે અનેક પ્રકારનાં શાક, ફળ વગેરે. જમ્યા પછી દાંતને પુષ્ટિ આપે એવાં ફળનું સેવન કરવું જોઇએ.

૧૨—મળમૂત્ર ત્યાગ કરતાં દાંત બીડેલા રાખવા જોઇએ અને શૌચાદિમાટે બેસવું પડે ત્યાં સુધી તેજ પ્રકારે બીડેલા રાખવા જોઇએ. આમ કરવાથી દાંત મજબૂત થાય છે. તરતજ પડી જતા નથી અને લાંબા કાળસુધી કામ આપે છે.

---

# શક્તિવર્ધક પાકો બનાવવાની રીતો

**(લેખક–સદ્ગત વૈદ અમૃતલાલ સુંદરજી પઢિયાર–"સુંદરી સુબોધ" માસિકના અગાઉના અંકમાંથી)**

હવે ધીમી ધીમી ગુલાબી ઠંડી પડવા લાગી છે, એવા વખતમાં શક્તિ વધારનારા કોઈ સારા પાક અથવા એવીજ બીજી કંઇ ઉત્તમ પ્રકારની દવા ખાવામાં આવે તો તે બહુ જલદીથી પચી જાય છે અને તેથી બહુ સારો ફાયદો થાય છે. ઉનાળામાં ગરમીને લીધે પાક બગડી જાય છે; તેમજ ચીકણી ગરમ વસ્તુઓ ખાવી ફાવતી નથી. એજ પ્રમાણે ચોમાસામાં પણ દરદોનું જોર વિશેષ હોય છે અને જઠરાગ્નિ મંદ હોય છે, એટલે ચોમાસામાં પણ બધા માણસોને પાક ખાવાનું અનુકૂળ આવતું નથી; પણ શરીરમાં ઝમઝમાટી આપવાવાળી ગરમ, ચીકણી, ધાતુ વધારનારી તથા મગજને તાજગી આપનારી પૌષ્ટિક દવાઓ ખાવાને માટે શિયાળાનો વખત બહુ અનુકૂળ છે, માટે ઘણા લોકોથી પોતાને ઘેર બહુ સહેલાઇથી અને ઓછા ખર્ચમાં બની શકે તેવા કેટલીક જાતના

કી દષ્ટિ ઇસ ઓર આકર્ષિત હોગી, જીસસે જલદી અર્થાત્ આનેવાલે કુંભ ( ચૈત્ર ) સે પહલે હી ઇસકા સુધાર ઔર અચ્છા પ્રબંધ હો જાય.

## અસિધારા-વ્રત

( લેખક-લોચનપ્રસાદ. 'સરસ્વતી' ના ડીસેંબર ૧૯૨૬ ના અંકમાંથી )

અસિધારા-વ્રત કા ઉલ્લેખ ' રઘુવંશ ' કે ૧૩ વેં સર્ગ મેં આયા હૈ. ' કથાસરિત્સાગર ' ઔર ' પંચતંત્ર ' મેં ભી ઉસકા વર્ણન હૈ. મલ્લિનાથ ને ઇસ પદ કી જો વ્યાખ્યા કી હૈ વહ ઠીક નહીં જંચતી, કિન્તુ ' દિનકર ' કી ટીકા સે ઉસકા પ્રકૃત અર્થ જ્ઞાત હોતા હૈ. 'દિનકર' કહતે હૈં:—

**एकस्यामेव शय्यायां मध्ये खड्गं निधाय स्त्रीपुंसौ यत्र ब्रह्मचर्येण शयाते तदसिधाराव्रतम् ॥**

અર્થાત્ સ્ત્રી ઔર પુરુષ જબ એક હી બિછૌને પર અપને બીચ મેં તલવાર રખકર બ્રહ્મચર્યપૂર્વક શયન કરતે હૈં તબ ઉનકા વહ વ્રત અસિધાર હોતા હૈ.

જર્મની મેં ભી યહ પ્રથા પ્રચલિત થી, જેકબ ગ્રિમ અપને ' ડયૂસ રેસાલ્ટરથમર ' કે ૧૬૮ વેં પૃષ્ઠ પર લિખતે હૈં:—

યદિ કોઇ આદમી કિસી સ્ત્રી કે સાથ સોવે ઔર ઉસે વહ સ્પર્શ કરના ન ચાહે તો વહ બીચ મેં એક તલવાર રખ કર સોવેગા. યહ એક પ્રાચીન પ્રથા થી.

ઇસ બાત સે બહુત વિદ્વાનોં કે ઇસ અનુમાન કી પુષ્ટિ હોતી હૈં કિ આર્ય્ય-જાતિ કી ભારતીય જર્મનશાખા કે પૂર્વપુરુષ એક હી સ્થાન કે નિવાસી થે.

ઇસકા વિશેષ વિવરણ નવમ્બર, સન ૧૮૮૮, કે ઇંડિયન એંટીક્વેરી કે ૩૨૨ પૃષ્ઠ પર મિલેગા.

## ખેતીવાડી અને બાગબગીચો

(' હિંદુસ્થાન ' દૈનિક તા. ૨૮-૫-૧૯૨૬ )

### નાળીએરની ખેતી અથવા

અઢાર માસમાં ફળનાર નાળીએરની ખેતી.

[ લેખકઃ—**ડાહ્યાભાઇ છોટાભાઇ અમીન** એમ. એ. એચ. એસ (ઇંડીયા,)
એફ. આર. એચ. એસ. (લંડન) ]

આ લેખમાં દુનિયાનાં સઘળી જાતનાં નાળીએર અને તે દરેક જાતનું વર્ણન તથા તેની ખેતી એ વિષય ટુંકાણમાં સમજાવવામાં આવ્યો છે. સૌથી નવાઈ પમાડનારૂં તો એ છે કે, જમીનને લગભગ અડકીનેજ નાળીએરનાં ફળ આવે છે. એવી જાતનું વર્ણન સાંભળીને જરૂર અજાયબ થવા જેવું છે, તમે ખોટું નહિજ માનતા. આ માટે અમોએ બહુ ચોકસાઈથી તેના પૂરતા નિષ્ણાતોના અભિપ્રાય મેળવ્યા છે અને ત્યારપછી લોકોને તે માટે ભલામણ કરીએ છીએ. અઢાર માસમાં નાળીએરીને ફળ આવે છે એ તમે જાણુશો, ત્યારે નવાઈ પામશોજ; અને તેની મોટા પાયા ઉપર ખેતી કરનારે અમોને લખવાથી તેમને તેના છોડમાટેની વ્યવસ્થા કરી આપવામાં આવશે તથા નમુનામાટે જેને રોપવા હોય તેમને અમીન નરસરી ગીરગામ બૅંકરોડ ઉપર લખવાથી મળી શકશે.

### નાળીએર

### ૧-ઝાડની ઓળખ, વર્ગ અને જાતો

( ગુ ). નાળીએર, ( સં ). નારીકેલ, ( મ ). નારળ, ( હિં ). નારીકેળ, ( ઇં ). કોકોનટ, ( બં ). કોકસ-ન્યુસીફેરા.

આ તાડના વર્ગનું ઝાડ છે અને તે વર્ગમાં તાડ, ખજુરી, સોપારી વગેરે જાતો આવી જાય છે.

નાળીએરના ઝાડના તમામ ભાગો મનુષ્યના ઉપયોગમાં આવે છે અને તેથી હિંદુઓમાં અને મુખ્યત્વે કરીને કોકણુ અને મલબારકિનારાઓ ઉપર એવી માન્યતા છે કે, શ્રીપરશુરામે બ્રાહ્મણોને આપેલું આ એક કલ્પવૃક્ષ છે. આ માન્યતા યથાર્થ છે, કારણુ કરોડો લોકોને તેની ખાસ જરૂર જણાય છે અને તેના વગર ચાલે તેમ નથી. જે પ્રાંતમાં આની મોટા પ્રમાણમાં

ખેતી છે એટલે કે મલબારકિનારા ઉપરના ત્રાવણકોર જીલ્લાના વતનીઓ આ ઝાડમાંથી તેમનું ઘર, ઘરમાંની ઉપયોગી ચીજો, ખેતીનાં ઓજારો વગેરે બનાવી જાણે છે અને તે બાજુમાં પાંચ માણસોના કુટુંબને ૧ એકર નાળીએરીની વાડી હોય તો પોતાનું ગુજરાન સારી રીતે ચલાવી શકે છે. આનું મૂળ વતન હિંદી અને પાસીફિક મહાસાગરમાંના બેટો છે. ગરમ પ્રદેશોમાં આની જબરજસ્ત પ્રમાણમાં ખેતી થઈ રહી છે. આ પછી હિંદુસ્થાનમાં મલબારકિનારો આને માટે ખાસ વખણાય છે.

એકલા ત્રાવણકોર જીલ્લામાં આની ખેતી આશરે ૪૦૦,૦૦૦ એકર જમીનમાં થાય છે અને તેની વાર્ષિક ઉપજ લગભગ રૂા. ૫૦,૦૦૦,૦૦૦ ની છે.

## ૨–જમીન અને માવજત

હિંદુસ્થાનમાં એમ માલૂમ પડે છે કે, દરિયાની સપાટીથી એકદમ ઉંચા પ્રદેશોસિવાય બધે આની ખેતી થઈ શકે છે. કાળી અને ચીકણી જમીન આને માફક નથી આવતી; કારણ કે તેનાં મૂળીઆં રેષાવાળાં ન હોવાથી સમી જાય છે. મરડ તથા કાંકરીવાળી જમીનમાં પણ એને સારૂં પોષણ મળતું નથી, પણ જે જમીનમાંથી બીલકુલ પાણી ન મળે એવી રેતાળ જમીન આને માટે ઉત્તમ છે. આવી જમીનમાં ખારા પાણીના અંશ અને મીઠા પાણીની ચોકાશ ન હોવાથી તે માફક આવે છે. આને સમુદ્રના પવનથી પણ વધારે ફાયદો થાય છે. સાધારણ રીતે સમુદ્રનો પવન જ્યાં લાગે છે અને જ્યાં ઉપલા પ્રકારની જમીન છે, ત્યાં નાળીએર થઈ શકે છે અને તેથીજ મલબારકિનારો આને સારી રીતે માફક આવે છે.

## ૩–રોપ તૈયાર કરવા અને રોપણી

બીજને માટે, નાળીએરના ઝાડ ઉપરથી સૂકાયલાં નાળીએર ભેગાં કરી ઉપરથી ફેંકી ન દેતાં ધીમે રહીને નીચે ઉતારવાં, નહિ તો અંદરના ભાગને ઈજા પહોંચે છે. તેથી ઉપર ઝોળી રાખી તેમાં મૂકી ઉતારવામાં આવે છે. આમ ઉતાર્યા પછી જેમાં પાણી સાધારણ અને હલાવવાથી ધાતુ જેવો અવાજ થતો હોય તેવું નાળીએર બીજને માટે પસંદ કરવું જોઇએ. જેમાં પાણી વધારે હોય અથવા તદ્દન ઓછું હોય તેવાં નાળીએર બીજને માટે નકામાં છે; કારણ પહેલામાં કાચું હોવાને લીધે ઉગી શકતું નથી તેમજ બીજાનો ફણગો મરી ગયેલો હોય છે તેથી તેની ઉગવાની શક્તિ નાબુદ થઈ છે. ઉપર પ્રમાણે પસંદગી કર્યા પછી મૃગનક્ષત્રમાં છાયાવાળી અને પાણીની નજીકની જમીન પસંદ કરીને તેમાં રોપવા. તે એવી રીતે કે પ્રથમ જમીનમાંથી સર્વ કચરો વગેરે કાઢી સાફ કરવી અને તેને એકદમ પોચી બનાવવી. પછી દોઢ ફુટ ઉંડી અને દોઢ ફુટ પહોળી નીકો બનાવી તેને એક બે દિવસ સુધી પાણી પાઈ તર કરવી અને ત્રીજે દિવસે તેમાં નાળીએર રોપવાની શરૂઆત કરવી. નાળીએર જેવી રીતે ઝાડ ઉપર લાગે છે, તેવી રીતે નીકમાં રોપવાં. માથા ઉપર વધારે માટી નાખવી નહિ, પછી તેને પાણી પાવું અને આજુબાજુએ પાણી છાંટી જમીન ઠંડી રાખવી તથા હમેશાં ઠંડક રહે તેવી ગોઠવણ કરવી. ત્રણ–સાડાત્રણ મહીના પછી ફણગો નીકળે છે. આ પછી પાણીનું પ્રમાણ વધારવું. આને છ મહીનામાં ત્રણ પાનાં ફુટે છે અને આમ ૩ પાન ફુટયા પછી તેને કાયમની જમીનમાં રોપવાને હરકત નથી. આમ બીજે ઠેકાણે રોપવામાટે મઘા નક્ષત્રથી તે વૈશાખ મહીનાસુધી રોપવાને હરકત નથી; પણ કેટલાક પાણીની મહેનત બચાવવા ચોમાસાની શરૂઆતમાં રોપે છે; પણ એટલું યાદ રાખવું કે, ૩ પાન ફુટયાસિવાય છોડને કાયમને ઠેકાણે રોપવા નહિ.

એક એકરમાં ૨૦ ફુટને અંતરે છોડ વાવવાથી ૯૦ છોડ વાવી શકાય છે; માટે જ્યાં આગળ નાળીએરીનું વાવેતર કરવું હોય ત્યાં વાવના પહેલાં એક માસ અગાઉ (ઉનાળામાં) ખાડા ખોદાવી તપવા દેવા, ખાડાનું માપ ૬ ફુટ ઉંડા, ૬ ફુટ પહોળા અને ૩ ફુટ લાંબા એ પ્રમાણે ખોદાવવા. એક મહીનો તપ્યા પછી તેમાં નીચેનું ખાતર નાખી ખાડા ભરી દેવા. ખાતર ખાડામાંથી નીકળેલી માટીમાં મેળવી પછી ખાડા ભરવા.

**ખાતરઃ**–૨ પાઉંડ રાખોડો, ૦॥ પાઉંડ મીઠું અને ૨॥ પાઉંડ ચૂનો(કળી) ખાડામાં છોડ મૂકતા પહેલાં તેમને એક બે દિવસ મીઠાના પાણીમાં પલાળવા મૂકવા; એટલે એક મોટા વાસણમાં મીઠાનું પાણી કરી તેમાં પેલા છોડો મૂકી રાખવા. આમ કર્યાથી આગળ ઉપર તેમને ઉધાઇનો ઉપ-

દ્રવ થતો નથી. હમેશાં યાદ રાખવું કે, છોડ ખાડામાં મૂકવામાટે સંધ્યાકાળ (સાંજ) ઉત્તમ છે. બીજું ખાડામાં છોડો એવી રીતે મૂકવા કે તેમના ફણગાઓ દક્ષિણદિશા તરફ રહે. આમ કર્યાથી પવનનો ભય રહેતો નથી. બીજું જે જગ્યાએ નાળીએર રોપ્યાં હોય તે જગ્યાએ જો વરસાદમાં પાણી ભરાઇ રહેતું હોય તો દરેક છોડના થડ આગળ માટીનો ઢગલો વાળવો, જેથી તેને પાણી લાગે નહિ અને તે કોહી જાય નહિ. છોડ રોપ્યા પછી બે વરસસુધી તેની કાળજી રાખવી જોઇએ. તેને ખૂબ તડકો ન લાગે તે માટે તેના ઉપર છાંયો કરવાની ખાસ જરૂર છે. કોકણમાં તાડના કે નાળીએરીના પાનનો છાંયો કરે છે. વરસાદની મોસમમાં છાંયો કાઢી નાખવો. આ રીતે રોપ રોપવાથી આગળ સારૂં ઉત્પન્ન લેવાની આશા રાખી શકાય છે.

### પાણી

છોડને પાણી આપવાને માટે ખાસ કરીને જૂદી રીત છે. તે એ કે, છોડની ચોતરફ ખામણું કરવું અને તેમાં પાણી રેડી ભરવું. રોપ્યા પછી પહેલાં બે અઠવાડીઆં તેમને દિવસમાં બે વાર પાણીની જરૂર છે. પછી બીજાં બે અઠવાડીઆં દિવસમાં એકજ વાર આપવું. આ પછી તેનાં મૂળીઆં જોર પકડશે. પછી બે અઠવાડીઆં એક દિવસ છોડીને પાણી આપવું. આ પછી જ્યાં જેવી હવા હોય તેમ તે પ્રમાણમાં પાણી આપવું. સાધારણ રીતે પહેલા વર્ષે રોજ એક ઘડો, બીજા વર્ષે બે ઘડા, ત્રીજે વર્ષે બે દિવસના અંતરે ૩ ઘડા, ચોથે વર્ષે ૩ દિવસના અંતરે ૪ ઘડા, આ પ્રમાણે પાણી આપવું; અને આ રીતે પાણી વધારવું. કોસ કે પંપથી પાણી આપવું હોય તો ખામણું ભરાય ત્યાંસુધી પાણી એકાંતરે આપે તોપણ ચાલે. બીજા વર્ષે ત્રણ દિવસને આંતરે અને ત્રીજા વર્ષે ચાર દિવસને આંતરે અને આ પ્રમાણે આગળ કરવાનું છે. સામાન્ય રીતે તેનાં મૂળીઆં વધારે પાણી મળવાથી કોહી ન જાય તે સંભાળવાનું છે અને આનાં મૂળીઆં હમેશાં બીજાં ઝાડની માફક બહુ ઉંડાં જતાં નથી, તેથી સપાટી આગળ પુષ્કળ પાણીની જરૂર હોય છે. તેની સાથેજ મૂળીઆંમાં ઘણો વખત પાણી ભરાઈ રહે તેમ હોવાથી તેની સંભાળ લેવી. એટલે પાણીની બરાબર ગોઠવણ કરવી અને પાણી, ખાતર અને માવજત હોય તોજ સારૂં ઉત્પન્ન આપે છે.

### ખાતર

નાળીએરની ખેતીમાં ખાતરથી ઘણોજ ફાયદો થાય છે. ખાડામાં નાખતી વખતે જે નાખવામાં આવે છે તેનો ઉપયોગ ખાતર કરતાં ઉધાઇથી છોડનો બચાવ કરવામાં વધારે થાય છે; માટે નીચે ખાતર આપવાની જૂદી જૂદી રીતો આપી છે. ત્રાવણકોર અને મલબારકિનારા ઉપર નીચેનું ખાતર આપે છે.

પહેલી રીતઃ—રાખોડો, ખોળ, મીઠું અને હાડકાંનો ભૂકો દરવર્ષે નાખે છે અને ૧૦ વર્ષની ઉપર છાણ, બકરાંની લીંડી, લીલાં પાન અને થોડુંક મીઠું આપવાનો રિવાજ છે. આ ખાતર બનાવવાની રીત આ પ્રમાણે છેઃ—છાણ,લીંડી વગેરેને સારી રીતે ભેગાં કરી જરા ભીંજાવી થોડું મીઠું અને ચૂનો નાખી પછી આપવું. બીજુંઃ—નાળિયેરીના છોડ નાના હોય ત્યારે તેનાં જે ઠેકાણે પાંદડાં ફૂટે છે ત્યાં મીઠું અને રાખોડો મિશ્ર કરીને લગાવે છે તેથી ભમરાનો ઉપદ્રવ થતો નથી અને વળી તે અવાઇને નીચે આવી ખાતરતરીકે ઉપયોગમાં આવી જાય છે. આમ એક ઘાથી બે પક્ષી મરે છે.

આ જીલ્લામાં નીચેનું કૃત્રિમ ખાતર વપરાય છેઃ—એક સારી રીતે ખીલેલા ઝાડને ૧૦ શેર (પાઉંડ) ખોળ, ૨ શેર રાખોડો, ૨ શેર માછલીનો સૂકો ભૂકો અને ૧ શેર મીઠું મેળવીને થડ આગળ નાખી ઉપર માટી વાળી દે છે. આ દર વરસે કરે છે અને જો માછલાંનો ભૂકો ન મળે તો હાડકાંનો ભૂકો વાપરે છે. બીજું જો જમીનમાં ચૂનાનું પ્રમાણ ઓછું માલમ પડે તો બે ત્રણ વરસે એક વાર ૧૦ થી ૧૫ શેર કળીચૂનો પણ આપે છે. ઉપલા મિશ્રણમાં નીચેના અંશો રહેલા છેઃ—નાઇટ્રોજન ૦.૫૩ ટકા, ફોસ્ફરીક ૧.૦૧ ટકા અને પોટેશ ૭૪ ટકા. જે જે જમીનમાં આ તત્ત્વોની કમતરતા હોય તેમાં આ ખાતરથી સારો ફાયદો થાય તેમ છે. ધારો કે, એક એકરે ૨૫૦૦ નાળિયેર ઉતરે તે જમીનમાંથી ૧૮ શેર નાઇટ્રોજન, ૫ શેર ફોસ્ફરીક એસીડ, ૩૮ શેર પોટેશ. આ ઉપરથી જો ઝાડને પોતાને જે ખોરાકની જરૂર છે તે પણ ગણીએ તો દર વરસે એક એકરે ૨૪ શેર નાઇટ્રોજન, ૧૨ શેર ફોસ્ફરીક એસીડ, ૬૦ શેર પોટેશ અને ૧૦૦ થી ૨૦૦ શેર કળીચૂનો.

આ પ્રમાણથી ઓછું ખાતર નહિ ચાલે. અહીંઆં બીજી પણ એક બે રીતો આપીએ છીએ. (આ ખાતર ૧ વીઘાનું સમજવું.)

૧–સલ્ફેટ ઑફ એમોનીયા ૧૦૦ રતલ. ૨–હાડકાંનો બારીક ભૂકો (બોન-મીલ) ૧૫૦ રતલ, ૩–સુપર ફૉસ્ફેટ ઑફ લાઇમ ૫૦ રતલ, ૪–કેઇનીટ ૧૦૦ રતલ, ૫–મ્યુરીયેટ ઑફ પોટેશ ૫૦ રતલ=કુલ ૪૫૦ રતલ.

આ રસાયણીક ખાતર રોપ્યા પછી પહેલાં છ વરસ અગર ફળ આવતાં સુધી આપવાનો રિવાજ છે.

### ખાતર-બીજું

૧–સલ્ફેટ ઑફ એમોનીયા ૧૨૦ રતલ, ૨–બોન મીલ ૨૮૦ રતલ, ૩–કેઇનીટ ૧૦૦ રતલ, ૪–સુપર ફૉસ્ફેટ ૬૦ રતલ, ૫–મ્યુરીએટ ઑફ પોટેશ ૭૦ રતલ=કુલ ૬૩૦ રતલ.

આ ખાતર જ્યારે ફળની શરૂઆત થાય, ત્યારે વાપરવું એમ જણાવવામાં આવે છે.

### ખાતર-ત્રીજું

૧–એરંડાનો ખોળ ૨૫૦ રતલ, ૨–તળાવની માટીની ઉપરની પોપડી ૫૦૦ રતલ, ૩–રાખ ૨૦૦ રતલ, ૪–ચામડીઆને ત્યાંનો મેલ તથા સૂકાયેલું લોહી ૧૦૦ રતલ, ૫–હાડકાંનો ભૂકો ૧૦૦ રતલ=કુલ ૧૧૫૦ રતલ.

ઉપરનું વિલાયતી ખાતર મળવાને મુશ્કેલી નડે છે અને મોંઘું પડે છે. તે માટે આનો ઉપયોગ કરવાની કેટલાકો ભલામણ કરે છે.

ઉપરનાં કોઇપણ ખાતરોમાંથી જે વાપરવું હોય તેજ દર વરસે વાપરવું અને તે ઝાડને કેમ આપવું તે નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

મઘા નક્ષત્રમાં પહેલા પંદર દિવસ ઝાડનાં મૂળીઆં ઉઘાડાં કરી જે આગળ ફૂટતાં હોય તેમને કાપી નાખવાં અને ખામણું બરાબર કરવું અને તેમાં ઉપરનું કોઇપણ ખાતર નાખવું અથવા તો નીચેનાં ખાતરો પણ વપરાય છેઃ—ખામણામાં છાણ નાખી તેના ઉપર દીવેલીના ઝાડનાં પાન અને ડાળો વગેરે તોડી નાખે છે અને બે ત્રણ દિવસ પછી ખામણું માટીથી ઢાંકી દે છે. છાણને બદલે ખારી માટી પણ વપરાય છે અગર તળાવના કે ખાબોચીઆની માટીની પોપડી પણ નાખે છે. વિષ્ઠાના ખાતરથી પણ લાભ થાય છે. ગોવા તરફ ઘાસનો રગડો અને મીઠું નાખે છે અને ૩–૪ દિવસ પછી માટીથી ઢાંકી દે છે. અહીંઆં બીજું એક વિલાયતી ખાતર પણ જણાવવામાં આવે છે.

૧–છાણ ૨૫ રતલ, ૨–પોટાસીયમ સલ્ફેટ ૩ રતલ, ૩–પોટાસીયમ કલોરાઈટ ૧ રતલ, ૪–હાડકાંનો ભૂકો ૪ રતલ, ૫–દીવેલીનો ખોળ ૪ રતલ=કુલ ૩૭ રતલ.

આ ખાતર પણ માફકસર આવે છે એમ કહેવાય છે.

પણ ઉપર કહી ગયા તેમ એટલું યાદ રાખવું કે, કોઇ પણ એકજ જાતનું ખાતર વાપરવું, નહિ તો ઝાડ કમજોર થશે.

### દુય્યમ પાકોવિષે

નાળીએરીની વાડીમાં કોઇપણ જાતના દુય્યમ પાકો લેવા સલાહકારક નથી; કારણ આમ કરવાથી જમીનનો કસ કમતી થાય છે અને તેથી કરીને મૂળ પાકને (નાળીએરીને) બરાબર પોષણ નહિ મળે; માટે જો કંઈ દુય્યમ પાકતરીકે વાડીમાં વાવવું હોય તો તે ફક્ત અઢાર માસમાં ફળે તેવી નાળીએરો હાલ બહાર પડી છે; અને તેનો સારો જથ્થો અમારી પાસે સ્ટોકમાં હોય છે (નહિ તો ઑરડર લઇ મંગાવી આપવામાં આવે છે.) તેજ છે. આ નાળીએરો રોપવાથી ફાયદો એ થશે કે, આને માટે ખાતર નાખવું પડશે. તેનો ઉપયોગ જમીનનો કસ વધારવામાં થશે; બીજું મોડાં ફળનારાં નાળીએર તૈયાર થાય ત્યાંસુધી તો આના ૮ થી ૧૦ પાકો આપણને લેનાં ફાવે છે. આ નાળીએરો પથરાવાળી જમીનમાં પણ થઇ શકે છે. આ તેનો મોટો લાભ છે. આવી જમીનમાં પ્રથમ થોડી મહેનત કરી, ૭ ફુટ લાંબા, પહોળા અને ઉંડા ખાડા ખોદાવી ૩ મહીના તપવા દેવા. પછી તેમાં નીચેનું ખાતર નાખી છોડ રોપવા. આને રોપ્યા તારીખથી ૧૮ માસ પછી ફળ આવે છે.

તેને આપવાનું ખાતરઃ—ખાડા તપી રહ્યા પછી તેમાં સડેલું છાણનું ખાતર અને રેતી અગર તળાવ અગર ખાબોચીઆની માટીની સૂકાએલી પોપડી અને તેમાં ૬ શેર (પાઉંડ) કળીચુનો, ૧

શેર મીઠું મેળવીને ખાડામાં નાખવી. તેના ઉપર લીલા પાંદડાંનો એક થર આપવો અને તેની ઉપર ખાડામાંથી નીકળેલી માટી નાખી ખાડો ભરી દેવો. પછી ત્રણ મહીનાસુધી અઠવાડીઆમાં એક વાર પાણી આપતા રહેવું અને ત્યારબાદ ૬ મહીનાનો ફણગો ફુટેલો રોપો ખાડામાં ઉપર મુજબ રોપવો. (મોટા નાળીએરો માટે જે રીત કહી છે તે રીતે) આની આસપાસ પણ ઉપર મુજબ ખામણું કરવું અને વચ્ચે થડની પાસે માટીનો ઢગલો કરવો. આ નાળીએરો ૧૫ ફુટને અંતરે વાવી શકાય છે. દર વરસે ઉપરની માફક ખાતર-પાણી બધું આપવું. આ પ્રમાણે જો માવજત કરવામાં આવશે તો ૧૮ મહીનામાં જરૂર ફળ મળશે. બીજું માવજતમાં આને થોડું વધારે પાણી જોઇએ તેમજ છાંયો પણ જોઇએ. પાણી પાઈ રહ્યા પછી ખામણાં ઉપર ઘાસ અગર પરાળ નાખી ખામણું ઢાંકી મૂકવું, જેથી પાણી જલદી સૂકાઇ જાય નહિ.

આજ સુધીમાં આપણે કોઇએ આમ અઢાર મહીનામાં ફળ આવે તેવી નાળીએરીનું નામ સાંભળ્યું નથી. તેથી નવાઈ લાગે તેમ છે; પણ આ છેક ગપાટા નથી અને આનો અનુભવ તો દરેક નાળીએરોની વાડીવાળાઓએ કરી પોતાના ઉત્પન્નમાં વધારો કરવાનો રહ્યો; માટે અમારી ખાસ ભલામણ છે કે, દરેક વાડીવાળાએ બીજા પાકો લઇને જમીનને કસરહિત કરવા કરતાં એનો પાક લઈ તેને માટે જે ખાતર વાપરવામાં આવે તેનાથી જમીનને જે સહેજે લાભ થવાનો છે તે કરી આપવો. છેવટે અમો કહેવા માગીએ છીએ કે, જો કોઇને બીજા કોઈ પાકો લેવાના હોય તો ફક્ત વટાણાની જાતનાજ પાકો લેવા. આનાથી જમીનમાં નાઇટ્રોજનનો વધારો થશે અને સહેજે નાળીએરીને તેનો ઉપયોગ થશે; માટે બીજા કોઇ પાક લેવાની લાલચ રાખવી નહિ.

### નાળીએરીના રોગો

(૧) પાનનો રોગ (૨) બડ-રોગ (૩) થડીઓ રોગ (૪) મૂળીઓ રોગ. આ સિવાય બે જાતના ભમરાઓનો પણ નાળીએરોને ઉપદ્રવ થાય છે તે. (૧) કાળો શીંગડાવાળો ભમરો અને (૨) લાલ ભમરો (ધનેડુ.)

### રોગોને અટકાવવાના ઇલાજ

(૧) **પાનનો રોગઃ**–આ રોગ પ્રથમ ટોચ ઉપરનાં કુળાં પાંદડાંને થાય છે અને ત્યાંથી બીજા પાન ઉપર આની અસર થઇ ફેલાવો થાય છે. આને લીધે ઝાડની જીવનશક્તિ નબળી પડે છે અને ફળ મોટાં થતાં નથી તથા ખરી પડે છે. આ રોગવાળાં પાંદડાં કાળાશ પડતાં જણાય છે અને આખરે ચીમળાઇને જમીન ઉપર પડી જાય છે. આનો નાશ કરવામાટે, ચિહ્નો દેખાય કે તરતજ પાન કાપી બાળી મૂકવાં જેથી ફેલાવો અટકશે. આ અનુભવસિદ્ધ ઇલાજ છે.

(૨) **બડ-રોગઃ**–આ રોગ પ્રથમ કુમળાં પાનને (અગર ડુંકને) લાગુ પડે છે. પ્રથમ ચિહ્નો તરીકે કુમળાં નાળીએરો કંઈ પણ ખાસ કારણસિવાય એની મેળે ખરી પડે છે. પછીથી અર્ધા પાકાં ફળો પણ આવી રીતેજ પડી જાય છે; પણ ઘણું કરીને પાકેલાં નાળીએર ઉપર ને ઉપરજ મરી જાય છે. ફૂલ પણ કાળાં પડેલાં જણાય છે. આમ રોગ વધતો જઈ આખું ઝાડ મરી જાય છે. આ રોગોનો દેખાવ માલૂમ પડે કે તરત બોરડોમિશ્રણ નામની દવા તેનાં છેક ઉપલાં કુમળાં પાન ઉપર છંટાવી આ ક્રિયા રોગ નાબુદ થતાં સુધી ૬ થી ૯ મહીનાના આંતરે છાંટવી.

આમ અઠવાડીઆમાં એક વાર બીજી પણ ચાજો મેળવીને મિશ્રણ બનાવવું અને તે રેડવું. એવી રીતે કે કુમળાં પાન ધોવાઇને નીચે પણ તે મિશ્રણ ઉતરે. મિશ્રણઃ–૬ રતલ મોરથુથુ, ૪ રતલ કળીચુનો અને ૫૦ ગેલન પાણી એકત્ર કરી ઉપર કહ્યા મુજબ અઠવાડીઆમાં એકવાર રેડવું.

(૩) **થડીઓ રોગઃ**–આ રોગના ચિહ્નતરીકે થડમાંથી લાલાશ પડતો રસ ગળે છે. આમ દેખાવ થાય કે તુરત તે જે જગ્યાએથી નીકળતું હોય તે કાપી કાઢવી અને બાળી મૂકવું; અને કાપી કાઢેલા ભાગને ડામર ચોપડવો; જેથી ભમરાઓનો ઉપદ્રવ તે ઠેકાણે નહિ થાય. જો રોગ વધારે હોય તો જ્યાંથી ફાટ પડી હોય ત્યાં આપણો હાથ જાય એટલું મોટું કાણું પાડવું અને તેમાંથી તમામ સડેલો ભાગ કાઢી નાખવો. પછી તેમાં મીઠું ભરવું. ત્યારપછી રેતી-સીમેન્ટથી બધો ભાગ ભરી કાઢવો અને ગરમ ડામરથી કાણું પૂરી દેવું. રોગ ભયંકર હોય તો ઝાડને બાળી મૂકવું.

(૪) **મૂળીઆંનો રોગઃ**-- આ રોગ મુખ્યત્વે કરીને બેજાતનો છે અને ફક્ત ફળ આપનારાં

ઝાડોનેજ લાગુ પડે છે. પ્રથમ નિશાનીતરીકે ઝાડનાં કુમળાં પાન ચીમળાઈ જાય છે અને પીળાં પડી છેવટે કાળાં પડે છે અને પડી જવા જેવાં લટકી પડે છે. આમ પાન ઉપર અસર થયા પછી ફૂળો એક પછી એક પડવા માંડે છે અને છેલ્લે ઝાડનું આખું મથાળું પડી જાય છે. બીજા પ્રકારના રોગોમાં જૂનાં પાનને પ્રથમ અસર થાય છે અને છેવટે પરિણામ તો પ્રથમના જેવુંજ આવે છે, એટલે આખું મથાળું તૂટી પડે છે. આમાં પ્રથમ રોગ લગભગ અસાધ્ય અને બીજો જરા કષ્ટસાધ્ય છે. આ પ્રમાણે મરી ગયેલા ઝાડનાં મૂળીઆંનો બહારનો ભાગ સડેલો હોય છે, તેમજ થડની અંદરનો બે–ત્રણ ફુટ સુધીનો ભાગ પણ રતાશ પડતો જણાય છે. કેટલીક વખતે થડની બહાર પણ કુંડાળાંના આકારની લાલ નિશાનીઓ જણાય છે. આને માટે કાંઇ ખાસ ઉપાયો લાગુ પડતા નથી; પણ વાડીની આરોગ્યતા ખાતર વગેરે ઉપાયોથી બરોબર સાચવવી. રોગી ઝાડને બોરડો મિશ્રણથી ધોતાં રહેવું અને ઉપર બતાવેલા ચુનો અને મોરથુથુના મિશ્રણનો પણ ઉપયોગ કરવો અને છેલ્લે રોગી ઝાડને તદ્દન નાબુદ કરવું—એટલે બાળી મૂકવું. આવા ઝાડને છાણનું ખાતર આપવું નહિ; તેમજ જે જમીનમાં ઝાડ ઉભું હોય તેના ખાડામા ચૂનો ભરવો અને ખાડાની આજુબાજુ બેથી ત્રણ ફુટ જગ્યા છોડી તેનો કોઈપણ કામમાં ઉપયોગ કરવો નહિ; કારણ તેમાં જંતુઓ હોવાનો સંભવ રહે છે.

## જંતુઓના ઉપદ્રવવિષે

**(૧) કાળો શિંગડાંવાળો ભમરો**–આ ભમરો રાત્રે નીકળે છે અને નાળિયેરીની ટોચમાં નીકળતાં કુમળાં પાન તોડી કોચી કાઢે છે, એટલે ઝાડ વધતું અટકે છે અને મરી જાય છે; કારણ તેણે કોચેલા કાણામાં પાણી જામી જાય છે અને આખું ઝાડ સળી જાય છે. આથી ખરાબ વાસ મારે છે. આ ભમરાની માદા સડેલા ખાતરના ઢગલામાં અગર સડેલા ઝાડમાં અગર સડેલા ભાજીપાલાના ઢગલામાં પોતાનાં ઇંડાં મૂકે છે. કેટલીક વાર નાળિયેરના થડમાં કાણાં કરીને પણ માદા પોતાનાં ઇંડાં ત્યાં મૂકે છે. તેનાં યેળ થઇ થોડા દિવસમાં તેનો ભમરો થાય છે. થડમાંનો ભમરો કાઢવામાટે અમારો ખાસ અનુભવસિદ્ધ ઇલાજ આ પ્રમાણે છેઃ--એક લાંબો લોઢાનો સળીઓ લઇ તેની અણી કાઢી તે અણીવાળો ભાગ સહેજ વાંકો વાળવો. (અર્ધ ગોળાકાર માફક) આ સળીઓ ધીમે રહીને કાણામાં નાખવો અને પોચા હાથે એક ગોળ ચક્કર પેલા સળીઆને આપવું. પછી સળીઓ બહાર કાઢવો, તેના સાથે આ ભમરો બહાર નીકળશે. તેનો નાશ કરવો અને કાણાની અંદર એળીઆના પાણીની પીચકારી મારવી, જેથી અંદરની યેળ તથા ઇંડાં મરી જાય છે. પછી ડામર અને રેતીથી કાણું બંધ કરવું. આ ઇલાજથી અમોએ વાંસદા સ્ટેટમાં ઘણી નાળિયેરી બચાવી છે. આ ભમરો ઘણો ઝડપથી થડ કોચીને અંદર ઉતરી શકે છે; માટે હમેશાં ઝાડ તપાસતા રહેવું.

બીજો ઇલાજઃ—રાત્રે એક છાછરૂં વાસણ લઇ તેમાં ગ્યાસલેટ અને પાણી ભેગું કરીને રેડવું પછી તેમાં એક સળગેલા બત્તી (ફાનસ વગેરે) મૂકવી અને આ વાસણ બત્તી સાથે વાડીમાં મૂકવું. ઉપર કહેલું છે કે, આ ભમરો રાત્રે બહાર નીકળે છે. તે બહાર નીકળ્યા પછી બત્તી ઉપર મોહ પામીને ઝડપ મારશે તેવોજ વાસણમાં પડી ગ્યાસલેટ હોવાને લીધે મરણ પામશે. બીજો ઇલાજઃ—દીવેલાનાં બીઆં તળી તેનો ભૂકો બનાવવો અને ઉપર મુજબ છાછરૂં વાસણ લઇ પાણીમાં મેળવી તે વાસણ મૂકી દેવું. તેની વાસથી પણ ભમરો અંદર આવીને પડી મરી જાય છે. ૧૦--૧૫ ઝાડ દીઠ ઉપરના ઇલાજવાળું એક વાસણ મૂકવું. ચોથો પણ એક ઇલાજ છે તે એ કે, વાડીમાં જૂદી જૂદી જગ્યાએ જૂના પડીઆનો ઢગલો કરવો. આમાં માદા પોતાનાં ઇંડાં મૂકશે. તે ભેગાં કરી બાળી મૂકવાથી તેમનો નાશ થશે.

**(૨) લાલ ભમરો (ધનેડું)**:–આ ભમરો લાલ રંગનો હોય છે અને ઉપરના ભમરા જેટલોજ નુકસાનકારક છે, એટલુંજ નહિ પણ જરા વધારે નુકસાનકારક કહીએ તોપણ ચાલે. આ ભમરાઓ ઝાડના દરેક જાતના ભાગમાં તેમજ સડી ગયેલા ભાગમાં પોતાનાં ઇંડા મૂકે છે. આ જાતના ભમરાઓ ઝાડના નરમ અને કુમળા ભાગોને ખાઇને અને કાણાં પાડીને પુષ્ટ થાય છે અને તેમાંજ ફરી પોતાનાં ઈંડાં મૂકે છે અને વખતસર ઇંડાંમાંથી બીજા ભમરાઓ બની પાછો ઉપદ્રવ કરે છે. એમ ચાલ્યાજ કરે છે અને આમ ઝાડોને મોટા પ્રમાણમાં સડો લાગે છે. આને ઓળખવાની રીત એ છે કે, જ્યાં આગળ કાણું હોય તેની પાસે કાન ધર-

વાથી એક જાતનો અવાજ નીકળે છે. આનો ઉપાય જ્યાં કાણું હોય ત્યાંથી તેટલો ભાગ કાપી કાઢવો અને ઉપર મુજબ ડામરથી ઘા ભરી કાઢવો. ડામર અંદર જાય તેમ ન હોય તો ડામરનું પોતું પલાળી કાણામાં ખોસી દેવું અને ઉપરથી સીમેંટથી બંધ કરી દેવું. રોગ ભયંકર હોય તો ઝાડ કાપી બાળી મૂકવું. સારાં તંદુરસ્ત ઝાડોને આ રોગ લાગુ પડતો નથી; માટે તેમની તંદુરસ્તી ઉપલા ઉપાયોથી સાચવવાને કાળજી રાખવી. ઝાડને હમેશાં તપાસતાં રહેવું અને જરા પણ રોગની નિશાની જણાય તો તુરત ઇલાજ કરવો. આમ કરવાથી પણ રોગોનો અટકાવ થશે. બીજું વાડીમાં મરી ગયેલાં ઝાડો અગર બાજી વસ્તુઓના કટકા ઠેકઠેકાણે રાખી મૂકવા. તેમાં ઉપલાં જંતુઓ કદાચ થયાં હોય તો તે તપાસતાં રહેવું અને તેવું માલમ પડે કે તુરત તેમનો નાશ કરવો.

### નાળિયેરની ઉપયોગીતા

ઉપર શરૂઆતમાં કહ્યું છે કે, નાળિયેરીને કલ્પવૃક્ષ માનવામાં આવે છે તે બીલકુલ યથાર્થ છે; કારણ નાળિયેરીના ઝાડમાંથી, ઘરસંસારની ઉપયોગી ચીજો બને છે. જેવી કે સાવરણી. (પાનના રેષામાંથી,) ઘર ઉપર નળીઆંતરીકે આનાં પાનને એક પ્રકારથી ગુંથીને ગરીબ લોકો ઉપયોગ કરે છે. ઉપર જણાવ્યા મુજબ ત્રાવણકોર એટલે મલબારકિનારા ઉપરના લોકો આ ઝાડમાંથી પોતાની ઉપયોગની ઘણીખરી ચીજો બનાવી જાણે છે. અહીંઆં તેમાંથી નીકળતા કાચા પદાર્થો જેવા કે કોપરૂં, ફળની ઉપરની છાલ, કાચલીઓ વગેરેનું શું શું બને છે તે તપાસીએ. ઉપરની ચીજો સારા પ્રમાણમાં પરદેશ ખાતે જાય છે અને ત્યાં આપણને નવાઇ પમાડે એવી રીતની ચીજો તેમાંથી બને છે, જે આપણે ત્યાં પાછી આવે છે અને મોઘી કિંમતે વેચાઇ આપણી જરૂરીઆતો પૂરી પાડે છે.

### ફળ ઉપરની છાલનું રૂપાંતર

જે નાળિયેર આપણને બજારમાં વેચાતું મળે છે તે તેવીજ સ્થિતિમાં ઝાડ ઉપર નથી હોતું; પણ તેના ઉપર કુદરતે સખત રેષાવાળી છાલ ચઢાવેલું હોય છે. જો કે તે બહારથી સુંવાળી અને ખુબસુરત દેખાય છે પણ તે રેષાઓ બહુ ચીકણા હોય છે. આ રેષાઓને ખરા પાણીમાં ઘણો વખત રાખી કહોવડાવવામાં આવે છે. પછી તેને મોગરાથી કૂટીને રેષા છૂટા પાડી શકાય છે. તેની અહીંઆં અમુક જાતના લોકો (ખારવા વગેરે) દોરડીઓ જેને આપણે કાથીની દોરડી કહીએ છીએ તે બનાવે છે. દોરડીઓ કેટલી ઉપયોગી છે તે કોઇ પણ હિંદવાસીથી અજાણ્યું નથી. ઘર બાંધવામાં, ઘરમાંની ચીજો જેવી કે ખાટલા વગેરે ભરવામાં આનો મોટા પ્રમાણમાં હિંદુઓ ઉપયોગ કરે છે. આ દોરાની બરોબરી ભાગ્યેજ કોઈ બીજી જાતના દોરા કરી શકતી હશે; પરંતુ આ કરવાનું કામ ઘણું સખત મહેનતનું છે, આને માટેજ આપણી સરકારે અંદામાન જેવા બેટોમાં મોકલવામાં આવતા જન્મટીપના કેદીઓને કૂટવાનું કામ સોંપ્યું છે. ત્યાં આને માટે તેમના ઉપર કેવી રીતે જુલમ ગુજારવામાં આવે છે, તે અહીં બીલકુલ અસ્થાને હોવાથી લખ્યું નથી અને બીજા પ્રાંતોમાં જ્યાં આ ઝાડોની ખેતી છે ત્યાંના સખત મજુરીના કેદીઓને પણ આ કૂટવાનું કામ સોંપવામાં આવે છે. તેના આમ કૂટી તૈયાર કરેલા રેષા પરદેશ ખાતે પણ ચઢે છે. ત્યાં આધુનિક મશીનરીની સહાયથી મોટાં દોરડાંઓ (જેવાકે કોસમાં વપરાય છે તેવાં) બનાવવામાં આવે છે. આ રેષાઓનું પૃથક્કરણ કરી દોરડાંઓ બનાવવાના, પાથરવાની કંતાન બનાવવાના, બ્રશ બનાવવાના, વાળવાની સાવરણીઓ બનાવવાના, એમ જૂદા જૂદા વર્ગ પાડે છે અને છેલ્લા વર્ગના એટલે નરમ વર્ગના રેષાઓ ગાદલાં, મોટર ગાડીના તકીઆ, કોચો વગેરે ભરવામાં વપરાય છે અને એકદમ ભૂકો રહે તેનો ઉપયોગ ખાતરમાં થાય છે.

---

# શારીરિક સુખાકારીવિષે થોડીક સૂચનાઓ

(લેખક-એન. ટી. "દૈનિક હિંદુસ્થાન" તા. ૧૦-૧-૨૭ માંથી)

જ્યારે તબિયત બગડે ત્યારે દવાની દરકાર નહિ રાખતાં દવાવગરના કુદરતી ઉપચારો અજમાવો.

લાંબા સમયની કોઇ વેદના હોય તો એમ નહિ ધારવું કે, અઠવાડીઆમાં સાજા થવાશે. નિયમિત વ્યાયામ ચાલુ રાખી મગજશક્તિનો ઉપયોગ કરવો.

તાપના વખતમાં કાળાં કપડાં પહેરવાં નહિ. તે ખરાબ દેખાય છે તથા તાપને ખેંચે છે.

શરીરપર અંદરના ભાગમાં ગરમ–ઉનનું કપડું સારા અસ્તરવગર પહેરવું નહિ.

તબિયતની સંભાળની પણ દરકાર ન રહી શકે એટલા ઉદ્યોગમાં અહોરાત્ર મચ્યા રહેવું નહિ.

ઉંડા શ્વાસ લેવાની કસરત હરગીઝ ભૂલવી નહિ.

કદી ઉન્માદકારક કેફી પીણાં પીવાં નહિ.

તદ્દન બંધ અંધારી જગ્યામાં રહેવું નહિ. તદ્દન બંધ ઓરડામાં સૂવું નહિ. પૂરતો પ્રકાશ અને સ્વચ્છ હવા બને એટલી છૂટથી લેવાં.

આઠ કલાકથી વધારે નિદ્રા લેવી નહિ.

કોઇ પણ પ્રકારનો મ્લેચ્છ–માંસાહાર–ખોરાક ભૂલેચૂકે સહેજ પણ લેવો નહિ.

એડીવાળા બૂટ પહેરવા નહિ, તેમજ એકદમ સંકુચિત ટાઇટ કપડાં પહેરવાં નહિ.

દરરોજ થોડો પણ શારીરિક વ્યાયામ લેવાને ચૂકવું નહિ.

ઉતાવળે જમવું નહિ. ચાવીને ખાતાં પ્રસન્ન મનવડે પૂરતો સમય લો અને દીર્ઘ આયુષ્ય ભોગવો.

પુષ્કળ પાણી પીવાને જરા પણ અચકાતા નહિ.

જમતાં એક કલાક પહેલાં અથવા જમીને તરત કસરત કે મહેનતનાં કામ કરવાં નહિ.

કોઇ પણ રીતે તંબાકુનો ઉપયોગ કરવો નહિ.

માંદાને ખાવા કાંઈ પણ આપવું નહિ; માત્ર પ્રવાહી દૂધ, કાંજી, હલકો જુજ ખોરાક આપી અંદરના અવયવોની શુદ્ધિ સ્વલ્પ સમય થવા દો.

દરરોજ નહાવાને અચકાવું નહિ.તેમ ન બને તો અઠવાડીઆમાં ત્રણ વખત પણ ચૂકવું નહિ.

ચાહ, કૉફી, ભાંગ, ચરસ, ગાંજો, ધૂમ્રપાનનું નિત્ય અતિસેવન જીવલેણ છે.

કબજીઅતમાટે જુલાબ લેવો નહિ. એનીમા–પાણીથી કોઠો ધોઇ નાખવો.

તમારા અથવા તમારા કુટુંબમાટે દવા વગરના ઉપચારો અજમાવવાને ડરતા નહિ. જ્યારે કૂતરાંબિલાડાંને મારવા માગતા હો તો તેને લગતી દવા કરજો.

પેટના વિકાર–મળનો નાશ કરવા અવયવોની નિયમિત ગતિ–ચલનવલનમાટે જુલાબ આદિનો ઉપયોગ નહિ કરતાં થોડે દિને તદ્દન નિરાહાર અપવાસનો અચુક અખતરો અજમાવો.

તંદુરસ્તી, સુખ અને દવાવગરના ઉપચારોને લગતું સર્વ સાહિત્ય વાંચવાને આળસ રાખવું નહિ.

બાળકને નવ માસસુધી માત્ર દૂધ તથા પાણીસિવાય કાંઇ આપવું નહિ.

જ્યાંસુધી સ્ત્રીપુરુષોના શરીરના બાંધા સબળ ન હોય, ત્યાંસુધી તેમનો લગ્નસંબંધ યોજવો નહિ.

કોઇના પણ હોઠ ઉપર ચુંબન લેવા કદી લલચાતાં નહિ.

ગમે ત્યાં ખુરસીમાં ઢીલા થઈ બેસવું નહિ, હમેશાં ટટાર સીધા બેસવાની ટેવ રાખવી.

જ્યારે સામાને હૃદયવેદના જેવી કાંઇ શિથિલ બેચેન પ્રકૃતિ જેવું ભાસે, ત્યારે તેની સાથે કુસ્તી કરવા યા બાથ ભીડવા યા ભેટવા જરા પણ હુંશિયારી દાખવવી નહિ.

સર્વદા સૂર્યોદયપૂર્વે નિદ્રાત્યાગ કર્યા બાદ બીછાનામાં આળસથી ન આળોટતાં શૌચ, દંતધાવન ઈ૦ શુદ્ધક્રિયાથી મુક્ત થઇ સ્નાનસેવાસ્મરણમાં સજ્જ રહો. એ નિયમિત અનુષ્ઠાન શરીર, મન, આત્મોન્નતિના અપૂર્વ આદેશ સહજ સાધ્ય કરશે.

સર્વે ઇંદ્રિયોને સ્વાધીન રાખો. કોઇ પણ પ્રકારે તેને સ્વાધીન થવું નહિ. મનને સદા આનંદ સાથે અંકુશમાં રાખો, ઉજ્જવળ જીવન–ઉત્કર્ષ પ્રાપ્ત કરો.

ગૃહશુદ્ધિ અર્થે ધૂપ વગેરે સાહિત્યોવડે માર્જન કરો. અઠવાડીએ એકવાર હવન કરવો.

પ્રાતઃકાળે તેમજ સાયંકાળે ખુલ્લી હવામાં ફરવાની ટેવ શરીરસુખમાટે અત્યંત હિતાવહ છે.

ભૂખતરસ વેઠી, મારવી નહિ. શરીરની પાચનશક્તિના પ્રમાણમાં નિયમિત ખોરાક લેવો. મળમૂત્રાદિ નૈસર્ગિક હાજતોમાં અવરોધ પાડવો નહિ.

માનસિક આધિ ઉપાધિમાં કિંચિત ઉદ્વેગ રાખવો નહિ. 'જે થાય તે સારાને માટે' ધૈર્ય અને શૌર્યથી સદા સંતોષનું સબળ સેવન ચાલુ રાખવું. જેથી પહાડ સરખાં સંકટો ક્ષણમાં તૂટી પડશે.

# દૂધ* કેવી રીતે વાપરવું ?

(લેખક–મજમુદાર 'ગુજરાતી કેસરી' તા. ૧૨–૧૧–૨૫ ના અંકમાંથી)

"આપણા શરીરનો વિકાસ કરવા અને ટકાવી રાખવા જે જે પદાર્થોની અગત્ય છે તે સર્વ પદાર્થો એકલા દૂધમાંથી મળી શકે. આથી આપણે દૂધને એક સંપૂર્ણતા પામેલા ખોરાકતરીકે ઓળખી શકીએ; અર્થાત્ દૂધના જેવો ઉત્તમ ખોરાક બીજો એક પણ નથી. દૂધમાં મુખ્ય બે વસ્તુઓ હોય છેઃ–ઘી (ફૅટ) અને દૂધમાંથી બનતી ખાંડ. ઘી–માખણને આપણું શરીર એકદમ ઉપયોગમાં લઇ લે છે અને મીલ્કશુગર ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

મીલ્કશુગર (દૂધમાંથી બનતી ખાંડ) શરીરના વિકાસને અર્થે ઉત્તમ જણાઇ છે. આપણી શેરડીની ખાંડમાં જે હાનિકારક તત્ત્વો છે તે બધાંથી આ ખાંડ તદ્દન મુક્ત છે; પણ આ ખાંડ (મીલ્કશુગર) પ્રાણીઓના દૂધસિવાય કુદરતના બીજા કોઇપણ ખૂણામાંથી જડી શકી નથી.

આપણે જાણીએ છીએ કે, દૂધ વાસી થાય છે ત્યારે ખાટું થઇ જાય છે, પણ માંસની પેઠે બગડી જતું નથી. આનું કારણ આ ખાંડજ છે. મીલ્કશુગર ધીમે ધીમે પાચન થાય છે અને માલ્ટશુગર કરતાં ચોથા ભાગના વખતમાં શરીરમાં શોષાઇ જાય છે. એ વળી ધીમેથી પચતી હોવાથી જઠરની આગળ વધીને આંતરડા લગી જાય છે. ત્યાં લગણમાં ધીમે ધીમે પચે છે અને ત્યાં લેક્ટીક એસીડના રૂપમાં ફેરવાઈ જાય છે. આ લેક્ટીક એસીડ શરીરમાં થતા **બિગાડને અટકાવી કરોડો મનુષ્યોના પ્રાણ બચાવે છે.** આ મીલ્કશુગરને લીધેજ દૂધ બગડતું નથી; ફક્ત ખાટું થઇ જાય છે, જ્યારે માંસ બગડી જાય છે. ડૉ૦ કેલોગ લખે છેઃ–"દશ વર્ષો પૂર્વે મેં એક માંસનો ટુકડો છાશની બરણીમાં નાખી મૂકયો. આ ટુકડાને કોઇપણ જાતની જંતુવિનાશક દવા લગાડયાવગરજ નાખ્યો હતો; છતાં આજે દશ વર્ષ પછી જોતાં એ એમનો એમ બગડયાવગર નીકળ્યો ! આ બધા પ્રતાપ પેલા મીલ્કશુગરના અને એસીડ (ખટાશ) ઉત્પન્ન કરનાર જંતુઓનાજ છે; એટલે નાનાં બચ્ચાંની પાચનક્રિયા વગેરેને સંભાળવાનું કામ કુદરતજ દૂધની મારફત કરે છે.

દૂધમાં કેસીન નામનો જે પદાર્થ છે, તે શરીરનો વિકાસ અને મરામત ઘણી જલદી કરી ખોરાકને બરાબર પચાવે છે અને પોષણાર્થે શરીરમાં ભળી જાય છે. આ સિવાય દૂધમાં બીજાં પ્રોટીન્સ પણ છે. એ પણ ઉપર પ્રમાણેજ કામ કરે છે.

વળી ગાયના દૂધમાં માતાના દૂધ કરતાં ચારગણા ક્ષાર છે. દૂધમાં મુખ્યત્વે કરીને ચૂનો વધારે છે. એક પીંટ ચૂનાના પાણી(લાઇમ વૉટર) માં જેટલો ચૂનો હોય છે તેના કરતાં ૧૧ થી ૧૬ ગ્રેન જેટલો વધારે ચૂનો એક પાંટ દૂધમાંથી મળી આવે છે. આ જગાએ માંસાહાર અને વનસ્પતિ આહારનો ફેર પ્રત્યક્ષ થાય છે. માંસમાં દૂધથી ડબલ ચૂનો હોય છે, છતાં શરીરમાં તો તે ફક્ત અડધો ગ્રેનજ ભળવા દે છે. હાડકાંના વિકાસનો મુખ્ય આધાર ચૂના ઉપરજ છે; એટલે આખા શરીરના વિકાસમાટે કુદરતે દૂધ જેવો ઉત્તમ ખોરાક બીજો એકકે બનાવ્યો નથી. ચૂનો હાડકાંના વિકાસમાટે અને પ્રોટીન માંસપિંડના વિકાસમાટે વપરાઈ જાય છે.

એક બીજું અગત્યનું સત્વ દૂધમાં છે. તેને વીટામીન કહે છે અને આ સત્વને લીધેજ દૂધ ઉત્તમમાં ઉત્તમ ખોરાક કહેવાય છે. દરેક વનસ્પતિ પોતપોતાનું વીટામીન જમીનમાંથી સત્વો કાઢી બનાવી લે છે, પણ ગાય કંઇ તેને બનાવી શકતી નથી. ગાય તો આવી જૂદી જૂદી જાતની વનસ્પતિ જે પોતાને ઉપયોગી જણાય તે ખાય છે અને બધાં વીટામીનનો સામટો જથ્થો દૂધવાટે બહાર કાઢે છે. અલબત, આ જગાએ દૂધ તદ્દન ચોખ્ખું અને તાજુંજ દોહેલું સમજવાનું છે, નહિ કે ઉકાળેલું અથવા જંતુવિનાશક દવાઓના ભેગવાળું (મુંબઇના દૂધ જેવું).

દૂધમાં કેટલાક પાચક રસો પણ છે–ડાઇજેસ્ટીવ, ફરમેંટસ, ગેલેકટોઝ, ઓકસીડેઝ અને રીડકટેઝ. આ બધા પાચનક્રિયામાં ખાસ મદદ કરે છે. **દૂધ ઉકાળવાથી આ બધા રસોનો નાશ થાય છે.** આ રસનો નાશ થાય છે કે નહિ તે જોવા સ્ટોર્ચ નામના વિદ્વાને નીચે પ્રમાણે અખતરો અજમાવ્યો છે.એક કાચની કસનળી (ટેસ્ટ ટયુબ)માં પાંચ કયુબીક સેંટીમીટર દૂધ લઇ તેમાં એક

---

* અમેરિકાના ગોવાળીઆઓ અને ખેડુતો આગળ ડૉ. જે. એચ. કેલોગે આપેલા ભાષણનો તરજુમો વ્યાખ્યાનકર્તાના 'ઑટો ઈન્ટૉક્સીકેશન' નામના પુસ્તકમાં આ આખું વ્યાખ્યાન છપાયું છે.

ટીપું બે ટકા હાઇડ્રોજન પેરોક્સાઇડ અને બે ટીપાં બે ટકા સોલ્યુ૦ પેરાફેનેલીન ડીયામીન નાખી હલાવવું. જો દૂધ ઉકાળેલું નહિ હોય તો ઘેરો જાંબલી રંગ દેખાશે અને ઉકાળેલું હશે તો કોઇ રંગજ થશે નહિ.

દૂધને આપણે પ્રવાહી 'ટીસ્યુ' પણ કહી શકીએ; કારણ એ લોહીમાંથીજ બનેલું છે અને તાજું દોહેલું, શરીરની ગરમીથી ગરમ લાગતું ધારોષ્ણ દૂધ લોહીની માફક જંતુઓને મારી નાખવાની શક્તિવાળું હોય છે. લોહીમાં દેખાતા એન્ટીબોડી, એગ્લુટીનીન, એન્ટીટોકસીન અને ઓપ્સેનીન દૂધમાં પણ હોય છે. બધા એન્ટીબોડીઝનો જૂદો જૂદો ઉપયોગ માલમ પડચો નથી, પણ રોગને અટકાવવામાટે એ બધી ઘણી તૈયારીઓ કરી મૂકે છે. એમ માનવાને સબળ કારણો મળી આવ્યાં છે.

**દૂધ તાજું દોહેલું અને વગર ઉકાળેલુંજ વાપરવું જોઇએ. દૂધને ૧૫૮ ડીગ્રી ફેરનહીટ સુધી ગરમ કરવાથી એમાંના એન્ટીબોડીઝ મરી જાય છે અને ૧૯૬ ડીગ્રી ફેરનહીટે એમાંના પાચક રસોનો નાશ થાય છે. તેથી દૂધ ઉકાળ્યાવગરનુંજ વાપરવું.** વિજ્ઞાનશાસ્ત્રીઓએ ઉંદર ઉપર દૂધના અખતરા અજમાવ્યા છે. થોડાક ઉંદરો પકડી અમુક વખત સુધી કેટલાકને ફક્ત ઉકાળેલું દૂધ ખોરાકતરીકે આપ્યું ને થોડાને વગરઉકાળેલું દૂધ આપવામાં આવ્યું. ઉકાળેલું દૂધ પીનારા ઉંદરો અમુક મુદ્દત પછી તપાસતાં, જેવા હતા એવા ને એવા માલમ પડચા અને વગર ઉકાળેલું દૂધ પીનારા જાડા, જબરા અને હૃષ્ટપુષ્ટ માલમ પડચા. આ અખતરો કુદરતી–ધારોષ્ણ–દૂધ વાપરવાની બાબતને પુષ્ટિ આપે છે.

વગરઉકાળેલા દૂધમાં ખટાશ ઉત્પન્ન કરનાર બેકટીરીઆ હોય છે. તે હાનિકારક જંતુઓની સામે થાય છે, તેથી દૂધ માંસની પેઠે ગંધાઇને બગડી જતું નથી; પણ દૂધ ઉકાળવાથી એ જંતુઓ મરી જાય છે, તેથી દૂધને બગડતાં વાર લાગતી નથી અને હાનિકારક જંતુઓ પણ વગર-અડચણે તેની અંદર ઉછરી શકે છે.

ખરેખર, કુદરતે ઉત્પન્ન કરેલું દૂધ વીટામીન અને એન્ઝાઇમિથી ભરપૂર છે. એમાંના પ્રોટીન મગજને તથા સ્નાયુઓને પોષણ આપી વધારે છે; સોલ્ટસ શરીરમાં રહેલા હાડપિંજરને પુષ્ટિ આપે છે અને ફેટસ–ઘી–(સ્નેહ) વિકાસક્રમની ગતિને આગળ ધપાવે છે; પણ અફસોસની વાત છે કે આપણા લોકો એ દૂધને ઉકાળીને એટલે એમાંનાં ખાસ અગત્યનાં તત્ત્વોનો નાશ કરીનેજ વાપરે છે!

ઉકાળ્યા વગરનું દૂધ પણ ચોખ્ખું તો હોવુંજ જોઇએ. ઠેઠ ગાય બાંધવાના તબેલા આગળથી સ્વચ્છતાની કાળજી રાખવી જોઇએ. ગાય, ભેંસ વગેરે પ્રાણીઓ પણ નિરોગી હોવાં જોઇએ. રોગી પ્રાણીઓનું દૂધ અસંખ્ય રોગોને જન્મ આપે છે અને કરોડો મનુષ્યો આ રોગોના ભોગ થઇ પડે છે. ઘણીવાર એમ જણાયું છે કે, ગંદા તબેલાની ગાયભેંસના દૂધથીજ ક્ષયરોગ લાગુ પડચો હતો.

હવે દૂધ કેવી રીતે ખાવું જોઇએ? દૂધને જો આપણે નાના ઘુંટડા ભરીને તથા 'ચાવી ચાવી'ને ગળે ઉતારીએ તો એ 'સલાઇવા' લાળ સાથે ભળી જઇ મોઢામાં પાતળું થઇ પેટમાં જાય છે, તેથી એને પચતાં વાર લાગતી નથી; પણ એમ ને એમ ગળે ઉતારવાથી જઠરમાં પહોંચતાં પહોંચતાંજ ફાટીને દહીં બની જાય અને તેથી પચતાં ઘણો વખત લાગે.

જ્યારે નાનાં બચ્ચાંઓને માતાના દૂધને બદલે ગાયના દૂધથી ઉછેરવાનાં હોય, ત્યારે ગાયના દૂધને માફકસર પાતળું અને માતાંના દૂધ જેવું બનાવી આપવું જોઇએ. અમેરિકામાં દર વર્ષે નવાં જન્મતાં પચીસ લાખ બાળકોમાંથી અઢી લાખ બાળકો દૂધની આ પ્રકારની સંભાળ નહિ લેવાથી મરણને શરણ થાય છે. ગાયના દૂધમાં માતાનાં દૂધ કરતાં ચારગણો ચૂનો, ત્રણગણાં પ્રોટીન્સ અને બેતૃતીઆંશ જેટલી ખાંડ હોય છે.

આંચળવાળાં પ્રાણી પોતાનાં બચ્ચાંનાજ વિકાસમાટેજ ઉપયોગી થાય એવું દૂધ ઉત્પન્ન કરે છે. ગાયનો વાછરડો બે વર્ષે જુવાન બળદતરીકે ઓળખાય છે એટલે કે ગાયનું દૂધ એનાં બચ્ચાંને બે વર્ષે જુવાન બનાવે છે. માણસોમાં સોળ વર્ષે જુવાની આવે છે, એટલે ગાયના કરતાં

આઠમા ભાગની પાચનશક્તિ ઈશ્વરે માણસને આપી છે. માતાનું દૂધ માફકસર અને સોળ વર્ષે જુવાન બનાવી શકે એવું બનાવ્યું છે, તેથીજ ગાયના દૂધને માફકસર પાતળું કરી નાનાં બચ્ચાંના ઉપયોગમાં લેવું. માફકસર પાતળું કરવાની સહેલી રીત નીચે પ્રમાણે છેઃ–જેટલું દૂધ હોય તેટલુંજ ચોખ્ખું પાણી લઈ એક શેરે અધોળ ખાંડ નાખી ઉપયોગમાં લેવું.

કેટલાક માણસોને દૂધ ઉપર કુદરતી અણગમો ઉત્પન્ન થયેલો હોય છે; એટલે દૂધની સામે નજર સુદ્ધાં કરતાં, એમનો જાણે જીવ ઉડી જાય છે. આવા માણસો ડાકટરની દેખરેખ નીચે પહેલાં એક શેર પાણીમાં એક ચમચો દૂધ, પછી બે ચમચા, એમ ધીમે ધીમે પ્રમાણ વધારી દૂધ પીતાં શીખી શકે છે અને અણગમો દૂર કરી શકાય છે.

શરીરની ચરબી વધારવા તથા શરીરનો બાંધો મજબૂત કરવા ડૉકટરો દૂધને દવાતરીકે વાપરે છે ને એમાં એમને સફળતા પ્રાપ્ત થઇ છે.

દૂધ એ માંસ તથા ઇંડા કરતાં ઘણો સસ્તો અને સલામતીભર્યો ખોરાક છે અને માંસ કરતાં વધારે ગુણકારી અને સલામતી ભર્યો છે. એટલે માંસાહારી લોકો, માંસ ત્યજી, ગાયોને પાળી-પોષી દૂધજ ખાય--પીએ તો ઘણો ફાયદો થાય. સરકાર પણ કતલખાનાં તરફથી લક્ષ ઓછું કરી ગોરક્ષાના પ્રચારને ઉત્તેજન આપે તો નિર્દોષ પ્રાણીઓની હિંસા થતી અટકે અને ઠેર ઠેર નમાલાં અને માઈકાંગલાં મનુષ્યોને બદલે હૃષ્ટપુષ્ટ ( ચોખા જેવા ! ) મનુષ્યોજ નજરે પડે.

---

# શરીરસુખાકારી જાળવવાનો અમૂલ્ય ઉપાય

(લેખકઃ—**રમણલાલ જયકીશનદાસ** બી. એ.–વડોદરા. '**વ્યાયામ**'માંથી)

દુનિયામાં એવો કયો મનુષ્ય છે કે જે તંદુરસ્તી જાળવવા ન ઇચ્છે ? સૌ કોઇને સુખ પ્રિય હોય છે. કહ્યું છે કેઃ–" આપ સુખી તો જગ સુખી ! " સુખના સંગી થનાર અસંખ્ય મળે, પણ દુઃખમાં ભાગ પડાવનાર ક્વચિતજ નજરે પડે છે; તોપછી પ્રશ્ન એજ રહે છે કે, ખરો સુખી કોણ ? સાર્વભૌમ રાજા, તવંગર શેઠીઓ, જંગલનો જોગી કે રસ્તાનો ભીખારી ? આ બધામાં સુખી કોણ ? આ પ્રશ્નનો એકજ ઉત્તર કે, સુખી એજ હોઇ શકે કે જે શરીરે તંદુરસ્ત છે. દુનિયાનાં સુખો પૈકીનું પહેલું સુખ તે " જાતે નર્યાં " એમાં બે મત સંભવતાજ નથી. હરકોઇ આ વાત જાણે છે અને માને છે; પરંતુ ઘણેભાગે મનુષ્યો આ સુખ મેળવવા તથા જાળવવાના સહેલા ઉપાયોથી અજાણ હોય છે અગર જાણતા હોવા છતાં તે પ્રમાણે વર્તવાની ટેવ વગરના હોય છે.

શરીરના કુદરતી સંચાને ચાલુ સ્થિતિમાં રાખવાને દરેક માણસે ખોરાક લેવો પડે છે; પરંતુ આ ખોરાક પણ શરીરને રુચતો અને માફકસરજ લેવાની જરૂર છે. ખોરાક પેટમાં ગમે તે પ્રકારે ઠોંચ્યો એટલાથી કાંઈ શરીરની સુખાકારી જળવાતી નથી; પણ જે ખોરાક શરીરમાં દાખલ થાય તેને પચાવવાની શક્તિની ખાસ આવશ્યક્તા છે અને જે માણસની પાચનશક્તિ સતેજ હોય તેજ માણસ તંદુરસ્ત રહી શકે છે. ખોરાકનો અપચો અટકાવવાને અને આ પાચનશક્તિને હમેશાં સતેજ રાખવાને ફક્ત એકજ અને સહેલો ઉપાય છે અને તે એજ છે કે, "તમારા ખોરાકનો દરેક કોળીઓ તેમાંનો તમામ રસ ચુસાઈ જાય ત્યાંસુધી ચાવવાની ટેવ પાડો." આ કાંઈ હાલમાંજ થયેલી નવીન શોધ નથી. આશરે સો વર્ષ પહેલાં "સ્પેલનઝાની" નામના મનુષ્યે પોતાની જાત ઉપરજ અખતરો કરી પૂરવાર કર્યું હતું કે, સારી પાચનશક્તિમાટે પૂરેપૂરૂં ચાવવાની ખાસ આવશ્યકતા છે. દરેક ખોરાકમાં જૂદો જૂદો સ્વાદ રહેલો છે અને આ સ્વાદથી થતો આનંદ, તેમ પેટની તંદુરસ્તી આજ એક ટેવથી વધારી શકાય છે. તો શામાટે સહેલથી મેળવી શકાતી તંદુરસ્તીમાટે દરેક માણસે નાનપણથીજ આ ટેવ પાડતાં ન શીખવું ? ચાવવાની ટેવ સારી હોય તો ગમે તે ચીજ વગરનુકસાન કર્યે શરીરમાં ગબડાવી શકાય. ગયા સૈકામાં ગુલામ વેચવાનો ધંધો કરનારા પણ પોતાના ગુલામોના દાંત તરફ ખાસ કાળજી રાખતા હતા અને ગુલામનો એક એક દાંત ઓછો થતાં તેની કિંમતમાં પણ તે પ્રમાણે ઘટાડો થતો હતો. મોટા મોટા ડૉક્ટરો પણ પોતાના દરદીને ચાવવા તરફ સંપૂર્ણ લક્ષ આપવા ખાસ ભલામણ કરે છે અને કહે છે

કે, અપચો થવાનું મૂળકારણ અપૂર્ણ ચાવવું એજ છે. મહારાણી વિકટોરિયાના ડૉકટર સર એન્ડ્રુ કલાર્કે પણ કહ્યું છે કે, આપણને પ્રભુએ બત્રીસ દાંત આપ્યા છે તો આપણે ખાતી વખતે દરેક કોળીઆને બત્રીસ વખત ચાવવો જોઇએ. આટલુંજ નહિ પણ મોટી મોટી વીમા કંપનીઓ પણ વીમો ઉતારતી વખતે આ બાબત પણ ધ્યાનમાં રાખે છે.

આશરે પચાસેક વર્ષ ઉપર વેનીસમાં વસતા એક અમેરિકન વેપારીનો, શરીરમાં વિશેષ વધી ગયેલા વજનને લીધે, તેની ઉંમર પહોંચતી હોવા છતાં વીમા કંપનીએ વીમો લેવાની ના પાડી. આથી તેણે પોતાની તંદુરસ્તી વધારવા અનેક નિષ્ફળ પ્રયત્નો કર્યા. પછી એક અનુભવ કરી જોવા ખાતર સંપૂર્ણ રીતે ચાવવાની ટેવ પાડવા માંડી અને તેને ફક્ત થોડાજ વખતમાં તેનો મીઠો અનુભવ થવા લાગ્યો. તેની તબિયત સુધરવા માંડી. આ ઉપરથી ચાવવાના ગુણોનો ઉંડો અભ્યાસ કર્યો અને એક-બે વર્ષ જેટલા ટુંકા સમયમાં તો તેણે અજાયબ લાયકાત, તંદુરસ્તી અને શક્તિ મેળવી. ત્યારપછી તો તેણે આજ વિચારોનો બહોળો ફેલાવો કરવાનો ધંધો હાથ લીધો અને તેનાં લખાણો વાંચીને અને ભાષણો સાંભળીને સેંકડો માણસો પોતાનો ખોરાક સંપૂર્ણ રીતે ચાવવા લાગ્યા અને સહેજમાં અજબ તંદુરસ્તીનો લાભ મેળવી શક્યા. આ અનુભવસિદ્ધ વાત દરેક જણે ધ્યાનપર લેવા જેવી છે.

વળી ખોરાક સંપૂર્ણ ચાવવાથી શરીરમાં રહેલા "સેલીવા" વગેરે પાચનક્રિયાને મદદ કરના રસોને ખોરાકસાથે એક રસ થઇ આ ક્રિયાને સતેજ કરવા તક મળે છે, તેમજ આ ટેવને લીધે ખોરાકનો જોઇતો સ્વાદ ચાખી આનંદ મેળવી શકાય છે; એટલુંજ નહિ પણ ખોરાક જ્યારે ચવાતો હોય છે, ત્યારથીજ આપણે જેને "પાચન રસ" ( એપીટાઇટ જ્યુસ ) કહીએ છીએ, તે પેટમાં પડવા માંડે છે અને એ રીતે ખોરાક એકરસ થઇ પેટમાં જતાંની સાથેજ તેને પચાવવાની શરૂઆત કરવા પેટ તૈયાર થઇ જાય છે. આ પ્રમાણે લેવાયલો ખોરાક પાચન કરવા પણ ઘણોજ થોડો વખત લાગે છે અને તંદુરસ્તીમાં પાચનશક્તિ સતેજ હોવાને લીધે કોઇ પણ જાતનો સડો પેસવા પામતો નથી; પરંતુ જ્યારે ખોરાક સંપૂર્ણ રીતે ચવાયા પહેલાં પેટમાં દાખલ થાય છે, ત્યારે આપણી પાચનક્રિયા કાંઇક મંદ થાય છે અને ખોરાક એજ સ્વરૂપમાં જોઇએ તે કરતાં વિશેષ વખતસુધી પેટમાંજ પડી રહે છે. આમ થવાથી વખતસર ભૂખ લાગતી નથી અને પેટમાં દુખાવો થઇ અનેક રોગો જન્મ થવા પામે છે.

ચાવવાની ક્રિયાને પેટમાં રહેલાં આંતરડાં સાથે પણ સીધો સંબંધ હોય છે. આ ક્રિયા એકલા પેટનેજ તેનું કામ કરવા સતેજ કરે છે એટલુંજ નહિ, પણ જ્યાં જ્યાં ખોરાકનાં પરમાણુઓને ફરવું પડે છે, તે સઘળા અવયવોને ઉત્તેજિત કરી બળવાન બનાવે છે.

માટે શરીરની તંદુરસ્તી જાળવવા તથા વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત કરવા ઇચ્છનાર દરેક મનુષ્યે જેમ બને તેમ સત્વર સંપૂર્ણ રીતે ખોરાક ચાવવાની ટેવ પાડવા પ્રયત્ન શરૂ કરવો જોઇએ. આ પ્રમાણે વર્તવાથી વખતોવખતનાં ડૉકટરોનાં બીલ ચૂકવવાનો કડવો અનુભવ સહેજમાં દૂર થઇ જશે. દરેક સમજુ પુરુષે આ ટેવ પાડી પોતાની જાતને તંદુરસ્ત કરી અન્યને પણ તેનો લાભ લેવા પોતાથી બનતો બોધ આપવો.

# હિંદુઓને પડકાર

( 'ગુજરાતી' તા. ૨૩-૧-૨૭ ના અંકમાંથી )

ઢાકા જીલ્લાના હિંદુઓની પરિષદના પ્રમુખપદેથી ડૉ૦ મુંજેએ જણાવ્યું કે, જ્યાંસુધી ધર્મમંદિરો અને અનાથ અબળાઓનું રક્ષણ કરી શકવાની આપણામાં શક્તિ નથી ત્યાંસુધી સ્વરાજ્યની વાત કરવી નિષ્ફળ છે. જ્યારે ધર્મનો તદ્દન વિધ્વંસ થવાની પળ આવે, ત્યારે હિંદુઓને સ્વરાજ્યના વિચારો પણ ન આવવા જોઇએ. સ્વામીજીનું મહાન કાર્ય તપાસો અને તરતજ આપણને માલમ પડશે કે, હિંદુ હિંદમાં સ્વરાજ્યની સ્થાપના એજ એમના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો; તેમજ જ્યાંસુધી આપણે અંત્યજોદ્ધાર ન કરી શકીએ, ત્યાંસુધી એ સ્વરાજ્યની સ્થાપના સ્વપ્નાં-

સમાનજ રહેવાની. બંગાળમાં સ્ત્રીઓની જે પતિત દશા આપણે જોઇએ છીએ તે ઉપરથી દરેક નેતાએ સમજવું જોઇએ કે, સ્વરાજ કરતાં પણ વધુ જરૂર આપણને એ માતાઓની છે. ભગવદ્-ગીતામાં હું તો માનું છું અને ગીતા ચોખ્ખું કહે છે કે શઠપ્રત્યે શઠતાનુંજ અનુકરણ કરવું.

# શાસ્ત્રોક્ત ખર્પર× અથવા ખાપરીઆની ઓળખ

( વૈદ્યકલ્પતરુના એક અંકમાંથી )

હાલ કેટલાક માસથી "અનુભૂત યોગમાલા" નામના પાક્ષિક હિંદી પત્રમાં શાસ્ત્રોક્ત ખાપરીયાસંબંધી ઘણી ચર્ચા કરવામાં આવી છે. તેમાં કેટલાએક વિદ્વાન વૈદ્યરાજોએ એવું સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે કે, ખર્પર એટલે તુત્થભેદ અને તે તુત્થભેદ મળતો ન હોવાથી તેને બદલે મોરથુથુ(તુત્થ)નો ઉપયોગ કરવો. ખર્પર એ તુત્થભેદ છે એવું બતાવનારાં પ્રમાણો તેમણે ભાવપ્રકાશ, ધન્વંતરિનિઘંટુ, રસમંજરી વગેરે ગ્રંથોમાંથી આપ્યાં હતાં. હવે આ બાબતમાં મોટા મોટા પ્રમાણભૂત રસગ્રંથોનો આધાર લઇને હું મારો વિચાર આપ સર્વ વિદ્વાનો સમક્ષ રજુ કરૂં છું. પ્રથમ તો રસશાસ્ત્રમાં ખર્પરનાં કયાં કયાં નામો આપવામાં આવ્યાં છે તેનો વિચાર ઉપયોગી થઈ પડશે.

**१–रसकेजसदं चौरं सीसकाकारसत्वकम् । रसकामधेनु**

આમાં ખર્પરનું નામ જસદ છે એવું સ્પષ્ટ કહ્યું છે.

**२–खर्परो नेत्ररोगारी रीतिकृत्ताम्ररंजनः । रसार्णव**

આમાં **रीतिकृत्** અને **ताम्ररंजनः** એ બે શબ્દોથી નિઃસંદેહ સિદ્ધ થાય છે કે, ગ્રંથકારને જસદ અર્થ અભીષ્ટ છે. **रीतिकृत्** એટલે પિત્તળ બનાવનાર અને **ताम्ररंजनः** એટલે ત્રાંબાને રંગ આપનાર. આ કાર્ય જસદથી થાય છે, પણ તુત્થ અથવા તુત્થભેદથી થતું નથી.

**३–जसदं द्विविधं प्रोक्तम् जसदं सस्यकं तथा । धातुरत्नमाला**

આમાં પણ જસદ શબ્દ સાફ લખ્યો છે.

**४–रसको रसकं चैवमतंयशद कारणम् मृत्तिकाभश्चपीताभः । रसतरंगिणी (नवीन)**

આમાં **यशद कारणम्** આ શબ્દ આપણું ખાસ ધ્યાન ખેંચે છે.

આ ગ્રંથકારે જેમાંથી ખર્પર ઉત્પન્ન થાય તેવી માટીને ખર્પર માની છે.

૫—કાઠીઆવાડ પ્રાંતમાં જસદને ખારીપારી કહે છે. ખારીપારી શબ્દ ખર્પરનો અપભ્રંશ છે.

હવે આપણે ખર્પરના ગુણધર્મસ્વરૂપનો શાસ્ત્ર પ્રમાણે વિચાર કરીએ. રસશાસ્ત્રના અનેક ગ્રંથોમાં લખ્યું છે કે, ખર્પરમાંથી કલઇ જેવું અથવા સીસા જેવું સત્વ નીકળે છે.

**६–वंगाभं पतितं सत्वं समादाय नियोजयेत् । रसरत्नसमुच्चय**

આમાં કલઈ જેવું સત્વ નીકળવાનું કહ્યું છે.

**७–सत्वं कुटिलसंकाशं मुच्यतेनात्रसंशयः । रसार्णव**

આ પ્રમાણમાં સીસા જેવું સત્વ નીકળવાનું લખ્યું છે.

**८–सत्वंवंगाकृतिग्राहयम् रसकस्यमनोहरम् । रसरत्नाकर**

આ ગ્રંથકાર પણ કલઈ જેવું સત્વ નીકળવાનું લખે છે.

**९–तदासीसोपमं सत्वं पतत्येवनसंशयः । रसप्रकाशसुधाकर**

આમાં પણ ખર્પરનું સીસા જેવું સત્વ નીકળવાનું માન્યું છે.

જો ખર્પરનો અર્થ માત્ર તુત્થભેદ અથવા તુત્થ એવો માનીએ તો તુત્થભેદ અથવા તુત્થમાંથી નાગ વંગ જેવું સત્વ નીકળવાનો કેવળ અસંભવ છે. તુત્થ અથવા તુત્થભેદમાંથી તો તામ્રજ નીકળે.

× જયપુર નિ૦ ભા૦ વૈદ્ય સંમેલનમાં વદ્યરાજ ત્ર્યંબકલાલ ત્રિભુવનદાસ મુનિએ "શાસ્ત્રોક્ત ખર્પર" એ વિષય ઉપર આપેલું વ્યાખ્યાન.

૧૦—વળી ખર્પરનો એવો સ્વભાવ છે કે, અગ્નિ ઉપર રાખવાથી તેમાંથી ધૂમ નીકળે અને બીજી ધાતુઓની જેમ અગ્નિ ઉપર સ્થિર રહે નહિ.

अस्थिरोऽग्निगतोऽत्यर्थं दह्यते क्षणमात्रतः । रससराजसुंदर

११–नागार्जुनेनकथितौ शुद्धौश्रेष्ठरसावुभौ । कृतौ येनाग्निस नौ रसखर्परकौसुभौ ॥
तेनस्वर्णमयासि र्जितानात्र संशयः । रसप्रकाशसुधाकर

અર્થ:—નાગાર્જુને પારો અને ખર્પર આ બે રસોને શ્રેષ્ઠ ગણ્યા છે અને આ બંનેને જે કોઈ અગ્નિ સહન કરે એવા બનાવે તેણે સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત કરી એમાં કંઈ સંદેહ નથી.

૧૨—આ નીચેનો શ્લોક પણ ઘણા રસગ્રંથોમાં જોવામાં આવે છે:—

रसश्चरसकश्चोभौ येनाग्निस नौकृतौ
देहलो दासीतस्य न संशयः ॥ रसरत्नसमुच्चय रसार्णव.
रसकामधेनु. टोडरानंद. आयुर्वेदप्रकाश. रसराजसुंदर–

અર્થ:—પારાને અને ખર્પરને જે અગ્નિ સહન કરે એવા બનાવી શકે તો દેહસિદ્ધિ અને લોહસિદ્ધિ દાસી છે.

૧૩—રસ કામધેનુમાં પણ ખર્પરમાંથી ધૂમ નીકળવાનું લખ્યું છે.

यदिवन्हौ विनिक्षिप्तः खर्परोधूमवान् भवेत् । पृष्ठ १५१

ખર્પરનો એક એવો ગુણ છે કે, તામ્ર આદિ ધાતુઓને રંગ આપે છે. તેમને સુવર્ણસમ પીતવર્ણ બનાવે છે.

१४–शुद्धं ताम्रं रसं तारं भवेत्स्वर्णप्रभं यथा । रसरत्नाकर

રસાર્ણવમાં તો તેનું નામજ તામ્રરંજન એવું આપ્યું છે.

હવે ખર્પરના વર્ણ અને સ્વરૂપનો વિચાર કરીએ. કેટલાક રસગ્રંથોમાં તેનો વર્ણ પીત લખ્યો છે અને કેટલાક આચાર્યોનો મત છે કે, શોધન પછી તે પીતવર્ણ થાય છે.

१५–कटुकालाबुनिर्यासेना लोडयरसकंपचेत् ।
शुद्धोदोषविनिर्मुक्तः पीतवर्णस्तुजायते । रसार्णव.

અર્થ:—કડવી તુંબડીના રસમાં ખર્પરને પકાવવું તેથી શુદ્ધ દોષરહિત પીતવર્ણ થાય છે.

१६–पारदष्टंक एकः स्याद् द्विपलंपीतखर्परम् । आयुर्वेद प्रकाश.

આમાં પીતવર્ણ ખર્પરનો પ્રયોગ કર્યો છે.

જો કે ભાવપ્રકાશમાં ખર્પરના ગુણ તુત્થ સમાન લખ્યા છે તોપણ અન્ય ગ્રંથો જોવાથી એવું દેખાય છે કે, ખર્પરમાં તુત્થથી જૂદા બીજા ગુણો છે.

१७–रसकः सर्वमेहघ्नः कफपित्तविनाशनः नेत्ररोगक्षयघ्नश्च लोहपारदरंजनः ।
त्रिदोषघ्नं च तत्सत्वं नेत्ररोगविनाशनम् । रसकामधेनु.

१८–त्रिदोषजित्पित्तकफातिसार क्षयज्वरघ्नोरसकोतिरूक्षः
नेत्रामयानां प्रकरोति नाशं स्याद्रंजकः कामलनाशनश्च । रसराजसुंदर.

અર્થ:—ખર્પર સર્વ પ્રમેહને મટાડે છે તથા નેત્રરોગ, ક્ષયરોગ અને કફપિત્તનો નાશ કરે છે. તામ્ર તથા પારદનું રંજન કરે છે (તેને રંગ આપે છે). તેનું સત્વ ત્રિદોષ તથા નેત્રરોગનો નાશ કરે છે.

ભાવપ્રકાશે ખર્પરના જે વામક અને ભેદક ગુણો લખ્યા છે, તેનો આમાં ઇસારો પણ નથી અને તુત્થના ગુણોથી ભિન્ન બીજા ગુણોનું વર્ણન છે.

૧૯—ખર્પરમાં નવીનજ્વર મટાડવાનો વિલક્ષણ ગુણ છે.

त्रिःसप्तजंभजलभावितखर्परस्य चूर्णं निशोत्थनवनीतविमार्दितं स्यात् ।
वल्लद्वयं हरतिशर्करयानुपानं सद्योज्वरंज्वरमुरारिरसश्चपुंसाम् । निघंटुरत्नाकर.

અર્થ:—તાજા માખણુમાં ખર્પરનું મર્દન કરી તેને એકવીસ વાર લીંબુના રસની ભાવના આપવી. આ જ્વરમુરારિ નામનો રસ બે વાલ પ્રમાણુમાં સાકરના અનુપાન સાથે આપવાથી નવીન જ્વરને મટાડે છે.

આમાં નવજ્વર મટાડવાનો ગુણ ખર્પરમાં હોવાનું લખ્યું છે.

હવે લઘુમાલિની વસંત જે બે ભાગ ખર્પર અને એક ભાગ સફેદ મરીને માખણ થાત લીંબુના રસમાં ઘુંટવાથી બને છે તેના શાસ્ત્રોક્ત ગુણોને પણ લક્ષમાં લેવા જોઇએ.

२०–जीर्णे ज्वरे धातुगतेतिसारेरक्तान्वितेतत्कभवेविकारे ।
घोरव्यथे पित्तभवे च दोषे वल्लद्वयंदुग्धयुतं च पथ्यम्
प्रदरंनाशयत्याशुतथादुर्नामशोणितम् । विषमं नेत्ररोगं च गजेंद्रपिवकेसरी
वसंतोमालिनीपूर्वः सर्वरोगहरः शिशोः गर्भिण्यसचदेयोवैजयंत्याः पुष्पकैः सह
सर्वज्वरहरः श्रेष्ठो गर्भपोषणउत्तमः । योगरत्नाकर.

અર્થ:—આ માલિની વસંત જીર્ણજ્વર, ધાતુગતજ્વર, રક્તાતિસાર, રક્તવિકાર, અતિશય પીડાવાળો પિત્ત દોષ-એમાં બે વાલ આપવો અને દૂધસહિત પથ્ય આપવું. તે પ્રદરને તથા અર્શના લોહીને મટાડે છે અને જેમ સિંહ હાથીનો નાશ કરે છે તેમ વિષયનેત્ર રોગોનો નાશ કરે છે. આ માલિની વસંત બાળકોના સર્વ રોગોનું હરણ કરે છે. ગર્ભિણીને જાઇના ફૂલ સાથે આ દવા આપવી. આ શ્રેષ્ઠ રસ સર્વજ્વરનો નાશ કરનાર તથા ઉત્તમ રીતે ગર્ભનું પોષણ કરનાર છે. હવે આ રસમાં આપણે જો ખર્પરના સ્થાનમાં તુત્થ ભસ્મ નાખીએ તો શું ઉપર કહેલા સર્વ ગુણો થવાનો સંભવ છે? વળી મોરથુથ્થુ જેવી વામક, ભેદક અને જીવ ગભરાવનાર વસ્તુ બે વાલ પ્રમાણમાં બાળકોને અને ગર્ભિણીને આપી શકાય? તે શું ગર્ભનું પોષણ કરે?

२१–तुत्थं टंकणसूतखर्परविषं स्याद्गंधकं तालकं। सर्वखल्वतमेविमर्द्यघाटिकांतत्कार वल्लीरसैः॥
गुंजैकागुटिकासुशर्करयुतासज्जीरकेणाथवा । एकाद्वीत्रिचतुर्थशीत हरणःशीतांकुशानामतः ॥
योगरत्नाकर.

અર્થ:—મોરથુથુ, ટંકણ, પારો, ખર્પર, વછનાગ, ગંધક, હડતાળ, આ સર્વ વસ્તુઓ શુદ્ધ લઈ પ્રથમ કજ્જલી કરી બીજી વસ્તુઓ મેળવી એક ઘડીસુધી કારેલીના રસમાં ઘુંટવું. પછી ગુંજા પ્રમાણ ગોળી બનાવી સાકર કે જીરાના અનુપાનમાં તે આપવી. આ શીતાંકુશ નામનો રસ એકાહિક, ધ્યાહિક, ત્ર્યાહિક, ચાતુર્થિક અને શીતજ્વરોનો નાશ કરે છે.

આ શીતાંકુશ નામના રસમાં ખર્પર અને તુત્થ આ બંને વસ્તુઓ વાપરી છે તેથી સિદ્ધ થાય છે કે આ બંને વસ્તુઓ એક નથી તેમજ એકને બદલે બીજી પણ વાપરી શકાય નહિ.

૨૨—વળી રસશાસ્ત્રવેત્તા પંડિત યશોધરે પોતાના રસપ્રકાશ સુધાકર નામના ગ્રંથમાં ખર્પરની શુદ્ધિ લખી છે તે નીચે પ્રમાણે.

कांजिकेवाथतक्रेवानृमूत्रेमेषमूत्रके
द्रावितोढालितः सम्यक्खर्परः परिशुध्यति । रसप्रकाश सुधाकर

અર્થ:—ખર્પરને સારી રીતે ગાળીને કાંજીમાં, છાશમાં, માણસના મૂત્રમાં તથા ઘેટાના મૂત્રમાં ટાળવું. એ પ્રમાણે કરવાથી ખર્પરની સારી રીતે શુદ્ધિ થાય છે. આમાં ગાળવાનું અને ટાળવાનું જે લખ્યું છે તે ધાતુઓનું બની શકે પણ તુત્થ અથવા તુત્થભેદનું બની શકે નહિ.

ઉપર આપેલાં બધાં પ્રમાણોથી એવું સિદ્ધ થાય છે કે ખર્પર શબ્દનો અર્થ જસદ અથવા જેમાંથી જસદ ઉત્પન્ન થાય છે તેવી માટી અથવા પથ્થર એવો માનવો જોઇએ.

**અર્થમાં ભ્રમ થવાનું કારણ.**

ખરી વસ્તુસ્થિતિ એવી છે કે ખર્પર શબ્દના બે અર્થ છે. ૧–જસદ, ૨–ખર્પર તુત્થ. આ પ્રમાણે હોવાથી આ સર્વ મતભેદ ઉત્પન્ન થયો છે.

**खर्परं द्विविधं प्रोक्तं जसदं सस्यकं तथा । धातुरत्नमाला.**

અર્થ:—ખર્પર બે પ્રકારનું. એક જસદ અને બીજું તુત્થભેદ. રસકામધેનુમાં તુત્થના બે ભેદ કહ્યા છે. એક મયૂરતુત્થ (મોરથુથુ) અને બીજો ભેદ ખર્પરીતુત્થ. **तुत्थं तु द्विविधं प्रोक्तं मायूरं खर्परं तथा** આ બે પ્રકારમાં મોરથુથુ તો સર્વત્ર પ્રસિદ્ધ છે; પણ બીજો તુત્થભેદ કહ્યો છે તેનો કોઈ આચાર્યે, ગ્રંથકારે કે ટીકાકારે સ્પષ્ટતાથી નિર્દેષ કર્યો નથી કે તે કયી વસ્તુ છે.

મારી કલ્પના એવી છે કે, જે વસ્તુને ફીરંગદાના દાનહ ફરંગ કહે છે તે આ બીજો તુત્થભેદ હોવો જોઇએ તેમ માનવાનાં કારણો પણ છે. ફીરંગદાના મેલા લીલા રંગની વસ્તુ છે. સાફ લોખંડ ઉપર લીંબુનો રસ લગાડી જો ફીરંગદાના ઘસવામાં આવે તો ત્રાંબાનો કસ આવે છે, એટલે જેમ મોરથુથુમાં તામ્ર છે તેમ આમાં પણ છે. હવે પ્રશ્ન એવો ઉભો રહે છે કે, જ્યાં ખર્પર કે રસંક શબ્દ વાપરવામાં આવ્યો હોય ત્યાં કયી વસ્તુનો ઉપયોગ કરવો. જસદનો કે ખર્પરી તુત્થનો ? ઉપર કહેલાં લઘુમાલિની વસંતનો વિચાર કરીએ. તેના ગુણોમાં લખ્યું છે કે, તે જીર્ણ-જ્વર, ધાતુગત જ્વર, અતિસાર, રક્તાતિસાર, પિત્તજન્ય દોષ, સ્ત્રીઓનો પ્રદરરોગ, રક્તાર્શ, એ સર્વ રોગોને મટાડે છે. સર્વ પ્રકારના જ્વરોને દૂર કરે છે. વિષમ નેત્રરોગનો નાશ કરે છે. આ રસ જાઇના ફૂલની સાથે ગર્ભિણીને આપવો. તે ઉત્તમ રીતે ગર્ભનું પોષણ કરે છે અને બાળકોના સર્વ રોગોનો નાશ કરે છે. તે બે વાલ પ્રમાણમાં આપવો. પથ્યમાં દૂધ આપવું. શાસ્ત્રમાં તુત્થના ગુણ વામક, લેખન અને કફ તથા પિત્તનો નાશ કરનાર (વમનદ્વારા) એવા લખ્યા છે. આ બાબતનો વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે, મોરથુથુ જેવી તીવ્ર વસ્તુ ગર્ભિણી તથા બાળકને આપવા યોગ્ય નથી. શું બે વાલ પ્રમાણમાં આપવાથી તુત્થ ભસ્મ કે શુદ્ધ તુત્થ અતિસાર કે રક્તાતિસારને મટાડી શકે છે ? અથવા શું તે બાળક અને ગર્ભિણીને પોષણ આપી શકે છે ? આવો વિચાર કરવાથી સિદ્ધ થાય છે કે, આ પ્રયોગમાં જસદની માટી કે જસદની ભસ્મનો ઉપયોગ કરવો ઉચિત છે. જસદના પૌષ્ટિક ગુણો આયુર્વેદ અને આંગ્લ પદ્ધતિમાં સુપ્રસિદ્ધ છે. આ પ્રમાણે સુવર્ણમાલિની વસંતનો વિચાર કરીએ. આ પ્રયોગ જ્વરપ્રકરણમાં લખવામાં આવ્યો છે. વૈદ્યગણ શક્તિ વધારવા માટે તથા ક્ષયાદિ રોગોમાં બૃહણ કાર્યમાટે તેનો ઉપયોગ કરે છે. આમાં પણ જસદનો ઉપયોગ કરવો ઉચિત છે. આવા પ્રયોગમાં ઘણા વૈદ્યો જસદની ભસ્મ કરીને વાપરે છે. બીજા કેટલાએક વૈદ્યો જસદની માટી જેને અંગ્રેજીમાં કાલામીના પ્રીપેરેટા કહે છે તે વાપરે છે. આ માટી તે એક પ્રકારની જસદની ભસ્મજ છે. તેને અંગ્રેજીમાં 'ઇમ્પ્યોર કારબોનેટ ઑફ ઝીંક' એવું બીજું નામ આપવામાં આવ્યું છે; માટે આવા પ્રયોગોમાં તે વાપરવામાં કંઈ પણ શંકા કરવા જેવું નથી.

---

હે હિંદુસ્થાનના વીરપુત્ર ! તું બહાદૂર થા, હિંમતવાન થા, તું હિંદુ છે તે માટે મગરૂર થા ! અને જગતને જાહેર કર કે "હું હિંદુ છું, હિંદુસ્તાનમાં જન્મ્યો છું અને દરેક હિંદવાસી–હિંદનો બ્રાહ્મણ અને ભંગી પણ–મારા ભાઇઓ છે."

ઓ હિંદવાસી ! તારી કેડ ઉપર એકમાત્ર લંગોટી રહેલી હોય તોપણ તું ગવથી મોટે સાદે કહેજે કે "હિંદનું જીવન એજ મારૂં જીવન છે; હિંદના દેવોજ મારા ઉપાસ્ય છે; હિંદની સમાજ એ મારા બાળપણનું પારણું, જુવાનીની વિલાસભૂમિ અને ઘડપણની સ્વર્ગસમી કાશી છે."

ઓ મારા ભાઈ! તું જગતને કહેજે કે "હિંદુસ્તાનની પવિત્રભૂમિ એજ મારી સ્વર્ગભૂમિ છે અને હિંદુસ્તાનનું કલ્યાણ એજ મારૂં કલ્યાણ છે."

હે ભારતીય ! આ મહામંત્રનો તું રાતદિવસ જપ કરજે કે "હે લક્ષ્મીપતિ ! હે ગૌરીપતિ! હે જગદંબા ! મને ખરૂં પુરુષત્વ આપજો. હે સર્વ પ્રકારના બળ–ઐશ્વર્યના ભંડાર ! મારી નિર્બળતાનો, મારી ભીરુતાનો નાશ કરજો અને મને ખરો મર્દ બનાવજો."

**( સ્વામી વિવેકાનંદ )**

# દર્દીઓને સલાહ

( સલાહકારઃ–બ્રહ્મચારી આત્માનંદ ત્રિવેદી. 'દૈનિક હિંદુસ્થાન'ના એક અંકમાંથી )

## મૂત્રાઘાત ( પેશાબ બંધ થઇ જવો. )

આ દરદ જે વખતે ઉપડે છે તે વખતે દરદીનો પ્રાણ છૂટી જશે એવો બનાવ બની જાય છે; અને થાય છે પણ તેમ, કે ઘણો વખત થઇ જવાથી દરદી દેહ છોડી પણ દે છે. આવાં દરદોમાં વિલાયતના મોટા પાસ થએલા ( એમ. બી. બી. એસ. ) ડૉક્ટરો ફક્ત ઑપરેશન અને ઇંજકશન મૂકાવવા માટે ભલામણ કરે છે કે, ત્યારસિવાય મટશેજ નહિ; પણ અમારા ઇંડીઆની વનસ્પતિમાં શું ગુણ છે તે જ્યારે અઘોર જંગલોમાં ભટકે તોજ સમજી શકાય એમ છે. જુઓ સાહેબો, નીચેનો સહેલો સટ જેવો ઉપાય છે.

કાપડ બનતા અગર કપાસ પીલતા એન્જીનમાં જ્યાં સ્ટીમ તૈયાર થાય છે, ત્યાં પાણીનો ખાર બાઝે છે. તે ખારામાંથી એક ચોખાપુરથી ચણોઠીપુર સુધી રોગીનું બળાબળ જોઇ પાણી સાથે આપવાથી વગરઇજાએ તુરત પેસાબ છૂટે છે અને સળી મૂકવાની જરૂર રહેતી નથી. આ ખાર ઘણો ઉત્તમ છે.

## બરોલ (પ્લીહા) બરોડ

આ બરોલ નામનું દરદ તાવ આવવાથી ઉપડી આવે છે અને દરદીના પેટમાં જાણે પથ્થર ઘાલ્યો હોય તેમ થઇ જાય છે અને રીબાઇને મરણતુલ્ય થઈ જાય છે, તો તેનો અનુભવસિદ્ધ ઉપાય બનાવી વાપરીને દુઃખથી પીડાનાઓમાટે જાહેર જીવનમાં મૂકયો છે.

ખડબૂચાની છાલનો ક્ષાર (ક્ષાર કાઢવાની રીત વૈદ્યને પૂછી લેવી ) કાઢીને તે ક્ષાર અર્ધા રતીની માત્રાથી દરરોજ ઉંટડીના મૂત્ર અથવા ગરમ પાણીમાં જમ્યા પછી–ખોરાક પચી ગયા પછી અથવા સવારમાં લેવાથી ગમે તેટલી જૂની બરોલ હોય તોપણ સાત દિવસમાં મટી જાય છે, માત્રા ઉંમરના પ્રમાણમાં અર્ધા રતીથી બે રતીસુધી લેવી જેથી મટી જશે. ઇતિ શિવમ્.

## સંગ્રહણી

અસાધ્ય સંગ્રહણીનો અનુભવસિદ્ધ ઉપાયઃ–સંચળખાર તોલો ૧, અફીણ તો. ૧, ઉંચી હિંગ તો. ૧, એક કળીનું છોલેલું લસણ તો. ૧, સુંઠનો વસ્ત્રગાળ ભૂકો તો. ૧. એ બધાં ઔષધોને સાથે વાટી કાગદી લીંબુના રસમાં ખૂબ ઘુંટી એક એક વાલની ગોળી કરવી. સવારસાંજ ગાયના દહીંસાથે અગર છાશ સાથે અગર પાણી સાથે એકેક ગોળી ખાઇ જવી, જેથી જૂના કે નવા ઝાડા, દોષજન્ય અતિસાર, આમાતિસાર, રક્તાતિસાર, મરડો, વાયુ, કૃમીના ઝાડા અને વૈદો અને ડૉકટરોએ ત્યાગ કરેલી એવી અસાધ્ય દરેલી સંગ્રહણી ઉપર કદી નિષ્ફળ ન નિવડે એવો અને પંચામૃત પરપટી તથા ગ્રહણી કપાટરસ, જે રોગી ઉપર નિષ્ફળ નિવડેલા તેવા ઘણા રોગીઓ આ ગોળીથી સારા થયા છે. પરેજી, ઘઉંનો ખોરાક, વાસી અન્ન, ખીચડી, કઠોળ, દૂધ અને મૈથુન, એટલાનો ત્યાગ કરવો. પથ્યઃ–છાશ, સાઠી જૂના ચોખા, સિંધવ, જીરૂં, મરી એટલું ખાઇ શકાય છે.

## ખાંસી, શ્વાસ, દમ.

આ ઉપાય ઘરડા, જુવાન, બાળક વગેરે પીડાતાઓને આશીર્વાદરૂપ થઇ પડે છે. બનાવીને વાપરો, પછી જુઓ કે તે શું કામ કરે છે!

## ગોળીની બનાવટ

લીંડીપીંપર બંગાળી તો. ૫, સફેદ મરી તો. ૫, શુદ્ધ વછનાગ તો. ૨, આ ત્રણ વસ્તુ બારીક ખાંડી ચૂર્ણ કરી કપડછાણ કરવું. પછી કાળીદ્રાક્ષ તો. ૫, ઠળીઆ કાઢીને લેવી અને તેમાં કાળી તમાકુનાં ડાંખળાંની રાખ (કોયલા) કરવી. એ સર્વે વસ્તુનું મિશ્રણ કરી તેમાં એલચી, જાયફળ, લવીંગ, એ ત્રણે એકેક તોલો નાખી ખૂબ ઘુંટી ગોળી મગના દાણા જેવડી બનાવી તેમાંથી સવાર–સાંજ એકેક ગોળી ગરમ પાણી સાથે લેવી. કફ છૂટો થઈ ખાંસી મટી જશે. તે લાંબો વખત લેવાથી શ્વાસ, દમ સારો થઇ જશે.

બેટી સાવિત્રિ! તુમ પતિવ્રતાઓં કી ચૂડામણિ હો. તુમને વિધિ કે અખંડનીય બિધાન કો ભી પલટ દિયા. જાઓ! અબ લૌટ જાઓ! મેરે આશીર્વાદ સે તુમ ચાર સૌ વર્ષ તક અપને પતિ કે સાથ રહકર આનંદ ભોગોગી."

ઇતના કહકર યમરાજ અંતર્હિત હો ગએ. અખંડ પાતિવ્રત ને મૃત્યુ કો જીત લિયા.

× × × ×

દેવી સાવિત્રી જલ્દી–જલ્દી પૈર બઢાતી હુઇ વહાઁ પહુઁચીં, જહાઁ ઉનકે આરાધ્ય પતિ–દેવ કા મૃતક શરીર પૃથ્વી પર પડા થા; પર જબ તક વે વહાઁ પહુઁચી, તબ તક પ્રાણવાયુ ને ઉસ શરીર મેં પ્રવેશ કર લિયા થા ઔર સત્યવાન કી દેહ ફિર વૈસી હી સુંદર ઔર શ્રીમતી પ્રતીત હોને લગી થી. શવ કી ભયંકરતા દૂર હો ગઇ થી, ઔર જીવન કી આભા ઉસપર વિલસિત હોને લગી થી. દેવી સાવિત્રી ને ધીરે–ધીરે પતિ કે શિર કો ઉઠાકર અપની ગોદ મેં રખ લિયા ઔર વે ઉનકે જાગને કી પ્રતીક્ષા કરને લગીં. ઇધર ધીરે–ધીરે રાત્રિ કા અંધકાર ઘનીભૂત હોને લગા.

લગભગ એક ઘડી કે ઉપરાંત સત્યવાન જાગે. વે સહસા ઘબડાકર ઉઠ બૈઠે ઔર સાવિત્રી કી ઓર દેખકર કહને લગે:–"પ્રિયે! આજ મૈં ને બડા ભયંકર સ્વપ્ન દેખા હૈ. ઉસકી સ્મૃતિમાત્ર સે મેરા હૃદય કાઁપ ઉઠતા હૈ."

સાવિત્રી ને ઇસકા કુછ ઉત્તર નહીં દિયા. સત્યવાન ને ફિર કહા:–"બડી દેર તક મૈં સોતા રહા. અબ તો રાત્રિ હો ગઇ. સારા વન અંધકારમય હો ઉઠા હૈ ઔર ઇધર–ઉધર હિંસક પશુ ભી ઘૂમને લગે હૈં. અબ કૈસે માર્ગ મીલેગા?"

સાવિત્રી ને કહા:—"મૈં ઇધર–ઉધર સે સૂખી પત્તિયાઁ બટોર લાતી હૂઁ. ન હો, આજ રાત્રિ કો યહીં વિશ્રામ કીજીએ. મૈં આગ જલાકર રાતભર આપકી સેવા કરૂંગી. અગ્નિ કે ભય સે કોઈ હિંસક પશુ હમ લોગોં કે પાસ નહીં આયગા. આપકા શરીર ભી આજ અચ્છા નહીં હૈ."

સત્યવાન ને કહા:—"પ્રિયે! ઐસા કરના ઉચિત નહીં હૈ. મેરે પિતા–માતા બડે હી ચિન્તિત હોંગે. મુઝે જબ કભી દેર હો જાતી થી, તબ વે દોનોં વ્યાકુલ હોકર મુઝે ઢૂઁઢતે ફિરતે થે. મેરી માતા તો મુઝે સાયંકાલ કે ઉપરાંત ઘર સે બાહર નિકલને હી નહીં દેતી હૈં. યદિ હમ લોગ રાત મેં યહાઁ રહેં, તો મેરે પિતામાતા અવશ્ય દુઃખી હોકર પ્રાણત્યાગ કર દેંગે. વે બેચારે ઇસ સમય ભી દુઃખી હો રહે હોંગે ઔર મુઝે ઇધર-ઉધર ઢૂઁઢતે ફિરતે હોંગે. ઇસમેં સંદેહ નહીં કિ, મેરા શરીર ઇસ સમય બહુત શિથિલ હો રહા હૈ ઔર મુઝે આજ દો પગ ચલના ભી દુષ્કર–સા પ્રતીત હોતા હ; પર કીસી પ્રકાર તો ચલના હી હોગા. સાવિત્રિ! ચલો અબ દેર ન કરો."

સાવિત્રી ને કહા:—"અચ્છી બાત હૈ. યહ ફલોં કી ડલિયા યહીં વૃક્ષ પર ટઁગી રહને દીજીએ, ઇન્હેં કલ લે જાયઁગે. આઇએ, આપ મેરે કન્ધે પર હાથ રખ લીજીએ; મૈં આપકો ધીરે-ધીરે લે ચલૂઁગી. વહ દેખીએ! સૌભાગ્ય સે આજ પૂર્ણિમા હૈ ઔર આકાશ મેં ચંદ્ર-દેવ ભી ઉદય હો રહે હૈં. અબ તક યહ બડે-બડે પેડાં કે પીછે થે, અબ તો ઉનકી ચાઁદની સે સારે વન-પથ સ્પષ્ટ રૂપ સે દિખાઈ પડ રહે હૈં."

સત્યવાન ને સાવિત્રી કે કન્ધે પર હાથ રખ લિયા. સાવિત્રી ને એક હાથ ઉનકી કમર મેં ડાલ લિયા ઔર દોનોં કુટિ કી ઓર ચલ દિએ.

ધન્ય સતી! આજ ચાર દિન સે અન્ન કા એક કૌર ભી તુમ્હારે મુખ મેં નહીં ગયા હૈ; પર તૌ ભી તુમ કિતને સાહસ સે અપને પતિ કો લિએ જા રહી હો. યહ તો ફિર ભી સાંસારિક પથ હૈ, તુમને તો પરલોક કે પથ પર ભી ઉનકા સાથ નહીં છોડા ઔર ઉન્હેં યમરાજ કે પાશ સે છુડા હી લિયા! ધન્ય હો તુમ ઔર ધન્ય હમારી યહ સુવર્ણમયી વસુન્ધરા જીસકી ગોદ મેં તુમને જન્મ લિયા થા!

પાતિવ્રત કી કૈસી અજેય શક્તિ હૈ?

ઇધર જબ સૂર્યાસ્ત હો ગયા ઔર પુત્ર ઔર પુત્ર–બધૂ નહીં આએ, તબ તો મહારાજ દ્યુમત્સેન ઔર ઉનકી મહારાણી બડે હી દુઃખિત ઔર ઉદ્વિગ્ન હો ઉઠે. ભગવાન યમરાજ કે મંગલમય આશીર્વાદ કે પુણ્યપ્રભાવ સે ઉનકી આઁખોં મેં ફિર જ્યોતિ ઉત્પન્ન હો ગઈ થી ઔર ઇસ

વિલક્ષણ ચમત્કાર કો દેખકર સારે ઋષિ ઔર વે સ્વયં પરમ આશ્ચર્યાન્વિત ઔર આલ્હાદિત હુએ થે; પર વહ સારા આનંદ ઇસ સમય પુત્ર ઔર પુત્ર-વધૂ કી ચિન્તા મેં વિલીન હો ગયા થા. વે વ્યાકુલ ભાવસે ઇધર-ઉધર ઋષિયોં કી કુટી મેં, વન કે નિકુંજોં મેં, તપોવન કે આશ્રમોં મેં સાવિત્રી ઔર સત્યવાન કો ખોજતે ફિરતે થે. બાર-બાર વ્યાકુલ હોકર વે ઉચ્ચ સ્વર મેં ઉન દોનોં કા નામ લે-લે કર પુકારતે થે. જૈસે-જૈસે હી રાત્રિ અધિક હોતી જાતી થી, વૈસે-વૈસે હી ઉનકા શોક ભી ઘનીભૂત અંધકાર કી ભાઁતિ બઢતા જાતા થા. અંત મેં જબ બહુત દેર હો ગઇ, તબ ઉન દોનોં ને, ઉન વૃદ્ધ માતા-પિતાને, મન મેં નિશ્ચય કર લિયા કિ, કિસી હિંસક જંતુ ને પુત્ર ઔર પુત્ર-વધૂ કો માર ડાલા. વે બડે હી વ્યાકુલ-ભાવ સે "હા પુત્ર! હા પુત્ર-બંધુ!" કહકર રોને લગે.

ઉનકા કરુણ વિલાપ સુનકર સારે ઋષિ એકત્રિત હુએ ઔર ઉન્હેં સાંત્વના દેને લગે. સુવર્ચા ઋષિ ને કહાઃ—"રાજન્! તુમ શાંતિ ધારણ કરો. મૈં નિશ્ચયપૂર્વક કહ સકતા હૂઁ કિ, સત્યવાન જીવિત હૈ; ક્યોંકિ ઉસકી ધર્મપત્ની જિતેન્દ્રિય, તપસ્વિની ઔર પતિવ્રતા હૈ." ગૌતમ ઋષિ ને સાંત્વના દેતે હુએ કહાઃ—"ઠીક હૈ. મહર્ષિ સુવર્ચા કા કથન અસત્ય નહીં હો સકતા. મૈં અપની સમસ્ત તપસ્યા ઔર સાધના કે બલ પર યહ કહ સકતા હૂઁ કિ, તુમ્હારા પુત્ર ઔર તુમ્હારી પુત્ર-વધૂ દોનોં જીવિત હૈં." સબ ઋષિયોં ને મહર્ષિ ગૌતમ કે વાક્યોં કા સમર્થન કિયા. ઉસકે ઉપરાંત વૃદ્ધ મહર્ષિ દાલ્ભ્ય ને કહાઃ—"રાજન્! તુમ્હારે દોનોં નેત્ર ખુલ ગએ હૈં; સાવિત્રી વિના આહાર કિએ હુએ ગઇ હૈ, તબ યહ નિશ્ચય હૈ કિ, સત્યવાન અવશ્ય જીવિત હૈ." ઇસી પ્રકાર મહર્ષિવર ધૌમ્ય ને, ઋષિચૂડામણિ ભરદ્વાજ ને તથા અન્ય ઉપસ્થિત ઋષિયોં ને રાજા દ્યુમત્સેન ઔર ઉનકી રાજમહિષી કો સાન્ત્વના દી ઔર ઉન્હેં વિશ્વાસ દિલાયા કિ સાવિત્રી ઔર સત્યવાન દોનોં જીવિત હૈં. ત્રિકાલદર્શી સત્યવાદી ઋષિયોં ઔર તપસ્વિયોં કે ઉન વાક્યોં કો સુનકર, રાજા દ્યુમત્સેન કો બડી સાંત્વના પ્રાપ્ત હૂઈ, મૃત-આશા ફિર સજીવ હો ઉઠી. ઋષિયોં કા ભી સત્યવાન ઔર સાવિત્રી પર અપાર પ્રેમ થા, ઇસી લિએ વે સભી ઉત્સુક ભાવ સે સત્યવાન ઔર સાવિત્રી કે લૌટને કી પ્રતીક્ષા કરને લગે. ઇસ બીચ મેં વે પુરાણોં કી ધર્મમયી કથાઁએ કહકર વહ રાજા ઔર મહિષી કે હૃદય કો શાંત કરને લગે.

એક પ્રહર રાત્રિ વ્યતીત હો ગઇ. એક બાર ફિર દ્યુમત્સેન કા મન અધીર ઔર અસ્થિર હો ઉઠા; પર, ઋષિયોં ને બાર-બાર ઉન્હેં સમઝાયા ઔર સાંત્વના દી. ઔર થોડી હી દેર મેં સાવિત્રી દેવી કે કન્ધે પર હાથ રખે હુએ સત્યવાન ને વહાઁ પ્રવેશ કિયા. ઉન દોનોં કો સકુશલ લૌટા હુઆ દેખકર સબકે સબ પ્રસન્ન હૂએ; રાજા ઔર રાની કે આનંદ કા તો પારાવાર હી નહીં રહા. ઉનકી આઁખોં સે આનંદ કી અશ્રુધારા પ્રવાહિત હોને લગી.

માતા-પિતા તથા ઋષિયોં કે શ્રીચરણોં મેં સાવિત્રી ઔર સત્યવાન ને ભક્તિપૂર્વક પ્રણામ કિયા. ઉન્હોંને સાવિત્રી કો ચિરસૌભાગ્યવતી હોને કા ઔર સત્યવાન કો ચિરાયુ હોને કા આશીર્વાદ દિયા. ઇસકે ઉપરાંત સાવિત્રી સાસ કે પાસ ઔર સત્યવાન પિતા કે પાસ બૈઠ ગએ.

ઉસ સમય સાવિત્રી કે મુખ-મંડલ પર દિવ્ય વિજય કી અલૌકિક આભા લીલા કર રહી થી.

સબ ઋષિગણ શાંત હોકર બૈઠે. તબ વૃદ્ધવર્ય ભરદ્વાજ ઋષિ ને કહાઃ—"સત્યવાન! આજ તુમ ઇતની દેર તક કહાઁ રહે? તુમને યહ નહીં સોચા કિ, તુમ્હારે માતા-પિતા ઔર હમ સબ તુમ્હારે લિએ કિતને ચિન્તિત ઔર વ્યાકુલ રહેંગે."

સત્યવાન ને વિનમ્ર સ્વર મેં કહાઃ—"પૂજ્યવર! મૈં ફલ ઔર સમિધા લેકર ચલને હી કો થા કિ, સહસા મેરા શરીર ટૂટને લગા. ઔર શિર મેં ભયંકર શૂલ હોને લગા. મૈં લેટ ગયા; લેટતે હી મુઝે નિંદ આ ગઇ ઔર મૈં ઐસા સોયા કિ, જબ સૂર્યાસ્ત હો ગયા, તબ મૈં ઉઠા. ઐસા શ્રમ મુઝે કભી નહીં હુવા થા. ઇસીલિએ દેર હો ગઈ."

ધૌમ્ય ઋષિ ને પૂછાઃ—"સત્યવાન! તુમ્હારે પિતા કે દોનોં નેત્ર ફિર સે જ્યોતિપૂર્ણ હો ગએ હૈં. ક્યા તુમ ઇસકા કારણ જાનતે હો?"

સત્યવાન યહ સુનકર પરમ પ્રસન્ન હુઆ ઉસને કહાઃ—'મૈં નહીં જાનતા કિ, કિસ દેવતા કે પ્રસાદ સે ઐસા હુવા હૈ."

તબ ગૌતમ ઋષિ ને કહા–"બેટી સાવિત્રિ! કયા તૂ ઇસકા કારણ જાનતી હૈ?"

સાવિત્રી ને કહાઃ–"હાઁ તાત! મૈં ઇસકા સબ કારણ જાનતી હૂઁ."

સબ ઋષિયોં ને ઉસકો સુનને કી ઉત્કંઠા પ્રકટ કી; તબ સાવિત્રી ને વિનમ્ર ભાવ સે સબ હાલ કહા. કિસ પ્રકાર નારદ જી કે મુખ સે અપને પતિ કી મૃત્યુ કી બાત સુનકર ઉસને ઉસકે સાથ વન મેં જાને કા આગ્રહ કિયા, કીસ પ્રકાર યમરાજ સે ઉસને વરદાન પ્રાપ્ત કિએ ઔર અપને પતિ કે પ્રાણોં કી રક્ષા કી, ઇત્યાદિ સમસ્ત કથા સાવિત્રી ને વિનમ્ર, શાંત, મધુર સ્વર મેં કહ-કર સુનાઇ. ઇસ વિલક્ષણ કથા કો સુનકર સારા ઋષિમંડલ ચમત્કૃત હો ઉઠા. સબને એક સ્વર સે સાવિત્રી કે અખંડ તપ ઔર પતિવ્રત કી મુક્ત–કંઠ સે પ્રશંસા કી. સબને ઉસે આશી-વાદ દિયા. સબને સાવિત્રી કી જયજયકાર કી.

રાજા દ્યુમત્સેન ઔર ઉનકી રાની ને ઐસી તેજસ્વિની પુત્ર–વધૂ કો રૂપ મેં પાકર અપને આપકો કૃતકૃત્ય માના. ઉન્હોંને બાર-બાર ઉસકે મસ્તક પર હાથ ફેરા; બાર–બાર ઉસકે શિર કો સૂઁઘા ઔર બાર-બાર ઉસકી સ્નેહપૂર્વક પ્રશંસા કી. સાવિત્રી ને પતિ-કુલ ઔર પિતા-કુલ દોનોં કો પ-વિત્ર કિયા ઔર દોનોં કી રક્ષા કી.

× × × ×

એકાંત મેં મિલને પર સત્યવાન ને સ્નેહપૂર્વક સાવિત્રી કા હાથ અપને હાથ મેં લેકર કહા–" પ્યારી ! વહ સ્વપ્ન નહીં, સત્ય થા ?"

સાવિત્રી ને લજ્જાપૂર્વક કહાઃ–" ભગવતી ને બડી રક્ષા કી. "

સત્યવાન ને ઉસે હૃદય સે લગાકર કહાઃ–"તુમ વાસ્તવ મેં મેરી પ્રાણેશ્વરી હો, કયોંકિ તુમને મેરે પ્રાણોં કી રક્ષા કી હૈ."

સાવિત્રી ને પતિ કે ગલે મેં હાથ ડાલ દિએ. ઉસને ઉન્હે આગે કુછ નહીં કહને દિયા.

× × × ×

વહ રાત્રિ વ્યતીત હુઇ. પ્રાચી દિશા મેં મંગલમય સૂર્યદેવ પધારે ઔર સારા વિશ્વ ફિર જાગ્રત હોકર હઁસને લગા. તપોવન આજ આનંદ કી રંગભૂમિ–સા હો રહા થા. સબકે સબ આનંદ કી ધારા મેં અવગાહન કર રહે થે. જીધર દેખો ઉધર સાવિત્રી કી પુણ્ય–કથા હો રહી થી; ઔર સભી સાવિત્રી કે અખંડ પાતિવ્રત કી પ્રશંસા કર રહે થે.

ઉસી સમય શાલ્વ દેશ કે પ્રજાજન આએ ઔર ઉન્હોંને મહારાજ દ્યુમત્સેન કો શુભ સ-માચાર દિયા કિ, ઉનકે મન્ત્રી ને ઉનકે બૈરી કો પરાસ્ત કરકે ઉસકો યુદ્ધ મેં નિહત કિયા હૈ. પ્રજા કે પ્રતિનિધિ ને કહાઃ–" તબ મહારાજ ! આપ પધારિએ. સેના ઔર સામંતગણ તપોવન કે બાહર આપકે પધારને કી પ્રતીક્ષા કર રહે હૈં. શાલ્વ દેશ કે રાજ–સિંહાસન કો ચલ કર અલંકૃત કીજીએ. હમ સબ આપકી સેવા મેં ઇસીલિએ ઉપસ્થિત હુએ હૈં. "

રાજા કો નેત્રવાન દેખકર પ્રજાજન બડે ચકિત ઔર પ્રસન્ન હુએ. સારા તપોવન 'મહારાજ દ્યુમત્સેન કી જય' સે મુખરિત હો ઉઠા; ઔર ઉસી સમય ઋષિ–મંડલ કી ઓર સે 'સાવિત્રી દેવી કી જય' કી ધ્વનિ ઉત્થિત હુઇ.

તદનંતર રાજા દ્યુમત્સેન આશ્રમવાસી ઋષિયોં કો પ્રણામ કરકે અપની મહિષી, પુત્ર ઔર પુત્ર–વધૂસહિત અપની રાજધાની કો પધારે. સાવિત્રી કી તપોમયી પાતિવ્રત–સાધના કી શક્તિ કા વિલક્ષણ ચમત્કાર દેખકર પ્રજાજન ને ભી સાવિત્રી કી જય–જયકાર કી. વહ પ્રભાત મંગલ-પ્રભાત મેં પરિણત હો ગયા.

× × × ×

કાલાન્તર મેં મહારાજ અશ્વપતિ કે ભી સૌ પુત્ર ઉત્પન્ન હુએ. દેવી સાવિત્રી કે ભી સૌ ઔરસ પુત્ર ઉત્પન્ન હુએ ઔર ચાર સૌ વર્ષ તક ઉન્હોંને અપને પતિ કે સાથ આનંદપૂર્વક દામ્પત્ય–સુખ ભોગા. સારા વિશ્વ સાવિત્રી કી જનની–રૂપ મેં પૂજા કરને લગા.

ઔર આજ ભી હિન્દૂ–લલના દેવી સાવિત્રી કા પૂજન કરતી હૈં ઔર ઉનસે અપને સૌ-ભાગ્ય કી રક્ષા કી પ્રાર્થના કરતી હૈં. દેવી સાવિત્રી ભારતીય સતી–મંડલ કી જ્યોતિર્મયી મણિ હૈં; ઉનકી અમર કીર્તિ સે આજ ભી હમ ગૌરવાન્વિત હૈં ઔર હમારા ધાર્મિક ઇતિહાસ ઉનકે પુણ્ય–ચરિત્ર કી પવિત્ર અક્ષય આભા સે પ્રોજ્જ્વલ હૈ.

ધન્ય હૈ દેવી સાવિત્રી! ઔર ધન્ય હૈ હમારી માતૃભૂમિ! જીસકી ગોદ મેં દેવી સાવિત્રી ને જન્મ લેકર વિશ્વ કે માતૃ-મંડલ કે સમ્મુખ ધર્મ કે વિશુદ્ધ સ્વરૂપ કો પ્રકટ કિયા થા. આજ ઇસ દુર્દિન મેં ભી ભારત કો ઇસ બાત કા ગૌરવ હૈ કિ, સાવિત્રી દેવી જૈસી પતિવ્રતાઓં કી સમતા કરને વાલી મહિલા વિશ્વ કે કિસી ભાગ મેં ઉત્પન્ન નહીં હુઈ. વિશ્વ કે કિસી કવિ કી કલ્પના તક ઇતની ઊંચી નહીં ઉઠ સકી. સાવિત્રી સમસ્ત સંસાર કી હૈ પર, ઉનકી જનની હૈ ભારત-માતા! યહ કયા કમ ગૌરવ કી બાત હૈ?

સ્વર્ગ ઔર સૌભાગ્ય જીસકી ચરણ-રજ કો શિર પર ધારણ કરકે પવિત્ર હોતે હૈં; સ્વયં યમરાજ જીસકી અતુલ-શક્તિ કે સામને નતશિર હોતે હૈં; ઉન પતિવ્રતાઓં કી ચૂડામણિ દેવી સાવિત્રી ભારતીય લલનાઓં કી ઇસ દુર્દિન મેં પથ-પ્રદર્શિકા હો, યહી હમારી ભગવતી રાજરાજેશ્વરી કલ્યાણ-સુન્દરી કે શ્રીચરણોં મેં પ્રાર્થના હૈ.

# હૃદયોદ્‌ગાર

(લેખકઃ-**આશાવાદી**-'**સરસ્વતી**' જાન્યુઆરી-૧૯૨૭ના અંક ઉપરથી.)

ભગવન્! મેરી વિનય-અનુનય આપકે કર્ણ-ગોચર હોને પર ભી નિષ્ફલ હુઇ! સારા રોના-ધોના વૃથા ગયા! યાચના કા મૈં સદા સે વિરોધી થા, કિન્તુ યહ સમઝ કર કિ આપ ઐસે ઉદાર સ્વામી કે નિકટ કોઇ વસ્તુ અદેય ન હોગી, મૈંને અપના હઠ ભી છોડા; પર ઉસકા ભી કુછ અસર ન હુઆ. આપ ઐસે ધીર-વીર અજ્ઞાન બાલકોં કે કરુણ-ક્રન્દન સે કબ વિચલિત હોતે હૈં?

ફલ-પ્રાપ્તિ કી મુઝે વિશેષ ચાહ ન થી, કિન્તુ ઉસકી અપ્રાપ્તિ ને મેરા ચિત્ત ચંચલ કર દિયા. જબ તક યાચક નહીં બના થા તબ તક સંતોષ થા. હાથ પસાર કર અસફલ મનોરથ રહને કો મૈંને આપકી અપ્રસન્નતા કા દ્યોતક સમઝા-અપની અયોગ્યતા કા નહીં! કયોંકિ જીતની આપને કૃપાયેં કી હૈં ઉનમેં મૈં કિસકે યોગ્ય થા!

પ્રભો! આપકી દયાલુતા મેં સન્દેહ કરના મેરી નીચતા થી. તુચ્છ સાંસારિક લાભ કે અર્થ આપકો દોષી ઠહરાના અપની ભક્તિ મેં કલંક લગાના હૈ. યદિ મૈં આપકે નિકટ અપને અર્થ કોઇ વસ્તુ અદેય નહીં માનતા, તો આપકી કૃપા કે સમ્મુખ મેરે લાભ કી કોઇ ઐસી વસ્તુ નહીં, જીસકા આપકી પ્રસન્નતા કે લિએ મૈં સહર્ષ ત્યાગ ન કર સકૂ. ફિર રોના કિસ બાત કા? દુઃખ ઔર દોષારોપણ કેવલ ઇસી લિએ થા કિ મૈં અપની ભૂલ સે સાંસારિક ઐશ્વર્ય કો આપકે પ્રેમ ઔર અનુગ્રહ કા સૂચક સમઝતા થા. કદાચિત્ ઇસી ભૂલ કા સંશોધન કરને કે અર્થ આપને મુઝે ઇચ્છિત વસ્તુ કી સિદ્ધિ સે વંચિત રકખા. અથવા ઇસ અસફલતા કા યહ કારણ હો કિ મૈં અપને કો આપકા કૃપાપાત્ર સમઝતા થા ઔર આપ મુઝે ઇસ અનુચિત અભિમાન સે મુક્ત કરના ચાહતે હોં. પ્રભો! આપ ઇસ અબોધ બાલક કો સાંસારિક મિઠાઇ ખિલાકર બિગાડના નહીં ચાહતે. નહીં નહીં, આપ અપને પ્રિય શિષ્ય કો શાયદ યહ ઉપદેશ દેના ચાહતે હૈં કિ વહ કાયરોં કી ભિક્ષા-વૃત્તિ છોડ શૂરોં કી ભૌંતિ યુદ્ધક્ષેત્ર મેં આવે. પ્રભો! ભિક્ષા-વૃત્તિ કા તો મૈં વિરોધી થા હી. આપને અપને ભક્ત કે વિચારોં કી ઔર ભી પુષ્ટિ કર દી. ઇસ અસફલતા ને મુઝે નિષ્કામ-સેવા કે દૃઢ માર્ગ પર અગ્રસર કર દિયા. આપકી કૃપાઓં કી ભૌંતિ મૈં અપની ભક્તિ કો સહજ ઔર કામના-રહિત બનાને કી ચેષ્ટા કરૂઁગા. આપકી ખુશી મેં અપની ખુશી સમઝૂંગા. અપને હિત કો આપકે હાથ મેં સૌંપ દૂંગા. જીસ બાત કે લિએ આપ મુઝે અનધિકારી સમઝેંગે, આપકી પ્રસન્નતા કે હેતુ ઉસકી અપ્રાપ્તિ કો અપના પરમહિત માન સદા પ્રસન્ન રહૂઁગા. કિન્તુ ભગવન્! મૈં આપસે યુદ્ધ ન કરૂઁગા. મૈં ભીષ્મ નહીં હૂઁ, જો કેવલ આપકા પ્રણ છુડાને કે લિએ આપસે લડૂં. મૈં સ્વયં અપના સર્વસ્વ છોડને કો તૈયાર હૂં. મૈં અર્જુન નહીં હૂઁ, જો દાર્શનિક પહેલિકાઓં કે ચક્કર મેં આકર કર્તવ્ય-પરાયણ યોદ્ધા બનને કી ખ્યાતિ કે અર્થ મનુષ્યોચિત માયા-મોહ કો છોડ બૈઠૂં. મૈં રાવણ ભી નહીં હૂઁ, જો વિરોધ-દ્વારા ભક્તિ કરૂઁ. આપકો મારના હો તો બિના યુદ્ધ કે હી માર લીજીએ. '**सत्संगजानि निधनान्यपि तारयन्ति.**' આપકે સમ્મુખ નતમસ્તક હો દીન-ભાવ સે અપને અસ્ત્ર-શસ્ત્ર સમર્પણ કરને મેં હી મૈં અપના પરમ શ્રેય સમઝતા હૂં. પ્રેમ કી હાર કો મૈં જીત સે બઢકર માનતા હૂં.

# ગામડાંની શારીરિક અવદશા

( લેખકઃ—બિહારી—'પ્રજાબંધુ' ના રૌપ્ય-મહોત્સવ વિશેષાંકમાંથી )

ગુજરાતી હિંદુઓ દિવસે દિવસે નબળા થતા જાય છે અને મોટા તેમજ નિશાળે જતા કુમળા હિંદુ બાળકો અન્ય કોમના તેમના બિરાદરો જેવા તંદુરસ્ત કે મજબૂત નથી, તે વાત જગજાહેર છે. આપણા કયા દોષોની આ સજા છે તે જાણવાને શાંત ચિત્તે પ્રયત્ન કરવો જોઇએ. બાળવિવાહ, બાળલગ્ન, બાળકોને ગૃહસંસારમાં નાખવા, ગરીબાઇ, હાલનું શિક્ષણ વગેરે વગેરેને શિરે સઘળો દોષ દેવાય છે; પણ તેમાં બધાં કારણો આવી જતાં નથી. ગુજરાતી હિંદુઓ એવા ગરીબ નથી કે તેમને ખાવાના સાંસા પડે. હાલનું શિક્ષણ એટલું બધું અઘરૂં નથી કે તેથી તબિયત આમ છેક લથડી જાય. થોડે ઘણે અંશે તેથી ઉપજતી ચિંતાને લીધે શરીર બગડે છે એમાં શક નથી, પણ બધો દોષ તેને દઈ શકાય તેમ નથી. વળી આ ચિંતા શહેરીઓને વધારે છે અને ગુજરાતી સાત ચોપડી સુધી ભાગ્યેજ પહોંચનારા ગામડાના હિંદુ બાળકોને તેવી ચિંતા બહુ નડતી નથી. બાળલગ્ન અને બાળસંસારની માઠી અસરો ઘણીજ થાય છે, એ વાત બેશક છે. આ રસમ એકદમ નાબુદ થઇ શકે એમ નથી, પણ આ ઉપરાંત કેટલાક ખરાબ રીતરિવાજો એવા છે કે જે નાબુદ થઇ શકે એમ છે. તેની માઠી અસરો ગામડાંના બાળકોપર થવા લાગી છે; અને તે એટલી બધી હદે કે જ્યાં ત્રણ પેઢી જોવામાં આવે છે ત્યાં મોટાં હાડકાંવાળા, ભરાઉ શરીરવાળા, મજબૂત અને કદાવર દાદાના પૌત્ર લખોટી જેવાં મોંવાળા, સૂકલકડી ને માઈકાંગલા જોવામાં આવે છે.

ગુજરાતના ઘણા ભાગોમાં હું ફર્યો છું અને ત્યાંના રીતરિવાજોને તપાસી જોયા છે. હું ખાત્રીથી કહી શકું છું કે, નીચે જણાવેલાં કારણોની અસર થોડી માઠી નથી થતી. એ કારણો એવાં છે, કે જે લોકો તરત દૂર કરી શકે. લગ્નને ધર્મ સાથે જોડેલું છે, પણ આ કારણો દૂર કરવામાં ધર્મનો એ બાધ આવી શકે તેમ નથી. જેટલી એ બાળસંસારની માઠી અસર થાય છે તેથી અધિક માઠી અસર આ રિવાજોની થાય છે. એ રિવાજો છોડવાનો પ્રયત્ન કરી છોડી ન દેનાર પ્રજા આત્મઘાતી છે.

પાતળા સોટા જેવા શરીરવાળા, પોતાના હાડકાંના માળાને ઢાંકી દેવા જોઇતાં પૂરતાં ચરબીમાંસ વગરના, બેસી ગયેલાં ડાચાંવાળા, નિસ્તેજ આંખો અને ફિક્કા હોઠવાળા, આનંદ, ઉમંગ, આશા વગેરે સદ્‌ગુણોથી વિમુખ થયેલા ગામડાંના યુવકો અનેક પ્રવૃત્તિઓથી ભરેલા આ સંસારને માટે ધીમે ધીમે નાલાયક બને છે; અને જો આજ પ્રમાણે ઘણો વખત ચાલ્યું તો ગામડાનો ગુજરાતી સમાજ નષ્ટ થશે. શહેરીઓની ખરી હરકતો ઘણી છે, પણ ખરી હરકતોની સાથે દેખાડવાની ખોટી હરકતો બતાવી તેઓ શરીર સુધારવા તરફ લક્ષ દેતા નથી. તેમને અને તેમની હરકતોને બાજુપર મૂકીએ; પણ જે ગામડાઓમાં ચોખ્ખાં હવાપાણી ને ખોરાક સહેલાઇથી મળી શકે છે, ત્યાં તેમના પારસી અને મુસ્લીમ બિરાદરો કરતાં હિંદુ બાળકો નબળાં, ફિક્કાં અને શરીરે વજનમાં હલકાં માલમ પડે છે. આને માટે તેમનો ખોરાક અને તેમની રહેણીકરણી પણ જવાબદાર છે. મુસલમાન કે પારસી ભાઇઓમાં નાનાં કુમળાં બાળકોને સંસારમાં ધકેલી દેવામાં નથી આવતાં તેથી પણ તેમનાં શરીર સારાં રહે છે.

હાલના હિંદુઓએ કેવો હલકા પ્રકારનો ખોરાક ખાવા માંડ્યો છે, તે તપાસીએ. પહેલાંના હિંદુ બાળકો સવારમાં ઉઠી રોટલો કે ભાખરી ખાતા અને જોડે ગોળ યા અથાણું, પાપડ કે દૂધ કે છાશ ખાતા ને પછીથી નિશાળ હોય તો નિશાળે જતા અથવા પોતાનાં માબાપોને ખેતરના કામમાં મદદ કરવા જતા. બપોરે પાછા આવી દાળભાત, ખીચડી, કુરીઓ કે થુલી ખાતા. જુવારના ફાડાઓને દાળના પાણીમાં રાંધવાથી કુરીઓ બનતો અને ઘઉંના ફાડાઓને પાણીમાં રાંધવાથી થુલી બનતી. કુરીઓ સુરત જીલ્લાના કણબીઓ વગેરે ખાતા અને થુલી અમદાવાદ જીલ્લામાં ખવાતી. પછીથી તેઓ પાછા નિશાળે જતા અને સાંજે છૂટતા. નિશાળમાંથી છૂટ્યા બાદ ગામને પાદરે ગેડીદડા, આમલીપીપલી વગેરે મરદાની રમતો રમી થાક્યા પાક્યા ઘેર

આવતા અને ભૂખ્યાડાંસ જેવા થયા હોય, ત્યારે રોટલા–રોટલી અને દૂધ કે શાક એ બન્નેનું વાળુ કરતા. કેટલાક વળી ખીચડી પણ ખાતા.

જ્યારે છોકરાઓ આ પ્રમાણે રમતા અને કૂદતા ત્યારે છોકરીઓ પણ રમતી–કૂદતી. અંબોલાડીની, ફેરફુદડીની બળદાયક રમતો રમતી. આનંદદાયક અને બળવર્ધક આ તેમની રમતોની અસર બાલિકાઓના શરીરપર અને મનપર થતી. વળી તેમનાં ઘર એક નાનકડી કસરતશાળા જેવાં હતાં. તેમને ત્યાં વાસણ માંજવાનાં, કપડાં ધોવાનાં, દાણા દળવાના કે ભરડવાના, ભાત ખાંડવાનું વગેરે કામ કરવાનું હતું. દરેક બાલિકાને પોતાની શક્તિ મુજબ કામ કરવાનું હતું. તેઓ પણ પોતાના ભાઇઓના જેવોજ પુષ્ટિકારક ખોરાક ખાતી. બાળલગ્નથી થતી માઠી અસરોથી થયેલાં કમતાકાત શરીરો આને લીધે પાછાં કૌવતવાન થતાં.

ત્યારે આજે કેમ આમ છે ? નવી રૂઢિઓ દાખલ થઇ અને ખોરાક બગડ્યો ને કસરત ગઈ તેથી, એમ કહ્યા વગર ચાલે તેમ નથી. નવી દાખલ થઇ પડેલી રૂઢિઓએ તો બાળકોનાં લોહી સોસવા માંડ્યાં છે. પ્રથમ જવાબદાર રૂઢિ તો ચાહ પીવાની ટેવ છે. જે ચાહ પહેલાં ફક્ત વારતહેવારે થતી તે ચાહ આજ સામાન્ય ચીજ થઇ પડી છે. ગામડાંમાં કંઇ ઉંચી જાતની ચાહને થોડો વખત પાણીમાં પલાળીને ચાહ થતી નથી, પણ હલકી યા મધ્યમવર્ગની ચાહને પુષ્કળ લઇ પુષ્કળ ઉકાળી તેમાં પુષ્કળ ખાંડ નાખી પુષ્કળ પીવામાં આવે છે. સવારના પહોરમાં ચાહના કડવા ઉકાળાએ નાસ્તાનો પગ ટાળ્યો છે. આવી સખત ચાહ જેને ગામડાંના લોકો 'સટૉંગ' કે 'સ્ટૉંગ' ચાહ કહે છે, તે સવારમાં અનેક વખત લેવાય છે. કોઇ મળવા આવે કે ચમચીના માપે નહિ પણ બાચકાને માપે નંખાતી ચાહના ઉકાળા મોટાનાના સર્વે પીએ છે. આથી તેમની ભૂખ મરી જાય છે. આ ચાહપર અગીઆર–બાર વાગ્યા લગી બાળકો મગજમારી કરે છે. પછીથી તેમને દાળભાત રોટલી કે રોટલા ખાવા મળે છે. બપોરે પાછી ચાહ મળે અને સાંજે રોટલારોટલી કે ખીચડીદૂધ મળે છે. સવારનાં રોટલોરોટલી તેમનાં ગયાં તે ગયાં અને તેને બદલે ઝેરપાન થયાં, એ એક નુકસાન. મરી ગયેલી ભૂખને લીધે બપોરે ને સાંજે ઓછું ખવાય એ બીજું નુકસાન. આ ઉપરાંત ભાતદાળ, રોટલા, રોટલીની બનાવટમાં એ ફેરફાર થયો. પ્રથમ હાથછડના અને તે વળી એકવડી ઘડનો બેઠો ઓરેલો ભાત ખવાતો ત્યારે હાલ મીલછડના પૉલીશ કરેલા ચોખાને ઘણા પાણીમાં બારી ઓસાવી નાખી સફેત બનાવી ખાવામાં આવે છે; જેથી પાણીમાં ઓગળી શકે એવાં સઘળાં પૌષ્ટિક તત્ત્વોરહિત તેમનો એ ખોરાક છે. આ ઓસામણ પહેલાં કાઢતા તો તેને દાળ કે કઢીમાં નાખતા અથવા તેનાથી રોટલા બાંધતા, પણ હવે તો તે ઓસામણને ખાળમાં ફેંકી દેવામાં આવે છે. ઘઉં કે બાજરીના રોટલારોટલી બનાવવા સારૂ તેને દળી મોટા વેહની ચાળણીમાંથી ચાળી તેને વાપરવામાં આવતો, જેથી ફક્ત વગર દળાયેલા દાણા કે છેકજ જાડું ચળામણ નીકળી જતું. આ પણ પાછું તે પછીથી દળવાના દાણા ભેગું નખાતું. હાલમાં લોટને ઝીણા હવાલાવતી ચાળી બધું થુલું બહાર ફેંકી દેવામાં આવે છે. ઘઉં વગેરેમાંથી આમ હાડકાં બાંધનાર પૌષ્ટિક તત્ત્વોને રસ્તામાં ફેંકી દેવામાં આવે છે. જાડી દાળની ધીમે ધીમે પાતળી દાળ થવા માંડી છે. શાકને પહેલાં તેલમાં વઘારી તેમાં પાણી નાખી બાફવામાં આવતાં તેને બદલે હવે તેને તેલમાં તળી ઉપરથી સહેજ કાળા કરી ખાવામાં સ્વાદથી ખાધું ગણાય છે. આથી શાકમાં રહેલી કુદરતી સુવાસ ઉડી જાય છે. આ પ્રમાણે પાણીમાં ઓગળી શકે એવાં પૌષ્ટિક તત્ત્વો ખાળમાં જાય છે, હાડકાં બાંધનાર પૌષ્ટિક તત્ત્વો રસ્તામાં પડે છે અને સુવાસિક તત્ત્વો આકાશમાં ઉડી જાય છે. આ ઉપરાંત આવી રીતે તૈયાર કરેલા ખોરાકમાંથી વાઇટામીન નામનું તત્ત્વ પણ ઉડી જાય છે. હાલના હિંદુઓ પેટ ભરે છે ખરા, પણ તેમનો ખોરાક કમપૌષ્ટિક છે. મોટા તેમજ નાના આવા ખરાબ ખોરાક અને ચાહના ઉકાળાની અસરથી હેરાન થાય છે. ગામડાંના હિંદુઓને પુકારીને કહેવાની જરૂર છે કે, ચાહમાં રહેલા થીઇન, કેફીઇન, અને ટેનીનથી ભૂખ મરી જાય છે અને તેથી બદહજમી થાય છે. આવી બદહજમીથી પીડિત નરનારીઓની પ્રજા નબળી હોય તેમાં નવાઇ શી ? અને વળી આવાં નબળાં જન્મેલાં બાળકને નાનપણથી જ ચાહના ગરાડી બનાવવાને તેમને લાડ લડાવનાર તેમનાં માબાપો પ્રયત્ન કરે તો પ્રજા મજબૂત ક્યાંથી થાય ?

આ ઉપરાંત વળી લોકો ખાંડસાકરને પૌષ્ટિક ખોરાકમાં ગણવા લાગ્યા છે. નાના બાળકના શરીરમાં અતિ મીઠું દૂધ કે અતિ મીઠી ચાહ પડે છે, અને તે ઉપરાંત છૂટાં પતાસાં કે સાકર પણ બાળકને ખવડાવવામાં આવે છે. છેક નાનાં બાળકને સાકર કે પતાસાનું પાણી છીપી તેમને રડતા છાના રાખવાનો પ્રયત્ન કરવામાં આવે છે. મોટા માણસને ખાંડ પચવી મુશ્કેલ છે, તો પછી નાનાં બાળકોની શી દશા ? તે તેમના પેટમાં ખદબદી ઉઠે છે, જેથી ત્યાં ખટાશ પેદા થાય છે અને અંદરની પાતળી ત્વચાને નુકસાન કરે છે. બાળકોના ઘણા રોગોનું આ એક કારણ છે.

બાળકોનો ખોરાક બગાડવાના બીજા અનેક રસ્તા પણ લેવાય છે ને તેમાં મુખ્ય ખોરાકમાં નખાતા મરીમસાલા છે. શું હિંદુઓ એમ સમજે છે કે, ચાહનો કડવો ઉકાળો, પુષ્કળ ખાંડ, કમપૌષ્ટિક ખોરાક અને મસાલા નાખીને તમતમાટ બનાવેલી વાનીઓ કોઇ અકળ ક્રિયાને લીધે જઠરમાં બદલાઇ તેનું ચોખ્ખું લોહી, મજબૂત હાડકાં અને માંસ બનશે ? જે હિંદુઓ બારે માસ આવી ચીજોનું સેવન કરી અર્ધ માંદા થયા હોય છે, તે હિંદુઓ શ્રાવણ અને ભાદરવા માસમાં જ્યારે તેમના અનેક તહેવાર આવે છે ત્યારે મિઠાઇ વગેરે પુષ્કળ ચાંપી માંદા પડે છે. ચોમાસામાં જ્યારે ભેજ વગેરે કુદરતી કારણોને લીધે પાચનક્રિયા મંદ પડે છે, ત્યારે તેઓ આમ કરે તે શું ઓછી બેવકૂફી છે ? તેઓ પેટને લોઢાની નળી માનતા હોય એમ જણાય છે.

જે હિંદુઓ મદિરાપાન કરતા હોય છે તેમની દશા તો તેથીએ બુરી હોય છે. તે પૈકીના ઘણા તો ગરીબાઇને લીધે મદિરા અને ખોરાક બે લઇ શકતાજ નથી, તેથી નશાની ચીજ લે છે અને ખોરાક વગર કે થોડા ખોરાકે ચલાવી લે છે.

તેમની નબળાઇનું બીજું કારણ રમતગમત અને કામકાજનો અભાવ છે. પહેલાંની બળદાયક અને ચપળતાવર્ધક દેશી રમતો રમવામાં છોકરાઓ આનંદ માનતા, પણ હાલમાં એવી રમતોની સાથે જે અવાજ થાય છે, તે અવાજથી કંટાળો ખાનાર માબાપો અને તેમને ખુશ રાખવા પ્રયત્ન કરનાર કેટલાક શિક્ષકો આવી રમતો તરફ તિરસ્કાર દેખાડી તેમને તે રમતો રમતા અટકાવે છે. જ્યાં એવી રમતો રમાતી બંધ થઇ કે આનંદ, ઉત્સાહ વગેરે નષ્ટ થાય છે. આ પ્રમાણે માબાપો અને તેમના મળતીઆઓ બાળકના જીવનને ખારૂં બનાવી દે છે. કમપૌષ્ટિક ખોરાક અને કમતાકાત કરનારાં પીણાંઓના ભોગ થઇ પડેલા બાળકોની રમતગમત છીનવી લીધાથી તેઓનાં શરીર સુધરી શકતાં નથી. વળી માબાપો પણ જાણે છોકરો ભણે છે એટલે શું ! તેમ સમજી રવિવાર કે રજાને દિવસે તેને પોતાનું કામ–ખેતરનું કામ–પણ સોંપતાં આંચકો ખાય છે. છોકરીઓની દશા તો એથીએ બુરી છે. છોકરાઓ તો બહાર પણ જઇ શકે છે અને થોડી ઘણી પણ સારી હવા લઈ શકે છે ને થોડું કદાચ કદાચ રમી શકે છે; પણ બિચારી છોકરીઓને દોડવું કૂદવું હવે દુર્લભ થઇ પડ્યું છે. એવી રમતો ન છાજતી ગણાય છે. વળી પહેલાં ગૃહવ્યાયામશાળામાં દળવાખાંડવાનું હતું તે બંધ થયાં છે. સંચા દળે છે ને ખાંડે છે. ફક્ત ન છૂટકે પાણી ભરવાનું રહ્યું છે; અને તે પણ જ્યાં કોળી, ભીલ, દુબળા, ધારાળા વગેરે જાતના લોકો પાણી ભરનારા ન મળે ત્યાંજ. પોતે નાનપણમાં રમીકૂદી કામ કરી આનંદમાં ઉછરેલી માતા પોતાના બચપણનો વખત ભૂલી જઈ પોતાની બાળકીઓને તેમ ન કરવા દેવામાં મોટાઈ માને છે. આમ કસરતના અભાવે તે બાળકીઓ પાછળથી માતા થવાને નાલાયક બને છે અને પહેલીજ પ્રસૂતિએ તે પૈકી કેટલીક ગુલે ગુલાબ જેવી દેખાતી બાળાઓનાં બદન તૂટી જાય છે અને ખખળી ઉઠે છે. આનંદે ઉભરાતાં અને સુખી ગૃહોને બદલે નાદુરસ્તોને રહેવાનાં શાન્ત નિવાસસ્થાનો જ્યાં ત્યાં નજરે પડે છે, જ્યાંના દુર્ભાગી લોકો તંદુરસ્ત, મજબૂત અને આનંદી માતાઓને બદલે ફિક્કી, માંદલી અને દુઃખી માતાઓને તેમનાંજ જેવાં ફિક્કાં બાળકોને ઉછેરતી જુએ છે.

આ ઉપરાંત ગામડાંની પ્રજાની જંગલી રીતભાતો પણ તેમની તંદુરસ્તી બગાડવામાં મદદગાર થઇ પડે છે. જ્યાં ત્યાં ગંધાતા પાણીનાં તળાવડાં જોવામાં આવે છે, જેમાં બારે માસ રસોડામાંથી વહી જતું પાણી ભરાઈ રહે છે અને તેમાં કીડા પણ ખદબદે છે. ઘરોની પાસે કે પાછળ ઉકરડાના ઢગલા જોવામાં આવે છે અને અંધારા કોઢારામાં રહેલાં ઢોરોનાં છાણમૂતરની વાસ પણ ઘરમાં પ્રસરી રહેલી હોય છે. ગામડાંની ચોખ્ખી હવા, ચોખ્ખું પાણી વગેરેનાં વખાણ કરનારાઓને

આ ગામડાંઓમાં ફેરવવામાં આવે અને ત્યાં રહેલાં માખી, મચ્છર, ચાંચડ વગેરેનાં ઉત્પત્તિસ્થાનો દેખાડવામાં આવે અને તેમાંથી નીકળતી બોની તેમને લહેજત લેવા દેવામાં આવે તો તે પછી વખાણ ગાવાનાં છોડીજ દેશે. આ ઉકરડા તેમનાં ઘરની પાસેનાં જળાશયો બગાડે છે. તે ઉપરાંત તેઓ ઘણી વખતે તળાવની પાળે કે તેની અંદર અને નદીના ભાઠાની અંદર દિશાએ જાય છે અને ત્યાં પણ બગાડ કરી મૂકે છે. જે લોકોને ત્યાંનાં જળાશયો આમ થોડાં ઘણાં બગડે અને જ્યાં પ્લેગ, કૉલેરા વગેરે રોગોને આણનાર અને ફેલાવનાર માખી, ચાંચડ, મચ્છરની ફોજો હોય ત્યાં રોગચાળા વખતે ઘણા માણસનો કચ્ચરઘાણ નીકળી જાય તેમાં નવાઇ શી ! આ જંગલી રૂઢિઓ પ્રમાણે ચાલનારા ગામડાંમાં વસતા આપણા ભાઇઓને થોડીક આરોગ્યવિદ્યા શીખવવાની જરૂર છે.

ગામડાંમાં વળી પ્રસૂતિના સમયે જે બેદરકારી બતાવવામાં આવે છે તેવી શહેરોમાં ઘણા ભાગે હવે દેખાડવામાં નથી આવતી. શહેરો છેકજ સુધરી ગયાં છે એમ તો કહેવાનું છેજ નહિ; ત્યાં પણ તેટલાજ બેદરકાર લોકો વસે છે, પણ જરૂર પડે ત્યારે સાધનો મળે છે જેથી તેનો ઉપયોગ કરે છે. જેમ શહેરોના ઘણા ભાગમાં જોવામાં આવે છે તેમ ગામડાંઓમાં બધે પોતાના ઘરને થોડાક સમયમાં ઉજ્જ્વલ કરનાર છે તેવી સદ્‌ભાગી સ્ત્રીના તરફ તેનાં સગાંવહાલાં ઓછી નિર્દયતા નથી વાપરતાં. જ્યારે પ્રસૂતિને સમયે ચોખ્ખામાં ચોખ્ખો હવાઉજાશવાળો ઓરડો જોઇએ, પહેરવાને સારૂ તદ્દન ચોખ્ખાં કપડાં જોઇએ, ત્યારે હિંદુ માતાઓને નસીબે અંધારો ઓરડો જેમાં બહારની હવા પ્રવેશ કરીજ ન શકે તેવો ચોંટેલો હોય છે, તેમને ગંદાં જૂનાં કપડાં પહેરવા મળે છે અને ગંદી બેદરકાર હજામડીઓ પાસે તેમને લગતું સઘળું કામ કરાવવામાં આવે છે. નવાઇની વાત એ છે કે, સ્ત્રીની હત્યા કરવા માટે આટલા બધા ઉપાયો લીધા છતાંએ તેઓ પૈકી ઘણી જીવતી રહે છે; પણ જે માતાઓ જીવતી રહે છે તે પૈકી ઘણીનાં શરીર પ્રસૂતિના આંચકા બાદ અખળી ગયેલાં લાગે છે. જે હિંદુ પ્રજા તેમના તરફ બેદરકારી અને નિષ્ઠુરતા બતાવે છે, તે હિંદુ-પ્રજાની નજરે તેમનાં કરેલાં પાપોની એંધાણીરૂપ માંદલી માતાઓના ફિક્કા અને નિસ્તેજ ચહેરા, ઉદાસી આંખો અને માંહી રહેલા હાડકાંના માળા ને જાણે મોટી પડતી હોય એવી તેમની ઝુલી ગયેલી ચામડી નજરે પડે છે. આ નબળી થયેલી અને નબળી થતી માતાઓ નબળાં બાળકોને ઉછેરે છે. શું હિંદુઓને આથી શરમાવા જેવું નથી ?

બચપણથી પ્રજાદોષે નબળાં થયેલાં આ બાળકોને તેમના પિતાઓનાં ચોખ્ખી હવા વગેરેથી વિમુખ એવાં ઘરોમાં ઉછરવાનું છે, ત્યાં અર્ધ બેદાગરૂ જીંદગી ગાળવાની છે, વાઇટામીન વગરનો અને ઘણાં પૌષ્ટિક તત્ત્વો જેમાંથી કાઢી નાખેલાં છે એવો કમકૌવતદાર ખોરાક ખાવાનો છે, મરીમસાલા ગળી જવાનાં છે, રોજના અનેક પ્યાલા ભરી ચાહના કડવા ઉકાળા ગટગટાવવાના છે અને જે ઠેકાણે માંકડ, મચ્છર, ચાંચડ વગેરે મનુષ્યના દુસ્મનોનો વાસ હોય ત્યાં સૂવાનું છે. હવે કોણ કહેશે કે ગામડાંની ભવિષ્યની પ્રજા મજબૂત થશે ?

હવે એક કારણ રહ્યું. જ્યારે શહેરના લોકો સાંસારિક, ધાર્મિક, રાજદ્વારી વગેરે અનેક બાબતોપર ચર્ચા કરે છે, તેમને તેવી બાબતોપર વારેઘડીએ સાંભળવાનું પણ મળે છે અને તેથી તે ઉપર વિચાર કરવાનું તેમને મન થાય છે; ત્યારે ગામડાંમાં તેવું નથી, જેથી તેઓ અંદર અંદરની ખટપટની કે વિવાહ, લગ્ન, સીમંત વગેરેના ઉપર વાતો કરે છે. આવી વાતો કરતી વખતે ઘણીક વખત તો જે ભાષા વપરાય છે તેમાં બીભત્સ ભાવ ઘણો જોવામાં આવે છે. આ પ્રસંગે ઉછરતાં બાળકો પાસેજ હોય છે અને એવી ભાષાની અસરથી તેમના વિચારો બગડે છે. જે બિચારા આત્માઓ કમનસીબે હિંદુમાં અવતરે છે તેમના જન્મથી નાકૌવત થયેલા અને પાછળથી કમતાકાત ખોરાક વગેરેથી બગડેલા શરીરપર આવા વિષયાસક્ત વિચારોની અતિ માઠી અસર થાય છે.

સંસારસુધારકો શહેરોમાં પરિષદો ભરી સમજેલાને સમજાવવા પ્રયત્ન કરે છે, તેને બદલે ગામડાંમાં જઇ સાદાં અને જાદુઇ ફાનસોની મદદવતી ભાષણો કરી ત્યાંની રહેણીકરણી, ખાણીપીણી વગેરેની શી માઠી અસરો થાય છે તે સમજાવવા પ્રયત્ન કરે અને ત્યાંના લોકોના ખાસ સહવાસમાં આવી તે બદલાવે તો તેઓ બળહીન થયેલી અને થતી પ્રજાને પાછી બળવાન કરવાને ભાગ્યશાળી નીવડશે અને હિંદુપ્રજાને નષ્ટ થતી અટકાવશે.

# ચીચોડના મિયાંઓનું દીપડા સાથે દ્વંદ્વયુદ્ધ

( સૌરાષ્ટ્ર તા. ૨૭–૩–૨૬ ના અંકમાંથી )

શિયાળાની સુસવતી ઠંડી અને પરોઢીઆનો પહોર! વજ્રાંગ મારુતિસરખા જુવાનોનાંયે હાજાં ગગડી જાય એવું એ કાળઝાળ હીમ! સવારના પાંચ વાગ્યાને સુમારે જ્યારે મેઘલીનાં અંધારાં ભળભાખળાંથી ભેદાવા લાગ્યાં ત્યારે ગોંડળ રાજ્યના પાટણવાવથી બે કોસ દૂર ચીચોડમાં એક ભરવાડના આંગણામાંથી ગોકારો ઉઠયો કે,

' ધોડજ્યો રે, આંઇ દીપડો બેઠો સે. "

કોશ, કોદાળી ને કડીયાળી ડાંગો લઇને જુવાનીઆઓ ભેગા થયા, ત્યાં તો દીપડો કામ પતાવીને–ઘોડાને ચીરીને ફાળ ભરતો નાઠો. અંધારામાં પત્તો લાગ્યો નહિ.

ઉગમણી દિશામાં સૂરજ નારાયણની લાલ લાલ કિરણ્યું ફૂટીયું, એટલામાં તો ગામમાં વાત ફરી વળી કે પેલા ફાટેલ–પેંધી ગએલ દીપડાએ આજે ભરવાડની ઘોડી ઉપર મારણ કર્યું. આ ઉન્મત્ત દીપડાનો ત્રાસ ત્રણ ત્રણ ચોમાસાથી ચાલુ હતો. એને મારવાના પ્રયત્નો બધાજ નિષ્ફળ ગયેલા. ગઈ સાલ એણે ઢોરઢાંખરનો દાળોવાટો કાઢ્યો હતો. એકાંતરે સવાર પડે ને કોઈના બળદ–ઘોડા–ગાય–ભેંસની ગળકી ચૂસાયાની રાડ પડીજ હોય!

પણ આજે તો એને ગોતીને ઠાર કરવાનો નિરધાર કરી ગામલોક ચાલી નીકળ્યા અને એ ગામલોકને અગ્રે કોણ કોણ? ચીચોડના મીયાંજાતિના જીવાઇદાર ગિરાસીયા–જુવાન અને વૃદ્ધ સાથે સાથે. આ લોકો ચીચોડના ગામેતી કહેવાય છે. દીપડાને સગડે સગડે આદમીઓનું ટોળું આગળ ને આગળ ચાલ્યું. સૂરજદેવ આભામંડળમાં બે ત્રણ નાડાવા ઉંચા ગયા, અને દશ વાગ્યાને સુમારે એક ખેતરમાં દીપડો દૂર દૂર તબકયો. ગામેતીઓએ ચીસ નાખી "એલા, એ રિયો" અને બધાએ પૂરપાટ દોટ દીધી. આડા ફરીને 'હુડીયો, હુડીયો' કરતાં દીપડાને ચીચોડની આથમણી દશમાં તગડયો. ત્યાં ખેતરમાં જાનવર ઢીલાનાંગળ કરીને એરંડાના છાંયડામાં 'ભસાક કરતો' બેસી ગયો અને લાંબો લસ થઇને સૂતો. જાણે આદમીનાં ટોળાંની બીકજ નહિ!

પંદર આદમીના ટોળામાંથી જુવાનીના ખમીરવડે ત્રસત્રસતી લાંબી ભુજાવાળા, ગામેતી ખીમા ડોસાએ આગળ ડગ ભરી જામગરી સળગાવી અને ગોળી 'સણણણ' કરતી જઇને ચોટી દીપડાના પડખામાં. પેટાળ નીચે છરકો કરતીક ને પેલી મેર ચાલી ગઈ.

પણ દીપડો તો જાણે ફૂલ પણ ન ફરકયું હોય તેમ નિરાંત કરીને પડયોજ રહ્યો. પાંચ મીનીટ, દશ મીનીટ, પંદર મીનીટ વીતી પણ એ તો ન હાલે કે ન ચાલે. માત્ર ઘડી બે ઘડીએ પટપટ પૂછડી હલાવે! એટલે બીજા જુવાન ગામેતી રામા સાંગાએ ફરીને જામગરી ચેતાવી, અને બંદુક ફૂટી ન ફૂટી, કાન આગળ દારૂનો ધુમાડો ઉઠયો, એટલામાં તો દીપડો 'ઠૂ ઠૂ ઠૂ ઠૂ' કરતો ફાળ દઇને રામા સાંગા ઉપર ત્રાટકયો ને તરાપ મારીને રામાને ધરતી ઉપર ફેંકી દીધો. નીચે પટકતાંવેંત એક થાપો મારી એના થંભામાં નોર ખુતાડી દીધા.

રામાના બાપ ઘરડા ડોસા સાંગાએ જોયું કે, 'હાય હાય! રાવણ જેવા મહાજોધ દીકરાને હમણાં મારી નજરૂં આગળ આ દીપડો વિંખી નાખશે, મારા જીવતરમાં ધુડય પડી!' સાંગાની વૃદ્ધ નસોમાં ઝનુન ધબકી ઉઠયું અને તેણે એકજ કૂદકે દીપડાની ડોકી પકડી, મરડી તેને રામા ઉપરથી ઉંચકી નીચે નાખી દીધો. તરતજ દીપડે એના ઉપર તરાપ મારી. દીપડો એના ઉપર આવે ત્યાર પહેલાં તો સાંગાએ રામાની નીચે પડેલી બંદુક ઉંચકી લીધી અને દીપડાનો થાપો પડતાં પહેલાં તો તે આડી ધરી દીપડાના મોઢામાં ખોસી દીધી. સાથે થોડોક હાથ પણ દીપડાના મોઢામાં ચાલ્યો ગયો.

દીપડો હવે તો વિફર્યો. તેણે કારમી ત્રાડ નાખી, જોરથી દાંત ભીંસી 'કચ કચ કડડ' કરતી બંધુકને ને સાંગાના હાથને બન્નેને ચાવી નાખ્યાં અને સાંગાના પડખામાં એક પ્રચંડ થાપો મારી તેને નીચે પટકયો. નીચે ડોસો સાંગો અને ઉપર જમદૂત સરખો રાવણમથ્થો દીપડો!

બેય જામગરી ખાલી! હવે શું થાય? કોઈની પાસે બીજું હથિયાર ન મળે. સાંગાના દીકરા રામાના હાથમાં માત્ર એક કાટેલી જુનવાણી બુઠ્ઠી તરવાર હતી અને કરુણા ગામેતીના હાથમાં હતી એક ખોખડધજ કડીઆળી ડાંગ. તરવારનો ઘા કેમ થાય? નીચે પડેલા ડોસાને વાગે તો?

કરુણા ગામેતીને શૂર ચઢ્યું. એણે હાકલ દીધી: "થાજે માટી" અને પોતાના માથા ઉપર ત્રણવાર ફેરવીને કડીઆળી ડાંગ ભડ લઇને દીધી દીપડાના કપાળમાં.

ડાંગનો ઘા પડતાં દીપડો રઘવાયો બન્યો ને સાંગા ગામેતી ઉપરથી ઉઠી એણે કરુણા ઉપર લાય સાંધી. કરુણાએ ટાંપ ચૂકાવી પોતે ગુલાંટ ખાઈ દીપડાની પુંઠે જઈ ઉભો. દીપડાની વડઝમાં આવ્યો ગામેતી ખીમા રૂડા ને એક થાપા ભેગો જઇ પડયો હો.

દીપડો એના ઉપર ચડી બેસવા જાતો'તો એટલામાં તો બાહોશ બનેલા રામા ગામેતીએ પોતાની જુનવાણી તરવાર ફેરવી સોઇ ઝાટકીને ઝીંકી દીપડાની ખોપરીમાં, ને ભડસ કરતી ખોપરીમાં સોઇવઢ ફાટય પડી ગઇ. સાથે તરવારના બે કટકા ખણખણાટ કરતા બે બાજુએ ઉડી પડયા. દીપડો પણ પડયો. ત્યાં તો પેલા બારેય જણ કોદાળી, બરછી ને કુહાડી લઇને આવી પડયા.

પેલા થાપા ખાઇને નોર ખુચી જવાથી ઘાયલ થયેલા રામા સાંગા અને ખીમાને લોકો ઉપાડીને ગામમાં લાવ્યા અને પડદે નાખ્યા.

દીપડા સામેની આ ત્રણે જણની સમરલીલા કાંઇ કલાક બે કલાક ન્હોતી ચાલી; ત્યાં તો ફાટેલા, રઘવાયા થયેલા હિંસક પ્રાણીની ક્રૂર વિજળીક ગતિ સામે એટલીજ ત્વરાથી દાવપેચ ખેલવાના હતા; એટલે તો આ ભયંકર, જીવસટોસટની રમતમાં બ્રહ્માની ઘડી જેવી દશ મીનીટો વીતી; પણ એ એક એક મીનીટ એટલે તો પેલા બહાદુરોને મન હશે એક એક યુગ!

ચીચોડના મીયાંઓ કહે છે કે, "જે જગ્યાએ દીપડો માર્યો એ ધરતીજ નગદ શૂરવીરાઇનું પુરાતન ક્ષેત્ર છે. અમારા પંદરે ભડવીરોમાંથી એકેય પાછો હઠયો નહિ, એટલેજ એકબીજાની હરમતવડે અમે સાંગોપાંગ ઉતર્યા. અમે આ કંઇ પહેલવહેલો દીપડો નથી માર્યો. આમ ને આમ પૂરા સત્તરને અમે રામશરણ કરી દીધા છે." પણ આ દ્વંદ્વયુદ્ધ તો અનોખુંજ છે. આ તો—

"કાઠી ખસીયા વરયા શૂર રજપૂત જ્યાં, મીર આહીર ગોહીલ વંકા;
ખડગના ખેલની રંગભૂમિ મહીં, જંગના વાજતા નિત્ય ડંકા.
સિંધુડો સૂર જ્યાં ભીરૂને ભડ કરે, ધડુકતા ઢોલ ત્રાંબાળુ ધણણી;
ધન્ય હો ધન્ય સૌરાષ્ટ્ર—ધરણી."

એવી-શૌર્યનાં અગણિત સંસ્મરણોવડે બ્હેકતી સોરઠની અમર ભોમકાનો એટલોજ અમર શૌર્યપ્રસંગ છે.

દીપડા સાથે ભીષણ બથ્થંબથ્થા કરી, લોથ થઇને ઘેર આવેલા આ શૂરવીરોને દેખતાંજ ધોમ ધખતે બપોરે ચીચોડનો પસાયતો સતરાબાજ દોડતો પાટણવાવ પૂગ્યો અને ફોજદારને ખબર કર્યા. ફોજદારે ટેલીફોનથી ગોંડળનરેશને સમાચાર મોકલ્યા અને ઘાયલ થયેલાઓને અને મરેલ દીપડાને લઈ પાટણવાવ આવવા હુકમ મોકલ્યો.

ફોજદારે તેમનો ધોરણસર પંચકયાસ કરી તેમને ઇસ્પિતાલમાં જવાની પરવાનગી આપી; પણ હવે તો તેમના ઘા દરતા હતા અને ત્યાં અસહ્ય વેદના થતી હતી. દરદ વધવા માંડયું, અને સાંઝ પડી. ત્રણેને ચીચોડ મોકલવામાં આવ્યા.

અને આ શૂરવીરોની કદર ગોંડળના રાજવીએ કેવી રીતે કરી? તેમને ઇનામ અકરામ કે સારો હોદ્દો આપીને નહિ. એમણે તો દીપડા સાથે મલ્લકુસ્તી કરનારાઓને બહાદુરી બદલ દીપડાનું ચામડું એનાયત કરવાનું નમુનેદાર ફર્માન કર્યું. ફોજદારે ઢેઢો પાસે ચામડું ઉતરાવી તે નરવીરોને આપ્યું, પણ ચામડું‌યે અનેક છોડા અને વીંધોવાળું હોવાથી તદ્દન નકામું નિવડયું. અત્યારે તે વ્યાઘ્રચર્મ પાટણવાવના પોલિસ થાણામાં ચીચોડના શૂરવીર ગામેતીઓની સ્મૃતિને પણ વિસરાવતું એક અંધારે ખૂણે સડી રહ્યું છે.

ચીચોડના શૂરવીર મીયાંઓએ કંઇ બદલા કે ઈનામ અકરામની અપેક્ષાએ દીપડા સાથે રણજંગ ન્હોતો જમાવ્યો. એમને આવી જાહેરાતની પરવાહ પણ નહિ હોય; પણ સમજુ માનવીની

સામાન્ય બુદ્ધ આવી બહાદુરીની કદરદાની જોવા હંમેશાં આતુર હોયજ. ઇંગ્લંડ કે અમેરિકામાં આવી વીરતા કોઇએ દાખવી હોય તો તેની ફિલ્મો લેવાય, જાહેર પ્રજા તેની પાછળ ઘેલી ફરે, રાજ્ય તેના ઉપર માન–ચાંદ–કિતાબ ને ઇનામની નવાજેશો વરસાવે, વર્તમાનપત્રોનાં એ અદ્ભુત પ્રસંગના લાંબા ઝગમગતા અહેવાલો છપાય, સામાહિકો ને માસિકોને પાને પાને તેમની તસ્વીરો ઉભરાય, ને કંઇ કંઇ થાય; પણ આ નિઃસ્પૃહી ને નિરભિમાની ગામડીઆ તો રહ્યા કોઇ અ-જાણ્યે ખૂણે સડતા હેમ્પડનો, ક્રોમ્વેલો, બ્રેટબાંડી અને યુજેન સેન્ડાઓ. તેમને માત્ર ચામડાથી નવાજવા સિવાય, શુદ્ધ સ્વરૂપમાં દુનિયા સમક્ષ કોણ મૂકે? ગરવા સોરઠમાં એક કાળે ધરણી ધ્રુ-જાવતી વીરતા અને અંગાર સરીખાં ખમીર આજે ઓસરી પડયાં છે. તેનું મૂળ રાજવીઓની અને પ્રજાની આ વીરનરોપ્રત્યેની જડતાભરી બેદરકારી–બીન–કદરદાનીમાંજ છે.

બે માસ અગાઉ આ બનાવ ગોંડળની હદમાં બનેલો. ત્યારપછી ગોંડળના કુમારશ્રી નટવર-સિંહજી એ બાજુ રંઝાડ કરતા એક બીજા દીપડાને મારવા સારૂ તા. ૧૭–૧–૨૬ ના રોજ સીધાવેલા. પાટણવાવના ફોજદારે તેમને પેલી ભાંગેલી તરવારના ટુકડા અને જામગરીવાળી બંદુક બતાવ્યાં, ત્યારે કુમારશ્રીએ દિગ્મૂઢ બની પૂછ્યું, “શું? શું? આ હથિયારથી દીપડો માર્યો?” ફોજદારે માફી માગીને કહ્યું “બાપુ! ક્ષમા કરજો એ તો મજબૂત ને અનાડી જાત રહી એટલે દીપડાને માત્ર બથ્થંબથ્થા કરીને પૂરો કરી નાખ્યો.” કુમારશ્રી સાશ્ચર્ય નયને જોઇ રહ્યા.

પછી કુમારશ્રી નટવરસિંહજી પચાસ માણસોના રસાલા અને બંદુક ગોળાના ગાડીભર સરંજામ સાથે ચીચોડ આગળ ઓસામના ડુંગરોમાં રખડી રખડીને થાકયા, પણ શિકાર ન થવાથી પાછા સ્વગૃહે સિધાવ્યા.

# એક મદ્રાસી સ્ત્રીની વીરતા

( લેખકઃ–**ગોપીનાથ વર્મા**–‘**ગૃહલક્ષ્મી**’ **હિન્દી** માસિક ઉપરથી )

એક મદ્રાસી યુવક ઘણા દિવસથી જમશેદપુરમાં રહે છે. સ્થાનિક કંપનીમાં નોકર છે. આ યુવક તા. ૨૩ મી જુલાઇને દિવસે રાતના ૧૦ વાગ્યાથી સવારના ૬ વાગ્યા સુધી નોકરી ઉપર હતો. તે રાત્રિએ તે પોતાને કામે થોડો વહેલો જઇ પહોંચ્યો. ઘેર સ્ત્રી એકલી હતી. પહેલે-થીજ દાવ શોધતો એક નરપિશાચ પંજાબી લાગ મળતાં તે મદ્રાસી યુવતીના ઘરમાં ઘૂસ્યો. મદ્રાસી યુવતી ભણેલી ગણેલી તથા બુદ્ધિમાન હતી. ઘરમાં ઘુસતાંજ તે પંજાબી તેને ડરાવવા ધમકાવવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, ઘરમાં જેટલા પૈસાટકા હોય તે બધું હાજર કરી દે નહિં તો તારૂં ખૂન કરીશ અને આબરૂ લઇશ. યુવતીએ પોતાની બુદ્ધિ પ્રમાણે તરતજ જવાબ આપ્યો, “અરે! આપ આટલા નાખુશ શામાટે છો, ઉભા રહો, હું આપના આગળ ઘરની સઘળી અમૂલ્ય વસ્તુઓ હાજર કરી દઉં છું. મારા પતિ મને બહુ દુઃખ દીધા કરે છે. હું જાતેજ તમારી સાથે ચાલી નીકળીશ. લો આ ઘરેણાં છે તે બાંધી લો. થોડાઘણા રૂપીઆ પેલા ખૂણામાં દાટેલા છે તે હમણાંજ ખોદીને કાઢી લાવું છું.” આટલું સાંભળતાં તો તે પાપી પંજાબી અતિશય ફૂલાઇ ગયો. ઘરેણાં તથા બીજી અમૂલ્ય વસ્તુઓ એક પોટલીમાં બાંધવા લાગ્યો. યુવતી ખૂણામાં ગઇ. તેણે પેટીમાંથી એક ધારવાળો છરો કાઢીને પોતાના પાલવમાં સંતાડ્યો. કેટલાંક રૂપીઆ પણ સાથે લીધા. પંજાબીના આગળ રૂપીઆ મૂકીને તેને ગણી જોવાને કહ્યું. તે દુષ્ટ રૂપીઆ ગણવા લાગ્યો. બરાબર લાગ જોઇને સ્ત્રીએ તેની છાતીમાં છરો ઘોચી ઘાલ્યો અને તે બેહોશ થઈ નીચે પડ્યો. યુવતીએ તાળું વાસીને સ્થાનિક થાણામાં જઇને પોલિસને ફરિયાદ કરી. પોલીસના માણસો તેજ રાત્રે ૧૧ વાગે તે જગાએ આવ્યા. યુવતીએ કહેલી સઘળી બાબત જેમની તેમ મળી આવી. તે રાત્રિએ યુવતી કોઇ નજીકના સગાને ત્યાં સૂઇ રહી. સવારે ૭ વાગે તેનો પતિ પણ આવી પહોંચ્યો અને સઘળી હકીકત સાંભળી. આ બનાવ નજરો નજર જોયેલો છે. સંભળાય છે કે તે સ્ત્રીને ઇનામ આપવામાં આવશે. શહેરમાં આ બનાવે સણસણાટ ફેલાવી દીધો છે. તે દુષ્ટ પંજાબી મરી ગયો છે.

# હિંદુ જાતિની મહત્તા

( લેઃ–**ઓચ્છવલાલ છોટાલાલ** કચેરીયા **'હિંદુસ્થાન'** તા. ૨૪–૧૨–૨૭ ના અંકમાંથી )

જગતભરની તમામ સંસ્કૃતિઓમાં હિંદુ સંસ્કૃતિનું સ્થાન ઉંચામાં ઉંચી કોટિએ પહોંચેલું છે. ક્ષમા અને ત્યાગની પ્રત્યક્ષ મૂર્તિસમી એ સંસ્કૃતિની છાપ એટલી સજ્જડ પડે છે કે જે વરસો સુધી ભુંસાતી નથી; એટલુંજ નહિ પરંતુ તેની ભાવનાઓ એટલી પ્રબળ હોય છે કે હિંદુધર્મમાંથી પતિત થયા પછી પણ તે વિશુદ્ધ ભાવનાઓના રણકારા તેના હૃદયને ઝમઝમાવે છે. અત્યારે એવા હજારો અને લાખો, પતિત થયેલા હિંદુઓ પોતાને હિંદુધર્મમાં પાછા દાખલ કરવા પોકારી રહ્યા છે. કારણ? કારણ એજ કે, તેમના હૃદયમાં હિંદુ સંસ્કૃતિની ઉંડી છાપ પડેલી હોય છે. કેટલાંક કારણોને વશ થઇ જેઓ અત્યારે હિંદુધર્મ સ્વીકારી શકતા નથી, તેવા પરકોમમાં ભળી ગયેલા પણ અત્યારે બાપોકાર જાહેર કરે છે કે, અમે પણ એક વખત હિંદુ હતા અને હિંદુના પુનિત નામથી પોતાનું ગૌરવ સમજે છે. હિંદુ સંસ્કૃતિની પ્રબળ ભાવના ઉપર વિધર્મીઓના અનેક પ્રહારો પછી પણ તે અજોડ અને અજેય ઉભેલી છે અને તેના ગૌરવમાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે.

આત્મશુદ્ધિનું ભાન થયેલ હજારો અને લાખો પતિત હિંદુઓનો સ્વધર્મમાં પાછા આવવાની પ્રબળ ઇચ્છાનો વેગ એટલો વધ્યો કે હિંદુધર્મમાં ધુરંધર નેતાઓનું લક્ષ તે બાજુ ખેંચાયું અને હિંદુત્વના છૂટાછવાયા થઇ ગયેલા અંગ–ઉપાંગોને એકત્ર કરવા શુદ્ધિ અને સંગઠનની હીલચાલના પ્રચંડ પાયા મંડાયા અને તે ધર્મકાર્ય કરતાં કરતાં અનેક સંકટો અને મુસ્કેલીઓ સહેતાં સહેતાં, ચૂસ્ત હિંદુત્વના આક્ષેપો અને પ્રહારોની દરકાર નહિ કરતાં, વિધર્મીઓ તરફથી આપવામાં આવતી પ્રાણાંત દંડની ધમકીઓ નહિ લેખવતાં, રાજ્યની પણ ખફગી વહોરીને, એ ધર્મકાર્ય અપનાવવા સતત પ્રયત્ન કરતાં એક મહાન રાષ્ટ્રવિધાયક નરવીર ક્ષત્રીજાયો, હિંદુત્વના ગૌરવ સમો આત્મા, એક ક્રૂર અત્યાચારી મુસ્લીમના હાથે હણાયો. ધર્મચર્ચાના બહાને બિછાનાવશ મહાન નરનું સ્વાગત, સ્વીકાર્યા પછી તે નરપિશાચે પાંચ પાંચ ગોળીબારથી જાન લીધો. આ મહાન નરનું સંસારી નામ મુન્શીરામ હતું, જે દુનિયાભરમાં સ્વામી શ્રદ્ધાનંદને નામે વિખ્યાત હતું. એવા ભડવીર એ હતા કે જેણે મૂર્ખાઓની સંગીનો અને મશીનગનો સામે પોતાની છાતી ખુલ્લી કરી પોતાના અડગ ધૈર્યનો પરિચય આખા જગતને કરાવી દીધો અને ઈશ્વરમાં અપૂર્વ શ્રદ્ધા દાખવી પોતાનું શ્રદ્ધાનંદજીતરીકેનું નામ દીપાવ્યું. આ મહાન નરની ખોટ એકલી હિંદુ કોમને નહિ પરંતુ સમસ્ત ભારતવર્ષને ન પૂરાય તેવી પડી છે; પરંતુ હિંદુધર્મ આવા અત્યાચારીઓને પણ શિક્ષા કરવા ના પોકારે છે અને ક્ષમા આપવાના પોતાના પવિત્ર સિદ્ધાંતને વળગી રહે છે.

ઈ૦ સ૦ ૬૦૦ ની સાલથી એક એવી માન્યતા પ્રચલિત છે કે, કાફરનું ખૂન કરવાથી બેહસ્ત અને હુર પ્રાપ્ત થાય છે; અને એ માન્યતા ખોટી હોવાનો એકરાર અમુક ગણ્યાગાંઠ્યા મુસ્લીમ બંધુઓને બાદ કરતાં કેટલાઓએ કર્યો છે? અને તે ધર્મઘેલી ભાવનાઓને પોશી આ પરિણામ આવ્યું છે. ઈ૦ સ૦ ૬૦૦ થી તે આજ દિનસુધી લગભગ ૧૩૦૦ વર્ષના ગાળામાં એવો એક પણ બનાવ નથી બન્યો કે કોઈ ધર્મઘેલા હિંદુએ પ્રમાણિક ધાર્મિક મતભેદના કારણે કોઈ વિધર્મીનું ખૂન કર્યું હોય.

દરેક હિંદુભાઇઓ પોતે પોતાનો "ફર્ગીવ એન્ડ ફર્ગેટ" અર્થાત્ "ક્ષમા કરો અને ભૂલી જાઓ"નો સિદ્ધાંત ન ભૂલે અને ગમે તેવા અપકૃત્ય તરફ પણ ક્ષમા બતાવી હિંદુધર્મને અને તેનીજ સંસ્કૃતિને શોભાવે.

# લોકમાન્ય તિલકનાં થોડાંક સંસ્મરણો

( દૈનિક "હિંદુસ્થાન" ના એક અંકમાંથી )

લોકમાન્યનાં સૌથી મોટાં દીકરી પાર્વતીબાઇ કેતકર લખે છે કેઃ-' હું ફીમેલ હાઇસ્કૂલમાં જતી ત્યાં મરાઠી ચોથા ધોરણ જોડે અંગ્રેજી પહેલી ચોપડી પણ શરૂ કરાવતા. ૧૨ મા વરસ પછી છોકરીઓ પરણે છે ને ત્યાંસુધીમાં મરાઠી પણ તેમનું પૂરૂં થતું નથી. ત્યાં અંગ્રેજી પણ ટ, ફ. જ. થાય; તેથી પ્રથમ મરાઠી પૂરૂં પાકું થયા વગર અંગ્રેજી નજ શીખવવું, એમ દાદા કહેતા ને એજ કારણથી દાદાએ અમારી નિશાળમાં આવીને અંગ્રેજીના કલાક વખતે મને બીજા એકાદા ગણીત કે સંસ્કૃતના વર્ગમાં બેસવા દેવી એવી ગોઠવણ કરી હતી. આથી તે વખતના શાળામાંના કેટલાક શિક્ષકો દાદાને 'ચસ્કેલ' કહેતા ને ટીકા કરતા.

× × × ×

હું નિશાળેથી ઘેર આવું એટલે મારે સાડી બદલવી પડતી; તેથી એકવાર મેં દાદાને કહ્યું કે 'મને છીંટનો સાળુ લઇ આપો.' દાદાએ જવાબ આપ્યો 'છીંટનો સાળુ ન લેવાય. બધાં વિલાયતી હોય છે.' આમ કહીને લંબાણપૂર્વક સ્વદેશીનો મહિમા મને કહી સંભળાવ્યો. ત્યારથી સમજતી થઇ કે, નિશાળમાં બીજી છોકરીઓ જે ભભકાબંધ કપડાં પહેરીને આવે તે બધા વિલાયતી કપડાંનાં બનેલાં હોય છે. અમારા ઘરમાં સુતરાઉ બધું. થાણા ક્લૉથ અને ગરમ કાપડ વુલન મીલોને બદલે ધાબળીઓનું વપરાતું.

× × × ×

ઘરમાં બે વખત ચહા થતી પણ આઇ અમને કદી ચહા આપતી નહિ. અમને દૂધજ અપાતું. અમે દાદાને પૂછીએ 'તમે કેમ ચહા પીઓ છો?' દાદા કહેશે 'ટેવ પડી; તમારે તે-માંથી બચવું જોઇએ. બાપ દારૂડીઓ હોય તોપણ છોકરાઓએ દારૂ પીતાં કદી ન શીખવું જોઇએ.' વિશ્વનાથ ( લોકમાન્યનો સ્વર્ગસ્થ જ્યેષ્ઠ પુત્ર )ને જનોઇ દીધા પછી દાદા રોજ તેની પાસે સંધ્યા કરાવતા. કોઇવાર ન કરી હોય તો ગુસ્સે થતા. એક દિવસ વિશ્વનાથ કહે 'ત્યારે તમે કેમ સંધ્યા નથી કરતા?' દાદા કહે 'હું તારા જેવડો હતો ત્યારે રોજ કરતો, હવે તો હું રોજ વેદ વાંચું છું એટલે સંધ્યા નથી કરતો.' અમને એમના ઉપર વિશ્વાસ બેઠો નહિ એમ જોઇ મેકસમૂલર સાહેબે કરેલાં વેદોના ભાષાંતરનાં જાડાં જાડાં પુસ્તક દાદાએ અમને દેખાડયાં ને કહે 'પૂર્વે દૈત્યો વેદને ચોરીને લઇ ગયા હતા. હવે જર્મનો ભાષાંતર કરીને ધોળે દહાડે લઇ ગયા છે.'

× × × ×

સવારે ચહા પીતી વખતે દાદા રોજ ટપાલ જોતા અને વિનોદ કરતા. ૧૯૦૮ ના સુરતના બખેડા પછી મોડરેટ તેમજ એકસ્ત્રીમીસ્ટ છાપાંઓ વચ્ચે સારી પેઠે ગાળો ચાલતી. એક દિવસે ચહા પીતી વખતે અમને પૂછવા લાગ્યા 'તમે બધાં રોજ ચહાની સાથે કંઇને કંઇ ખાઓ છો;' હું શું ખાઉં છું તે કહો જોઇએ?' દાદા ચહા સાથે કોઇ દિવસ કશું ખાતા નહિ, તેથી અમે કહ્યું કે, 'તમે તો કોઇ દિવસ કશું ખાતા નથી.' દાદા હસીને કહે 'કેવું અજ્ઞાન! અરે, હું રોજ ચહા સાથે ગરમાગરમ ગાળો ખાઉં છું!'

× × × ×

સને ૧૯૦૬-૭ ની સાલમાં સ્વદેશી હીલચાલ ઉપડી અને સરકારની દમનનીતિ શરૂ થઇ તે વેળા બીપીન બાબુએ છાપાંઓદ્વારા જાહેર કર્યું કે, જેમને જેલની તૈયારી કરવી છે તેમણે અગાઉથીજ ઘરમાં જારબંટીના રોટલા વગેરે ખાવાની તાલીમ લેવાનું શરૂ કરી દેવું જોઇએ. આ વાંચીને લોકમાન્યે કહેલું કે, જેલને સારૂ શું આવડી તૈયારી કરવાની? જેલ મળો કે ન મળો. દેશને સારા દિવસ ન આવે ત્યાંસુધી આ જેલજ છે, એમજ માનીને દેશભકતે ચાલવું જોઇએ. જેને જેલમાં જવું પડે એટલા ખાતર જારબંટીના રોટલાની તાલીમ લેવી પડે એણે કર્મયોગ જાણ્યોજ નથી એમ સમજવું. જારબંટી ખાઇને ભલે તે ચાહે તેટલી તૈયારી કરે, તેને હાથે કાર્યસિદ્ધિ થવાની નહિ.

# આત્મજ્ઞાન અથવા 'આપણે કોણ ?'

( લેખકઃ-બાલકવિ-'**વિશ્વજયોતિ**' સં. ૧૯૮૨ ના ફાગણ માસના અંકમાંથી )

સુખ મેળવવા માટે મથતા રહેવું એ મનુષ્યનું જીવનકાર્ય નથી. પણ 'આપણે કોણ ?' એ જાણવું તેજ મનુષ્યનું સાચું ધ્યેય હોઇ શકે. સઘળા પ્રાણીઓમાં વસવા છતાં તે પરમાત્મા મારા અંતઃકરણમાં પણ વસેલ છે; તેજ પ્રમાણે સઘળા પ્રાણીમાત્રમાં પણ હું છું અને મારામાં સર્વ ભૂતમાત્ર છે ( **सर्वभूतस्थमात्मानं सर्व भूतानिचात्मनि** ). આ બાબતનો અનુભવ લેવો એજ દરેક માનવીનું કર્તવ્ય છે. આ તત્ત્વનો જેને સાક્ષાત્કાર થાય, તેના હાથે સર્વ પ્રાણીનું હિત જેનાથી સધાય એવાંજ કામો થાય છે. આખા જગત તરફ આત્મૌપમ્ય દૃષ્ટિથી જોનારનો આ સહજ સ્વભાવ બને છે. પછી ભૂતમાત્ર ઉપર પ્રેમ કર, અગર તો પ્રાણીમાત્રનું કલ્યાણ કરનાર કાર્ય કર; એવું તેને કહેવાની અગત્ય રહેતી નથી.

જ્ઞાનપ્રાપ્તિ થયા પછી તેને પોતાને માટે કરવાનું એવું કાંઇ રહેતું નથી, તોપણ સાચો જ્ઞાની પુરુષ હાથપગ જોડીને કોઇ દિવસ બેઠો રહે એ બનવું શકય નથી. કર્મ સાથે મારે કાંઇ લેવા દેવા નથી, હું તો સંન્યાસી થયો છું, એવું કહેનાર પુરુષોએ સંન્યાસીના વેષમાં રહીને પ્રાણીમાત્રનું પરમ હિત સધાય એવાં કાર્યો આજન્મ કર્યાં છે.

હજારો માણસોમાં 'આપણે કોણ ?' એવું જાણવાની ઇચ્છા કોઇકનેજ થાય છે અને તે સિદ્ધિ મેળવવાનેજ પ્રયત્ન કરતો થાય છે. એવા પ્રયત્નો કરનારાઓમાંથી કોઇકજ મને આવી મળે છે એવું ભગવાને કહ્યું છે. આવા આ અલ્પ માણસોમાંથી આત્મજ્ઞાન થયા પછી કર્મનો બધી રીતે ત્યાગ કરીને જંગલમાં જઇ વસનારો કોઈ હોય તો અપવાદતરીકે તેના તરફ ધ્યાન આપવામાં કાંઇ હાંસલ નથી. આત્મજ્ઞાન થયા પછી જ્ઞાની મહાત્માએ શું કરવું ? એ વિચારવાનું આ સ્થળ નથી અથવા એવા જ્ઞાતાઓએ આમજ કરવું જોઇએ, એવું પ્રતિપાદન કરવું એ પણ કઠિન છે; પરંતુ જગતનો સર્વસામાન્ય અનુભવ જોઇએ તો આવા બ્રહ્મજ્ઞાની પુરુષ, સંસાર-સાગરમાં ડૂબકાં ખાતા પોતાના બંધુઓને સન્માર્ગ બતાવવામાં પોતાનું બાકીનું આયુષ્ય સમર્પે છે. આ વાત ઇતિહાસ-પુરાણો ઉપરથી અને અર્વાચીન સમયના મહાન પુરુષોના વર્તન ઉપરથી સિદ્ધ થાય છે.

પ્રાણીમાત્રના કલ્યાણમાટે મથતા રહેવું એ જ્ઞાનીપુરુષોનો જેવી રીતે સહજ ધર્મ થઇ પડે છે, તેજ પ્રમાણે આ બ્રહ્માનુભવની સ્થિતિમાં સ્વાભાવિક રહેલું આત્યંતિક સુખ પણ તેને ભોગવવા મળે છે. આ આત્યંતિક સુખ તે જ્ઞાનનું સ્વાભાવિક પરિણામ છે. આત્મજ્ઞાની બ્રહ્માનંદમાં તરંગવા લાગ્યો; માટેજ એવી જાતના આનંદની પ્રાપ્તિ થાય એ ઇચ્છાથી જ્ઞાની પુરુષે પ્રથમથીજ પ્રયાસો કર્યા, એવું કહી શકાશે નહિ. ઓગણપચાસમો સિદ્ધાન્ત ભૂમિતિકાર યુકિલડથી છોડવાયો, તે સાથે તેને પોતાના દેહનું ભાન રહ્યું નહિ અને પ્રમેયસિદ્ધિના આનંદથી તે ગાંડો થયો, ત્યારે આ અનુપમેય આનંદ મેળવવામાટેજ યુકિલડે દિવસોના દિવસો વિચાર કરવામાં કાઢયા અને મગજને થકવી દેવામાં કાઢયા એમ કહી શકાશે નહિ. સુખ અને સુખની ઇચ્છા કરનાર, એવું દ્વૈત ઉત્પન્ન થયા પછી એકત્વથી મળનારૂં બ્રહ્મસંસ્પર્શજન્ય સુખ મળવુંજ મુશ્કેલ છે.

સુખ શોધવાની પાછળ લાગેલી મનુષ્યજાતિનું કલ્યાણ થયું નથી; પણ મનુષ્યોની તૃષ્ણાઓ અને હાજતો વધી છે; અને સુખપ્રાપ્તિ એ મનુષ્યનું ધ્યેય નથી. આ સિદ્ધાંત વધારે ને વધારે માણસોને અનુભવમાં આવવા લાગ્યો છે. આ દૃશ્ય જગતની પેલીમેરની અતકર્ય શક્તિનું જ્ઞાન પોતાને થાય, એ શક્તિનોજ હું પણ એક અંશ હોઇને પોતાનું ખરૂં સ્વરૂપ પોતે જાણવું અને તેની પ્રતીતિ મેળવવી એજ માણસનું અંતિમ ધ્યેય છે. આધિભૌતિક શાસ્ત્રો એક વિશિષ્ટ મર્યાદા ઓળંગીને માણસ જઈ શકે એ શકય નથી, એમ કહેવા માંડયાં છે. ઇંદ્રિયથી પર-અતીત એવો આ જ્ઞાનનો પ્રદેશ કેવળ બુદ્ધિજ કળી શકે ! આ જૂનું તત્ત્વ ફરી એક વધારે ઠોકર ખાધા પછી માણસને સમજાવા લાગ્યું છે. સુખપ્રાપ્તિ એ માણસનું ધ્યેય નથી, પણ આત્મસ્વરૂપને ઓળખવું એજ સજ્ઞાઓનું અંતિમ ધ્યેય છે. આ વાત સર્વને માન્ય હોય, તો

પણ એ ધ્યેય કેવી રીતે સાધવું આ સવાલ બાકી રહે છે અને આ પ્રશ્ન યોગ્ય રીતે જે વખતે માણસ ઉકેલી શકશે, તે વખતે આપણું આ જગતપરનું જીવનકાર્ય કયું તેનો નિશ્ચય કરી શકશે.

આત્મસ્વરૂપને ઓળખવું, સર્વ ભૂત એક આત્મા છે આ તત્ત્વનો અનુભવ કરવો એજ માણસનું અંતિમ ધ્યેય છે. આ વાત પાશ્ચાત્ય કે પૂર્વના સઘળા વિદ્વાનો આજે કબૂલ કરે છે. પરમેશ્વર છેજ નહિ આવા નાસ્તિક વિચારો પ્રગટ કરનારા ડાહ્યા આજે પણ નથી એમ નથી; અને આ વિચારો નવીન પણ નથી. અધ્યાત્મજ્ઞાનનો જે વખતથી ઉદય થયો, તે સાથેજ આ નાસ્તિક તત્ત્વજ્ઞાન પણ ઉત્પન્ન થએલ છે. ગુલાબના ફૂલને તેની સુંદર પાંખડીઓના નીચેજ કાંટા હોય છે. આ કાંટા જેમ ગુલાબને છોડીને જતા નથી, તે મુજબ માનવીના ધ્યેયનો નિર્ણય કરનારા તત્ત્વજ્ઞાન સાથે ચોંટી રહેલા આ નાસ્તિક વિચારો કોઇએ પ્રકાશિત કર્યા હોય તો તે માટે ખોટું લગાડવાનું કાંઇ કારણ નથી.

માણસની વૃત્તિ બહિર્મુખ હોય ત્યારે તેના વર્તનને પોષક હોય એવું આ તત્ત્વજ્ઞાન વાંચીને થોડો વખત તેને સમાધાન થાય, પણ તે સમાધાન કાયમ ટકનારૂં નહિ. માણસ તુરત અંતર્મુખ થાય છે. વિષયોની ક્ષણભંગુરતા તેના જાણવામાં આવેલી હોય છે. સુખના ઉપભોગ કરતાં તૃષ્ણાઓ અને હાજતોનો છેદ ઝપાટાથી વધતો જાય છે, એનો અનુભવ તેને આવેલો હોય છે. આવે વખતે નાસ્તિકવાદીઓનું તત્ત્વજ્ઞાન સમાજમાં મૂળ ઘાલી બેસશે અને કોઇક વખતે તેનું વૃક્ષ થશે, એવી જરાપણ ભીતિ રાખવાનું કારણ નથી. એ તત્ત્વજ્ઞાન લૂલું હોય છે. માનવનીતિનો ઇતિહાસ આ વાત કહેતો આવ્યો છે, તેથી આવા મિથ્યાવાદીના તત્ત્વજ્ઞાનમાટે વિચાર કરવો એટલે ફોગટ કાળક્ષેપ કરવા જેવું છે.

આત્મસ્વરૂપ ઓળખવું એજ માનવીનો સાચો ધર્મ એવું મનમાં નિશ્ચિત થયા પછી તે કેમ આચારમાં મૂકવો એનો વિચાર કરવો એજ શ્રેયસ્કર છે.

ધર્મનાં બે અંગ માની શકાય. એક તો એ ધર્મનું તત્ત્વજ્ઞાન અને બીજું તે તત્ત્વજ્ઞાન પ્રત્યક્ષ આચારમાં મૂકવા માટે કરી આપેલ નિયમ. જગતમાંના જૂદા જૂદા ધર્મોમાં જે બાહ્યવિધિ નિર્માણ થયા, તેનો મૂળ ઉદ્દેશ આજ હતો. આ બાહ્યવિધિ શુદ્ધ બુદ્ધિથી આચરણમાં મૂકવા એટલેજ તે નીતિ. ધર્મ એટલે અંતિમ તત્ત્વજ્ઞાનનું ધ્યેય અને નીતિ એટલે એ ધ્યેય સાધવાને માટે મનુષ્યોએ પોતાના પ્રત્યક્ષ વ્યવહારમાં રાખેલું વર્તન. ધ્રુવજીની જેમ અચલ અને નિષ્કંપ ધ્યેય સામે રહ્યાવિના માણસની સંસારસાગરમાંની આ નૌકા સુરક્ષિત ચાલવી એ શક્ય નથી. નાવિક ગમે તેટલો કુશળ હોય, તોપણ હોકાયંત્રની સહાયવિના હું મારી નૌકા ચલાવીશ આ તેનો ફારસ ફોગટ છે.

માનવીજીવનનું સાર્થક કરવાને આવી રીતે ધર્મ અને નીતિ એ બન્ને અત્યાવશ્યક છે. ધર્મનો નાશ થવા લાગ્યો, સમાજનું સંગઠન તૂટવા લાગ્યું, સાધુ પુરુષોની હેરાનગતિ થવા લાગી, દુષ્ટાનું જોર વધવા માંડયું, આવું જે જે વખતે કહેવાય; ત્યારે ધર્મ અને નીતિને ફારગતી અપાઈ છે, એવોજ તેમાંથી અર્થ નીકળે છે.

હોકાયંત્ર તેની જગા ઉપર છે, પણ આગબોટનો કેપ્ટન દારૂના નિશાને લીધે ઠેકાણા ઉપર ન હોય, તો હોકાયંત્ર શું કરી શકશે ? જગતમાં પ્રચલિત છે એવા સઘળા ધર્મોની અત્યારે આવીજ દશા થઇ છે. ધ્યેયની બાબતમાં કોઇને મતભેદ નથી, પણ આ ધ્યેય સાધ્ય કરવાને માટેનો જે બાહ્યવિધિ એટલે નીતિ, જે આચરણ માણસે રાખવું જોઇએ, તેનું યોગ્ય જ્ઞાન નહિ હોવાથીજ આજે માનવીઓમાં જૂદી જૂદી તકરારો, દ્વેષ, તિરસ્કાર, અસહિષ્ણુતા વગેરે દુર્ગુણોનું જોર વધ્યું છે.

ભૂતમાત્રમાં એક આત્મા છે, સઘળી માનવજાતિ એકજ પરમાત્માનાં બાળકો છે, જ્યારે આ વાત ખરી છે ત્યારે આ વિચારને અનુસરીને માનવજાતિએ પરસ્પર વર્તન ન રાખવું જોઇએ ? આ આચરણને અમલમાં લાવવાને સઘળા ધર્મમાંના તાંત્રિક બાહ્ય વિધિને સંકેલી મૂકવા જોઇએ. આ તાંત્રિક બાહ્ય વિધિને આચારમાં મૂકવા એટલેજ ધર્મનું પાલન થાય છે. આ દુષ્ટ કલ્પનાએજ મનુષ્યના અત્યંત હિતનું નખોદ વાળ્યું છે ! આ બાહ્યવિધિ ઉપરથી માણસનું મન જેટલું પાછળ ખેંચાશે, તેટલો તેટલો તે પોતાના ધ્યેયની નજીક જશે, એમાં શંકા નથી. મનુષ્યનું આત્યંતિક કલ્યાણ સાધવાને સહાયભૂત થાય એવાજ બાહ્ય આચાર હોવા જોઇએ.

એમ નિશ્ચય થયા પછી બાહ્યવિધિનું ખરૂં શુદ્ધ સ્વરૂપ કયું, એ શું સમજવું ન જોઈએ?

પુરાણ મતાભિમાન, પરંપરા, સંપ્રદાય, પૂર્વગ્રહ વગેરે અનેક બાબતો આ વર્તનમાં આડે આવશે; પણ આત્મહિત સાધવાનો ખરો તનમનાટ ઉત્પન્ન થયો હોય તો આ આડે આવનારી બાબતોનું મહત્ત્વ ઓછું કરવું જોઇએ. સવારે ઉઠયા ત્યારથી રાત્રે સૂતાસુધી આપણા ધર્મમાં જે બાહ્યવિધિ કહ્યા હોય તેમાંથી કોઈ આપણાથી કદાચ ન બની શકયા, તો તેનામાટે દિલગીર થવાનું કારણ નથી; પણ સર્વ ભૂતમાત્રમાં એક આત્મા છે, સઘળા જગતનો પિતા એક પરમાત્મા છે, એ દષ્ટિએ આપણા દેશબંધુઓ સાથેના વર્તનમાં આપણા હાથે અપરાધ તો થતો નથી ને? આ વિચાર પ્રત્યેકે પ્રથમ કરવો જોઇએ. કોઇને હાનિ પહોંચે એવું કોઈ કૃત્ય મારા હાથથી થયું નથી ને? કોઇના મનને દુઃખ થાય અથવા તો કોઇને ઉદ્વેગ થાય એવું તો હું બોલ્યો નથી ને? સ્વાર્થ સાધવાને અસત્યનું તો અવલંબન કર્યું નથી ને? મારા હાથે કોઇને અન્યાય તો થયો નથી ને? કાયાથી, વાણીવડે અગર મનથી કોઈનો અહિતના વિચાર તો કર્યો નથી ને? કોઇનાપર મેં જુલમ કર્યો નથી ને? અથવા જુલમગારોને મદદ થાય એવું કોઈ કૃત્ય મારાથી થયું નથી ને? પોતાના અને પોતાનાં બાળકોના ભરણપોષણમાટે પૈસા કમાવાની નજરે પ્રમાણિકપણાને તિલાંજલિ તો નથી આપી? બિચારા ગરીબોને સુકી ભાખરીનો કટકો મળતો નથી એવું નજરે જોવા છતાં મારા પોતાના દૂધચોખામાં જરાપણ કમતરતા ન આવે તે માટે પૈસાના ઢગલે ઢગલા તો ભેળા કરી રાખતો નથી ને? પોતાનાજ દરવાજા આગળ ગરીબોનાં બાળકો બિચારાં નાગાં ઉઘાડાં રખડતાં અને ટાઢથી ધ્રૂજતાં–થરથરતાં જોવા છતાં પોતે સુટ ઉપર સુટ શીવડાવીને ચેનબાજી તો ઉડાવતો નથી ને?

ગરીબોને ત્રણ ત્રણ ચાર ચાર ટંકના ખોરાકના ફાંફા થાય છે; શરીરના અંગને ઢાંકવા જેટલાએ કપડાંનો કકડો મળતો નથી; ટાઢ–તડકાથી થાકેલું શરીર રાતની વખતે લાંબું કરવાને કયાંયથી જમીનનો કટકો પણ નથી મળતો; એવી દેશની સ્થિતિ જોવા છતાં, પરસ્પર સ્પર્ધાને ભોગ પડીને 'અમુક ભાઈથી હું શ્રીમાન' એમ બતાવવાને–લાખો રૂપિયા ખર્ચીને માળ ઉપર માળ ચઢાવીને બંગલા તો નથી બનાવતો?

ધર્મ પ્રમાણેનું આચરણ પોતાથી થાય એવી સુબુદ્ધિ છે; પણ ધર્મનું ખરૂં–મુખ્ય અંગ તેનેજ ભૂલીને તાંત્રિય બાહ્યવિધિ આચરવામાંજ ભૂષણ અને સમાધાન માનવાની ભાવના જે વખતે માણસના મનમાંથી તદ્દન નિર્મૂળ થશે, ત્યારે ઉપરોક્ત વિચારો તેના મનમાં ઉત્પન્ન થયાવિના કદી રહેશે નહિ.

ત્યારે 'સર્વ ભૂતમાત્રમાં એક આત્મા છે' આ રહસ્યને વર્તનમાં ઉતારવું એજ માનવીનું જીવનકાર્ય છે, એમ સિદ્ધ થઇને–'હું પ્રભુનો છું અને બીજાં પ્રાણીઓ પણ પ્રભુનાંજ છે' આ ભાવના નિશ્ચિત થયા પછી તેના હાથથી સર્વનું હિત જેનાથી સધાય એવાંજ કર્મો હમેશાં થયાવિના રહેશે નહિ. સર્વમાં તે પોતાપણું સમજશે.



# હિંદુઓની સચ્ચાઈ

(લેખકઃ-જામનગરવાળા નાગોરી મનસુખલાલ મગનલાલ-'ગુજરાતી' તા.૨૭-૯-૨૫ના અંકમાંથી)

પૃથ્વીમંડળપરની સર્વ જાતોમાં જેવી સચ્ચાઈ હિંદીઓમાં છે તેવી બીજા કોઇ પણ મનુષ્ય-સમુદાયમાં છે નહિ. આ વાત મનઃકલ્પિત નથી. આ વાતના સમર્થનમાટે અનેક અભ્રાન્ત પ્રમાણો છે. હિંદુનીતિ સંસારમાં અત્યંત પ્રાચીન છે. હિંદુજાતિના જીવનકાળમાં અનેક પ્રાચીન જાતિઓ વિનષ્ટ થઇ ગઈ છે. અનેક નવી જાતિઓનો પ્રાદુર્ભાવ પણ થઇ ગયો છે. હિંદુજાતિની સચ્ચાઇની આલોચના કરીએ, ત્યારે માત્ર તેની વર્તમાનદશાપર ધ્યાન નહિ આપતાં તેના પ્રાચીન ઇતિહાસપર પણ ધ્યાન આપવું જોઇએ.

ઈ૦ સ૦ ૧૦૦૦ સુધી હિંદુજાતિ માનમર્યાદાથી ભૂષિતા થઈ પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં હતી ત્યારપછી વિદેશીઓએ ભારતવર્ષપર આક્રમણ કર્યું; અને ક્રમશઃ તેઓ ભારતવર્ષાધિપતિ બની ગયા. ત્યારથી આજસુધી આ દેશપર વિદેશીઓજ શાસન ચલાવે છે. વિદેશીઓના શાસનકાળ-દરમિયાન ભારતવર્ષની પ્રાચીન સભ્યતાપર અનેક આઘાત-પ્રત્યાઘાત થયા છે, તેનું પ્રાચીન સ્વરૂપ અત્યારે રહ્યું પણ નથીઃ તદપિ હિંદુજાતિ પોતાના પ્રાચીન આદર્શોને બીલકુલ ભૂલી નથી, અદ્યાપિ પોતાના માન અને ગૌરવની રક્ષા કરી રહી છે. હિંદુઓ હજાર વર્ષ પૂર્વે કેટલા સાચા હતા તેનું કિંચિદપિ વૃત્તાંત અમે અહીં કહીએ છીએ.

અધુના તે સમય પણ નથી રહ્યો કે નથી રહી હિંદુઓની સચ્ચાઈ. આ વૈદેશિક સંસર્ગનું ફળ છે. કંઇક સમયનો પણ પ્રભાવ છે. જુઓ, આંગ્લ ન્યાયાલયોનો ઉદ્દેશ ન્યાય કરવાનો-સત્યાસત્યનો નિર્ણય કરવાનો છે. અત્યારે ન્યાયાનુસંધાનમાં, ધારાશાસ્ત્રીઓ ઈત્યાદિની મોટી આવશ્યકતા છે. ધારાશાસ્ત્રીઓની મદદવિના કોઇ કેસ જીતી શકાતો નથી; કિંતુ કોણ કહે છે કે, ધારાશાસ્ત્રીઓ સત્યમાર્ગપ્રદર્શક છે? આથી તો લોકમત વિરુદ્ધ છે. મુસલમાનોના શાસનકાળમાં હિંદુપ્રજા અત્યાચારથી પીડિત હતી. સ્વરક્ષણને માટે તેને અનેક પ્રયત્નો કરવા પડતા હતા; કિંતુ આંગ્લશાસ્ત્રમાં તે ભય નથી, તદપિ પોતાના જીવનનિર્વાહમાટે મનુષ્યોને અનેક ઉપાયો કરવા પડે છે. તે ઉપાયો કેવળ સાચા નથી હોતા. અદ્યાપિ શહેરમાં રહેતા મનુષ્યો કરતાં ગ્રામવાસીઓ સત્યપર અધિક પ્રેમ ધરાવે છે. ગ્રામપંચાયતોમાં અદ્યાપિ 'દૂધનું દૂધ' અને 'પાણીનું પાણી' થઈ જાય છે. શહેરોની લીલા અકથનીય છે! અનેક કારણોથી તેની સચ્ચાઇ જેવી જોઇએ તેવી નથી રહી. અદ્યાપિ ભારતવાસીઓ અન્ય દેશવાસીઓ કરતાં વધુ સાચા છે. અસત્ય વદવું એ એક મહાપાપ છે, એવી માન્યતા અદ્યાપિ ભારતવર્ષમાં છે.

પ્રાચીન ભારતવાસીઓની સત્યનિષ્ઠાનું વર્ણન અમે નહિ કરીએ. આ માટે તો તે વિદેશીઓનુંજ કથન અધિક પ્રમાણિક છે. તેમાંથી થોડાં પ્રમાણો નીચે લખવામાં આવે છે.

પ્રાચીન હિંદુસાહિત્યમાં સત્યની જેવી પ્રશંસા કરી છે, તેને લીધે પણ હિંદુઓની સત્યપ્રિયતા વધુ પ્રમાણિત થાય છે. સારાંશ કે, હિંદુજાતિની સત્યનિષ્ઠામાટે ત્રણ પ્રકારનાં પ્રમાણો છે.

(૧) યૂનાન, ચીન, આદિ દેશવાસીઓનાં લખાણો

(૨) મુસલમાન અને આંગ્લ લેખકોએ કરેલું વર્ણન

(૩) હિંદુસાહિત્યનું અંતર્ગત પ્રમાણ

આ પ્રમાણો અમે નીચે આપીએ છીએઃ-

(૧) ઈસુથી પાંચસો વર્ષ પહેલાં કેશિયસ નામક એક યૂનાની, ઈરાની બાદશાહના દરબારમાં હકીમ હતો. તેણે હિંદુઓના સત્ય વ્યવહારના વિષય ઉપર પોતાના ગ્રંથોમાં થોડું ઘણું લખ્યું છે. તેણે ભારતવાસીઓની ન્યાયશીલતાની પ્રશંસા કરવામાંજ એક પ્રકરણ લખી કાઢયું છે. સર્વથી પહેલાં ભારતવાસીઓના વિષયપર તેણેજ લખ્યું છે.

(૨) પાટલીપુત્રમાં સમ્રાટ્ ચંદ્રગુપ્તના દરબારમાં સિલ્યૂકસ નિકેટરનો યૂનાની એલચી મેગાસ્થનીસ હતો. તેણે લખ્યું છે કેઃ-"ભારતમાં ચોરીઓ બહુજ થોડી થાય છે. મનુષ્યોને સત્ય અને ધર્મવિષે બહુજ માન છે. અહીંના લોકો ચોરના ભયથી પોતાનાં દ્વારો બંધ નથી કરતા અને તેઓને

પોતાના કોષરક્ષણને માટે તાળાંઓની આવશ્યક્તા નથી પડતી."

(૩) ઇસ્વીસન પૂર્વે દ્વિતીય શતાબ્દીમાં થયેલો એરિયન લખે છે કેઃ—" હિંદુસ્તાનમાં ગામો અને શહેરોની સ્થિતિ જાણવામાટે નિરીક્ષકો નીમવામાં આવે છે. તેઓ સ્થાનોની મુલાકાત લઇ સત્ય હેવાલ રાજા પાસે રજુ કરે છે. અસત્ય બોલવાનો આરોપ કદાપિ કોઇ પણ ભારતવાસીપર મૂકવામાં આવ્યો નથી."

(૪) હ્યુ એન સાંગ એક ચીની યાત્રી હતો. તે સાતમી શતાબ્દીમાં બૌદ્ધધર્મનું અધ્યયન કરવા ભારતવર્ષમાં આવ્યો હતો. તે લખે છે કેઃ—" ભારતવાસીઓમાં સચ્ચાઇ અને ઇમાનદારી એ બે મોટા ગુણો છે. તેઓ કોઇનું પણ ધન અન્યાયથી નથી લેતા. તેના રાજ્યશાસનમાં સત્ય પ્રધાનપદ ભોગવે છે."

(૫) ભારતવર્ષપર સર્વથી પ્રથમ પોતાનું આધિપત્ય સ્થાપનાર મુસલમાનોની પણ આ વિ-ષયમાં જે સંમતિ છે તે અગીઆરમી શતાબ્દીમાં થયેલા ઇંદ્રસી નામે મુસલમાન લેખકના પુસ્તકમાં આપેલી છે. તેનો સારાંશ આ છેઃ—" હિંદુઓ ન્યાયપરાયણ છે. તેઓ ન્યાયપથથી કદાપિ વિચલિત થતા નથી. પોતાના આ ગુણોને લીધે તેઓ એટલા બધા પ્રસિદ્ધ છે કે તેમના દેશમાં સર્વ દેશના અનેક મનુષ્યો આવે છે."

(૬) તેરમી શતાબ્દીમાં માર્કોપોલો નામે યાત્રી ભારતવર્ષમાં આવેલો હતો. તે કહે છે કે, " ભારતવાસીઓ આખા જગતમાં શ્રેષ્ઠ વ્યાપારીઓ છે. તેઓ મહાસત્યનિષ્ઠ છે. કોઇ પણ ચીજની લાલચથી તેઓ કદાપિ અસત્ય ભાષણ નથી કરતા."

(૭) ચૌદમી શતાબ્દીમાં થયેલો ફ્રાયર જોર્ડેનસ નામક ઇસાઇ ભિક્ષુક લખે છે કે, " દક્ષિણ અને પશ્ચિમ હિંદમાં રહેવાવાળા મનુષ્યો મહાસત્યવક્તા અને ન્યાયપ્રિય છે."

(૮) પંદરમી શતાબ્દીમાં કમાલુદ્દીન અબ્દુલ રઝાક સમરકન્દી ખુતનનરેશના પ્રતિનિધિતરીકે કાલીકટ અને વિદ્યાનગરના દરબારમાં આવ્યો હતો. તે લખે છે કે, " આ દેશમાં ( હિંદુસ્થાનમાં ) વ્યાપારીઓ અને દુકાનદારો ખૂબ મોજમજાહ ભોગવે છે. અહીં ચોરીનો ભય નથી."

(૯) સોળમી શતાબ્દીમાં અકબર બાદશાહનો વજીર અબુલફજલ આઇન-ઇ-અકબરીમાં લખે છે કે, " હિંદુઓ મોટા ધાર્મિક, શિષ્ટાચારી, પ્રસન્નચેતા અને ન્યાયપરાયણ છે. તેઓ વધુ પ્ર-માણમાં હળવુંમળવું પસંદ નથી કરતા. પોતપોતાના કાર્યમાં સર્વ કુશળ હોય છે. સર્વ સત્યપથ ગ્રહણ કરે છે. તેઓ અન્યના ઉપકારોનું વિસ્મરણ નથી કરતા. પોતાના ઉપકારીઓપ્રત્યે તેઓ બહુ કૃતજ્ઞ હોય છે. તેઓ અત્યંત સ્વામીભક્ત હોય છે. હિંદુસૈનિક તો સમરાંગણમાંથી ભાગી જવાનું શીખ્યોજ નથી."

(૧૦) પાછલા સમયમાં હિંદુઓનો પ્રેમ મુસલમાનો તરફ પણ એવોજ હતો. કર્નલ સ્લીમેન લખે છે કે, " મેં સલામત અલ્લી નામે એક મહાપ્રતિષ્ઠિત મુસલમાન અફસર સાથે વાતચીત કરી. તેણે કહ્યું કે, મુસલમાનોમાં ૭૨ ફિરકાઓ છે. દરેક ફિરકાનો આદમી પોતાનાજ ફિરકાવાળા-ઓ સાથે રહેવાનું પસંદ કરે છે. હિંદુઓ એવા નથી. તેઓ મુસલમાન સાથે પણ રહેવાનું પસંદ કરે છે."

(૧૧) સર જોન માલ્કમ સાહેબ લખે છે કેઃ—" હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે, હિંદુઓમાં અસત્ય ભાષણ કરવાની ટેવજ નથી. જો તેઓ જૂઠું બોલે છે તો બીકથી વા કેવળ નહિ સમ-જવાથી. જો તેઓને વાત સમજાવી દેવામાં આવે તો તેઓ કદાપિ અસત્ય બોલશે નહિ."

(૧૨) પ્રોફેસર વિલ્સને હિંદુઓની સત્યપ્રિયતા અને તેમના સદ્વ્યવહારની મહાપ્રશંસા કરી છે. તે લખે છે કે, " હું કલકત્તાની ટંકશાળમાં હિંદુ કારીગરો સાથે ઘણો વખત રહ્યો છું. હું તેઓની સ્થિતિ સંપૂર્ણરીતે જાણું છું. તેઓ ઘણા મળતીયા, હસમુખા અને સ્વામીભક્ત હોય છે. તેઓ દારૂ નથી પીતા, નથી ટંટા ફીસાદ કરતા કે નથી સ્વામીની આજ્ઞાનો અવરોધ કરતા. તેઓ સ્વકાર્યમાં ઘણા કુશળ હોય છે. જ્યારે તેઓ કોઇનો વિશ્વાસ કરે છે, ત્યારે પોતાનું હૃદય તેની પાસે ખાલી કરે છે." વિલ્સન સાહેબ હિંદુ પંડિતોના સહવાસમાં પણ આવ્યા હતા; કારણ કે તેઓ તેમની પાસેથી સંસ્કૃત ભાષા શીખ્યા હતા. પંડિતોના વિષયમાં પણ તે લખે છે કેઃ—" તેઓ પરિશ્રમી, બુદ્ધિમાન, પ્રસન્નચિત્ત અને સરળ હૃદયના હોય છે. તેઓ બાળક જેવા સરળ હોય છે.

કામકાજ અને બીજા લૌકિક વિષયોથી તેઓ અપરિચિત હોય છે." આ તો તેમણે પંડિતોવિષે કહ્યું; પણ ભારતવાસીઓમાટે તેમણે લખ્યું છે કે, "તેઓ શિષ્ટાચારી, સભ્ય, બુદ્ધિમાન, ઉદારચેતા અને નિયમોનું અનુસરણ કરવાવાળા હોય છે."

(૧૩) કર્નલ સ્લીમેન ધૂર્તવૃત્તિ અટકાવવામાટે હિંદુસ્થાનમાં ઘણાં વર્ષોસુધી કમીશ્નર-તરીકે રહ્યા. તેમણે 'મારૂં ભ્રમણ' ( માય રેમ્બલ્સ ) નામનું એક પુસ્તક લખ્યું અને સને ૧૮૪૪ માં પ્રકટ કર્યું. તેમાં ભારતવાસીઓની ખરી સ્થિતિ વર્ણવવામાં આવી છે. સ્લીમન સાહેબ પોતે સત્યપ્રિય હતા. આ પુસ્તકમાંથી થોડુંક નીચે આપવામાં આવે છે.

"ગ્રામવાસીઓમાં અસત્યનો અંશમાત્ર પણ નથી. તેઓ અસત્ય વદવાનું તથા છેતરવાનું જાણતા નથી. અસભ્ય ભીલોમાંના કેટલાક તો એવા છે, કે જેઓ અસત્ય કદી નહિ ઉચ્ચારે અને ચાહે તેવા મનુષ્યની હત્યા કરતાં સંકોચ નહિ પામે. ગામમાં પિંપળાનું ઝાડ હોય છે. હિંદુઓ આ ઝાડને પવિત્ર માને છે. તેઓ કહે છે કે, આ ઝાડમાં અમારા દેવ રહે છે. કોઇપણ ગામવાસી આ ઝાડ નીચે ઉભો રહી અસત્ય ભાષણ નહિ કરે. ગામ પંચાયતોમાં સર્વ મનુષ્યો સત્ય વદે છે. મારી પાસે સેંકડો એવા મનુષ્યો આવ્યા હતા, કે જે અસત્ય વદવાથી અપરાધમુક્ત બનતા હતા અને તેમના ધનની અને પ્રાણની રક્ષા થતી હતી; પણ તેમણે અસત્ય બોલવાનો અસ્વીકાર કર્યો. જે મનુષ્યો શહેરની અદાલતોમાં આવી અસત્ય બોલે છે, તેઓ પણ ગામપંચા-યતોમાં કદાપિ અસત્ય બોલતા નથી. જો તેમના હાથમાં ગંગાજળ રાખવામાં આવે અથવા તો તેમને તેમના દેવના સોગંદ આપવામાં આવે તો તે લોકો કદાપિ અસત્ય નહિજ બોલે."

(૧૪) મૌંટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન સાહેબ પોતાના 'ભારતના ઇતિહાસ' માં લખે છે કે, "અમારાં મોટાં મોટાં શહેરોમાં જેવા લુચ્ચાલફંગા મનુષ્યો મળે છે તેવા હિંદુઓમાં નથી. ગામોમાં પ્રાયઃ સર્વ મનુષ્યો ભલાજ હોય છે. પાડોશીઓની સાથે તેઓ સ્નેહપૂર્ણ વ્યવહાર રાખે છે. બીજાઓની સાથે પણ તેઓ અસદ્‌વ્યવહાર રાખતા નથી. ભારતવર્ષમાં ઠગો અને ડાકુઓનાં પાપ-કાર્યોની ગણત્રી કરીએ તોપણ ઇંગ્લંડમાં જેટલા અપરાધો થાય છે તેટલી સંખ્યામાં નથી થતા. હિંદુઓ સરળ અને સાચા છે. તેઓ કેદીઓપ્રત્યે જેટલી દયા બતાવે છે તેટલી દયા એશિયામાં કોઇપણ બીજી જાત બતાવતી નથી. તેઓ વ્યભિચારી નથી. આ વાતને લીધે તેનું સ્થાન બીજા દેશો કરતાં અવશ્ય ઉચ્ચ છે. તેના શુદ્ધ ચારિત્ર્યથી અમને પણ ધડો મળે છે."

(૧૫) હિંદના આદિગવર્નર જનરલ વૉરન્-હેસ્ટિંગ્સ સાહેબ લખે છે કેઃ-"હિંદુઓ સ-જ્જન છે. તેઓ બીજાઓ ઉપર દયા કરે છે. જો કોઈ તેમનાપર ઉપકાર કરે છે તો તેઓ કૃતજ્ઞ થાય છે. જો કોઇ તેઓની સાથે બુરાઇ કરે તોપણ તેનો બદલો લેવા અન્ય દેશવાસીઓ જેટલે દરજ્જે ઉદ્યુક્ત થાય છે તેટલે દરજ્જે તો તેઓ ઉદ્યુક્ત નથીજ થતા. તેઓ સ્વામીભક્ત હોય છે. સર્વ સાથે સ્નેહ રાખે છે. રાજાજ્ઞાનું કદાપિ ઉલ્લંઘન નથી કરતા."

(૧૬) બિશપ હેબર લખે છે કે, "હિંદુ લોકો વીર, સભ્ય અને બુદ્ધિમાન છે. વિદ્યા અને સુધારાપર બહુ પ્રેમ રાખે છે. તેઓ ગંભીર અને મિલનસાર છે. માતાપિતાની સેવા કરે છે. સદા ધૈર્ય અને શિષ્ટાચારથી કામ લે છે. જો તેઓ સાથે થોડી પણ દયાથી વ્યવહારમાં ચલાવવામાં આવે તો તેઓ મોટી કૃતજ્ઞતા પ્રકટ કરે છે. આ હિંદુઓ જેવા મનુષ્યો મેં કદી પણ જોયા નથી."

(૧૭) પ્રૉફેસર મેકસમૂલર લખે છે કે, "હું વીસ વર્ષો થયાં હિંદુઓના એટલા બધા પરિચયમાં આવ્યો છું કે જો તેમનામાં કોઈ કુટેવ હોય તો તે પણ મારાથી છાની ન રહે. જ્યારે તેઓ પરસ્પર એવા અંગ્રેજ સાથે વાદવિવાદ કરે છે, ત્યારે તેઓ સર્વ સત્ય બોલવાની ચેષ્ટા કરે છે અને ઉદારતાપૂર્વક અન્ય સાથે વર્તે છે. મેં યૂરોપ અને અમેરિકાના લોકોમાં આવો સદ્‌વ્યવહાર નથી દીઠો. તેઓના તર્કમાં ઉદ્ધતાઇ ન હતી, પ્રત્યુત સહનશીલતા રહેતી હતી. હું એમ પણ કહું છું કે, જ્યારે સંસ્કૃતજ્ઞ આંગ્લ વિદ્વાન તેમને 'અસભ્ય' કહી મેણાં મારતો હોય, વા દુર્વાચ્ય શબ્દ બોલતો હોય ( જે દુર્વાચ્ય શબ્દોને લીધે તેની પોતાની અનભિજ્ઞતા અને શિક્ષાત્રુટિ પ્રકટ થાય છે ) ત્યારે તે મનુષ્યોને આશ્ચર્ય થતું. જ્યારે તેઓ ભૂલ કરતા ત્યારે પો-તાનો અપરાધ કબૂલ કરવા તત્પરજ રહેતા. જ્યારે તેમની વાત સપ્રમાણ સિદ્ધ થાય, ત્યારે તેઓ પોતાના આંગ્લ મિત્રોની સાથે કદીપણ તાણતોડ કરતા નહિ. તેઓ પોતાની વાત સાચી કરવા

માટે કદિ પણ હઠ કરતા નથી. અસત્ય ત્યાજ્ય છે, એમ તેઓ સદૈવ માને છે. જેવી લુચ્ચાઇ અન્ય મનુષ્યોમાં નજરે પડે છે તેવી લુચ્ચાઇ તેઓમાં નથી દેખાતી. કોઇની ચીજ લઇને છુપાવી દેવી, પછી સામા માણસનેજ જૂઠો પાડવો અને આવી રીતે બીજાને ધક્કા દઇ પોતાની પ્રશંસા કરવી આવી સઘળી વાતો તેઓમાં નથી હોતી. આવા હિંદુ વિદ્યાર્થીઓદ્વારા અમને પણ લાભ થાય છે."

વળી પ્રૉ. મેક્સમૂલર પોતેજ કહે છે કે, "મને અંગ્રેજ વ્યાપારીઓએ વારંવાર કહ્યું છે કે, જેવી વ્યાપારિક શાખ ભારતવર્ષમાં છે તેવી બીજા કોઇપણ દેશમાં નથી. ભારતવર્ષમાં હુંડી સ્વીકારાયજ છે. મારા કહેવાનો ભાવાર્થ એમ નથી થતો કે, ભારતવર્ષના સર્વે ૩૩ કરોડ મનુષ્યો દેવતાજ છે; પરંતુ હું આપને એમ ઠસાવવા માગું છું કે, હિંદીઓપર અસત્ય વદવાનો આરોપ મૂકવો એ તો તદ્દન મિથ્યાજ છે.

ઇસ્વીસન ૧૦૦૦ પછી ભારતવર્ષપર વિદેશીઓ આક્રમણ કરવા લાગ્યા. મુસલમાનોના રાજ્યમાં હિંદુઓપર જે અત્યાચાર થયો તે જાણી મને તો એટલું આશ્ચર્ય થયું કે, ભારતવાસીઓમાં આટલી બધી સચ્ચાઇ અને સજ્જનતા કયી રીતે રહી ગઇ? બિલાડી સામે ઉંદર કદી પણ સાચું નથી બોલી શકતો. આ રીતે હિંદુ પણ મુસલમાન અમલદાર સામે સાચું બોલવાની હિંમત કરીજ શકે નહિ. જો આપણે કોઇ બાળકને ધમકી આપીએ તો બાળક ધમકીથી ડરી જઇ જૂઠું બોલશે. એજ રીતે જો આપણે લાખો મનુષ્યોને ભયભીત કરીશું તો આપણા પંજામાંથી છૂટવા અસત્ય પણ બોલશે, એમાં કશું આશ્ચર્ય નથી. ઇગ્લંડ જેવા સ્વતંત્ર દેશમાં સાચું બોલવું કંઈ કઠિન નથી છતાં હું જેમ જેમ વૃદ્ધ થતો જાઉં છું, તેમ તેમ નગ્ન સત્ય બોલવું કઠિન થતું જાય છે. અત્યાચારથી પીડિત હિંદુઓને પણ હવે ખબર પડી હશે કે, દુર્દિવસોમાં સર્વથા સત્યજ ઉચ્ચારવું એ કેટલું કઠિન છે. ભારતવર્ષમાં વિદેશીઓનાં આક્રમણો થયાબાદ નિરંતર અત્યાચાર થવાથી હિંદુઓ અને સત્ય વચ્ચે અંતર પડવા લાગ્યું."

હિંદુઓની સચ્ચાઈના વિષયમાં હિંદુ સાહિત્યમાં પણ અનેક પ્રમાણો મળે છે. એવો કયો હિંદુગ્રંથ છે, કે જેમાં સત્યનો મહિમા વર્ણવ્યો ન હોય? આ વિષયનાં અગણિત પ્રમાણોમાંથી થોડાં પ્રમાણો નીચે ઉદ્ધૃત કરવામાં આવે છે.

સંસ્કૃતમાં **सत्** શબ્દનો અર્થ 'હોવું' થાય છે. જે વાસ્તવિક છે તે સત્ય છે. આવી રીતે **ऋत्** નો અર્થ સીધો થાય છે. જે વાત મીઠુંમરચું ભભરાવ્યાવિનાની, દગાફટકાથી નિરાળી હોય છે, તે ઋત અથવા સત્ય કહેવાય છે. આ શબ્દોથી માલૂમ થાય છે કે હિંદુઓ સત્યને સરળ, સ્વાભાવિક અને સીધી વાત સમજે છે. હિંદુઓમાટે સત્ય બોલવું અને સત્ય વ્યવહાર ચલાવવો એ વાત બહુજ સરળ હોય છે.

પોતાના દેવતાઓને હિંદુઓએ **सत्**, **ऋत्** આદિ વિશેષણો વારંવાર આપ્યાં છે. તેમણે પરમાત્માને **सत् चित् आनंद**નું અભિધાન આપ્યું છે.

ઋગ્વેદના સાતમા મંડળમાં ૧૦૪ અને ૧૧૪ મંત્રોમાં વસિષ્ઠજીએ કહ્યું છે કે, 'જૂઠા મનુષ્યો નાશ પામે.'

અથર્વવેદના (૪) ૧૫ માં કહ્યું છે કે, 'જે મનુષ્યો અસત્ય બોલતા હોય તેમને તું તારા પાશમાં બાંધી લેજે અને અસત્યવક્તાઓથી સદા દૂર રહેજે.'

શતપથ બ્રાહ્મણમાં ઘણાં સ્થળોમાં સત્યની ઘણી પ્રશંસા કરવામાં આવી છે. (અધ્યાય ૨, ૩) ભાવાર્થ એ છે કે, જે સત્યવાદી હોય છે તેનો પ્રભાવ દિવસે દિવસે વધતો જાય છે અને તેની ઉન્નતિ નિરંતર થાય છે. અસત્યવક્તાઓનું આથી વિપરીત હોય છે. આને લીધે મનુષ્યોએ સર્વત્ર સત્યજ બોલવું જોઇએ.

અસત્ય બોલવાથી મનુષ્ય અપવિત્ર અને પતિત થઈ જાય છે. તૈત્તિરીય અરણ્યકના દશમા અધ્યાયમાં કહ્યું છે કે, 'જેવી રીતે ખાડાપર રાખેલી તરવારપર ચાલતો મનુષ્ય ડરે છે કે 'આ પડયો, હમણાં પડયો' અને સાવધાન રહે છે, તેવી રીતે મનુષ્યોએ અસત્ય વક્તાઓથી સાવધાન રહેવું જોઇએ.'

કઠોપનિષદ્‌માં પિતાપુત્રનું એક આખ્યાન છે. જેમાં પિતાએ પોતાના સત્યવ્રતાનુસાર યજ્ઞમાં

પુત્રનું બલિદાન આપી દીધું. જ્યારે પુત્ર યમરાજ પાસે ગયો, ત્યારે યમરાજે તેને ત્રણ વરદાન આપવાનું વચન આપ્યું. આ ત્રણે વરમાં એક એવો વર હતો, કે જે આપવા યમરાજ બીલકુલ ઇચ્છતા ન હતા; પરંતુ વચનબદ્ધ થઈ જવાથી યમરાજને દેવોજ પડયો. આ વર 'મૃત્યુ બાદની વાતો જાણવાનો' હતો.

રાજા દશરથ કૈકયીને વચન આપે છે તે આખા રામાયણનો મુખ્ય આધાર છે. જો કે વિવશ થઇને વચન દેવાઇ ગયું છતાંય તે પાળવું એ પરમાવશ્યક હતું. જ્યારે રાજા દશરથના વચનાનુસાર કૈકેયીએ રામચંદ્રને વનવાસ દેવાનું કહ્યું, ત્યારે રામને વનવાસ જવાની આજ્ઞા રાજાએ આપવીજ પડી. આવી આજ્ઞા આપવાથી રાજાને એટલું તો દુઃખ થયું કે પોતાના પ્રાણ પણ સમર્પી દેવા પડયા. સત્યજ કહ્યું છે કે,

**रघुकुल रीति सदा चली आई । प्राण जाहि अरु वचन न जाई ॥**

રાજા દશરથના દેહાવસાન બાદ જ્યારે ભરત રામચંદ્રજી પાસે ગયો અને તેમને અયોધ્યા આવવાનું કહ્યું, ત્યારે રામચંદ્રજીએ કહ્યું કેઃ-"ચૌદ વર્ષસુધી વનમાં રહેવાની પિતાજીની આજ્ઞા છે, એટલે પિતુરાજ્ઞાનો ભંગ કરી શકતો નથી." ત્યારબાદ જાબાલિઋષિએ પણ રામચંદ્રજીને બહુ સમજાવ્યા, પણ રામચંદ્રજી તો દૃઢ રહ્યા. આ વખતે રામચંદ્રજીએ સત્યની જે પ્રશંસા કરી છે, તે વાંચવા યોગ્ય છે.

મહાભારતમાં પણ આવીજ રીતે સત્યનો મહિમા વર્ણવવામાં આવ્યો છે. ભીષ્મની પ્રતિજ્ઞા હતી કે, સ્ત્રીપર હું શસ્ત્રપ્રહાર કરીશ નહિ. આ પ્રતિજ્ઞાનુસાર ભીષ્મે શિખંડીનાં બાણો સહીને પોતાના પ્રાણ ત્યજી દીધા; પરંતુ શસ્ત્ર ચલાવ્યું નહિ. આજ મહાભારતમાં વળી પણ લખે છે કે, સહસ્ત્ર અશ્વમેધ અને એક સત્ય ત્રાજવામાં તોળવામાં આવે તો સત્યનું પલ્લું ભારે થશે અને સહસ્ત્ર અશ્વમેધથી ચઢી જશે. જ્યારે દુષ્યંત શકુંતલાને ઓળખી શકયો નહિ અને પોતાની પત્નીતરીકે તેનો અંગીકાર કર્યો નહિ, ત્યારે શકુંતલાએ દુષ્યંતને કહ્યું કેઃ-"હે રાજન્! આપના અંતઃકરણને પૂછી જુઓ. સમજતા નહિ કે હું એકલી છું. આપ આપના હૃદયસ્થ પુરુષને ઓળખતા નથી. તે આપનાં દુષ્કર્મોને જાણે છે. તેની સામે આપ પાપ કરી રહ્યા છો. પાપી મનુષ્ય એમજ સમજે છે કે, પોતાને કોઇ દેખતુંજ નથી. આ ખોટું છે તેને પોતાના હૃદયસ્થ સનાતન પુરુષ અને દેવતાઓ દેખે છે."

શતપથ બ્રાહ્મણમાં અરુણ-ઔપવેશીએ પોતાના મિત્રના પ્રશ્નનો જવાબ દેતાં કહ્યું કે, "ગાર્હસ્થ અગ્નિ રાખવાવાળાઓને તો મૌનવ્રતજ ધારણ કરવું પડે છે; કારણ કે તેમને માટે અસત્ય ત્યાજ્ય છે અને જ્યારે મૌનવ્રતનુંજ અવલંબન કરી શકાય, ત્યારેજ અસત્ય ત્યાજ્ય થઇ શકે છે."

સ્મૃતિઓમાં પણ આવાજ પ્રકારનો સત્યનો મહિમા વર્ણવવામાં આવ્યો છે. યાજ્ઞવલ્કયજી કહે છે કે, "વનમાં આશ્રમો બાંધી રહેવાથી, સાંપ્રદાયિક વિધિઓનું પાલન કરવાથી કે શ્વેત-કૃષ્ણ વર્ણના થવાથી ધર્મ થતો નથી. ધર્મ તો કર્મથીજ થાય છે. જે કાર્ય તમે તમારામાટે ન ઇચ્છતા હો તે અન્યમાટે પણ કરતા નહિ."

મનુસ્મૃતિમાં પણ લખ્યું છે કે, "દુષ્ટો એમ સમજે છે કે અમારાં પાપકર્મોને કોઇ જાણતું નથી; પરંતુ તેમને તો તેમનું અંતઃકરણ અને દેવતાઓ દેખે છે."

ભલેને તમે તમારી આખી જીંદગીસુધી સત્કાર્યો કર્યાં હોય; છતાંય તે બધાં અસત્ય બોલવાથી નષ્ટ થઇ જાય છે. વસિષ્ઠસ્મૃતિમાં લખ્યું છે કે, "સત્ય વ્યવહાર કરો, અસત્ય નહિ. દૂર દૃષ્ટિ રાખો, નજદીક નહિ. સત્ય બોલો, અસત્ય નહિ. પરમાત્મા તરફ દૃષ્ટિ રાખો, નીચેના મલિન પદાર્થો તરફ નહિ."

હિંદુ સાહિત્ય સાથે પરિચય રાખવાવાળો એવો કોણ છે, કે જેણે સત્યવાદી રાજા હરિશ્ચંદ્રનું ચરિત્ર સાંભળ્યું ન હોય કે વાંચ્યું ન હોય? હરિશ્ચંદ્રે તો સત્ય ખાતર રાજપાટ, સ્ત્રીપુત્રાદિ ત્યજી દીધાં. હિંદુ ઇતિહાસ, પુરાણ, કાવ્ય, ગ્રંથ-સર્વેમાં સત્યની પ્રશંસા ઘણી સારી રીતે કરી છે. જ્યાં દેખો ત્યાં સત્યનો જ્વલંત આદર્શ દેદીપ્યમાન છે. (હિંદી ઉપરથી)

# ગુરુ ગોવિંદસિંહ

**( શ્રીમાન ટી. એલ. વાસ્વાની, એમ. એ. ના "પ્રચારક"માં છપાયેલા ભાષણ ઉપરથી )**

તમે કહો છો કે, તમને ગુરુ ગોવિંદસિંહજીનું અભિમાન છે. શું તમને ખરૂં અભિમાન છે?

અમને એક બિમારી લાગુ પડી છે અને તે ભૂલી જવું તે છે. અમે પોતાને ભૂલી ગયા. અમારા ઐતિહાસિક વીરોને ભૂલી ગયા અને આપણી જાતિના આદર્શોને ભૂલી ગયા.

હું બધા ધર્મો અને બધી જાતિઓનુંજ સન્માન કરૂં છું, પણ નમ્રતાની સાથે મારૂં કહેવું એ છે કે, સભ્યતા અને આદર્શવાદિતામાં ભારતના ઇતિહાસની બરોબર બીજા કોઇ દેશનો ઇતિહાસ નથી, ભારતનો ઇતિહાસ મને શાસ્ત્રોની સમાન પુનિત છે. તે મારેમાટે પંચમ વેદ છે. તમારામાંથી કેટલા લોક એ જાણતા હશે? કેટલા પોતાના જીવનમાં તેની કદર કરતા હશે?

ઇજીપ્તના એક વીરે એક સભામાં બોલતાં ખેદની સાથે કહ્યું હતું:–'હું સંતાનહીન છું. મારૂં હૃદય એટલા માટે દુઃખી છે કે જાતિસેવામાટે અર્પણ કરવા મને પુત્ર નથી.' ઘણા યુવકોએ ઉઠીને એકદમ ઉત્તર આપ્યો:–'મહાશય! અમે આપના પુત્ર છીએ.' તમારામાંથી કેટલા જણા ગુરુ ગોવિંદસિંહના પુત્ર થવા ઇચ્છુક છો?

કેટલાએક આવીને મને કહે છે:–'હવે તો આ દશ ગુરુઓની વાતો ભૂતકાળની થઇ ગઇ છે.' હું નમ્રતાપૂર્વક કહીશ કે, 'આ વાતો નાશ પામેલાં પુસ્તકોની નથી, પરંતુ જીવતી જાગતી ભેરી છે.' ગુરુ ગોવિંદસિંહના જીવનમાં વર્તમાન ભારતમાટે એક જ્વલંત અપીલ છે.

કેવું મહાન ચરિત્ર છે? ગુરુના જીવનને વાંચો! તેઓ પહાડપર ધ્યાન કરે છે. આકાશવાણી થાય છે:–'પુત્ર! સંતોની રક્ષા અને પાપીનો નાશ કરો.'

ગુરુ ગોવિંદસિંહના કાળમાં ભારતપર ઔરંગઝેબ રાજ્ય કરતો હતો. તે ઘણી વિચિત્ર વ્યક્તિ હતી. તે શાકાહારી હતો. દારૂનો તિરસ્કાર કરતો હતો. વ્યક્તિગત જીવનમાં તે બહુ સાદો હતો. તે ભક્તિભાવથી કુરાન ભણતો; પરંતુ તેણે એ અનુભવ નહોતો કર્યો કે, ધર્મ બળથી નથી ફેલાતો, કારણ કે ધર્મ તો પ્રેમ છે.

અઢીસો વર્ષ પહેલાંની વાતોને સાંભળીને મને આશ્ચર્ય થાય છે કે, ઔરંગઝેબદ્વારા કરાયેલા અનાચારો અને અત્યાચારોને હિંદુઓએ કેવા સહ્યા હતા!!! હિંદુસમાજમાં એ અદ્ભુત શક્તિ શામાટે છે? એણે ઘણું સહન કર્યું છે અને ઘણું જીત્યું છે. હિંદુસમાજની આ શક્તિ આજે દબાઇ ગઇ છે. વાસ્તવિક રીતે તમે કમજોર નથી, પણ તમારી શક્તિ કેદમાં છે. તે સાંકળોથી બંધાયેલી છે. આ સાંકળો ક્રૂર રિવાજોની છે. મિથ્યા અભિમાનની છે. આ સાંકળોને તોડી નાખો તો તમે હિંદુજાતિનો પુનરૂદ્ધાર કરી શકશો.

જંજીરોને કોણ તોડશે? ગુરુ ગોવિંદસિંહ. જેમના સંબંધમાં તમારી સામે હું ભાષણ દઈ રહ્યો છું, તેમણે રાષ્ટ્રને બચાવવાને માટે પોતાનું સર્વસ્વ બલિદાન કરી દીધું. તેમણે પોતે પોતાના પિતાને પ્રજાને માટે બલિદાન કરવાનું કહ્યું. ગુરુએ પોતાના પિતાને કહ્યું કે:—'તમારા કરતાં વધારે શ્રેષ્ઠ બીજું કોઇ નથી.' અને જ્યારે ગુરુ તેગબહાદુરના શહીદ થવાના સમાચાર આવ્યા ત્યારે ગુરુ ગોવિંદસિંહને જરા પણ દુઃખ થયું નહિ. વીરોના શબ્દકોષમાં 'ઉદાસી' શબ્દ છેજ નહિ. તેઓ કેવળ એકજ મંત્ર જાણે છે અને તે મંત્ર છે શક્તિનો. ગુરુ ગોવિંદસિંહ બહાદુર હતા. તેઓ પોતાના પિતાના મૃત્યુને ઈશ્વરીય ઉદ્દેશ્ય સમજતા હતા. તેમણે ગુરુ પાસેથી ૯ વર્ષની ઉંમરમાં પોતાના ધર્મ અને રાષ્ટ્રની રક્ષામાટે તરવાર ધારણ કરી હતી. ગુરુ ગોવિંદસિંહે પિતાને જે વચન આપ્યાં હતાં, તે તેમણે પૂરાં કર્યાં. ગોવિંદસિંહ એક વીર યોદ્ધા હતા. તેમણે પોતાના આદર્શની રક્ષામાટે પોતાનું સર્વસ્વ અને છેવટે ચાર પુત્ર સુદ્ધાંને બલિદાન કરી દીધા.

પોતાના પાંચ પ્રિય ચેલાઓને ગુરુએ કહ્યું છે:–'પહેલાં મૃત્યુને સ્વીકારો. દરેકની રજ બની જાઓ અને પછી મારી પાસે આવો.' શું આ શબ્દોમાં આજના ભારતમાટે સંદેશ નથી?

ગુરુ કહે છે:–'મૃત્યુનો સ્વીકાર કરો.' જો કોઇ રાષ્ટ્ર જીવિત રહેવા ઈચ્છતું હોય તો તેણે મૃત્યુથી ન ડરવું જોઇએ; પણ તેણે મુક્તિની દૈવી યુક્તિ સમજવી જોઇએ. કષ્ટો સહન કરવામાંજ રાષ્ટ્રોનો પુનર્જન્મ છે, કોમળતાજ અમારૂં પાપ છે. જેઓ ખરૂં જોતાં વિનમ્ર હોય છે, તેઓ

કમજોર નથી હોતા. 'પહેલાં મૃત્યુનો સ્વીકાર કરો, રજ બની જાઓ' એ સિદ્ધાંત આપણામાંથી કેટલા માને છે? સેવાના સન્માર્ગપર ચાલનાર કેટલા પુરુષો છે? અમારા ભાગલા ને અઢારસો તડોના મૂળમાં અહંકાર છે. આથી એક જાતિ બીજી જાતિ સાથે, એક વર્ગ બીજા વર્ગ સાથે, એક સમાજ બીજા સમાજ સાથે અને એક ભાઈ બીજા ભાઈ સાથે મળીને નથી રહેતો–અલગ પડી જાય છે. અહંકાર રાખીને અમે દીન અને નિર્બળોને વિસારી દીધા છે. ગુરુ દીન અને દુઃખીઓને પોતાના પુત્રની પેઠે છાતીએ લગાવતા હતા. ગુરુ તેમને કેટલો પ્યાર કરતા હતા! જો ગુરુના બતાવેલા માર્ગપર અમે ચાલવા ઇચ્છતા હોઇએ તો અમારે દુઃખીઓની સેવા કરવી જોઇએ. ગુરુના પરિવારમાં અસ્પૃશ્યો નહોતા, બધા ભાઇ ભાઈ હતા. તેમણે કહેલો મૃત્યુનો સ્વીકાર અને પ્રેમ તથા વિનમ્રતાની સાથે ગરીબોની સેવા કરવાના મહાન સંદેશમાં ભારતના કલ્યાણની આશા છે.

તેમનો સંદેશ છેઃ–' પહેલાં મૃત્યુનો સ્વીકાર કરો, પ્રત્યેક રજ બની જાઓ અને પછી મારી પાસે આવો.'

# 'માનવજીવનનું ધ્યેય અને સાફલ્ય'

( લેખકઃ–**રામદાસ જે. રૂપારેલ.** 'સાહિત્ય' માસિકમાંથી)

વિશ્વમાં દરેક માનવપ્રાણીને જન્મીને અનેક કાર્યો કરવાનાં હોય છે અને તેમાં તે સાફલ્ય પામવાની આકાંક્ષા રાખે છે; પરંતુ કેટલાએકોનું જીવનધ્યેય અચોક્કસ હોવાને કારણે, તેઓ પોતાનાં કાર્યોમાં પાર પડી શકતા નથી. કોઇ પણ કાર્યોમાં ધ્યેયનું દૃઢપણું આવશ્યક છે.

મનુષ્યજીવન શામાટે ? જન્મીને શું કરવાનું છે ? વગેરે વિષયોપરત્વે, ઘણાં થોડાંજ મનુષ્યો વિચાર કરતાં હશે; જ્યારે કેટલાકો ફક્ત લૌકિક વ્યવહારમાં રચ્યાંપચ્યાં રહી, પોતાનું જીવન કંગાલ રીતે પસાર કરે છે. નથી હોતાં તેમનાં જીવનમાં આનંદ કે ઉલ્લાસ, કે નથી હોતા કોઇ પણ પ્રકારના અભિલાષ. કારણ ? તેમનો જીવનક્રમ નિયમિતપણે રચેલો હોતો નથી. ક્રમબદ્ધ જીવનજ માનવોને ઉન્નતિને શિખરે પહોંચાડે છે.

મનુષ્યજીવનપર ચર્ચા કરતાં પહેલાં, મનુષ્યોત્પત્તિવિષે વિચાર કરવાની અને જાણવાની આ સ્થળે જરૂર પડશે અને તે અત્રે યોગ્ય ગણાશે, એમ હું માનું છું.

સૃષ્ટિના આરંભમાં પ્રજાપતિના શરીરમાંથી ચાર વર્ણો તથા આદિદેવોની ઉત્પત્તિ થઇ છે, એમ હિંદુધર્મના શાસ્ત્રકારો કહે છે; અને સૌ કોઇ માને છે તથા તેને મહાભારતાદિક ઇતિહાસોમાંથી પણ પુષ્ટિ મળે છે, કે જેમાં "નારદ વગેરે દશ ઋષિઓ, બ્રહ્માના જૂદા જૂદા અવયવોમાંથી ઉત્પન્ન થયા છે" એમ જણાવેલું છે. તે પરથી માની શકાય છે કે, સૃષ્ટિના આરંભમાં સૃષ્ટિ મૈથુનધર્મવિનાની હતી. મનુ ભગવાન તથા શતરૂપાથી મૈથુનસૃષ્ટિનો આરંભ થયો છે–અર્થાત્ મનુ ભગવાન સૃષ્ટિના સરજનહાર થયા. જગતનું જનકત્વ મનુભગવાનને મળેલું છે અને એમ પણ કહેવાય છે કેઃ–"મનુભગવાન થકી ઉત્પન્ન થયેલી પ્રજા, "મનુજ" મનુ થકી જન્મેલી કહેવાય છે અને તે પરથી "મનુષ્ય" કહેવાય છે." આ પરથી મનુભગવાન સૃષ્ટિને મૈથુનધર્મવડે ઉત્પન્ન કરનારા પિતા છે, એમ માનવાને સબળ કારણ મળે છે. અસ્તુ: આ પ્રમાણે સૃષ્ટિનો તેમજ ઉત્પત્તિનો ઇતિહાસ છે.

આર્યાવર્તમાં પુનર્જન્મની ભાવના ઘણી મહત્ત્વની અને મનુષ્યજીવન સાથે સંબંધ ધરાવનારી છે. "જેવી મતિ, તેવી ગતિ"–અર્થાત્ મન, વાણી તથા કાયાથકી જેવાં કર્મો કરવામાં આવે તેના પ્રમાણમાં શુભાશુભ ફળ મળે; અને તેને અંગે ઉત્તમ, મધ્યમ અને અધમ યોનિમાં જન્મ ધારણ કરવો પડે તથા તે "જન્મ" ને "પુનર્જન્મ" કહેવાય. પુનર્જન્મ મનુષ્યની વાસનાપર આધાર રાખે છે અને તેટલામાટે વાસનાપર વિજય મેળવવાની અત્યંત આવશ્યકતા છે.

ગત જન્મનાં કર્મો પ્રમાણે આત્માને આગામી જન્મમાં કાર્યો કરવાનાં હોય છે અને તે કર્મોનો વ્યવસ્થિત કાળ, તેજ "જીવન." જીવન એટલે આયુષ્યનો ક્રમ, મૃત્યુલોકપર અમર આત્માની સફર. મૃત્યુલોક કર્મભૂમિ છે અને સ્વર્ગલોક ભોગભૂમિ છે. કર્મભૂમિમાં કરેલાં કામો પ્રમાણે ભોગ ભોગવવા, સ્વર્ગ અને નર્કની યોજના યોજાઈ છે. "જો નર કરણી કરે, તો નરનો

નારાયણ થાય." અર્થાત્ સર્વોત્તમ કાર્યો કરીનેજ મનુષ્યમાંથી "દેવ" થઇ શકાય છે. કર્મવિના મુક્તિ નથી અને તેટલાજ માટે કર્મો કરવા માનવજન્મની જરૂર છે.

જીવન એ યાત્રા છે અને તેમાં અનેક પ્રકારની પ્રકૃતિ, વિકૃતિ અનુભવ થાય છે. પ્રવૃત્તિમય જીવિતને ઘણીવાર ચાલુ સ્થિતિ કરતાં, ઉચ્ચ સ્થિતિની અપેક્ષા થાય છે; અને તે જીવનના ઉત્તમ ધ્યેયોમાંહેનું એક ધ્યેય છે. જીવનમાં અનેક અનંત શક્તિઓ સમાઇ છે. તે જાણવામાટે, ખીલવવામાટે, અસાધારણ બુદ્ધિની જરૂર છે. પક્ષીઓને ઉડવામાટે જેમ બે પાંખો છે, તેમ મનુષ્યને જીવનસાફલ્યમાટે "જ્ઞાન" અને "કર્મ" સમી બે પાંખોની આવશ્યકતા છે.

માનવપ્રાણીનાં સ્થૂલ અને સૂક્ષ્મ એ બંને શરીરો તેના અંતઃકરણને આધીન રહે છે. સારાસારનો વિચાર કરવો, વસ્તુને જાણવી, ઓળખવી, મનન કરવું અને પોતાપણાનું અભિમાન ધરવું એ બધાં અંતઃકરણનાં મુખ્ય લક્ષણો છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એવા ચાર વિભાગો તત્ત્વજ્ઞોએ યોજ્યા છે. જીવનસાફલ્યમાટે અંતઃકરણ સંસ્કારી બનાવવું જોઇએ. માનવીઓપર જન્મતાંનીજ સાથે અનવલોભન, જાતકર્મ, નિષ્ક્રમણાદિક સોળ પ્રકારના સંસ્કારો થાય છે; પરંતુ તે અંતઃકરણશુદ્ધિમાટે, મારા મત મુજબ જરાએ ઉપયોગી નથી.

મનુષ્યજીવન પરોપકારી, નૈતિક, ધાર્મિક અને આદર્શ હોવું જોઇએ. પરોપકાર એજ જીવનનો સુંદર રાહ છે.

"સંસારસુ સરસો રહે, ને મન મારી પાસ; સંસારમાં લેપાય નહિ, તે જાણ મારો દાસ."

જેવી રીતે કમળપત્ર પાણીમાં હોવા છતાં પાણીથી દૂર છે, તેજ પ્રમાણે જો સંસારી સંસારમાં રહીને તેના મોહપાશથી દૂર રહી સંસાર પાર ઉતરે, તો તે આદર્શ સંસારી છે.

મનુષ્યધ્યેયના પ્રકાર ખાસ કરીને સંસ્કાર પ્રમાણે ઘડાય છે અને તેની સાથે દેશકાળ પણ ગૌણ ભાગ ભજવે છે. કેટલાંક ભોગી અને વિલાસી હોય છે, તેમજ કેટલાંક સ્વાર્થી અને પરમાર્થી હોય છે, ત્યારે કેટલાંક ત્યાગી અને મુમુક્ષુ હોય છે.

આદર્શ લૌકિક વ્યવહાર, એ મોક્ષપ્રાપ્તિનો માર્ગ છે. "મોક્ષ" એ જીવનનું સર્વોત્તમ અને સર્વમાન્ય ધ્યેય છે અને તેની પ્રાપ્તિ સંયમી તથા સંસ્કારી જીવન ગાળવામાં સમાઇ છે અને ઘણાજ થોડા પ્રમાણમાં મનુષ્યો તેને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નિવડે છે; કારણ કે મનુષ્યોનો સામાન્ય સ્વભાવ ભોગી અને વિલાસી તથા સ્વાર્થી હોય છે, પરંતુ જો મનુષ્ય ધારે તો તે સહેલાઈથી પ્રાપ્ત કરી શકે ખરો, એ નિર્વિવાદ છે. સાંસારિક વિષયોમાં જે નિષ્ણાત હોય છે, તેજ પરમાર્થ સાધી શકે. સ્વાર્થ અને પરમાર્થ, એ સંસારના માર્ગો છે. અંતઃકરણ એ દેહરથનો સારથિ છે. સારથિ સંસ્કારી હશે તોજ જીવનનું સાર્થક થશે.

અંતઃકરણ સંસ્કારી બનાવવા માટે, પ્રથમ સંયમની જરૂર પડશે. વાસનાનો નાશ કરવો પડશે. સંયમ, શાંતિ, વિવેક, ભક્તિ, શ્રદ્ધા, જ્ઞાન તથા વૈરાગ્ય, એ જીવનસાફલ્યના અનુપમ માર્ગો છે અને તેનાજ થકી સંસ્કારી થઇ શકાશે. તથા આદર્શ ધ્યેય તો પ્રભુના પાદમાં વિરમવામાં સમાયું છે અને તે સંયમી મનુષ્ય સહજમાં પ્રાપ્ત કરી શકે છે.

સાંસારિક કર્મો નિષ્કામપણે કરવાથી આત્માની શુદ્ધિ થાય છે. વાસનાનો નાશ, એજ જીવનસાફલ્યનો સુંદર રાહ છે. પુરુષાર્થ પણ જીવનનું ધ્યેય ગણાય છે; અને તે ધર્મ, અર્થ, તથા કામ તેમજ મોક્ષની ક્રમવાર પ્રાપ્તિમાં સમાયેલું છે.

મનુષ્યપ્રાણીની મહત્તા મહાન છે. સૃષ્ટિની શરૂઆતથી તે અત્યારસુધીની મહાન શોધખોળો તથા સુધારા મનુષ્યોને આભારી છે અને તેટલામાટે માનવયોનિની મહત્તા વિશાળ છે.

મનુષ્યજન્મ, મોક્ષની ઇચ્છા અને મહાપુરુષોનો આશ્રય, દેવનો અનુગ્રહ હોય તોજ પ્રાપ્ત કરી શકાય; છતાં પણ પુરુષાર્થી પુરુષ પોતાના પ્રભાવથી તેને પ્રાપ્ત કરી શકે છે.

આદર્શ સંયમી થવાને સંસારત્યાગની જરૂર પડે છે, પરંતુ સંસાર ભોગવ્યાવિનાનો ત્યાગ નિરર્થક ગણાય છે. સંસાર સેવ્યા પછીનો ત્યાગ આદર્શ હોઇ શકે; કારણ તે સમયે વાસના તૃપ્ત થયેલી હોય છે, ભોગની ઇચ્છા હોતી નથી અને તેથી કરીને ત્યાગીના નિયમો સહેલાઇથી પાળી શકાય છે.

સામાન્ય રીતે મનુષ્ય સંસારમાં રહીને સંપૂર્ણ રીતે ત્યાગી થઇ શકતો નથી, ફક્ત કોઇ વિરલજ તેમ કરી શકે છે. સામાન્ય પ્રકારના માનવોને માટે સંસાર સેવ્યા બાદ ચતુર્થાશ્રમમાં પ્રવેશ કરી નીતિમય જીવન ગાળીને, જીવનનું પરમ ધ્યેય પ્રભુપ્રાપ્તિ મેળવવાનું છે. તે પ્રાપ્ત કરવા ઉત્તમ રાહ સમજપૂર્વકનો ત્યાગ છે અને તેમાંજ જીવનની મુક્તિ સમાઇ છે. તેજ જીવનનું સાફલ્ય છે.

સંસારી જો સંસારનું વિધિપૂર્વક સેવન કરે, તો તે ત્યાગીના કરતાં વહેલો સંસારસાગર તરી જાય; પરંતુ કમભાગ્યે વર્તમાનકાળમાં એવો વિધિયુક્ત આદર્શ સંસારસેવનમાં રહ્યોજ નથી. એજ ભારતવર્ષ છે, કે જેના ભૂતકાળમાં અસંખ્ય પુરુષો પોતાને તથા દેશને અપનાવી ગયા છે અને વિશ્વને કર્મ તથા ત્યાગના પાઠો શીખવી ગયા છે. તેજ આજનો ભારતવર્ષ કેવી દશામાં છે ! પરદેશીઓના પાદપ્રહાર સહન કરી રહ્યો છે અને જીવનનું ધ્યેય ફક્ત કંગાલ રીતે જીવવામાં મનાય છે. એ કોનો વાંક ? દેશનો કે દેવનો ?

દેવોને પણ દુર્લભ એવા મનુષ્યાવતારને પ્રભુપ્રાપ્તિ અર્થે ઉપયોગમાં લેવો, એજ માનવીની પવિત્ર ફરજ છે. એજ સર્વોત્તમ જીવનનું સાફલ્ય છે. માનવજીવનની સાર્થકતા તેમાંજ સમાઇ છે.

નીતિ અને ધર્મમાટે જે નિયમો ઘડાયા હોય છે, તે ધર્મ કહેવાય છે અને તેને અનુસરનાર મનુષ્ય ધાર્મિક કહેવાય છે. તેમ ન કરનાર સમાજનો તેમજ પ્રભુનો ગુન્હેગાર ગણાય છે. યાદ રાખવું કે, ધર્મ રક્ષણમાટે છે, નહિ કે ભક્ષણમાટે. ધર્મ ધર્મનું રક્ષણ કરે છેજ. કોઇ પણ મનુષ્ય જો ધર્મનું યથાર્થ રીતે પાલન કરે, તો ધર્મ તેનું અવશ્ય રક્ષણ કરે. આ સનાતનસિદ્ધ સિદ્ધાંત છે. ધર્મપાલન એ અંતઃકરણ પવિત્ર કરવાનું સાધન છે અને તેજ પ્રમાણે સંયમ તથા નીતિ મનુષ્યજીવનને ઉત્તમ, સંસ્કારી અને સફળ બનાવવાનાં ઉત્તમ સાધનો છે.

ધ્યેય અને તેના સાફલ્ય સાથે, મનુષ્ય પોતાનું જીવન સંસારમાં કેવી રીતે પસાર કરે છે ? તે જાણવાની પણ અત્યારે ખાસ જરૂર છે. આ વિષે આ સ્થાને યથાશક્તિ વિવરણ કરીશ તો અસ્થાને નહિ ગણાય.

મનુષ્યજીવનપર દેશકાળનું વાતાવરણ ઘણી સારી રીતે અસર કરે છે. પાંચ હજાર વર્ષોપૂર્વેના મનુષ્યનાં ધ્યેયો અને આધુનિક માનવીઓનાં ધ્યેયો ! ! ! એ બંનેમાં ઘણો તફાવત નજરે પડે છે. તેનું કારણ ? દેશની આધુનિક દશા. આપણે હવે પાંચહજાર વર્ષો પૂર્વેના માનવજીવનપર અને તેમની દશાપર ઉડતી નજર નાખીએ.

તે સમયના મનુષ્યો સંપીલા અને કળાકૌશલ્યમાં પ્રવીણ હતા. સંસ્કૃત વાણીનો પુષ્કળ ફેલાવો હતો. લોકો આધ્યાત્મિક વિષયના અભ્યાસી હતા. પરદેશસાથેના વાણિજ્ય થકી, આર્થિક સ્થિતિમાં સુંદર વધારો કરતા હતા. રાજવ્યવસ્થા ઘણી ઉત્તમ હતી. લોકો ચતુર અને સુધરેલા હતા. સમૃદ્ધ અનહદ હતી અને ભરતખંડની કીર્તિ સમસ્ત ભૂમંડળમાં સર્વોત્તમ હતી.

હવે અર્વાચીન સ્થિતિ ભાળીએ......

રાજ્યક્રાંતિને અંગે મનુષ્યજીવનમાં અજબ ફેરફાર થયો છે. પરદેશી, વિલાસી અને સ્વાર્થી રાજ્યકારોના કારણે મનુષ્ય તથા દેશની સર્વ રીતે સંપૂર્ણ પાયમાલી થઈ રહી છે. "યથા રાજા તથા પ્રજા" ના ન્યાય પ્રમાણે, પ્રજામાં પરદેશીઓના તમામ દુર્ગુણો પ્રવેશ્યા છે. પ્રજા વિલાસી, સ્વાર્થી અને નિર્વીર્ય બની છે; અને લોકોમાં આત્મવિધિત્સા, અભિમાન વગેરે દુર્ગુણો વધ્યા છે; તેથી કરીને પ્રજાના આયુષ્યના ક્રમનો ભંગ થયો છે–અર્થાત્ પ્રજા અલ્પાયુષી થઈ છે.

આવા સંજોગોમાં મનુષ્યો ધ્યેયવિનાના જીવે છે; અને ધ્યેયવિનાનું "જીવન" ધણીવિનાના ઢોર જેવું છે. મનુષ્યજીવનની ઉન્નતિમાટે, ખરૂં જીવન જીવી જાણવામાટે, તેમજ જીવન સાર્થક કરવામાટે કોઇ મહાપુરુષની જરૂર છે.

વેદવેદાંતનાં રહસ્યો સમજાવવા, સમાજનો સડો દૂર કરવા, કર્મસૂત્રના મંત્રો સુણાવવા, કોઈ જ્ઞાનીઓની આવશ્યકતા છે.

દેહનૌકાને સંસારસાગરમાંથી તારીને મોક્ષકિનારે પહોંચાડનાર જ્ઞાનરૂપી સુકાનીની જીવનસાફલ્યમાટે જરૂર છે. પ્રભુ તે પાર પાડે, એજ અભ્યર્થના.

# પુરોહિતનું બલિદાન !

( 'પ્રતાપ' તા. ૫-૩-૧૯૨૭ ના અંકના મુખપૃષ્ઠપરથી સાભાર ઉદ્ધૃત )

પુરોહિતઃ-રાણાજી ! તમને બન્નેને આ શું સૂઝ્યું ? ક્ષત્રિયની તરવાર ભાઇ ભાઈના ગળાપર ! હા ! આ નરવીરોની ભૂમિનો આ શો અધઃપાત ! રાણાજી ! ચિતોડનું સત્યાનાશ વળી જશે. આ તરવારના ઘા ભાઇને ગળે નથી, એ ચિતોડને ગળે જાણજો. દુશ્મનો ઝઝૂમી રહ્યા છે; ચિતોડ ઉપર ઘોર આફત લટકી રહી છે; આ વખત ભાઈભાઇનાં ગળાં કાપવાનો ? પૃથુરાજે અને જયચંદે લડીને આર્યાવર્ત ગુમાવ્યું, એ યાદ છે ? યાદ કરો ! તમારા પ્રતાપી પૂર્વજોનું વીરત્વ સંભારો ! ચિતોડ તમારો મોંઘો વારસો છે. બલિદાન અને શિરસમર્પણની આ ભૂમિ ભારતની કીર્તિનો ખજાનો છે. ભાઇ ભાઇ કપાઇ મરશે, તો એની રક્ષા કોણ કરશે ? એના રક્ષકો એકમેકના ટોટા પીસશે તો ચિતોડનું શું થશે ? તમારી સમશેરો-તમારૂં વીરત્વ-તમારી શક્તિ શત્રુઓ સામે વાપરજો ! ભાઈ ભાઈની આ તકરાર ચિતોડના નાશની ઘોર ખોદે છે. જો ચિતોડની દાઝ હૈયે હોય, તો આ હાથ આ રીતે લોહીથી ખરડાતા બચાવો અને વેર ભૂલીને ભાઇએ ભાઇ ભેટો ! આ બ્રાહ્મણના આશીર્વાદ છે કે...

શાક્તસિંહઃ—ચિતોડ ! અરે ચિતોડ તો હવે મોગલોનું છે. ગોરદેવ ! એ વિદ્વત્તાનાં શાસ્ત્રો ચોરીના માંડવામાં સંભળાવજો. શાક્તસિંહ હવે આ વેર નહિ ભૂલે. કાં તો હું નહિ કે કાં તો આ મિથ્યાભિમાની પ્રતાપ નહિ. ચિતોડ જશે તો એવાને પાપે જશે. આ અપમાન કરતાં ચિતોડ દુશ્મનનું થાય, એ શું બહેતર નથી ? જાઓ, દૂર જાઓ; નહિતર તમે નાહક છુંદાઈ જશો. ( પુરોહિતને હડસેલે છે. )

પુરોહિતઃ--અધધધ ! આ શું સાંભળું છું ? આ બ્રાહ્મણનું અપમાન ? ઓ નરાધમ ! લે ! હું આ ઉભો ! ચલાવ તારી એ પાપિણી તરવાર, આ ગળે ચલાવ ! ક્ષત્રિયો ધર્મ ભૂલ્યા, જાત ભૂલ્યા, ટેક ભૂલ્યા, દેશ ભૂલ્યા, ત્યાં બ્રાહ્મણની જીંદગી શા કામની ? હાય ! રજપૂતાનાનો વિનાશ હવે અચૂક છે ! ઓ ઉંચા આકાશ ! તારા વજ્રનિપાતો વરસાવ ! ઓ પ્રતાપી માર્તંડ ! તારી આગની જ્વાલાઓ પ્રકટાવ ! ઓ મેઘ ! તારા પ્રલયથી આ ધર્મભ્રષ્ટ ભૂમિનો નાશ કર ! ઓ ઉડુગણો ! આ પતિત ભૂમિ ઉપર તૂટી પડો ! ઓ દિગ્ગજો ! આ હૃદયશૂન્ય માનવજાતિનો ભાર હલકો કરો ! ઓ શેષ ! તારી ફણા સળકાવ ! ઓ દેવાધિ દેવો ! તમારાં આયુધોથી આ આર્યત્વવિહોણી ભૂમિને આસુરી તત્ત્વોથી ઉગારો ! ઓ નવખંડ પૃથ્વીને વિંટાયેલા અપાર રત્નાકર ! તારાં અમાપ જળમાં આ અધર્મી જાતિને સમાવી દે ! તપસ્વીઓની યોગસમાધિશા, માનવલોક અને સ્વર્લોકની સીડીશા, ઓ ધુર્જટિ હિમાદ્રિ ! તારી અચલતા છોડ અને આ આચાર, કર્મ અને ધર્મભ્રષ્ટ મનુષ્યો ઉપર તૂટી પડ ! ઓ કૈલાસવાસી ત્રિપુરારિ ! તમારૂં ત્રીજું લોચન ખોલો અને ભારતમાંથી અધર્મને બાળીને ભસ્મ કરી નાખો ! નથી-નથી-ભારતમાં હવે આર્યત્વ નથી, ક્ષત્રિયોમાં ક્ષત્રિયત્વ નથી, બ્રાહ્મણોમાં બ્રહ્મત્વ નથી, આર્યત્વનાં ઓજસ્ નથી ! જે ભૂમિમાં નરરત્નો પાકયાં, તે ભૂમિમાં પથરા નીકળ્યા ! જે આર્યબાળાને-સતીને ખોળે વીર કેસરી ધર્મમૂર્તિ અમર પુરુષો જન્મ્યા, તે ખોળે ભાઇ ભાઇના વેરી જન્મ્યા ! એ સતીઓ-એ શૂરી ક્ષત્રાણીઓ ચોધાર આંસુએ રડે છે ! ભડભડાટ બળતી આગમાં હસતે મોઢે દેહ સળગાવી દેનાર એ ભારતની દેવીઓ આજે લાજે છે ! હા ! ભારત એના શત્રુઓનું વિહારભુવન થશે. આજે એક શત્રુ હશે, પણ યાદ રાખજો એ એકના અનેક તમારે પાપે આ ભૂમિમાં ઉભરાશે ! આજે પ્રતાપ અને શાક્તસિંહ કપાઈ મરશે; પણ યાદ રાખજો કે એ આગ સમસ્ત ભારતમાં, કોમેકોમમાં અને ઘેરેઘેર સળગશે ! અને ભાઈ ભાઈના વિનાશના એ દાવાનળમાં આ પ્રાચીન ભૂમિનાં પુરુષાર્થ, ધર્મ અને સંસ્કૃતિનો નાશ થશે. ઓહ ! આ મારાથી નથી જોવાતું ! ચિતોડની ભસ્મ ચોળીને, ચિતોડની ધૂળ માથે ચઢાવીને, ચિતોડના કાંકરાની શિવપૂજા કરીને, ચિતોડની રિદ્ધિસિદ્ધિના અભિલાષ સેવીને હું મોટો થયો, એ આશાઓના આજે ચૂરેચૂરા થઇ ગયા ! બસ ! હવે હદ થઇ ! તમારામાંથી એક મરે તે પહેલાં હું આ ભૂમિનો ત્યાગ કરીશ. ( પુરોહિત પોતાના શરીરમાં ખંજર ભોંકી દે છે. )

# ખોરાક, રીતરિવાજ અને તંદુરસ્તીના નિયમો

## તે પાળવાથી સારણગાંઠ દૂર થાય છે !

( લેખકઃ-સર ડબ્લ્યુ. આરબુથ નોટલેન.-'હિંદુસ્થાન' તા. ૭-૩-૨૭ના અંકમાંથી )

સારણગાંઠનું દરદ વધારે પ્રમાણમાં પ્રચલિત થતું જાય છે, એ વાત તે દરદમાટે જે ઓપરેશનો આજકાલ કરવામાં આવે છે તે પરથી સિદ્ધ થઇ જાય છે. ઘણાં માણસો પેટમાં દુઃખવા માંડે છે ત્યારે આ દરદ થયું હોય એમ માને છે. આ પેટના દુઃખારા સાથે માંદગીની અન્ય નિશાનીઓ પણ હોય છે. આ દરદીઓને તાકીદે ઓપરેશન કરાવવાનું કહેવામાં આવે છે; અને જો કેસ બહુ ખરાબ ન હોય તો દરદીની સગવડે ઓપરેશન કરાવવાનું કહેવામાં આવે છે. પ્રજાની બહુમતિને " એપેનડીક્ષ " શું હોય છે તથા મનુષ્યની શરીરરચનામાં તે કેવો ભાગ ભજવે છે, તેની માહિતી હોતી નથી; એટલુંજ નહિ પણ કયી સ્થિતિમાં સારણગાંઠનું દરદ વધવા પામે છે, તે પણ એ જાણતા નથી. તેઓ એમ સમજે છે કે, એ એક સાધારણ જાતનું દરદ છે; અને જ્યારે તેમને ખબર પડે છે કે, આરોગ્યતાના નિયમ પાળતી અને સાદો ખોરાક લેતી અસલની પ્રજાને આ દરદ થતું નહોતું, ત્યારે તેઓ અજાયબ થઇ જાય છે. તેમના પોતાનાજ વડવાઓ કે જેઓ આ નિયમોનું પાલન કરતા તેઓને આ રોગ થતો નહિ.

### દેશી જાતિઓ બચી જાય છે ?

એક ડૉકટર કે જે ૩૪ વર્ષ લગી દક્ષિણ આફ્રિકામાં રહ્યો હતો અને ગોરી ચામડીવાળાઓમાં જે દુર્ગુણો જલદીથી પ્રવેશ પામે છે, તે એનામાં ન હતા. તેણે મને ખાત્રી આપી કે, તેણે આ દરદનો એક પણ કેસ દક્ષિણ આફ્રિકાની દેશી પ્રજામાં જોયો નથી. તેણે કહ્યું કે, એક દેશી, ગોરી ચામડીવાળાને ત્યાં નોકર રહ્યો હતો અને આ લોકોનો ખોરાક લેતો હતો તથા એમના રીતરિવાજોનું અનુકરણ કરતો હતો. તે જલદીથી ગોરી ચામડીવાળી પ્રજાઓનાં આંતરડાંમાં થતા રોગોનો ભોગ થઈ પડયો હતો. આ રોગોમાંનો જાણીતો રોગ સારણગાંઠનો છે. એપેનડીક્ષ કીડાના આકાર જેવી વસ્તુ છે. તેની લંબાઇ બેથી પાંચ ઇંચની હોય છે. એ એક જાતની નળી છે, કે જેની અંદર પાતળું પડ આવેલું હોય છે. આ પડમાં ચીકણો પદાર્થ ઝરપે છે. આ નળી મોટા આંતરડાના શરૂઆતના ભાગમાં ઉગ્રડે છે, કે જ્યાં આગળ નાના આંતરડાનો ખોરાક મોટા આંતરડામાં દાખલ થાય છે.

### શરીરને ઝેરી બનાવે છે.

જે ખોરાક નાના આંતરડામાંથી મોટા આંતરડામાં જાય છે, તેમાંથી પૌષ્ટિક તત્ત્વો કાઢી લેવામાં આવેલાં હોય છે અને બાકી રહેલો ખોરાક મોટા આંતરડામાંના જીવો ભાગી નાખે છે. પછી આ ખોરાક શરીરમાંના નુકસાનકારક ઝેરી તળાવની ગરજ સારે છે. મોટા આંતરડામાંનો ખોરાક જો જલદીથી અને સમયાનુસાર બહાર કાઢવામાં ન આવે, તો તે પાતળા પડને નુકસાન પહોંચાડી તેમાં સોજો ચઢાવે છે. વૈદક ભાષામાં આ સોજાને 'કોલાઇટીસ' કહેવામાં આવે છે. આ સોજો એપેનડીક્ષપર અસર કરે છે; કેમકે એપેનડીક્ષ આ ક્ષેત્રની નજીક આવેલું છે અને આને લીધે ઘણી વખત " એપનડીક્ષ " નું દ્વાર બંધ થઈ જાય છે તથા કઠણ ખોરાક તેમાંથી બહાર નીકળી શકતો નથી. કઠણ ઝાડાના દબાણને લીધે કે શરીરમાંથી નીકળતા રસોના એકઠા થવાને લીધે આખી નળી ઉપર સોજો આવી જાય છે. આ સોજા સામાન્ય પણ હોય. કેટલીક વખત આ સોજો ઘણું તીવ્રસ્વરૂપ લે છે, જેના પરિણામે એપેનડીક્ષ ફાટી જાય છે, અગર તેમાં " ગેનગરીન " થઇ જાય છે.

આ બંને આકૃતો તરતજ ઓપરેશન કરાવવાનું સૂચવે છે. જ્યારે વચલી સ્થિતિ હોજરીમાં થતા દુઃખારાતરીકે ગણી કાઢવામાં આવે છે. ગમે તે પ્રકારના સારણગાંઠના રોગમાં જીવનું જોખમ સમાયેલું છે, તેથી ગમે તેવા સંજોગોમાં વૈદક સલાહ લેવાની ખાસ અગત્યતા છે; અને સારી વૈદક સલાહ લીધાવગર મિત્રો કે માબાપોએ જુલાબ વગેરે આપવા નહિ. કેટલીક વખત જુલાબ

લેવાથી ઝેરી પદાર્થો "એપેનડીક્ષ" માંથી બહાર નીકળી આવે છે અને આખા શરીરમાં વ્યાપ્ત થઇ જાય છે. આથી મરણ થવાનો ભય પણ ઉભો થાય છે. બીજા કોઈ પણ દરદમાં સારણ-ગાંઠના દરદ જેટલી તાબડતોબ વૈદક સલાહ લેવાની જરૂર ઉભી થતી નથી અને આ સલાહ લેવામાં આવે તો ઘણી વખત દરદીઓને મરણના મુખમાંથી બચાવી લેવાય છે. વચલી સ્થિતિમાં સારણગાંઠનો અટકાવ કરી શકાય છે; પણ આમ કરવાથી કબજીયાત અને "ટોનસીલાઇટીસ" દેખાવ દે છે. આવી વખતે જેમ ઘણી વખતે કરવામાં આવે છે, તેમ દરેક ભોજન પછી ઠરાવેલા વખતે આંતરડાં ખાલી કરવાં જોઇએ. આમાં કંઇ નવું નથી; પણ તે એજ છે કે, આપણે આપણા વડવાઓની સાદી રીતભાત અને સાદો ખોરાક ભૂલી ગયા છીએ. કેટલાકોએ આ વાત ૨૦૦૦ વર્ષ પૂર્વે ગ્રીકો પર ઠસાવી હતી અને તે પણ ઘણાજ સરળ શબ્દોમાં. તેઓએ કહ્યું હતું કે, "પ્રમાણસર ખોરાક એક વખત સાફ ઝાડો લાવે છે અને અમારી તો તે એક આદત થઇ છે." આ વાત આપણામાટે અને આપણા બંધુઓમાટે પણ સગવડભરી છે.

આપણે એટલા બધા ઉદ્યોગી છીએ અને એ પણ નિરાશાજનક છે કે,આપણે આપણા બાળકોમાટે પાણીના કુંડ પણ શાળાઓમાં રાખી શકતા નથી. આ એક દુર્ગુણ છે કે જેનો નિષેધ ફક્ત છોકરાઓના માબાપોએજ નહિ પણ સમસ્ત સમાજે કરવો જોઇએ. આપણે આપણો ખોરાક અને રીતરિવાજો એવી રીતે બદલવા જોઇએ, કે જેથી આપણને રોગો અને અકાળ મૃત્યુ જેવો દંડ ન આપવો પડે. નવી આરોગ્ય સંસ્થા કે જેને વર્તમાનપત્રો ટેકો આપે છે તે પ્રજાને આરોગ્યતાના ફાયદાઓ સમજાવવાનું ચાલુ રાખશે કે જે પ્રમાણે વર્તીનેજ પ્રજા રોગોને ટાળી સંપૂર્ણ આરોગ્ય, સુખ અને આનંદ મેળવી શકશે. સારણગાંઠના દરદમાટે લોકોને કહો કે અનો અટકાવ તમારા હાથમાંજ છે.

---

# નવયુવકોં કો બસ્વાનીકા સંદેશ

('વર્તમાન' તા. ૨૭-૩-૨૭ ના અંકમાંથી સાભાર ઉદ્ધૃત)

ગુરુકુલ જયંતિ કે અખિલ-ભારતીય યુવક સંમેલન મેં આચાર્ય બસ્વાની ને સ્ફુર્તિપ્રદ વાણી મેં કહા કિ, હમ લોગ શ્યામસુન્દર કૃષ્ણ કે સેવક હૈં. વહી હમારા ઇષ્ટદેવ હૈ, ઔર હમ ચાહતે હૈ કી શ્રીકૃષ્ણ કે સંદેશ સે હમારે નવયુવકોં કા હૃદય ભર જાય.કોઇ કહતા હૈ કિ યહ શાંતિ યુગ હૈ; કિન્તુ મેરા વિશ્વાસ હૈ કિ, યહ શાંતિ કા યુગ નહીં. યુવકોં કે કર્મ કા યુગ હૈ. મૈં હમેશ સે યુવકોં કો પ્યાર કરતા રહા હું, ઔર મેરે હૃદય મેં અબ ભી યુવકોં કે પ્રતિ ઘોર-પ્રેમ કા સાગર લહરા રહા હૈ. મેરા વિશ્વાસ હૈ કિ, પરમાત્મા કી અતુલ અનુકમ્પા સે યુવક હી નવિન રાષ્ટ્ર કે નિર્માતા હો સકતે હૈં. લોગ કહતે હૈં કિ, ભારતીય યુવક ભટક રહે હૈં, નષ્ટ હો રહે હૈં ઔર ઉનસે કોઇ આશા નહીં; પર મૈં આશાવાદી હૂં. ઔર મૈં ભારત કા ઉદ્ધાર નવયુવકોં દ્વારા દેખતા હૂં. મૈં રાત્રિ મૈં એકાન્ત મેં આકાશ કે તારોં કો દેખતા હૂં, ઔર ઉસ સમય હમારે હૃદયસે દર્દભરી આવાજ નિકલતી હૈ, ઔર સોચતા હૂં કિ ઇન્હીં તારોં ને રામ, કૃષ્ણ કે ભારત કો, ગૌરવમય ઔર સમ્પન્ન ભારત કો, બલશાળી ઔર જગતગુરુ ભારત કો દેખા હૈ,ઔર આજ યે દરિદ્ર, પરતંત્ર, ઘૃણિત ઔર અછૂત ભારત કો દેખ રહે હૈં. ઉસ સમય હમ અપની માતા સે પૂછતે હૈં કિ, એ મૌં, તુને હમારે નવયુવકોં કી ઔર સે કયોં મુખ ફેર લિયા હૈ? માતા કહતી હૈ કિ, ભારત કે યુવક ઔર યુવતિયોં કી ઔર દેખો. વહી ભારત કા ઉદ્ધાર કરને વાલે હૈં. ઉન્હીં કે હાથોં મેં ભારત કા ભવિષ્ય હૈ, ઔર વે હી ભારત કી આંશાલતા હૈં. ઇસિ પ્રેમ કે બદલે મેં મૈં ઉનસે યહી ચાહતા હૂઁ કિ, વે સત્ય ધર્મ પર આરૂઢ રહેં.

એક જમાના થા કિ, જબ ભારતવર્ષ સારે સંસાર કા ગુરુ થા, કિન્તુ આજ વહ અછૂત માના જાતા હૈ. હજારોં વર્ષ પૂર્વ ભારત સૈકડોં દેશોંપર શાસન કરતા થા. ભારત કો, સ્વતંત્રતા કૌંસિલોં ઔર પાર્લામેન્ટ સે નહીં પ્રાપ્ત હોગી, વરન્ વહ યુવકોં કી શક્તિ કે હી બૂતે મિલેગી. ઇસ હેતુ યુવકોં કો નિયન્ત્રિત હોને કી અત્યંત આવશ્યકતા હૈ. આપને આદેશ કિયા કિ દેશ કે હર ભાગ મેં, આશ્રમ ખોલે જાને ચાહિયે, જહાં પર યુવકગણ સત્ય ધર્મપર ડટ કર ભારત કા ભાગ્ય-નિર્માણ કરને કે લિએ શિક્ષા પાકર તૈયાર હો સકે, જો ભારતીય ધર્મ કે ફૈલાને મેં સહાયક હોં. ભારતવર્ષ કેવળ અપને હી લિએ નહીં જીતા, વરન્ વહ સંસાર કી માનવતા કી-ભલાઈ

કે લિયે જીતા હૈ. યદ્યપિ ભારત માતા આજ મલિન ઔર દલિત હૈ, તથાપિ મેરા વિશ્વાસ હૈ કિ, વહ અમિટ ઔર અમર હૈ.

આશ્રમોં કો ચલાને કે લિએ પ્રોગ્રામ કા જિક્ર કરતે હુએ આચાર્યને કહા કિ, **આશ્રમ કે પ્રત્યેક મનુષ્ય કો પ્રાચીન ભારતકા સંદેશ અવશ્ય પઢના ચાહિયે.** પ્રત્યેક આશ્રમવાસી કો દૃઢ ઔર સરલ હોના ચાહિયે; કયોંકિ સરલતા મેં હી બલ ઔર જીવન વાસ કરતે હૈ. સાદગી મેં શક્તિ હૈ, બલ હૈ, ઓજ હૈ. દેશ કે નવયુવક ફૈશન કે ગુલામ હૈં, પર ફૈશન મૂર્ખતા હૈ ઔર ઇસ પ્રકાર મૂર્ખતા કે પીછે હમારે નવયુવકોં કો નહીં પડના ચાહિયે. હમારે ઋષિમુનિ, ઔર પૂર્વજ સાદે થે. ×××××× યુવકોં કો ફૈશન કા દાસ ન હોના ચાહિયે, કયોંકિ ફૈશન કા અર્થ મૂર્ખતા હૈ. પ્રત્યેક નવયુવક કો મહાપુરુષોં કી જીવનિયોં કા અધ્યયન કરના ચાહીયે ઔર ઉનકે પદચિન્હોં કા અનુસરણ કરના ચાહીએ. મહાત્મા સુકરાત ને યુવકોં કો યહી ઉપદેશ દિયા થા કિ, અપને કો પહિચાનો. હમ આજ દેખતે હૈં કિ, હમારે નવયુવક અપને દેશ કે પ્રાચીન ગૌરવ કો ભૂલતે જા રહે હૈં. **પર ભારત કી સ્વતંત્રતા કે લીએ નવયુવકોં કો ઉસ પ્રાચીન ગૌરવ કો અપનાના હોગા. ઉન્હેં રામાયણ, મહાભારત, ગીતા આદિકા અધ્યયન કરના હોગા;** ઔર પાંચવાં મંત્ર–અન્તિમ પદ સબસે મુખ્ય સેવા હૈ, ઔર આશ્રમ કે પ્રોગ્રામ મેં ઇસકા મહત્વ બહુત હી અધિક બઢા હુઆ હૈ, રાષ્ટ્ર-નિર્માણ બ્રહ્મચર્ય-નિર્માણ કે અતિરિક્ત અન્ય વસ્તુ નહીં હૈ. અતએવ યુવકોં કો બ્રહ્મચર્ય કો દૃઢ કરના ચાહિયે.

ભારત મેં યહ એક ભારી દુર્ગુણ હૈ કિ, વહ પશ્ચિમ કા ઉપાસક બનતા જા રહા હૈ. મૈં પશ્ચિમકી સ્વાધીનતા, કારીગરી, બુદ્ધિચમત્કાર–સબકો પ્યાર કરતા હું, પરન્તુ જો પશ્ચિમ હમારે પૈરોં મેં બેડિયાઁ ડાલતા હૈ, ઉસકી કઠોર ઔર કરુણાહીન સભ્યતા કો મૈં સહન નહીં કર સકતા. મૈં ચાહતા હું કિ, પ્રત્યેક યુવક પાશ્ચાત્ય–સભ્યતા કે સમસ્ત ચિન્હોં ઔર વિચારોં કો અપને ઉપર સે ઉતાર ફેંકે, ઔર ભારતીયતા કો ગ્રહણ કરે. (હર્ષ) અંત મેં આચાર્યને હૃદય–બીણા કે તારો કો ઝણકાર દેને વાલે મર્મસ્પર્શી શબ્દોં મેં યુવકોં સે અપીલ કી કિ, "જાઓ, પ્રિય નવયુવકો! ગ્રામોં કો જાઓ! સત્યતા, ધર્મ ઔર પ્રેમ કે રાજ્ય મેં જાઓ! અપને દેશ કી ઇજ્જત કે સ્થાનોં કો જાઓ! જાઓ, ઔર બતા દો પીડિત ભાઇયોં કો કિ, ભારત અબ તક કયોં જીવિત હૈ, જબ કિ, રોમ, ગ્રીસ ઔર મિસર મ્રિયમાણ હોકર ગંભીર સમાધિ મેં સુપ્ત હો રહે હૈં! હે રાષ્ટ્ર કે વીર યુવકો! જાઓ! જાઓ! ઔર સમસ્ત ભારત કો મંત્ર–મુગ્ધ કર દો, ઉસે જગા દો! (હર્ષ) ઇસકે બાદ પ્રિન્સિપાલ બરવાનીને નિમ્નાશય કી કવિતા કો પઢ કર અપના ભાષણ સમાપ્ત કિયા:–

"જાગો! જાગો! હે પૂર્વ દેશ કે ઋષિયોં કી સન્તાનો, જાગો! કબ તક નીંદ કી ખુમારી મેં પડે રહોગે? કયા જાગોગે અથવા યશ આનંદ કે સપને હી દેખા કરોંગે?"

---

# ઈસાઈયોં કા પ્રચાર.

("ઉદ્યોગ" તા. ૨૧–૩–૨૭ ના અંકમાંથી)

પાદરીલોક હિંદુસ્તાન કો ઇસાઇ બનાને કે લિયે કિતના પ્રયત્ન કર રહે હૈં. યહ ઇસ બાત સે જાના જા સકતા હૈ કિ ઉન્હોંને જૈસા કિ ઇસાઇયોં કે 'પ્રચાર' નામક અખબાર સે પ્રકટ હોતા હૈ. ૧૯૨૭ ઇ૦ મેં ધર્મપ્રચાર કે લિયે ૫૬૮૨ પાદરી નિયુક્ત કિયે હૈં, ખર્ચ કે લિએ ૭૦ કરોડ રૂપિયોં કી મંજૂરી દી ગઇ હૈ ઔર અબતક સબ મિલકર ૨૨૨૨૭૬૮ આદમી ઇસાઇ બનાયે જા ચૂકે હૈં. પ્રચારકી શિક્ષા દેને કે લિયે ૧૦૭ વિદ્યાલય ખોલે ગયે હૈં. ઇસાઇ હોને વાલે અધિકતર લોગ હિન્દૂ હી હૈં. યહ તો ઇસાઇયોં કા કામ હુઆ, ઉધર મુસલ્લમાનોં કી તબલીગ દેખિયે. કિસ પ્રકાર હિન્દુઓં કો હડપ કર રહી હૈ. એક હમારી હિન્દૂ મહાસભા હૈ, જો સાલ ભર મેં એક બાર કિસી જગહ અપના મહાધિવેશન કરને કો હી સફલતા કા સારાંશ સમઝતી હૈ. હમ નહીં જાનતે કિ વહ મહાસભા કિસ લિયે કાયમ હુઇ હૈ આર અબ તક ઉસને કયા કિયા? કયા સભા અપને ઉદ્દેશ્ય કી પૂર્તિ મેં કુછ ક્રિયાત્મક કાર્યવાહી કરને કો તૈયાર નહીં હૈ? અગર સભા કો જીવિત રહને કી ઇચ્છા હૈ તો ઉસે જાતિઉન્નતિ કે લિએ કુછ કામ કરના ચાહિએ, નહીં તો ઇસ પ્રકાર કી દિખાવટી સભાઓં સે કોઇ લાભ નહીં.

---

# દર્દીઓને સલાહ

**(લેખક-બ્રહ્મચારી આત્માનંદ ત્રિવેદી-દૈનિક 'હિંદુસ્થાન'** તા. ૨૬-૩-૨૭ના અંક ઉપરથી )

## હરસ-તેની ચિકિત્સા અને ઉપાય

વાયુનો, પિત્તનો, કફનો, ત્રિદોષનો, લોહીનો અને વારસામાં મળેલો એટલે જન્મનો, એ પ્રમાણે હરસ રોગના છ પ્રકાર ગણેલા છે. સાધારણ લોકો જેને અરશ-મસા તથા બવાસીરના નામથી ઓળખે છે, તેને હરસ રોગ કહે છે. એ રોગમાં છ જાત કલ્પેલી છે; પરંતુ તે ખુની અને બાદી એવા બે ભાગમાં વહેંચાયેલી છે અને તે એકેક જાતના ગુદાના પહેલા, બીજા અને ત્રીજા આંટામાં (વળીમાં) થાય છે, તેથી ખુની અને બાદી એવી બે જાતોના ત્રણ ત્રણ સ્થાન ગણતાં છ પ્રકાર થાય છે. ખુની હરસમાંથી લોહી પડે છે અને બાદીમાંથી લોહી પડતું નથી, પણ તેમાં ફાટ ચાલે છે. તે ખુની અને બાદી બે પૈકી કોઈ પણ જાતના હરસ, ગુદાની પહેલી વળીમાં થયા હોય તો તે બહાર દેખાયા કરે છે અને બીજી વળીમાં થયા હોય તો ઝાડો થતી વખતે તે બહાર નીકળે છે અને પાછા ઉપર ચઢી જાય છે, પણ ત્રીજી વળીવાળા મસાઓ કોઈ પણ વખતે બહાર નીકળતા નથી; પરંતુ અંદર રહીનેજ પીડા કરે છે. તે ઉપરથી એટલું કહી શકાય છે કે, પહેલી વળીવાળા હરસ સાધ્ય છે અને ત્રીજી વળીમાં થયેલા અસાધ્ય છે, એ પ્રમાણેનું વિવેચન અમારા અનુભવ પ્રમાણેનું કર્યા પછી, શાસ્ત્રીય રીતે હરસના રોગનું પૃથક્કરણ કરવાની જરૂર જણાતી નથી; કારણ કે માધવનિદાને જૂદી જૂદી જાતના ખોરાકથી અને જૂદી જૂદી જાતનાં કારણોથી છ પ્રકારના હરસનું વર્ણન કરેલું છે. જેને જાણવાની ઇચ્છા હોય તેણે આયુર્વેદના ગ્રંથો જેવા કે માધવનિદાન, ભાવપ્રકાશ, વાગ્ભટ, ચરકસંહિતા, સુશ્રુતસંહિતાનું નિદાનસ્થાન ૪૦ જોઇ લેવું. આ રોગના ઔષધમાટે શાસ્ત્રોમાં બહુસાલગુડ, સુરણવટક, અમૃતભલ્લાતકાવલેહ, લોહભલ્લાતકાવલેહ, બૃહત ફરૂવ્યાદરસ વગેરે ઘણા ઉપાયો બતાવેલા છે; પરંતુ તે બાબતમાં અમારો અનુભવ નહિ હોવાથી તેનો ઉતારો કરી વિસ્તાર કરવામાં આવ્યો નથી, પણ એ રોગને માટે જે અનુભવ અમને થયો છે, તે લોકોની જાણમાટે નીચે આપીએ છીએ. જો ગુદાની ત્રીજી વળીમાં બાદીના મસા થયા હોય ને ઝાડો ઉતરતો ન હોય એટલે તેમાં વિશેષ ફાટ ચાલતી હોય તો-કાળી દ્રાક્ષ, સોનામુખી, રેવંચીની ખટાઇ, હરડાં, બેડાં, આમળાં, ઇંદ્રજવ, વાવડીંગ, એ દરેક તોલો તોલો લઇ તેને અધકચરાં ખાંડી રાત્રે પાશેર પાણીમાં પલાળી મૂકવાં, સવારે તે ભૂકાને ચોળીને તેમાં બે રૂપિયાભાર ગોળ મેળવીને કપડે ગાળી તે પાણી પીવાથી ત્રણ દિવસમાં ફાટ મટી જશે. વળી જ્યારે બે-ચાર મહીને ફાટ ઉભળી આવે ત્યારે એ પ્રમાણેનું હીમ બનાવી દિવસમાં એક વાર સવારે ત્રણ દિવસસુધી પીવું. જો મસામાંથી લોહી પડતું હોય અને મસા બહાર દેખાતા ન હોય તો ઇંદ્રજવ, વાવડીંગ, લીંબોળી, કાચકાની મીંજ અને દીકામાળી, સરખે ભાગે લઇ, તેની ફાકી રૂપિયા અર્ધાભારની ઠંડા પાણી સાથે દિવસમાં બે વાર લેવાથી, લોહી પડતું અટકી જાય છે. જો ઝાડે જતા મસા બહાર નીકળતા હોય અને હાથ પાણી લીધા પછી ઉપર ચઢી જતા હોય, અગર મસા બહારજ રહેતા હોય અને તે ખુની કે બાદી ગમે તે જાતના હોય તો વરખી હડતાલ તોલા બેને પ્રથમ ખુબ બારીક વાટી તેમાં ચોખ્ખો કાથો તોલા ચાર ઉમેરીને વાટવું. પછી છ તોલા ઘીને સો વાર પાણીથી ધોઇ તેમાં તેને ખલમાં ઘુંટવો, એટલે વધારાનું પાણી નીકળી જશે અને મલમ તૈયાર થશે. એ મલમ ડબીમાં રાખી મૂકવો. જ્યારે જરૂર જણાય ત્યારે બહારના મસા ઉપર તે મલમ ચોપડવો અને અંદરના મસા હોય તો મસા બહાર આવે ત્યારે એ મલમ ચોપડી મસા ઉપર ચઢાવી દેવા. એ મલમથી મસા કરમાઈ જાય છે અને પાછા ભરાતા નથી. (હડતાલ અશુદ્ધ પણ ઉપયોગમાં લેવાય છે. આમાં કોઇ પણ જાતનો ભય નથી હોતો.) જો ખુની કે બાદી મસા થયા હોય, લોહી પડતું હોય અથવા ન પડતું હોય તો વવળતુ સુરણ લાવી તેને છોલીને છીણી તડક સૂકવવું. પછી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મૂકવું. એટલું યાદ રાખવું કે, આ ચૂર્ણ જીભને કે ગળાને લાગે તો જીભ અને ગળામાં અસહ્ય વેદના થાય છે. તે જ્યાંસુધી લીંબુની, દહીંની કે હીમજી હરડેની ખટાશ જીભને ન લગાડીએ ત્યાંસુધી મટતી નથી. એવું જોખમભરેલું આ ચૂર્ણ છે, એટલામાટે અંગ્રેજી દવા વેચનારાઓને ત્યાં 'એમ. ટી. કેપ્સુલ' નામની જીલેટાઇનની બનેલી ખાલી લંબગોળ ગોળીઓ મળે છે. તેમાં આ સુરણનો ભૂકો ભરીને તેનું

ઢાંકણું બંધ કરી પાણી સાથે ગળવાથી ગળામાં કે જીભમાં ચૂર્ણ લાગતું નથી, પણ પેટમાં જઇને તે ગોળી ફાટી જાય છે અને હરસ ઉપર તાત્કાળિક અસર કરે છે. એ કેપ્સુલ નંબર એક, નંબર એક સુંન, બે સુંન અને ત્રણ સુંનસુધી આવે છે; તેમાં નંબર બે સુંનની કેપ્સુલ-ઘણી સગવડવાળી છે, તેમાંની બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર ગળવાથી ઘણો ફાયદો થાય છે. બીજું હરસના રોગો-માટે આસોમાસમાં આવતા નવરાત્રિનું વ્રત કરવાનો અમે ખાસ આગ્રહ કરીએ છીએ; પણ તે માતાની પ્રસન્નતામાટે નહિ, પરંતુ હરસના રોગને નાબુદ કરવાને માટે છે. જો કોઈની ઇચ્છા હોય તો નવરાત્રિના નવ દિવસસુધી નવ અપવાસ કરીને, નવે દિવસ વવળતું સુરણ બાફી અથવા મીઠા સુરણના કકડા કરીને પાણી નાખ્યા વગર મીઠું, હળદર, ધાણા-જીરું નાખી તેલમાં પકાવી ઘણું કડક ન થઈ જાય અથવા કાચું ન રહી જાય એવું બનાવીને પેટ ભરીને ખાવું. એ સિવાય નવ દિવસમાં પાણીસિવાય બીજા કોઇપણ જાતનું ખાનપાન લેવું નહિ. આ પ્રયોગથી હરસ નાબુદ થાય છે.

આ હરસનો રોગ ઉત્પન્ન થાય છે, ત્યારથીજ તે કષ્ટસાધ્ય થાય છે અને જ્યારે હરસના રોગીનો અગ્નિ મંદ પડી જાય છે અને શરીર ઉપર સોજા આવે છે; આંખ, નખ, જીભ પીળાં, ધોળાં, કાળાં પડી જાય છે, ત્યારે એ રોગીની આશા છોડી દેવી પડે છે; પરંતુ આ લખેલા ઉપાય સચોટ છે, છતાં મારી પાસે ખાસ સંગ્રહ કરેલા દુઃખીજનોને માટે જાહેર જીવનમાં મૂકું છું, જેથી તેનો ઉપયોગ કરી પોતાના દરદમાંથી મુક્ત થવાને અનુભવશે.

### ઉપાય ૧ લો

નાગલા દુધેલી (વાડ દુધેલી) અને ચમાર દુધેલી એવાં જેનાં નામ છે, તેના વેલા બારે માસ થાય છે. એનાં પાંદડાં ગોળાઇ લેતાં અને સામસામાં હોઇ તે બેથી પાંચ ઇંચ લાંબાં અને ચારેક ઇંચ પહોળાં હોય છે. લીલાશ લેતાં ધોળા રંગના ફૂલનાં ઝુમખાં આવે છે અને એની શીંગો ઉ-પર કાંટા હોય છે. એ વેલાનો કોઇ પણ ભાગ તોડતાં તેમાંથી દૂધ નીકળે છે. એ બધે ઠેકા-ણે થાય છે. આ વનસ્પતિમાં દિવ્ય ગુણ છે. એનાં પાંદડાં બે તોલાના આશરે લઇ ઝીણા ટુકડા કરી ઘી સાથે તળીને ખાવાથી અરશમાં પડતું લોહી એકદમ બંધ થઇ જાય છે. ઘણાએક અરશ-ના દરદીઓ કે જેમનું લોહી બીજા કોઇ પણ ઉપાયથી અટકતું નહોતું, તેમને આ પાંદડાં પાંચ-સાત દિવસ ચવરાવવાથી હમેશના માટે લોહી પડતું બંધ થયું છે; માટે રક્તારશના દર્દીઓને બીજા કોઇ પણ ઔષધનો ઉપયોગ કરતાં પહેલાં આનો અનુભવ લેવા સલાહ આપવામાં આવે છે.

### ઉપાય ૨ જો

ઢોરનાં શીંગડાના પોલાણમાં ઉધાઇ લાગવાથી તેનાં ચીંથરા જેવાં ઘર બાઝે છે, કે જે શીં-ગડાં મૂળીઆંતરીકે ઓળખાય છે. તે મૂળીઆં પાંચ તોલા લાવીને તેમાં મરી ને સૂકાઇ ગયેલા વગડાઉ ઉંદરનું માંસ પાંચ તોલા ઉમેરીને ખાંડી ચૂર્ણ કરવું. એ ચૂર્ણમાં બે તોલા હીંગ ઉ-મેરીને પછી એક નાના ખાડામાં કોલસાના અંગારા ભરી તેના ઉપર આ ભૂકામાંથી થોડોક ભૂકો નાખીને ગુદાને ધૂમાડી આપવી, જેથી બહારના હરસ નિર્બળ થઇ જશે; એટલુંજ નહિ પ-રંતુ અંદરના અરશ પણ બહાર નીકળી આવશે. આ પ્રમાણે તમામ અરશ ચીમળાઈ ગયા પછી ખેરવી નાખવાનો ઉપાય કરવો. સાજીખાર અને કળીચૂનો સરખાભાગે લઇને તેને પાણીમાં કાલ-વીને લેપ કરવો, જેથી સઘળા અરશ ખરી પડશે. આ અરશ ખરી પડવાની જગ્યાએ ચાંદું પડે તો ત્રિફળાં એટલે હરડાં-બેડાં અને આમળાં તથા ગુગળ એ ચીજો સરખા ભાગે લઈ તેઓને બાળીને રાખ કરી ધોયેલા ઘી સાથે મેળવીને તે જગ્યાએ ચોપડવી, જેથી થોડા દિવસમાં ચાંદું રૂઝાઇ જશે. આ ઉપાય નિર્ભય છે અને અનુભવસિદ્ધ છે. કેટલાક વૈદો અને હકીમો આ ઉપચારથી મટાડી સો-બસો રૂપિયા લે છે. ઇતિ શિવમ્.

# સ્રીઓની શોભા

( લેખિકા:-**સૌ. પાર્વતીબહેન પુરુષોત્તમદાસ** ( બાવળાવાળાં ) **'ચેતન'** પોષ ૧૯૮૩માંથી )

કેળવણીના અભાવે ઘણી સ્રીઓ ઘરેણાંકપડાંથી શરીરને શોભાવવામાં ખરી શોભા માને છે. પોતાના ગજા ઉપરાંત પોતાના પતિ પાસે નકામો ખર્ચ કરાવે છે અને પોતાના ધણીને ઘણી મુશ્કેલીમાં લાવી મૂકે છે; પરંતુ બહેનો! ખરી શોભા શરીર શોભાવવામાં નથી, પણ સદ્દગુણરૂપી શણગાર અને શિયળરૂપી સાડીમાં જેવી શોભા છે તેવી ગમે તેવા અમૂલ્ય દાગીના કે સાડી પહેરવામાં નથી. સ્રીઓએ ગૃહકાર્યમાંથી પરવારી જેટલો નવરાશનો વખત મળે તેટલો વખત સારા ઉદ્યોગમાં ગાળવો; જેમકે આપણને ઉપયોગી થાય તેવાં હુન્નરકામ શીખવાં, શિખામણ લેવા યોગ્ય હોય તેવાં ગીતો ગાવાં, સારાં પુસ્તક વાંચવાં વગેરે. પોતાના મનને અવળી અસર થાય તેવાં પુસ્તક કદાપિ વાંચવાં નહિ, કેમકે ખરાબ ચોપડીનું વાચન ઝેર પીવાસમાન છે. અસલની મહાન સતીઓ આપણામાટે અમૂલ્ય જ્ઞાનરૂપી વારસો મૂકી ગઇ છે અને પોતાનો જન્મ સફળ કરી પોતાનાં નામ અમર કરી ગઇ છે. અસલની સ્રીઓ સદ્દગુણ અને શિયળરૂપી શણગારમાં એટલી બધી શોભા માનતી હતી કે જસમા ઓડણ કે જે ઓડ જેવી મજુર અને હલકી વર્ણમાં અવતરી હતી, છતાં પોતાના શિયળરૂપી શણગારમાટે સિદ્ધરાજ જેવા મહાન પરાક્રમી રાજાની સમૃદ્ધિને પણ તુચ્છ ગણી પોતાનું નામ અમર કરી ગઇ છે.

પતિને બોજારૂપ ન થઇ પડતાં આપણાથી બને તેટલી તેમના કાર્યમાં મદદ કરવી. તેમના મનને આનંદમાં રાખવું. વ્યાવહારિક ઝગડાવાળી વાતો કરી તેમના મગજને અશાંતિ કરવી નહિ. પતિ કામથી પરવારી ઘેર આવે ત્યારે તેમને કેવી રીતે આનંદ આપી શકાય એનો વિચાર કરવો. પતિ પાસેથી જ્ઞાન લેતાં શીખવું. ઘણી બહેનોને એવી કુટેવ પડી હોય છે કે પારકાની નિંદા અને કુથલીમાંજ પોતાનો અમૂલ્ય વખત ગાળે છે; પરંતુ વખત અમૂલ્ય છે. કરોડ રૂપિયા ખર્ચતાં પણ ગયેલો વખત ફરી મળતો નથી, તેનું તેમને બિલકુલ ભાનજ હોતું નથી. ડાહ્યા માણસો કરોડ રૂપિયા ગુમાવવા કરતાં એક પણ સેકંડ જવા દેવામાં વધારે નુકસાની સમજે છે. પહેલાંના વખતમાં સ્રીઓ પોતાના પતિને મિત્રની ગરજ સારતી; પરંતુ હાલ તો બોજારૂપ થઇ પડે છે.

બહેનો! આ એક વાત વળી ધ્યાનમાં રાખવા જેવી છે. બાળકને બાળપણમાં સારી કેળવણી નહિ મળવાથી જોઇએ તેવાં સદ્દગુણી બની શકતાં નથી. પોતાની આવક કરતાં ખર્ચ ઓછો રાખવો. કરકસર કરવી, પણ કંજુસાઇ કરવી નહિ. જેટલો વખત લેખે કાઢ્યો હોય તેટલો આપણને લાભ છે; પણ વખત નકામો કાઢ્યો હોય તો તેટલું નુકસાન થયું સમજવું.

જેટલી શોભા આપણે શરીરની વધારવા મથીએ છીએ એથી કરોડગણી શોભા આત્માની વધારવા મહેનત કરવી. હાડ, માંસ અને રુધિરથી ભરેલા આ દેહને શણગારી શું લાભ કાઢવો છે? આપણા મનની અંદર ભૂતપ્રેત જેવા ભ્રમ, દોરા, ચિઠ્ઠી, બાધા જેવા અનેક જાતના વહેમ ઘર કરી બેઠા છે, તેને જ્ઞાનરૂપી પાણી સિંચી મગજમાંથી ભ્રમરૂપી કચરો કાઢી નાખવો. ઘણી સ્રીઓ તો વળી પોતાના પતિથી ખાનગી રીતે બાધાઓ રાખે છે, દોરાચિઠ્ઠી કરાવે છે. આવી અજ્ઞાનતાને લીધે ઢોંગી ધૂતારા ફાવી જાય છે. જેટલે અંશે અજ્ઞાનતા વધારે તેટલે અંશે બાહ્ય વસ્તુઓથી શરીર શોભાવવાનો શોખ વધારે હોય છે. **ખરી શોભા તો સદ્દવર્તનમાં રહેલી છે.**



# મંત્રશાસ્ત્રની આલોચના+

(લેખક:-**ગિરિજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ**-**'સાહિત્ય'** માસિકના એક અંકમાંથી સાભાર ઉદ્ધૃત )

આજકાલ અંગ્રેજી ભણેલા કેટલાએ ભારતવાસીઓને માંત્રિક વિષયો ઉપર શ્રદ્ધા નથી. તેને તેઓ ઉપેક્ષાની દૃષ્ટિએ જુએ છે. કેટલોક આસ્તિક અને ભાવિક વર્ગ તે ઉપર વિશ્વાસ અવશ્ય બતાવે છે, કિંતુ તદ્વિષયક સાધારણ સિદ્ધાંતોને પણ તે સમજી લેવાની પરવા કરતા નથી. આથી આ વર્ગના લોકોને કોઈવાર કોઈ માયાવી અગર ધૂર્તની જાળમાં ફસી પડવાનો પ્રસંગ આવી પડે છે. આવે સમયે મંત્રતંત્રના વિરોધીઓને કુત્સિક ટીકાટિપ્પણી કરવાનો અનાયાસે અવસર મળી જાય છે. આનું પરિણામ એ આવે છે કે, શ્રદ્ધાળુ વર્ગને પણ તંત્રમંત્ર ઉપર અશ્રદ્ધા સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે.

મંત્રશાસ્ત્રનો વિષય ગહન અને જટિલ છે. તેને સમજવો એ સાધારણ વાત નથી. તેના સંબંધમાં એટલેસુધી લખ્યું છે કે, **एतद्‌गोप्यं महागोप्यं न देयं यस्य कस्यचित्** । તથાપિ આ વિષયનું શાસ્ત્રમાં જે વિવેચન કરેલું છે તે અત્યંત સુંદર, બુદ્ધિપુર:સર અને મનનીય છે; એટલા માટે આ લેખદ્વારા શાસ્ત્રસંમત વિચારોને પ્રકટ કરવા એ ઇષ્ટ ગણ્યું છે.

ભારતીય વાઙ્‌મયમાં મંત્રવિદ્યાનું આસન સર્વ વિદ્યાઓ કરતાં ઉંચું છે. વૈદિક સાહિત્ય, જૈન સાહિત્ય અને બૌદ્ધ સાહિત્યમાં આ વિષય ઉપર સ્વતંત્ર ચર્ચા કરવામાં આવેલી છે. જેવીરીતે કાવ્ય, કોષ, અલંકાર, વ્યાકરણ, ન્યાય અને છંદ આદિ વિષયોમાટે સ્વતંત્ર અલગ અલગ ગ્રંથો રચાયેલા છે, તેવી રીતે મંત્રાવદ્યાના સેંકડો સ્વતંત્ર ગ્રંથો છે. જૈન સાહિત્યમાં નમસ્કારમંત્ર કલ્પ, પ્રતિષ્ઠા કલ્પ, ચક્રેશ્વરી કલ્પ, જ્વાલામાલિની કલ્પ, પદ્માવતી કલ્પ, સૂરિમંત્ર કલ્પ, વાગ્વાદિની કલ્પ, શ્રીવિદ્યા કલ્પ, વર્દ્ધમાન વિદ્યા કલ્પ, રોગાપહારિણી કલ્પ આદિ અનેક કલ્પગ્રંથ વિદ્યમાન છે. તેવી રીતે બૌદ્ધસાહિત્યમાં તારા કલ્પ, વસુધારા કલ્પ, ઘંટાકર્ણ કલ્પ આદિ અનેક ગ્રંથ મોજુદ છે. વૈદિક સાહિત્યમાં આ શાસ્ત્રનો અલગ ભંડારજ છે; તેમાં કાત્યાયની, નિર્વાણ, કુલાર્ણવ આદિ અનેક અપરિમિત તંત્રગ્રંથ છે. ઉપર નિર્દિષ્ટ કરેલા ગ્રંથોમાં કેટલાક છપાઇ ગયા છે;પરંતુ આ વિષયના અધિકાંશ મહત્ત્વપૂર્ણ ગ્રંથ હજુ અપ્રકાશિત રહી ગયા છે અને દિનપ્રતિદિન દુર્લભ બનતા જાય છે. આ ત્રણે સાહિત્યોના મંત્રશાસ્ત્રસંબંધી ગ્રંથોની નામાવલિમાત્રથી એટલું જણાઇ આવે છે કે, કોઇએક સમયે આ વિષયની ભારતમાં મહાન ઉન્નતિ થયેલી હોવી જોઇએ.

**કલ્પગ્રંથ**—જેમાં મંત્રવિધાન, યંત્રવિધાન, મંત્રયંત્રોદ્ધાર, બલિદાન, દીપદાન, આવાહન, પૂજન, વિસર્જન અને સાધન આદિ વિષયોનું વર્ણન કરેલું હોય તે ગ્રંથને કલ્પગ્રંથ કહે છે.

**તંત્રગ્રંથ**—જેમાં ગુરુશિષ્યસંવાદરૂપે તથા શિવપાર્વતીસંવાદરૂપે મંત્ર, તંત્ર અને ઔષધિવલ્લી આદિ દ્રવ્યોનું વર્ણન હોય તેને તંત્રગ્રંથ કહે છે.

**પટલગ્રંથ**—કોઇ એક દેવતાને આરાધ્યમાન કરી તે દેવતા સાથે સંબંધ રાખનારી મંત્ર, યંત્ર આદિ સાધનવિધિઓ જેમાં લખી હોય, માંત્રિક ભૂમિકાઓનું વર્ણન પણ હોય તથા અનેક કામ્ય કર્મોમાં નિષ્ણાત થવાના સર્વ વિષયોનું વર્ણન હોય, તેને પટલગ્રંથ કહે છે.

**પદ્ધતિગ્રંથ**-જે ગ્રંથોમાં અનેક દેવદેવીઓની સાધનાના પ્રકાર બતાવ્યા હોય તેને પદ્ધતિગ્રંથ કહેછે.

**બીજકોશ**—મંત્રોના પારિભાષિક શબ્દો સમજવાની તથા એક એક અક્ષર અને બીજની અનેક વ્યાખ્યાઓ જે ગ્રંથોમાં લખેલી હોય, તેને મંત્રકોશ યા બીજકોશ કહે છે.

આ પ્રકારે કલ્પ, તંત્ર, પટલ, પદ્ધતિ અને બીજકોશ વગેર ગ્રંથોમાં મંત્રશાસ્ત્રનું સાહિત્ય વિભક્ત છે અને તેનો આ ક્રમ વૈદિક, જૈન અને બૌદ્ધ એ ત્રણે પ્રકારના સાહિત્યમાં વિદ્યમાન છે.

મંત્રસાધન કયા માર્ગદ્વારા કરવું જોઇએ-અર્થાત્ કયા માર્ગદ્વારા મંત્ર સિદ્ધ થઇ શકે છે એ પહેલું જાણવું જોઇએ. આ સંબંધમાં મંત્રશાસ્ત્રમાં ત્રણ માર્ગોનો ઉલ્લેખ કરાયેલો છે, જેને દક્ષિણ, વામ અને મિશ્ર કહે છે. સાત્વિક દેવતાની સાત્વિક ઉપાસના સાત્વિક મંત્ર અને સાત્વિક સામગ્રીદ્વારા કરવાનો જે માર્ગ છે, તેને દક્ષિણ યા સાત્વિક માર્ગ કહે છે. મદિરા, માંસ, મીન, મૈથુન અને મહિલા આદિ પાંચ વસ્તુઓથી યુક્ત ભૈરવભરવી આદિ તામસ પ્રકૃતિનાં દેવદેવી-

+ શ્રી બાલચંદ્રાચાર્યના એક લેખને આધારે

ઓનાં સાધના અને ઉપાસના જે માર્ગદ્વારા કરાય છે, તેને વામમાર્ગ કહેવાય છે. તેવીજ રીતે જે માર્ગમાં મીન, માંસ, મદિરા આદિ પદાર્થોને પ્રત્યક્ષરૂપે ન ગ્રહણ કરી તેમના પ્રતિનિધિઓથી ઇષ્ટની સાધના કરવામાં આવે છે, તેને મિશ્ર માર્ગ કહે છે; પરંતુ વાસ્તવિક રીતે દક્ષિણ અને વામ, એ બેજ માર્ગો છે. વામમાર્ગ પ્રાયઃ તંત્રશાસ્ત્રનો વિષય છે. કલ્પગ્રંથોમાં તેનું વર્ણન કરેલું નથી. વામમાર્ગી કેવળ ભૈરવ અને કાલિ આદિ દેવી-દેવતાઓના ઉપાસક હોય છે. નવનાથને ગુરૂ માને છે. ગુરુચરણપાદુકા, શ્રીચક્ર તથા ભૈરવીચક્રની તેઓ પૂજા કરે છે; પરંતુ મંત્રશાસ્ત્રના વિષયમાં એટલું કહેવું આવશ્યક છે કે, વામમાર્ગનો પ્રભાવ મિશ્રમાર્ગ ઉપર તો પડ્યો છે; એટલુંજ નહિ પણ દક્ષિણમાર્ગ ઉપર પણ તેનો થોડો ઘણો પ્રભાવ અવશ્ય પડેલો છે. આથી દક્ષિણમાર્ગવાળા પણ તામસ પ્રકૃતિવાળા દેવતાઓની આરાધના કરવા લાગ્યા છે. પુરુષાકૃતિની આત્મશક્તિ એજ સાચી શક્તિ છે. આથી આત્મવસ્તુ ઉપર વિશ્વાસ રાખી, તેનો પ્રભાવ જાણી મંત્રસાધના કરનાર દક્ષિણમાર્ગનો પણ સાધક શાકત કહેવાય છે. આથી તે પોતાને શાકત કહેવડાવવામાં સંકોચ નથી કરતો; પરંતુ વામમાર્ગી તથા કૌલ પોતાને વામમાર્ગી તથા કૌલ કહેવડાવવામાં ભય ધરે છે. દક્ષિણમાર્ગ સાત્વિક હોવાને લીધે પ્રકટ માર્ગ છે, ત્યારે વામમાર્ગ અસાત્વિક હોવાને લીધે ગુપ્ત માર્ગ છે. '**गोपनीयं ! गोपनीयं ! गोपनीयं प्रयत्नतः**' ની શિક્ષા તે પ્રથમથીજ આપે છે. તંત્રગ્રંથમાં એમ પણ લખેલું છે કે, '**सर्वे शाक्ता द्विजाः प्रोक्ता न च शैवा न च वैष्णवाः**' અતએવ એ વાત પ્રમાણસિદ્ધ છે કે, તંત્રશાસ્ત્ર પ્રાયઃ વામમાર્ગને પુષ્ટ કરવાવાળો ગ્રંથ છે. ગમે તેમ હોય, પરંતુ વામમાર્ગનું બળ અધિક વધી પડવાથી સાત્વિક મંત્રો અને સાત્વિક દેવતાઓનું સિદ્ધ થવું દુઃસાધ્ય થયું અને તેથી કેટલાકનો સ્વયં મંત્રશાસ્ત્રમાંથી વિશ્વાસ ઉઠી ગયો.

મંત્રશાસ્ત્રમાં કેરલ, કાશ્મીર અને ગૌડ નામક ત્રણ સંપ્રદાયો પ્રચલિત છે. વૈદિક ધર્માવલંબી માંત્રિકોમાં પ્રાયઃ કેરલ સંપ્રદાય છે, બૌદ્ધોમાં ગૌડ અને જૈનોમાં કાશ્મીર સંપ્રદાય છે. કાશ્મીરસંપ્રદાયી સરસ્વતી વગેરે સાત્વિક દેવતાઓના ઉપાસક અને દક્ષિણમાર્ગી હોય છે. ગૌડસંપ્રદાયી તારા તથા કાલિ આદિ તામસ પ્રકૃતિ દેવતાઓના ઉપાસક અને વામમાર્ગી હોય છે. કેરલ સંપ્રદાયી મિશ્રમાર્ગી હોય છે; તેમાં પ્રકટરૂપે દક્ષિણ અને ગુપ્તરૂપે વામમાર્ગનું અવલંબન કરાયેલું હોય છે. આ સંપ્રદાયના સાધક મહાલક્ષ્મી આદિ રજસ્ પ્રકૃતિના દેવતાઓના ઉપાસક હોય છે. સંપ્રદાયના સંબંધમાં લખ્યું છે કે,

> **संसार सारभूतत्वात् प्रकाशानन्ददानतः ।**
> **यशः सौभाग्यकरणात् संप्रदाय इतीरितः ॥** (કુલાર્ણવ)
> **गुरुहीनात् क्रमस्त्यागात् संप्रदायावियोगतः ।**
> **दारिद्र्यं प्रथमं भूयान्नात्र कार्या विचारणा ॥** (શકિતસંગમ)

આ બંને શ્લોકો અત્યંત વિચારણીય છે. કોઈ પણ સંપ્રદાયની દીક્ષા લીધાવગર મંત્ર સિદ્ધ થતો નથી; એટલા માટે સંપ્રદાયનું અવલંબન કરવું, એ સાધનને માટે પરમાવશ્યક છે.

વેદાગમ, બૌદ્ધાગમ અને જૈનાગમ આ પ્રકારે મંત્ર શાસ્ત્રમાં ત્રણ આગમ છે. જૈનાગમ દક્ષિણ માર્ગાવલંબી અને કાશ્મીર સંપ્રદાયમાં પ્રધાન છે. બૌદ્ધાગમ વામમાર્ગાવલંબી અને ગૌડ સંપ્રદાયમાં પ્રધાન છે તથા વેદાગમ મિશ્રમાર્ગાવલંબી અને કેરલ સંપ્રદાયમાં પ્રધાનછે.વૈદિક મતાવલંબીમાંત્રિક વર્ગ વેદાગમને શૈવાગમ પણ કહે છે. આનું કારણ એ બતાવાય છે કે,મંત્રશાસ્ત્રની ઉત્પત્તિ શિવજીથી થયેલી છે. આ માટે તંત્રશાસ્ત્રમાં શિવપાર્વતીના સંવાદરૂપે મંત્ર-યંત્ર-તંત્રોનું વર્ણન કરાયેલું છે.

મંત્રશાસ્ત્રના સંપ્રદાયોને ચક્રપૂજા પણ માન્ય છે. જૈનોના કાશ્મીર સંપ્રદાયમાં 'સિદ્ધચક્ર'ની (નવપદ મંડલ ચક્રની) સાત્વિક પૂજાનું વર્ણન છે. કેરલ સંપ્રદાયમાં 'શ્રીચક્ર' ની પૂજાની વિધિ છે. ગૌડ સંપ્રદાયમાં 'ભૈરવીચક્ર' નો ઉલ્લેખ કરેલો છે. 'ભૈરવીચક્ર' નું પૂજન કરનારાઓનો એ સિદ્ધાંત છે, કે '**प्राप्ते भैरवी चक्रे सर्वे वर्णा द्विजोत्तमाः**' ચક્રપૂજાની કલ્પના બ્રહ્માંડપૂજા યા વિશ્વપૂજા, વિશ્વપ્રેમ અને વિશ્વસેવા ધર્મસૂચક છે.

**મંત્રદીક્ષા**—ગુરુસમીપ યથાવિધિ મંત્રોપદેશ લેવો તેને દીક્ષા કહે છે. જે સંપ્રદાયની વિધિ અનુસાર મંત્રદીક્ષા લીધી હોય, તે સંપ્રદાયના પ્રકારથી સાધના કરવાથી મંત્ર સિદ્ધ થાય છે; અર્થાત્ મંત્રદીક્ષા શિષ્યની યોગ્યતા સૂચિત કરે છે.

**મંત્રપીઠિકા**—મંત્રશાસ્ત્રમાં ચાર પીઠિકાઓનું વર્ણન છે. પીઠિકાસિવાય મંત્ર સિદ્ધ થઇ શકતો નથી. શ્મશાનપીઠ, શવપીઠ, અરણ્યપીઠ અને શ્યામા પીઠ, એ પ્રમાણે ચાર પીઠ છે.

પ્રત્યેક રાત્રે શ્મશાનભૂમિમાં જઇ યથાશક્તિ વિધિથી મંત્રનો જપ કરવો, તેને **શ્મશાન-પીઠ** કહે છે. જેટલા દિવસનો પ્રયોગ હોય, તેટલા દિવસ મંત્રની સાધના યથાવિધિ કરવી જોઇએ. જૈન ગ્રંથોમાં લખ્યું છે કે, શ્રીકૃષ્ણ વાસુદેવના લઘુભ્રાતા ગજસુકુમાલ મુનીશ્વરે આ પીઠિકાથી પરમેષ્ઠી મહામંત્રની સાધના કરતાં આત્મજ્ઞાન પ્રાપ્ત કરી સિદ્ધિ અને મુક્તિ મેળવી હતી. આને પ્રથમ પીઠિકા પણ કહેવાય છે.

કોઇ મૃતક કલેવર ઉપર બેસી અગર તેમાં પ્રવેશ કરી મંત્રાનુષ્ઠાન કરવું તેને **શવ–પીઠિકા** કહે છે. આ પીઠિકા વામમાર્ગીઓની પ્રધાન પીઠિકા છે. કર્ણ–પિશાચિની, ઉચ્છિષ્ઠ ગણપતિ કર્ણેશ્વરી, ઉચ્છિષ્ઠ ચાંડાલિની આદિ દેવતાઓની સાધના તથા અઘોર પંથીની સાધનાઓ આ પીઠિકા-દ્વારા કરવામાં આવે છે.

**અરણ્ય પીઠિકા**—મનુષ્યજાતિનો જ્યાં સંચાર ન હોય, સિંહ, શ્વાપદ, સર્પ આદિ હિંસક પશુ પ્રાણીઓનીજ જ્યાં વિશેષતા હોય, એવા નિર્જન વનસ્થાનમાં કોઈ વૃક્ષ અગર શૂન્ય મંદિર આદિનો આશ્રય લઇ મંત્ર સાધના કરવી અને નિર્ભયતાપૂર્વક મનને એકાગ્ર કરી તલ્લીન થવું, તેને અરણ્ય પીઠિકા કહે છે. નિર્વાણ મંત્રની વિધિમાં લખ્યું છે કે '**निर्वाणमंत्रं यदि साधको जपेत् अरण्यभूमौ शिवसन्निधौ स्थितौ ।**' અર્થાત્ અરણ્યમાં જઈ શિવમંદિરમાં નિર્વાણ મંત્રનો જપ કરવાથી શીઘ્ર સિદ્ધિ થાય છે. ઇતિહાસ ઉપરથી જણાય છે કે પ્રાચીન સમયમાં આત્મ-સિદ્ધિ કરવાને માટે નિર્જન વનમાંજ રહેવાની પ્રથા હતી. તેઓ નગર, ગ્રામ આદિમાં અગર તેની સમીપમાં પણ રહેતા નહોતા. સદા એકાંત વનમાં રહીને આત્મધ્યાન કર્યા કરતા હતા, ત્યારે તેમને અનેક સિદ્ધિઓ પણ પ્રાપ્ત થતી હતી. જ્યારથી ત્યાગી વર્ગ વનવાસ ત્યાગી નગર, ગ્રામ આદિનો આશ્રય લેતા થયા, ત્યારથી સર્વ સિદ્ધિઓ નષ્ટ થવા લાગી; અને માયામોહમાં ફસી તેમનું જીવન ભ્રષ્ટ થતું ગયું અર્થાત્ ત્યાગી જીવનને માટે એકાંતવાસ શ્રેષ્ઠ છે.

**શ્યામા પીઠિકા**—આ કઠિનથી કઠિનતર છે. કોઇ વિરલા મહાપુરુષજ આ પીઠિકાથી ઉત્તીર્ણ થઈ શકે. એકાંત સ્થાનમાં ષોડશવર્ષા, નવયૌવના, સુંદર સ્ત્રીને વસ્ત્રરહિત કરી તેની સન્મુખ બેસી સાધક મંત્ર સાધવામાં તત્પર થાય અને મનને યત્કિંચિત્ પણ ચલાયમાન ન થવા દે અને બ્રહ્મચર્યમાં સ્થિર થઈ મંત્રનું સાધન કરે, તેને શ્યામા પીઠિકા કહે છે. જૈન ગ્રંથોમાં લખ્યું છે કે દ્વૈપાયન–પુત્ર મુનીશ્વર શુકદેવ, સ્થુલી ભદ્રાચાર્ય અને હેમચંદ્રાચાર્ય વગેરેએ આ પીઠિકાનું અવલંબન કરી મંત્રસાધના કરી વિજય પ્રાપ્ત કર્યો હતો.

અહીં સુધી મંત્રશાસ્ત્રની બહિરંગ આલોચના થઈ–અર્થાત્ મંત્રની સાધનામાં કયી કયી જરૂરીઆતો છે, તે સંક્ષેપમાં બતાવ્યું. હવે તેની અંતરંગ આલોચના કરવામાં આવે છે.

મંત્ર કોને કહેવાય ? મંત્ર એ શી વસ્તુ છે ? તેનાથી લાભ શો ? કયે પ્રકારે લાભ થાય ? તેમ થવાનું કારણ શું ? તેવા પ્રશ્નો ઉપસ્થિત થાય એ સ્વાભાવિક છે. આ પ્રશ્નોના સમાધાનને માટે મંત્ર શબ્દની પરિભાષા જાણી લેવી આવશ્યક છે. આ વિષય વ્યાવહારિક નથી. આનો સંબંધ માનસશાસ્ત્રથી છે. મનની એકાગ્રતા તે એનો પાયો છે. ઇંદ્રિયોના વિષયો ઉપરથી લક્ષ્ય હઠાવી લઇ, મનને એકાગ્ર કરી મંત્ર સાધના કરવાથી મંત્રસિદ્ધ થાય છે. મનની ચંચળતા જેટલી જલદીથી દૂર થાય તેટલીજ વહેલી મંત્રસિદ્ધિ થાય. મંત્ર શબ્દ નો શબ્દાર્થ પણ મહર્ષિઓએ એવો કર્યો છે કે, '**मननात्त्रायते यस्मात्तस्मान्मन्त्र प्रकीर्तितः ।**' (**क. घ. ६१७**) અર્થાત 'મ' કારથી મનન અને 'ત્ર' કારથી રક્ષણ એટલે જે વિચારોથી આપણું કાર્ય સિદ્ધ થાય તે મંત્ર. મંત્રવિદ્યા એ યોગનો ઉચ્ચ કોટિનો વિષય છે. હીપ્નોટિઝમ, મેસ્મેરિઝમ વગેરે આ વિદ્યા આગળ તુચ્છ છે. મનથી વર્ણોચ્ચારોનું ઘર્ષણ થવાથી એક દિવ્ય જ્યોતિ પ્રકટ થાય છે. આજ વર્ણોના સમુદાયનું નામ મંત્ર છે. આ વિષયનો જ્ઞાતા સંપૂર્ણ સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે; તેટલા માટે શાસ્ત્રકારોએ મંત્ર શબ્દનો અર્થ 'વિચાર' કર્યો છે. આથી રાજનીતિશાસ્ત્રમાં લખ્યું છે કે, જે વિચારોને ગુપ્ત રાખી રાજ્યતંત્ર ચલાવાય તેને મંત્ર કહે છે; એટલા માટે રાજ્યતંત્રના પ્રધાન સંચાલકનું નામ 'મહામંત્રી' અને તેની સાથે કામ કરનાર સમૂહને 'મંત્રીમંડળ' કહેવામાં આવે

છે. પ્રસિદ્ધ વિદ્વાન હેમચંદ્રાચાર્યે લખ્યું છેઃ—

**तन्मंत्राद्यवहऽक्षीणं यत्तृतीयाद्यगोचरं ।**
**रहस्यालोचनं मन्त्रो रहश्छद्मसुपह्वरम् ॥** ( श. क. ६१६ )

મંત્ર સાધકની યોગ્યતાનુસાર સિદ્ધ થાય છે, તેથી માંત્રિક કહ્યા કરે છે કે '**जपात्सिद्धिः जपात्सिद्धिः**–જપતાજ જાઓ, અવસ્ય સિદ્ધિ મળશે.' મંત્રનું રહસ્ય બતાવવાને માટે એક મનોરંજક દૃષ્ટાંત અહીં આપ્યું છે.

પ્રસિદ્ધ મીમાંસક માધવાચાર્ય ગૃહસ્થાશ્રમમાં દરિદ્ર હતા, પણ પોતે મહાન વિદ્વાન હતા. તેમણે વિચાર કર્યો કે, ગાયત્રીનું પુરશ્ચરણ કરી લક્ષ્મી પ્રાપ્ત કરવી જોઇએ. આ વિચાર થતાં તેમણે ગાયત્રીના પુરશ્ચરણનો પ્રારંભ કરી દીધો. એક પુરશ્ચરણ પૂર્ણ થયું; પરંતુ લક્ષ્મી ન મળી. તેમણે બીજા પુરશ્ચરણનો આરંભ કર્યો. આ વખતે પણ લક્ષ્મી ન મળી. હતાશ ન થતાં તેમણે ચોવીસ પુરશ્ચરણ કર્યાં, છતાં એ દરિદ્રતા ન ગઇ. અંતમાં સ્ત્રી, પુત્ર અને ઘરબાર છોડી દેશાંતરમાં જઇ તેમણે સંન્યાસ લીધો. તેજ રાત્રિએ લક્ષ્મી માધવ પાસે આવી કહેવા લાગી કે, 'વર માગ!' માધવે કહ્યુંઃ–"તું કોણ છે?" લક્ષ્મીએ કહ્યુંઃ—"તું વર્ષોથી મને યાદ કરતો હતો. હવે હું આવી છું. હું લક્ષ્મી છું." માધવે કહ્યુંઃ—"હવે મને કાંઇ ન જોઇએ. જ્યાંથી આવી હોય ત્યાં ચાલી જા." લક્ષ્મીએ કહ્યુંઃ–"મારૂં દર્શન કદાપિ નિષ્ફળ ન જાય,માટે કંઈ માગી લે." માધવે કહ્યુંઃ–"આટલા દિવસ કયાં હતી?" લક્ષ્મીએ કહ્યુંઃ–"તમારાં પૂર્વકર્મ બહુ મલિન હતાં તેથી તમારૂં મન પુરશ્ચરણ ઉપર પુરશ્ચરણ કરવા છતાં શુદ્ધ ન થયું; પરંતુ સંન્યાસ લેવાથી તે પવિત્ર થઇ ગયું અને તેથી હું આવી. તમારો મંત્ર હવે સિદ્ધ થયો."

આ દૃષ્ટાંતનો સાર એ છે કે, મનની શુદ્ધિ ઉપર મંત્રશાસ્ત્રનો આધાર છે. જ્યાંસુધી માધવને દ્રવ્યની લાલસા હતી, ત્યાંસુધી બુદ્ધિ ઉપર પડદો પડેલો હતો; પરંતુ લાલસારૂપી પડદો હઠતાંજ મંત્ર સિદ્ધ થઇ ગયો. એટલા માટેજ કહ્યું છે કે, યદિ કોઇ કાર્ય કરવું હોય તો વાસના, રહિત થઈ કાર્યમાં તલ્લીન થવું જોઇએ, ત્યારેજ કાર્ય શીઘ્રતર સિદ્ધ થાય છે. મંત્રનો જપ તલ્લીન બની કરવાથી મંત્ર સિદ્ધ થાય છે; પરંતુ મંત્ર સાધતાં સાધનીય કાર્ય તરફ લક્ષ આપતાં મંત્રમાં તલ્લીનતા રાખી શકાતી નથી અને એકાગ્રતાવગર મંત્ર સિદ્ધ થઇ શકતો નથી. આ મંત્રશાસ્ત્રનું રહસ્ય છે. વાસનારહિત બની તલ્લીનતા–એકાગ્રતા પ્રાપ્ત કરવી એ સહજ વાત નથી. તે મહાન જટિલ પ્રશ્ન છે.

હવે યંત્રસાધનની વાત લઇએ. અષ્ટગંધ, સુરભીદ્રવ્ય આદિની શાહી બનાવી ભોજપત્ર, કાગળ યા સુવર્ણ, રજત, તામ્ર આદિ ધાતુપત્ર ઉપર ષટદલ, અષ્ટદલ, શતદલ, સહસ્રદલ તથા ત્રિકોણ, ચતુષ્કોણ યા વર્તુળ રેખાઓની અંદર અક્ષર યા અંકો લખવા અને તેનું યથાવિધિ પૂજન કરી સાધના કરવી, તેને 'યંત્રસાધના' કહે છે. સિદ્ધચક્ર યંત્ર, શ્રીચક્ર યંત્ર, ભૈરવીચક્ર યંત્ર, ઋષિમંડલ યંત્ર, વિજય યંત્ર આદિ હજારો યંત્ર છે. કોઇ કોઇ જગ્યાએ મંત્ર અને યંત્ર બે સાથે કરવાં પડે છે. યંત્રવિદ્યા એ મંત્રશાસ્ત્રનું એક અંગ છે. વર્ણો યા અંકોને એકાગ્રતાપૂર્વક લખવાં, તે આ સાધનાની મુખ્ય ક્રિયા છે.

ઔષધિદ્રવ્યોદ્વારા કાર્ય સિદ્ધ કરવું તેને તંત્રસાધના કહે છે. કેટલાંક તંત્રોમાં ઔષધિ દ્રવ્યોના મિશ્રણની સાથે મંત્રયંત્રનો પણ ઉપયોગ થાય છે. જડ અને ચેતનશક્તિના સંયોગદ્વારા કાર્યસાધના કરવી તે તંત્રસાધનાનો વિષય છે. મંત્ર, યંત્ર તથા તંત્રનો એકબીજાની સાથે સર્વત્ર ઉપયોગ થાય છે, તેથી તંત્રસાધન પણ મંત્રશાસ્ત્રનું એક અંગ છે.

મંત્ર, યંત્ર અને તંત્રથી શું શું કામ થાય છે, તેને માટે માંત્રિકોએ કામ્યકર્મોના પ્રયોગોનું એક વર્ગીકરણ કર્યું છે. તે નીચે પ્રમાણે છેઃ—

**स्तम्भनं मोहमुच्चाटं वश्याकर्षणजृम्भणम् ।**
**विद्वेषणं मारणं च शान्तिकं पौष्टिकं तथा ॥**
**विद्या प्रवोद पूर्वस्य तृतीय प्राभृताद्यम् ।**
**उद्धृत कर्मघाताय श्रीवैर स्वामि सूरिभि ॥** ( मंत्र द्वात्रिंशिका )

અર્થાત્-સ્તંભન, મોહન, ઉચ્ચાટન, વશ્યાકર્ષણ, જૃમ્ભણ, વિદ્વેષણ, મારણ, શાંતિક અને પૌષ્ટિક, આ પ્રકારે નવ પ્રકારના મંત્રપ્રયોગો કહેલા છે.કોઈ કોઇના મત પ્રમાણે શાંતાનિક એ દશમો પ્રયોગ મનાય છે.

જે મંત્ર, યંત્ર અગર તંત્ર કરવાથી ચોર, સર્પ, શ્વાપદ અને પરચક્ર ( શત્રુસેના ) વગેરેનો આક્રમણભય મટી જાય અને તે જ્યાં ને ત્યાં અટકી જાય, તેને 'સ્તંભનપ્રયોગ' કહે છે. જે પ્રયોગ કરવાથી સાધક કોઇને પણ પોતાને વશીભૂત કરી લે તેને 'મોહનપ્રયોગ' કહે છે. રાજ-મોહન, સભામોહન અને સ્ત્રીપુરુષમોહન, એમ મોહનપ્રયોગના ત્રણ પ્રકાર છે. આ ત્રણેની સાધનાઓ પણ પૃથક્ પૃથક્ છે. જે પ્રયોગ કરવાથી વિદ્વેષી રોગાક્રાંત બની જાય અને સ્થાનેથી પદભ્રષ્ટ બની જાય, તેને ઉચ્ચાટનપ્રયોગ કહે છે. જે પ્રયોગ કરવાથી ઇચ્છિત પદાર્થ સાધકની પાસે સ્વયં ચાલ્યો આવે, કદાચ ચેતન પ્રાણી હોય તો તેનું વિપરીત મન પણ અનુકૂળ બની સાધકને શરણે જાય, તેને વશ્યાકર્ષણ પ્રયોગ કહે છે.

જે પ્રયોગ કરવાથી શત્રુ આદિ સાધકથી ડરવા માંડે, ભયભીત બની જાય, દબાઇ જાય, કાંપવા લાગે તેને જૃમ્ભણ પ્રયોગ કહે છે. જે પ્રયોગબળથી દેશ, કુટુંબ જાતિ યા સમાજમાં પરસ્પર વિદ્વેષ, ફૂટ, કલહ થવા લાગે, તેને વિદ્વેષણ કહે છે.આતતાયી અને અન્યાયી આદિને આત્મ-શક્તિપૂર્વક મંત્રપ્રયોગદ્વારા સાધક પ્રાણદંડ આપી શકે, તે પ્રયોગને મારણ પ્રયોગ કહેવાય છે.

જે પ્રયોગ કરવાથી મહામારી, રાજભય પરચક્રભય આદિ રોગ અને વિપ્લવોની શાંતિ થાય, તેને શાંતિક પ્રયોગ કહે છે. વૈદક શાસ્ત્રમાં પણ લખ્યું છે કે '**सिद्ध वैद्यस्तु मान्त्रिकः**' અર્થાત્ ઔષધવગર મંત્રપ્રયોગથી જે રોગની શાંતિ કરે તે ચારે પ્રકારના વૈદ્યોમાં શ્રેષ્ઠ અને સિદ્ધ વૈદ્ય કહેવાય છે.

જે પ્રયોગ કરવાથી ઐશ્વર્ય વધે, સુખપ્રાપ્તિ થાય, દેવ-દર્શન થાય, શુભાશુભ ભવિષ્ય પ્રતીત થાય, સર્વ કામનાઓ સિદ્ધ થાય, તેને પૌષ્ટિક પ્રયોગ કહે છે.

કેટલાકના મત પ્રમાણે દશમો શાંતાનિક પ્રયોગ ગણવામાં આવે છે. જે પ્રયોગથી વંધ્યાને પુત્રલાભ થાય, વંશની વૃદ્ધિ થાય તેને શાંતાનિક પ્રયોગ કહે છે. મૃતવત્સા રોગ આદિનો ઉપાય આ પ્રયોગમાં છે.

આ વર્ગીકરણમાં દશ પ્રયોગો બતાવ્યા છે; પણ કેટલાક તાંત્રિક-સંપ્રદાયી કેવળ છ પ્રયોગ-જ માને છે અને ઉપર્યુક્ત દશે પ્રયોગોનો છ પ્રયોગોમાં અંતર્ભાવ કરી લે છે.

પહેલાં ભારતમાં આ વિદ્યાનો અધિક પ્રચાર હતો; પરંતુ જ્યારથી દેશમાં માનસિક દુર્બળતા વધતી ચાલી, ત્યારથી આ વિદ્યા પણ કમી થતી ગઇ.

મંત્રવિદ્યા જેવી ઉપયોગી વિદ્યાના પૂર્ણજ્ઞાતા આજ દૃષ્ટિગત કેમ નથી થતા ? ભારતીય સંપ્રદાયોમાં જેટલા સંપ્રદાય છે, તે સર્વમાં ધર્મગુરુદ્વારા મંત્રદીક્ષા લેવાનો પ્રચાર હજુસુધી પ્રચલિત છે; તથાપિ તે ધર્મગુરુઓમાં અગર તેમના આપેલા મંત્રોમાં '**कर्तुमकर्तुमन्यथा कर्तुं**' નું સામર્થ્ય કેમ નથી ? મંત્રદાતા ગુરુ અને મંત્રદીક્ષા લેનાર શિષ્ય કેવા જોઇએ ? સાધના કેવા પ્રકારની જોઇએ ? આદિ સર્વ સમજવાથી ઉપર્યુક્ત પ્રશ્નોનું સમાધાન સ્વયં થઇ જાય છે.

મંત્રદાતા ગુરુ અને દીક્ષા લેનાર શિષ્ય કેવા હોવા જોઇએ,તે સંબંધમાં મંત્રશાસ્ત્ર કહે છે કેઃ—

**पूर्वमात्महितं ज्ञात्वा सूरिणः गुणशूरिणः ।**
**शिष्यस्याऽपि हितं चिन्त्यं दातु कामं न काञ्चनम् ॥** ( भद्रगुप्ताचार्य )

અર્થાત્ ગુરુએ પોતાનું તેમજ શિષ્યનું હિત વિચારી નિઃસ્પૃહભાવે મંત્રદાન કરવું, કિંતુ કાંચન આદિના લોભે કરી ન કરવું.

મંત્રાધિકારી માટે લખ્યું છેઃ—

**दक्षो जितेन्द्रियो धीमान् कोपानल जलोपमः ।**
**सत्यवादी विलोभश्च मायामद विवर्जितः ॥**
**मानत्यागी दयायुक्तः परनारी सहोदरः ।**
**जितेन्द्र गुरुभक्तश्च मन्त्रग्राही भवेन्नरः ॥** (भद्रगुप्ताचार्य)

અર્થાત્ ચતુર, જિતેંદ્રિય, બુદ્ધિમાન, શાંત, અક્રોધી, સત્યવાદી, નિર્લોભી, કપટ, અહંકાર અને અભિમાનથી રહિત, દયાયુક્ત, પરસ્ત્રીત્યાગી, જિતેંદ્ર અને ગુરુભક્ત હોય તેજ શિષ્ય મંત્રદાનને યોગ્ય છે. આ પ્રકારે બીજી કેટલીએ મહત્ત્વપૂર્ણ બાબતો છે કે જેની ઉપેક્ષાથી મંત્રશાસ્ત્રની અવનતિ થઇ રહી છે.

તંત્રગ્રંથના કર્તા માંત્રિકોએ આ શાસ્ત્રની ઉત્પત્તિ શિવજીથી થઈ છે, એમ બતાવ્યું છે. કલ્પગ્રંથોના કર્તા માંત્રિકોએ એની ઉત્પત્તિ 'પૂર્વધરો' થી થઇ છે, એમ માન્યું છે; અને આ વિદ્યાના અધિકારીતરીકે ફક્ત ત્યાગી વર્ગને ગણ્યો છે. વેદોના મંત્રવિભાગના જે મંત્રો સંહિતા-બદ્ધ છે તેના સંબંધમાં અનેક મત છે. કેટલાક તેને બ્રહ્માના મુખમાંથી નીકળેલા માને છે, તો કેટલાક તેને અનાદિ કહે છે. કેટલાક ઋષિપ્રણીત કહે છે, તો કેટલાક તેને અવિદ્યાત્મક માને છે. આ રીતે મંત્રશાસ્ત્રની ઉત્પત્તિવિષે અનેક મત છે; તથાપિ એટલું નિર્વિવાદ સિદ્ધ છે કે, ભારત-ની ઉન્નતિના પૂર્ણ વિકાસસમયે આ વિદ્યા પ્રચલિત હતી. પછીથી વિદ્યાધર આદિ કુલોમાં પહોંચી. અંતમાં તેનાં અનેક રૂપાંતર થયાં અને આજે તે ભિન્ન ભિન્ન દશામાં યત્કિંચિત્ અવશેષ રહી ગઇ છે.

આજકાલ માંત્રિક કહેવડાવનારાઓ મંત્રાધિષ્ઠાયક દેવતાના દાસ બની પૂજા–સ્તુતિ–ભક્તિ કરે છે અને દેવતાઓને પ્રસન્ન કરવા ચાહે છે; પરંતુ ત્યાગીવર્ગ આ પ્રમાણે નહોતો કરતો. ત્યાગી મંત્રાક્ષરોનો જપ અવશ્ય કરતા હતા, પરંતુ મંત્રાક્ષરોના સર્વ વર્ણોનો લોમ–વિલોમ સન્નિ-પાત કરી તે મંત્રસ્વરૂપ બની જતા અને તેથી તેમની તપશ્ચર્યા અને એકાગ્રતાથી આત્મિક સ્વરૂપ પ્રગટ થવાને લીધે–મંત્રાધિષ્ઠાયક દેવતા સ્વયં આવી તેમની સેવાભક્તિ કરવા લાગી જતા અને તેમનેજ આધીન રહેતા. જે કાર્યમાં તેમની ઇચ્છા જણાતી તે કાર્ય તેમના કહ્યા વગર દેવતાઓ સ્વયં કરી નાખતા. આ બાબત બહુ ઉચ્ચ કોટિની છે. આવા મહાત્માઓને માટે લખ્યું છે કે, **देवाऽपि तं नमस्यन्ति यस्य धर्मसहायकः**' આ પ્રકારે તંત્રોમાં પણ લખ્યું છે કેઃ–

**दैवाधीनं जगत्सर्वं मन्त्राधीनश्च देवता ।**
**ते मन्त्राः ब्राह्मणाधीनाः तस्मात् ब्राह्मणदेवताः ॥**

તેની મતલબ એ છે કે, મંત્રને આધીન મંત્રાધિષ્ઠાયક દેવતા છે અને તે મંત્ર બ્રહ્મજ્ઞાની (આત્મજ્ઞાની) મહાપુરુષોને આધીન છે, તેથી આત્મજ્ઞાની મહાપુરુષ સ્વયમેવ સાક્ષાત્ દેવસ્વરૂપ છે. તેને અન્ય દેવતાઓની ઉપાસના કરવાની કંઈ જરૂર રહેતી નથી. કેટલાએક બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થયેલાઓ શ્લોકનો આશય સમજ્યાવગર એમ કહેવા મંડી પડે છે કે, અમે બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થયા છીએ, માટે અમે સર્વ બ્રાહ્મણ દેવતા છીએ; પણ આ પ્રમાણે કહેવાથી કંઇ તેઓ દેવતાઓ થઇ શકતા નથી. વળી ઉપલા શ્લોકમાં જે બ્રાહ્મણ શબ્દ છે તે જાતિવિશેષ નહિ, પણ ગુણવિશેષ છે. જે અધ્યાત્મવિદ્યાનો જ્ઞાતા હોય તેજ મંત્ર સિદ્ધ કરી શકે છે. કાશ્મીર સંપ્રદાયી માંત્રિક સરસ્વતીના ઉપાસક હોય છે. '**मुखे प्रसरणं यस्याः सा सरस्वती**' એ સરસ્વતી શબ્દની વ્યુત્પત્તિ છે. અર્હન્મુખપદ્મમાં વાસ કરનારી, ભગવદ્વાણીનું નામજ સરસ્વતી છે. તે સાત્વિક ઉપાસના છે. તે સિદ્ધિ અને મુક્તિદાતા છે. રાજસ અને તામસ ઉપાસના કરવાથી લૌકિક કાર્ય થઇ જાય, પણ પરલોકસિદ્ધિ નથી થતી; પરંતુ કલિકાલનો મહિમા અગમ અને અપાર છે. ભાર-તીય સંપ્રદાયોના આચાર્યોએ પણ મોહમાં ફસી આવી ઉપાસના કરવાનો પ્રારંભ કર્યો છે. સર્વ-સંગપરિત્યાગી સંન્યાસીઓ પણ માયાદેવીની ઉપાસના કરવા મંડયા છે. એક દિવસ એક ભારત-પ્રસિદ્ધ મઠાધીશ આચાર્યને હું મળવા ગયો. તે સમયે તે અનેક બ્રાહ્મણો સાથે દેવપૂજા કરી રહ્યા હતા. હું ત્યાંજ બેસી ગયો. પૂજા સમાપ્ત થયા પછી તેમની સાથે બહુ જ્ઞાનગોષ્ટિ થઈ. તેઓ અંગ્રેજી અને સંસ્કૃતના મહાન વિદ્વાન હતા. મેં પૂછ્યુંઃ–"સ્વામીજી! આપ સંન્યાસીઓના આ-ચાર્ય છો. આપના શાસ્ત્રમાં સંન્યાસીઓમાટે કર્મ કરવાનો નિષેધ ગણાયેલો છે અને આપ ખુદ પૂજા આદિ કામ્યકર્મ કરી રહ્યા છો એમ કેમ?" ઉત્તરમાં તેમણે કહ્યું કે, "આપનું કહેવું યથાર્થ છે. શાસ્ત્રની આજ્ઞા એવીજ છે, પણ મઠાધીશ આચાર્યમાટે એ પ્રમાણે કરવાની પરં-પરાથી રીતિ છે અને તે રીતિ એક પ્રકારની રૂઢિ બની ગઇ છે. તેને જો અમે છોડી દઇએ, તો અમારા ભક્ત અમને નાસ્તિક કહે, એ ભયને લઇને અમારે આ કરવું પડે છે." પછી મેં તેમને

કંઇ કહ્યુંજ નહિ. આ ઘટનાને અહીં લખવાનું તાત્પર્ય એટલું છે કે, જ્યારે સંપ્રદાયના આચાર્યો પણ માનસિક દુર્બળતાને કારણે ગભરાઇ રૂઢિનું સન્માન કરી રહ્યા છે, ત્યારે મંત્ર સિદ્ધ કયાંથી થાય? જે અખંડ ધૈર્યવાન હોય, તેજ મંત્ર સિદ્ધ કરી શકે અને તેને સાચો આચાર્ય ગણી શકાય. આવા હાલ સર્વ સંપ્રદાયોના આચાર્યોના છે! જૈનાચાર્યો ઉપર પણ વામમાર્ગીઓનો થોડો ઘણો પ્રભાવ પડી ગયો છે. કેટલાએ ગચ્છોમાં જ્યારે નવીન આચાર્યનો પટ્ટાભિષેક થાય છે, ત્યારે શ્રીપૂજ્ય કોઇને કોઇ દેવસ્થાન ઉપર જઇ તેલ ચઢાવે છે. તપગચ્છના શ્રીપૂજ્ય મઘરવાડા (ગુજરાત) જઇ મણિભદ્રની મૂર્તિને તેલ ચઢાવે છે. મંડોબરા ખતરગચ્છના શ્રીપૂજ્ય મંડોર (જોધપુર સ્ટેટ) જઇ ભૈરવને તેલ ચઢાવે છે. લાપસી વગેરે કરી પૂજારી વગેરેને પ્રસાદી જમાડે છે. તેવીજ રીતે ગુર્જરીય લુંકેગચ્છના શ્રીપૂજ્ય સોનારાય ભૈરવને તેલ અને પ્રસાદ ચઢાવે છે; પરંતુ આ પ્રમાણે કરવાની કોઇ જૈન શાસ્ત્રની આજ્ઞા નથી. આ પ્રથા આધુનિક છે, અજ્ઞાનસૂચક છે. મારા કહેવાનો ભાવાર્થ એ છે કે, ભારતીય જનતામાંથી મંત્રશાસ્ત્ર જાણનારા ઘટી ગયા છે અને ઐહિક કામનાઓનો અભિલાષી વર્ગ વૃદ્ધિ પામ્યો છે. માંત્રિક સ્વયં મંત્રસ્વરૂપ બની દેવતાઓને પોતાના આજ્ઞાકારી બનાવવાનું ભૂલી ગયા છે અને ખુદ પોતે આજ્ઞાકારી બની બેઠા છે.

---

## ગુરુકુળ કાંગડીમાં રાજેન્દ્રબાબુએ અધ્યક્ષપદેથી આપેલા ભાષણમાંથી થોડાક ફકરા

('નવજીવન' તા–૨૭–૩–૨૭ ના અંકમાંથી)

"પાશ્ચાત્ય જ્ઞાનવિજ્ઞાનને તજો એમ મારૂં કહેવું નથી, પણ એ જ્ઞાનવિજ્ઞાનને લોકહિતકારી બનાવવાં અને તેને અનુકૂળ મનોવૃત્તિ રાખવી; પરંતુ જ્યાંસુધી આપણી ભોગ અને વિલાસની પ્રવૃત્તિ ઉચિત સીમામાં મર્યાદિત ન થાય, જ્યાંસુધી યમનિયમની કઠણ સાધનાથી આપણે ઇન્દ્રિયનિગ્રહ ન કરીએ, જ્યાંસુધી ત્યાગ અને સેવાથી આત્માને પુષ્ટ ન કરીએ ત્યાંસુધી જ્ઞાન અને વિજ્ઞાનને લોકહિતકર કરવાં અશકય છે. આપણાં ગુરુકુલો અને રાષ્ટ્રીય વિદ્યાલયોનો ઉદ્દેશ એ હોવો જોઇએ કે આવશ્યક જ્ઞાનવિજ્ઞાનની ચર્ચા અને સંપ્રદાયની સાથેસાથે આપણને આત્મનિગ્રહ, ત્યાગ અને સેવાની દીક્ષા આપે."

"ભારતની કોઇપણ સંસ્થા રાષ્ટ્રીય અથવા ભારતીય કહેવડાવવાને માટે અધિકાર ત્યારેજ રાખી શકે કે જો તે પોતાના વિદ્યાર્થીઓને ભારતવર્ષની વર્તમાન સ્થિતિનો, આવશ્યકતાઓનો, હીનતા અને દીનતાનો–દુઃખદારિદ્રયનો અનુભવ કરાવે;જે એ દુઃખદારિદ્ર દૂર કરવાનો, દેશની દુર્બળતા દૂર કરવાનો, વિખરાયેલી શક્તિનો સંચય કરવાનો અને નવજીવન સંચાર કરવાનો માર્ગ બતાવે; અને તે માર્ગપર સંકલ્પ, સાહસ, દઢતા અને એકાગ્રતાની સાથે ચાલવાની યોગ્યતા વિદ્યાર્થીઓમાં ઉત્પન્ન કરે.........૧૯૨૧માં વસ્તીના ૯૦ ટકા માણસો ગામડામાં રહેનારા હતા, અને ૧૮૯૧થી ૧૯૨૧ સુધીમાં ગ્રામવાસી વસ્તીનું પ્રમાણ સેંકડે એક ટકો વધ્યું છે. જો આ ક્રમ જારી રહ્યો તો ભારતીય લોકોને નગરવાસી બની જવાને માટે ત્રણ હજાર વર્ષ જોઇએ. આ કારણે આપણે એ વસ્તુ સ્વીકારવી જોઇએ, ગ્રામ અને ગ્રામીણ જીવનજ ભારતવર્ષની સભ્યતાનો આધાર માનીને આપણે આપણી શિક્ષણશૈલી નિર્માણ કરવી જોઇએ."

"આજે મેટ્રિકયુલેટો અને ગ્રૅજ્યુએટોની વીસ–પચીસની મામુલી નોકરીમાટે સેંકડો અને હજારો અરજીઓ થતી આપણે જાણીએ છીએ. સરકારી શિક્ષાલયોમાં ભણવાથી નોકરી મળીજ શકે છે, એ દાવો તો મિથ્યા છે. સરકારી વિદ્યાલયોના, સરકારી શિક્ષણપદ્ધતિના મોટામાં મોટા અને કટ્ટામાં કટ્ટા પક્ષપાતીઓને હું પૂછું છું કે, શું તેઓ બતાવી શકે છે કે ત્યાં કેળવાયેલા બધા વિદ્યાર્થીઓને નોકરી મળીજ જાય છે અથવા તેમની રોટલીનો સવાલ ટળી જાય છે? જો તેમ ન હોય તો શા સારૂ આપણને પૂછવામાં આવે છે કે,રાષ્ટ્રીય શિક્ષાલયો–ગુરુકુલો સુદ્ધાં–ના વિદ્યાર્થીઓનું ભવિષ્યમાં શું થશે? બંને ઠેકાણે રોટીનો સવાલ સરખોજ મુશ્કેલ હોય તો લોકો રાષ્ટ્રીય વિદ્યાલયોને શા સારૂ નથી અપનાવતા? કારણ આમાંથી નીકળીને તો વિદ્યાર્થીઓને રાષ્ટ્રસેવા અને સમાજસેવાનો અવસર મળશે, જ્યારે સરકારી વિદ્યાલયોમાં રહીને તો સરકારી ચક્કી ચલાવવાની છે, સરકારને ગુલામીનું રાજ્ય કાયમ રાખવામાં મદદ કરવાની છે."

---

# સાપ ઉતારવાનો ઘરગથ્થુ ઉપાય

**('મોડર્ન રિવ્યુ' માંથી અનુવાદક:–ચુ. ધ. પટેલ)**

સ્વામી વિવેકાનંદના શિષ્યોદ્વારા ચાલતા ' પ્રબુદ્ધ ભારત ' નામના માસિકમાં સાપ ઉતારવાનો સાદો ઉપાય નીચે પ્રમાણે આપવામાં આવ્યો છે. આશા છે કે, સુજ્ઞ માણસો તેનો ઉપયોગ કરી જનસમાજને આવા ઘરગથ્થુ ઉપાયોથી પરિચિત કરશે.

" હિંદુસ્તાનમાં સાપ કરડવાથી જેટલાં મરણ થતાં હશે તેટલાં મરણ બીજે ભાગ્યેજ થતાં હશે. આજકાલ સાપ, વિંછી ઈ૦ ઉતારવાની રામબાણ દવાઓ જાહેરખબરોદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવે છે; પણ આમાંની ઘણી દવાઓ નિરર્થક હોઈ ફક્ત પૈસા કમાવા માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે. બીજી મુશ્કેલી એ પણ છે કે, સારી દવાઓની જાહેર ખબર નિરક્ષર ગરીબ ગામડાની પ્રજાને પહોંચતી નથી; જ્યારે સાપ,વિંછી ઇ૦ નો ઉપદ્રવ ગામડાંઓમાં વધુ પ્રમાણમાં હોય છે. અમો પણ જે અહીંઆં લખીએ છીએ તે ગામડાંઓમાં નહિ પહોંચે, તોપણ અમારા ઉપાયો એટલા બધા સાદા અને ઘરગથ્થુ છે કે, સુજ્ઞ માણસો જીવદયાની ખાતર પણ આ ઉપાયોની અજમાયશ કરશે;અને જો આ ઉપાયો ફળીભૂત થાય તો તેનાથી જનસમાજને બને તેટલો પરિચિત કરશે."

" થોડા વખત પહેલાં અમારા આશ્રમમાં ખબર આવી કે, પાસેના એક ગામમાં કોઇને સાપ કરડ્યો છે. તુરતજ બે સ્વામીઓ તે ગામમાં ગયા અને નીચે પ્રમાણેનો ઉપાય અજમાવ્યો. સારા ભાગ્યે ત્યાંના માણસો જાણતા હતા કે, ડંખ ઉપરના ભાગને મજબૂત બાંધી લેવામાં આવે તો લોહીદ્વારા સાપનું ઝેર શરીરમાં પ્રસરી જશે નહિ; તેથી તેઓએ દરદીને જ્યાં સાપ કરડ્યો હતો, ત્યાંથી થોડે છેટે ઉપરના ભાગને મજબૂત બાંધી લીધો હતો, પણ આ ઉપાય લેવામાં બહુ ઢીલ થયેલી હોવાથી ઝેર આખા શરીરમાં વ્યાપી ગયેલું હતું અને સ્વામીઓ જ્યારે ત્યાં પહોંચ્યા ત્યારે દરદી પૂરેપૂરી બેભાન સ્થિતિમાં હતો. તેઓએ તુરતજ તુલસીનાં પાંદડાંનો અને કેળનો રસ કાઢ્યો. તુલસીનો રસ માથે, કપાળે, ગળે, છાતીએ, નાભિએ વગેરે જગ્યાએ ઘસવા માંડ્યો અને કેળનો રસ પાંચ દશ મિનિટે ચમચો, અડધો ચમચો પાવા માંડ્યો. ૭–સાત કલાકના આ પ્રમાણેના સતત પ્રયાસ પછી દરદીને કંઇક ભાન આવવા માંડ્યું. આટલી બધી મોડી અસર થવાનું ઘણું કારણ તો એક છે કે, આ ઉપાયની અજમાયશ સાપ કરડ્યા પછી લગભગ આઠ કલાક પછી લેવામાં આવી હતી. લગભગ સવારમાં ૯ વાગે આ ઉપાયની શરૂઆત થઈ હતી. જ્યારે ધીમે ધીમે ભાન આવતું ગયું, ત્યારે વળી એક બીજા ઉપાયની અજમાયશ કરવામાં આવી. ડંખ ઉપર એક ચીરો કરવામાં આવ્યો અને પછી એક નાના મરઘાના બચ્ચાની ગુદા ઉપર પણ એના જેવો બીજો ચીરો કરવામાં આવ્યો. પછી મરઘાની ગુદાવાળો ચીરો પેલા ડંખના ચીરા સાથે જોડવામાં આવ્યો. આવી રીતે પાંચ મરઘાં સાપના ઝેરથી મરી ગયાં. છઠ્ઠું મરઘુ જીવ્યું અને દરદીને પણ ભાન આવી ગયું. પછી ગુદાવાટે જળપ્રયોગથી (એનીમાથી)ઝાડો કરાવવામાં આવ્યો. દરદીને ધીમે ધીમે સારૂં થતું ગયું અને ૨૪ કલાકમાં તે પહેલાંના જેવો સાજો થઇ ગયો."

" ઉપર પ્રમાણેનો ઉપાય કેટલાકને ગુંચવણભરેલો લાગે અને વળી મરઘાનાં બચ્ચાંના ઉપયોગથી કેટલાક ડરી જઇ આ સાદા અને ઘરગથ્થુ ઉપાયનો ઉપયોગ ન કરે; પણ તેમને માટે અમો ભાર દઇને કહીએ છીએ કે, એકલા તુલસી અને કેળના રસના પ્રયોગથી સાપનું ઝેર પૂરેપૂરૂં નાબુદ થતું જોવામાં આવ્યું છે. મરઘાના પ્રયોગથી તો કદાચ જલદી ઝેર ઉતરી જાય એટલુંજ. સાથે સાથે બીજા સ્વામીઓએ સાપ ઉતરવાના બીજા ઘરગથ્થુ ઉપાયોની અજમાયશ કરી છે, તેની નોંધ લેવી ઠીક થઇ પડશે."

" તુલસીને બદલે કમળના મૂળનો ( **पद्म म्रीनाल** ) અથવા રામ્બાનો અથવા કુંવારના પાઠાનો રસ અને કેળના રસને બદલે કપાસનાં પાંદડાનો રસ હોય તોપણ ચાલશે; પણ એક વસ્તુ ખાસ યાદ રાખવાની છે કે, કમળના મૂળનો રસ ફક્ત માથા ઉપરજ લગાડવો. જો આમાંની કોઇ પણ વસ્તુ ન મળી આવે તો પછી ફક્ત તુલસીનો રસ ચોપડવો અને પાવો. આથી આરામ થશે. જ્યારે દરદીની સ્થિતિ હાથથી ગઇ હોય તે વખતે પણ દરદીના શરીરને તુલસીનો રસ ચોપડવાથી કંઇક ભાન થયેલું જણાશે."

"જો કે કમળ અને કુંવારનું પાઠું ઝેરનો નાશ કરે છે, તોપણ અમો આ બીજા ઉપાયોમાટે અભિપ્રાય આપી શકતા નથી. અલબત્ત, તુલસીથી ઝેર નાબુદ થાય છે અને જૂના વૈદિક ગ્રંથોમાં પણ ઝેર નાબુદ કરનારતરીકે ઓળખાવવામાં આવી છે. અમારામાંના એક સ્વામી-એ વિંછીના ઝેરી ડંખ ઉતારવામાં તુલસીના રસનો પૂરેપૂરો ફાયદો જોયો છે. સામાન્ય રીતે હિંદુઓનો તુલસી એ પવિત્ર છોડ છે અને તે મેળવવો સહેલો થઈ પડે છે."

"જે ભાઈઓ આ ઉપાયની અજમાયશ કરી સફળતા–નિષ્ફળતાની ખબર અમારા આશ્રમ-માં પહોંચાડશે, તેમનો ઉપકાર માનવામાં આવશે."

પત્ર લખવાનું શિરનામું:—તંત્રી '**પ્રબુદ્ધ ભારત**' અલમૌડા–માયાવતી. **(હિમાલય)**

# વીણા કી ઝનકાર

લેખક '**નારદ**' અર્જુન તા. ૧૭–૩–૨૭ માંથી)

દુનિયા મેં સબ સે અધિક ધર્મપરાયણ જાતિ યદિ કોઈ હૈ તો હિંદુજાતિ હૈ. ઇસ કે ધર્મ કી મહિમા દેખની હો તો ચલો વૃન્દાવન કો, જહાં બડા ભારી મેલા હો રહા હૈ અગર વહાં ન જા સકો તો ચલો હરિદ્વાર કો, જહાં કુમ્ભ કા મહામેલા હોનેવાલા હૈ.

* * *

વહાં ધર્મ કે બડે અદ્‌ભુત નમૂને દિખાઇ દેંગે. ઐસી ઐસી બાતેં દિખાઈ દેંગી, જિન્હેં સીધી ખોપડી કે આદમી સમઝ ન સકેં.

* * *

જો જો કુછ દિખાઈ દેગા, ઉસકે કુછ નમૂને સુનિયે. આપકો વહાં ઐસે મહાત્મા મિલેંગે જિન સે નમ્બર દસિયે ભી શર્મા જાયં.

* * *

વહાં આપકો ઐસે ત્યાગી દિખાઈ દેંગે જિન કે તબેલોં મેં દસ દસ હાથી ખડે હૈ. દસ દસ નૌકર સોને ઔર ચાંદી કે બર્તનોં મેં ખાના ઔર પાની લેકર તૈયાર ખડે રહતે હૈ.

* * *

વહાં આપ ઐસે ઐસે જતી દેખેંગે જિનકે ઘરોં મેં દો દો તીન તીન ભગતનિયાં રહતી હૈં, ઔર ઉનકી વાસનાઓં કો તૃપ્ત કરતી હૈં.

* * *

વહાં આપકો ઐસે ઐસે મહન્ત ભી દિખાઇ દેંગે જિનકા જીવન મેં જો કોઈ કામ હૈ તો ગરીબોં કી મહેનત કી કમાઇ કો ઉડાના ઔર મજે ઉડાના, ઔર સ્વયં દંડ પેલના ઔર ખાએ હુએ માલ પચાના.

* * *

ઉસ કુમ્ભ મેં આપ ઐસી ઐસી કુલાંગનાઓં કો દેખોંગે જો મુંહ પર હાથભર કા લમ્બા ઘુંઘટ કાઢે બિના ઘરસે બાહિર નહીં નીકલતી, પરન્તુ લુચ્ચોં ઔર બદમાસોં કી આંખોં કે સામને નંગે બદન નહા કર મોક્ષ પાના ચહતી હૈં.

* * *

વહાં આપકો ઐસે ઐસે ધર્માત્મા શેઠ ભી દિખાઇ દેંગે જો ઘર મેં અનાથાલય કા ચન્દા આને પર વહી સે સાબિત કર દેતે હૈ કિ ઉનકે પાસ દાન દેને કે લિએ એક કૌડી ભી નહીં હૈ, પરન્તુ નિઠલ્લે અન્નમય કોષોં કે ચરણોં મેં હજારો કી થેલિયાં રખને કો તૈયાર હો જાયંગે.

* * *

જિસ જાતિ કે પાસ ઐસે ઐસે ધર્મ કે નમૂને હો, ઉસકે બરાબર ધર્માત્મા જાતિ સંસાર મેં કહાં મિલેગી? બસ યહાં તો જો કુછ હોતા હૈ. ધર્માનુકૂલ હોતા હૈ. ચોરી, બદમાસી, ગરીબોંકી લૂંટ, દુરાચાર ઔર મુફતખોરી– સબ ધર્મ કે નામપર બોલો ધર્મ કી જય!

# કોને પડી છે!

(લેખકઃ-બાપુલાલ. વી. ગામી. 'ચેતન' પોષ-૧૯૮૩)

દુનિયામાં આપણે જોઇએ છીએ કે, કોઇને કોઈની પડી હોતી નથી. સૌને પોતપોતાની પડી હોય છે. બહારથી પરાર્થ દેખાતા પ્રયત્નોનું કેન્દ્ર જો તપાસીએ તો તે સ્વગામીજ હોય છે. પરાર્થે પીડા વહોરનારા અને તેમાં માનનારા વીરલાજ હોય છે અને આવા વીરલાઓજ સમાજ અને દેશનું કંઇ ભલું કરી શક્યા છે.

અત્યારે આપણા સમાજમાં જે દાવાનળ સળગી રહ્યા છે,જે દાવાનળની પીડાથી હજારો કુટુંબો પાયમાલ થતાં જાય છે, જેના ત્રાસથી પુરુષ, સ્ત્રી અને છોકરાંનાં જીવન છિન્નભિન્ન અને અધોગામી બની રહ્યાં છે, તે દાવાનળને ઠારવામાં તેની ભભુકતી જ્વાળાઓને શાંત પાડવામાં કેટલા બધા પ્રયત્નની જરૂર છે અને કેટલા ત્યાગની આવશ્યક્તા છે, તે યથાર્થ જાણી લઈ તે પ્રમાણે કાર્યો ઉપાડી લેવાની દરેક સમાજસેવકમાં જો લાગણી થઇ આવે તો તે કાર્ય સુલભ થઇ પડે. અનેક કુરિવાજો, વહેમો અને અજ્ઞાનાંધકારને ભોગ થઈ પડેલો આપણો સમાજ દિનપ્રતિદિન તેજવિહીન; શકિતવિહીન અને નમાલો બનતો જાય છે. તેમાંથી તેને ઉગારવાનો ઇલાજ નથી વાતોમાં રહ્યો, નથી ભાષણોમાં રહ્યો, નથી લેખોમાં રહ્યો કે નથી ઠરાવોમાં રહ્યો. તેને માટે તો ધન, માન અને કીર્તિનો ભોગ આપી જગતથી અજ્ઞાત એકાદ ખૂણામાં પડયા રહી શાંતિથી કાળજાતૂટ કામ કરવાની જરૂર છે. હુન્નર, ઉદ્યોગ અને કેળવણીના નવાં નવાં ક્ષેત્રો ઉઘાડી, તેને વિકસાવી દિનપ્રતિદિન તેને આગળ ને આગળ ધપાવી મંડયા રહેવામાંજ આપણો ઉદય સમાયો છે. તમસમાં ઘોરતા આપણા સમાજ આગળ કામનાઢગેઢગ રજુ કરવાની જરૂર છે. આવડતને અભાવે તેની શક્તિનો વેગ વિરુદ્ધ દિશામાં વહી જાય છે. કુસંપ,ઇર્ષા અને અજ્ઞાનમાં રીબાતા સમાજને તારવાનો ઉપાય તેની આજુબાજુ સંસ્કાર અને ઉદ્યોગનું વાતાવરણ ખડું કરવામાં રહેલો છે.

પણ પ્રશ્ન એ થાય છે કે, આ બધું કરે કોણ?

અજ્ઞાનાંધકારમાં ભટકતો સમાજનો વિશાળ સમૂહ એ કામ સ્વયં ઉપાડવા, યથાર્થ જ્ઞાનને અભાવે અશક્તિમાન છે; ત્યારે સમાજના કેળવાયેલા આ કાર્ય ઉપાડી શકે? કેળવાયેલાને સમાજની કંઇ પડી છે? તેમનાં હૃદય સમાજનાં દુઃખો અને વહેમો જોઇ ખળભળી ઉઠયાં છે? પોતાના સમાજને જગતમાં ઉચ્ચ સ્થાન અપાવવા તેમના હૃદયમાં તનમનાટ વ્યાપી રહ્યો છે? સમાજનું ઋણ વાળવા તેમનું હૃદય તૈયાર છે? ધન, માન, કીર્તિનો ભોગ આપવા તેમણે નિશ્ચય કર્યો છે? યજ્ઞાર્થે કર્મ કરવામાં તેમને આનંદ મળે છે? એક નાનું શું ભીંતડું ચણવું કઠણ છે; જ્યારે મોટાં મકાનો તોડવાં એ સહેલું છે; એ તો જેને અનુભવ થયો હોય એ જાણી શકે છે.

સામાન્ય અનુભવ એવો છે કે, જે કાર્યમાં હાડકાં નમાવ્યા સિવાય કીર્તિ, માન અને મોટાઇ મળતી હોય છે, તે કાર્યનાં યશોગાન ગાવા, તેનું અગ્રપદ લેવા સૌ કોઇ તૈયાર થઇ જાય છે. જ્યાં ફક્ત બોલીને, ઠરાવો કરીને કે વાહ વાહ કહીને કામ કરવાનું હોય છે, ત્યાં જરૂર આપણા કેળવાયેલા આગળ પડતા હોય છે. જ્યાં સત્તાની લગામ મળવાનો સંભવ જણાતો હોય છે, ત્યાં બેલાશક આપણા કેળવાયેલા તૈયારજ હોય છે. કાર્યનું ગમે તે થાય પણ પોતાનો માનમરતબો જળવાતો હોય તો કોઇ પણ કામ કરતાં ન અટકવામાં હમેશાં આપણા કેળવાયેલા તૈયારજ હોય છે.

યાદ રાખવાની વાત એ છે કે,કોઈપણ કાર્ય બોલવાથી થતું નથી.કાર્ય ઉપર એકનિષ્ઠા કે ભક્તિસિવાય તે કાર્ય ફળતું નથી. તેને માટે સતત વિચાર કર્યા સિવાય કાર્યની પ્રગતિ થતી નથી, તે પોષાતું નથી અને ખીલતું પણ નથી. આખાયે વર્ષમાં બે-ચાર દિવસ તે ઉપર વિચાર કરવાથી શું કરી શકવાના હતા? ચોવીસે કલાક પોતાની જંજાળમાં મચી રહેનારા યજ્ઞાર્થે કર્મ કરવાના રહસ્યને શું સમજી શકે? જંજાળમાં ગુંચવાયેલી અને તેમાંજ રમખાણ થતી બુદ્ધિ સ્પષ્ટ શું જોઇ શકે? એને તો જ્યાં ત્યાં પોતાના જેવાજ વ્યવહાર દષ્ટિએ પડે તેમાં શું આશ્ચર્ય! સ્વચ્છ બુદ્ધિ સ્વચ્છ કાર્યોને જોઇ શકે. સ્વાર્થના આવરણથી ઢંકાયેલી બુદ્ધિને સર્વત્ર સ્વાર્થ દેખાય, સારામાં પણ ખોટાનો ભાસ થાય, ગુણોને ન પારખી શકે, છિદ્રો ઝટ શોધી કાઢે અને છિદ્રોને દૂર કરવાનો ઉપાય ન લેતાં આખીયે વસ્તુનો નાશ કરવા તૈયાર થઇ જાય.

આવી સ્થિતિમાં કોને કોની પડી હોય ? બીજાનું ગમે તે થાય, પણ તેમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મને શો ફાયદો મળવાનો છે તેનોજ વિચાર કરવામાં આવે છે.

" ભાષણો કરવામાં મારૂં શું જાય છે ? લાવને પચીસ પચાસ વાક્યો પોપટની માફક બોલી નાખું! ક્યાં એ મારા હૃદયને અડે છે ? ક્યાં મને એ લાગુ પડે છે ? ભલે, લોકો તે પ્રમાણે વર્તે કે ન વર્તે તેમાં મારૂં શું જવાનું છે ? આપણને માન મળે છે, મોટાઇ મળે છે, પછી બીજું શું જોઇએ ? આપણી વાહવાહ ગવાય છે. ભલેને પડે બીજા ઉંડા ધરામાં ! તું તારૂં સાધી લેને ! " આવી વિચારપરંપરાથી જ્યાં કાર્યો થતાં હોય તે કેટલા દિવસ ટકે ? તેની અસર કોના ઉપર થાય ?

" બાળલગ્નથી સમાજ નિર્વીર્ય અને નમાલો બની જતો હોય તેમાં મારે શું ? બારમાંઓમાં હજારો રૂપિયા ચટણી થઇ જતા હોય અને ઘરનાં ઘર ઉપડી જતાં હોય તોયે શું ? આખુંયે જીવન મીઠું ને રોટલો ખાઇને અને કૂતરાના જેવું જીવન ગાળીને સંસારયાત્રા પૂરી કરવામાં આવતી હોય તેમાં મારે શું ? સામાન્ય સિપાઇને જોઇ કાળજું થડકતું હોય, નીચું મોં કરી તેની બે-ચાર ગાળો સહન કરી લેવાતી હોય તોયે શું થઇ ગયું ? શું મારા છોકરાંઓને એશઆરામી કેળવણી નથી મળતી ! નિરાંતે હાડકાં નમાવ્યા સિવાય મને તો રોટલો મળ્યે જાય છે. મારી કીર્તિ અને વાહવાહ સમાજ આખામાં ગવાઇ રહી છે.મોટી મોટી સભાઓના પ્રમુખ થવાનું મને માન મળે જાય છે. સમાજના કોઈ પણ કાર્યમાં મારો અગ્ર હિસ્સો તો હોયજ છે. સર્વ મારી તરફ માન અને ડરની દૃષ્ટિથી જોઇ રહ્યા છે. તેમની દૃષ્ટિએ હું કેટલો બધો મોટો લાગું છું ? ટાઢા લોહીનો રોટલો મને મળી રહ્યો છે, તો પછી મારે શું જોઇએ ? "

સૌને પોતપોતાની લાગી હોય છે. ત્યાં કોણ કોને સંભારે ? પોતાનું કાર્ય સાધવા જતાં કદાચ અડફટે સમાજનું કામ આવી જાય તો ઠીક છે. બે-ચાર વાક્યો બોલી હા ના કરી મોટા થવાનું માન લેવામાં શું જવાનું છે ? જ્યાં આવુંજ ચાલી રહ્યું હોય ત્યાં ઉન્નતિની શી આશા રખાય ? જ્યાં જ્ઞાતિહિતમાટે ધગશ અને બળતરા ન હોય, ત્યાં કેવાં કાર્ય થઇ શકે ? પોતાનું પડતું મૂકી, રઝળાવી, સમાજનું કે દેશનું હિત સાધવા જ્યાંસુધી યુવકો ન નીકળી આવે, ત્યાંસુધી જે કાંઇ બોલવું તે થુંક ઉડાડવા બરાબર છે, લખવું તે ખાલી લીટા કર્યા સમાન છે અને ઠરાવો કરવા તે ખાલી દંભ છે. પરમાત્મા આપણ સર્વને યજ્ઞાર્થે કામ કરવાની પ્રેરણા આપે !

---

# હોલી આજ મનાતે હૈં

(તા. ૧૮-૩-૨૭ ના **'અર્જુન'** ઉપરથી)

સુનો લીડરોંકે દિલ કી,કુછ બાતેં તુમ્હેં બતાતે હૈં;રંગ કી પિચકારી ભર ભર કર,હોલી આજ મનાતે હૈં.
**ગાંધી બાબા** સબ સે અચ્છે,ઇકલે મૌજ ઉડાતે હૈં; ચર્ખે ખદ્દર કી મુરલી પર,સબકો નાચ નચાતે હૈં.
**પંડિત મોતીલાલ** બુઢાપે,કે દિન શેષ બિતાતે હૈં;છોડ વકીલી અબ અપની,ઉન કરની પર પછતાતે હૈં.
**શ્રી આયંગર** દે ધક્કા બસ,આગે બઢતે જાતે હૈં; ઇધર ઉધર દાયેં બાયેં,સબ ઓર સે ટાંગ અડાતે હૈં.
**પંડિત માલવી** તીસમારખાં,બાતેં બડી બનાતે હૈં; લલ્લો ચપ્પો સબકી કરતે,સબ સે પ્રેમ નિભાતે હૈં.
**લાલા લાજપત** બડે કષ્ટ સે,જીવનભાર ઉઠાતે હૈં;હુએ ત્રિશંકુ સમાન વ્યોમ મેં,ઇધિર ઉધર મંડરાતે હૈં.
**મીયાંમોહમ્મદઅલી** તુમ્હારી,સભી મઝાક ઉડાતે હૈં;ધ્વરકેરહેન ઘાટકે અબ,તો બગલેં આપ બજાતે હૈં.
**બડેમિયાં** ઇન દિનોં કિધરકી,હવા આપભી ખાતેહૈં;હુઆ ખિલાફત ફંડહજમ અબ,નથીકૌનસી ધાતેહૈં.
**મિયાં આસિફઅલિ** રંગીલે,હુઇતુમ્હારે સાથ બુરી;મૂંડ મુંડાતે પડગયે આલે,અબ તકસિર ખુજલાતે હૈં.
**ખ્વાજા સાહિબ** કહિએ અબ,કયું દુબલે હોતે જાતે હૈં;સોતે જાગતે યમદૂતો ખ્વાબ,ભલાક્યું આતે હૈં.
**હેડોહરેડોમીસ્ટર જયકરહૈં**,બડી ઠાટસે આતે હૈં;ગિટ પિટ ગિટ પિટ બોલે કૈસા,અચ્છાઅસર જમાતેહૈં.
**સ્વામી સત્યદેવજી** દેખો,ફર્સ્ટ કલાસ મેં જાતે હૈં; કોઇ સુનતા નહીં મગર વહ,બિગુલ બજાતે જાતે હૈં.
કોઇ રોવે કોઈ ચીખે, હમ તો અપની ગાતે હૈં; **હોલી હૈ ફિર હોલી હૈ, હમ હોલી આજ મનાતે હૈં.**

# ખરો કર્મયોગી કેવો હોય?

(કીર્તિપ્રેમી કાંઈ કર્મયોગી નથી; પણ એ તો એક પ્રકારના લૌકિક વિષયનો ભોગી છે અને કેવો પૂર્ણ નિસ્પૃહી તથા ત્યાગી હોય તો કર્મયોગી ગણાય, તે સમજવામાટે આ લેખ ઉપયોગી હોવાથી તે 'સુવર્ણમાળા' માંથી લીધો છે. લેખકનું નામ મળ્યું નથી.)

તેને સૌ પાગલ કહેતાં. તે કોણ હતો ને કયાંથી આવ્યો હતો, તે કોઈ જાણતું નહિ; પણ દીઠે સૌ તેને ઓળખતા. તેને માટે જાતજાતની વાતો પ્રચલિત હતી. કોઇ કહેતું કે, એ જાદુગર છે. કોઇનો મત પડતો કે, વ્હાલાના વિયોગમાં એનું મગજ સાવ ગયું છે. કેટલાક એમ કહેતા કે, તે શ્રીમંત છે પણ ગરીબીનો ઢોંગ કરે છે. વળી કેટલાક તેને તદ્દન મુફલીસ માનતા. ઘણાની નજરે એ ઉસ્તાદ ઉઠાવગીર લાગતો ને ગામના એક બે પોલીસ સિપાઇઓ તેનીપર નજર પણ રાખતા. કોઇનો મત હતો કે એ તરંગી છે. તેની ઉદારતાની ઘણાને પિછાન થઇ હતી. ગામમાં બાળકો તો તેની પછવાડેજ ભમતાં હતાં, કારણ તેઓને પીપરમીંટ, અખરોટ, કાજુ કે એવુંજ કંઇક મળ્યા કરતું. પાગલનાં ખીસ્સા આ વસ્તુઓથી સદાએ ભરેલાંજ રહેતાં.

પણ એક વાત તો હું કહેતાંજ ભૂલી ગયો. કોઇ કોઇ વખત શ્મશાનમાંથી કે નદીકિનારેથી કે એવાંજ કોઇ એકાંત જગાએથી મધ્યરાત્રિની શમશમાકાર નિરવ શાંતિમાં દિલના તાર હલાવે ને મૃત આત્માઓ પણ અનંત નિદ્રા ત્યાગે એવું અદ્ભુત સંગીત સંભળાતું. બીકણ લોકો એ ગાન યક્ષણીઓ ને ડાકિનીઓ ગાય છે, એમ કહી ફફડી ઉઠતાં. માત્ર કોઇક કોઇક હિંમતવાન ગામઠીઆઓજ જાણતા કે એ ગાન ગાનાર પાગલ હતો.

\+ \+ \+ \+ \+ \+

એક સાંજે હું ફરવા નીકળ્યો. રાસ રમવા નીકળનાર બાળાઓની માફક સમીરલહરિઓ સ્વચ્છંદે વિહરવા લાગી હતી. ગામબહાર થોડે છેટે ઉભેલા કોઇ ભૂતપૂર્વ વીરના સ્મારકચિહ્નસમા એકાદ પાળીયા પાસે કેટલાક મોટા પથ્થરો પડયા હતા, એમાંના એકપર હું બેઠો; ને વિચારવા લાગ્યો કે, બહારના પાગલ દેખાવ નીચે મનુષ્યજાતનું કોઇ બેમૂલું છુપું રત્ન તો નહિ હોય! કદાચ એમ પણ સંભવ છે કે એ ખરેખરો બદમાસ પણ હોય. જે હોય તે તપાસ તો કરવીજ જોઇએ. આમ નિશ્ચય કરી મેં આસપાસ નજર ફેરવી,ખેતરથી પાછા વળતાં એક ખેડુતપર મારી દૃષ્ટિ પડી.

"એલા, હે...એ...એ અહીં આવ તો." મેં હાક મારી. ખેડૂ પાસે આવ્યો.

"આ ગામમાં એક પાગલ રહે છે, તેને તું ઓળખે છે?" મેં પૂછ્યું.

"પાગલ! હા, હા, ઓલ્યો ગાંડીઓ. એને કોણ ન ઓળખે! એનું કામ પડયું!" કહેતાંની સાથેજ તેના મોઢાપર હાસ્ય છવાયું;પણ મારા સભ્ય દેખાવપર નજર પડતાંજ તે પાછો ગંભીર થઈ ગયો.

"ખાસ કામ તો નહિજ, પણ એ કયાં રહે છે તે મારે જાણવું છે. તને ખબર છે?" મેં કહ્યું.

"હા, જુઓ આ પાછળ નદીની પેલી તરફ વડલો છે તેની પાછળ જે ઝુંપડી જેવું દેખાય છે ત્યાં રહે છે, પણ......... આ એજ આવે." એમ કહી ખેડુતે ગામ તરફ દૃષ્ટિ કરી અને પછી ચાલતો થયો.

જે તરફ એણે દૃષ્ટિ કરી તે તરફથી એક માણસ ચાલ્યો આવતો હતો. એક-બે છોકરાં તેની પછવાડે આવતાં હતાં. મુઠ્ઠી ભરી કાંઇક આપી તેમને વિદાય કરી એ પાળીયાની દિશામાં ચાલ્યો આવ્યો. પાસે આવ્યા પછી મેં તેને ધારીને જોયો.તેણે માથાપર એક પટકો જેમ તેમ બાંધ્યો હતો. શરીરે ધોળી કફની પહેરી હતી. તેનું મોઢું લંબગોળ ને આકર્ષક હતું. બે બાબત એકદમ ધ્યાન ખેંચે તેવી હતી. એક તો તેના હોઠ આસપાસ રમી રહેલું સ્મિત ને બીજી તેની દૂર-સુદૂર કાંઈક જોયાં કરતી હોય તેવી ઘેનઘેરી આંખો. તે સ્મિત બેજ માણસોમાં હોય છે. કાં કોઈ ગાંડામાં અથવા તો કોઇ અવધૂતમાં.

તે ઝપાટાબંધ મારી પાસેથી પસાર થઈ ગયો. હું પણ તેની પાછળ ચાલ્યો. થોડી વારે ઝુંપડી આવી. તેમાં એ પેઠો.

"હું અંદર આવું?" મેં વિવેકથી પ્રશ્ન કર્યો.

"આવો ને ભાઇ" જવાબ મળ્યો.

હું અંદર ગયો. અંદર ઝાઝો સામાન નહોતો. ખૂણામાં એક પાણીનો ગોળો; થોડાંક ઠામ; વચમાં એક સાદડી ને એક તરફ એક જૂની પુરાણી દિલરૂબા; બસ આટલુંજ રાચરચીલું હતું.

"કંઇ કામકાજ" તેણે મારા તરફ જોઇ પૂછ્યું.

"કામકાજ તો ઘણુંએ હતું; પણ તમે કાંઇક ઉતાવળમાં છો એટલે હવે પછીજ વાત" મેં કહ્યું.

"હા, મારે ઉતાવળથી એક ઠેકાણે જવું છે." તેણે કહ્યું.

"હું સાથે આવું ?" મારાથી પૂછાઇ ગયું.

તે એક ક્ષણ મારી તરફ જોઈ રહ્યો, પછી કહ્યું"મારી સાથે ? મને બધાય શું કહે છે તે જાણો છો ને ? મારી સાથે આવવામાં શો લાભ મળશે ? મારા માર્ગ ન્યારા છે."

"ન્યારા ભલે બીજાને માટે રહ્યા. મને એ એવા નહિ લાગે; પણ તમને ખાસ વાંધો ન હોય તો મારી એટલી વિનતિ સ્વીકારશો."

"ઠીક ચાલો" કહી તેણે એક કપડામાં દિલરૂબા વિંટાળીને બગલમાં મારી. અમે બે નદીને માર્ગે ચાલ્યા. પાએક કલાક ચાલ્યા પછી એક જીર્ણ થયેલું મકાન આવ્યું. ખડકી ધીમેથી ઉઘાડી અમે અંદર ગયા. એકજ ઓરડો હતો,અંદરના ભાગમાં એક અર્ધ તૂટેલી ખાટલીમાં એક ડોશીમા સૂતાં હતાં.

"કાં મા ! આજ કેમ છે?" કહી પાગલે તેને કપાળે હાથ અરાડયો.

"બેટા ! કાલ કરતાં કાંઇક ઠીક છે." ડોશીમાએ ક્ષીણ સ્વરે જવાબ આપ્યો.

"મા ! આજ એવી દવા આપું છું, કે જેથી તાવ નહિ રહે" એમ કહી પાગલ ખાટલી પાસે બેઠો અને દિલરૂબા કાઢી,તાર મેળવ્યા ને એક ભજન ઉપાડયું.હું સંગીતશાસ્ત્રથી સાવ અજાણ્યો નહોતો. નાનપણમાં કેટલાએ તાનપલટા મારી લીધા હતા. અનેક ઉસ્તાદોના પણ સમાગમમાં હું આવ્યો હતો, પણ આ ભાવ મેં કદી પણ જોયો નહોતો. પાગલે એકતાન થઇ ભજન છોડવા માંડયું. વાતાવરણમાં ભક્તિરસની છોળો ઉડવા માંડી. મકાનની બહાર હાલતાં વૃક્ષો સ્થિર થઈ ગયાં. અનીલ પણ થંભી ગયો હોય તેમ લાગ્યું. ભજન અર્ધે પહોંચ્યું ત્યાં ડોશીમાને કપાળે આછો આછો પરસેવો થવા માંડયો. ભરસભામાં દ્રાપદીજીએ ચીર ખેંચાતી વખતે કરેલી પ્રાર્થના કે નરસિંહ મહેતાએ કટોકટીને પ્રસંગે કરેલું સ્તવન કયી જાતનાં હશે તેનો કાંઇક ખ્યાલ મને પહેલવહેલો આવ્યો. એ તો દિલના તાર પરબારા પરમશક્તિ સાથેજ જોડાતા હોય તેમ લાગ્યું. થોડી વારે ભજન પૂરૂં થયું, પણ આ શું ? ડોશીમા ખાટલીમાં એકદમ બેઠાં થઇ ગયાં.

"વાહ પ્રભુજી વાહ, બેટા! મારો તાવ ગયો. દીનોનાથ તારૂં ભલું કરે" કહેતાંની સાથેજ મા ઉભાં થઈ ગયાં. દીવાસળી માટે થોડી શોધ કરી દીવો પ્રકટાવ્યો. પછી પાગલ પાસે આવી તેનું મોઢું ધારી ધારીને જોયું. આંખમાં આંસુ ઉભરાણાં. ગદ્‌ગદ કંઠે તેણે કહ્યું:-"પેટનો દીકરો-એ ન કરે એવું તેં કર્યું. શું આપું ? મારી પાસે કાંઇ ન મળે. થોડીક મીઠી રાબ કરી આપું ?"

"ના, મા ! મારે કાંઈ ન જોઇએ. મોડું થયું છે એટલે જશું" કહી પાગલ ઉપડયો. હું પણ બહાર પડયો. થોડેક ચાલ્યા પછી પાગલે મને કહ્યું:-

"બિચારીની સંભાળ રાખનાર કોઇજ નથી." હું તો ત્રણ બાબતોથી અજાયબીમાં ગરકાવ-જ થઇ ગયો હતો. પાગલની સહૃદયતા, તેણે સાધેલી અદ્દભુત કલા ને સંગીતનો દર્દપર પ્રભાવ. થોડી વાર રહીને મેં કહ્યું:-

"તમારી પાસે આવી કળા છે તો કોઇ અમીરઉમરાવ..................."હજી હું વાકય પૂરૂં કરૂં તે પહેલાંજ એ બોલી ઉઠયો:-

"શું ? એ તમારા ઉમરાવોની વાતજ કરશો નહિ. પચીસ વર્ષ એ સાધનમાં ગાળ્યાં તે મુઠ્ઠીભર નિષ્ઠુર અમીરોને ખુશ કરવા નહિ, પણ ગરીબ નિરાધારોની સેવાર્થે."

"પણ કયાં બીમારી ને કયાં સંગીત!" મેં પૂછ્યું.

"સંગીતની દરદોપર શું અસર થાય છે, એ વાત તો પશ્ચિમના વિદ્વાનો તમને જણાવશે ત્યારેજ તમે જાણશો. મેં જે જાણ્યું ને અનુભવ્યું, તે તમે નહિંજ માનો. બાકી જગતભરના કળાભકતોને કહેજો કે, તમારૂં લક્ષ્યબિંદુ કળાજ નહિ પણ તે દ્વારા સેવા છે." તેણે કહ્યું.

ત્યાં તો ઝુંપડી આવી. હું તેનાથી છુટો પડયો. મારા મનમાં એકજ વિચાર ઘૂમતો રહ્યો.

"કળાનો ઉપયોગ સેવા, માત્ર રંજન નહિ." અરેરે, શાસ્ત્રોમાં ને ઇતિહાસમાં આપણી સમક્ષજ પડેલા દાખલાઓ આપણે કાં ન સમજીએ?

લોકો ગમે તે કહે પણ પાગલની સાચી પ્રવૃત્તિઓ થોડી ને ટુંકમાં કહેવાય એવી હતી. કોઇ અત્યંત કંગાળ કે નિરાધાર આદમી બિમાર હોય ત્યાં પાગલ પોતાની દિલરૂબા લઇ પહોંચ્યોજ હોય. આઠજ પૈસા ખીસ્સામાં હોય તો તે ચાર આપી દેતાં ખંચાતો નહિ. કોઇ દુબળી ગાય કે એવુંજ કોઇ પ્રાણી જુએ તો તે તેને ગળે હેતથી હાથ ફેરવી કાંઇક વાત કરવા લાગી જતો. તે હમેશાં શ્રીમંત, ભપકાદાર કે અધિકારી જેવા માણસોથી ભડકીને દૂરનો દૂરજ નાસતો. કોઈ કોઇ વખત તો ખેતરે પણ જઇ બુલંદ સ્વરે દુહાપર દુહા લલકારી ખેડુઓ કે કણબણોનાં મોઢાં હસતાં કરી આવતો. બાકી તેને વધારેમાં વધારે આનંદ ત્યારેજ મળતો કે જ્યારે એ કોઇ ગરીબ દરદીની મેલી પથારી પાસે બેસી કોઇ ધુળીઆં મકાનમાંથી આભ સાથે હાથતાળી લેતી ભૈરવી કે કલ્યાણની તાન ઉપર તાન લેતો હોય.

તરંગ ચઢે તો કોઈ કોઇ વખત સામેથી હાંફતાં હાંફતાં ચાલ્યાં આવતાં કોઇ મજુર કે મજુરણના માથાપરથી બોજો પોતાને માથે થોડો વખત લઇ પાગલ તેઓને રાહત આપતો. આમ જ્યારે થાય ત્યારે બોજો ઉપાડનાર વ્યક્તિ આ અણધાર્યા સહાયક તરફ ડોળા ફાડી જોઈ રહે ને પાછળથી "સાવ પાગલ" કહે તો એમાં એનો શું વાંક? પણ આવી બાબતો કયાં ગણાવવા બેસું?

તેનું મૂળનામ અમૃતપ્રસાદ હતું. ઉત્તરહિંદુસ્થાનમાં કોઇ શહેરમાં તેનો જન્મ શ્રીમંત માબાપને ત્યાં થયો હતો. નાનપણથીજ તેને સંગીતનો શોખ હતો. તેના પિતા એને વેપારી બનાવવા માગતા હતા; પણ વેપારમાં પ્રસાદનું ચિત્ત બિલકુલ લાગતું નહિ. જન્મથીજ તેની મનોવૃત્તિ નોખી હતી. જે મોજશોખના વાતાવરણમાં એ ઉછર્યો તેનેજ એ અંતઃકરણથી ધિક્કારવા લાગ્યો. બારજ વર્ષની વયે કોઇ ઉસ્તાદની સાથે એ ભાગી ગયો. તેના પિતાએ બહુએ શોધખોળ કરી,પણ પત્તો નજ લાગ્યો. એ ઉસ્તાદજી પાસે પચીસ વર્ષસુધી રહી તેણે સંગીતશાસ્ત્રનાં મૂળતત્ત્વો ઘુંટી ઘુંટીને પીધાં. ઉસ્તાદજી પણ શિષ્યની તેજસ્વી બુદ્ધિથી તાજ્જુબ થયો. ત્યારપછી ઉસ્તાદજીએ પોતાના માનીતા શિષ્યના લાહોરમાં જલસાઓ કરાવ્યા.શ્રોતાજનો એનો અદ્‌ભુત કાબુ જોઇ દિંગમૂઢ થયા, ચારે તરફ વાહવાહ થઇ રહી.

પછી કોઇ અમીરે તેની દીકરીને સંગીત શીખવવા પ્રસાદને રાખી લીધો. પાછળથી ઘણીએ વાર્તાઓમાં બને છે તેમ બન્યું. એ બાળા પ્રસાદની સાથે પ્રેમમાં પડી—ના, ના, મોહમાં પડી એમ મારે કહેવું જોઇએ; કારણ પ્રેમ શબ્દ તો બહુજ પવિત્ર છે. પ્રસાદ તેને બેટી કહીનેજ બોલાવતો. જ્યારે જ્યારે પ્રેમ આપવા–લેવાની હમેશની જાણીતી વાત નીકળતી, ત્યારે પ્રસાદ આટલુંજ કહેતો:–"બહેન! કળાને અભડાવાય નહિ, સાચી કળાનો ભક્ત હમેશ સ્ત્રીઓને ભાન ભૂલાવે છે, પણ ધિક્કાર હજો જે કળાભક્ત ભાન ભૂલે તેને! તું તો મારી દીકરી જેવીજ છે ને રહેવાની. બહેન! તારે પૂજાજ કરવી હોય તો કળાના શુદ્ધ સ્વરૂપની કર, તેના ભક્તની નહિ." જેને મોહજ થયો હોય તે પ્રસાદના સિદ્ધાંતો શે સમજે? પરિણામ એ આવ્યું કે એ બાળાએ ઝેર ખાઇ આત્મહત્યા કરી. પ્રસાદ તેને એક પિતાના જેવા નિર્મળ પ્રેમથી હૃદયપૂર્વક ચાહતો હતો. તેના આવી રીતના અવસાન પછી પ્રસાદ પલટાઈ ગયો. તેણે ભપકાદાર વસ્ત્રો ત્યાગ્યાં. એક સાદી કફની ને માથે જેમ તેમ વિંટાળેલો પટકો, આ એનો પહેરવેશ બન્યો. અમીરઉમરાવો કે રાજામહારાજાઓને ત્યાં થતા જલસાઓમાં જવાનું તેણે માંડી વાળ્યું.આગલા જલસાઓને લીધે તેની પાસે જે કાંઇ નાણું થયેલું તે તેણે છૂટે હાથે ગરીબ ને દુઃખી લોકોને વહેંચવા માંડયું. બસ, તેણે પોતાની રાજીખુશીથીજ મુફલીસ હાલત પસંદ કરી લીધી.

એ પછી તે કોઇ પણ એક સ્થળે લાંબો વખત તે રહેતો નહિ. કોઇ કોઇ વખત તો એ સાવ ફના થઇ જતો;છતાં ખુબી એ હતી કે,એવી મુફલીસીમાં પણ દેવી અન્નપૂર્ણા તેના પર કૃપા રાખતી.

એક પ્રભાતે ખબર મળી કે એ ઓચીંતોજ આ ગામમાંથી કયાંય ઉપડી ગયો હતો. એ કયાં ગયો તેની કોઇને ખબર પડીએ નથી ને પડવાનીએ નથી.

હજુએ કોઈ કોઇ વાર એકાંતમાં એ વિચિત્ર વ્યક્તિની મૂર્તિ નજરસમક્ષ તરે છે અને સારી સૃષ્ટિમાં પડઘા પાડતો સ્વર સંભળાય છે કે "કળા એટલે સેવા!"

# " લહેરાતી હૈ ખેતી દયાનંદ કી "

( લેખકઃ-શ્રીસત્યવ્રત. 'પ્રચારક'ના એક અંકમાંથી )

મનુષ્યસ્વભાવ અત્યંત વિલક્ષણ અને વિચિત્ર છે. જનસમાજમાં અનેક મહાન પુરુષો ઉત્પન્ન થાય છે, પણ તેમની હૈયાતીમાં તેમની ખરી કિંમત આંકવાની કૃતજ્ઞતા અને વિવેકબુદ્ધિ સમાજમાં નથી. તેમના મરણ પછી જનસમાજને આંચકો લાગે છે અને પછી તેમની ખરી કિંમત આંકવાનો અવસર પ્રાપ્ત થાય છે. આવુંજ સ્વામી શ્રીદયાનંદજી મહારાજના વિષયમાં પણ બન્યું છે. તેમના જીવતાંસુધી તેમનો વિરોધ કરવામાં આવ્યો. પૌરાણિકોએ તેમને નાસ્તિક ઠરાવ્યા, બીજાઓએ તેમને છુપા ખ્રિસ્તી પ્રચારક ગણ્યા, ત્રીજાઓએ તેમને વર્ણાશ્રમભંજકતરીકે પિછાન્યા, કોઇએ તેમને ધર્મના દુશ્મનતરીકે જાણ્યા અને કોઇએ કંઇ. કોઇએ તેમના પ્રાણ હરવામાટે પાનના બીડામાં હળાહળ દીધાં, કોઇએ ધર્મ રક્ષવા એ એકાકી સંન્યાસી ઉપર તરવારના પ્રહાર કર્યા, કોઇએ મશ્કરી કરવા ગધેડાપર સ્વારી કઢાવી, કોઇએ ગાળોનો વરસાદ વરસાવ્યો તો કોઇએ ઇંટ-પથ્થરોનો ઉપહાર આપી પોતાની કૃતજ્ઞતા (!) પ્રગટ કરી. આમ તેમની જાહેર જીંદગીના પ્રભાવથી ઝેરથી પ્રાણ લીધાની અંતિમ સંધ્યા ક્ષણસુધી એ એકલ મલ્લ સંન્યાસીને અન્યાય અને ઘોર અન્યાય દેશભરમાંથી મળ્યા કર્યો; પણ આખી જીંદગીસુધી ઘોર તપ તપેલો એ સંન્યાસી, પોતાના મૃત્યુને એવું વિદ્યુતશક્તિવાળું-જોરદાર બનાવી જાય છે કે તેમના મૃત્યુ પછી તેમનાં અનેકવિધ કાર્યો એવા ઝપાટાથી ચાલ્યાં કે આજનો ભારતનો જાયો એ ઋષિના પુણ્યશ્લોક નામ ઉપર કૃતજ્ઞતાથી અશ્રુઅંજલિઓ આપતો અને પોતાના પૂર્વજોએ કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત આદરતો અનુ-ભવાય છે. આજ એજ ઋષિના તપઃપ્રભાવથી પ્રભાવિત થયેલો ભારત-તરુણ નવજીવનના સંદેશાઓ તેમના મૃત્યુ-પ્રસંગમાંથી વીણી વીણી પોતાનો ભાવીમાર્ગ ઘડે છે અને સમાજ શું કે ધર્મ શું, રાજકારણ શું કે વિશ્વભ્રાતૃત્વ શું-દરેક દિશામાં ઋષિએ મૂકેલ પગલાંને અનુસ-રવા આતુર અને ઉમંગભર્યો દેખાય છે. ઋષિએ જીવનભરમાં જનતાને મૂર્તિપૂજાથી મુક્ત કરવા અનેક ઉપદેશો આપેલા, પણ તેમાં વિઘ્ન નાખનાર સનાતનીઓના ચિરંજીવીઓ એજ પથ્થરોને આજ પણ ગંગા-યમુનામાં પધરાવી રહ્યા છે. પિંડદાન અને તર્પણનાં શાસન હવે ભારતના ધર્મ-પટલપરથી ઝાંખાં થવા લાગ્યાં છે. ધર્મગુરુઓનાં ધતિંગો જે દયાનંદે કડવી રીતે બતાવેલાં, તેના કરતાં શતગણાં વધુ તીવ્ર અને અસહ્ય કટુ ધતિંગો આજ ચોમેર ઉઘાડાં પડી રહ્યાં છે. સ્ત્રીઓની તેમણે કરેલી વકીલાત આજે પુષ્પિત થઇ રહી છે. વર્ણાશ્રમધર્મના તે વેળાએ ગણાતા એ ઉચ્છેદક-નેજ આજનો હિંદુ ચાતુર્વર્ણ્યનો સુયોગ્ય રખેવાળ માની તેમનાં અદશ્ય ચરણમાં પોતાનું માથું ભક્તિભાવથી નમાવે છે. સર્વ રોગોની રામબાણ મહૌષધિ બ્રહ્મચર્યસેવનનાં ડિંડિમઘોષો કેવળ આ દેશમાંજ નહિ, સમસ્ત સંસારભરમાં ઉદ્‌ઘોષિત થઇ રહ્યા છે. સનાતનીઓના અજેય દુર્ગ કાશી-ધામમાં આજ શુદ્ધિના ગણેશ મંડાયા છે; અને સમસ્ત દેશે આજ દયાનંદને અનેક રીતે પહેલાં નિંદેલ, છતાં અસ્પૃશ્યતાનું ધર્મ-મહાપાતક ટાળવા તે પ્રતિજ્ઞા લઇ રહેલ છે. પચાશ વર્ષ-અડધી સદીના નાનકડા ગાળામાં દયાનંદના તેજસ્વી અને વીર્યવંતા સિદ્ધાંતોનો આ ચોમેર સમગ્ર પરિ-વર્તનકાળ અદ્‌ભુત વિજય નથી સૂચવતો ? દયાનંદે સહેલાં ઘોર કષ્ટો અને તપેલાં અદ્‌ભુત તપોનો શું આથી વધુ યોગ્ય વિજય બીજો કોઇ હશે ખરો ? જેમને અર્ધી સદી પહેલાં, જે સિદ્ધાંતોમાટે મારી નાખવામાં આવ્યા, આજ તેનાજ તેજ સિદ્ધાંતો સમગ્ર દેશ સ્વીકારે એ, તે ધર્મવીર મહા-ત્માનું સર્વોત્તમ માહાત્મ્ય નથી સૂચવતું શું ? " લહેરાતી હૈ ખેતી દયાનંદકી " ની સત્યતા પ્રતીત નથી થતી શું ?

આજ અમે તેમના સિદ્ધાંતોની બધી બાજુ ઉપર આ સ્થળે વિચાર કરી શકતા નથી. કેવળ એ-કજ પ્રશ્નની ગાંઠી ઉકેલવા પ્રયત્ન કરીશું અને તે એજ કે, જેમને સમગ્ર દેશે બંગાળથી સિંધુ નદીસુધી અને હિમાચળથી કન્યાકુમારીસુધી તાત્કાળિક અત્યંત મહત્ત્વ આપ્યું છે, તે પ્રશ્ન એટલે અસ્પૃશ્યતા-નિવારણનો મહાપ્રશ્ન. મહાસભાના ચોપડેથી માંડી છેલ્લામાં છેલ્લી હિંદુસભાની નાની શાખાના ચોપડાસુધી અને તે દ્વારા પ્રત્યેક હિંદુ આબાલવૃદ્ધ નરનારીના કોમળ હૃદયમાં જે પ્રશ્ને આગ ભડકાવી છે, તે પ્રશ્ન એટલેજ અસ્પૃશ્યતાનિવારણનો માર માર કરતો આજનો કાળધર્મ થઈ

પડેલો મહાપ્રશ્ન! આ પ્રશ્નને હાથમાં લઈ કેવળ પંપાળી હાથ ફેરવી પાછો મૂકી દેવાય એવો નિ-માલ્ય હવે નથી રહ્યો. એ પ્રશ્ન આજ છેવટનો હિંદુધર્મનો ફેંસલો કરી નાખવા તૈયાર થયો છે. તે કહે છે કે, મારૂં–અસ્પૃશ્યતાનું–નિવારણ કરી હિંદુજાતિ અમર થાઓ અથવા આ સંસારમાંથી તેનું નામનિશાન નાબુદ થાઓ. કાં તો તેના નિવારણથી ફરી આર્યસંસ્કૃતિ અને હિન્દવી સ્વરાજ્યને હાંસલ કરો અગર ઋષિમુનિઓના નાનાવિધ તપસંચિત અમર વારસાને દફનાવી વિધર્મી-ઓના પગતળે છુંદાઇ અદ્રશ્ય થઇ જાઓ. આ મહાપ્રશ્ન હવે સમાધાનનીતિ–બાંધછોડની નીતિ નથી ચાહતો. તે એક ઘાએ ચોખ્ખા બે કટકા કરવા માગે છે. તે તો આજ રા સ્વરે ગગન ગજાવતો કહે છે કે, કાં તો જીવો અને જીવાડો અથવા મરો અને નાબુદ થાઓ. હા કે ના એકજ સ્પષ્ટ ઉત્તર. ચોખ્ખો અને ચટ ફેંસલો તે પ્રશ્ન માગે છે અને તે પણ તુર્તજ. તે અમુક મુદતને હવે ઓળખવા ના પાડે છે. તે પ્રશ્ને આજ રુદ્રસ્વરૂપ ધારણ કરી ભયંકર વિ-કાળતા ધારણ કરી છે. તેના ઉકેલમાંજ આર્યજાતિ–હિંદુજાતિનું જીવન છે, તેના નકારમાંજ તેનું મૃત્યુ ઉભું છે. તેના નિવારણથી આવતા નવજીવનને ખાળવા ઇસાઇયત કે મુસલમાનીયત જરાય શક્તિમાન નથી અને તેના નકારથી હિંદુજાતિના આવતા મહામૃત્યુને પણ ખાળવા કોઈ ધન્વંતરી સમર્થ નથી. એવો અનનુભૂત અને અશ્રુત મહાપ્રશ્ન આજ ભારતના સામાજિક, ધાર્મિક, રાજ-નૈતિક પ્રત્યેક ગગનમાં ગાજે છે અને દરેક ક્ષેત્રને પોતાના સૂરથી તે તરફજ ટકટકી લગાવતું આ-કર્ષિત કરી રહ્યો છે. સંસારના ઇતિહાસમાં આ મહાપ્રશ્નની મહત્તાની જોડીનો બીજો પ્રશ્ન નહિજ હોય. જે પ્રશ્ને જીવન અને મૃત્યુની દાંડી કેવળ હા કે ના ઉપર ધરી હોય તેવો પ્રશ્ન સમગ્ર સં-સાર આજ પહેલ વહેલો ભારતમાં અનુભવે છે. આ સ્થિતિ છે માટેજ અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન એટલે ભારતના જીવન–મરણનો મહાપ્રશ્ન. અમે નિર્ભય થઈ એ પણ કહી શકીશું કે, આ પ્ર-શ્નની મહત્તા પાસે સ્વરાજ્ય અને ચરખાના પ્રશ્નો સૂર્ય આગળ પતંગિયાસમાન તુચ્છ છે. જેનો નિકાલ સૌથી પહેલો કરવાનો છે તે આજ, અને આ એકજ મહાપ્રશ્ન છે. અસ્તુ. આ પ્રશ્નની ગંભીરતા આજથી પચાસ વર્ષો પૂર્વે તે અદ્ભુત દ્રષ્ટા મહર્ષિ દયાનંદે પારખેલી, જેને આજ અમે હજી પણ તેટલી ગંભીરતાથી અનુભવી શકતા નથી. તેમણે તર્કથી અને દલિલોથી, શાસ્ત્રોથી અને વેદોથી, મનુષ્યતાના નામથી અને દયાના નામથી, પાપના પ્રાયશ્ચિત્તના પ્રકારથી અને ઉજ્જવળ ભાવિ થવાના સદભિપ્રાયથી એનો નિકાલ કર્યો કે, અસ્પૃશ્યતા–એક ભાઇ જેવા ભાઇને–એકજ પરમ પિતાના અમૃતસંતાનને અડકવા ના પાડવી, અડકતાં અભડાઇ જવાની વૃત્તિ રાખવી, તે પ્રભુ પિતાનું ભયં-કર અપમાન કરવા બરાબર છે. કોઇ વેદ, કોઇ ધર્મગ્રંથ મનુબાંધવનો બહિષ્કાર કરવા ના પાડે છે અને જે તેમ કરવા કહે છે તે શાસ્ત્રજ નથી. તે ધૂર્ત–પ્રપંચ છે. માયાવી રાક્ષસની દાનવી–લીલા છે. અઘોર નરકાસુરનું ઘોર નર્ક–તાંડવ છે! કોઇ જન્મમાત્રથીજ અસ્પૃશ્ય નથી, તેમ કોઇ જન્મ-માત્રથીજ સ્પૃશ્ય નથી. સત્ય, ન્યાય, સમભાવ, પ્રેમ, પવિત્રતા, સદાચાર, એ જેમાં જેમાં હોય, ગમે તે દેશની ગમે તે જાતિમાં–તે તે સ્પૃશ્ય છે; અને તદ્વિપરીત–અનાચારયુક્ત જાતિ કોઇ પણ દેશની ધમંડખોર કાં ન હોય–તે તે અસ્પૃશ્ય છે. જન્મ અમુક જાતિમાં થવો એનો કંઇ હિસાબ નથી. ગુણ, કર્મ અને સ્વભાવ એજ પ્રધાન વિચારણીય છે. ટુંકમાં ધર્મ એ સ્પૃશ્ય અને અધર્મ એ અસ્પૃશ્ય છે. ધર્મ કોઈ એકજ દેશની એકજ જાતિની બાપુકી મિલકત નથી. જે ધારણ કરે તે ધાર્મિક અને જે ધાર્મિક તેજ સ્પૃશ્ય.

આ તે આદર્શ દ્રષ્ટાની આજના મહાપ્રશ્નપરત્વે ૫૦ વર્ષ પૂર્વેની મીમાંસા હતી, જે આજ પણ જેવી ને તેવીજ ઉભી છે. બલ્કે આજ તે મીમાંસા વધુ સ્પષ્ટ સ્વરૂપમાં નજરે તરવરવા લાગી છે. અર્ધી સદી પૂર્વે દયાનંદની આ મીમાંસા તે સમયના જનસમાજને કડવી લાગી, પણ આજે તે મહૌષધિસમાન તેને નવજીવન દઇ રહી છે. એને માટેજ અમે આજના અમારા લેખનું મથાળું

**'लहेराती है खेती दयानंद की'**

એ રાખ્યું છે. અસ્તુ. આ મહાપ્રશ્ને આજે કેવું ગંભીર રૂપ લીધું છે અને તેના નિરાકરણમાંજ અમારૂં જીવન તથા મુક્તિ છે, તે બતાવવા અને તે સાથે દયાનંદના ઉપદેશનો વિજય સૂચ-વવા હું નીચલું બ્યાન (સ્થલાભાવ ધ્યાનમાં હોવા છતાંયે) રજુ કરીશ.

શુમારે બે માસ પૂર્વે મધ્યપ્રાંતના છત્તિસગઢ વિભાગમાં દુર્ગ ( દ્રુગ ) જીલ્લાના મહાર–અસ્પૃશ્ય ભાઇઓએ હિંદુધર્મ છોડી ધર્માન્તર કરવા વિચાર કર્યો. તેમની સંખ્યા **૧,૨૦,૦૦૦ એક લાખ અને વીસ હજારની** હતી. ધર્માન્તર કરવાનો–મુસલમાન અને ખ્રિસ્તી થઇ જવાનો વિચાર એટલા માટે તેમને નિરૂપાયે કરવો પડયો કે ત્યાંના ધોબી, હજામ વગેરે લોકોએ તેમનાં કામ છોડી દીધાં. આટલાથી શાંતિ ન થઇ કે ઉંચ વર્ણોએ તેમને પીવાના પાણીમાટે પણ તંગ કર્યા. આ અન્યાય અને ઘોર અત્યાચારના ઉપાયતરીકે તેમણે ધર્માન્તરનું શસ્ત્ર ઉગામ્યું અને અનેક પાદરીઓ, અનેક મુલ્લાં મોલવીઓ આ પંખીડાંઓને જાળમાં સપડાવવા આખા જીલ્લામાં દોડધામ કરવા લાગ્યા. હિંદુધર્મ ઉપર એ ભયંકર સંકટની વેળા હતી. હિંદુધર્મનું નાક કપાવાની એ વિપત્તિપૂર્ણ ક્ષણ હતી; પણ હિંદુધર્મનાં સમગ્ર પુણ્યો ખતમ થયાં નહોતાં; થોડાંક પુણ્યો બાકી હતાં. ઋષિ દયાનંદે તપેલાં તપો ફલિત થવાનાં હતાં, તેથી હિંદુધર્મની લાજ રહી. ત્યાંના હિંદુ કાર્યકર્તાઓએ કલકત્તા, ઉમરાવતી વગેરે સ્થળોની હિંદુસભાઓને તારથી ખબર કર્યા અને ત્યાંના કાર્યકર્તાઓનું મંડળ ગયા ડિસેમ્બરની ૨૭ મી તારીખે એ જીલ્લાનાં ગામડાંઓમાં ઘુસ્યું. ઠામઠામ વ્યાખ્યાનોની ઝડી લાગી અને એક દિવસ હિંદુધર્મની ઉદારતા, શ્રેષ્ઠતા અને સમાનતાવિષે ઉપદેશના ધોધ ફાટી નીકળ્યા. બીજા દિવસે અસ્પૃશ્યો સાથે કરેલા અત્યાચારના પ્રાયશ્ચિત્તરૂપે બહારથી આવેલા આગેવાનોએ **સ્વયં તે મહારબંધુઓની હજામત પોતાના હાથે કરી,** પોતાના ઉપદેશની સત્યતા સિદ્ધ કરી આપી, ધર્માન્તર કરવા ઇચ્છનારાઓને પાછા વાળ્યા. શ્રીઘનસ્યામસિંહ ગુપ્ત, સુંદરલાલ શર્મા, પં. રત્નાકર, ઝા. પં. જંગીલાલજી, શ્રી ઓગલે વગેરે મહાશયોએ જનસમાજના દેખતાં તેમની મૂછો કરી દીધી. તળાવમાં તેમની સાથે બધાએ સ્નાન કર્યું અને કેટલાક આગેવાનોએ અસ્પૃસ્ય ગણાતા ભાઇઓનાં ધોતિયાં પણ ધોઈ આભ્યંતર અભિમાનમળ દૂર કર્યો. આટલાથી કામ અટકયું નહિ. ડિસ્ટ્રીકટ બૉર્ડના જાહેર કૂવા ઉપર બધા ગયા અને અસ્પૃસ્ય ભાઇઓએ તેમાંથી જળ કાઢયું, જે આગેવાનોએ પીધું. કયાં અછૂતોને કૂવા ઉપર ચઢવાની મનાઇ અને કયાં તેમના હાથથી કાઢેલું પાણી પીવાનો મનોહર પ્રસંગ ! અસ્પૃસ્યતાનું નિવારણ સિદ્ધ થઇ ચૂકયું. અનેક શતકોના પાપનું પ્રાયશ્ચિત્ત આરંભાયું અને ઋષિના ઉપદેશે ક્રિયાત્મક સ્વરૂપ લીધું; માટેજ ત્યાંના **સવાલાખ** ભાઇઓએ ધર્માન્તર કરવાનો વિચાર છોડી દીધો અને હિંદુજાતિના પુત્રોજ બની રહેવાનો નિર્ધાર કર્યો. પાદરીઓ અને મુલ્લાં–મોલવીઓ, મૌલાનાઓ અને અનેક અલીઓને હાથ ઘસી, નાક ચઢાવી પાછા ફરવાનો સમય આવ્યો; માટેજ વાચક ફરી એક વાર બોલ અને આનંદથી ગરજી ઉઠ કે—**लहेराती है खेती दयानंद की !**

વાચકબંધુ ! ઠરાવો કરી આશ્વાસન આપવાનો જમાનો હવે નથી. હવે ક્રિયાત્મક કાય કરવાનો સમય આવ્યો છે. જો તને તે મહાન ઋષિ દયાનંદના સિદ્ધાંતોનો પ્રેમ હોય અને શ્રદ્ધાનંદજીના ખૂનનો બદલો સરસ રીતે લેવા માગતો હોય તો આજથી જ પ્રતિજ્ઞા કર કે, અસ્પૃશ્યો મારાજ ભાઇ છે, તેમને હું ખુશીથી સ્પર્શીશ અને મારામાં મેળવીશ. યાદ રાખ આ દલિતોના ઉદ્ધાર વખતેજ તારા શ્રદ્ધાનંદનો ઘાત કરવામાં આવ્યો છે. હુતાત્મા શ્રદ્ધાનંદ તારામાં **અછૂતોદ્ધાર** કરવાનું સામર્થ્ય આપે ! આમીન.

# ભૈરાંનું પંચ

( લેખકઃ–**આનંદપ્રિય આત્મારામ પંડિત**–'**પ્રચારક**'ના એક અંકમાંથી )

'મુસલમાનના હિંદુ? બાપ રે બાપ ! !'

'ઓ બહેન ! સાંભળ્યું કેની ? આજે ગામમાં શાસ્ત્રી ધ્રુવશંકરજીએ હોમ કરીને મુસલમાનોને હિંદુ કરી નાખ્યા ! ! ! મુસલમાનના હિંદુ કર્યા, બાપ રે ! એ તે કેમ થાય? કોઇપણ કાળે મુસલમાનના હિંદુ ના થાય. કદી ગધેડાની ગાય તે થતી હશે?' એમ સુભદ્રા ડોશી તપખીરની ચપટી લેતાં લેતાં બોલ્યાં.

સીતાબા બોલ્યાંઃ–'કાંઇ હિંદુ કરવાથી હિંદુ થઈ શકે ખરા? તેમના હિંસક રિવાજો કદી

સુધરેજ નહિ. રહેવા દોને. આજલગી હિંદુના મુસલમાન થતા તો અમે જોયા, પણ મુસલમાનના હિંદુ તો થતા ક્યાંય જોયા નહિ. તેનું બધું ખાધેલુંપીધેલું ભુંસાય નહિ. કાગડાનો વળી હંસ તે ક્યાંથી?'

છઠ્ઠા ધોરણમાં ગયેજ વરસે પાસ થયેલી લક્ષ્મી બોલી ઉઠી: 'સુભદ્રા કાકી! ગધેડાની ગાય તો નજ થાય, પણ એ તો કહોની, ગાયનો ગધેડો પણ થાય કે?'

'હંહં......ગાયનો ગધેડો કોઇ કાળે થાય ના' સુભદ્રા ડોશી બોલ્યાં.

'વારૂ! ત્યારે હંસનો કાગડો થાય કે?' લક્ષ્મી બોલી. 'ના, ના. તું જાણે છે તો ખરી. એટલું પણ સમજતી નથી?' સીતાબા બોલ્યાં.

લક્ષ્મી:-ઠીક! એક રજપૂત હોય કે એક બ્રાહ્મણી હોય, તમે તેને હંસ માનો છો, ગાય માનો છો. જો તેઓ મુસલમાનના ઘરનું પાણી પીએ અથવા બ્રાહ્મણી મુસલમાનના ઘરમાં બેસે, તો એ વટલે કે?

સીતાબા:-હાસ્તો. મુસલમાનનું ખાધું એટલે વટલેસ્તો.

લક્ષ્મી:-પછી આ તો હંસ, કાગડો થયો બા!

સુભદ્રા:-લક્ષ્મી! તારી વાત તો ખરી છે; પણ આ કેમનું થતું હશે? કોણ જાણે! આપણે તો એટલુંજ જાણીએ-હિંદુ વટલી શકે છે.

લક્ષ્મી બોલી ઉઠી:-કાકી! જે વટલે છે તે સુધરી પણ શકે છે. પગે કાદવ ચોંટે, ધોઇએ તો નીકળી જાય; તો પછી બીજા ધર્મમાં જવાથી જે વટાળ લાગે છે તે પણ કાઢી શકાય છે, અને શુદ્ધ આચારવિચારવાળા હિંદુ બનાવી શકાય છે.

સુભદ્રા ડોશી:-હા! હા! બહેન, તારી વાત ગળે તો ઉતરે છે;પણ કોઇ વાર આપણે મુસલમાનને હિંદુ થતા જોયા નથી એટલે આપણને નવાઇ લાગે છે.

લક્ષ્મી:-કાંઇ નહિ કાકી, હવે હિંદુઓ, મુસલમાનને હિંદુ કરે છે. આ ક્રિયાને શુદ્ધિક્રિયા કહે છે. એક ખ્રિસ્તી કે મુસલમાનની શુદ્ધિ થાય છે તો તે પછી આપણા સમાજમાં આવે છે અને તેને હિંદુતરીકેના બધા હક્કો આપવામાં આવે છે.

સુભદ્રા:-ચલો બહેનો! આપણા ગામની મોલેસલામ ગરાસણીઓ હિંદુ થઇ છે. તેને મળવા જઇએ.

લક્ષ્મી:-ફુલાકાકાએ હમણાંજ કહ્યું કે, સવારે તે બધાં હિંદુ થયાં છે. તેમાંની કેટલીકે તો ઈજાર પહેરવી છોડી દીધી. કેટલીકે શુદ્ધિ પછી માટીનાં જૂનાં બેઢાં ફોડી નાખ્યાં ને કેટલીકે તો ઘરની થાપ સુદ્ધાં ઉખેડી નાખી. પેલી સમજુબાએ તો ચૂલે ચઢાવેલી હાંડી પણ ચકલે મૂકી દીધી.

સુભદ્રા:-વિધર્મીને પાવન કરવાથી મોટું પુણ્ય છે એ ચંદ્રાનંદશંકર કથામાં કહેતા હતા, તે આજ બરોબર મને સાંભરે છે. બીજું બધુંય જવા દઇએ, પણ એકેક ગાય તો મરાતી બચીને?

લક્ષ્મી:-હવે તો ધડાધડ બીજાં બધાં ગામો શુદ્ધિમાં પડવાનાં. શુદ્ધિનો જબરો પવન વાયો છે. કોઇ મોડું હિંદુ થશે તો કોઇ વહેલું.

સીતાબા:-સમજણનો ફેર પડેસ્તો.

---

# દીવાતળે અંધારૂં!

(લેખક:-**આનંદપ્રિય આત્મારામ પંડિત**-'પ્રચારક'ના એક અંકમાંથી)

ઢેડવાડાની સભામાં પીરોજપુર ગામના ચોખઠીઆરો જઇ પહોંચ્યા. ભાષણોની ધમાલ મચી રહી હતી. રા. મારુતિશંકરે તો ગળગળા થઇ હિંદુ ઢેડોની સુગ લેવાની પેટ ભરીને વાતો કરી. બધામાં ઉત્સાહ રેડાયો. લોકોનાં મન ઉછાળા મારવા લાગ્યાં. સભા શાંતપણે પાર પડી. લોકો પછી વિખરાયા. મારુતીશંકરે પોતાની પાઘડી ને બેસ જમાલમિયાંને ત્યાં મૂકયાં. જમાલમિયાં તેને અડકયા ને તે પાછું આપ્યું. મારુતીશંકર ઘેર પહોંચ્યા તો તેમનાં દેવી તાંબાકુંડી ભરી પાટલો નાખી બહાર ઉભાં હતાં. મારુતીશંકરે સ્નાન કર્યું ને ઘરમાં પેઠા-ત્યાં તો દૂર ઉભેલા ટીખળીખોર જમાનીયા બોલી ઉઠયા-આ શું દીવાતળે અંધારૂં કે?

× × × × ×

મે૦ ઓધડભાઇ સુધારક છે. વિધવાવિવાહના ચુસ્ત હિમાયતી છે. ઇશ્વરકૃપાએ તેમના પ્રતાપથી અનેક વિધવાઓ સધવા થઇ છે. તેમની પુત્રી બહેન ચંચળનાં લગ્ન વસંતપંચમીએ ધામધૂમથી થયાં, પણ એક અઠવાડીઆમાંજ યમરાજે ચંચળનું સૌભાગ્ય ઝુંટવી લીધું. વિધવા ચંચળે ફરી પરણવાની ઇચ્છા બતાવી, પણ તેના વિરોધમાં ઓધડ ડોસાએ સાબીત કરી બતાવ્યું કે દીવાતળે અંધારૂંજ !!! એક જણને વાત કરતાં તે બોલ્યા, ' બીજાનાં પુનર્લગ્નો બંદો કરાવી આપે, પણ ભા ! ઘરમાંજ એવું થાય તોપછી બાપદાદાની કીર્તિપર પાણી ફરી વળે એનું કેમ ? પછી રહ્યું રગદોળ્યું એકજ. '

× × × × ×

કરુણાશંકર મહારાજ કળિકાળમાં વર્ણાશ્રમધર્મનું પૂછડું પકડીને બેઠા છે. તે દિવસે કથામાં તેમણે આર્યસમાજીઓની સખ્ત શબ્દોમાં ખૂબ ઝાટકણી કાઢતાં કહ્યું કે એ લોકો વર્ણાશ્રમધર્મમાં જરાય માનતા નથી! શ્રોતાજનોએ દરરોજની ધૂનમાં પોકારી દીધું કે સત્યવચન, મહારાજ! ગોવિંદાય નમોનમઃ મહારાજની સફેદ દાઢી ભક્તજનોની ' હાજી, બાબા, હા,' ની લહેરમાં ફરકવા લાગી. હરિદાસ મહારાજ કરુણાશંકર મહારાજની સફેદ દાઢી જોઇ વિચારમાં પડી ગયા કે, વર્ણાશ્રમ ધર્મની બાંગો પોકારનારા મહારાજ હજુસુધી કેમ ગૃહસ્થી રહ્યા છે? સંન્યાસી કેમ નથી? પાસે બેઠેલા શંકરભાઇ કહેવા લાગ્યા, ' ભાઇ ચૂપ રહો ! એ તો દીવાતળે અંધારૂં !'

× × × × ×

સાત્રલી ગામ ૬ કુલીન ગામોમાં ગણાય છે. મોરાર પટેલ પોતાના પટાવાળા હમીદખાન સાથે 'હટો બાપજી ! હટો બાપજી !' ના પોકારો વચ્ચે વાંકી પાઘડી મૂકી જઇ રહ્યા છે. સામે રામલી ઢેડી છાશ લઇ આવે છે. પગ જરા વાંકો પડવાથી મોરાર પટેલને અડી પડી. પટેલે પાટીદારી દંડો ઉગામી રામલીના માથામાં જોરથી ઠોકયો, ને રામલીને લોહીલુહાણ કરી મૂકી. ગામમાં પટેલ વખણાયા કે, હિંદુ ઢેડી તે વળી કેમ અડી જાય ? હમીદખાન મિયાં એવામાં બીબીની શોધમાં હતા, ને ઘણી ફિકરમાં ફરતા હતા. છેવટે થાકીને આંખ આડા કાન કરીને શિવલી ભંગીયણને રાખી બેઠા. શિવલી પછી તો મરીયમ બની. મિયાંની બીબી બન્યા પછી મોરાર પટેલની બીડીઓ વાળવામાં એણે ખૂબ મદદ કરી. લોકો કુલીનતારૂપી દીવાની નીચે અંધારૂં જોઇ શકયા.

× × × × ×

તે દિવસે કૉલેજ હૉલમાં ભાષણ કરતાં મી. ચંદુભાઇએ વરવિક્રય ને કન્યાવિક્રયપર ખાસું મજેનું લાંબું વિવેચન કરેલું હતું. બી. એ. પાસ કરી ચંદુભાઇ ઘેર આવ્યા હતા. સામગામના સોમાભાઇ પોતાની પુત્રીનું લગ્ન તેમની સાથે જોડવાની આતુરતાથી તેમને મળવા આવ્યા હતા. ચંદુભાઇ, સોમાભાઇની પુત્રી સાથે લગ્નની ગાંઠથી જોડાવા રાજી તો થયા; પણ લગ્ન એજ શરતે સ્વીકારવાની વાત કરી કે તેમના સસરા ભાઇસાહેબને વિલાયત મોકલી તેમનો બેરીસ્ટર થવાનો ખર્ચ આપે. એને વિક્રય કહેવો કે કેમ એ પ્રશ્ન ઘણાના મનમાં ઘોળાયો; સોમાભાઇ સમજ્યા કે ખરેખર દીવાતળે અંધારૂં છે.

× × × × ×

વૈષ્ણવોના આચાર્ય શ્રી. ગોકુલપતિ કળિયુગમાં સાક્ષાત્ કૃષ્ણ અવતાર બની બેઠા છે. તેમને ત્યાં ચીરહરણ, માખણચોરી, ગોપીઓ સાથે રાસક્રીડા વગેરે અનેક લીલાઓની દરરોજ ધમાલ રહે છે. મોટા મોટા શેઠ અને શેઠાણીઓ આ કૌસ્તુભમણિ કલિયુગના શ્રીકૃષ્ણના અનેક જાતના સ્પર્શોથી પરમાનંદિત થાય છે. અમરપુરીના ક્ષત્રિય રાજા ગોસ્વામી મહાપ્રભુની લીલાઓ જોઈ ખુશ થયા. મહારાજને અશરફીઓની થેલી ભેટ કરી. મહારાજે આશીર્વાદનો વરસાદ વરસાવી દીધો. એક દિવસે મહારાજની લીલાઓ પૂરી થવા આવી હતી કે ક્ષત્રિયરાજા કહેવા લાગ્યા કે, હે કૃષ્ણના સાક્ષાત્ અવતાર ! આ બધી લીલાઓ કરી આપ સાક્ષાત્ કૃષ્ણચંદ્ર ભગવાનના સ્વરૂપ થઇ રહ્યા છો; પણ હવે ફક્ત ગોવર્ધન લીલા બાકી રહી છે. મારા સેવકો ગાડામાં ૧૫ મણનો પથ્થર લાવ્યા છે. આપ હાથ ઉંચો કરો, જેથી આજે ગોવર્ધન-લીલા પણ થઇ રહે.

ગોસ્વામી મહાપ્રભુ આ સાંભળી આભા બની ગયા; પણ પછી તો તે ક્ષત્રિયરાજાએ તેમના હાથ વાંસ સાથે બાંધી તે પર પથ્થર મૂકાવ્યા. તેઓ કચડાયા. આ કૃષ્ણરૂપી દીવાતળે કેટલું અંધારૂં હતું એ હિંદુસમાજે ત્યારેજ જોયું!

# શ્રદ્ધાનંદને શ્રદ્ધાંજલિ

(' સુવર્ણમાળા ' માગશર ૧૯૮૩ ના અંકમાંથી)

વેદધર્મની વિજયપતાકા ફરકાવનાર, મહર્ષિ દયાનંદનો સાચો વારસદાર, દલિતોનો ઉદ્ધારક અને રાષ્ટ્રીયતાનો તપસ્વી આજે પરધર્મના ઝનૂની હુતાશનમાં હોમાઇને અમર નામના મૂકી ગયો છે. એ તપસ્વીનું નામ સ્વામી શ્રદ્ધાનંદ. આર્યોચિત અતિથિધર્મના પાલનમાં એના પ્રાણ હરાયા છે. કાફિરની કતલ કરીને બેહિસ્તમાં હુરાઓની બાથમાં ભીડાવાની મુરાદ સેવનાર એક ધર્માન્ધ મુસ્લીમ અબ્દુલ રશીદ હિંદુવટની એ ગૌરવમૂર્તિને આંગણે અતિથિ બને છે અને પછી લાગ જોઇ નિઃશસ્ત્ર, નિર્દોષ અને સહિષ્ણુ સ્વામીજીને પાંચ પાંચ ગોળીએ વિંધી નાખે છે. એ માર્ગભૂલ્યો મુસ્લીમ એટલુંયે નથી જોતો કે જેને તે પોતાના દીનનો અને ઇસ્લામી આલમનો શત્રુ ગણીને સંહારવા આવ્યો છે, એ તો મુસ્લીમોનોય બાંધવ છે. દિલ્હીમાં લોહીતરસ્યા ગુરખાઓની બંદુકો સામે તેના જાતભાઇઓને કાજે–ઇસ્લામીઓને માટે–પણ પોતાની પહોળી છાતી ધરી દેનાર મિત્ર છે. અરે ! એટલી ઉદાર ને કદરદાન દષ્ટિ તો વેગળી રહી; પણ એને માનવતાસુલભ બુદ્ધિ પણ નથી સૂઝતી કે, શ્રદ્ધાનંદ બિમાર છે, અશક્ત છે, અસાવધ છે, માટેજ આ સંહાર વધારે હીચકારો બની રહે છે. સ્વામીજી પાસે પાણી માગનાર એ માનવપશુ પાણીનો તરસ્યો નહોતો. એને તો દીનના શત્રુ એક કાફિરના રુધિરની પ્યાસ હતી અને એ તેણે જોતજોતામાં છીપાવી લીધી.

સુધારકનું જીવનજ જોખમોની એક જીવતી પરંપરાસમું હોય છે. ધર્મસુધારક કે સમાજસુધારક, ગમે તે સુધારકની રચના એકવાર તો પુરાણી રૂઢિના સંહારપર મંડાયેલીજ રહે છે; એટલેજ બંડ જગાવનારની સામે પ્રારંભે ધોધમાર બંડ જાગે છે. મહર્ષિ દયાનંદનું જીવન આવા આઘાત અને પ્રત્યાઘાતનો ગૌરવભર્યો ઇતિહાસજ છે. એ રુદ્રાવતારની સામે ખુદ હિંદુસમાજના સનાતનવાદીઓએ ભીષણ ષડયંત્રો રચી, વિષપ્રયોગવડે એનો જીવ ચૂસી લીધો હતો, તે માર્ગભૂલ્યા ઝનૂની પરધર્મીને હાથે તપસ્વી શ્રદ્ધાનંદનું ખૂન કેટલું આશ્ચર્ય ઉપજાવી શકશે ? મહર્ષિના જાજરમાન શિષ્યને ઉચિત મરણ, કાંગડીના તપોધનને સાંપડયું છે. આ વીરોચિત અવસાન થકી તો આર્યસમાજ અધિક ઉજમાળો બની રહે છે. એની જે કંઈ ખામીઓ હશે, હિંદુવટની જે કંઇ જડતા રહી ગઇ હશે તે સર્વ આ શહીદની શોણિતધારાવડે ધોવાઇ જાય છે. વિજયી વેદધર્મનો અને સમાજસેવાનો ઝંડો ફરકાવનાર આર્ય શહીદોની પરંપરામાં સ્થાન પામીને ઋષિ શ્રદ્ધાનંદજી આજે હિંદુવટને અને હિંદની રાષ્ટ્રીયતાને અસ્ખલિત જાગૃતિનો અબોલ પડકાર આપ્યે જાય છે.

શહીદ શ્રદ્ધાનંદજીના ઉજ્જવલ મૃત્યુપર અભિમાન લેતાં તો સાત સાત દાયકાઓપર પથરાયેલું એમનું સેવાજીવન નજર સમીપ તરવરી ઉઠે છે. સમાજની બદીઓ સામે, આર્યજનનીનાં સાંસારિક બંધનો સામે, અસ્પૃશ્યતા સામે, રાજદ્વારી પરાધીનતા સામે, ધર્મના નામે માનવજીવન ઉપર જડવામાં આવતી શૃંખલાઓ સામે અને હિંદુવટ ઉપર દારુણ આક્રમણ કરતી વિધર્મી પ્રવૃત્તિઓ સામે શ્રદ્ધાનંદજીનું સિત્તેર વર્ષનું આયુષ્ય પોણી સદીના રણસંગ્રામસમું જ્વલંત ઉભું છે. સ્વદેશ, સ્વધર્મ અને સ્વજાતિમાટે આખી જીંદગી ખર્ચી, આખરે એ સેવાવ્રતધારી જીવનની કુરબાની કરી દેનાર તપસ્વીની મહત્તા પ્રીછવામાટે પુસ્તકો આલેખવાં પડશે. અહીં એ તપોધનના જીવનની આછી આછી તેજછાયાઓનું અપૂર્ણ ચિત્ર દોરવાનો માત્ર પ્રયત્ન થાય છે.

## શૈશવ અને કૌમાર

સંવત ૧૯૩૬ માં મહર્ષિ દયાનંદે વાંસબરેલીમાં આ વચનો ઉચ્ચાર્યા હતાં, " મારા આત્માને હણવાનો દાવો કરનાર શૂરવીર નર મને કોઇ તો બતાવો. " સમાજના ઉદ્ધારકની કાયા હણનાર ખુની એના આત્માની અખંડ જ્યોત જગતપર પ્રકટાવી દે છે. શ્રદ્ધાનંદજીના ખૂનનું પણ એજ ઉજળું રહસ્ય છે. શ્રદ્ધાનંદજીનો સંહાર કરીને ખુની અબ્દુલ રશીદે માન્યું હશે કે, તેણે હિંદવટના પોષક ને પ્રેરક બળનો વિધ્વંસ કર્યો છે, પણ એજ ખૂન આજે જાણે કે હજારો જીભ

ધારણ કરીને વીરહાક બોલાવે છે કે શ્રદ્ધાનંદ અમર છે, અમર છે. શહાદત સ્વીકારનાર એ વૃદ્ધ તપસ્વીનો આત્મા હવે બેવડા જોસથી હિંદુવટના ઉત્થાનની જ્વાળા ફુંકે છે અને દયાનંદનાં સુવર્ણ-વચનોની યાદ તાજી કરે છે.

પંચનદના વેદપ્રાચીન પ્રદેશમાં જ્યાં શતદ્રુ (સતલજ)નાં નીર ભૂમિને હરિયાળાં હાસ્ય બક્ષે છે ત્યાં જલંધર પરગણાને છેડે તાલવન ગામમાં એક પ્રતિષ્ઠિત ક્ષત્રિયકુળમાં આજથી ઇકોતેર વર્ષપૂર્વે એક બાળકે પહેલીજવાર દુનિયાનાં અજવાળાં નીરખ્યાં. એનું નામ મુનશીરામ રાખવામાં આવ્યું.

પંજાબની વીરભૂમિમાં સતલજને કિનારે બાળક મુનશીરામનો શૈશવકાળ વીત્યો. એ વખતે એમના પિતા નાનકચંદની સ્થિતિ સંકડામણમાં હતી અને હાડમારીના દિવસો ચાલતા હતા; પણ મુનશીરામના ભાગ્યતેજે કુટુંબની સ્થિતિમાં પલટો આવ્યો અને સંવત ૧૯૨૨ માં નાનકચંદ્ર કાશીના પોલીસ ઇન્સ્પેકટર નીમાયા. સતલજનાં ઉછળતાં નીરની પ્રેરણા પીતો કુમાર મુનશીરામ ભાગીરથીને તીરે કંઇ ઓરજ પ્રેરણા પામ્યો.શાળાની કેળવણી એણે આ તીર્થધામમાંજ લીધી. એક પોલીસ અધિકારીના લાડકવાયા પુત્રની જીંદગી કોઈ જૂદીજ દિશામાં વહી રહી હતી. પ્રથમ તો એને રામભક્તિનો નાદ લાગ્યો. માણભટ્ટોને મોંએ રામકથાની કરુણ પ્રશસ્તિઓ સાંભળી તે ડોલતો. એના આત્માના સંસ્કાર જાગૃત થતા. એવા આર્દ્ર હૃદયના આ કુમારને બુધ્ધુ નામે એક વણિક રામભક્તનો સમાગમ થયો. આત્માને આત્મા મળ્યો અને એ સુભગ સંગમમાંથી મધુર ભક્તિ, ત્યાગ, વૈરાગ્ય, સેવા અને સૌજન્યના ભાવો મઘમઘી ઉઠયા. એ રામરસની છોળો તો શ્રદ્ધાનંદજીના અવસાનકાળસુધી રેલાયાજ કરી. ગઇ સાલજ ટંકારામાં એમના બુલંદ અવાજે રામકથા અને રામાયણરહસ્યની મોહિનીમાં સૌરાષ્ટ્રની જનતાને સાંકળી લીધી હતી.

એજ અરસામાં મુનશીરામે મહર્ષિ દયાનંદનું પુણ્યનામ સાંભળ્યું. નવજુવાનના દિલમાં એ નામે અવનવી ભાવનાઓની જ્વાળા પ્રકટી. ભાગીરથીનો પવિત્ર તટ, કાશીવિશ્વનાથનું ભવ્ય દેવમંદિર, પંડયાઓની પૂજાઅર્ચના, એ સૌની છાપ એના હૃદયમાં કોઇ અગમ્ય ને નાસ્તિક ભાવનાઓ કોતરી રહી હતી. એને ધર્મના આવા આવા બાહ્યોપચારો ઉપર અનુરાગ નહોતો પ્રકટતો. અંતઃપ્રદેશમાં ઉંડે ઉંડે કોઇ ગૂઢ ને અકથ્ય ઉર્મિઓનું મંથન વલોવાતું હતું. એ અંતઃક્ષોભના પ્રતાપે એનો અભ્યાસ અવરોધાયો. ઇન્ટરમીડીએટથીજ એણે કૉલેજ–જીવનને છેલ્લી સલામ ફરમાવી. એ પછી જુવાન મુનશીરામનું ચિત્ત ધંધાપર ચોંટયું, એટલે એણે વકીલાતની પરીક્ષા પાસ કરી જલંધરમાંજ અટપટા વ્યવસાયની બારીઓ ખુલ્લી મૂકી.

શક્તિનો વિજય સર્વ દિશાઓમાં નિર્માયો હોય છે અને શકિતશાળી મુનશીરામને પણ વકીલાતના ધંધામાં ફતેહ સાંપડી. ન્યાયની અદાલતમાં એની પ્રતિભા તેજસ્વી મુદ્રા આંકતી. પૂરાં સત્તર વર્ષોસુધી એણે કાયદાની આંટીઘુંટીઓ ઉકેલ્યા કરી. જે ધંધામાં કાવાદાવા અને કુનેહની કરામતોવડે અપરાધીને પણ ઇન્સાફના સાણસામાંથી બચાવી લેવાના અનેક પ્રસંગો ઉપસ્થિત થાય છે તે રોજગારીમાંયે મુનશીરામની પ્રમાણિક સચ્ચાઇ ને અડગ નીતિ તેને ઘડીભર પણ છાંડી જતી નહિ; અને સત્તર સત્તર વર્ષની આ પ્રવૃત્તિમાં તેનું આત્મમંથન તો અવિરત ચાલ્યાજ કરતું હતું. એક પળ પણ એવી નહોતી વીતતી કે જ્યારે એને સમાજસેવા અને ધર્મસંસ્કારની ધગશ કોઈ કલ્યાણ–પ્રવૃત્તિમાં પરોવી ન દેતી. એને ચરણે સમૃદ્ધ ધંધાની લક્ષ્મી લોટતી આવતી, પણ એ ઉપર તેને ઘણીયે વાર નિર્વેદ વ્યાપતો. એનો આત્મા ઉંચેરી ભૂમિકામાટે અંતરથી તલખતો હતો. અંતરમાંથી દિવ્ય જ્યોતના દર્શનની ઝંખનારૂપ અકથ્ય ચીસ ઉઠતી હતી.

## ગુરુની ખોજ

ઇશ્વર શું, શાસ્ત્ર શું, પાષાણની મૂર્તિઓમાં વળી શી ચેતના છે ? આવા આવા પ્રશ્નોપર તેનું હૃદય ઉકળતું હતું. રામાયણનો અનુરાગ વીરપ્રશસ્તિ જોવામાં બુદ્ધિવાદને ભેટયો હતો. એને સર્વત્ર અંધકારજ ભાસતો. માત્રસેવાભાવના ઉદ્દામ બનતી જતી.નાસ્તિકતા સબળ બનતી ચાલી.એ માર્ગ દેખાડનાર ગુરુની ખોજમાં હતો. કાશીના પંડિતોની પ્રમાણિકતા ઉપર તેને ઇતબાર નહોતો. આખરે એની દૃષ્ટિ રુદ્રાવતાર દયાનંદ ઉપર ઠરી. વારાણસીમાં એણે યોગીવર દયાનંદને જડ સનાતનવાદનું

વિજયી ખંડન કરતા જોયા. એમના વેદટંકાર આગળ શાસ્ત્રોની ચર્ચા છોભીલી પડતી નિહાળી અને એમના બ્રહ્મચર્યતેજે રાચતા પ્રચંડ દેહની પ્રતિભા આગળ સ્થૂલકાય ને દુર્બળ પંડિતોને અલ્પતા અનુભવતા પેખ્યા. વેદધર્મના ઝંડાધારીના દેહમાં એણે પરમાત્મજ્યોતનાં દર્શન કર્યાં. તેના તેજ-અંબારમાં મુનશીરામના અંતઃપ્રદેશનો અંધકાર ભેદાયો અને એણે આર્યધર્મની દીક્ષા લીધી. પરમ જીવનના ગેબીદ્વારની ચાવી એને સાંપડી ગઇ. હવે એને પોતાની સંપત્તિપર સાચેજ નિર્વેદ આવ્યો. સેવાજીવન એજ એનું ઐહિક ધ્યેય બની રહ્યું.

## શિક્ષણસુધારણ

પ્રબુદ્ધ મુનશીરામે રાષ્ટ્રવિધાયકની આર્ષ દૃષ્ટિથી જોયું કે, સરકારની શિક્ષણપદ્ધતિ દેશમાં સ્વાવલંબી ને સ્વમાની નવયુવકો ઉત્પન્ન કરવાને બદલે કેવળ મહેતાગીરીમાં રાચનાર ચૈતન્યહીન ઓડાંજ ઘડી કાઢે છે. રાષ્ટ્રીય ભાવનાનો વિકાસ એને શિક્ષણક્રમમાં અનિવાર્ય જણાયો. તરુણ જનતાની મર્દાનગી વૃથા ગોખણપટ્ટીમાં હીણાતી જોઇ એનો આત્મા કકળી ઉઠયો.એ અરસામાં લાહોરમાં એંગ્લો-વેદીક કૉલેજની સ્થાપના થઇ ચૂકી હતી. ( ઇ. સ. ૧૮૮૫ ) ધર્મગૌરવ અને રાષ્ટ્રગૌરવને પ્રેરનાર પુસ્તકોપર મુનશીરામનું લક્ષ્ય ચોંટયું. એણે બુલંદ અવાજે જાહેર કર્યું કે, કૉલેજ અને શાળાના અભ્યાસક્રમમાં વેદોને પ્રધાનપદ મળવું જોઇએ. આ વ્યવહારૂ મંતવ્યપર તેને પં. ગુરુદત્ત વિદ્યાર્થીનું સમર્થન મળ્યું; પણ મુનશીરામનો અવાજ કાને ધરાયો નહિ, એટલે તેને રાષ્ટ્રીય શિક્ષણનું નિર્માણ કરવાની નવી ભાવના જાગી. શિક્ષણશાસ્ત્ર ઉપર એણે વર્ષોસુધી મનન કર્યું. પરિણામે એક અપૂર્વ અને સબળી યોજના તૈયાર થઇ. પંજાબના આર્યસમાજના પ્રભાવશાળી નેતા ગુરુદત્ત શાસ્ત્રીનું અવસાન થયું અને મુનશીરામને સરદારી સાંપડી. રાષ્ટ્રીય શિક્ષણના વિધાનની ઘડી આવી લાગી.

## ગુરુકુળની સ્થાપના

પરદેશી શિક્ષણપટ્ટીમાં પીસાઇને ચેતના પરવારતી તરુણ જનતાનો ઉદ્ધાર સાકાર કરવા મુનશીરામે કમર કસી.એણે વકીલાતનો ધંધો ફગાવી દીધો અને સર્વ શક્તિ રાષ્ટ્રીય શિક્ષણની યોજનાપર ઢાળવી. ભવ્ય ભૂતકાળની બ્રહ્મચર્યાશ્રમની શિક્ષણપ્રથાને પુનર્જીવન આપવાની યોજના એણે જનતાસમક્ષ ધરી દીધી. પછી એણે ગુરુકુળ સ્થાપવાની પ્રતિજ્ઞા કરી; પણ તેની સિદ્ધિઅર્થે તો હજારો રૂપિયાની આવશ્યકતા ખડી થઇ. સરકારી મદદની એને ઉપેક્ષા નહોતી.ઉલટું સરકારી શિક્ષણપ્રણાલીની અનિષ્ટ પ્રથા સામે એને બેંડો બળવો સળગાવવો હતો. બ્રહ્મચર્ય, પવિત્રતા અને ધર્મભાવનાને પોષણ આપે એવું સ્થળ શોધાયું. હીમાચળની અડીખમ બલંદિઓ વટાવી, ભાગીરથી જ્યાં સપાટ પ્રદેશને લીલોછમ કરે છે,ત્યાં પુણ્યક્ષેત્ર હરદ્વાર નજીક કાંગડીપર એ સમાજસેવકની નજર ઠરી. જ્યાં બ્રહ્મચારીઓને દુન્યવી માનવીઓના વિકારો અભડાવી ન શકે, જ્યાં કુદરત, કિરતાર અને નિર્દોષ માનવજીવનનો એકાંત સંયોગ વિદ્યાર્થીજીવનની પવિત્રતાને આઠે પહોર પોષ્યા કરે,જ્યાં નિર્જનતાને રમ્ય બનાવતો કવિત્વભર્યો પશુપંખીઓનો સંગાથ જીવનની મધુર ને મર્દાઇભરી ટશરો ફુટાવે, ત્યાં ગુરુકુળનું ખાતમુહૂર્ત નિર્માયું. ત્રીસ હજારનો અંદાજ બંધાયો. માનવતાનો સેવ બનીને, હિંદની તરુણ જનતાનો સાથી બનીને, મુનશીરામ ઝોળી લઇને ગામેગામ ભટકયો. થાકને એણે ગણકાર્યો નહિ. વિટંબણાઓ એની વિસાતમાં નહોતી. એ તો દિનરાત એક નિયત કર્તવ્યપથ ઉપર મજલ દર મજલ ધપ્યે જતો હતો. દેશભરમાં ઘૂમીને એણે છજ મહીનામાં આવડી રકમ ઉઘરાવી લીધી. જે જમાનામાં પ્રજાને રાષ્ટ્રીય શિક્ષણનું લગારે ભાન નહોતું જાગ્યું અને આર્યસમાજની સામે ધનાઢય સનાતનવાદીઓની લાલ આંખ ફરકતી હતી, એ જમાનામાં આ ફતેહ અદ્ભુત લેખાઇ ગઇ.

## પ્રાણવાન શિક્ષણ

સેવાવ્રતધારી શ્રદ્ધાનંદની ભાવના ફળી અને ૧૯૦૨ માં કાંગડીમાં ગુરુકુળ ખુલ્લું મૂકવાનો વિધિ ઉજવાયો.ચોમેર વિસ્તરતી ભયાનક વનઘટા,હિંસક પ્રાણીઓનો સતત ઉપદ્રવ,જંગલી માતંગોનાં વારંવાર આક્રમણ—આવા વીરત્વપોષક વાતાવરણવચ્ચે એણે બ્રહ્મચારીઓનું જૂથ વસાવ્યું. ત્યાં હિંદની પ્રાચીન સંસ્કૃતિનું નવસર્જન થવા લાગ્યું. માતૃભાષા તમામ શિક્ષણનું વાહન બની રહી. પરબ્રહ્મ-

વાદી વેદોના અધ્યયનને પ્રધાનપદ અપાયું; છતાં એ શિક્ષણક્રમ સંકુચિત નહોતો. પશ્ચિમની વિદ્યાનેય તેમાં સમીચીન સ્થાન હતું. બ્રહ્મચર્યસેવન અને વ્યાયામવડે વિદ્યાર્થીઓની કાયામાં ઓજસ્ અને વીર્યનો સંગ્રહ થયો. પ્રાણવાન શિક્ષણ એ સંસ્થાનું ધ્યેય બની રહ્યું. આ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાને નિરખવા આવનાર તેનાં ભવ્ય સંસ્મરણો લેતા ગયા. યૂરપી અને અમેરિકન વિદ્વાનો તે જોઇને હેરત પામ્યા. ટાઢતડકા અને વરસાદમાં ખુલ્લા શરીરે ઘૂમતા, જાહ્નવીમાં પ્રભાતસ્નાન લેતા, પહાડોને પગતળે કાઢતા અને કુદરતના સૌંદર્ય સાથે મસ્ત ખેલન કરતા બ્રહ્મચારીઓનાં દર્શન કરી પરદેશીઓ પણ પ્રેરણા પામ્યા. અમેરિકન કેળવણીકાર મહાશય ફૂલ્પસે તો અહીં ત્રણ ત્રણ માસપર્યંત નિવાસ કરી, કાંગડી ગુરુકુળની શિક્ષણપ્રણાલિની તારીફ જગતને એક પુસ્તકદ્વારા સુણાવી છે. આવી સ્વાધીન અને જીવનદ્યોત કેળવણી આગળ એણે વંદના ઝુકાવી છે. લૉર્ડ ઇસ્લીંગ્ટન, માઇકલ સેડલર, લૉર્ડ મેસ્ટન, રામસે મેકડૉનલ્ડ–કેટકેટલા વિલાયતી અમીરોએ આ સંસ્થાનાં દર્શન કરી પ્રશંસાના સૂર કાઢયા છે! અરે, બ્રિટીશ તાજના પ્રતિનિધિ વાઇસરોયો પણ એનો પરિચય સાધવાનું ચૂકયા નહોતા. રામસે મેકડોનલ્ડે તો એનાપર એક પુસ્તકમાં જ્વલંત સંસ્કારચિત્ર આલેખ્યું છે. મુનશીરામજીના વેદસ્તવનના બુલંદ નાદોએ એની હૃદયતંત્રીઓ ઝણઝણાવી મૂકી છે. કાંગડીના કુલપતિની દેહલતામાં એણે ભગવાન જિસસ અને સેન્ટ પિટરનાં દિવ્ય તેજ વિલોકયાં. આ સર્વ વાતોનો એકરાર તેણે એક ગ્રંથમાં વેગવતી વાણીમારફત કર્યો છે.

## નવું સર્જન

ગુરુકુળના બ્રહ્મચારીઓ વચ્ચે મુનશીરામ વાત્સલ્યમૂર્તિ માતાસમા વિરાજતા. લાલા મુનશીરામની કીર્તિ મહાત્મા મુનશીરામનું પદ વરી લાવી. એનો માંસલ દેહ, રાષ્ટ્રોન્નતિની ભાવનામાં સળગી ઉઠતાં એનાં જ્વલંત નેત્રો અને એનો ખુન્નસભર્યો ચહેરો નીરખનાર એની સત્સલતા નિહાળીને તાજુબ થતો. એના જીવનમાં વીરત્વ સાથે ક્ષમાનો સંગમ થયો, ઉગ્ર તેજ અને રુદ્રતા સાથે સૌજન્ય અને સુકુમાર સ્નેહની ફોરમ પ્રકટી. **वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि** એવું હૈયું એને પ્રાપ્ત થયું;અને એ હુંફની છાયામાં તરુણોના જીવનનું એક નવું અને પ્રાણવાન સર્જન રચાઇ રહ્યું; પણ મહાત્મા મુનશીરામનો માર્ગ કંઇ ગુલાબોવડે નહોતો પથરાયો. પ્રજાવિધાનના દુર્ગમ રાહપર તો કંઇક શૂળા વેરાયા હતા. એમની શિક્ષણપ્રવૃત્તિમાંય 'ચારચક્ષુ' સરકારે રાજદ્રોહની ઘોર વાદળીઓ ઘેરાયેલી દીઠી. ગોરા દેવાધિદેવોની ખફા એનાપર ધુરકવા લાગી. એના પંથ આડે અનેકવિધ આવરણો ખડાં થયાં; છતાં એ ભડવીર ન જ ડગ્યો. એ તો વિજયને વરવા નીસરેલો આજીવન લડવૈયો હતો. એની છાતી લોખંડની ઘડાઇ હતી. સત્તર સત્તર વર્ષોસુધી તે પારાવાર આપત્તિઓ સામે નિસ્પંદ ઝુઝ્યો. બોંબ, રિવોલ્વર અને કારાગારની એણે ગણત્રી ન કરી અને એણે વિજય મેળવ્યો. ગુરુકુળની સંસ્થા એના વિરાટસ્વરૂપે આજે મુનશીરામની ભાવનામૂર્તિસમી નિશ્ચળ ઉભી છે. ત્રીસ વર્ષને અંતે આજે એ સંસ્થાની પંજાબભરમાં પથરાયેલી શાખા–પ્રશાખાઓમાં દોઢ હજાર કન્યા–કુમારો સ્વાધીનતાનું શિક્ષણ મેળવી રહ્યાં છે. પોણોસો સ્નાતકો એમાં શરીર અને માનસ કેળવીને સંસારમાં આજે સ્વમાન અને ધર્મભાવનાથી મહેકતું જીવન ગુજારી રહ્યા છે.

## મહિલાશિક્ષણનો નિર્માતા

કેળવણીકાર મુનશીરામની શિક્ષણભાવના વિરાટ હતી. એણે કાબેલ શિક્ષણશાસ્ત્રીની નજરવડે વિલોકી લીધું હતું કે, રાષ્ટ્રની ઉન્નતિની ખરી ચાવી મહિલાશિક્ષણમાં છે. બાળક એ જો ભાવી પ્રજા છે, તો એ પ્રજાની ઘડનાર તેની જનનીજ છે. માતાના કુસંસ્કારો ભાવી પ્રજાના વિઘાતક નીવડવાના, માટેજ પ્રજાવિધાન સારૂ પ્રથમ દરજ્જે મહિલાશિક્ષણની જરૂરત છે, એમ જાણી લઇ તેણે જલંધરમાં કન્યાઓનું મહાવિદ્યાલય ઉભું કર્યું. સ્ત્રીજીવનની ઉન્નતિમાટેની એની ધગશ પંજાબમાં ઠામઠામ પથરાયેલાં કન્યાશિક્ષણાલયો અને દિલ્હીના કન્યાગુરુકુળરૂપે સાકાર ઉભી છે.

## સમાજસુધારણા

પણ એણે રાષ્ટ્રીય કેળવણીનું નિર્માણ કરીનેજ ઇતિકર્તવ્યતા નથી માની. હિંદુ સમાજનાં બહુવિધ દૂષણો સામે એની ઝુંબેશ એટલીજ ઘોધમાર હતી. જ્ઞાતિ–પેટાજ્ઞાતિના સાંકડા વાડા એના દિલને ડંખ દેતા હતા. એ બંધને તોડી વછોડી, એ કાળે તો લગભગ વિપ્લવકારક ગણાય

એવું આચરણ એણે અખત્યાર કર્યું. પોતાનાં સંતાનોને એણે પરજ્ઞાતિમાં વરાવી વર્તનનો મજબૂત દાખલો બેસાર્યો. જ્યારે ગાંધીજીની અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિનો હિંદને ખ્યાલે નહોતો ત્યારે હિંદુસમાજના વિરોધવચ્ચે સામી છાતીએ ચાલીને અંત્યજોનું બંધુત્વ રાખનાર આ એકલ સમાજસુધારક હતો.

## મુનશીરામમાંથી શ્રદ્ધાનંદ

ધીમે પણ અચૂક પગલે જરા એના ઉપર ધસી આવતી હતી. એણે જીવનનો નમતો પહોર નીહાળ્યો અને પોતાની તમામ પ્રવૃત્તિઓપરથી. સર્વ અનુરાગ સમેટી લીધો. એણે સંન્યાસ ધારણ કર્યો. મહાત્મા મુનશીરામ મટીને તે સ્વામી શ્રદ્ધાનંદ બન્યા. હાથે સર્જેલી નવી સૃષ્ટિનો અનુરાગ વિશ્વપ્રેમમાં પરિણમ્યો. ભગવાં પહેરીને એ તો જગતનું કલ્યાણ કરવા બહાર પડયા.

## રાષ્ટ્રવિધાન

વાનપ્રસ્થ જીવનમાં મુનશીરામે બ્રહ્મચર્ય અને રાષ્ટ્રીય શિક્ષણનું સ્વપ્ન સફળ કરીને આત્મનિમજ્જનની સંન્યસ્થ જીંદગી સ્વીકારી; પણ એટલામાં તો સંન્યાસી શ્રદ્ધાનંદને કાને પરાધીનતાનું રુદન કરતી ભારતમાતાનો આર્તસ્વર અથડાયો. એણે નિશ્ચય કર્યો કે, જ્યાંલગી માતૃભૂમિ વેદના અનુભવે છે, ત્યાંલગી મારે આત્મકલ્યાણની નિવૃત્તિ કશા ખપની નથી. રાષ્ટ્રનો સાદ જો પુત્રને ન જગાડે તો એ પુત્ર નથી, પણ પથ્થર છે. વિરક્તિ અને સંસારત્યાગના ઓઠાતળે એને વનવાસમાં ઝોકાં ખાવાની મતિ નજ સુઝી. એ તો વૃદ્ધાવસ્થામાંયે જુવાનજોધ લડવૈયાના સાજ સજીને બહાર આવ્યા અને પોતાની જાતને રાષ્ટ્રોત્થાનની અવિરત ઝુંબેશમાં ડૂબાવી દીધી. ત્યારથી એના જીવનની પ્રત્યેક પળ પરાધીનતાની શૃંખલા તોડવામાં ખર્ચાવા લાગી. રાષ્ટ્રવિધાન એજ એનો જીવનમંત્ર બની રહ્યો.

## વીરત્વની પરાકાષ્ઠા

કાંગડીની વનરાજીમાં મત્ત માતંગો ને હિંસક પ્રાણીઓનો સામનો કરનાર જુવાન મુનશીરામને હવે વૃદ્ધાવસ્થામાં એથીયે અધિક શૌર્ય દાખવવાના પ્રસંગો ખડા થયા. ૧૯૧૯ ના કાળા સંવત્સરમાં પંજાબના રૉલેટ કાયદાએ દેશભરમાં અરેરાટી પ્રસારી દીધી અને પડતાપર પાટુ લગાવવા જલીઆનવાલા બાગનો પૈશાચિક હત્યાકાંડ ખેલાયો. પ્રજા સમગ્રનાં હૈયાં થરથરી ઉઠયાં. દિલ્હી નગરમાં ભયંકર ઉશ્કેરાટની લાગણી પ્રસરી રહી. હિંદુ–મુસ્લીમ સર્વ કોઇ એ જુલ્મજહાંગીરી સામે પોતાનો વિરોધ દાખવવા ટોળે મળ્યા. વચ્ચે શ્રદ્ધાનંદજીનો સિંહનાદ ગર્જી ઉઠયોઃ “બસ, નિર્દોષ માનવતાનો સંહાર નહિજ થવા દઇએ.” હજારો હિંદુમુસ્લીમ જનોને પોતાની વિરાટ હુંફમાં સંઘરી એ ભીષ્મસમો અણનમ અને અડગ સંન્યાસી ચાંદનીચોકમાં આવી ઉભો. લશ્કરી કાયદાના સાજ સજીને સરકારની ગુરખા ટુકડી વિરોધ પોકારનાર જનતાની મેદની વીખેરવા મારમાર કરતી ખડી થઈ. વીખરાઇ જવાના લશ્કરી આદેશની અવગણના કરી સંન્યાસી સ્વસ્થ ઉભો રહ્યો. હિંદુ–મુસ્લીમો કંપી ઉઠયાઃ “હમણાં આ મશીનગનો અમારા ઉપર ઠલવાઇ જશે!” પણ શ્રદ્ધાનંદજીને આત્મબળમાં અવિચળ શ્રદ્ધા હતી. ગુરખા સોલ્જરો સંગીન લઇને હલ્લો કરવા ધસ્યા. મેદનીને મોખરે જઇ શ્રદ્ધાનંદ છાતી કાઢીને ઉભા રહ્યા. “વિંધી નાખો, તાકાત હોય તો સંગીન ચલાવી દો.” ગુરખાઓ સ્તબ્ધ બનીને ઉભા રહ્યા. તપોધન સંન્યાસીનું એ તાપસતેજ, એની કાયામાંથી નીસરતાં પ્રતિભાકિરણો, એની આંખની સૌમ્ય ને જવલંત ધુતિ–આત્માના ઓજસ્ આગળ પશુબળ ઝંખવાણું પડયું. યુગ યુગ સુધી આ ઘટના ભારતવાસીઓનાં સંતાનો પોતાની જનનીનાં ધાવણમાં ધાવશે.

## પંજાબીઓનો વિશ્વાસ

પંચનદના દેશને એ સંન્યાસીના નામની લગની લાગી હતી. એના શબ્દે પંજાબીઓ ઘેલા થતા. શ્રદ્ધાનંદની સેવા ઉપર તેઓ મુગ્ધ બન્યા હતા; એટલેજ જ્યારે અમૃતસરમાં રાષ્ટ્રીય મહાસભા મળી અને અતિથિઓનાં જૂથ આવી ઉતર્યાં, ત્યારે મુસળધાર વરસાદની વચ્ચે સરકારની કડક નીતિની બીકે પ્રજાજનો મકાન આપવાને તૈયાર નહોતાં. એવી વિકટ વેળાએ એક શ્રદ્ધા-

નંદના અવાજને પંજાબીઓએ પોતાને મસ્તકે ચઢાવ્યો અને એકેક ઘરે પચાસ પચાસ અતિથિઓને સાચવી લીધા.

## હિંદુવટનો ઉદ્ધારક

એને વેદધર્મ અને હિંદુવટ ઉપર પ્રેમ હતો, પણ એ તેણે રાષ્ટ્રભાવનામાં મિલાવી દીધો હતો. હિંદુ–મુસ્લીમ ઐક્ય સાધવામાં એની ઝુંબેશ અજોડ હતી. એ યોગીવરજ એક એવા હિંદુનેતા હતા કે જેને મુસ્લીમ જનતાએ પોતાનીજ સભામાં વ્યાસપીઠપરથી સાંભળવાની સહિષ્ણુતા દાખવી હતી. આ એકજ ઘટના એની ઉદાર રાષ્ટ્રભાવનાની જીવંત સાબિતી છે. એને કટ્ટર કોમવાદી કહેનારાઓ આત્મવંચનામાં ગોથાંજ ખાય છે. અમૃતસરના ઘોર હત્યાકાંડ પછી હંટર કમીટી સમક્ષ બળતી ભાષામાં જુબાની આપનાર શ્રદ્ધાનંદનું હૃદય હિંદુમુસ્લીમ બન્ને કોમ ઉપર ઉતરેલી આફતની કરુણ ચીસો સંભળાવતું હતું. અસહકાર અને ખિલાફત પ્રવૃત્તિમાં એનો કોમવાદનો એક પણ સૂર કોઇએ કદી સાંભળ્યો છે? પણ અસહકારના જુવાળ ઓસરાઇ ગયા અને ખિલાફતની ઝુંબેશ ઉપરથી પ્રજાને ઇતબાર ઉઠી ગયો, ત્યારે હાડવૈરીઓની જેમ હિંદુ-મુસ્લીમોએ રમખાણો મચાવ્યાં. મલબાર, કોહાટ, મુલતાન, પીંડી, સહરાનપુર, મથુરાં–કેટલે કેટલે ઠેકાણે કોમી પાશવતાએ કચ્ચરઘાણ વાળ્યો! મલબારમાં સ્વામી શ્રદ્ધાનંદે બળીઆ મુસ્લીમોને હાથે નિર્બળ ને અસહાય હિંદુજનતાને મેંઢાની માફક રહેંસાઈ જતી નીરખી. એમના હૃદયમાં હિંદુઓની એકસંપીના અભાવપર, હિંદુઓની અરક્ષિત અને પરાવલંબી દશાપર, હિંદુઓની આત્મરક્ષણની અશક્તિ ઉપર લજ્જા ઉપજી. એ બન્ને કોમનું ઐક્ય ચાહતા હતા, પણ તે સમાનતાના ધોરણે, એક કોમ પોતાના પશુબળથી બીજીની ગરદનપર ચઢી બેસે ને તેનો અવાજ ગુંગળાવી નાખે એવા અન્યાયી અને એકપક્ષી ધોરણપર નહિ. સાચો ભાઈચારો બે બળવાનો વચ્ચે સંભવે. નામર્દ અને શૂરવીરતાનો કૃત્રિમ સંગાથ કેટલીક ઘડીઓ લગી ટકી રહે? એક બાજુથી હિંદુઓ ઉપર લોહીતરસ્યા મુસ્લીમોનું આક્રમણ, બીજી બાજુથી તેમની સામે ધસ્યે આવતી મુસ્લીમોની ધર્માન્તરણ ને વટાળકાર્યની પ્રવૃત્તિ, ત્રીજી બાજુ હિંદુજનતામાંથી ખ્રિસ્તધર્મમાં ખેંચાઇ જતો એક જબ્બર વર્ગ અને ચોથી બાજુ ખ્રિસ્તધર્મને ભેટેલા હજારો જાતિબાંધવોની હિંદુવટમાં પુનઃ આવવા ઇંતેજારી છતાં તેમને સદા અસ્પૃશ્ય અને મ્લેચ્છ માનનાર હિંદુસમાજની મંડૂકવૃત્તિ–આમ ચોગરદમથી એણે હિંદુવટને કાળના ઝપાટામાં ઝંપલાતી નિહાળી. એટલે એણે વટલેલાની શુદ્ધિ કરવાની અને સ્વધર્મીઓનો દુર્ગ દુર્ભેદ્ય બનાવવાની શુદ્ધિ–સંગઠનની આત્મરક્ષક પ્રવૃત્તિઓ હાથ ધરી. હીણાતી હિંદુવટને ઉદ્ધારવાની અને સબળ સંઘ કરી લીધા પછી મુસ્લીમોની સંગાથે સમાનતાને નાતે સંપ રચવાની ભાવના આચરણમાં મૂકી. સાથે સાથે અંત્યજોદ્ધાર અને દલિત કોમના ઉદ્ધારની હીલચાલ પણ એણે જોસભેર આદરી દીધી. એક વેળા 'સદ્ધર્મપ્રચારક' અને 'શ્રદ્ધા' નામે પત્રો શરૂ કરીને રાષ્ટ્રીય લડતમાં વેગળાં મૂકેલાં એ સામાહિકોને 'લીબરેટર' રૂપે પુનઃ પ્રકટાવ્યાં. એ 'લીબરેટર' ને પાને પાને દલિત વર્ગનાં આંસુ લૂછતા પરમાર્થી સાધુની વેદના સદેહે આલેખાઇ રહી છે. કવચિત્ એમાં શુદ્ધિ સંગઠનની પ્રચારણાયે ચિતરાઇ છે; છતાં એનો પ્રધાન સૂર રાષ્ટ્રભાવનાનુંજ સંગીત ગુંજે છે. એમાં શરૂ કરેલી 'ઇન ઍન્ડ આઉટ ઑફ ધી કૅાંગ્રેસ' લેખમાળા સ્વામી શ્રદ્ધાનંદના વેધક ને વિવેચક રાજદ્વારી વિચારોથી પ્રચુર એક બહુમૂલ્ય મીમાંસા છે. હિંદુવટના એ ઉદ્ધારકની ઉદાર રાષ્ટ્રભાવના તો જુઓ. છેક ૧૯૨૪ માં તેણે હિંદુ મહાસભામાંથી રવાનગી લીધી. શાને કાજે? ત્યાં લાલાજી અને પંડિત માલવીજી રાષ્ટ્રીય મહાસભામાંયે કોમીવાદ દાખલ કરવાની અને કોમી ધોરણે હિંદુમહાસભા તરફથી ધારાસભાના સભ્યો દોડાવવાની યોજનાઓ ઘડતા હતા. હિંદુ–મુસ્લીમ એકદિલી સર્જવા ઇચ્છનાર સંન્યાસીને એ કોમવાદ ન રુચ્યો. એણે હિંદુમહાસભાને સલામ ફરમાવી. આવા ઉદાર ને પરધર્મના સહિષ્ણુ રાષ્ટ્રવિધાયક સ્વામીને કટ્ટર કોમવાદી અને ઇસ્લામનો શત્રુ ગણનાર મુસ્લીમો ખરેખર ભયંકર અન્યાય આચરી રહ્યા છે.

## આફત

શુદ્ધિનું સંચલન ઉઠાવ્યા પછી સ્વામીજી ઉપર નિરંતર આફત તોળાઇ રહી હતી. એમનાપર કંઇક જાસા–ચિઠ્ઠીઓના વરસાદ વરસ્યા હતા; પણ બોમ્બ, રિવોલ્વર ને છુરીસામે સદૈવ ખુલ્લી

છાતી રાખીને અડગ ડગ ભરનાર તપોધન એમ શાનો ચળે ? તેમાંયે છેલ્લા છ માસથી ખુનીની છુરી એની આંખ સામેજ ચળકાટ કરી રહી હતી. જે અસગરી બેગમે ખાનગી રીતે વૈદિક સાહિત્યનું અધ્યયન કરી વેદધર્મનું ગૌરવ પરખ્યું હતું, તેને તેની સ્વેચ્છાથીજ આર્યા બનાવી હિન્દુવટમાં લાવનાર સ્વામીજીનું મરણ બહુ દૂર નહોતું. મુસ્લીમ બંધુઓએ સ્વામીપર પરણેલી સ્ત્રીના અપહરણનો આરોપ ઢોળી અદાલતનાં પગથીઆં અનેકવાર ઘસડી નાખ્યાં હતાં; પણ અદાલતને આંગણે તો શ્રદ્ધાનંદજી નિર્દોષ ઠરીને બહાર આવ્યા. એ ઘડીએથી એનું રુધિર ચાખવા કેટલાંક ખુની હૈયાં તલસી રહ્યાં. સ્વામીજી સર્વ ધમકીઓને મધુર સ્મિતે હસી કાઢતા; પણ આખરે એ જાસા-ચિઠ્ઠીઓ સાચી ઠરી. ધર્માંધ મુસ્લીમવર્ગ શુદ્ધિની પ્રવૃત્તિ કે હિંદુઓની જાગૃતિ સહી ન શકયો.

અને ત્રેવીસમી ડિસેમ્બરના નમતા બપોરે બિમાર, બિછાનાવશ, અશક્ત, નિર્દોષ ને એકલ સ્વામીજી ઉપર એક નામર્દ મૂર્ખ મુસ્લીમે, સ્વામીજીનું આતિથ્ય સત્કાર્યા પછી, બેવફા બનીને પોતાની રિવોલ્વર છોડી મૂકી. વીરનરને વીરોચિત અને સુમહોજ્જ્વલ અવસાન સાંપડયું; પણ સાધુસુના હિંદનો એક વિરલ સાધુ જતાં તો આર્યાવર્ત માર્મિક જખ્મની વેદના અનુભવી રહ્યો.

## ખૂનની વિચારણા

શ્રદ્ધાનંદજી કંઇ ધર્માંધ કે અનુદાર આચાર્ય નહોતા. સનાતનવાદની જડમાં સડી સડીને સમાજમાં પોતાના દુરાચારોની બદબો ફેલાવનાર મહંત, શર્મા કે ગુસાંઇ નહોતા. એ તો સૌમ્યતાની સાક્ષાત્ મૂર્તિ હતા. રાષ્ટ્રવિધાયક અને ધુરંધર સમાજસુધારક હતા. હિંદુ-મુસ્લીમ એકદિલીની ભૂમિકા તૈયાર કરનાર દેશનેતા હતા. મુસ્લીમો વચ્ચે તેઓ કેટલાયે મિત્રો સર્જી શકયા હતા. હિંદુવટના ઉદ્ધારની ભાવનાને અને કોમવાદને તેઓ રાષ્ટ્રવાદમાં સહેજે ડૂબાવી શકતા; એટલેજ એમની ખોટ સારા ભારતને, હિંદુ-મુસ્લીમ સકળ જનતાને સાલે તેવી છે, તેથીજ આજે ગઝનવી, અલીભાઇઓ, સર મહમદ શફી, ઝીણા અને અબ્દુલ કાદિર જેવા ધરખમ મુસ્લીમ નેતાઓ આ હિચકારા ખુનીના ધર્મઝનુન ઉપર લ્યાનત પોકારી રહ્યા છે અને એમ છતાંએ કોમી ઐકયની સર્વ સંભાવના છુંદાઇ ભુંસાઇ ગઈ છે. જે ઘડીએ કોમી કલહને ત્યજી પરસ્પર તડજોડની તૈયારીઓ થતી હતી, તે અણીની પળે આ અશનિપાત કોમી હુતાશનનું બીજારોપણ કરે છે. મુસ્લીમ નેતાઓનાં આશાવાન વચનો તો હજુયે કોમી એખલાસની સંભાવના ઉપસ્થિત કરે; પણ જે કોમમાં સર અબ્દુલ રહીમ જેવો નેતા શ્રદ્ધાનંદના ખૂનને, દિલ્હીના ચોકમાં કોપાયમાન જનસમૂહને હાથે વૈરતૃપ્તિ અર્થે હણાયેલા એક મામુલી મુસ્લીમના મરણ સાથે સરખાવી, આ હીચકારા ખુનીને તિરસ્કારવાને બદલે શ્રદ્ધાનંદજીનું અવસાન ગળી જવાની મૂર્ખાઇભરી શિખામણ આપે છે, જે કોમમાં એક જબ્બર ને ઝનુની વર્ગ ખુની અબ્દુલને ગાઝી બનાવી તેનાં પ્રશસ્તિ ચિત્રો દિલ્હીની બજારમાં વેચી ખુનનેજ આદરણીય ગણે છે, તે કોમ સમાનતાના ધોરણે કયી પેરે હિંદુઓ સાથે એકદિલી સ્થાપી શકશે ? કુરાન શું જબરજસ્તીથી વટાળકાર્ય કરવાનું ફરમાવે છે ? હદિસ અને કુરાનમાં શું બિનગુનાહ કાફિરની કત્લ કરવાનું શાસન છે ? કુરાન જો બુદ્ધિવાદને બાજુએ મૂકી એકલી સમશેરનું શાસન આપતું હોય તો હઝરત્ મહમદ પેયગમ્બરને કોઇ બીજીજ આલમ શોધવી પડશે. તબ્લીગ પરિષદને પ્રમુખપદેથી એક મુસ્લીમ બેરિસ્ટર ધગધગતી વાણીમાં સંદેશ આપે છે કે, દશ વર્ષમાં કુલઝપટ હિંદુઓને અભડાવી મુસલમાન બનાવી મૂકવા અને જયારે સ્વરાજ્ય સાંપડે ત્યારે એકલા મુસ્લીમોએજ સ્વાધીન શાસનની લગામ હાથ ધરવી. તંગ વાતાવરણમાં આ અળખામણી ને અક્કલશૂન્ય મનોદશાની બુલંદ જાહિરાત કેટલી બધી હાનિકારક નીવડશે ? આ પરિસ્થિતિમાં તો હરેક મુસ્લીમ નેતાની ફર્જ છે કે, તેણે કુરાને શરીફની આજ્ઞા સ્વચ્છંદી રીતે કોઈપણ માનવનો વધ કરવા નથી ફરમાવતી, એમ સાફ સાફ પોતાના ધર્મબાંધવોને સંભળાવી દેવું. કુરાનના ફર્માનવટિક અન્ય કોઇ દલીલને કે બુદ્ધિવાદને લાત મારવાનો મહાવરો પામેલી મુસ્લીમ જનતાને ખ્વાજા હસન નિઝામી કે સર અબ્દુલ રહીમ કુરાનનું સાચું રહસ્ય કયારે શીંધાડશે ? ગાંધીજીને ખુની અબ્દુર રશીદની દયા આવે છે. સર્વ કોઇને આવશે; પણ કેવળ કુરાન-અધીન મુસ્લીમ મનોદશાનું નિદાન કરી એ ભીષણ વ્યાધિમાટે ઓસડ શોધનાર ઉદાર મુસ્લીમ નેતાઓ પ્રાંતે પ્રાંતે નહિ પાકે, ત્યાંસુધી આ પ્રજળતા કોમી વડવાનલનું શમન સ્વપ્ન જેટલુંયે સિદ્ધ થવાની આશા બાંધવી વ્યર્થ છે.

# હે રામ !

( 'હિંદુપંચ'ના તા. ૭-૪-૧૯૨૭ ના અંકમાંથી )

" श्रीरामः शरणं समस्तजगतां रामं बिना का गति ।
रामेण प्रतिहन्यते कलिमलं रामाय कार्यं नमः ॥
रामात् त्रस्यति कालभीमभुजगो रामस्य सर्वं वशे ।
रामे भक्तिरखंडिता भवतु मे राम त्वमेवाश्रयः ॥"

પ્રભો ! આજ કા હી વહ દિન થા, જબ તુમ અયોધ્યા કે રાજમહલોં મેં માતા કૌસલ્યા કે ગર્ભ સે પ્રકટ હુએ થે. યહી ચૈત્ર શુક્લા નવમી કી પુણ્ય-તિથિ થી, ઐસી હી મધુમાસ કી મધુર મલય-વાયુ પ્રવાહિત હો રહી થી. જગત મેં ઋતુરાજ વસન્ત કી નિરાલી શોભા છાયી હુઈ થી. વૃક્ષ-વૃક્ષ મેં નયે પત્તે, ડાલ-ડાલ મેં નયે ફૂલ નિકલ આયે થે. મજ્ઞરિત રસાલ કી ડાલપર બૈઠી હુઇ પ્યારી કોકિલાએં પ્રાણુ-મન-વિનોદિની સૂરીલી તાનેં છેડ રહી થી. હૃદય-હૃદય મેં નયી ઉમંગે લહરેં લે રહી થી ઔર દશરથ કે આંગનમેં તો—

"પારાવાર પૂરન અપાર પરબ્રહ્મ-રાસિ, કૌસિલા કે કોરૈ એક વાર હીં કુરૈ પરી."

ઉસ સમય પૃથ્વી પાપ કે બોઝ સે દબી હુઇ થી, ઋષિ-મુનિયોં ઔર સાધુ-સંતોં કા પૂજા-પાઠ ભી નિર્વિઘ્ન નહીં હોને પાતા થા, કુલ-લલનાઓં કા સતીત્વ દુષ્ટ રાક્ષસોં કી ક્રીડા કી સામગ્રી હો રહા થા, ચારોં ઓર અત્યાચાર નગ્ન મૂર્તિ ધારણ કર તાંડવનૃત્ય કરતા દિખાઇ દેતા થા. લંકા મેં રાવણુ નામકા રાક્ષસોં કા રાજા અન્યાય, અધર્મ, અત્યાચાર, અતિચાર ઔર અવિચાર કી સંદેહ-મૂર્તિ બનકર ધર્મ ઔર ધર્માત્માઓં કે ધ્વંસપર તુલા બૈઠા થા. પ્રતિકાર કા કોઈ ઉપાય દષ્ટિ-ગોચર નહીં હોતા થા. સિવા અન્યાય કે સામને સિર ઝુકા દેનેકે કિસીમેં વહ શક્તિ નહીં રહ ગયી થી, જો સંસાર કો ઇસ પ્રબલ ધૂમકેતુ કે ઉપદ્રવ સે બચા દે.

ઉસી સમય હે રામ ! તુમ ધરાધામપર આયે. દશરથ ને સોચા, કિ ઉનકે જીવનવ્યાપી ધર્મા-ચરણુ કે ફલ સે, પુણ્યોં કે પ્રતાપ સે, ચૌથેપન મેં ઉનકો પુત્ર-રત્ન પ્રાપ્ત હુઆ હૈ; પરંતુ રામ ! તુમ તો કેવલ દશરથ યા કૌશલ્યાકી હી સમ્પત્તિ નહીં થે-તુમ તો અખિલ બ્રહ્માંડકે નાયક થે, પર-માત્મા કે અવતાર થે, જગત્ કે અસંખ્ય જીવોં કો અત્યાચાર કી ચક્કી મેં પિસને સે બચાનેકે લિયે નરરૂપ મેં અવતીર્ણ હુએ થે. ઇસી સે ભરી જવાની મેં, જબ સંસાર કે સાધારણ સે ભી સાધારણ શ્રેણી કે યુવક જીવન કી સબસે પ્યારી ઘડિયોં કો આનંદ કે સાથ,હસીખુશી મેં હી બિતા દેના ચાહતે હૈં,તુમને સસાગરા પૃથ્વી કે ચક્રવર્તી-રાજ્યપર લાત મારકર ચૌદહ વર્ષોં કે લિયે કઠિન વનવાસ કા વ્રત અંગીકાર કર લિયા.

રાજતિલક કી પૂરી તૈયારી હો ચૂકી થી,સારે અવધ મેં બધાવે બજ રહે થે,ઘર-ઘર મંગલ કે ગીત ગાયે જા રહે થે,ગતઃકાલ હી રામ કો યુવરાજ કા પદ દિયા જાયેગા, યહ નિશ્ચિત હો ચૂકા થા; પરંતુ કાએક સુધા-કલશ મેં વિષ કી બૂંદ પડ ગયી. સૌતેલી માતા કૈકેયીકે મનમેં કુટિલા મંથરાકી કપટ-મંત્રણા કે કારણ કુમતિ ઉત્પન્ન હુઇ ઔર ઉન્હોંને સત્યવ્રત રાજા સે રામ કે વન-વાસ કી આજ્ઞા માંગ લી. પુત્ર-વત્સલ પિતાને અપને મુંહ સે વહ કઠોર આજ્ઞા જારી નહીં કી-યહ કામ ભી ઉનકી ઓરસે કૈકેયીને હી કિયા; પરંતુ નિર્દોષપર વજ્ર-પ્રહાર કરતે હુએ એક વાર ક્રૂર સે ભી ક્રૂર આત્મા ભી કાંપ જાતી હૈ. કૈકેયી સે તુરત હી કુછ કહતે ન બન પડા. રામ કે યહ પૂછનેપર કિ પિતાજી એકાએક ઐસે દુઃખી કયોં હો રહે હૈં ? ઉનકે મનમેં કૌનસા કષ્ટ હૈ ? કૈકેયી ને કહા: "પુત્ર ! ન તો મહારાજ કો કોઇ દુઃખ હૈ, વે તુમસે અસંતુષ્ટ હૈં; પરંતુ કોઇ બાત ઐસી ઉનકે મનમેં અવશ્ય હૈ, જિસે વે સંકોચ કે મારે તુમસે નહીં કહ સકતે. યદિ તુમ ઉનકી બાત માનને કે તયાર હો, તો અભી તુમસે મૈં સબ બાતેં ખોલકર કહ સકતી હું."

યહ સુન, રામને કિસ શાંતિ ઔર ગંભીરતા કે સાથ ઉદારતા એવં વીરતા સે ભરે હુએ વચન કહે થે, વહ સુનિયેઃ—

"अहो ! धिङ् नार्हसे देवि ! वक्तुमामीदृशं वचः । अहं हि वचनाद्राज्ञः पतेयमपि चार्णवे ॥

मक्षयेयं विषं तीक्ष्णं पत्तयेमपि पावके। नियुक्तो गुरुणा पित्रा नृपेण च हितेन च ॥
तद्ब्रूहि वचनं देवि! राज्ञो यदभिकांक्षितम्। करिष्ये प्रतिजानीहि रामो द्विनाभिभाषते ॥"

"માતા ! યહ તુમ ક્યા કહ રહી હો ? મેરે લિયે તુમ્હેં ઐસા કહના ઉચિત નહીં હૈ. ક્યા તુમ્હેં માલૂમ નહીં હૈ, કિ મૈં મહારાજ કી આજ્ઞા પાઉં, તો ધધકતી આગ મેં કૂદ પડૂં, સમુદ્રમેં ડૂબ જાઉં ઔર હસતે હસતે ભયંકર વિષ કા પ્યાલા પી લૂં ? વે મેરે પિતા, ગુરુ, રાજા ઔર હિતૈષી હૈં–ઉનકી આજ્ઞા મેરે લિયે વેદ-વાક્ય સે ભી બઢકર હૈ. શીઘ્ર કહો, વે ક્યા ચાહતે હૈં ? વે જો કહેં, વહ કરનેકે લિયે મૈં તૈયાર હૂં. ઠીક જાન લો, રામ દો બાતેં નહીં કરતા, જો કહતા હૈ, ઉસે પૂરા કર દિખાતા હૈ."

ઇસ પ્રતિજ્ઞાવચન કો સુનકર કૈકેયી ને અપને તરકસ કે વે દોનોં તીર નિકાલે; જો કદાચિત્ બડે સે બડે ધીર પુરુષ કા હૃદય ચીર ડાલતે; પર રામને ઉન્હેં ફૂલ કી તરહ સ્વીકારકર મુસકરાતે હુએ કહા–" માઁ ! ઇતની સી બાત કે લિયે મહારાજ કો ઇતના દુઃખ હૈ? લો, મૈં અભી વન જાતા હૂં. ભાઇ ભરત કો ગદ્દી મિલે, ઇસસે બઢકર આનંદ કી બાત મેરે લિયે ઔર ક્યા હોગી? હાં, યહ દુઃખ મુઝે અવસ્ય રહા, કિ ભરત કી રાજગદ્દી મૈં અપની આંખોં ન દેખ સકુંગા."

યહ કહ રામ, બિના ક્ષણ-ભરકા વિલંબ કિયે, વન જાનેકો તૈયાર હો ગયે. કૈકેયી કે કોપ-ભવન સે ઐસા વજ્ર સા કઠોર આદેશ લેકર બાહર આનેપર ભી કિસીને ઉનકે તેજોમય મુખમંડલ કી કાંતિ મેં તનિક ભી કમી નહીં દેખી. કિસીકો યહ અનુમાન કરને કા ભી અવસર નહીં મિલા, કિ અભી-અભી ઇસ કોમલતા કી ખાનપર ઇંદ્ર કા ભયાનક વજ્ર બરસ પડા હૈ.

પિતા કા વહી આદેશ રામને એક દિન, દો દિન નહીં, ચૌદહ વર્ષોં તક સિર-આંખોંપર રખ્ખા. હજારોં તરહ કે કષ્ટ ઉઠાયે, પર એક દિન કે લિયે ભી પીછે ફિરકર નહીં દેખા; પિછલે દિનોં કે લિયે પશ્ચાત્તાપ તક નહીં કિયા–સામને આયે હુએ નીરસ ઔર કઠોર કર્તવ્ય કે પાલન મેં હી પ્રાણ-પણ સે લગે રહે.

કિતને પરિવર્તન હુએ; પરંતુ રામ ! તુમ્હારે રૂપ મેં તો કભી કોઇ પરિવર્તન નહીં દિખાઇ દિયા. વહી સાગરસા અગાધ અનંત ગગનસા ઉદાર-હૃદય જીવન કે સુખમય પ્રભાતસે લેકર જીવ-નાન્ત કી અંધેરી સંધ્યાતક સદા કામ કરતા રહા. માનોં જગત્ કો યહી શિક્ષા દેને કે લિયે તુમ ઇસ પૃથ્વીપર અવતરિત હુએ થે, કિ જીવન કા સમર-સ્થલી મેં નિરંતર યુદ્ધ કરના હી વીર કે જીવન કી સાર્થકતા હૈ. ઉસે એક દિન કે લિયે ભી વિશ્રામ, સુખ યા સુવિધા કા મુંહ જોહને કી આવશ્યકતા નહીં. યુદ્ધ હી ઉસકી પ્રકૃતિ હૈ, કષ્ટ સહના હી ઉસકા પુરસ્કાર હૈ.

ઔર, તુમ્હીંને પહલે-પહલ હમેં યહ સિખલાયા, કિ જગત્ મેં કોઇ જીવ છોટા યા નીચ નહીં હૈ.સભીમેં ઉસ પરમાત્મા કા અંશ વર્તમાન હૈ, જો સૂર્ય કી કિરણોં કી ભાંતિ બ્રાહ્મણ-ચાંડાલ સબકે ભીતર બૈઠા હુઆ હૈ. ઐસા ન હોતા, તો નિષાદોં કે રાજા ગુહ કો તુમ ક્યોં પ્યાર સે અપના સખા બનાતે ઔર ઉસે ગલે લગાતે? જિન બન્દરોં કા સવેરે-સવેરે કોઇ નામ ભી નહીં લેતા, ઉન્હીં કો અપના મિત્ર ક્યોં કર બનાતે ? વિભીષણ કો અપના પરમ સખા કહકર ક્યોં કર આલિંગન કરતે ? ભીલની કે જૂઠે બેરોં કો ક્યોં સરાહ-સરાહ કર ખાતે ? નાથ ! ઇસી લિયે તો હમ તુમ્હેં પરમાત્મા કહકર જાનતે, માનતે ઔર પૂજતે હૈં. ઇસીસે તો હમારા યહ વિશ્વાસ હો ગયા હૈ કિ–

**" રામ-ભક્તિ-મણિ ઉર બસ જાકે, દુઃખ-લવલેસ ન સપનેહુ તાકે. "**

હે પ્રભો ! હે રામ ! આજ ઇસ રામનવમી કે દિન હમેં તુમ્હારે કૌન-કૌનસે ચરિત નહીં યાદ આતે ? પ્રરંતુ દેવ ! સચ જાનના, હમ આજ ઐસે પતિત હો ગયે હૈં, કિ તુમ્હારે ઉપાસક કહલાકર ભી હમ થોથે અભિમાન ઔર ઝુઠે ધર્માડંબર મેં પડકર જગતભર સે નિંદિત ઔર ઉપ-હાસાસ્પદ હોતે હુએ ભી ન જાને કૌનસા બુરા ભલા દિન દેખને કે લિયે અબ ભી અપનેકો આર્ય ઔર હિંદુ કહતે હુએ પૃથ્વી કા ભાર બઢાયે હુએ હૈ. શતાબ્દી કે બાદ શતાબ્દિયાં બીતતી ચલી ગયી-હમને દાસતા કે દિન બડે સુખ સે કાટ ડાલે ઔર આજતક ઉસકે સાથ નાતા જોડે બૈઠે એક બાર શતસહસ્ર કંઠ મિલાકર તુમ્હારે ચરણોં મે અપની વિપત્તિ કી કથા ભી નિવેદન કરના નહીં ચાહતે. ભાઇ ભાઇ કા જો પ્રેમ તુમ દિખા ગયે હો, આજ યદિ હમમેં ઉસકા શતાંશ ક્યા સહ-સ્રાંશ ભી હોતા, તો ન જાને હમારે યે દુઃખ કે દિન કબકે બિદા હો ગયે હોતે. તુમને તો વાન-

રોં કો સખા બનાયા થા ઔર આજ હમ સ્વયં વાનરોં સે ભી ગયે–બીતે હોકર અપને હી ભાઇ-યોં સે ઇતની ઘૃણા કરતે હૈ, ઉનકી વિપત્તિ દેખકર મન હી–મન ઇતિને પ્રસન્ન હોતે હૈ, કિ હિંસ્ર પશુ ભી કદાચિત્ અપને કિસી સજાતીય પશુ કી પીડા દેખકર ઉતના પ્રસન્ન નહીં હોતા હોગા! સ્વાર્થ, આત્માર્થીપન ઔર નિર્લજ હૃદયહીનતાકે હમ પુતલે બને હુએ હૈં! નાથ! ઇસ પાપ-પંકસે, ઇસ અધમ દશા સે કૌન હમારા ઉદ્ધાર કરેંગા? દયામય! કયા ફિર એક બાર આકર અપને પ્યારે ભારત કી વર્તમાન દયનીય દુર્દશા કો દૂર ન કરેંગે?

કયા ચાહતે હો? હમારે અસ્તિત્વ કા લોપ? નાથ! વહી હોતા, તો ફિર રોના કાહેકા થા? ફિર તુમ્હેં ઉલાહના દેનેકા હી કયા કામ થા? તબ તો હમ પોથીપુરાણોં કે પન્નેં ઉલટકર યહ નહીં દેખને જાતે, કિ તુમને એક સમય ઉસી હિંદુજાતિ કો અપને જીવન સે પવિત્ર કિયા થા, જિસકે નામપર કલંક કી કાલિમા લગાનેવાલે આજ એક કી જગહ હજારોં રાવણ હમારે હી ઘર કે અંદર મૂછેં ફટકારતે હૈં! કિસ દિન કે લિયે પ્રભો! તુમને હમેં નિર્વીર્ય હોનેસે બચા રખા હૈ? કૌનસા દિન દેખના બડા હૈ, જિસકે લિયે શત–શત વર્ષોંસે પતિત દશાકો પ્રાપ્ત હુઇ યહ હિંદુજાતિ પૃથ્વી કે ઉપર જીતી–જાગતી દિખાઇ દે રહી હૈ? જાપાન મેં ઇતને ભૂકંપ આતે હૈં! પરંતુ પ્રભુવર! હમારે લિયે કોઇ ઐસા ભૂકંપ કયોં નહીં આતા, કિ હમ સબ એકસાથ હી અરબ–ઉપસાગર યા બંગાલ કી ખાડી મેં ડૂબ મરતે? ઇસ જીવન સે મૃત્યુ કયા સહસ્રવાર વરણીય નહીં? યહ તિલ–તિલ કરકે જલના, તપેદિક કે બિમાર કી તરહ રોજ ઘુલ–ઘુલ કર મરના, યહ પ્રતિદિન એક કે બાદ દૂસરી વિપત્તિ ઉઠાતે રહના કયા કોઇ સુખ કા જીવન હૈ?

આઓ, પ્રભો! એક બાર ફિર આઓ! હે રામ! માતા આદ્યશક્તિ કે સાથ એક બાર ફિર ભારત મેં આઓ! હિંદુ–જાતિ કો, હિંદુધર્મ કો ઇસ પ્રકાર ડૂબનેસે બચાઓ! હિંદુ હી હિંદુ–ધર્મ ઔર હિંદુ–જાતિ કો ડૂબો રહે હૈ! ધર્મ–કર્મ કા લોપ હોતા જાતા હૈ! અધર્મ બઢતા જાતા હૈ. રહ ગયી હૈ કેવળ સૂખી શાન ઔર મુંહમેં રામ, બગલમેં છૂરી! પરંતુ નાથ! કયા સચમુચ તુમ કભી આઓગે? તુમ બડે હી નિષ્ઠુર ન્યાયકર્તા, વિકટ વિચારક હો! તુમને "ઝુઠે હી કલંક સુનિ સીતાસી સતી ત્યાગી, હમ સાચે દૂં કલંકિનકો કૈસે અપનાઓગે?"

પરંતુ રમાનાથ! સચમુચ તુમ્હારે ચરિત્ર બડે હી વિચિત્ર હૈ! હમ ક્ષુદ્ર માનવ ઉન્હે કૈસે સમઝ સકતે હૈ? કૌન જાણતા હૈ હમારે સામને જો વિકટ વર્ત્તમાન મુંહ ફૈલાયે નજર આ રહા હૈ, ઉસકે ભીતર તુમ્હારી કૌનસી મહતી લીલા છિપી હુઇ હૈ? ઇસ જગતમેં જો કુછ હો રહા હૈ, જો કુછ હો ચૂકા હૈ ઔર આગે જો કુછ હોનેવાલા હૈ, વહ સબ તો તુમ્હારી હી લીલાઓં કે ભિન્નભિન્ન રૂપ હૈ! હમ ઇસી સત્ય કો ભૂલ ગયે હૈ, ઇસીસે તો હમ જો નીચે ગિરે હૈ, સો ઉપર ઉઠનેકા નામ-તક નહીં લેતે! યદિ હમ યહ જાન લેં, કિ હમેં ઇસ અવસ્થા મેં પટકકર તુમ્હીં હમેં ઇસ બાત કી શિક્ષા દે રહે હો, કિ ગિરકર ઉઠ ખડે હોના હી સચ્ચી મનુષ્યતા હૈ. તો ફિર હમારે ઉઠતે દેર ન લગે! પરંતુ હમારે પાપોં ને હમારી મનોવૃત્તિપર, હમારે જ્ઞાનપર, હમારે વિવેકપર, હમારી બુદ્ધિ-પર, તમ કા વહ પરદા ડાલ દિયા હૈ, કિ હે અનંત! હમ ઇસ અનંત બ્રહ્માંડ મેં સર્વત્ર તુમ્હારે હો અનંત રૂપ કો વિદ્યમાન નહીં દેખતે! યદિ દેખતે, તો પ્રહ્લાદ કી તરહ હમ ભી અપનેમેં, પરાયેમેં, ખગડ્ મેં, ખંભ મેં, પૃથ્વી મેં, આકાશ મેં, મિત્ર મેં, શત્રુ મેં, સ્વજાતિ મેં, વિજાતિ મેં, બ્રાહ્મણ મેં, શૂદ્ર મેં, પતિત મેં, પુણ્યાત્મા મેં, ધર્મ મેં, અધર્મ મેં–સર્વત્ર, સબ સમય, તુમ્હારી હી વ્યાપક રૂપ દેખ પાતે.

કૌનસી સાધના કરનેસે હે રામ! હમ ભી તુલસીદાસ કી તરહ ભાંગ સે તુલસી હો સકતે હૈ, યહ બતલાઓ! પ્રભો! તુમ્હારે બિના હમારે ઉદ્ધારકા ઔર કૌનસા પંથ હૈ? જ્ઞાનકા અંજન હમારો આંખોંમેં દેકર હમારી દષ્ટિકી સારી મલિનતા દૂર કર દો. હે સીતાપતે! જિસમેં હમ માતાવે અતુલનીય સ્નેહ–સાગર મેં, પિતા કે અનુપમ વાત્સલ્ય મેં ભ્રાતા કે નિષ્કપટ બંધુત્વ મેં, સખાઓં કે સુખદ સખ્ય–ભાવ મેં, સ્વજાતિ મેં, અભિમાન મેં, સ્વધર્મ કે ગર્વ મેં તુમ્હારા હી મંગલમય રૂપ દેખે ઔર અખિલ વિશ્વપર અપને હૃદય કા સમસ્ત પ્રેમ ડાલકર સબકો અપના સગા સમઝના સીખ જાયેં. હમમેં વહી ભાવના ભર દો, ભગવન્! જિસસે હમ ઉસી તરહ અપને પરમ શત્રુવેં ઉપર ભી દયા કરેં ઔર કુછ ઉસી આંતરિકતા કે સાથ ઉસ કે નિધનપર અશ્રુ–વિસર્જન કરે; જૈસી સહૃદયતા કે સાથ અપને પરમ વૈરી આતતાયી રાવણ કે રણ–શય્યાપર અનંત શયન કરતે દેખ તુમ્હારી આંખેં

ભાર આયી થી ! હમેં ઐસા કઠોર બના દો, દયામય ! કિ તુમ્હારી હી તરહ હમ ભી જગત–ભર કે કષ્ટોં કા પર્વત સિરપર ઉઠાયે હુએ કર્તવ્ય કે પથ સે પગભર ભી ઇધર–ઉધર ન હોં! ઉસકે લિયે હમ રાજ્ય ત્યાગ દેં, પ્રાણ દે દેં, પ્રાણપ્યારી કો ભી આંખોં કી આંટ કર દેં ! ધર્મકા પાલન કરને કે પથ મેં કોઈ બાધા હમેં રોક ન પાયે—અવિરામ ગતિ સે હમ નિરંતર આગે હી બઢતે ચલે જાયેં !

રામ ! હમ ચાહે લાખ ગિર ગયે હૈ. પરંતુ તુમ્હેં અભીતક નહીં ભૂલે ! જન્મ લેકર મરણ પર્યંત હમ તુમ્હેં નહીં ભૂલતે પ્રતિદિન, પ્રતિક્ષણ કિતને બહાનેસે હમ સેંકડો બાર તુમ્હારા નામ લેકર અપને હૃદયમેં હર્ષ, શોક, ઘૃણા, નિર્વેદ, કરુણા આદિ ભાવ વ્યક્ત કરતે હૈ ! મરને પર ' રામનામ સત્ય હૈ ' કી ધ્વનિ કે સાથ હી હમારી જીવન–લીલા કા અંત હોતા હૈ ! ઉસી દિન સબસે અધિક પ્રખરતા કે સાથ હમેં યહ વિદિત હોતા હૈ, કિ ઇસ સંસાર મેં રામ–નામ હી સત્ય હૈ ઔર સબ કુછ મિથ્યા હૈ ! ઉસી દિન હમ ઇસ સત્ય કી ઉપલબ્ધિ કરતે હૈ, કિ તુમ્હીં ઇસિ જગત કી સૃષ્ટિ, સ્થિતિ ઔર સંહાર કે કારણ હો ! તુમ્હીં માતા હો, તુમ્હીં પિતા હો, તુમ્હીં ભ્રાતા હો, તુમ્હીં બંધુ હો, તુમ્હીં સ્વામી હો, તુમ્હીં સેવક હો ! માતાપિતા હો કર તુમ્હીં સંતાન કે ઉપર સ્નેહકા સુધા–કલશ ઢાલતે હો ઔર સંતાન બનકર તુમ્હીં ઉસ સ્નેહ–વાત્સલ્ય કા ઉપભોગ કરતે હો, પ્રભુ હોકર તુમ્હીં દાસપર શાસન કરતે હો ઔર દાસ બનકર તુમ્હીં પ્રભુ કી સેવા મેં અપના અસ્તિત્વતક ભૂલ જાતે હો, તુમ્હીં ધની હોકર દાન દેતે ઔર યાચક બનકર ભિક્ષા–પાત્ર ફૈલાતે હો, તુમ્હીં નાયક–નાયિકા કે પ્રાણોં કે અંદર બૈઠકર ઉનસે પ્રેમ–લીલા કા સરસ અભિનય કરાતે હો, તુમ્હીં સકલ કર્મોં કે કર્તા, સકલ ધર્મોં કે ધાતા, સબ વિધિયોં કે વિધાતા ઔર નિખિલ વિશ્વ કે નિર્માતા હો.

હે રામ ! હમારે બડે ભાગ્ય થે, જો તુમને હમારે દેશ મેં, હમારે સજાતીય ઔર સહધર્મી બનકર જન્મ ગ્રહણ કિયા, ઔર હમેં હી કયા, સારે સંસાર કો અપને આદર્શ દિખા ગયે, ઉન આદર્શોં કો હમ ભૂલ ગયે, ઇસી લિયે હમ આજ ક્ષુદ્ર હૈ, ક્ષુદ્રાદપિ ક્ષુદ્રતર હૈં મિટ્ટી કે ઢેલે સે ભી તુચ્છ એવં અપદાર્થ હુ; પર જિસ દિન હમ અપને આપકો પહચાનકર ફિર ઉઠ ખડે હોંગે, ઉસી દિન હમારે યહાં ફિર દશરથ હોંગે, કૌસલ્યા હોંગી, અયોધ્યા હોંગી, ભરત હોંગે, લક્ષ્મણ હોંગે, સતીશિરોમણિ સીતા હોંગી ઔર હોંગે રણ–દુર્મદ રાવણ કે અત્યાચાર સે દબી હુઇ પૃથ્વી કા ભાર હટાનેવાલે અશરણશરણ, અઘ–હરણ, તરણ–તારણ, વિઘ્ન–વિદારણ, જાનકી–રમણ ભગવાન રામચંદ્ર !

**શ્રી રામચંદ્ર કી જય !**

---

# રામનવમી

(લેખકઃ–**શ્રીયુત કુમાર ગંગાનંદસિંહજી**–તા.૭–૪–૧૯૨૭ ના "**હિંદુપંચ**"ના અંકમાંથી)

આજ કા દિન હમેં શ્રીરામચંદ્રજી કી શક્તિ કી ઉપાસના કરને કા સ્મરણ કરાતા હૈ. અત્યાચાર શમન કરને કે લિયે યદિ હિંદુઓં કે આદર્શ રામચંદ્રજી કો શક્તિ કી ઉપાસના કરને કી આવશ્યકતા પ્રતીત હુઈ, તો ન માલૂમ આજ નિર્બલ–નિરીહ હિંદુઓં કો શક્તિ કી ઉપાસના કરને કી કિતની અધિક આવશ્યકતા હૈ. હમારે જીવન કે પ્રત્યેક શ્વાસપ્રશ્વાસ સે અધિકાધિક સ્પષ્ટ હોતા જાતા હૈ, કિ પ્રત્યેક પલ હમારી શક્તિ કા કેવલ હ્રાસ હી નહીં હો રહા હૈ, વરન હમારી શક્તિ–સંચય કરને કી ક્ષમતા ભી નષ્ટ હોતી જા રહી હૈ. યહી કારણ હૈ, કિ હમ હિંદુ–સંગઠન કે વિષયમેં ઇતની મત–વિભિન્નતા પાતે હૈં ઔર ઉદાસીનતા હમ પર અધિકાર જમાયે હુઇ હૈ.

બહુધા દેખા જાતા હૈ, કિ જહાં કહીં હિંદુ સભા સ્થાપિત હુઇ ઔર કાર્યકર્ત્તા ચુને ગયે, કિ અવશિષ્ટ વ્યક્તિ સમઝતે હૈ, કિ યહી ઉનકે ઉત્સાહ કી પરાકાષ્ઠા હૈ. કાર્યકર્ત્તા યા તો અપની પદ–પ્રાપ્તિ સે હી સંતુષ્ટ હો જાતે હૈ યા અવશિષ્ટ જનતા કે નિરુત્સાહ ઔર નિરુદ્યમ કો દેખકર કિંકર્તવ્ય–વિમૂઢ હો, ચુપચાપ બૈઠ રહતે હૈં. કહનેકા તાત્પર્ય યહ હૈ, કિ કભી કાર્યકર્ત્તાઓં કી અ–કર્મણ્યતા કે કારણ ઔર કભી જનતા કી અકર્મણ્યતા કે કારણ હમ અપને લક્ષ્ય કા સાધન નહીં કર પાતે. મૈં માનતા હું, કિ કાર્યકર્ત્તા કે સિરપર બડી ભારી જિમ્મેદારી હૈ. વહ આન્દોલનરૂપી રથ કા

મગર ધોબિયોં કે ધૂમ કે આગે કિસીકી ન ચલી.બેચારે બૂઢે વસિષ્ઠજી કી ભી બોલી બંદ હો ગયી. એક ધોબી ને ખડે હોકર ઔર રામજી કી ઓર અંગુલી હિલા–હિલાકર સાફા સમ્હાલતે હુએ કહાઃ–'ઇન્હોંને શવરી કે જૂઠે બેર કયોં ખાયે ? કયા યહ ક્ષત્રિયોં કે લક્ષણુ હૈ ? કયા યહી સનાતનધર્મીયોં કે લક્ષણુ હૈ ? જબ રાવણુ કંધેપર સીતાજી કો લેકર ભાગા, તબ સફાઈ કયોં નહીં પેશ કી ગયી ? અબ અગર હમારે મન કે મુતાલિક ફૈસલા નહીં હુઆ, તો હમ લોગ અવધ કે રાજ મેં એક ભી નિંદ નહીં લેંગે–સરયૂજલ સે અપને હુકકે ભી ન ધોવેંગે. હમ લોગોં કે લિયે ડબલ રિયાયત કરના દુર્વાર હૈ."

અંત મેં ધોબિયોં કે ઇચ્છાનુસાર ઔર બહુમત હોને કે કારણુ "સીતા–પરિત્યાગ"કા પ્રસ્તાવ પાસ હુઆ. રામજી કે લિયે રાજા હોને કે કારણુ રિયાયત કી ગયી કિ તીર્થયાત્રા ઔર યજ્ઞ તથા ભોજન–ભંડારા કર કે અપના દોષ મિટા લેં.

ચલતે–ચલાતે એક ધોબી ને વસિષ્ઠજી સે કહાઃ–"મહારાજ ! હમ લોગ ગદહે હૈં–કોઇ ખ્યાલ ન કરના." વસિષ્ઠજી ને ક્રોધ મેં કહાઃ–"અગર ગદહે નહીં હો, તો સદૈવ ગદહોં કી સંગત મેં રહોગે–ઉન્હીં કી કમાઇ કે ભરોસે તુમ્હારા ગુજર હોગા."

યહ વિશેષ પ્રતિનિધિ કી પુરાની રિપોર્ટ સે છાન–બીનકર નિકાલી હુઇ "ભગવાન રામ કે બાયકાટ" કી કથા હૈ, 'હિંદુ–પંચ' કે પાઠકોં કી પંચાયત મેં પેશ કી જાતી હૈ.

---

# હરદ્વાર મેં કુંભ કા મેળા

( પ્રસ્તાવકઃ–ડૉ૦ **હરિદ્વારી સિંહજી–'અર્જુન'** ઉપરથી)

## હિન્દુ ધર્મ કા કાયાપલટ–સનાતન ધર્મસંમેલન–જાગૃતિ કે ચમકદાર ચિહ્ન–લોકમત કી જીત–વિરાટ શુદ્ધિસંમેલન કે ઠરાવ

### કાયાપલટ

કુંભ કે મહાપર્વ કા આજ અંતિમ દિન હૈ. જિસ મનુષ્ય ને ભીમગોડે સે લેકર કનખલ તક ફૈલે હુએ મેલે કો સપ્તાહભર દેખા હૈ, વહ કહ સકતા હૈ કિ હિંદુધર્મ કા કાયાપલટ હો રહા હૈ. યહ ઠીક હૈ કિ હરિદ્વાર વહી હૈ, મહન્તોં ઔર સાધુઓં કી ભીડ વૈસી હી હૈ, મોક્ષાર્થિયોં કા જમાવ વૈસા હી હૈ, પરંતુ ઇસ શરીર કે અંદર જો આત્મા કામ કરતી હૈ, યહ બદલ રહી હૈ. જિસ ને ૧૨ વર્ષ પૂર્વ કા કુંભ દેખા હો, વહ ૧૯૨૭ કે કુમ્ભ કો દેખ કર અનાયાસ કહ ઉઠેગા કિ ૧૧ વર્ષ મેં હિંદુજાતિ કી દશા મેં બહુત પરિવર્તન આ ગયા હૈ.

### પરિવર્તન કે ચિહ્ન

પરિવર્તન કે ચિહ્ન અનેક ઔર સ્પષ્ટ હૈ. કઇ મીલોં મેં ફૈલે હુએ મેલે મેં કમસે કમ ૧૦૦ એસે સ્થાન બને હુએ હૈં, જહાં ઉપદેશ પ્રચારક કથા કા પ્રબંધ હૈ, વ્યાખ્યાન ઔર ભજન હોતે હૈ, સનાતન ધર્મ કે તીન પંડાલ હૈ, આર્ય સમાજ કે તીન પંડાલ હૈં, સિકખોં કે કઇ પંડાલ હૈં. હર એક અખાડે કે સાથ પ્રચાર કા સ્થાન બના હુઆ હૈ, જહાં દિનભર ભજન ઔર વ્યાખ્યાન હોતે હૈં. સબ જગહ પ્રચાર કી એક હી સ્વર હૈ, એક હી તાન હૈ. હિંદૂજાતિ કી રક્ષા કરો, વિધર્મ કે આક્રમણ સે ઉસે બચાઓ, અછૂતોં કે પ્રતિ અપને કર્તવ્ય કા પાલન કરો, વિધવાઓં કી રક્ષા કરો–યહ આવાજ થી, જો સબ પંડાલોં મેં સુનાઈ દેતી થી. સર્વસાધારણુ જનતા કેવલ ખંડન યા નોંક ઝોંક સે સંતુષ્ટ નહીં હોના ચાહતી થી. દેશહિત તથા જાતિહિત કી બાતોં કો પસંદ કરતી થી. કુંભસ્નાન કે બૂઢે શરીર મેં ભી સમય સે ઉત્પન્ન પરિવતન કે ચિહ્ન દિખાઇ દિયે.

### સનાતન ધર્મ કૉન્ફ્રન્સ

પરિવર્તન કા સબ સે બડા ચિહ્ન વહ સનાતન ધર્મ કાન્ફ્રન્સ થી, જિસકા અધિવેશન ભીમગોડે કે પાસ હો રહા થા. વહાં ખૂબ ભીડ રહતી થી. બડે બડે મહાપુરુષોં ને ઉસમેં હિસ્સા લિયા. યહ તો માનના પડેગા કિ કઇ વકતાઓં ને બેલગૅાવ(નિરંકુશ) ભાષા કા પ્રયોગ કિયા, ઔર કભી

અકાલિયોં પર, કભી આર્યસમાજિયોં પર ઔર કભી અન્ય સુધારકોં પર વાક્યબાણોં કી વર્ષા કી, પરંતુ ઉન કુછેક અદૂરદર્શિયોં કા કાર્ય દેખકર યહ નહીં ભૂલા દેના ચાહિયે કિ સામાન્યતયા સનાતન ધર્મ કાન્ફ્રેન્સ કી પ્રવૃત્તિ સુધાર સભા કી ઓર થી. સનાતનધર્મ સભા કા જો મહાનુભાવ ઇસ સમય સંચાલન કર રહે હૈં, વહ કિસી ન કિસી સમય આર્યસમાજી રહ ચૂકે હૈં. કોઈ રૂઠ કર ઔર કોઈ કીસી ગૌણ મતભેદ સે પ્રેરિત હોકર સનાતન ધર્મ સભા કે કર્ણધાર બન ગએ હૈં. ઉનકા ઝુકાવ સુધાર કી ઓર હૈ ફિર સમય બડા બલી હૈ, વહ મનુષ્ય કો કાન સે પકડ કર પરિવર્તન કે લિયે તૈયાર કરતા હૈ. હિંદુમાત્ર પર સમય કા પ્રભાવ પડા હૈ; પરિણામ યહ હૈ કિ આજ કા સનાતન ધર્મ ભી સુધાર કે લિયે ઉતાવલા હોતા હૈ. સનાતનધર્મ સંમેલન કે સબ પ્રસ્તાવોં પર દૃષ્ટિ ડાલિયે. વહ ખૂબ ઉન્નતિશીલ હૈં. ઉનમેં સનાતન મુદ્રા કો તોડ દિયા ગયા હૈ. મંદિરોં કા, તીર્થોં કા, સાધુઓં કા ઔર ગોશાલાઓં કા સુધાર કિયા જાય, અછૂતોં કી દશા કો સંભાલા જાય, વિધવાઓં કી ઓર ધ્યાન દિયા જાય—યહી ધ્વનિ થી, જો ચારોં ઓર સે ઉઠ રહી થી. કુંભપર સનાતનધર્મ કે નામ પર જો પ્રચાર હુઆ હૈ, ઉસકા સારાંશ યહ હૈ કિ હિંદુધર્મ મેં પરિવર્તન કી જબરદસ્ત માંગ પૈદા હો ગઇ હૈ. પ્રત્યેક સુધારક કા હૃદય ઈસ દશ્ય કો દેખ કર પ્રસન્ન હોના ચાહિયે.

## લોકમત કી જીત

બ્રહ્મકુંડ પર યોરપીયન અફસરોં કે બૈઠને કા જો મામલા થા ઉસમેં લોકમત કી જીત હુઇ. હિંદુ મહાસભા કી ઓર સે દો મહીને સે યહ લિખા જા રહા થા કિ બ્રહ્મકુંડ પર પૂલ બનાકર વિધર્મી અફસરોં કે બૈઠને સે હિંદુઓં કા બિલકુલ દિલ દુખતા હૈ, ઇસ કારણ ઉસે ન બનાયા જાય; પરંતુ અફસરોં ને ન માના. ગત સપ્તાહ પ્રજા કા અસંતોષ બહુત બઢ ગયા. જિસ પર સ્વામી વિશ્વાનંદજી ને આંદોલન શરૂ કિયા સત્યાગ્રહ કા નિશ્ચય હો ગયા. ઔર સ્વામી વિશ્વાનંદ, પ્રૉ૦ ઇંદ્ર, સ્વા૦ રામાનંદ, સ્વા૦ ૐકારાનંદ, પં૦ ગોવિંદલાલ માલવીય, લાલા ચમનલાલ આદિ ને સત્યાગ્રહ કે લિયે નામ લિખવા દિયે. ધીરે ધીરે ચાર પાંચ સૌ સ્વયંસેવકોં કે નામ ભર્તી હુએ જિનમેં સે બહુત સી સ્ત્રીયાં ભી થી. માલવીયજી ને વાયસરાય કો તાર દિયા ઔર સ્થાનીય અફસરોં કી ચિઠ્ઠી ભી લિખી. ઇસ સારે શોર કા પરિણામ અચ્છા નિકલા, સ્થાનિય આધકારિયોં ને ઉસ પૂલ પર બૈઠને કા વિચાર છોડ દિયા, ઔર ઇસકી સૂચના પત્રદ્વારા માલવીયજી કો દે દી. લોકમત કે ઇસ વિષય પર હિંદૂ બધાઇ કે પાત્ર હૈ.

## વિરાટ શુદ્ધિસંમેલન

તા. ૯-૪-૨૭ કો ઉપદેશક મહાવિદ્યાલય કે આચાર્ય શ્રીસ્વામી સ્વતંત્રાનંદજી મહારાજ કે સભાપતિત્વ મેં ભા૦ હિં૦ શુદ્ધિ સભા કી ઓર સે શુદ્ધિ સંમેલન ૧૨ બજે દિન સે બડે હી સમારોહ કે સાથ આરંભ હુઆ. મનોહર ભજનોં દ્વારા મંગલાચરણ હોને કે પશ્ચાત સભાપતિજી કા પ્રભાવશાલી ભાષણ હુઆ, જિસમેં ઉન્હોંને બતલાયા કિ શુદ્ધિ નઇ બાત નહીં હૈં, બલ્કિ પ્રાચીન કાલ સે ચલી આતી હૈ. ઐતિહાસિક ઘટનાઓં દ્વારા ઇસે પુષ્ટ કરતે હુએ, અંત મેં શુદ્ધિ કી ગતિ કો તીવ્ર કરને કા આદેશ કિયા.

ઈસકે પશ્ચાત્ ક્રમશઃ ચાર પ્રસ્તાવ સર્વાનુમતિ સે પાસ હુએ.

પ્રસ્તાવોં કા રૂપ નીચે લીખે અનુસાર હૈ. પ્રસ્તાવ ઇસ પ્રકાર હૈઃ—

(૧) ક્યોંકિ બહુત સે મુસલ્માન ઔર ઇસાઇ સાધુઓં કા વેશ ધારણ કર કે હિંદુ મહિલાઓં તથા બચ્ચોં કો ફુસલા કર મુસલ્માન બના રહે હૈં. ઈસલિએ સાધુ મહાત્માઓં સે યહ સંમેલન સંગ્રહ નિવેદન કરતા હૈ કિ વે અપને કર્તવ્ય કો સમઝતે હુએ, હિંદુ જાતિ કી રક્ષા કે લિએ શુદ્ધિકાર્ય મેં યોજ દેવેં ઔર જહાં કોઇ (ભૂલા ભટકા) અહિંદુ અપને ધર્મ કો ગ્રહણ કરને કી ઇચ્છા રખનેવાલા મિલે, વહીં ઇસકા જાતીય પ્રવેશસંસ્કાર કર કે આર્ય જાતિ મેં સમ્મિલિત કર લેવેં.

(૨) યહ સમ્મેલન પ્રત્યેક હિંદૂઓં કો અપની સ્પષ્ટ સમ્મતિ બતલાતા હુઆ, ઈસ બાત કો માનને કે લિએ અનુરોધ કરતા હૈ કિ યદિ કોઈ ગલતી સે યા મજબૂરી સે દૂસરે ધર્મવાલોં કે હાથ કા ખાન પાન કર લે ઔર ઉસ પર પશ્ચાત્તાપ કરે તો ઉસે પૂર્વવત્ સ્વધર્મી સમઝના ચાહિયે.

# સંકલ્પ

( લેખકઃ—**શ્રીયુત રમૈયા બાબા—"હિંદુપંચ"** તા. ૭-૪-૧૯૨૭ ના અંકમાંથી )

## પહલા દશ્ય-સ્થાન અન્નપૂર્ણા પાઠશાલા

### સમય—સંધ્યા કે ૭ બજે

( શ્રીરજીસ્ટર્ડ ચતુર્વેદી, પં૦ સત્સંગી પાન્ડેય તથા ચુહડરામ બૈઠે બાતેં કર રહે હૈં. ઈસી સમય એક ભિક્ષુક કા વહાં આના ઔર એક ડફલી બજાકર ગાના.)

**ગાના**

ભિક્ષુકઃ- જય-જય જય ! અખંડ મંડલાકાર, જગ-આધાર, સુખદાતાર, બિનવોં તોહિં બાર-બાર; નિર્મિત રજત અખંડ હો, સુન્દર, સઘર,સુગોલ, તવ માયાવશ જગ ફિરત,મહિમા-અમિત અતોલ. જ્ઞાની, ધ્યાની, સંયમી, પંડિત ઔર પ્રધાન, ધર્મ સમાજ અરુ જાતિ કે, અગુઅન કે તૂ પ્રાન; તુમ્હારી જગ યશ-કીર્તિ અપાર, હમપર કૃપા કરો કરતાર-જય૦

બાબુ સાહબ! એક પૈસા.

રજીસ્ટર્ડ ચતુર્વેદીઃ-યહ લો, ઔર ઝટ યહાંસે સિધાર જાઓ.

( ભિક્ષુક કા પૈસા લેકર પ્રસ્થાન )

ચૂહડરામઃ—ચતુર્વેદીજી ! આપને નાહક ઉસ ભિક્ષુક કો ઇતની જલ્દી યહાં સે ભગાયા ! સુના, ઉસને કૈસા અચ્છા ગાના ગાયા ? મેરા તો દિલ ચાહતા થા, કિ ઉસકે દો-એક ગાને ઔર સુનૂં.

ચતુર્વેદીઃ—ઉસને કયા ગાયા, મૈંને તો કુછ ખ્યાલ હી નહીં કિયા.

સત્સંગી પાન્ડેયઃ—ઔર મૈંને ભી ધ્યાન નહીં દિયા. અગર તુમ્હેં જરા-તરા સ્મરણુ હો, તો સુનાઓ. જરા મૈં ભી સુનૂં, કિ ઉસને ઐસા કયા ગાયા, જીસપર તુમ ઇતને લટ્ટૂ હો રહે હો ?

ચૂહડરામઃ—ભાઇ ! મૈં તો ગાને કા શૌકીન હૂં. જહાં કહીં મન-ભાયા ગાના સુના, કિ ઝટ યાદ કર લિયા.

( ગાના ગાકર સુનાના )

સત્સંગીઃ—વાહ ! ખૂબ ! બડી ગલતી હો ગયી. જરૂર ઉસસે દો-એક ગાને ઔર સુનને થે. ઉસકે ગાને તો બડે મઝેદાર ઔર માનીદાર હૈં.

ચૂહડઃ—બેશક, તભી તો મૈં અફસોસ કર રહા હૂં. ઉસને ગાના કયા ગાયા, ટકેકા સચ્ચા યશ સુનાયા. સચમુચ આજકલ જો કુછ હૈ, ટકા હી હૈ. ઇસ કે બિના મનુષ્ય કી દિન-રાત ટકટકી લગી રહતી હૈ; પર ભાઇ ! ઇશ્વર તો ઇસિ કે દર્શન હી દુર્લભ હૈં. બસ, જયોં-ત્યોં કર કે પેટ પાલતા હૂં. વહ ભી નમક ચાટ-ચાટકર. દેખો ન, હમ સે કિતને ગયે-ગુજરે ઇસી કલકત્તા-શહર મેં ચાંદી કાટ રહે હૈ. અંટી ગરમા રહે હૈં, મનમાના મતલબ ગાંઠ રહે હૈં ઔર સાથ હી ધલુએ મેં નામ ભી કમા રહે હૈ; મગર અપને રામ કો ઇસ સે કયા ગરજ ? યહાં તો સંતોષ ઔર સાધુતા કા પાઠ પઢે બૈઠે હૈં. ભૈયા ! અબ વહ જમાના નહીં રહા. અબ તો દગા, ફરેબ, ઢોંગ, ખુશામદ, ઠકુરસુહાતી ઔર "ઉપર સે કુછ-ભીતર સે કુછ" કા પાઠ સીખો, તબ તો ગુજર હૈ ઔર નહીં, તો મારે-મારે ફિરો કૌડી કે તીન-તીન બનો.

ચતુર્વેદીઃ—આપ કા કહના અક્ષરશઃ સત્ય હૈ, કિન્તુ હમ લોગોં કા કિયા કુછ હો નહીં સકતા. કારણુ, હમ મેં વૈર-વિરોધ ઔર ફૂટ-વૈમનસ્ય કી ઇતની અધિક માત્રા હૈ, કિ હમ કોઇ કામ હી નહીં કર સકતે. ચૌવીસ ઘંટે મેં એક મિનટ ભી તો આપસ કી શિકવા-શિકાયત સે ફુરસત નહીં મિલતી. કોઈ કામ કરે તો કયા ખાક કરે ?

સત્સંગીઃ—ઠીક કહા. મુઝે ભી અપને બનને કી કોઇ સુરત નજર નહીં આતી. જહાં ઇતના મનોમાલિન્ય હૈ, કિ એક દુસરે કો દેખ-દેખકર જલા કરતે હૈ, વહાં યહ કૈસે આશા કી જાયે, કિ હમ સબ મિલકર કોઇ કામ કર સકેંગે ?

ચૂહડઃ—ઇસ કી ચિંતા છોડો. વૈરવિરોધ કહાં નહીં હૈ ? યહ રોગ તો ઇસ સમય ભારત-વ્યાપી હી કયા, વિશ્વવ્યાપી હો રહા હૈ. ઇસ સે કોઇ ઘર ખાલી નહીં. મગર કામ ભી તો હો હી રહા હૈ. અરે ભાઇ ! યહ સબ વ્યર્થ કા તર્ક-વિતર્ક છોડકર આઓ, એક બાર હમ ભી અપના કરમ ઠોકકર મૈદાન મેં કૂદ પડે. જરૂર કુછ-ન-કુછ હાથ લગ હી જાયેગા. '**कर्मण्ये-**

वाधिकारस्ते मा फलेषु कदाचन'

ચતુર્વેદીઃ—હહહહ ! ખૂબ કહી, 'બાવન તોલે પાવ રત્તી' ઠીક. જૈસી બહે બયાર, પીઠ તબ તેસી દીજે. યહી ચતુરોં કી રીતિ હૈ ઔર સબસે ઉત્તમ નીતિ હૈ. તો ફિર ઐસા કોઇ કામ સોચો. જીસ મેં હર્રે લગે ન ફિટકરી ઔર રંગ ભી ચોખા હોય. ખુબ ટકા બનાયા જાયે ઔર સાથ હી નામ ભી કમાયા જાયે.

ચૂહડઃ—સબ સોચા-વિચારા. તૈયાર હૈ, કેવલ કામ શુરુ કરને કી દરકાર હૈ. આઇયે, હમ લોગ ભી એક સંસ્થા ખોલ દેં ઔર ઉસી કે ઝરિયે જો ચાહેં સો કર લેં.

સત્સંગીઃ—( તોંદપર હાથ ફેરતે ઔર નાચને કા ભાવ દિખાતે હુએ ) બસ-બસ, વહી કહા જો મૈં ચાહતા થા. અગર હમારી ભી એક સભા ખુલ જાયે, તો મૈં વહ-વહ કરામાત કર દિખાઉં, કિ દેખકર દુનિયા દંગ હો જાયે. લેકચર દેના મૈં જાનૂં, બાત બનાના મૈં જાનૂં, માયા ફૈલાના મૈં જાનૂં, માનકો પીછે ઔર અપમાનકો આગે કર કે અપના કામ સંવારના મૈં જાનૂં; ઇતના હી કયોં, મુઝસે બઢકર કોઇ અચ્છા લેખ લિખ લે, તો જાનૂં ! ઇતના હોનેપર ભી મુઝે કોઇ ન જાને ? બાપ રે બાપ ! નૌકરી કરતે-કરતે સારી ઉમ્ર બીત ચલી; મગર ટકેકા દર્શન દુર્લભ ! મેરી કહીં પૂંછ હી નહીં. ખૈર, ભાઇ ! અબ તુમ્હારી હી રાય પક્કી રહી, લેકિન ભાઇ ! દેખના, પીછે કદમ ન રખના. ખુબ તૈયાર હોકર મૈદાન મેં ઉતરના, કયોં કિ કામ તો સબ મૈં કર ડાલૂંગા, તુમલોગ સિર્ફ મેરી પીઠ ઠોંકતે ઔર કામ પડનેપર હામી ભરતે રહના.

ચૂહડઃ—હાં-હાં, હમલોગ આપ કે પીછે બરાબર કદમ બઢાયે ચલેંગે. કભી પીઠ ન દિખાયેંગે.

સત્સંગીઃ—તો કહો, કિસ રોજ સભા ઇકટ્ઠી કી જાયે ?

દોનોંઃ—જીસ રોજ આપ કહેં.

સત્સંગીઃ—અચ્છા, તો ઇસ કા ભાર મેરે હી ઉપર છોડ દો. મૈં તુમ લોગોં કો ખબર દે દુંગા. લેકિન એક બાર ભાઈ ! આઓ, હમ સબ મિલકર ટકે કા ગાન કર કે અપના-અપના રાસ્તા લેં.

દોનોં—હાં; ઠીક ઠીક હૈ.

( સબ કા એક સાથ ગાના )

જગત મેં ટકા ધર્મ ઔ' કર્મ, ટકા હી નર-જીવન કા મર્મ.
બડે-બડે ગુણિ-જનકો દેખા, પંડિત ઔ' વિદ્વાન સુવેષા,
ધીર, વીર, ધર્મ-ધ્વજ સારે, નહીં કોઇ હૈં ઇસ સે ન્યારે;
ગંવાવે સભી ટકાહિત, ભરમ ટકાહી નર-જીવન કા મર્મ.
નર નહિં જિસ કા બિગડા પાની, પાની બિના વ્યર્થ જીંદગાની,
ઐસી ચારોં ઔર કહાની, ચૂલ્હે-માંગ જાય યહ પાની;
હમેં તો કરના મુટ્ઠી ગર્મ, ટકા હી નર-જીવન કા મર્મ.
એમ. એ. બી. એ. ભટ્ટ, વિશારદ, પગ્ગડ-ધારી પોથી-ગારદ,
ધનિકોં કે નિત તેલ લગાયેં, ચરણ ચૂમને ઝપટેં-ધાયેં;
છોડકર સભી હયા ઔ' શર્મ, ટકા હી નર-જીવનકા મર્મ.

# કાંગડી કા ગુરુકુલ

(લેખકઃ-**પંડિત વીરેશ્વર શર્મા** બી. એ.-'**હિંદુપંચ**' તા ૭-૪-૨૭ ના અંકમાંથી)

**આભાસ**

અભી ઉસ દિન કાંગડી કે ગુરુકુલ કી રજત-જુબિલી બડી ધૂમ-ધામસે મનાયી ગઇ હૈ. ગત ૧૬ વીં માર્ચસે ૨૧ વીં માર્ચતક ગુરુકુલ ભારત કે ગણ્ય-માન્ય મહાપુરુષોં ઔર શિક્ષા-પ્રેમિયોં કે આગમન સે માનોં સહસ્રકંઠ હોકર ઉસ સ્વર્ગીય મહાત્મા કા યશોગાન કરતા હુઆ ગગન વિકમ્પિત કર રહા થા, જિસકે ઉદાર હૃદય ઔર વિશાલ મેધાને ઇસ પ્રાચીન શિક્ષા-પદ્ધતિ કે નવીન આદર્શ કી કલ્પના કી થી. ઇસ ગુરુકુલ કી સ્થાપના હુએ ૨૫ વર્ષ હો ગયે, ઇસી લિયે ઇસ વર્ષ ઉસકી રજત-જયન્તી મનાને કી બહુત પહલેસે તૈયારિયાં હો રહી થીં. યોં તો હર સાલ હી

ઈન્હીં દિનોં ગુરુકુલ મેં ખાસા મેલા લગ જાતા હૈ;પરન્તુ ઈસ સાલ રજત-જયન્તી કે કારણ ચહલ પહલ ખૂબ ખાસી રહી.ખાસ કર કે ઇસ આદર્શ વિશ્વવિદ્યાલય કે સંસ્થાપક સ્વામી શ્રદ્ધાનંદ કે એક આતતાયી કે હાથોં મારે જાને સે આસમુદ્ર-હીમાલય સમસ્ત ભારત કે હિન્દુઓં કી દૃષ્ટિ ઇસ કી ઓર વિશેષ રુપસે આકર્ષિત હો ગયી. મહાત્મા ગાંધી, કૉંગ્રેસ કે અધ્યક્ષ શ્રીયુત શ્રીનિવાસ એયંગર, બાબૂ રાજેન્દ્રપ્રસાદ, સાધુ વાસ્વાની આદિ બડે-બડે આદમિયોં કે પહુંચ જાને સે ઈસ વારકે જલસે મેં બડી અપૂર્વતા આ ગયી. કહીં હિંદી-સાહિત્યસમ્મેલન હો રહા હૈ, કહીં કવિસમ્મેલન હો રહા હૈ, કહીં વિદ્વત્-પરિષદ્ હો રહી હૈ, કહીં વ્યાખ્યાન હો રહા હૈ, કહીં હવન હો રહા હૈ-ચારોં ઓર પૂરી ચહલ-પહલ દિખાઇ દેતી થી. હરએક હૃદયમેં સ્વામી શ્રદ્ધાનન્દ કી યહ અપૂર્વ જીતિ-જાગતી સ્મૃતિ વહ અસર ડાલ રહી થી, જો શાયદ ઉન કે જીવન-કાલ મેં ઇતની પ્રખરતા કે સાથ હૃદયપર આધિપત્ય ન જમા સકતા.

## સ્થાપના

ભારત કે વિશ્વવિદ્યાલયોં મેં જો શિક્ષાપ્રણાલી પ્રચલિત હૈ,ઉસ કી બહુત બાર બહુત લોગોંને બહુત હી કડી અલોચના કી હૈ. ગત અસહયોગ-આન્દોલન કે સમય તો ઐસા માલૂમ પડતા થા, કિ યે સારે વિશ્વવિદ્યાલય ખાલી હી હો જાયેંગે; પરંતુ ઐસા નહીં હુઆ ઔર હોના અસંભવ ભી થા,કયોં કિ ઇન વિશ્વવિદ્યાલયોં સે હટાકર છાત્રોં કો કિસી ઉત્તમ શિક્ષા-પ્રણાલી કે અનુસાર શિક્ષિત કરને કા કોઇ ઉદ્યોગ નહીં કિયા ગયા. જો હો, યહ તો સભી સ્વીકાર કરતે હૈં, કિ આજ કલકી યૂનિવર્સિટિયોં કલાર્ક યા વકીલ-મુખ્તાર-ડાક્તર પદા કરનેવાલી મશીનેં હૈં.ઇન મેં પઢે હુએ છાત્ર અપના સ્વાસ્થ્ય ખો દેતે હૈ-દિમાગ ખરાબ કર લેતે હૈં, અગર કહીં નૌકરી મિલ ગયી યા ઉપર લિખે વ્યવસાયોં મેં સફલતા મિલી, તો ઠીક હૈ; નહીં તો પઢ-લિખકર ચૌપટાનાથ હી હો જાતે હૈં. ફિર વે કિસી કામ લાયક નહીં રહ જાતે. સાથહી ઇસ શિક્ષા-પ્રણાલી સે થોડા-બહુત બુદ્ધિ-વિકાસ ભલે હી હો જાયે; પરંતુ ધાર્મિક યા નૈતિક શિક્ષા તો કુછ ભી નહીં મિલતી.

સ્વામી શ્રદ્ધાનંદને ઇસી ત્રુટિ કો લક્ષ્યકર પ્રાચીન ગુરુકુલોં કે ઢંગપર ઇસ વિશ્વવિદ્યાલય કી સ્થાપના કરને કા સંકલ્પ કિયા ઔર અપને જીવન મેં હી અપના સંકલ્પ સિદ્ધ કર કે દિખલા દિયા. સન. ૧૬૦૨ ઇ૦ કી ૨૨ વીં ફરવરી કો ગુરુકુલ કી સ્થાપના હુઇ થી, યદ્યપિ પંજાબ-પ્રાંતીય આર્ય-પ્રતિનિધિ-સભા કા ઇસ મેં હાથ થા,તથાપિ સ્વામી શ્રદ્ધાનંદ (ઉસ સમય મહાત્મા મુંશીરામ ) હી ઇસ કે પ્રધાન નેતા થે.

## અવસ્થિતિ

હરદ્વાર સે ૫ મીલ ઔર કનખલ સે ૩ મીલ દૂર,ગંગા કે દક્ષિણ-તટપર કાંગડી નામ કા ગાંવ મેં યહ વિશ્વવિદ્યાલય અવસ્થિત હૈ. પાસ હી ગિરિરાજ હિમાલય કા મનોહર પર્વતી દ્રશ્ય દિખાઇ દેતા હૈ. કલ-કલ-નાદિનિ જાહ્નવી કી ધારા નેત્રોં કો આનંદ દેતી હૈ. જંગલ, પહાડ ઔર નદી કે શાન્તિમય સુંદર પ્રાકૃતિક દ્રશ્યોં કે બીચ બ્રહ્મચારિયોં ઔર ઉન કે ગુરુઓં કો લેકર યહ વિશ્વવિદ્યાલય માનોં જગત કે સમસ્ત ઝગડે-ઝંઝટ, પાપતાપ, માયા-મોહસે અલગ હોકર કેવલ સરસ્વતી-સમારાધન ઔર પરમાત્મા-ચિંતન કો હી જીવન કા લક્ષ્ય બનાયે હુએ એકાન્તવાસી યોગી કી તરહ સબસે ન્યારા હોકર બૈઠા હૈ. વિદ્યાર્થી વહાં જીવન કે લિયે ઉપયોગી નાના પ્રકાર કી ઉંચીસે ઉંચી શિક્ષા પ્રાપ્ત કરતે હૈં. ઉસકે સ્નાતક કિસી વિશ્વવિદ્યાલય કે ગૈજુએટોં સે યોગ્યતામેં કમ નહી હોતે. યહાં સભી વિષયોં કી શિક્ષા કા માધ્યમ માતૃભાષા હિન્દી હૈ.જો લોગ કહતે હૈં,કિ સભી વિષયોં કી શિક્ષા હિંદી કે માધ્યમ દ્વારા નહીં દી જા સકતી, ગુરુકુલ ઉન કી બાત કા સપ્રમાણ એવં સોદાહરણ ખંડન કરતા હૈ.

જીન દિનોં સ્વામીજીને ઇસ ગુરુકુલ કી સ્થાપના કા ઉપક્રમ કિયા થા,ઉન દિનોં જનતા મેં ઇતની જાગૃતિ નહીં થી, જીતની આજ હૈ. આજ તો ઇસ જાગૃતિ કી બદૌલત લાખોં-કરોડોં કે ચંદે બાતકી બાત મેં ઇકડે હો જાતે હૈ. લોગ ચંદા ખા ભી જાતે હૈં, તોભી ઉન્હેં નયે-નયે ફંડ ખોલકર ચંદા જમા કરને સેં સફલતા મિલ જાતી હૈ, પર ઉસ સમય ઇસ કે લીયે ૩૨ હજાર રુપયે ઈકઠે કરને મેં હી સ્વામીજી કો એડી-ચોટી કા પસીના એક કર દેના પડા થા.સૌભાગ્ય સે મુંશી અમન સિંહ નામક એક ઉદાર સજ્જન ને વહ જમીન જીસ પર ગુરુકુલ ખડા હૈ ઔર અપની

બહુત સી સમ્પત્તિ પંજાબ-પ્રતિનિધિ સભા કો દાન કર દી.ઇસી સમ્પત્તિસે ગુરુકુલ કી નીંવ પડી. ફિર તો ક્રમસે દેશને ગુરુકુલ કી બરાબર સહાયતા કી હૈ,જીસકા પરિણામ યહ હુઆ હૈ, કિ ગુરુકુલ ઉત્તરોત્તર ઉન્નતિ કરતા ચલા ગયા હૈ.ઇસ સમય ગુરુકુલ-કૉલેજ મેં ૨૨ ભવન ઔર દો બડે-બડે હાલ હૈ, જીનમેં એકમેં પુસ્તકાલય આર દૂસરેં મેં રસાયનશાલા હૈ.ઇસ કે સિવા ૭ સૌ છાત્રોં કે રહને યોગ્ય છાત્રાવાસ ભી તૈયાર હો ગયા હૈ.એક ભવન મેં ધનુર્વિદ્યા સિખલાઇ જાતી હૈ. ક્રીડા શાલા ભી તૈયાર કી ગયી હૈ. ઇસ કે સિવા યજ્ઞ-શાલા, અતિથિશાલા, રન્ધનશાલા, અધ્યાપકોં કે નિવાસ-સ્થાન, ઔષધાલય ઔર ભોજનશાલા આદિ કે લિયે ભી અલગ-અલગ મકાન બને હુએ હૈ. કેવલ કાલેજ કે હી મકાનોં મેં ૫૦ હજાર રુપયે ખર્ચ હુએ હોંગે. ગુરુકુલ કા અપના પ્રેસ ભી હૈ, જીસ મેં ૨૦ હજાર રુપયે કા સામાન હોગા. ઇસ મેં ગુરુકુલ કે પાઠય-ગ્રંથ ઔર અન્યાન્ય ઉપયોગી ગ્રંથ છપા કરતે હૈ.

## પ્રવેશ-નિયમ

૭ સે આઠ વર્ષતક કી અવસ્થાવાલે બાલક ગુરુકુલ મેં ભર્તી કિયે જાતે હૈ. ખાસ-ખાસ હાલતોં મેં ૧૦ વર્ષતક કે બાલક ભી લે લિયે જાતે હૈ. ઇસ સે અધિક અવસ્થા કે તો કભી લિયે હી નહીં જાતે. પ્રત્યેક બાલક કે માતા-પિતા યા અભિભાવક કો યહ શર્તનામા લિખ દેના પડતા હૈ, કિ વે ઉસ બાલક કા બ્યાહ ૨૫ વર્ષ કી અવસ્થાસે પહલે નહીં કરેંગે.ગુરુકુલ-વિદ્યાલય મેં ૧૦ કક્ષાએં હૈ. ઇન સભી મેં પાસ હોતેચલે જાનેપર છાત્ર કો કાલેજ મેં ભર્તી કીયા જાતા હૈ.વહાં ૪ વર્ષ પઢનેપર વહ સ્નાતક-શ્રેણીમેં પહને જાતા હૈ. યહાં રહતે સમય બિના પૂરી પઢાઇ સમાપ્ત કિયે કોઇ છાત્ર ગુરુકુલ કે અધ્યક્ષ કી આજ્ઞા કે બિના ઘર નહીં જા શકતા-હાં ઉસે જાને કી આજ્ઞા ભી માતા-પિતા યા અન્ય કિસી ગુરુજન કી બીમારી યા ઇસી પ્રકાર કે અન્ય આવશ્યક કાર્યોં કે હી નિમિત્ત મિલતી હૈ. નહીં તો યહાં રહતે સમય ગવંઇ-ગાંવ યા શહરસે કોઇ સરોકાર નહીં રખના પડના! હાં, પ્રત્યક્ષ અનુભવ કે લિયે અધ્યાપક ઇન્હે અપને સાથ કહી લે જાય, તો ભલે હી લે જાયે.છાત્રોં કો મહીને મેં એક બાર અપને અભિભાવક યા માતા-પિતા કે પાસ ચિટ્ઠી લિખને કી આજ્ઞા મિલતી હૈ. ઉન્હે યહાં પઢતે સમય નિરામિષાહારી બ્રહ્મચારી હોકર રહના પડતા હૈ.

## શિક્ષા-પ્રણાલી

પ્રત્યેક બ્રહ્મચારી કો ગુરુકુલ મેં ૧૬ વર્ષ કી ઉમ્રતક શિક્ષા દી જાતી હૈ.ઇસકી દસ શ્રેણિયાં મેં સાંગોપાંગ વેદ, સંસ્કૃત-સાહિત્ય, અંગરેજી ભાષા ઔર સાહિત્ય, પદાર્થવિજ્ઞાન, દર્શન, અંક-ગણિત, બીજગણિત, વ્યાવહારિક ઔર સિદ્ધાન્તાત્મક જ્યામિતિ વ્યવસાય-વાણિજ્ય, કૃષિ ઔર ચિકિત્સા-શાસ્ત્ર કી શિક્ષા દી જાતી હૈ.છટ્ઠી શ્રેણી સે બાલકોં કો અંગ્રેજી પઢાયી જાને લગતી હૈ ઔર તીસરી શ્રેણી સે હી વેદોં કા અધ્યયન આરંભ હો જાતા હૈ.

નવમ્બર મહિને સે પ્રત્યેક બ્રહ્મચારી કો કૃષિ કી શિક્ષા દી જાતી હૈ.ગુરુકુલ કે પાસવાલે ખેતોંમે સે એક-એક ખંડ સબ વિદ્યાર્થિયોં કો દિયા જાતા હૈ, ઉસમેં વે અધ્યાપક કે ઉપદેશાનુસાર અપને હાથોં ખેતી કરતે હૈ. ઇસ સે દો લાભ હોતે હૈં-એક તો ઉન કા સ્વાથ્ય ઉન્નત હોતા હૈ; દૂસરે ઉન્હેં કૃષિ કા વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત હોતા હૈ.

## દિનચર્યા

સવેરે ૪ બજે હી ગુરુકુલ કા ઘંટા બજતા હૈ.ઉસી સમય બડી ઉમરવાલે છાત્રોં કો શય્યા છોડ દેની પડતી હૈ. છોટે-છોટે છાત્રોં કે લિયે ૪II બજે દુસરા ઘંટા બજતા હૈ, ઉસી સમય વે સ્તોત્રપાઠ કરતે હુએ ગંગા-સ્નાન કરને જાતે હૈ. બહુત ઠંડ પડનેપર વે સ્નાનાગાર મેં હી નહાતેં હૈં. સ્નાન કે પહલે પ્રત્યેક બ્રહ્મચારી કો અધ્યાપક કે ઉપદેશાનુસાર વ્યાયામ કરના હોતા હૈ,ઇસકે બાદ ૫II સે ૬ બજે તક ઉન્હેં શાસ્ત્ર-વિધિકે અનુસાર સંધ્યા, પ્રાર્થના, ઉપાસના ઔર હવન કરના પડતા હૈ. ફિર પાઠ શુરુ હો જાતા હૈ, ઇસકે બાદ ઉન્હેં ખાને કે લિયે છુટી મિલતી હૈ.યહાં કભી કોઇ છાત્ર માંસ નહીં ખા સકતા. ભોજન કે બાદ ઉન્હેં થોડી દેર વિશ્રામ કરને દિયા જાતા હૈ. ઇસી સમય કોઇ-કોઈ પુસ્તકાલયસે પુસ્તક લેકર પઢતે હૈં. દિન કો કભી કોઇ સોને નહીં પાતા. ૨II બજે સબ કો દૂધ પીને કો મિલતા હૈ.

પૌને તીન બજેસે ફિર પાઠ શુરુ હોતા હૈ ઔર ૪ બજે સમાપ્ત હો જાતા હૈ, તબ સબ

છાત્ર મેદાન મેં ખેલને જાતે હૈ ઔર વહાંસે લૌટકર સાયંકાલ કી સંધ્યા, હોમ યા પ્રાર્થના આદિ કરતે હૈં. ઇસ કે બાદ ઉન્હેં રાત કા ભોજન દિયા જાતા હૈ.ખા-પીકર વે આધ ઘંટેતક બગીચે મેં ટહલતે હૈ. વહાંસે લૌટકર દિન કા પાઠ સ્મરણ કરને કે બાદ વે રાત કે ૬ બજેતક સો જાતે હૈ. ભોજન ઔર પાઠારંભ કે સમય ઉન્હેં યહ શ્લોક પઢના પડતા હૈ:—

**'सहनाववतु सह नौ भुनक्तु सहवीर्यं करवावहै। तेजस्विनावधीममस्तु मा विद्विषावहै॥'**

"સર્વશક્તિમાન ભગવાન હમ ગુરુ ઔર શિષ્યોં કી રક્ષા કરેં. ઉનકી કૃપાસે હમેં પરમ આનંદ પ્રાપ્ત હો. વે હમારી શારીરિક પઠન-પાઠન સફલ કર હમેં એક દુસરે કો પ્યાર કરુના સિખાયેં."

### ગુરુકુલકી-વિશેષતાએં

ગુરુકુલ કી બહુત બડી વિશેષતા યહ હૈ, કિ આધુનિક, સ્કૂલ કાલેજોં કી તરહ ઉસમેં શરીર-સમ્પતિ કો ઉપેક્ષા નહીં કી જાતી. પ્રત્યેક છાત્ર કે સ્વાસ્થ્ય કી ઓર ધ્યાન દિયા જાતા હૈ.ઇસી સે વહાં રોગ વ્યાધિ કા શીઘ્ર પતા નહીં લગતા, ઇન ૨૫ વર્ષો કે અંદર અબતક વહાં કેવલ એક હી આદમી મરા હૈ. સ્વાસ્થ્ય કી ઓર ગુરુકુલ કે અધિકારિયોં કા કિતના ધ્યાન હૈ, વહ ઇસી સે સમઝ લિજીયે કી વહાં દો સૌસે ભી અધિક દુધારી ગૌઆં પાલી જાતી હૈ, જીનકે દૂધ, ઘી, મકખન ઔર ગુરુકુલ કી ભૂમિ મેં ઉત્પન્ન સાગ-સબ્જીસે છાત્રોં કે શરીર પુષ્ટ હોતે હૈં.

દૂસરી વિશેષતા હિંદી કે માધ્યમદ્વારા સભી વિષયોં કી શિક્ષા દેના હૈ. ઇસકે લિયે ગુરુકુલને બહુતસી પરિભાષાયુક્ત પુસ્તકેં તૈયાર કર ડાલી હૈ.ઇસિ વિષય મેં ગુરુકુલ કી બરાબરી કી કોઈ સંસ્થા ભારત મેં નહીં હૈ.

તીસરી બાત ગુરુકુલકે આદર્શ કી મહત્તા ઔર પ્રાચીન સંસ્કૃતિ કા સજીવ રુપ હૈ.એક બાર મહામના એંડ્રુઝ સાહબને ગુરુકુલ કો દેખકર લિખા થા,—"ગુરુકુલ કે છોટે-છોટે બચ્ચે જબ વેદમંત્ર પઢતે હૈ ઔર દસ વર્ષ કે છાત્ર ભી સંસ્કૃત મેં વાતચીત કરતે હૈ, તબ યહી માલૂમ પડતા હૈ કી ભારત કે પ્રતિ સચ્ચે પ્રેમ કી નીંવ યહીં ડાલી જાતી હૈ"

ચૌથી વિશેષતા યહ હૈ, કિ યહાં પ્રાચ્ય ઔર પ્રાશ્ચાત્ય—પ્રાચીન ઔર નવીન કા અપૂર્વ સંમેલન હુઆ હૈ.છાત્રોં કો હિંદી કે સહારે આધુનિક સભી વિષયોં કી શિક્ષા દી જાતી હૈ. ઇસિ લિયે જહાઁ વે વૈદિક સાહિત્ય મેં વ્યુત્પન્ન હોતે હૈ, વહાં અંગરેજી કે ભી પૂરે પંડિત ઔર સભી આધુનિક વિષયોં કે જાનકાર બન જાતે હૈ. પાંચવી વિશેષતા યહ હૈ, કિ બાલકોં કે ચરિત્ર-ગઠન કી ઓર બડા ધ્યાન દિયા જાતા હૈ.

### કુછ સંમતિયાં

ભારત કે-ભૂતપૂર્વ વાઇસરાય લૉર્ડ ચેમ્સફોર્ડને ગુરુકુલ કા નિરીક્ષણ કર બડી પ્રસન્નતા પ્રકટ કી થી ઔર ઇસિ કે સિદ્ધાન્તો કી ઉચ્ચતા કી મુક્તકંઠ સે પ્રશંસા કી થી.મહાત્મા ગાંધીને ગુરુકુલ કા નિરીક્ષણ કર લિખા હૈ,—"ગુરુકુલ આર્યસમાજ કે કાર્યોં મેં સર્વ શ્રેષ્ઠ હૈ ઔર યહ વાસ્તવ મેં એક બડી ભારી જાતીય સંસ્થા હૈ."

સાધુ એંડ્રુઝ સાહબ કહતે હૈં,—"ઇસી પ્રકાર કી સંસ્થાઓ કે ભીતર સે નવીન ભારત કી પ્રાણ-શક્તિ સ્થાયી ઔર દ્રઢ ભિક્તિ કે ઉપર દિખાઇ દે રહી હૈ."

ઇંગલૈંડ કે ભૂતપૂર્વ પ્રધાન મંત્રી મિ૦ રામસે મૈકડોનલ્ડને લિખા હૈ,—" જાતીય શિક્ષા કે ઇતિહાસ મેં ગુરુકુલ અપૂર્વ કીર્તિસ્તમ્ભ કે સમાન હૈ."

### ઉપસંહાર

ગુરુકુલ કે અનુકરણપર દેશ મેં ઔર ભી કિતની હી સંસ્થાએ ખુલી ઔર અચ્છા કામ કર રહી હૈં, પર કાંગડીકા ગુરુકુલ સર્વોપરિ હૈ. આશા હૈ, ઇસ બાર રજત-જયંતી કે અવસરપર દેશને જૈસી સહાનુભૂતિ ઇસ આદર્શ સંસ્થા કી ઓર પ્રકટ કી હૈ, વહ અનુદિન વૃદ્ધિંગત હોગી ઔર ઇસે ઔર ભી ઉંચે શિખરપર પહુંચાને કા પ્રયત્ન દેશ કી ઓરસે કિયા જાયેગા.સ્વામી શ્રદ્ધાનંદ કી અમર કીર્તિ કો સારે દેશ કો અપની સબસે બડી ધરોહર સમઝના ચાહિયે.

# પુનામાં આવી વસેલો એક પરોપકારી પરદેશી

(લેખક:—અમૃતલાલ વિ. ઠક્કર-નવજીવનના તા. ૨૪-૪-૧૯૨૭ના અંકમાંથી)

પૂના શહેરમાં થોડાક મહિના થયાં એક અમેરિકન આવીને વસેલ છે. તેનો ધંધો માંદાઓને ઔષધપાણી આપવાનો તથા ભૂખ્યાને ભોજન આપવાનો છે. તે પરદેશી ગોરો છે તેથી સૌને વહેમ પડયો હતો કે તે ખ્રિસ્તીધર્મનો પ્રચારક કોઇ પાદરી હશે અને વટલાવવા આ કામ કરતો હશે; પણ મુંબાઇના રોજીંદા પત્ર ' ઇન્ડિયન ડેલી મેલ'ના એક ખબરપત્રીએ થોડા દિવસ પર તેની મુલાકાત લીધી. તે ઉપરથી માલમ પડ્યું કે તે ખ્રિસ્તીધર્મના કોઈ પણ પંથનો પાદરી કે મિશનરી નથી. વળી જે પરમાર્થનું કામ તે નિરાભિમાને કરી રહ્યો છે, તે હિંદુઓને ખ્રિસ્તી બનાવવાના ઉદ્દેશથી નહિ; પણ કેવળ સેવાભાવે, નિર્ભેળ સેવાભાવે કરી રહ્યો છે.

તેણે સદરહુ ખબરપત્રીને જણાવ્યું કે, "મને કોઇ પણ મિશને ધર્મપ્રચાર અર્થે આ દેશમાં મોકલ્યો નથી અને હું દીક્ષા મેળવેલો મિશનરી નથી. હું હિંદુઓને ખ્રિસ્તી બનાવવાના વિચારને ધિક્કારૂં છું અને તે ઉદ્દેશથી જે જે પ્રયત્નો કે કાર્ય કરવામાં આવે છે તેને વખોડું છું. જે ધર્માંધ ખ્રિસ્તીલોકો ધર્માંતર કરાંવવાનું (ખ્રિસ્તીઓ કરવાનું) કામ લઇ બેઠા છે, તેઓ પોતાના ખરા ખ્રિસ્તી ધર્મને પણ અન્યાય કરે છે." વળી તેણે કહ્યું કે, "હું તો શ્રીમંત અને ગરીબ બન્નેને દાક્તરી મદદ આપું છું. તેના બદલામાં જેઓ આપી શકે તેમની પાસેથી દાનની ભિક્ષા માગું છું; અને જે કાંઇ મળે છે, તે ગરીબોમાં વહેંચું છું. મારો પોતાનો કોઇ અમુક ધર્મ નથી, પણ બધા ધર્મને માટે મને બહુ માન છે."

ગમે તે જ્ઞાતિના કંગાલો ને ભૂખે મરતાને આ પરદેશી પેટ ભરીને ખવરાવે છે, ન્યાત કે ધર્મના ભેદ વિના સર્વની ક્ષુધાશાન્તિ કરે છે; ઉપરાંત દર્દીઓની સારવાર કરે છે. આથી તે પૂનાના દક્ષિણીભાઇઓનું ખુબ ધ્યાન ખેંચી રહ્યો છે. સાધારણ રીતે દક્ષિણીઓ ગુજરાતી કરતાં વધારે શંકાશીલ ગણાય છે. તેમના પ્રદેશમાં વસી એક અમેરિકન-એટલે અમેરિકાના સંયુકત રાજ્યોનો નાગરિક-વિશ્વબંધુત્વના પદાર્થપાઠ પૂનાવાસીઓને શીખવી રહ્યો છે. પ્રભુનાં બાલ, ગમે તે દેશમાં, ગમે તે ધર્મમાં, ગમે તે સ્થિતિમાં જન્મેલાં હોય તો પણ તે એક વિશ્વપિતાનાં બાળકો ભાઇ બંધુજ છે. એક ભાઈ બીજા ભાઇને જમાડે કે તેની સેવા કરે તેમાં કાંઇ તાજુબી ન લાગે; તેમ એક અમેરિકન એક હિંદીની સેવા કરે, એક હિંદી એક આફ્રિકાના સીદીભાઇની સેવા કરે કે એક ઉનના જેવા વાળવાળો પરમાર્થી સીદીભાઇ ચીનાની સેવા કરે તેથી આપણને તાજુબી ન લાગવી જોઇએ કે શંકા ન આવવી જોઇએ; પણ આવા ભાઇચારાના દાખલાઓ એટલા જૂજ આપણી નજરે પડે છે કે આપણને સહેજે શંકા આવે છે કે આવા કાર્યમાં તેનો કાંઇક તો સ્વાર્થ હશે.

આવી સ્થિતિ સાધારણ-વચલા વાંધાની-જનસમાજની છે, તો પછી આપણા દલિતભાઇઓની તો શી અવસ્થા? કોઇ પણ ઢેડ, ખાલપાકુટુંબની કે ભંગીભાઇની, અરે, કોળી દુબળાની પણ સેવા કરવા કોઈ બ્રાહ્મણ, વાણિયો કે પાટીદાર જાય તો તે ગરીબ ભાઇના મનમાં કાંઇ કાંઇ વિચાર આવે! કાંઇક ઉપકારમાં દબાઇ જાય, કાંઇક તેના માન્યામાં પણ ન આવે કે મારા માંદા બાળકને વગરપૈસે, મારે ઘેર ચાલી આવીને, આ મોટું માણસ આમ દવા આપે. કાંઇક ઊંડો ઊંડો વહેમ પણ આવે કે આજે નહિ તો થોડા દિવસ પછી મારી પાસે દવાનો પૈસો માગશે કે તેનું ખાતું પડાવી લેશે. પ્રભુજ જાણી શકે કે કાંઈ કાંઈ ગડમથલ તેના દિલમાં થતી હશે.

પણ આપણામાં ગરીબોની, પતિતોની, કંગાલોની સેવા કરનારા છે કયાં? આપણામાં ઘરથી હજારો માઇલ દૂર જઇને પરદેશી પરધર્મીઓની નિઃસ્વાર્થે સેવા કરનારા છે કયાં? અરે, ઘરને આંગણે, શીળે છાંયડે, વગર પૈસાની પણ સેવા કરનારા, મીઠી વાતો કહેનારા, દરદીને દિલાસો દેનારા, મરતાને પ્રભુનું સ્મરણ કરાવી દેનારા, દારૂડિયાનું ઘેન ઉતરી જાય ત્યારે ઉપદેશ કરનારા, ગામડાંમાં ભાદરવા-આસોના તાવમાં લોકલબોર્ડની કિવનાઇનની ગોળીઓ વહેંચનારા, ગરીબ ધોધરા, ગામીત કે ભીલને જંગલખાતાના કે પોલીસખાતાના ત્રાસથી ઝુંપડે ઝુંપડે ફરીને બચાવનારા, અમેરિકન ભાઇ તો બાજુએ રહ્યા પણ રવિશંકર વ્યાસો કે સુખદેવો ને જુગતરામો કયાં

છે ? લાખે એક પણ નથી મળતો. આ તો આપણા દેશના, પ્રાંતના સ્વજનોની સેવા કરવાની વાત થઇ. આપણે જેને સૈકાઓ થયાં દબાવ્યા છે, જેમની જમીનો આપણે આંચકી લઇને ગણોતિયા કરી મૂકયા છે, અથવા જેમને જન્મભરના આપણા ગુલામ જેવા 'દુબળા' બનાવી મૂકયા છે, અથવા જેને અડકીને દવા આપવાથી પણ અભડાઈ જઇએ છીએ, અને તેવી મદદ વિના જેમનાં સેંકડો માણસોને કૂતરાને મોતે મારી નાખીએ છીએ તેની સેવા કરવાની વાત થઈ. જેના બળથી સ્વરાજ લેવું છે, જેને હિંદુ 'ઇલેકટોરેટ'માં ગણાવી આપણી સંખ્યા મોટી દેખાડવી છે તેની સેવાની વાત થઇ; તો પછી આફ્રિકાના પછાત દેશોમાં કે દક્ષિણ સમુદ્રના ટાપુઓના કે બોર્નીઓના ટાપુના જંગલી લોકોમાં વસીને તેમની સેવા કરવાનું તો સ્વપ્નુંયે કયાંથી આવે કે તેમના માટે પૈસાની અપીલ કોણ કરે ? આવાં ઘેલાં માણસો, આવા ફાધર ડમિયનો હિંદમાં પ્રભુ કયારે પેદા કરશે ?

# હિંદુ સંસારનું ઘોરતમ અધઃપતન

## બ્રાહ્મણ સ્ત્રીઓની અજાયબભરી કહાણી

( લેખકઃ-**શિવદાસ ચાંપસિંહ ઠક્કર-'હિંદુસ્તાન'**ના તા. ૧૪-૪-૨૭ના અંકમાંથી )

### રેસ્કયુ હોમની જરૂર

મુંબઇમાં થોડા પખવાડીઆ પર હિંદુસભાદ્વારા જે કાશ્મીરી હિંદુ વિધવા બાઇને શુદ્ધ કરી લેવામાં આવી હતી તેમાં માટુંગા સમાજનો મુખ્ય હિસ્સો હતો. આ બાઇની ખબર મેળવનાર અને તેને ભારે ખટપટ અને મરદામરદીથી મોટી જોહેમતે માટુંગે લઇ આવનાર માટુંગા સમાજના ભૈયાઓજ હતા.

### સંયુક્ત પ્રાંતની બ્રાહ્મણબાઈનો ઉદ્ધાર

હમણાં આ સમાજે હિંદુ પ્રજાની એક બહુ મોટી કીર્તિભરી સેવા બજાવતાં સંયુક્ત પ્રાંતની એક યુવાન બ્રાહ્મણ બાઇનો ઘણીજ ગૌરવભરી રીતે ઉદ્ધાર કર્યો છે. જેની ખેદ અને આશ્ચર્યભરી બીનાઓ નીચે મુજબ છેઃ-

સંયુક્ત પ્રાંતમાં એક ગામે વસતા એક બ્રાહ્મણ યુવાને પોતાની ૧૩-૧૪ વર્ષની પરણેતર સ્ત્રીને તેના માવિત્રે મૂકી અને મુંબઈ આવી નોકરીએ લાગી લગભગ ૩ાા વર્ષસુધી તેની કશી ભાળ લીધી નહિ.

આ બાઇને ત્યાંના કોઇ ધૂર્તે ફોસલાવી તેની સાથે આડો વ્યવહાર કર્યો, તેથી બાઇને ગર્ભ રહી ગયો.

### આ બાઇ માવિત્રોથી કેમ ત્યજાઇ ?

તેનાં માવિત્રોને તેની ખબર પડતાં તેઓ નાતજાતથી બહિષ્કારને પામે તેટલા માટે તેઓએ તેને અહીં લાવી તેના પતિને હવાલે કરી. તેના પતિએ તેનો આ કારણે અસ્વીકાર કર્યો; છતાં તેઓ તેને તેની પાસેજ છોડી ગયા.

### ભણેલા પતિએ શું કર્યું ? હાથે મુસલમાનને આપી દીધી.

તેના પતિએ એ બાઇ કોઇને આપી દેવાનો નિર્ણય કર્યો અને મુસલમાનને અપાય તો પછી કોઇ વાતે કયારે પણ ખટપટ થાય નહિ, વારસા હિસ્સાનો પ્રશ્ન પણ નડે નહિ, તેથી તેણે કોઇ મુસલમાનને આપી દેવાનો ઇરાદો કર્યો.

આ વાતની આ સમાજના ભૈયાઓને ખબર પડતાં તેઓ તેની પાસે ગયા અને અત્રેની હિંદુસભાને અથવા તો આર્યસમાજને આપવાને તેને સમજાવ્યો. તેણે વિચાર કરી ૩-૪ દિવસ પછી જવાબ આપવાનું કહ્યું; તેટલામાં એમને ખબર મળી કે ભાયખાલાના કોઇ મુસલમાનના ઘરમાં કોઇ બ્રાહ્મણ હિંદુ છોકરીને લાવવામાં આવી છે અને તેણી બહુ રોકકળ કરે છે.

### ભૈયાઓની કમાલ

આ પરથી આ લોકો ત્યાં એકદમ તપાસ કરવા પહોંચી ગયા; ત્યાં તેમને જણાયું કે આ બાઇ તેજ છે કે જેને તેનો પતિ કોઈ મુસલમાનને આપી દેતો હતો.

તેઓ તુરતજ ત્યાં બે ભૈયાઓને મૂકી મારી પાસે આવ્યા અને મને આ સઘળી હકીકતથી વાકેફગાર કર્યો.

અમે એક અરજી તૈયાર કરીને તેમાં બાઇની સહી લાવવાની તથા એ બાઇની સાથે નેકાહ કરી લેવામાં ન આવે અગર કયાંય લઇ જવામાં ન આવે; અને જો લઇ જવામાં આવે તો તેને લઈ આવવાની ખટપટો શરૂ કરી દીધી.

તુરતજ પાંચ ભૈયા બાઈના ઘરની આજુબાજુ ફરતા થઇ ગયા. લાગ સાધી તેઓ ગઈ પરમે એ બાઇના મકાન પર ચઢી ગયા. ત્યાં એ જેના કબ્જામાં હતી તે મુસલમાન હાજરજ હતો, તેથી તેણે તેને ઘાયલ કરી નાખી. લોકો ભેગા થઇ ગયા; તકરાર પર વાત પહોંચી તેથી એ ભૈયાઓ નીચે ઉતરી આવ્યા.

## એક ભલા મુસલમાનની સહાયતા

આ ધાંધલમાં તે તરફ રહેનાર એક મુસલમાન કે જે આર્યસમાજપ્રત્યે સદ્‌ભાવ ધરાવે છે, તેને બાઇનો કબ્જો ધરાવનાર મુસલમાનની રીત ઠીક નહિ લાગતાં તેણે ઈન્સાનિયત ભરી રીતે ભૈયાઓના કાર્યની પ્રત્યે પોતાની સહાનુભૂતિ બતાવી અને કહ્યું કે, બાઈની સંમતિ વગર નેકાહ નહિ થાય. આ બાઇ જો તેમની સાથ આવવા ખુશી હોય તો તેને મુક્ત કરવાને પોતાથી બનતું કરવાને તેણે તેમને કબુલાત આપી.

તેણે તે માટે કોશેષ કરી પણ તે મુસલમાને માન્યું નહિ અને તેણે નેકાહ કરી લેવા માટે તુરતજ એક મોલવીને બોલાવી મંગાવ્યો. તે મુસલમાને ભૈયાઓને ખબર કરી દીધી.

તુરતજ એક મોલવી આવી પહોંચ્યો કે જે સાથે આ ભૈયા પણ ઉપર ચઢી ગયા. એમણે તેને બાઈની વાત કરી, તું રાજી હોય તો નેકાહ કરવાની દરખાસ્ત કરી અને બાઇ ઓધાનવાળી હોવાથી મુસલમાની સરાહ મુજબ તેની સાથે નેકાહ થાય નહિ તે પણ તેમણે મોલવીને જણાવી દીધું.

આ પરથી કેટલીક રકઝકને અંતે બાઇને આ ભૈયાઓની રૂબરૂ પૂછવાનું નક્કી થયું ને તેમ થતાં બાઇએ રો કકળાટમાં અહીંથી મુક્ત થવાની આજીજી કરી, તેથી મોલવી ચાલી ગયો; પણ બાઇને લાવનાર મુસલમાને બાઇને મુક્ત કરી નહિ. હવે શું કરવું ? તેનો ભૈયાઓને વિચાર થઇ પડયો; પણ વચ્ચે પડી પેલા મુસલમાને બન્ને બાજુને સમજાવ્યા અને ભૈયાઓને આવતી કાલે બનશે તો હું બાઇને જરૂર મુક્ત કરાવીશ એવો ભરોસો આપ્યો તેથી ભૈયાઓ નીચે ઉતરી આવી આજુબાજુ ફરતા રહ્યા.

બીજે દિવસે એટલે ગઇકાલે ત્યાં દશ ભૈયાઓ એકત્રિત થઇ ગયા અને એ બાઇના બીજા લાગતાવળગતાને અને તેના ગામવાળાને શોધી તૈયાર કરી તેમાંથી પાંચ સાતને પોતાની સાથે તેડતા ગયા. ત્યાં તેમને સામીબાજુથી ત્રણ પઠાણ પણ રોકેલા જોવામાં આવ્યા. જેમને એમણે પોતાનો નશ્ચય જાહેર કરી દીધો કે, મોલવીએ આમાં હાથ ઘાલ્યો નથી. આમ પઠાણોને સમજાવ્યા તેથી પઠાણો નરમ પડી ગયા.

થોડીવારે પેલો ભલો મુસલમાન નીચે આવ્યો અને કહ્યું કે તે પુરેપૂરૂં માનતો નથી, પણ કંઇ નરમ પડયો છે. હવે તમને ગમે તેમ કરો. આ પરથી આ ભૈયાઓએ એક વિકટોરીઆ બોલાવીને બાઈના તે લાગતા વળગતામાંથી બે જણ સાથ આઠ ભૈયા ઉપર ચઢી ગયા.બાઈની સાથે વાતો કરવાની હુજ્જત કીધી.બાઇની સાથે વાતો થઈ. બાઇએ પોતાની પાપભરી ગફલત પર પુષ્કળ રોઇને તેમની સાથે આવવા કાલાવાલા કર્યા. બાઇને એક ધોતી આપવામાં આવી. બાઇએ ધોતી પહેરી લીધી ને ચોરણી પહેરાવવામાં આવી હતી તે ફેંકી દીધી. પગમાં ચાંદીનો કોઇ મુસલમાની દાગીનો હતો તે પણ ઉતારી નાખ્યો અને ભૈયાઓ સાથે આવવા ઓરડીની બહાર નીકળી.ખટપટ-રકઝક ઘણી થઇ પણ બાઈ નીચે આવી ગાડીમાં તેમની સાથે બેઠી, બે ભૈયા ગાડીમાં બેઠા, એક ઉપર બેઠો બાકીના પગે ચાલતા આગળ વધ્યા; પણ મામલો ઠીક ન ભાળી રસ્તામાં આવતાં એક ભૈયાના ઘરમાં ઉતરી પડયા. ચાર કલાક બાદ મામલો સહિસલામત દેખાતાં તેઓ બાઇને લઇ રેલ્વેદ્વારા સાંજે સાત વાગે માટુંગે આવી પહોંચ્યા અને આ બાઇનો ઉદ્ધાર કર્યો.

### બાઇની કરવામાં આવેલ શુદ્ધિ

આ બાઇ અહીં એક ભૈયાની વૃદ્ધ માતા સાથે રહે છે અને એની વૈદિકવીધિ અનુસાર શુદ્ધિ કરવામાં આવી છે.

આવી રીતે નાનકડો માટુંગા આર્યસમાજ ધર્મ અને પૂરતી જાતિભક્તિસહિત પરાક્રમ ભરી રીતે પોતાનો પાઠ ભજવી રહેલ છે.

આ બાઇ મુસલમાનના ઘરમાં ત્રણ રોજ રહી તે દરમિયાન પોતાને હાથે રાંધી ખાતી હતી. જે ઘરમાં બાઇને રાખવામાં આવી હતી તેમાં હિંદુ લોક પણ રહે છે; પણ જાત્યાભિમાનની જ્યોતિ વગર તેઓ કાંઈ ઉપયોગી થયા હતા નહિ.

આ બાઇને મુસલમાનને સોંપી દેનાર ધણી ઇંગ્રેજી ભણેલો ને કલાર્કતરીકે માસિક રૂા. ૮૦) પગાર મેળવનાર છે.

### હિંદુ પ્રજાને અપીલ

મુંબઇમાં આટલી વસ્તી છતાં આવે વખતે ઉપયોગી થઇ પડે તે માટે તેમનો હજી એક પણ રેસ્કયુ હોમ સ્થપાયો નથી. સેંકડો મંદિરો અને તેમના પૂજારી મહારાજો કે માલિકોનાં ઘરો આવી દયાપાત્ર સ્ત્રીઓ માટે નકામાં છે. પશુઓ માટે પાંજરાપોળો અને પક્ષીઓ માટે કબુતરખાનાં છે; પણ આવા નિરાધાર ગભરૂ માનવો માટે બદમાસોનાં શિકારસ્થાન સિવાય કશું પણ પરિણામ નથી. આ દશા ઘણી ખામીભરી છે. આને માટે મહાન સ્વર્ગસ્થ સ્વામી શ્રદ્ધાનંદજી છેલ્લી ફેરે મલબાર જતાં અહીં પધારેલા ત્યારે તેમણે તુરતમાંજ અહીં રેસ્કયુ હોમ સ્થાપવાની આગ્રહ ભરી અપીલ કરેલી. વળી છેલ્લી પ્રાંતિક હિંદુપરિષદ થઇ હતી ત્યારે તે માટે એક ઠરાવ પણ થયેલો. તે બાદ સ્વામીજીના ખુન પછી તેમના નામથી તે સ્થાપવા અહીં નિર્ણય પણ થયેલો. ફંડની શરૂઆત પણ થયેલી, પણ પૂરતું ઉત્તેજન ન મળવાનાં કારણે તે હજી સ્થાપાયું નથી. આ મુંબઇની હિંદુપ્રજાપર અત્યંત કાળા ડાઘસમાન કલંક છે, તે તેણે કોઇ પ્રકારે સત્વર ધોઇ કાઢવું. આ માટે પૈસાનો વર્ષાદ વરસાવી દેવો જોઇએ અને આ બાઇના પતિએ બતાવી આપેલી હિંદુઓની ધર્મગ્લાનિ, શૂન્યતા, અચેતનતા અને જાતિયઅભિમાન વીહિનતાની દશા સુધારવા માટે તેણે પૂરતો ઉંડો વિચાર કરવો જોઇએ તથા જાતિધર્મની આવી કમજોરીઓ અને બેવકુફાઇઓ દૂર કરવા યત્ન કરી રહેનાર ભારતની આર્યસમાજો અને હિંદુસભાઓને તેણે સર્વ પ્રકારે અનુકૂળ અને તન-મન-ધનથી સહાયક થઇ પોતાની દશાને સુધારવી જોઇએ. ઈત્યોમ્

# ભીલલોકોનો રામનવમીનો મેળો

( "સૌરાષ્ટ્ર" તા. ૨૩-૪-૨૭ ના અંકમાંથી )

સંવત ૧૯૭૯ ના દુષ્કાળમાં સંકટનિવારણનું કામ કરતાં ગુજરાતની બાદશાહતના પાછલે દરવાજે, ગુજરાત માળવાના ધોરી માર્ગમાં પથરાયેલા પંચમહાલના પ્રદેશમાં, શ્રી. ઠક્કર બાપાને એક ઘરડી નગ્નાવસ્થામાં રઝળતી ભીલબાઇનાં દર્શન થયાં. એ દર્શનની પ્રેરણામાંથી દાહોદ ભીલ-સેવા મંડળ જન્મ પામ્યું. પંચમહાલના પછાત પ્રદેશના દાહોદ અને ઝાલોદ તાલુકાઓના ૬૦૦ ચોરસ માઇલના વિસ્તારમાં અત્યંત દયામણું જીવન ગાળતા એક લાખ ભીલોનું-ઋષિ વાલ્મિકી અને શબરીના એ વંશજોનું-મનુષ્યત્વ વિકસાવવા શ્રી. અમૃતલાલ ઠક્કરે થાણું નાખ્યું. એના ફળ રૂપે, ભીલોના પ્રભુ રામચંદ્રજીનો જન્મોત્સવ આજે છેલ્લાં બે વર્ષથી ભીલોના ધામમાં ઉજવાવો શરૂ થયો છે.

### યશવાટિકા આશ્રમમાં

દાહોદથી આઠ માઇલ નૈઋત્યમાં આવેલું, દેવગઢ બારીઆના દેશી રાજ્યને સ્પર્શીને ઉભેલું, જેસવાડા નામનું એક ગામડું છે. એ ગામથી અર્ધો માઇલ દૂર, મુંબાઇવાળા શેઠશ્રી જીવણલાલ વલ્લભદાસની સખાવતથી 'યશવાટિકા' આશ્રમ બંધાયો છે.આશ્રમના આંગણામાંજ ગઇ રામનવમીના દિવસે રામમંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવેલી; અને ભીલોમાં ધર્મસંસ્કાર ઉગે એ હેતુથી-તેઓ તેમના 'રામબાબા ' ની વિશેષ નિકટમાં આવતા થાય એ નેમથી-રામનવમીનો ભીલમેળો પણ ભરવામાં આવેલો.એ મેળો અત્યંત સફળ અને અર્થસાધક નીવડેલો.તેમાં દાહોદ-ઝાલોદ તરફ ના શેઠ

શાહુકારો, સરકારી અમલદારો,ગુજરાતના અગ્રેસરો અને સૌથી વિશેષ ભીલ ભાઇઓએ બહુ સારી સંખ્યામાં ભાગ લીધેલો. ત્યારેજ લાગેલું કે ભીલોના ઉત્થાનમાં આવા મેળા ભારે ભાગ ભજવી શકશે; એટલે રામનવમીનો મેળો ભરવો–ભીલો પાસે તેમના પ્રભુજી રામચંદ્રજીનો જન્મોત્સવ ઉજવાવવો –એ ભીલ સેવા મંડળનાં કાર્યોમાંહેનું એક મહત્વનું કાર્ય બની ગયું. આમ, આ વર્ષનું રામનવમી પર્વ પણ ભીલ–મેળો યોજીનેજ ઉજવાયું. આ બીજો મેળો પણ પહેલા જેટલોજ સફળ અને અર્થસાધક નીવડયો.

## મેળાનો મંડપ

મેળાને માટે યશવાટિકાઆશ્રમના આંગણામાંજ આંબાના પાનથી છાયેલો નાનો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. મંડપને સ્થંભે સ્થંભે નાની નાની ધ્વજાઓ ફરફરતી હતી. મંડપના મુખ પાસે તેમજ રામ–મંદિરના દરવાજા સમીપ કેળના સ્થંભોની જુક્તિભરી ગોઠવણ કરવામાં આવી હતી. ચારેતરફ રાષ્ટ્રીયધ્વજનાં તોરણો, તુળસી રામાયણની ચોપાઇઓ અને દુહાઓની કપડાની ઝાલરો પવનમાં હીંચકા ખાતી હતી. મંડપના મુખ પાસેજ બાળવીરોની ( સ્કાઉટોની ) છાવણી નાની રાવટીઓ કરીને પડી હતી. એ રાવટીઓની વચ્ચે યશવાટિકા સેનાધ્વજની ભગવી ઝુંડી ઉડતી હતી. સામેજ રામમંદિરની "રામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી" નો જયઘોષ ગાતી ઝંડી ગગનવિહાર કરી રહી હતી. મંડપની વચમાં મત્સ્યવેધ કરવા એક લાંબો દંડ રોપવામાં આવ્યો હતો. આ બધું દૃસ્ય જોઇને મેળામાં ભાગ લેવા આવનારાં ભીલ ભાઇબહેન કે ઉજળીયાત નરનાર જાણે કોઇ વિશુદ્ધ, પાવનકારી વાતાવરણમાં પ્રવેશ કરતાં હોય એવું તેમને સહેજે લાગતું હતું.

## રામનવમીની પ્રભાતે

મહેમાનોની એક ટુકડી લઇને ઠક્કરબાપા તો આઠમના દિવસેજ યશવાટિકામાં પહોંચી ગયા હતા. રામનવમીનું સોનેરી પ્રભાત પ્રગટયું. રામજન્મની જયનોબતો વાગવી શરૂ થઇ. દાહોદની બીજી શાળાઓના વિદ્યાર્થીઓ, આ ઉત્સવના પ્રમુખ શ્રી. નારાયણ મલકાની સાથે, ઠેઠ દાહોદથી કૂચ કરતા ગાજતે વાજતે આવી પહોંચ્યા. ભીલઢોલ, સ્કાઉટોનું ડુપબ્યુગલ વગેરે રણવાદ્યોના સંગીતથી તેમનું સ્વાગત થયું. ત્યારબાદ કલાકેક બાળવીરોની રમતો ચાલી. પછી સત્યાગ્રહાશ્રમવાળા પરમ રામભક્ત પંડિત ખરેજીએ, અગીઆર વાગ્યે, રામચંદ્રજીની જન્મકથા માંડી. 'શ્રીરામ, જય રામ, જયજય રામ' ની ધૂનથી મંગળાચરણ થયું. કથાનો પ્રવાહ ચાલતાં તો, ગામનાં ઝુંપડે ઝુંપડેથી ભીલ સ્ત્રી–પુરુષો ઉભરાવા લાગ્યાં. કથા પૂરી થઇ. આરતી પ્રગટી. પ્રસાદ વહેંચાયો.

## ઉત્સવની કાર્યવાહી

પછી ચાર વાગતાં, દાહોદથી આમંત્રિત મહેમાનો અને શહેરીઓ આવી પહોંચ્યા. ભીલોની પણ સારી મેદની જામી. ૨૦૦૦ ઉપર માનવ–સંખ્યાથી મંડપ ચિકાર ભરાઇ ગયો. ઉત્સવનો આરંભ થયો. યશવાટિકાઆશ્રમના આચાર્ય ભાઇ વાણીકરે આશ્રમનો અહેવાલ વાંચ્યો, ગીતાજીના બારમા અધ્યાયનું ભીલ ભાઇઓએ શ્લોકોચ્ચારણ કર્યું. સંગીતશાસ્ત્રી ખરેજીએ 'તુમ ગાઓ પ્રભુ કે ધન્યવાદ' ગાઇ સભાના કામની શરૂઆત કરી. બાદ જે જોવા શ્રોતૃવર્ગ અધીરો બન્યો હતો તે ભાઇ જેઠીસીંગના બંદુકની નિશાનબાજીના ખેલો શરૂ થયા. ગયે વર્ષે પ્રો. દેશબંધુએ તીરકામઠાની નિશાનબાજી બતાવી પ્રાચીન હિંદી કળાનું દર્શન કરાવેલું. આ વેળા ભાઇ જેઠીસીંગે શબ્દવેધ, ચલનવેધ, પાદવેધ વગેરે વેધો કર્યા બાદ, નીચે પાણીમાં ઉંધું જોઇ ઉપરના મત્સ્યને વેધી નાખી મત્સ્યવેધ પણ કરી બતાવ્યો. તેમના એક આઠ વર્ષના પુત્રે તરવારની પટ્ટાબાજી ખેલી બતાવી.

## મલકાનીજીનું પ્રવચન

આ પ્રસંગે પ્રમુખ મલકાનીજીએ અતીવ સુંદર પ્રવચન કર્યું. તેમાંથી સારભાગ લઇએ.

"આજના રામનવમીના મેળાના પ્રમુખસ્થાને મને બેસાડયો તે માટે હું તમારો ઉપકાર માનું છું....તમે હિંદુસ્તાનની અસલ વતની કોમ છો. આપણા પુરાણોમાં તમારા જેવી અનેક કોમો વિષે ઉલ્લેખ છે. તે પ્રાચીન ઇતિહાસમાં તમે શરીરે મજબુત, ચપળ અને હિંમતવાન આલેખાયા છો. તમારા વડવાઓએ મધ્ય હિંદમાં સૈકાંઓ સુધી રાજ્ય કર્યું છે. ત્યાંથી તમે ગુજરાત, ખાન-

દેશ અને રજપુતાનામાં પ્રવેશ કર્યો. હજી યે રજપૂત રાજાઓને રાજ્યારોહણ પ્રસંગે તમારા અંગુઠાના લોહીથી રાજ્યતિલક કરવાનું માન તમે ભોગવો છો...ભૂતકાળનો વિચાર છોડી આજનો વિચાર કરતાં તમારી સ્થિતિ દયાજનક લાગે છે. તમારા કથીરના દાગીનાથી કોઇ બહારનાને કદાચ તમારા ભૂખમરા ને ગરીબાઇનો ખ્યાલ ન આવે, પણ મને લાગે છે કે તેથી તમારી દીન અને હીન સ્થિતિ વધારે સ્પષ્ટ રીતે નજરે ચઢે છે. તમે તીરકામઠાં હાથમાં રાખો છો, પણ સરકારના અમલદારો અને સિપાઇસિપરાંથી ડરો છો; શાહુકાર આગળ ગરીબ બકરી જેવા બની જાઓ છો;અને છતાં યે લોકો તમને લુંટારૂઓ તથા ચોરો તરિકેજ ઓળખે છે...તમારે હવે ખેતીમાં સુધારો કરવો જોઇએ અને બીજા કામધંધે અથવા મજુરીએ લાગવું જોઇએ. હવે જમાનો બદલાતો જાય છે તીરકામઠાંનો જમાનો હવે નથી રહ્યો. તમે વેળાસર નહિ જાગો તો ખાવાનાં પણ સાંસા પડશે. તમારી દશા બદલાય છે, એવો સમયનો ઘંટનાદ વાગે છે. એ સાંભળો અને જાગો દારૂ (હરો) છોડો. છોકરાઓને નિશાળે ભણવા મોકલો. કરજ કરવાની બુરી ટેવમાંથી છૂટો. આળસ મરડી કામ ધંધે મંડયા રહો.”

મહેમાનોમાંથી ડૉ. ચંદુલાલ, છોટુભાઇ પુરાણી, પંડિત ખરેજી, સ્કાઉટોના ઉત્તરવિભાગ માટેના વ્યવસ્થાપક ગુણવંતરાય વગેરેએ પણ પ્રાસંગિક ભાષણો કર્યાં.

‘રઘુપતિ રાઘવ રાજારામ’ ની ખરેજીએ ધૂન મચાવ્યા પછી સભા પૂરી થઇ.

**રાત્રિનો ક્રમ**

રાતે, ભીલોને જમાડયા બાદ, તેમને દારૂત્યાગ ઇત્યાદિ સદ્‌બોધ આપવા જાદુઈ ફાનસની તકતીઓ બતાવવામાં આવી. બીજી તરફ સંગીતશાસ્ત્રી ખરેજીએ ‘ઘુંઘટકે પટ ખોલે રે તેરે રામ મીલેંગે’ એ ધીમી હલકે ગાઇ આખી મંડળી ઉપર જાણે વશીકરણ કરી લીધું. એવા ભક્તિભાવથી ઉભરાતા વાતાવરણમાં બે કલાક સુધી ખરેજીએ સંગીતનો પ્રવાહ વહાવ્યો.

છેલ્લો કાર્યક્રમ ‘કેમ્પ ફાયર’ નો હતો તેમાં તો ચારેતરફ આનંદની છોળો ઉડી. જુગતરામ દવેનું ‘આંધળાનું ગાવું’ ભજવાયું. ચારે પ્રહસનો ભજવાયાં. મોડી રાતે આખી મંડળી ‘રામ બાબા’ નો જયકાર ગજાવી વિખરાઇ.

રામનવમીનો મેળો પૂરો થયો.

---

# ઓ હિંદુ બડેખાંઓ ! વાંચો, વિચારો અને રડો

## અને જો એટલું પણ હવે તમારા નસીબમાં રહેલું ન હોય તો નક્કી જાણજો કે, તમે છેક રસાતાળમાંજ જવાને સર્જાયેલા છો.

## लेख पहेलो

(લેખકઃ–**ઢેઢગોર–શ્રી અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર–‘નવજીવન’** તા. ૧૩–૩–૨૭ ના અંકમાંથી ઉદ્ધૃત)

[ આ લેખનું મથાળું મેં ઇરાદાપૂર્વક મૂકયું છે. લેખ નનામો છે પણ ‘ઢેઢના ગોર’ કંઇ શેરીયે શેરીયે ભટકતા જોવામાં નથી આવતા. એટલે આ અભિમાની ‘ઢેઢના ગોરે’ પોતાનું નામ છુપાવવાનો ઢોંગ કરીને આપણને સૂચવ્યું છે કે ઢેઢના સેવક ભલે ઘણા થાય પણ ‘ઢેઢના ગોર’ તો એક ઠક્કરબાપા જ રહેશે. લેખ લાંબો છે તેથી વાંચનાર ન કંટાળે. જો તેનામાં જરાએ લાગણી હશે તો વાંચવાનો આરંભ કર્યા પછી તે તેને છોડી નહિ શકે. આ લેખની લીટીએ લીટીએ દલિતો પ્રત્યેનો પ્રેમ ટપકી રહ્યો છે. એમાંથી થોડાં બિંદુ લઇને પણ જો આપણે આપણા હૃદયને ભીનાં કરીએ તો દલિતોનું ને આપણું બન્નેનું દુઃખ ભાગે. **મો૦ ક૦ ગાંધી**]

(આ લેખમાં અંગત વાતો છે, પણ જાહેર કાર્યને લગતી હોઇને ખાનગી નથી; છતાં અંગત વાતો જાહેરમાં ન મૂકવાના શિષ્ટાચારને લીધે લેખકના પ્રત્યે વાંચનારને અણગમો થવા સંભવ છે. આ જોખમ વેઠી પણ આ લેખ પ્રસિદ્ધ કરવો મને દુરસ્ત લાગ્યો છે. **લેખક**)

તા–૧૫–૨–૨૭ ની રાત્રે અત્યંજ સેવામંડળના આઠ સેવકો બોરસદ તાલુકાના બોદાલ ગામે એકઠા મળ્યા હતા. જુદીજુદી બાબતોની ચર્ચા કરી સોળ ઠરાવો કર્યા હતા અને તે ઠરાવો પ્રોસીડીંગની ચોપડીમાં લખાયા હતા. આ આઠ પૈકી પાંચ સેવકોને સવારમાં રવાના થઇને પોતપોતાને સ્થળે–નવસારી, નડિયાદ, માણસા–પહોંચી જવાનું હતું. સૌને પોણા છ વાગે જગાડયા.

શૌચ દાતણ કરી, ચા પી, એક ભાડાની ફોર્ડમોટરમાં પાંચે ભાઇઓ સાત માઇલને રસ્તે વાસદ સ્ટેશને જવા નીકળ્યા. અમે ત્રણ પરીક્ષિત, ચુનીભાઇ પટેલ અને હું ચાલતા આશરે ૧।।, ૨ માઇલ દૂર પામોલ ગામે જવા નીકળ્યા. આ ગામના અંત્યજ ભાઇઓની ઘણા વખતથી માગણી હતી કે તેમને અમારે એક શાળા કાઢી દેવી, એટલે એક શિક્ષક મોકલી કેવળ અંત્યજો ઢેડ, ચમાર, ખાલપા, ગરોડા (પણ ભંગી નહિ, કારણ ભંગીઓ ઢેડને પણ અસ્પૃશ્ય છે !)ના બાળકોને મફત શિક્ષણ આપવું અને અંત્યજોને અન્ય રીતે ઉપયોગી થઇ પડવાનું સાધન પૂરૂં પાડવું. આશરે ૧૦-૧૨ માસ પહેલાં તેમને આવી શાળા આપવાની વ્યવસ્થા યોજી હતી; પણ જે પાટીદાર શિક્ષકને ત્યાં મોકલવા ધાર્યો હતો, તે બિચારો ક્ષયરોગનો ભોગ થયો. આથી આ શાળા ખોળંબે પડી હતી; કારણ અંત્યજબાળકોને શિક્ષણ આપવાને હોંશ ધરાવનારા (પૂરૂં વેતન લઇને પણ) બહુ દુર્મિળ હોય છે.

### પામોલનો ઢેડવાડો

આ ગામ મોટું છે. વસ્તી ૧૭૦૦ની આશરે છે. તેમાં ઢેડભંગીનાં ઘર આશરે ૭૫, એટલે વસ્તી ૩૦૦થી પણ વધારે છે. ઢેડવાડાના રસ્તા બલ્કે ગલીઓ, બહુ જ સાંકડી, આશરે દશ ફુટની હશે. તેમાં દરેકના ઘર સામે સામી લાઇનના ઘરની પછીતે ખુંટા ઠોકીને તેની સાથે ભેંસો, પાડીઓ હારબંધ પુષ્કળ બાંધેલી હતી. ચોમાસામાં તો આ ગલીઓમાં છાણમૂતરની નદીઓજ વહેતી હશે. આજે શિયાળા ઉનાળાની સંધીએ પણ ગંદકીનો પાર નહોતો. શહેરના સુધરાઇ ખાતા વાળાઓ અને તંદુરસ્તીના અમલદારો ટીકા કરે છે કે, હિંદીલોકોને સુઘડાઇથી રહેતાં આવડતું નથી; પણ જ્યાં નગરરચના આવી, એટલે કે બિલકુલ વાડા નહિ અને ગલીઓ દશ ફુટથી પહોળી નહિ, ત્યાં બિચારા અંત્યજોને ભાગે તો પૂરતી રહેવા જગ્યા પણ આવે નહિ. પોતાને રહેવાને પૂરૂંપાધરૂં ઘર ન હોય, ત્યાં વળી પોતાનાં ઢોર, ભેંસ, ગાય, ઇ૦ ને રાખવા તો જુદાં ઘર અથવા છાપરાં કયાંથી જ હોય ? ગરીબીનો અને દરિદ્રતાનો ખ્યાલ સેંકડોના પગાર ખાનાર અમલદારો અને યૂરોપના ધનિક દેશોમાંથી આવતા મુસાફરોને કયાંથી આવે ?

### પામોલ અંત્યજશાળા

અમારા મંડળને અત્રે શાળા કાઢતાં વખત લાગ્યો, તેથી આઈ. પી. મિશને અત્રે છેલ્લા પંદર દિવસ થયાં એક શાળા ઉઘાડી છે, તે અમે જોઇ. સવારના નવેક વાગ્યા હતા, તેથી શાળા તો ચાલતી ન હતી: પણ ત્રણ ચાર છોકરાઓ એકઠા થયા હતા. તેમને એક છોકરો ભીંતઉપર મૂળાક્ષરો લખ્યા હતા તેના ઉપરથી 'ધમણનો ધ' અને 'નગારાનો ન' એમ બોલાવતો હતો. આઠ દશ ઢેડ ભાઇઓને એકઠા કરી શાળા સંબંધી ચર્ચા કરી. અમારી શાળા–ગાંધીજીની હિંદુ શાળા– તમારે જોઇએ છે ? એમ પૂછતાં તેમણે કહ્યું કે, 'અમને તો જે અમારા છોકરાને ભણાવે, સુધારે, તેવી નિશાળ જોઇએ. અમારે તો પાદરીની નિશાળ હોય તોયે ઠીક, પણ પાદરીની નિશાળમાં સારૂં ભણાવતા નથી. માસ્તર બે ત્રણ કલાક થોડુંઘણું ભણાવી, બે ચાર ગીતો ગવડાવી, પોતાને ગામ ચાલતો થાય છે. તે જો અહીં ઠામ કરીને રહેતો હોય તો છોકરા કાંઇક રળે. અમે તો ચાર છ આનાની મજૂરી ખોવડાવીને છોકરાંને નિશાળે મોકલીએ, અને તોય માસ્તર ન શીખવાડે, તો અમારૂં બેય બગડે. તમે સારૂં ભણાવતા હો તો અમારે તમારી નિશાળ જોઇએ. પહેલાં અમારે ત્યાં પાદરીની શાળા હતી. તે ઉઠી ગઈ. પછી મુક્તિફોજની આવી તેય ઉઠી ગઇ. પછી વળી રોમન કૅથોલીકની આવી. અમે જાણતા હતા કે રોમન કૅથોલીક તો પૈસાવાળા, તેની શાળા આવશે તો નહિ ઉઠી જાય; પણ તેયે ગઇ. ગરીબનાં નસીબ ગરીબ. આ વળી પાદરીની ૧૦-૧૨ દિવસ થયાં આવી છે. તે કેટલા દહાડા ટકશે તેની કોને ખબર ? તમારી શાળામાં પાછું આમ જ નહીં થાય ને ?' અંત્યજોને ભણવાની ગરજ નથી, તેઓ બહુ અજ્ઞાન છે, તેમને પોતાના સ્વાર્થની પણ ખબર નથી, એવું કહેનાર ઉંચ વર્ણના હિંદુઓને હું પૂછવાની હિંમત કરૂં છું કે, તેમણે કોઇ દિવસ અંત્યજના વાસમાં જઇ, તેમના ખાટલા પર બેસી, તેમનો વિશ્વાસ મેળવી, બેઘડી નિરાંતે વાતચીત કરી, તેમના છોકરાઓને ભણાવવા માટે શાળા કરી આપવા કે એવા કાંઇ સેવાકાર્ય માટે વાતચીત કરી છે ? હજારો ગાઉથી, પરદેશથી, પરધર્મી લોકો, તમોએ ધૂત્કારેલા લોકોને ભણાવવા, તેમને બે અક્ષર કે બે આંકડા શીખવાડવા પ્રયત્ન કરે છે, તેના દસમા હિસ્સાનો પ્રયત્ન તમારા પોતાના ધર્મના લોકો–આ કમનસીબ અંત્યજોને માટે

તમે કર્યો છે ? વળી પાદરીઓ તેમને વેઠ–બેગારમાંથી બચાવે છે, રક્ષણ આપે છે, તેવો માનવધર્મ તમે કદી બજાવ્યો છે ? આ સંબંધમાં આ અંત્યજભાઇઓમાંથી એકે કહ્યું કે, 'જ્યારે અમારા પડખેના ગામમાં વધારાની પોલીસનું થાણું હતું ત્યારે અમારામાંથી ૧૦–૧૫ માણસને, સિપાઇઓ અમારા ગામમાં આવે ત્યારે કાયમ ચોરામાં તેમની તહેનાતમાં બેસાડી રાખતા હતા. પાદરીને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે અમારી વારે ચઢીને તેમણે તે સિપાઇઓના જમાદારની ધૂળ કાઢી નાખી હતી. હવે તો અમને પહેલાના જેવો વેઠનો ધમાસો નથી; પણ પાદરીની ઓથ હોય છે ત્યારે કોઇ અમારૂં નામ લઇ શકતું નથી.' આવી રીતે કયા હિંદુ ભાઇઓ, કયા શેહેરી સેહેલાણીઓ, કયા મોટી ફી મેળવનારા વકીલો કે કયા હિંદુપંથના બાવા, બ્રહ્મચારીઓ કે સંન્યાસીઓ તેમને મદદ આપે છે, અને હલકા સિપાઇઓના જુલમમાંથી બચાવેછે ?

ઉપર પ્રમાણેની નહિ ધારેલી દલીલો આ બુદ્ધિમાન અને ડાહ્યા અંત્યજ ભાઇઓને મ્હોંએથી સાંભળ્યા પછી મારાથી તેમને શાળા આપવાની ના પાડવાની હિંમત કેમ ચાલી શકે ? શાળાને માટે એક ઓશરી તેમણે બતાવી તે જોઈ. તે નાની હતી. તેથી બે ઓશરીઓમાં મળીને શાળા બેસે એમ ઠરાવી, ૧૦–૧૫ દિવસમાં શિક્ષક મોકલી આપીશ એવું વચન આપી હું બીજા કામે વળ્યો.

## અંત્યજોનું પાણીનું દુઃખ

અંત્યજોને પાણીનું જે દુઃખ, હાડમારી ને ત્રાસ પડે છે, તેની તો નજરે જોયા વિના વાંચનારને કલ્પના ન આવી શકે. પાણીના કુવાની આસપાસ એક, બે કે ત્રણ કલાક સુધી, કોઇ દયાળુ અંતઃકરણવાળી ઉંચ કહેવાતી હિંદુવર્ણની પાણી ભરનારી બાઈ પાણી નામશે એવી આશાએ બેસી રહેવું પડે, સંધ્યાસમયે કે રાત્રે ઢોરને પાણી પીવાના હવેડામાંથી પણ ચોરીછુપીથી ઘડા ભરી લાવવા પડે, આમ કરતાં પણ કોઇને કાંઇ ઉણું પડે તો ગાળોનો વરસાદ વરસે, તે સામો એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના સાંખી લેવી પડે. આ શિક્ષા પ્રભુ દુષ્ટમાં દુષ્ટ જનને પણ ન આપે.

પામોલના લોકો બોરસદની તાલુકા બોર્ડની સહાયથી એક કુવો હાલ બાંધી રહ્યા છે. બોર્ડે તેમને એક હજાર રૂપિયા મદદ દાખલ આપવા કહ્યું છે, તેમાંથી અરધી રકમ કુવાનું અરધું કામ ખોદાણ અને ચણતર સહિતનું થઇ રહે ત્યારે મળે અને બીજી અરધી કુવાનું કામ પુરું થઇ રહે અને ઉપરનું મથાળું બંધાઇ રહે ત્યારે મળે એ શરત છે. તે પ્રમાણે પ્રથમથી અરધી મદદ મળી ગઇ છે. અત્યારસુધી કુવાનું કુલ ખર્ચ રૂા. ૧૮૦૦ થઇ ચૂકયું છે. પાંચસો મળેલા તે બાદ કરતાં બાકીના ૧૩૦૦ રૂા. તેમણે અનેક કષ્ટથી એકઠા કર્યા હતા. કોઇ સાહુકારની પાસેથી વ્યાજે લઇ આવે અને તે ભરવા માટે પોતપોતામાં ઉઘરાણું કરે. આવી રીતે ત્રણ વખત ઉઘરાણું કરવું પડયું હતું. તે ઉઘરાણું એકઠું કરનાર આગેવાન મોરાર તેજા આ ઉઘરાણાના પૈસા એકઠા કરવામાં તેને પડેલી તકલીફ માટે અતિશય બૂમ મારતો હતો, અને સોગન ખાઇને કહેતો હતો કે ફરીને હું આવું કામ ન્યાતનું હોય તોપણ કરવાનો નથી; પણ બીજી જ ક્ષણે તેણે પોતાનો વિચાર બદલ્યો, કારણ કે તેણે જાણ્યું કે વગર વ્યાજે સાત માસસુધી હું તેમને રૂા. ૫૦૦ અંગઉધાર ઉછીના આપવા તૈયાર હતો.

## સાહુકારી કે પઠાણી વ્યાજ ?

આ ઢેડપંચે ત્રણ વખત મળીને રૂા. ૧૩૦૦ એકઠા કર્યા હતા. તેમાં પેટલાદવાળા પ્રસિદ્ધ દાનવીર નારણભાઇ શેઠે રૂા. ૨૫૦ બક્ષીસ આપેલા તેનો સમાવેશ થયેલો હતો. બાકીના રૂા. કટકે કટકે વ્યાજે કાઢી લાવી વાપરેલા, તે પાકની મોસમ વખતે કે મજુરી કરી લોકો કમાઇને ભરી દેતા; પણ જ્યારે વ્યાજે સાહુકાર પાસેથી લઇ આવતા ત્યારે વટાવના એટલે કે કોથળી છોડામણના, સેંકડે રૂપિયા ત્રણ તેમને ભરવા પડતા. તે ઉપરાંત મહિને રૂપિયે દોઢ દોકડાનું વ્યાજ, એટલે કે દરવર્ષે દરસેંકડે ૧૮ ટકાનું વ્યાજ જૂદું. આવા પ્રમાણિક માણસો પાસેથી, તેઓ વખતસર પૈસા પાછા પહોંચાડે છે એવી શાખવાળા હોવા છતાં પણ, આટલું જબરૂં વ્યાજ લેવામાં આવે છે, તેનું કારણ કે તેઓ ગરીબ અસ્પૃશ્યો છે. ખેડા જીલ્લામાં સાધારણ વ્યાજનો દર હલકો છે; પણ ગરીબો પાસેથી અને વળી ઢેડની પાસેથી વધારે વ્યાજ ન લેવાય તો કોની પાસેથી લેવાય ? ગરીબોને નીચોવવામાં, પડેલાને પાટુ મારવામાં, રીબાતાને રીબવવામાંજ આપણા

વૈશ્યોની વૈશ્યવૃત્તિ સમાયેલી છે ?

મારી પાસેના જાહેર ફંડમાંથી રૂ. ૫૦૦ વગરવ્યાજે આવતા ભાદરવા માસસુધી ઉછીના આપવાનું મેં વચન આપ્યું. આ સાંભળી તેઓ ખુશ ખુશ થઇ ગયા. અને 'નવો કુવો બંધાવી આપવા જેટલું તમને પુણ્ય થશે' એવા ઉદ્‌ગારો સ્હેજે તેમના માંએથી નીકળ્યા. 'આ વખતે અમારી પાસેથી કોથળીછોડામણના સંકડે પાંચ રૂપિયા લેત અને વ્યાજના રૂપિયા પચાસેક થાત. આ આશરે રૂ.૭૫ ની રકમ તમે બચાવી, તેથી પ્રભુ તમારૂં ભલું કરશે.' આવા ઉદ્‌ગારો તેઓમાંથી વૃદ્ધ હતા તે કાઢતા હતા. પાસેના બોદાલ ગામે પાછા ફરી, ત્યાંના કાર્યકર્તાઓ સમક્ષ આ બાબતનું લખાણ કરાવી, સદરહુ પંચની સહીઓ લઈ મારી મુસાફરીને અંતે ચારપાંચ દિવસમાં હુંડી મોકલી આપવાનું વચન આપી ખુદાના આ કમનસીબ બંદાઓથી અમે જૂદા પડયા.

જગતમાં આવું કયાંએ હશે ? અસ્પૃશ્યોના અસ્પૃશ્ય !

બોદાલમાં ભંગીઓના કુવાનું પ્રકરણ જાણવા જેવું છે, સાંભળીને રડવા જેવું છે, આપણી સમાજની સ્થિતિ જાણી આંસુ ઢાળવા જેવું છે. હિંદુસમાજનો મોટો ભાગ એમ સમજે છે કે અંત્યજ એટલે એકજ કોમ, એકજ જ્ઞાતિ અને બધાજ સરખા; પણ આ માન્યતા સત્યથી કેટલી વેગળી છે ? અંત્યજોમાં ઢેડ અથવા વણકર, ચામડીયા અથવા ચમાર અથવા ખાલપા, ગરોડા, તુરી, શેણુવા, થોરી, ભંગી અથવા ઓળગાણા, નાડીયા ભંગીઓ, તથા મહારાષ્ટ્રમાં મહાર, મોચી, ઢોર અને માંગ જ્ઞાતિઓનો પણ સમાવેશ થાય છે. પણ અસ્પૃશ્યોમાં પણ અસ્પૃશ્ય તે ભંગી ! ગરીબ બિચારા ભંગી. તેમણે તો આપણું મેલું ઉઠાવવાનો ધંધો સ્વીકાર્યો, આપણા શહેરોની શેરીઓ અને રસ્તાઓ સાફ કરવાનું સ્વીકાર્યું તે દિવસથી, જ્યારથી આ મહાન સેવા કરવાનું તેમણે કબૂલ કર્યું કે તેમની પાસેથી જબરજસ્તીથી કે તરવારને ગોદે કબૂલ કરાવ્યું ત્યારથી તેઓને હમેશને માટે આપણે ખાડામાં હડસેલ્યા, પતિતના પતિત માન્યા. ગામડાંઓમાં તેમને મેલું સાફ કરવાનું કે એવું કામ કરવાનું કવચિતજ હોય છે, તેમનું ગુજરાન વાંસના ટોપલા, સુપડાં બનાવી વેચવાનું કે ખેતરમાં મજુરી કરવાનું હોય છે; છતાં તેમના બાપદાદાઓને આપણે જે અમાપ ઉંડા ખાડામાં હડસેલી પાડયા હતા તે અધમ માનેલી સ્થિતિમાંથી તેમના વંશજો અનેક જમાના પછી પણ નીકળી શકતા નથી, બલ્કે આપણે તેમને નીકળવા દેતા નથી.

સાતેક વર્ષ પહેલાં કાઠિયાવાડમાં કોડીનાર તાલુકામાં હું ખાદીના કામે ફરતો હતો, ત્યારે કેટલાંક ગામોમાં ઢેડ અત્યંજોના માટે જુદો કુવો હોય, તે ઉપરાંત ગાયકવાડ સરકારે ભંગીનો કુવો પણ જુદો બંધાવી આપેલો મેં જોયો હતો. તે વખતે મારા અજ્ઞાનને લીધે મને એમ લાગેલું કે ગાયકવાડ સરકાર આવા પૈસા શીદ બગાડતા હશે ? અને ઢેડોને તેમના માટે બંધાવેલા જુદા કુવામાંથી ભંગીઓને પાણી ભરવા દેવાની ફરજ કેમ નહિ પાડતા હોય ? પણ આજે બોદાલમાં જોયેલી હકીકતથી અને સ્થાનિક કાર્યકર્તાઓએ કહેલી હકીકતથી જાણ્યું કે ગાયકવાડ સરકારે ગરીબોનાં દુઃખોનો ઉંડો અભ્યાસ કરી, પછીજ આવો હુકમ છોડયો હોવો જોઇએ.

બોદાલ ગામમાં ભંગીનાં ઘરો આશરે ૨૦–૨૫ છે. એકજ ગામમાં ભંગીવાડો આટલો મોટો હોય એવાં ગામો બહુ થોડાં હોય છે; પણ તેમને પીવાના પાણીનો જુદો કુવો આજસુધી નથી સાંપડયો, તેથી તેમની મુશ્કેલીનો પાર નથી. તેમાંનાં ઘણાં કુટુંબો અમદાવાદ, મુંબઇ, વડોદરા એવાં મોટાં શહેરોમાં આ દુઃખને લીધે ચાલ્યાં ગયાં છે. ઢેડને માટેના ત્રણે કુવા આ ગામમાંજ હોવા છતાં તેમાંથી એકે કુવામાંથી તેમને પાણીનું ટીપું પણ ભરી જવાની પરવાનગી નથી.આમાં ઢેડભાઇઓનો હું ખાસ દોષ નથી કાઢતો, કારણ કે તેમણે તો કેવળ વાણિયાબ્રાહ્મણનું અનુકરણજ કરેલું છે. જેવું આપણે તેમનાપ્રત્યે કર્યું, તેવું તેમણે ભંગીઓપ્રત્યે કર્યું. " શ્રેષ્ઠો જે જે આચરણ ( કે દુરાચરણ ) કરે તેવું ઇતર જનો કરે " એ ગીતાવાકય પ્રમાણે થયું છે. ઇતર જનોનો બિચારાનો શો દોષ ? કહેવાતા શ્રેષ્ઠો સુધરશે, પછી ઇતર જનો લાંબા વખતે સુધરશે. આજે તો એવી સ્થિતિ છે કે કોઇ અંત્યજ વિદ્યાર્થીઓના આશ્રમમાં ભંગીનો છોકરો દાખલ થાય છે કે તરત ઢેડ અથવા ખાલપા વિદ્યાર્થીઓ કે તેમનાં માબાપો કોલાહલ કરી મૂકે છે ! અંત્યજ કામમાં રંગાયેલ અને ઓતપ્રોત થયેલ મામા ફડકે પણ ભંગીના

છોકરાઓને પોતાના આશ્રમમાં આકર્ષવા નિષ્ફળ નીવડયા છે અને ખ્રિસ્તી મિશનોને પણ ભંગી ખ્રિસ્તીને ઢેડ ખ્રિસ્તીઓથી જુદા રાખવા પડે છે ! પામોલના અંત્યજના કુવા માટે રૂ. ૫૦૦) વગર વ્યાજે ઉછીના આપવાનું નક્કી કર્યું ત્યારે મેં ટકોરમાં પૂછ્યું કે " આ કુવે ભંગીના પાંચ સાત ઘરો છે, તેમને પાણી પીવા દેશોને ? " લોકો ચમકી ઉઠયા, " હેં એ શું કહ્યું ? " એમ મોટે સાદે અનેક મુખેથી ઉચ્ચારણ થયું, અને એકે તો એમ પણ કહ્યું કેઃ– ' એમ હોય તો તો અમારે તમારા પૈસા ન જોઇએ. ' મારે પાઘડી ફેરવી બાંધવી પડી કેઃ– ' એ તો હું જરા મશ્કરી કરૂં છું. અમે લોકો અમારે કુવે તમને પાણી નથી ભરવા દેતા, તોપછી તમે ભંગીને શેના ભરવા દો ?' આમ કહી વાત બદલી નાખી.

### " બ્હેન, આ ભંગીબાઇને પાણી નહિ નામે ? "

ભંગીઓને પાણીને માટે કેટલો ત્રાસ પડે છે, તે મારે નજરે જોવું છે, એમ કહેતાંજ સ્થાનિક કાયકર્તા ભાઇ અંબાલાલ મને ગામને કુવે લઈ ગયા. ત્યાં એક ભંગીબાઈ બે ત્રણ કલાકથી પાણીના બે ઘડા ભરવા આવેલી, કુવાથી થોડે દૂર પોતાના બચ્ચાંને ધવરાવતી બેઠી હતી. તેને મેં પૂછયું કેઃ–' બાઇ તું કયારની અંહી બેઠી છે ? ' તેણે કહ્યુંઃ–' ભાઇ, સવારની બેઠી છું. ' તે વખતે સવારના અગ્યાર વાગ્યા હતા. તેના કહેવામાં અતિશયોક્તિ હશે એમ શંકા થતાં, તે કુવા ઉપરજ એક પાટીદારની ૧૨–૧૩ વર્ષની છોડી પાણી ભરતી હતી તેને આ વાત ખરી છે કે એમ પૂછયું. તેણે કહ્યું કેઃ–'હા ' એ બહુ વખતથી બેઠી છે. ' હવે સ્થિતિ એમ છે કે ભંગીઓના ઘડા કે માટલામાં સીધું કોઇ પાણી રેડતું નથી,રેડી શકતું નથી. અમારા શિક્ષક ચુનિભાઇ પટેલે એક વખત પોતાની ડોલમાંથી ભંગીના માટલામાં પાણી રેડવાની ધૃષ્ટતા આ કુવા ઉપરથીજ કરી હતી, અને તેના ઉત્તરમાં તેમને સખત ચેતવણી મળી હતી કે, ' માસ્તર, આવું અમારા ગામમાં નહિ ચાલે. ' કુવાના પડથારની નીચે એક નાની કુંડી બાંધેલી હોય છે, તેમાં જેને દયા આવે, જેના હૃદયમાં પ્રભુ વાસો કરતો હોય, તે બાઇ પાણી રેડે. કુંડીમાંથી બહાર એક વાંસના કટકાની નળી નીકળતી હોય છે, તેની નીચે ભંગી પોતાનો ઘડો મૂકે, અને તે પાણીથી તે બિચારીનો ઘડો અરધે કે એક કલાકે ભરાય; પણ તેમાંએ વળી આ વાત ધ્યાનમાં રાખવાની છે કે આખો ઘડો પાણી આ કુંડીમાં રેડવા જેટલી દયા બતાવનાર બાઇ તો કોઇ ભાગ્યેજ નીકળે. પોતાના માટલામાં રેડતાં થોડું ઘણું વધે તેટલુંજ, કળશો–બે કળશા જેટલું, પાણી આ કુંડીમાં નાખે. ફેંકી દેવાને બદલે આ કુંડીમાં રેડે એટલી તેમની મહેરબાની! બેઠેલી ભંગી બાઇ પાણી (ભરીને નહિ પણ) દયાથી મેળવીને, પોતાને ઘેર છોકરાને લઇને જલદી પહોંચી જાય તે મતલબથી ઉપર જણાવેલ પેલી પાટીદારની ૧૨–૧૩ વર્ષની કન્યાને મેં વિનંતિ કરીઃ–'બ્હેન, આ ભંગીબાઇને પાણીના બે ત્રણ ઘડા તું કાઢી ન આપે ?' તેના કુમળા હૃદયમાં દયા આવી. કુવો ૬૦–૭૦ ફુટ ઉંડો હતો; છતાં આ બાળાએ આ ધર્મકાર્ય કર્યું, અને અમે રસ્તે પડયા. અહીં ભંગીના કુવાના ખોદાણ માટે રૂ.૧૫૦) દોઢસો સુધી આપવાનું વચન આપી, તેનું ખોદાણકામ ઉઘડું કોઇ પાસે કરાવી લેવા સ્થાનિક ભાઇઓને વિનંતિ કરી બીજું કામ હાથમાં લીધું.

### અંત્યજઆશ્રમ યોજ્યું

બોરસદ તાલુકાનાં ગામોમાં ઢેડવાડાઓ બહુ મોટા છે. ૪૦–૫૦ ઘરની વસ્તી એ તો સાધારણ. સો સવાસો ઘરના ઢેડવાડાવાળાં ગામો પણ ખરાં. ભંગીનાં ઘરો પણ તેટલા પ્રમાણમાં નહિ, છતાં બીજા જીલ્લાનાં ગામડાઓ કરતાં અત્રે વધારે છે. આટલી મોટી અંત્યજોની વસ્તી આ તરફ કેમ થઇ હશે તેનો ઇતિહાસ કોઇ શોધી શકે તો તેમાંથી કોઇ અતિ ઝનુની અને જુલમગાર હિંદુરાજાની કે પાટીદાર 'બાપા' ની કહાણી બહાર આવે; પણ મારે તેનું શું કામ ? આ તાલુકામાં અને આખા ખેડા જીલ્લામાં ખ્રિસ્તી મિશનોનો મોટો પથારો છે અને તેને પરિણામે ખ્રિસ્તી અંત્યજો–ઢેડ અને ભંગીઓની મોટી સંખ્યા છે, એ તો નિર્વિવાદ વાત છે. આવી મોટી અંત્યજ વસ્તીમાં ' ગાંધી બાપુ ' નું એક પણ અત્યંજ વિદ્યાર્થીનું આશ્રમ નહિ, એ મને ઘણા વખતથી સાલ્યા કરતું હતું. આણંદ મુકામે મળેલી સને ૧૯૨૨ ની અંત્યજ પરિષદના પ્રમુખસ્થાનેથી મેં પોકારીને કહ્યું હતું કે, "આવતા બાર માસની અંદર આણંદમાં, છેવટ ખેડા જીલ્લામાં એકાદું અંત્યજ આશ્રમ સ્થાપીશ." પણ તે વચન તો મારા મોંમાંજ રહ્યું હતું, તે પણ

યાદ હતું. આવો એકાદો આશ્રમ પોતાના ગામને પાદરે નીકળે એવો અહીંના સ્થાનિક કાર્યકર્તાઓનો આગ્રહ છેલ્લા બાર માસથી ચાલુ હતો. આથી ભાઇ અંબાલાલને કહ્યું કે ગામની નજીકમાં એવી કોઇ જમીન બતાવો કે જેમાં આશ્રમ બાંધી શકાય અને થોડી ખેડ પણ થઇ શકે. આશરે એક વીઘાની 'સનંદિયા' જમીન તેમણે બતાવી અને તે મને પસંદ પડી. ત્યાં આશ્રમ સ્થાપવા માટે ગુજરાત પ્રાંતિક સમિતિની મંજુરી માગવા માટે થોડી મોટી વિગતોવાળો યોજનાનો પત્ર તૈયાર કર્યો. આ આશ્રમ થોડા વખતમાં ચાલુ થઇ જશે, એમ કહી શકાય. અંત્યજના કામ માટે જોઇતા પૈસા મેળવી આપવાની જવાબદારી તો શ્રી. વલ્લભભાઇ પટેલ અને ગાંધીજી ઉપર છે. તેની તો મારે કાંઇ ચિંતા નથી. યોગ્ય કાર્યકર્તા મેળવી લેવાનીજ જવાબદારી મારા ઉપર છે અને ભાઇ પરીક્ષિત અને હરિવદન જેવા ઉત્સાહી યુવકોનો મને ટેકો છે, તો તેથી હું ગમે તેટલા અંત્યજ કામનો બોજો લઉં તોપણ ઉપાડી શકીશ. આશ્રમ બાંધવામાટે હાલ તુરત ત્રણ ચાર હજાર રૂપિયા જોઇશે. તેમાં હરકત નહિ આવે અને આશરે ત્રીસ વિદ્યાર્થીનો ચાલુ ખર્ચ પણ ત્રણથી ચાર હજાર રૂપિયા દર સાલ લાગશે. હિંદુ જનતા તેની અસહ્ય બેદરકારી, સ્વાર્થપરાયણતા અને ટુંકી દૃષ્ટિ હોવા છતાં, ગાંધીજીને લીધે એટલી તો જાગૃત થઇ છે કે કાર્યકર્તા ચારિત્રવાન હોય તો આટલી રકમ તો દર સાલ આપી શકે.

## અંધ વિદ્યાર્થી વહાલાભાઈ

મિત્રોએ આપેલા બે બળદના ડમણિયામાં બેસી બોદાલથી બોરસદ થઇને વાસણે આવ્યો. અહીંની અંત્યજશાળા તપાસી. વિદ્યાર્થીઓની હાજરી ઓછી હતી. ફક્ત ૧૦ હાજર હતા. ચાર પાંચ છોકરાઓ જીનમાં મજુરીએ ગયા હતા. કપાસની મોસમ શરૂ થતાં ૧૨ વર્ષની ઉપરના છોકરાઓ જીનના સંચામાં કપાસ ઓરવા પુરુષો કરતાં વધારે ઉપયોગી થઇ પડે છે. મોટી ઉંમરના પુરુષો કરતાં તેઓ વધારે કલાક કામ આપે છે અને મજુરી થોડી માગે છે. આથી જીનો શરૂ થઇ જતાં અંત્યજોના બાળકોની માગ સારી જાગે છે ને નિશાળનું ભણતર છોડાવીને તેમનાં માબાપો તેમને આ મજુરીએ તેડી જાય છે, કે મોકલે છે. તેમને છથી આઠ આનાનું રોજ મળે છે; અહીંનો શિક્ષક ખ્રિસ્તી, પણ હિંદુધર્મ પ્રમાણે પ્રાર્થના કરાવનાર છે, તેથી તેની જોડે મુશ્કેલી આવતી નથી. આ શાળામાં એક અંધ છોકરો વહાલાભાઇ આવે છે. તે પ્રથમ અનિયમિત આવતો પણ તેને અહીં ભજનો શીખવાડવાની વ્યવસ્થા બોરસદ સત્યાગ્રહ છાવણીવાળા નારણભાઇ પટેલની સાથે કરી દીધાથી તે નિયમિત થયો છે અને છ માસના અરસામાં બાવીસ મોટાં ભજનો સસ્તા સાહિત્યના 'ભજન સંગ્રહ'માંથી તેણે મોંએ કરી નાખ્યાં છે. અમને 'મારી હુંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગિરધારી' એ ઘણું લાંબું ૧૫-૧૬ કડીનું ભજન તેણે એક પણ ભૂલ વિના ગાઇ બતાવ્યું. તેના કેટલાક અશુદ્ધ ઉચ્ચારો સુધારવા મેં પ્રયત્ન કર્યો. તેની સ્મરણશક્તિ બહુ સારી છે. આંધળો દળે કે ગાય. તેનો બાપ તેની પાસે કોદરી ભરડાવે છે ને મેં ભજન શીખવાડવાની ગોઠવણ કરી આપી છે. એક છોકરાને પાઠ વંચાવતાં હાથના નખ જીભ વતી કેટલાક છોકરાઓ ઉતારે છે એમ તેમાં આવતાં પરીક્ષિતભાઇની દૃષ્ટિ તેજ છોકરાના નખ ઉપર પડી, અને તે મેલથી ભરેલા અને લાંબા વધેલા જોયા. આથી બધા છોકરાઓના નખ મેં અને પરીક્ષિતે તપાસ્યા ને અમારાં ખીસાંનાં ચપ્પુઓથી જેના લાંબા હતા તેના ઉતાર્યા.અંધ વહાલાભાઇએ પોતાને હાથે પોતાના નખ ઉતાર્યા હતા પણ બરાબર ઉતર્યા ન હતા, તે પણ મેં ઠીક કર્યા. વહાલાભાઇના બાપ શાળામાં બેઠા હતા, તેના મોંમાંથી સ્હેજે નીકળી ગયું કેઃ-'ખરા બાપ તો આ છે, હું નહિ.' મને કંઇક સંતોષ થયો, પોરસ ચઢ્યો.

## સીતાની પર્ણકુટી

વાસણાથી પગે ચાલતા બોરસદ આવતા હતા, ત્યારે રસ્તામાં નારણભાઇ પટેલ પોતાની ઝુંપડીએ અમને લઇ ગયા. ત્યાં જવાની મારી ઇચ્છા બહુ નહતી, પણ તેમના આગ્રહને માન આપી ગયા. ગયા પછી એમ લાગ્યું કે ન ગયો હોત તો મોટી ભૂલ થાત. તે સાધારણ ઝુંપડી નહિ, પણ ખરેખરી પર્ણકુટી, ઝાડનાં પાંદડાં અને ડાંખળીઓનીજ બનાવેલી ઝુંપડી હતી. આંબાના મોટા વૃક્ષની નીચે પણ સહેજ ઉગમણમાં આ કુટી બાંધી હતી; પણ તે સાથે તેમાં એક સીતા-નારણભાઇનાં પત્ની-પણ હતાં. આવા ખેતરમાં, એક કુટીમાં, હાથમાં પુસ્તક લઇને વાંચતી,

એક આધેડવયની, બહુ બીરૂ નહિ તેમ બહુ વાચાળ નહિ એવી પાટીદાર કામની સ્ત્રી જોઈ, ત્યારે પચાસેક વર્ષ પર મારી મોટી બહેને મને વાંચી સંભળાવેલ સીતાની પર્ણકુટીનું ચિત્ર તરત જ ખડું થયું; પણ મને લાગ્યું કે આ બાઇને આવા એકાંતમાં કોઈ પણ જાતના પાડોશ વિના, સગાંસાંઇથી દૂર, બાળબચ્ચાંની પણ સોબત વિના, કોઈ પણ સ્ત્રીમિત્ર (કે શત્રુ) વિના કેમ ગોઠતું હશે? તેના દીવસ કેમ નિર્ગમન થતા હશે? નારણભાઇએ તરત ખુલાસો કર્યો કે પ્રથમ તો તેમને અહીં આવવું પોસાતું નહતું. તેઓ વસો છોડીને મારી ઝુંપડીમાં વાસ કરવા આવવા ખુશી નહોતાં; પણ નાગપુર સત્યાગ્રહમાં હું જઇ આવ્યા પછી, તેમને મારાપ્રત્યે વિશેષ લાગણી થવાથી તેઓ મને સાથ આપવાને છેલ્લા અઢાર માસથી આવ્યાં છે, અને હવે તો તેમને અહીં ગોઠે છે. હું કોઇ દિવસ રાત્રે બોરસદ કે વાસણાથી આઠ નવ કે દશ વાગે આવું છું, ત્યારે પણ તેને એકલીને મૂંઝવણ આવતી નથી.

આવી કુટીમાં રાચરચીલું, જીંદગી ભોગવવાની ચીજો કઇ કઇ હશે તે જોવાનું કુતૂહલ મને થઇ આવ્યું અને તે દાબી શકયો નહિ. તે બહેનની પરવાનગી લઈ પર્ણકુટીમાં દાખલ થયો. ત્રણ દેવદારી પાટીઆંની પેટીઓ, એક લોઢાના પતરાની ટ્રંક, પાંચ સાત ટીનના ડબ્બાઓ, કેસરી (મરાઠી)ના કેટલાક અંકો, નવજીવન પ્રકાશન મંદિરનાં કેટલાંક પુસ્તકો, રસોઇનો ચુલો, હાંલ્લાં તથા થોડાં તપેલાં અને લોટા પ્યાલાં, લીંબુના અથાણાની બે ત્રણ માટલીઓ, બે ચાર ગોદડાં અને એવી બહુજ સાદી ઘરવખરી હતી. કુટીની ભોંય બહુજ સ્વચ્છ રીતે લીંપેલી હતી, ને કુટી પણ વિશાળ હતી. ૧૬ ફુટ લાંબી અને ૧૫ ફુટ પહોળી હતી. આંબાની છાયાનું તો પૂછવુંજ શું? રજા લેતાં દિલગીરી થઈ. અત્રે શાંતિ મેળવવા ખાતર, નિઃસંગ દશા ભોગવવા અને કુદરતનું સાન્નિધ્ય અનુભવવા, "અનુભવીને એકલું આનંદમાં રહેવું રે" એ સત્ય કરવા, એકાદી રાત્રિ રહેવા મન બહુ લલચાયું; પણ લોભ–સેવાનો પણ લોભ. આવતી કાલે વાંકળના ભીલ આશ્રમની મુલાકાત લેવાનો લોભ ન રોકી શકયો અને મૂંઝાયેલા હૃદયે સીતા તથા રામની–બન્નેની રજા લીધી. 'રામ' (નારણભાઇ) તો ઠેઠ બોરસદ સુધી મૂકવા આવ્યા, અને વાસદ સ્ટેશન (૧૧ માઇલ દૂર) જવાની મોટરમાં અમને રવાના કરી પછી પોતાની પર્ણકુટીએ આશરે ૬॥ વાગે પાછા ફર્યા.

## નારણભાઈની ને મારી નબળાઇઓ

ચાલતાં ચાલતાં મેં નારણભાઇને પૂછ્યું હતું કે, "તમારે કાર્ય કરવું ગામલોકોની સાથે દિવસ આખો બહાર; એટલે કે બોરસદ કે વાસણામાં ફરીને કામ કરવું, તો પછી ગામમાં ઘર લઇને ન રહેતાં, આમ કોઇના ખેતરમાં એકાંતવાસમાં કોઇના સંગ વિના, ઝુંપડીમાં રહેવાનું શું કારણ?" તેમણે કહ્યું:–' પ્રથમ હું ગામમાં રહેતો હતો. ત્યાંના વાસથી મારા મનની કેટલીક નબળાઇઓ બહાર આવી. ગાંધીજીના શિષ્યના શિષ્યને બોરસદ સત્યાગ્રહ છાવણીના આજીવન સભ્યને આવી નબળાઇ ન હોવી જોઇએ, તેથી મેં મારી નબળાઇ ટાળવા, મારા મનને સંયમી કરવા, ગામ છોડી આ ઝુંપડીમાં રહેવા આવવા ઠરાવ કર્યો અને આજે ત્રણેક વર્ષથી રહું છું. પ્રથમ તો એકલો રહેતો હતો; પણ હવે તો મારાં પત્ની પણ સાથે રહે છે. માનસિક નબળાઇઓ ત્યાગી શકયો છું અને હવે તો આ ઝુંપડી છોડવી કેમ ગમે?' આવા નિખાલસપણે પોતાની નબળાઇઓનો દરેક માણસ એકરાર કરતો હોય, છેવટ, થોડા મિત્રોને પણ વાત કરતો હોય તો તેનો સુધરવાનો માર્ગ કેટલો સહેલો થાય? અને આ તકનો લાભ લઇને, હું મારી પણ એક નબળાઇનો એકરાર કરી દઉં તો પ્રભુ જરૂર મને માફી આપશે.

હું ધંધે ઇજનેર હતો. બંગલા, સડકો, મહેલો બાંધવાનું કામ તે સાથે કંટ્રાકટરોની સાથે રોજનો પરિચય. હજારો રૂપિયા કમાવી આપવાની કે ખોવડાવવાની જેના હાથમાં સત્તા હોય છે, તે સત્તાનો કાયમને માટે કોઇ દુરૂપયોગ ન કરે એ તો કેમ બને? વેશ્યાની સાથે પોતાના ધંધાને અંગે ઘણો વખત પરિચયમાં આવવાનું બને અને તેના પ્રલોભનમાં ન પડવું, એ જેટલું એક સાધારણ મનુષ્યને માટે દુષ્કર છે, તેટલુંજ એક ઇજનેરે કંટ્રાકટર પાસેથી લાંચ ન લેવી એ દુષ્કર છે. મેં મારી ૨૩ વર્ષની ઇજનેર તરીકેની નોકરીઓમાં ફકત બે વખત લાંચ લીધી હતી, એમ મને યાદ છે. એક વખત પોરબંદર રાજ્યમાં ભાદરવીયર (બંધ) ના એક કંટ્રાકટર પાસેથી રૂા. ૪૦૦ ચારસેં લીધા હતા. તેમાં મારો બચાવ એટલોજ છે કે, તે વખતનું

તેનું કામ પૂરું થઇ ગયું હતું. છેવટનું બીલ પણ બની ગયું હતું અને પછી તેણે લાંચ આપી હતી, અને મેં લીધી હતી. બીજી વખત પોરબંદર રાજ્યને માટે ઑસ્ટ્રિયાની બનાવટની નેતરની ખુરસીઓની મોટી ખરીદી કરવા મુંબઇ ગયો હતો. તે ખરીદીમાંથી આશરે ૩૦૦ રૂપિયા વધારે કિંમત બતાવી મારી ખાધા હતા. આ બે વખત પછી કોઇ વખત લાંચ લીધેલી મને યાદ નથી. આમ આ મારી નબળાઇનો જાહેર એકરાર કરી જાહેર માફી માગી શકું.

ટુંકમાં આ દિવસે નીચે પ્રમાણેનાં સેવાકાર્ય કરવા હું ભાગ્યશાળી થયો:–

૧ પામોલ ગામમાં અંત્યજોના કૂવા માટે રૂ. ૫૦૦ વગરવ્યાજે અપાવવા વ્યવસ્થા કરી, તેમનાં બાળકો માટે શાળા કઢાવી આપવાનું વચન આપ્યું.

૨ બોરસદ ગામમાં ભંગીના કૂવાના ખોદાણ માટે રૂ. ૧૫૦ સુધી આપવાનું વચન આપ્યું. ભંગીઓને પડતો પાણી માટેનો ત્રાસ નજરે જોયો.

૩ ઓદાલમાં ૩૦ વિદ્યાર્થીઓના અંત્યજ આશ્રમમાટે યોજના કરી મંજુરી માગી.

૪ વાસણાની અંત્યજશાળા તપાસી. છોકરાઓના વધેલા નખ ઉતાર્યા, અંધ છોકરાને ભજનો શીખવા ઉત્તેજ્યો.

૫ નારણભાઇની નબળાઇનો નિખાલસ એકરાર સાંભળી,મારી નબળાઇનો એકરાર કરવા પ્રેરાયો.

આ દિવસને અંતે રાત્રે ૯ થી ૧૧ સુધી વડોદરામાં શારદા–સુમંત એ સુખી યુગલ સાથે બે કલાક શાંતિથી જાહેર વિષયોની ચર્ચા કરવાનો પ્રસંગ મળ્યો, એ તો દૂધચોખામાં સાકર ભળવા જેવું થયું. અંગત વાતો લખવા માટે, વાચક માફી આપશો ?

# લેખ બીજો

(લેખકઃ–**અમૃતલાલ વિ. ઠક્કર–'નવજીવન'** તા. ૨૪–૪–૨૭ ના અંકમાંથી)

કાઠિયાવાડના એક ગામમાં અંત્યજ શાળા છે, ત્યાંના શિક્ષક ભાઇ.........સંસ્કારી, સેવા-ભાવવાળા અને જન્મે વણકર (અથવા ઢેડ) છે. ગાયકવાડ સરકારની ફરજિયાત કેળવણીની નીતિથી તેઓ ભણ્યાગણ્યા છે; અને પોતાની જ્ઞાતિની ઉન્નતિમાટે પોતાથી બનતું કાર્ય કરી રહ્યા છે. તેઓ સુઘડ, સુવિચારના અને તેમની રહેણીકરણી ઉપરથી કોઇ ઢેડતરીકે ન ઓળખાય તેવા છે; છતાં પુરાણપ્રિય કાઠિયાવાડના એક નાના ગામમાં રહી તેમને પોતાની જ્ઞાતિનાં બાળકોને ભણાવવાનું ભાગ્ય કે કમભાગ્ય પ્રાપ્ત થયું છે, તેથી ત્યાંનો દરેક માણસ તેમને ઢેડતરીકે ઓળખે છે અને અસ્પૃશ્ય ગણે છે, પણ તેઓ તેવીજ રીતે પોતાનું કાર્ય મુંગે મોઢે કર્યેજ જાય છે; પરંતુ આવી અસહ્ય સ્થિતિ સહેતાં સહેતાં કોઇ વખત માણસનો ગુસ્સો, બળાપો ને દુઃખના ઉદ્દગાર બહાર આવી જાય છે, તે આ ભાઇના નીચેના પત્રોથી જાણવામાં આવશે. તેના દરેક ટુંકા વાક્યમાં કરુણકથા ભરી છે. ગામનું નામ, ડૉક્ટરનું નામ, લેખકનું નામ, સજ્જન નગરશેઠ અને ગરાસિયાભાઇનાં નામો, જાણીજોઇને આપ્યાં નથી. આપવાથી કદાચ લેખક–શિક્ષકને કોઇ નુકસાન કરે એમ જાણી આપ્યાં નથી.

૧

તા. ૯—૪—૨૭

નમસ્કાર સાથે વિ. કે તા. ૫–૪–૨૭ને રોજ મારી વહુને સુવાવડ થઇ. તા. ૭–૪–૨૭ના રોજ બપોર પછી મારી સ્ત્રી બહુ બિમાર થઇ ગઇ. ઝાડા થયા ને બોલવાનું બંધ થયું, શ્વાસ વધારે ચઢયો, છાતી સૂજી ગઇ, પાંસોડાં ભીંસાતાં હતાં. હું અત્રેના મે. ડૉ.........ને બોલાવવા ગયો, પણ તેઓશ્રીએ કહ્યું કે:–'હું ઢેડવાડામાં આવવાનો નથી. ઢેડને અડીને તપાસવાનો પણ નથી.' છેવટે નગરશેઠ.........તથા ગરાસિયા દરબાર.........ને હું ડૉ. સા. પાસે તેડી ગયો. ત્યારે રૂ. ૨) ફીના નગરશેઠ પાસે કબૂલ કરાવ્યા; તે પછી આવવાને શરત કરી કે ઢેડવાડા બહાર દર્દીને લાવો, તો આવું. ડૉ. સા. આવ્યા. ઢેડવાડા બહાર બે દહાડાની સુવાવડી બાઇને કાઢી. પછી ડૉ. સાહેબે મુસલમાનને થર્મોમિટર આપી ને તેમણે મને આપી. મેં મારી સ્ત્રીની કાખમાં મૂકી. ત્યારપછી થર્મોમિટર મેં મુસલમાનને આપી, તેમણે ડૉ. સા. ને આપી. તેઓશ્રીએ

અંધારે દીવે જોઇને કહ્યું કેઃ-'ન્યુમોનિયા ને મુંજેરો થયો છે.' રાતના આઠનો વખત હતો. ડૉ સાહેબ ગયા, દવા લાવ્યા. અળશીના લેપનો ડબ્બો હું દુકાનેથી લાવ્યો. દવા કરીએ છીએ. ડૉ સાહેબે શારીરિક તપાસ કરી નહિ, છેટેથી જોઇ ગયા. રૂા. ૨) ફીના આપ્યા. આવી ગંભીર બિમારી છે. ........થી મારા કુટુંબની ખબર કાઢવા આવ્યા છે. ઇશ્વર સુવાણુ કરે તો થાય આ બદલ શું કરવું તે આપ જણાવશો. લી૦ આપનો નમ્ર સેવક

................

૨

વિ. કે મારો દીવો હોલવાઇ ગયો છે. મારી સ્ત્રી આજે બપોરના બે વાગે સ્વર્ગવાસી થઇ છે

લી. સેવક

................

ઉપરના પત્રો ઉપર ચર્ચા કરવી કે બળાપા કાઢવા નકામા છે. ભણેલગણેલ ડૉકટર એ મુસલમાન ભાઇને વચમાં રાખવાથી અંત્યજને અડાડેલા કાચ અને પારાના થર્મોમિટરને શુ થયેલું માને, બે દિવસની સુવાવડી અને માંદી બાઇ તરફ કૂતરાંબિલાડાં કરતાં પણ વધા ખરાબ રીતે વર્તે, એ નિર્દય ડૉકટરને શું કહેવું? ને જે સમાજ આવી નિંદ્ય વર્તણુક સહ કરી લે, તેને શું કહેવું? તેને માટે તો વિચારીને રડવું એજ માર્ગ દેખાય છે.

---

# મરી એ અનેક પ્રકારના રોગ ઉપર અમૂલ્ય દવા છે.

**(વાયડા મિત્રમાંથી**-લેખક અ. સૌ. **તિલોત્તમા ત્રીકમલાલ કે. શાહ**, વડોદરા)

હમેશાં ઘરઉપયોગમાં વપરાતી આ નજીવી ચીજ ઘણા રોગને નાબુદ કરવાની શક્તિ ધરા છે. તેમાંના થોડાક પ્રયોગો નીચે આપ્યા છે.

૧ મંદાગ્નિ ઉપર-મરી ભાંગ સાથે લેવાથી તે સખ્ત ભૂખ લગાડે છે.

૨ ,, મરી પાન સાથે લેવાથી તે સખ્ત ભૂખ લગાડે છે.

૩ શ્વાનવિષ ઉપર-મરીનું સંચળ સાથે સેવન કરવાથી તે હડકાયું કુતરૂં કરડયાનું ઝે ઉતારે છે.

૪ કમળા ઉપર-મરીનું કરીઆતા સાથે સેવન કરવાથી તે કમળાને મટાડે છે.

૫ બરોળ ઉપર-મરી ટંકણખાર સાથે લેવાથી તે બરોળને મટાડે છે.

૬ વીંછી ઉપર-મરી ઘોડાવજ સાથે ઘસીને લેપ કરવાથી વીંછીનો ડંખ ઉતરી જાય છે.

૭ ભગંદર-મરીને દેવદારના લાકડા સાથે ઘસી લેપ કરવાથી ભગંદર થયેલા રોગીને ફાયદો કરે

૮ રક્તપિત્ત-મરીનું જીરા સાથે સેવન કરવાથી તે રક્તપિત્ત મટાડે છે.

૯ ઉધરસ-મરીનું બેડાં સાથે સેવન કરવાથી ઉધરસ મટાડે છે.

૧૦ પિત્ત ઉપર-મરીનું આંબળા સાથે સેવન કરવાથી પિત્ત મટાડે છે.

૧૧ વાયુ ઉપર-મરી પીપર સાથે લેવાથી તે વાયુ મટાડે છે.

૧૨ પ્રમેહ ઉપર-મરી સુંઠ સાથે લેવાથી તે પ્રમેહ મટાડે છે.

૧૩ વાંઝીઆપણા ઉપર-મરી કસ્તૂરી સાથે લેવાથી તે વંધ્યત્વદોષ મટાડે છે.

૧૪ ધાતુપુષ્ટિ માટે-મરી ધોળી મૂસરી સાથે લેવાથી તે પુષ્ટિ આપે છે.

૧૫ વીર્યસ્તંભન માટે-મરી અક્કલગરા સાથે સેવન કરવાથી સ્તંભન કરે છે.

૧૬ કમળા ઉપર-મરી કાકડાસીંગ સાથે લેવાથી કમળો મટાડે છે.

૧૭ ઝાડા ઉપર-મરી ભાંગરાના રસ સાથે લેવાથી અતિસાર મટાડે છે.

૧૮ કમળા ઉપર-મરી બાળી નાખી ભાંગ સાથે લેવાથી કમળો મટાડે છે.

૧૯ રક્તપિત્ત-મરી અરણીના રસ સાથે સેવન કરવાથી રક્તપિત્ત તથા તેને લગતા રોગો મટાડે ?

૨૦ કમળી-મરી દારૂહળદર સાથે સેવન કરવાથી તે કમળી મટાડે છે.

# શ્રી શિવાજી છત્રપતિ



("રાષ્ટ્રશક્તિ" ના તા. ૨૧-૪-૨૭ ના અંકમાંથી ઉદ્ધૃત)

**આ મહાન પુરુષનો જન્મ ત્રણસો વર્ષ પહેલાં થયો હતો.**

એક કવિ કહે છે કેઃ—

"કાશીકી કળા જાતી મથુરા મસીદ હોતી, શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી."

એ મહાન્ આત્મા! તને અમારાં કોટી કોટી વંદન હોજો !

ત્રણસો વર્ષ અગાઉ હિંદમાં મોગલસમ્રાટ્ ઔરંગઝેબના ધર્માંધપણાના ત્રાસે હિંદુસમાજ ત્રાહિ ત્રાહિ પોકારી ઉઠેલો, હિંદુસમાજના વિનાશનાં ભયંકર વાદળો ચઢી ચૂકેલાં અને સનાતન વેદધર્મના વિનાશના ડંકાઓ આ પવિત્ર ભારતવર્ષમાં વાગી રહ્યા હતા. મોલવીઓ, મુલ્લાંઓ, રાજ્યકર્મચારીઓ અને ખુદ એ ધર્માંધ શહેનશાહ ઔરંગઝેબે પક્કો નિશ્ચય કરેલો કે, હિંદુસ્થાનમાં હિંદુત્વને નષ્ટ કરીને હિંદુસ્થાનને મુસ્લીમસ્થાન બનાવવું.

પરંતુ એ પામર મનુષ્યો બિચારા શું કરી શકે ?

હિંદુસમાજે પરમકૃપાળુ પ્રભુને રડતા હ્રદયે કરુણાજનક સ્વરે પ્રાર્થનાઓ કરી કે, "ઓ પ્રભુ! અમારા દેશના, અમારા ધર્મના, અમારા સમાજના રક્ષણમાટે તું આ પવિત્ર ભારતમાં જન્મ ધારણ કર."

પ્રભુએ આ પ્રાર્થના સ્વીકારી અને એ ભયંકર આપત્તિસમયે હિંદુસમાજ, હિંદુધર્મ અને હિંદદેશના રક્ષણમાટે એ દિવ્ય પુરુષને—એ આજાનબાહુને ભારતના ઉદ્ધાર અર્થે મોકલી આપ્યો.

એજ આપણો પ્યારો રાષ્ટ્રદેવ ગૌબ્રાહ્મણપ્રતિપાલ છત્રપતિ શિવાજી મહારાજ !

# રાષ્ટ્રવીર શિવરાજ

( "સૌરાષ્ટ્ર" તા. ૩૦-૪-૨૭ ના અંકનો મુખ્ય લેખ )

ભારત-ઇતિહાસના અઘોર અને અત્યંત અટપટા અરણ્યપંથો ઉપર પોતાનો પરમ તેજસ્વી પ્રકાશ પાથરતા જે અનેક ઐતિહાસિક પુરુષવરો ખડા છે, તે પુરુષવરોની પુનિત નામાવલિમાંથી એવો નરસિંહ કયો છે કે જેના માત્ર નામસ્મરણેજ, આજની પરાધીન દશામાં, આપણે ઘડીભર આપણા લોહીમાં વસી ગયેલી દીનતા અને દાસત્વને જાણે ભૂલી જઇએ ? અને સ્વાધીન, સ્વમાન-પ્રેમી, સ્વદેશપ્રેમી મનુષ્યોતરીકે શ્વાસોચ્છ્‌વાસ ખેંચવા મંડીએ ? ભારતની ઐતિહાસિક વિભૂતિઓમાંથી એવી વિભૂતિ કયી છે, કે જેની કલ્પનામૂર્તિ આપણાં ચક્ષુઓ સમીપ ખડી થતાં, આપણે ઘડીભર તો આ દુનિયાનાં દુઃખોને ભૂલી જઇએ, આપણી બધી નિર્બળતાઓને ખંખેરી નાખીએ અને દઢતા તથા નિશ્ચય, કોઈ વિશુદ્ધ ધ્યેય અને એ ધ્યેયની સાધનાનો પુરુષાર્થ, આપણા આખા જીવનનો જાણે કબજો લઇ લેતાં હોય એવી પ્રેરણા અનુભવીએ ? એવા નરસિંહો, એવી વિભૂતિઓ, ભારત-ઇતિહાસમાં કેટલીક છે ? અને તેમાંયે ભારતની ઉત્તરની કિલ્લેબંદી તોડી, મુસ્લીમોએ આપણા ઉપર ધસારો કર્યો અને અહીં સમ્રાટોતરીકે વાસ કર્યો તે કાળથી, છેલ્લી આઠેક શતાબ્દિઓમાં, એવા નરશાર્દૂલો આપણી વચ્ચે કેટલાક નીપજ્યા છે ? આંખો ઇતિહાસની આખી અટવીમાં એ શોધને માટે વ્યર્થ ભટકી ભટકીને પાછી ફરે છે; અને અંતર કરુણ સ્વરે પોકારી રહે છે કે, માંડ ત્રણ-ચાર વિભૂતિઓજ એવી હાથ લાગે છે,કે જે પોતાનું પુનર્વિધાન સરજી રહેલા આજના ભારત-વર્ષને અને ભાવી ભારતવર્ષને માટે પ્રેરણામૂર્તિ બની શકે ! એવી એક પ્રેરણામૂર્તિ છત્રપતિ શિવાજી મહારાજ !

સત્તરમી સદીનો સૂર્યોદય થતો હતો. લોહીથી ખરડાયેલા, મુડદાંઓથી ઢંકાયેલા, લૂંટારાઓથી છવાયેલા આ દુર્ભાગી ભારતના માર્ગો ઉપર તે કાળે પણ સવિતાદેવ તેમનાં તેજ વરસાવતા ભારતીય પ્રજાની દુર્દશાના સાક્ષીસમા આકાશભ્રમણ કરતા હતા. મુસ્લીમ શહેનશાહત બરાબર જામી ગઇ હતી. તલવારની અણી ભોંકીને બીન-મુસ્લીમને મુસ્લીમ બનાવવાની વટાળ-પ્રવૃત્તિ પૂર-જોસમાં ચાલતી હતી. હિંદુ દેવાલયો અને હિંદુ તીર્થધામો જમીનદોસ્ત બની રહ્યાં હતાં અને તે જમીન ઉપર, તેજ પથ્થરોથી નવી મસ્જીદો રચાઇ રહી હતી. હિંદુપ્રજાનું અસ્તિત્વ કોઈ હજાર માર્ગોએ ભૂંસાઈ રહ્યું હતું. પરદેશી પ્રવાસીઓ પણ એ ત્રાસ અને એ અત્યાચાર જોઇ કંપી ઉઠતા હતા. કોઇ રામદાસસ્વામી સમા વિચારસૃષ્ટિમાં બળવો માંડી રહ્યા હતા; પણ વસ્તુતઃ તમામ મોટાં હિંદુરાજ્યોનો ક્યારનોયે લય થઇ ચૂકયો હોવાથી અને 'હિંદુપતનો તારણહાર ' બનવાના દુઃસાધ્ય જીવન-કર્તવ્યને જીંદગીનું નિશાન બનાવી-જીવનની પળેપળની સાધનાનું ધ્યેય બનાવી-રણે ચઢે એવો અસ્મિતાવાન કોઇ નરવીર જાગતો ન હોવાથી, 'હિંદુ' નામનો પણ નાશ થવાની વેળા આવી પહોંચી હતી. એવે સમયે શિવરાજનો અવતાર થયો. તેણે જીવનાન્તસુધી, ભવાની તલ-વારની અને તેના માવળ સરદારોની સહાયને બળે, જીજાબાઇ માતાની તથા રામદાસ સ્વામીની પ્રેરણાના બળે, મહાભારત અને રામાયણના પ્રતાપી વડવાઓનાં પરાક્રમોની સ્મૃતિઓના બળે, અને સૌથી વિશેષ, આત્માભિમાન અને અદમ્ય મહેચ્છાના બળે, અત્યાચારી સત્તાઓની સામે સંગ્રામ ખેલ્યો અને તેમના આક્રમણને થંભાવી દીધું-અને એટલુંજ નહિ પણ એ આક્ર-મણનાં પૂર પાછાં વાળી હિંદુઓમાં સ્વત્વની રક્ષાની નવી ભાવના ફુંકી, તેમને શૂરા સમરવીરો બનાવી, હિંદુ મહારાજ્યની સ્થાપના કરી. એ શિવાજી મહારાજનું જીવનકર્તવ્ય ! શિવાજી મહા-રાજે યુગપલટો સાધ્યો, ઇતિહાસનો ક્રમ બદલી નાખ્યો. કશાજ પ્રતિરોધવિના કચરાતી, પીડાતી, છુંદાતી આ ભારતવર્ષની પુરાણી આર્યપ્રજામાં પ્રબળ વિરોધનો જુસ્સો જન્માવ્યો. એ શિવાજી મહારાજની સ્વદેશસેવા ! શિવરાજની ત્રણસોએકમી જન્મજયંતિનો ઉત્સવ આવતા મંગળવારથી સમસ્ત ભારતવર્ષમાં મંડાય છે. એ શિવરાજની આ મહાસેવાઓનો સ્વીકાર કરવા અર્થે, આજે ફરીવાર નવપ્રેરણાની ભારે જરૂર ખડી થઈ છે ત્યારે એ પ્રેરણામૂર્તિમાંથી નવું પ્રેરણાદોહન કરવા કાજે.

શિવરાજની કર્મલીલા મહારાષ્ટ્રમાં ભજવાઈ, શિવરાજના ભગવી ઝુંડા નીચે ઉભી એ

સ્વરાજ–યુદ્ધમાં સાથ પૂરવાનું માન વિધિએ એક મરાઠાઓનેજ આપ્યું; પણ એટલા માટે કાંઇ શિવરાજ એક મહારાષ્ટ્રનીજ મિલ્કત બની શકે છે? શિવરાજના વડવાઓ રાજપૂતાનાના રક્ષણહારો હતા અને એ ક્ષત્રિયકુળ મૂળ તો ગુજરાતમાંથી મેવાડ તરફ સંચરેલું, એ દાવે શિવરાજને કંઇ એકલા ગુજરાતની પુંજી કહી શકાય છે? એ આંક ખોટા છે, એ મૂલ્ય અધુરાં છે. શિવરાજ તો જગત સમસ્તની વાત ન કરીએ તોયે, અખિલ ભારતવર્ષની પૂંજી છે. પંજાબ, બંગાળ, મહારાષ્ટ્ર, મદ્રાસ, ગુજરાત, રજપૂતાના એ તમામ પ્રાંતોની, પ્રાંતીય નહિ પણ રાષ્ટ્રીય દૌલત છે. શિવરાજ આખી હિંદી પ્રજાની–હિંદુ, મુસ્લીમ, શિખ વગેરે તમામ કોમોની બનેલી હિંદી પ્રજાની સંપત્તિ છે. શિવરાજને રાષ્ટ્રવીરનુંજ સ્થાન શોભે. એ સિવાય એ નરસિંહને નાનપ બેસે. શિવરાજના જીવનની નિર્મળ ભાવે તુલના કરનારાઓ, એ ‘ભગવા ઝુંડા'ના સેવકનો જીવન–આદર્શ પ્રીછી, એ સ્વરાજ્યવીરની જીવન–સાધના નીરખી, એ પરમ વિરાગી સાધુપુરુષની સર્વ ધર્મોપ્રત્યેની વિરલ સન્માનવૃત્તિ જાણી, એ રાજપુરુષ–યોદ્ધાનો સ્વદેશને અત્યાચારો અને સીતમોમાંથી મુક્ત કરવાનો સર્વોપરિ અભિલાષ તુલામાં મૂકી, ફેંસલો લખે છે કે, ‘શિવ જન્મે હિંદુ છે, કરણીએ હિંદુત્વની રક્ષા અર્થે ઝુઝયો છે; પણ એના જીવનની સિદ્ધિ,જે આજે ત્રણસો વર્ષના કાળવહન પછી આપણી સમક્ષ ઉભી છે, તે તેને રાષ્ટ્રવીરના ગરવા સિંહાસન ઉપરજ સ્થાપે છે.' શિવરાજનું જીવન એવું ભવ્ય છે અને તેનાં કાર્યોમાં એવી પ્રબળ રાષ્ટ્રભાવના, એવી વિશુદ્ધ ધર્મભાવના, એવી પુનિત કર્તવ્યભાવના ઝળહળે છે કે ભારતવર્ષ એને ભારતવીરતરીકે ન આરાધે તો ભારતવર્ષ ગુમાવે–શિવરાજ કે મહારાષ્ટ્ર નહિ, હિંદુ જાતિ કે હિંદુ ધર્મ નહિ.

અને હિંદુજાતિ તો જગતના મહાજનોના કીર્તિમંદિરમાં નેપોલિયનો અને ગૅરીબાલ્ડીઓની સાથે આસન પામી શકે એવા પ્રતાપી પોતાના આ પુત્રને–શિવરાજને–બતાવી ગર્વ લઇ શકે, કે હિંદુજાતિ વંધ્યા નથી, હિંદુજાતિ હજીયે ભારતીય ઇતિહાસમાં અને જગતની તવારીખમાં આવાં સમૃદ્ધ અર્પણોનો પોતાનો ફાળો પૂરવાને બરાબર સમર્થ છે. હિંદુજાતિના ગગન–સ્પર્શી જંગી વટવૃક્ષની ડાળીઓનું છેદન ગમે તેટલા જોરથી ચાલી રહ્યું હોય, જગતભરમાં શાખા–બાહુઓ પ્રસારતા હિંદુ–જાતિના તરુનાં મૂળ બાળી નાખવા ગમે તેવા જલદ પ્રયાસો ચાલતા હોય, સદીઓ થયાં પરાધીનતાની તોપ હિંદુજાતિના આત્માને ગમે તેવા જોરથી કચડી રહી હોય; પણ એ બધું છતાં શિવરાજો તો હજી હિંદુજાતિમાંથીજ પાકે છે. એવો ગર્વ બીજી કયી જાતિ લઇ શકે તેમ છે? એવો ઇતિહાસ બીજી કયી જાતિ બતાવી શકે તેમ છે? હિંદુઓ આજે કહી શકે કે, શિવરાજના જીવનના પ્રસંગે પ્રસંગમાંથી એકજ ઘોષણા ગાજી રહી છે; અને તે એ કે, હિંદુત્વ અમર છે; શતાબ્દિઓના રાજકીય પરાધીનતાની બેડીઓના ગમે તેવી પ્રાણવાન જાતિને પણ હેઠ પાતાળમાં હડસેલી દે એવા જીવલેણ દબાણ નીચેથી પણ તે મસ્તક ઉછાળી શકે છે; તેના અંગે અંગને છેદી નાખી તેમને છુટાંછવાયાં રઝળતાં કરી નંખાયા છતાં, તે અંગો ફરીવાર સંયોજન પામી, તેમાંથી ફરીવાર પ્રાણવાન અને પ્રતાપી આત્માની બુલંદ બાંગ ઉઠી શકે છે; હિંદુત્વ તેની ભુજાઓના બળે ગમે તેવાં વિઘ્નો અને અંતરાયોને ભેદી શકે છે, ગમે તેવાં આક્રમણોની સામે તરવાર વિંઝી શકે છે, અને એમ વીરતાપૂર્વક પ્રતિ–બળને શમાવી દીધા પછી ફરીવાર ફૂલેફાલે છે; હિંદુત્વ અમર છે, અજર છે. હિંદુઓ આજે ટટ્ટાર મસ્તક રાખી એટલું કહી દે.

હિંદુત્વની આવી અખુટ શક્તિની સૌ કોઇને પ્રતીતિ કરાવનારા આ શિવાજી મહારાજનો ઉત્સવ એ સમસ્ત ભારતવર્ષનો અને અખિલ ભારતીય પ્રજાનો ઉત્સવ છે. જુવાનોનો જીવન–આદર્શ બની શકે એવા એ વીરનો ઉત્સવ એ સર્વ ધર્મોના અને સર્વ વર્ગોના ભારતીય યુવકોનો ઉત્સવ છે. ગુજરાત, ગુજરાતના યુવકો, એ ઉત્સવદિને–આવતા મંગળવારના પર્વદિને–શિવરાજની જીવનકથાની ઝાંખી કરજો. જે આદર્શોને માટે અને જે ભાવનાઓને માટે શિવરાજ ઝુઝયો છે, એ આદર્શો અને એ ભાવનાઓમાંથી એકાદને, આછી અધુરી,જીવનમાં પધરાવજો. પુરુષવરોની જયંતિનો એ અર્થ છે. રાષ્ટ્રવીરોના જન્મોત્સવનો એ અર્થ છે. એવી જયંતિઓ અને એવા જન્મોત્સવો વેળા, એવાં પ્રતાપી જીવનોમાંથી, એ જીવનોને પ્રતાપી બનાવનારી ભાવના અપનાવી લેવાની હોય છે; અર્થાત્‌ જ એ ઉત્સવો સહેતુક અને સાર્થક બને છે. ગુજરાત ! શિવરાજની જીવનભાવના તું અપનાવી લેજે; શિવરાજનો ઉત્સવ ઉજવી એટલી કમાઇ કરી લેજે; અને ગુજરાતી

નરનારીઓ ! શિવરાજના જયજયકારથી ગુજરાતને ગજાવી મૂકજો; એ વીર યોદ્ધાની, એ ઉજ્જવળ દેશભક્તની તમારા હૃદયમાં પ્રતિષ્ઠા કરજો.

# હિંદુપતનો તારણહાર

(લેખકઃ-**નાનાલાલ કવિ-'સૌરાષ્ટ્ર'** તા ૩૦-૪-૨૭ ના અંકમાંથી સાભાર ઉદ્ધૃત )

( ૧ )

એક ગુજરાતીતરીકે એ મહારાષ્ટ્રીય વીર શિવરાજ મહારાજની ત્રિશતાબ્દિની જયંતિમાં ભાગ લેતાં આજ હું ગૌરવ માનું છું.

હિંદુપતની પુનઃ સ્થાપનાના વીરને મારી વંદના છે, સારા ગુજરાતની વંદના છે. ગુજરાતના-મહાગુજરાતના પ્રતિનિધિતરીકે આજ આ સમારંભ વચ્ચે ઉભી વંદન વંદું છું, એ ભારતવીરને.

ગુજરાતીઓને કાજે તો આજ સાત્ત્વક અભિમાનનું પર્વ છે.

આપ પૂછશો કે, આજ મહારાષ્ટ્રનો ઉત્સવ છે, એમાં ગુજરાતીઓને શું ? ગુજરાતને શું

ઇતિહાસ અનોખીજ વાત ઉચ્ચારે છે.

ચિતોડના રાજપુત્ર સજનસિંહની અગિયારમી પેઢીએ શિવરાજ મહારાજ થયા એ જો ઐતિહાસિક સત્ય હોયઃ

શિવરાજ મહારાજ સિસોદિયા કુલના-બાપ્પા રાવળના વંશના હતા એ જો ઇતિહાસ હોયઃ

તો-તો

ચિતોડનેયે એ બાપ્પા રાવળ ઇડરે-ગુજરાતે દીધા. ચિતોડને પણ ઘેલોહી-સિસોદિયા વંશ ગુજરાતે દીધોઃ એ ઇતિહાસ છે.

શિવરાજ મહારાજના વડિલોનું વતન ચિતોડ હોય, તો ચિતોડના મહારાણાઓના વડિલોનું વતન ગુજરાત હતું, એમ ઇતિહાસ ઉચ્ચારે છે.

એટલે ઇતિહાસ કહે છે કે, શિવરાજ મહારાજના પૂર્વજોનું મૂળ વતન ઇડર તે વલ્લભીપુર-ગુજરાત હતું.

કાશીપ્રયાગના ગંગાતીર્થમાં ન્હાઓ છો એ ઋષિકેશઃ મહારાષ્ટ્રહરદ્વાર આગળનાં ગંગાતીર્થ એ ચિતોડઃ ત્યાં ગંગાજીએ ગિરિમાળ છોડી, ત્યાં ગંગાજી ધરતીના સપાટ પ્રદેશમાં ઉતર્યાં.

શિવરાજ મહારાજની કુલગંગાના મૂળવતનનાં તીર્થક્ષેત્ર એમ અમારા ગુજરાત દેશમાં.

મહારાષ્ટ્રીઓ ! ગુજરાતના પ્રતિનિધિતરીકે ગુજરાતીતરીકે હું આજના ઉત્સવમાં સાચ્ચેજ ગૌરવ લઉં છું.

( ૨ )

બીજુંઃ શિવરાજ મહારાજને કોણે કોણે ઘડયા ?

આપ તો જાણોજ છો એ કાળિદાસ કહે છે,

**जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ**

જગતમાત્રના **पितरौ**, પાર્વતી ને શંકર ભગવાનસમાં, સૌ-સૌનાં માતપિતા.

તે તેમને હોય સૌના જીવનની પ્રથમ વંદના.

શ્રુતિ ભગવતી ઉચ્ચારે છે કે, **मातृदेवो भव, पितृदेवो भव**

શિવરાજ મહારાજનાંયે પ્રથમ ગુરુઓ એમનાં માતપિતા,

શાહજી ને જીજાબાઈ.

સિંહાદ્રિની શિલાસમા શાહજી હતા. વજ્રના વીર, મહારાષ્ટ્રના બ્રાહ્મણીવંશના ઇસ્લામી નરેશોના સરદાર; પણ ગૌરવવંતા, સ્વમાનવંતા, ટેકીલા રજપૂતસમા કરડા, એ સમશેરિયા હતા.

દેવગિરિના જાદવવંશની, ને એમ શ્રીકૃષ્ણચંદ્રના યદુકુળની જીજાબાઈ હતાં વેલડી.

એ માતાપિતાએ શિવરાજને સરજ્યા.

પિતાએ પુત્રરૂપે પુનર્જન્મ લીધો, માતાએ હૈયાનાં હીર પાઈ ઉછેર્યો, ને ભરયૌવનમાંયે બાલવત્ શિખામણો દીધી.

પુત્રનો રાજ્યાભિષેક નિરખી, જીવનની પરમ કૃતકૃત્યતા પામી, યત્કિંચિત્ જીવનધર્મ અવશેષ નથી રહ્યો માની, જીવનયજ્ઞની જાણે પૂર્ણાહુતિની આરતી ઉતારી, જગતભરમાં ડંકો ગજાવી, જીજાબાઇ મોક્ષમાર્ગે સંચર્યાં.

એ માતાએ તો જીવનમાં જીંદગીનો મોક્ષ સાધ્યો. એ માતાએ મનના પરમ મનોરથ ધરતી-ખોળે પૂરા કીધા.

( ૩ )

શિવરાજ મહારાજના ત્રીજા ગુરુ એમના ધર્મપિતા શ્રી સમર્થ રામદાસ સ્વામી.

જીંદગીનો પાયો ધર્મ છે, રાજ્યનો પાયો ધર્મ છે, સારા સંસારનો પાયો ધર્મ છેઃ એ સનાતન આર્યભાવના.

શિવરાજ મહારાજમાં એ આર્યત્વ સિંચનાર ને મ્હોરાવનાર શ્રી સમર્થ રામદાસ સ્વામી.

ગ્રાન્ટ ડફ કહે છે તેમ શિવરાજ મહારાજ જન્મે હતા સિંહાદ્રિના વાઘ ! સ્થૂલદ્રષ્ટ ગ્રાન્ટ ડફે જોયું નથી. તે એજ કે, એ વાઘના આર્યવીર સરજ્યા હતા શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

શિવરાજ મહારાજ હતા ગાંડીવધન્વા અર્જુનઃ એમને નિષ્કામ ધર્મ સદ્બોધ્યો શ્રી સમર્થ રામદાસ સ્વામીએ. શિવરાજ મહારાજના જીવનમાં ગીતાજીના યુગયુગજૂના જગત્સંદેશ ઉતાર્યા શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

શિવરાજના રણધ્વજ ઉપર ભગવો ઝુંડો આરોપ્યો શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

ગ્રાન્ટ ડફે નથી પૂરા ઓળખ્યા રામદાસ સ્વામીને કે રામદાસ સ્વામીના નિષ્કામ સદ્બોધને. રામદાસ સ્વામીને, એમની ચીંદડીને ગ્રાન્ટ ડફે પૂરાં પારખ્યાં–પિછાન્યાં હોત તો, લખ્યું છે તે કદાચ ન લખત કે, 'શિવરાજ એટલે સિંહાદ્રિનો વાઘ;' 'શિવરાજ એટલે સિંહાદ્રિનો લૂંટારો.'

સિંહાદ્રિમાં તો સિંહ પાકતા અને શિવરાજ એટલે સિંહાદ્રિનો ગાંડીવધન્વા. ને શ્રી સમર્થ રામદાસ સ્વામી એટલે એ અર્જુનના શ્રીકૃષ્ણદેવ.

શિવરાજના સંગ્રામોને યજ્ઞસ્વરૂપ કીધા, શિવરાજના રણધ્વજને ધર્મધ્વજ કીધો શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

શ્રી રામદાસ સ્વામી શિવરાજના ધર્મપિતા ને ત્રીજા ઘડનાર.

( ૪ )

ને શિવરાજને ચોથા ઘડનાર તુળજાપુરનાં ત્રિભુવનેશ્વરી મહાશક્તિ જગદંબા તુળજાભવાની.

એમણે શિવરાજને સમશેર દીધી.

દંડકારણ્યમાં પ્રવેશતાં રામચંદ્રજીને અગસ્ત્યઋષિએ બ્રહ્માસ્ત્ર દીધું હતું.

શિવરાજ મહારાજને એમ તુળજાભવાનીએ દીધી સમશેર. શિવરાજ મહારાજની સ્વરાજ્ય-સિદ્ધિની એ મહાશક્તિ, હિંદુપતની પુનઃ સ્થાપનાની એ મહાદેવી, શ્રી શિવરાજ મહારાજની સમશેર ભવાની.

એ ચાર શિવરાજ મહારાજનાં સર્જનહારાંઓ.

( ૫ )

શિવરાજ મહારાજના જીવનમાંથી મારી આંખ આગળ તો આજ પ્રસંગ તરવરી રહે છે.

કોઇની આંખે તોરણા લીધો એ પ્રસંગ તરવરતો હશે; કોઇની આંખે સિંહગઢ જીત્યો એ તરવરતો હશે; ગઢ આલા, પણ સિંહ ગેલા; કોઇની આંખે આગ્રાનો દરબાર, તો કોઇની આંખે રાયગઢનો રાજ્યાભિષેક તરવરતો હશે.

મારી બે આંખો સમક્ષ બે પ્રસંગો આજ તરવરે છે.

એક તો રામદાસ સ્વામીને રાજ્યસમર્પણ.

ઇતિહાસને ચોપડે કંઇ કંઇ દાન નોંધાયાં છેઃ પણ આ સમર્પણની જોડ જડવી દુર્લભ છે. એ તો હતાં જીવનસિદ્ધિનાં પરમ સમર્પણ. જીંદગીભરનાં સાધનસિદ્ધિનાં એ હતાં મહાદાન. એ અવસરે તો શિવરાજ મહારાજ જીવનનાં પરાક્રમ, જીવનના મહાશ્રમ, જીવનના સકલ

રણસંગ્રામ, જીવનની સર્વેયે મહાશક્તિઓ, જીવનસર્વસ્વ ગુરુદેવને સમર્પતા હતા.

ઓ આર્યજનતા! શિવરાજ મહારાજ શ્રીસમર્થ સ્વામીને શું સમર્પતા હતા? સકલ જીવનધન, પરમ આત્મભંડાર ગુરુચરણારવિન્દે ત્યારે તે ઠલવતા હતા.

એ જીવનસર્વસ્વનાં મહાદાન આંખે આજ તરવરે છે.

( ૬ )

ને બીજો પ્રસંગઃ એ આળંદીની પર્ણકુટિ, એ તુકારામની સુદામાજીના જેવી ઝુંપડી. સુદામાજીને ત્યાં જાણે કૃષ્ણદેવ પધાર્યા હોય ને!

પૂનાને શણગારવાની ભાવના શિવરાજને જન્મી. 'પૂનાને સંસ્કૃતિનું તીર્થ કરૂં; પૂના મારૂં થાય મહાશક્તિઓનું ધામ;મહારાષ્ટ્રની રાજધાની બને; મહારાષ્ટ્રના પરમ આત્મભંડારની અલકાપુરી.' શિવરાજ મહારાજને એ સંસ્કારભાવના જન્મી.

અષ્ટપ્રધાનમંડળીને પાઠવી આળંદી. એ કવિવરને, એ ભક્તરાજને જઇ વિનવો મારા પુણ્યપત્રનમાં આવીને વસવા.

અષ્ટપ્રધાનમંડળી આળંદી સંચરી. પ્રણિપાતો કરી રાજસંદેશ ભાખ્યો કે, 'મહારાજ વિનવે છે, પુણ્યપત્રન પધારો.'

એ સુદામાએ કહ્યું કે 'દ્વારિકાના વૈભવધામમાં—દ્વારિકાની રાજમંત્રણાઓમાં અમારાં કામ નહિ. મહારાજને આ એક અભંગ આપજો ને કહેજો કે જીવનાં જતન કરે છે એવાં ધર્મનાં જતન કરે.'

એથી શું મહારાજને માઠું લાગ્યું કે એ સુદામાએ કૃષ્ણદેવનાં રાજઆમંત્રણનાં અપમાન કીધાં?

નહિજ. શિવરાજ મહારાજ દેવમાટીના ઘડેલા મહાપુરુષ હતા.કવિજનના સુદામામંદિરિયે પોતે સંચર્યાઃ 'ભક્તરાજ! પધારો મારે પુણ્યપત્રને. કવિવર! આવો ને શોભાવો મારી રાજસમૃદ્ધિને.'

ભક્તરાજે મહારાજનેયે નકાર્યા, કવિવરે રાજવૈભવનીયે ના પાડી. 'રાજા! માણ તારા રાજવૈભવને ને ખેલ તારાં સંસાર કુરુક્ષેત્ર. જાળવજે જીવથીયે અદકેરો એક તારા સ્વધર્મને.'

આજેયે શિવાજી મહારાજને પગલે પગલે પુણ્યપત્રનથી આળંદી પાલખી પરવરે છે એ ભક્તજનની વંદનાએ, એ કવિવરના અભિનંદનાર્થે.

ને શ્રોતાજનો હો! ત્રણ ત્રણ સદીઓથી—આજ ત્રીજી સદી પૂરી થાય છે, ચોથી સદીનું પ્રભાત ઉગે છે—ભારતવર્ષ કોને પૂજે છે? એ દેહધારી શિવરાજની વ્યક્તિને? કે સંગ્રામજયિતી એ શિવરાજની સમશેરને?

ના, નાઃ એ દેહધારીને એ ભારતજનતા પૂજતી નથી આજ; એ સંગ્રામ સોહાવતી વિજયવરશાલિની સમશેરનેયે આરાધતી નથી આજ.

ભારતજનતા એ વીર હૈયામાંની ભાવનાને વંદન વંદે છે.

( ૭ )

સજ્જનો! શિવરાજને ઓળખો છો? શિવરાજ એટલે કોણ?

શિવરાજ મહારાજ એટલે ધી ગ્રેટેસ્ટ હિંદુ સીન્સ પૃથ્વીરાજ ચૌહાન! છેલ્લી સાત સાત સદીઓમાંનો હિંદુપતનો રાજમુગટ, હિંદુત્વનું રાજતિલક.

૧૧૯૩ માં પૃથ્વીરાય ચૌહાણ પડયો; દિલ્હી પડી; સાથે હિંદુપત પડી. હિંદુ પાદશાહત આથમી.

શિવરાજ મહારાજને હિંદુ પાદશાહતની પુનઃ સ્થાપનાનું સ્વપ્નું સાંપડયુંઃ 'દિલ્હી જીતું; ભારતના એ સનાતન સિંહાસને હિંદુપતની પુનઃ સ્થાપના કરૂં.'

હૈયાની ઝાળ સમી એ મહાભાવના શિવરાજ મહારાજ ન સાધી શક્યા. એમના પૌત્રના મંત્રીકુલદીપકે, એક ક્ષણભરના લીંબુઉછાળ રાજપદની પેઠે, ઘડીક દિલ્હી જીતી; ઘડીક એ પાંડવજૂના કિલ્લાઓને કાંગરે ભગવો ઝુંડો ફરકાવ્યો; ઘડીક ભારતવર્ષને સનાતન સિંહાસને હિંદુપતની પુનઃ સ્થાપના કીધી; ઘડીક શિવરાજ મહારાજનું સ્વપ્નું સાચ્ચું પાડયું.

વિધિના આંક અવળા હશે. એ બધું સ્વપ્નવત્ ક્ષણજીવી નિવડયું.

ભારતનું હિંદુત્વ એના હૈયામાંના અણુતર્પ્યા હુતાશને આજ પૂજે છેઃ શિવરાજ મહારાજની મનોભાવનાને પૂજે છે.

એના રોમેરોમ ઉચ્ચરતા હિંદુપતની પુનઃ સ્થાપનાઃ એના છિદ્રછિદ્રમાંથી નિર્ઝરતો હિંદુપતની પુનઃ સ્થાપનાનો મહામંત્ર.

ભારતનું હિંદુત્વ આજ પૂજે છે છેલ્લી સાતસાત સદીઓના એ હિંદુકુલતિલકને.

મેવાડનો રાણો પ્રતાપ, પંજાબકેસરી રાજ રણજિતસિંહ, વેદટંકારકારી બ્રહ્મચર્યબિરદયશસ્વી મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીઃ એ ત્રણ એવીજ મહાભાવનાના વારસો, એવીજ મહાપ્રેરણાના પ્રેરિતો.

પણ શિવરાજ મહારાજ તો હિંદુપતની એ મહાત્રિપુટિનાયે મુગટમણિ.

રાણા પ્રતાપની 'નૅગેટીવ' ભાવના હતી, 'ન નમું.' રાણા પ્રતાપની પ્રતિજ્ઞા હતી 'મેવાડ મુગલોને નહિ જાય.' મહારાણા પ્રતાપને પૉઝીટીવ કંસ્ટ્રકટીવ મહાભાવના ન હતી કે, 'દિલ્હીને જીતું, દિલ્હીને તખ્તે હિંદુપતને સ્થાપું, ભારતવર્ષમાં હિંદુપતની પુનઃસ્થાપના કરૂં.'

પંજાબકેસરી રણજીત, શીખોનો સિંહ, ગુરુઓનો વીર, એ તો પંજાબકેસરીજ રહ્યો, ભારતકેસરી ન થયો. એને એ ભાવ નહોતા જાગ્યા કે પંજાબકેસરી ખીલી ભારતકેસરી થાઉં.

ને સ્વામી દયાનંદ સરસ્વતી? સ્વામીજીને સ્વપ્નાં પડયાં હતાં આર્ય-સંસ્કૃતિને પુનર્જન્મે અવતારવાનાં. ભારતનું સનાતનત્વ, ભારતની સર્વશ્રેષ્ઠ સંસ્કારિતા, ભારતની વેદપ્રાચીન સંસ્કૃતિ, ભારતનું કાળજૂનું આર્યત્વ આંગણે આંગણે રોળવાનાં એ સંન્યાસીને પડયાં'તાં સ્વપ્નાં.

જગતમાં આર્યત્વ અમર છે; ને સાચ્ચાં પડશે અધ્યાત્મખંડે સ્વામીનાં એ સ્વપ્નાં, કયારેક ને પૃથ્વીભરમાં.

પણ આજ તો સ્વામી દયાનંદ સરસ્વતી એટલે શિવરાજવિહોણા શ્રીરામદાસ સ્વામી. ૧૯ મી સદીમાં મહર્ષિ દયાનંદજીને શિવરાજ મહારાજ ન સાંપડયા. પોતે શ્રીસમર્થના સમોવડિયા ખરાઃ એમને ન લાધ્યા શિવરાજ મહારાજ.

ઇતિહાસની સારવણી સારવતાંયે એમ શિવરાજ મહારાજ એટલે છેલ્લી સાત સાત સદીઓના હિંદુત્વના મંદિરના ધર્મધ્વજ.

જનતા આજ એમના હિંદુત્વને પૂજે છે, એમની એ મહાભાવનાને પૂજે છે.

શિવરાજ મહારાજનો સારોયે જીવનસમારંભ હતો હિંદુત્વનો મહાયજ્ઞ, ને એ મહાયજ્ઞની વેદીના હુતાશની કાળીકરાળી જીહ્વાઓ ઉચ્ચારતી ને રટતી ને ફડફડતી હતી એકજ મહામંત્રઃ હિંદુપતની પુનઃ સ્થાપના, હિંદુપતની પુનઃ સ્થાપના.

આજ એ યજ્ઞભસ્મને ભારતનું હિંદુત્વ લલાટે આંકે છે, ભાગ્યદેશે ચડાવે છે, આત્મવંદના વંદે છે.

એ હૈયાના હુતાશને અભિવંદવા આ સમારંભે આજ એકઠો મળ્યો છે.

આપ સૌની સંગાથે મારી યે શિરસા વંદના છે, આતમ ઢાળીને અભિવંદના છે એ ભારતવીરના હૈયાના હુતાશને, એ ધર્મધ્વજીની મહાભાવનાને, સત્તરમા સૈકાના એ હિંદુપતના ગાંડીવધન્વાને.

---

# હિંદુવટને રક્ષણહાર

(લેખકઃ-સાધુ વાસવાણી-'સૌરાષ્ટ્ર' તા. ૩૦-૪-૨૭ માંથી સાભાર ઉદ્ધૃત)

દક્ષિણના ડુંગરાઓમાં જાણે આજેયે એકલા અટુલા ભટકતા દેખાતા એ પુરુષવરનું-શિવાજી મહારાજનું-પ્રાતઃસ્મરણીય નામ સ્મરણે ચડતાં, ઇંગ્લાંડના એ ક્રૉમ્વેલ અને ઇટાલીના એ ગેરીબાલ્ડી, અમેરિકાના એ અબ્રહામ લીંકન અને હંગેરીના એ ડીકની મૂર્તિઓ આંખ સામે ખડી થાય છે. ત્રણસો વર્ષ પહેલાં, મહારાષ્ટ્રમાં સ્વાધીનતાનો ભગવો ઝંડો ફરકતો કરનાર એ રાષ્ટ્ર-વીર નરસિંહની રોમાંચકારી જીવનલીલા અંતર-ચક્ષુથી નીરખતાં, ઘડીભર એમજ મનમાં વસી જાય છે કે આજે યે, તેના જીવન-સાથી ઘોડા ઉપર પલાણેલો એ પુરુષ, પૂનાના રાજમાર્ગ ઉપર એકાકી ઉભો ઉભો, ફીરંગીઓનું પ્રબલ સામ્રાજ્ય અને હિંદીઓની એટલીજ નિરાધાર

નિર્બળતાને લાલ આંખે જોતો જોતો, તેના મરાઠા સરદારોને પડકારી રહ્યો છે કે,'અય મર્દો, ફરી એકવાર સંઘબળ જમાવો અને સમરાંગણની વાટ લ્યો !' આટલું પ્રેરણાદાયી, આટલું પ્રતાપી જીવન હિંદના ઇતિહાસમાં બીજા કયા નરનું છે ?

એ વિભૂતિ એક મહારાષ્ટ્રનીજ દૌલત નથી; પણ તે સમસ્ત હિંદુસ્થાનની અને સકલ માનવ–જાતની સમૃદ્ધિ છે. એ નરશાર્દૂલ એક મરાઠા કોમનીજ નહિ, એક હિંદુજાતિનીજ નહિ, પણ દુનિયાના પડ ઉપર જ્યાં જ્યાં સ્વાધીનતાના પૂજારી અને શૂરવીરતાના ભક્તો વાસ કરતા હોય, જ્યાં જ્યાં સ્વાર્થત્યાગનો મહિમા મનાતો હોય–ત્યાં ત્યાંની તમામ પ્રજાઓની એ મિલ્કત છે.

* * * * *

અને છતાં, ક્રૉમ્વેલ અને ગેરીબાલ્ડીની ગુણ–ગાથાઓ અજબ ભક્તિભાવપૂર્વક ગાનારા એના એ અંગ્રેજ ઇતિહાસકોએ આ પુરુષને કેવો કદૂપો ચિતર્યો છે ? એક અંગ્રેજે,એ અનન્ય દેશભક્તને અને સમરવીરને લૂંટારાઓનો સરદાર આલેખ્યો છે, ત્યારે બીજાએ તેને રખડુ મવાલી માન્યો છે, અને ત્રીજાએ 'ડુંગરનો ઉંદર' કહ્યો છે; અને એ આપણાં બાળકો, આપણી શાળાઓમાં, આપણા દેશના ઇતિહાસતરીકે ભણે છે !

શિવાજીનો અવતાર થયો, ત્યારે ભારતવર્ષની અતિકરુણ દુર્દશા હતી. ઇસ્લામની ઉજ્જવલ પ્રણાલીઓ ભૂંસાવા માંડી હતી. મોગલોના અંતિમ દિવસોમાં, પ્રજા અરાજકતાના અને અસ્તવ્યસ્તતાના ત્રાસ નીચે, જુલ્મજહાંગીરી અને કરવેરાની અતિશયતાના ભારણ નીચે પીલાતી હતી. મુસ્લીમ ખલીફાઓની સાદગી અને પવિત્ર જીવનની પરંપરા તૂટી હતી અને ઇસ્લામનાં અનિયંત્રિત બળો હિંદુ શિલ્પકળાના સર્વોત્તમ નમુનાઓને પયગંબરને નામે જમીનદોસ્ત કરવામાં મચ્યાં હતાં. એ વખતે શિવાજી અને તેનું મરણીયું મરાઠી કટક દક્ષિણની ક્ષિતિજ ઉપર દેખાયું. એ વખતે શિવાજીએ તેના અનુપમ બાહુબળથી, હિંદુત્વની અને હિંદદેશની રક્ષા કરી અને 'રક્ષણહાર'નો ગૌરવપ્રદ ખિતાબ તેના નામ સાથે જોડાયો.

હિંદુઓ તેને હિંદુવટના રક્ષણહારતરીકે પિછાની ગૌરવ લે છે અને એ પણ સાચુંજ છે. તેણે મુસ્લીમ આક્રમણકારીઓ સામે તેના સૈનિકોની કિલ્લેબંદી રચી, મહારાષ્ટ્રની રક્ષા કરી એ નિર્વિવાદ છે; પણ શિવાજી મહારાજની પૂજા તો એક હિંદુતરીકે કરતાં એક હિંદીતરીકે થવી ઘટે છે. આજેયે જૂનાં મરાઠી દફતરોમાંથી એ શિવાજીએ તેના સિપાઇઓને સંબોધેલાં ફરમાન નીકળે છે કે, 'મુસ્લીમોના હિંદુમંદિરના હલ્લા વખતે સામે થજો, પણ કદી મુસ્લીમ ફકીર કે મુસ્લીમ મસ્જીદ ઉપર હાથ ઉગામશો નહિ.' શિવાજીની રગેરગમાં હિંદુ સંસ્કૃતિનાં અમૃત વહેલાં હતાં; એટલેજ તેની દૃષ્ટિ રાષ્ટ્રવિધાતાની હતી.

અને આ મહાનુભાવના હૃદયમાં કેવા કેવા ઉદાત્ત ગુણોનું સંમિલન થયું હતું ? કદાચ એજ શક્તિ તેના બધા વિજયોની અને તેની જ્વલંત જીવનલીલાની વિધાત્રી છે. એ ઉદાત્ત ગુણોનાં અનેક દૃષ્ટાંતો મશહુર છે; પણ એ માંહેના બે શિરોમણિ પ્રસંગો નોંધવા જેવા છે.

* * * *

શિવાજીએ કલ્યાણનો કિલ્લો સર કર્યો. કલ્યાણનાં મુસ્લીમ કુટુંબો શિવાજીના સૈન્યની સત્તા નીચે આવ્યાં. એક સૈન્ય–નાયકે શિવાજી મહારાજને ખુશ કરવા,તેની અલ્પ મતિ મુજબ, કલ્યાણના પરાસ્ત થયેલા સરદારની પુત્રીને પકડી, શિવાજીને ભેટ ધરી. એ મુસ્લીમબાળા અત્યંત રૂપવતી હતી. શિવાજીએ તેનાપ્રત્યે એક પવિત્ર નજર નાખી, તેને બહેનના વહાલભર્યા સંબોધને બોલાવી, પોતાની માતા પાસે દીકરીતરીકેનું લાલન–પાલન પામવા મોકલી દીધી. પછી બીજે દિવસે પોતાના સિપાઇઓનો અને સરદારોનો દરબાર ભર્યો. તે બાળાને દરબારમાં બોલાવી. આખી સભા સ્તબ્ધ બની ગઇ. બાળાને ઢળેલે નેત્રે સભામાં પ્રવેશ કરતી જોઈ, શિવાજી તેના માનમાં ઉભા થયા, અને સૌથી ઉંચેરૂં આસન એ યુવતીને આપ્યું.

'આ મુસ્લીમ બાળા મારી ધર્મ–ભગિની છે. મારી માતાએ મારૂં પારણું ઝુલાવતાં હાલરડાં ગાયેલાં કે રાવણ મહાન હતો, પણ તેણે સીતાપ્રત્યે કુદૃષ્ટિ કરી અને તેનો નાશ થયો. માતાનું એ વચન મારે માટે શાસ્ત્રાજ્ઞા છે.' શિવાજીએ એની ધર્મ–બહેનને પહેરામણી કરી, અને પછી

તેના પિતા પાસે સહિસલામત પહોંચાડી. શિવાજીને ખુશ કરવા આ અપકૃત્ય આચરનાર પેલો સૈન્ય-નાયક આખી સભાના ફિટકારનો માર્યો જાણે ત્યાં ને ત્યાં જમીનમાંજ સમાઇ ગયો !

* * * *

જેવું શિવાજીનું ચારિત્ર્ય વિશુદ્ધ હતું, તેવીજ ઉચ્ચતમ ધર્મમયતા અને નિસ્પૃહતા તેના જીવનમાં છલોછલ ભરી હતી.

મહારાષ્ટ્રના નવજન્મમાં અપ્રકટ છતાંયે અત્યંત જબ્બર હિસ્સો આપનાર, ભગવા ઝુંડાના સંસ્થાપક સ્વામી રામદાસ શિવાજીના ગુરુ હતા. શિવાજીએ તેની જીવનદીક્ષા આ ગુરુને ચરણે લીધેલી. એ જીવનદીક્ષાને પ્રતાપે શિવાજીના ભાગમાં મહાન મરાઠા સામ્રાજ્યનું વિધાન કરવાનું સાંપડ્યું. મોગલસમ્રાટ્ જેને નામે કાંપી ઉઠે, એવા એક બલિષ્ઠ હિંદુસમ્રાટતરીકે સારા દેશમાં તેની ગણના થવા માંડી હતી. શિવાજીના જીવન ઉપર કીર્તિનો કળશ ચઢી ચૂકયો હતો. ગૌ-બ્રાહ્મણપ્રતિપાલ શિવાજી મહારાજના નામની છડી મહારાષ્ટ્રમાં ઠેકાણે ઠેકાણે પોકારાતી હતી.

એ સમયમાં એક દિવસ શિવાજી, સમ્રાટ્ને શોભે એવા રસાલા સાથે સતારા ગયા. ત્યાં તેના ગુરુજી વસે છે એવા તેને સમાચાર મળ્યા અને અચાનક તેના ગુરુદેવને પાસેના આંગણામાં ભિક્ષાપાત્ર લઇને ' મૈયા ભિક્ષા દે ' નો અવાજ દેતા જોયા. શિવાજી ગદ્ગદિત થઇ ગયા. તેની આંખો સજળ બની. શિવાજી દોડયા. રામદાસજીના ચરણમાં લોટી પડયા.

' પ્રભુ મારૂં આંગણું પાવન કરો' અતિશય નમ્રભાવથી શિવાજીએ પ્રાર્થના કરી. ગુરુ રામદાસ શિવાજીની સાથે ચાલ્યા. શિવાજીએ ગુરુદેવનું પોતાના આંગણામાં સ્વાગત કરતાં એક કાગળ તેમના ભિક્ષાપાત્રમાં મૂકયો.

'આ શું છે ? હું ભૂખ્યો છું. મારે તો ભિક્ષા જોઇએ છે, અને તું તો કાગળનો ટુકડો આપે છે ! ' ગુરુદેવ બોલ્યા.

ગુરુજીએ કાગળ ઉપાડયો, ઉંધો–અવળો ફેરવ્યો. તેમાં શિવાજીએ લખ્યું હતું કેઃ–'હું આપનો નમ્ર સેવક છું. આ સામ્રાજ્ય આપને અર્પણ છે. '

રામદાસજી ખડખડાટ હસ્યાઃ ' ત્યારે હવે તું શું કરીશ ? '

' આપની સેવા. '

'તારાથી આ ભગવાં અને ભિક્ષાપાત્ર ધારણ થઇ શકશે ?'

'આપની કૃપાથી થશે.' શિવાજીએ નમ્રભાવે નમસ્કાર કર્યાં.

શિવાજીએ ભગવી કંથા પહેરી અને હાથમાં સંન્યાસીનું કમંડળ ઉપાડયું. મરાઠાસામ્રાજ્યનો સ્થાપક ઘેર ઘેર ભિક્ષા માગવા તૈયાર થયો. રામદાસ અત્યંત પ્રસન્ન થઇને શિવાજીને જોઇ રહ્યા.

' બેટા ! તને આ ન શોભે. તું તો ક્ષત્રિય છે. તારો ધર્મ રાજ્ય કરવાનો છે. લે, આ રાજ-મુકુટ પહેરી લે. '

'જી, મેં રાજ્ય આપને અર્પણ કર્યું છે. હવે હું આપનો સેવક છું.'

'ઠીક, લે તો હું તને આજ્ઞા કરૂં છું કે રાજાતરીકે નહિ, પણ ધર્મના સેવકતરીકે આ રાજ્યનો વહિવટ કરજે.' શિવાજીએ ફરીવાર મસ્તક નમાવ્યું.

અને ધર્મના સેવકતરીકે-ભગવા ઝુંડાના રક્ષકતરીકે–શિવાજીએ કેવો ઉજ્જવળ કારભાર ચલાવ્યો તેનો સાક્ષી ઇતિહાસ છે.



# હિંદુવટને હાકલ !

("સૌરાષ્ટ્ર" ના તા. ૨૩-૪-૨૭ ના અંકમાંથી ઉધ્ધૃત)

'હિંદુ સંગઠ્ઠન એટલે હિંદુ નામ ધરાવતા આ આર્યભૂમિના એક એક પુત્રને હિંદુત્વના ભગવા ઝુંડા નીચે ખડો કરવો તે. હિંદુ સંગઠ્ઠન એટલે ગમે તે પંથ કે ફીરકાનું તિલક કરતા પણ દિલમાં હિંદુત્વનું ઉજ્જ્વળ અભિમાન સંઘરતા બાવીસ કરોડ આર્યોને હિંદુત્વની દુહાઇ સ્વીકારતા કરવા તે. આવી આત્મસંરક્ષક પ્રવૃત્તિને જો કોઇ આક્રમણ કહેતું હોય તો હું કહું છું કે, અમે આક્રમણકારી છીએ.

'કેટલાક શુભેચ્છકો કહે છે કે, સંગઠ્ઠનની હલચલ દિવસે દિવસે અસહિષ્ણુ બનતી જાય છે. એ બિરાદરોને મારો પ્રશ્ન છે કે, તમે સહિષ્ણુતા કોને કહો છો? જો સહિષ્ણુતા એટલે નીચી મુંડીએ હલ્લો સહી લેવો એમ હોય, જો સહિષ્ણુતા એટલે તમારૂં જીવન હણી નાખવાને પ્રવૃત્ત થયેલાં બળો સામે પણ તમારે ચૂપ રહેવું એમ અર્થ થતો હોય, તો હું કહું છું કે, હિંદુ હવે એ સહિષ્ણુતામાં નથી માનતો. એ સહિષ્ણુતા નથી. એ આત્મ-સંહાર છે. કોઇ કોમ આત્મ-સંહારમાં નજ માની શકે.

'હિંદુઓને હું એટલુંજ કહેવા માગું છું કે, તમને આ પૃથ્વી ઉપરથી સાફ કરી નાખવા જબ્બર પ્રવૃત્તિ ચાલી રહી છે. એ આક્રમણકારી પ્રવૃત્તિની હાજરીમાં તમે નિષ્ક્રિય રહેશો એ નહિ ચાલે. હિંદુની આજની લાચાર દશા એ તેની નિષ્ક્રિયતાનુંજ પરિણામ છે. કોઇ ન માનજો કે, હિંદુધર્મ અપમાનો બરદાસ્ત કરી લેવા સૂચવે છે. હિંદુઓ! વસ્તુસ્થિતિને ઓળખો અને તેનો મર્દાનગીપૂર્વક સામનો કરો.

'દુનિયાની કોઇ પણ પ્રજા જેને માટે મગરૂર બની શકે એવા તમારા વિશિષ્ટ ધર્મ અને સંસ્કૃતિ ઉપર આજે આફત ઝઝુમી રહી છે. કાં તો તમે તમારા મનુષ્યત્વની ઘોષણા કરો અને આફતને ટાળી નાખો; અને કાં તો તમારી ગરવી સંસ્કૃતિને અને તમારા પ્યારા ધર્મને ભીરુતા-પૂર્વક નાશ પામવા દ્યો. હિંદુઓની જો આજની મનોદશા નહિ બદલાય તો હિંદુ કોમ અને હિંદુ-ધર્મ તથા હિંદુસંસ્કૃતિનો આ પૃથ્વી ઉપરથી લોપ થશે......હું દુનિયાના દેશ દેશમાં ભટક્યો છું અને મેં તમામ પ્રજાઓના ઇતિહાસ અને સંસ્કૃતિનું અવલોકન કર્યું છે.એ બધા પછી,હું પ્રમાણિક-પણે માનું છું કે, હિંદુસંસ્કૃતિ અને હિંદુ જીવનની ક્યાંય જોડી મળે તેમ નથી. મને શ્રદ્ધા છે કે, એક દિવસ આખું જગત આ હિંદુસંસ્કૃતિની ઉપાસના માંડશે; પણ એ શુભ દિવસ ઉગે ત્યાંસુધી, હિંદુઓ! તમે તમારી સંસ્કૃતિને જીવતી રાખી શકશો?'

(લાલા લજપતરાયના ભાષણમાંથી)

# છત્રપતિ શિવાજી મહારાજ

('સૌરાષ્ટ્ર' ના તા. ૩૦-૪-૨૭ ના અંકમાંથી સાભાર ઉધ્ધૃત)

## 'હિંદવી સ્વરાજ્ય' નો સ્વપ્નદ્રષ્ટા

પૂનાની પશ્ચિમે, અરબ્બી સમુદ્રને બરાબર સમાંતરે પશ્ચિમ ઘાટને નામે ઓળખાતી આશરે ૯૦ માઇલ લાંબી અને ૧૨ થી ૨૪ માઇલ પહોળી ડુંગરાઓની એક લાંબી હાર દોડી જાય છે. એ ડુંગરાઓની કુદરતી રીતેજ એવી ગોઠવણ થયેલી છે કે આસપાસનો માવળ દેશ એક અભેદ્ય કિલ્લેબંદી બની જાય છે. આજથી બરાબર ૨૮૨ વર્ષ પહેલાં, ઉનાળાની એક સાંજે, અઢાર વર્ષનો એક જુવાન ઘોડેસવાર, પશ્ચિમ ઘાટની એ ડુંગરમાળ ઉપર પોતાનો પાણીપંથો ઘોડો દોડાવ્યે જતો, આથમતા સૂર્યના ઘેરા લાલ રંગનાં કિરણોથી રંગાઇ ઘડીભર આકર્ષક બનતો આસપાસનો તળેટીનો મુલક અતિ ઝીણી નજરે જોઇ રહ્યો હતો. એ સૂક્ષ્માવલોકનની સાથે સાથે, તેના મનમાં એ બધું ધીમે ધીમે સર કરવાની સ્પષ્ટ યોજના ઘડાયે જતી હતી. ઠીંગણા બાંધાનો, બાંધી દાઢીનો, પશ્ચિમઘાટની વેરાન પહાડી જમીનના રંગ જેવા વર્ણનો, માથે ચટકું બાંધેલો અને કેડે લાંબી સીધી તલવાર ધારતો, કોઇ અસામાન્ય તેજથી ચમકતી ઉંડી

આંખોવાળો એ જુવાન, એ ઘડીએ, તેની કલ્પનાની પાંખોને છૂટી મૂકી દઇ, અનેક મનોરથો ઘડતો હતો; અને સાથે સાથે તલવાર ઉપર હાથ નાખી, તે મનોરથોને સિદ્ધ કરવાનો નિરધાર રચતો હતો. યૂરોપના ઇતિહાસમાં અમર બની ગયેલા સ્પાર્ટાની આબેહૂબ પ્રતિકૃતિસમા મહારાષ્ટ્રના આ પ્રદેશમાં ઉભો ઉભો તે, મોગલોના પાટનગર આગ્રા ઉપર હલ્લો કરી 'હિંદવી સ્વરાજ્ય'નો ઝુંડો ફરકાવવાનાં અને આખા ભારતવર્ષ ઉપર પોતાની આણ વર્તાવવાનાં સ્વપ્નો જોતો હતો. ભારતવર્ષની માટીમાંથી પાકેલા અને ભારતવર્ષના અન્નજળથી પોષાયેલા ભારતવર્ષના પુત્રોનું ફરીવાર સામ્રાજ્ય સ્થાપવાના જીવનકર્તવ્યનો જાણે તેને સાદ સંભળાતો હતો....એવાં સ્વપ્નાંઓ જોનાર અને એવા મનોરથો ઘડનાર અઢાર વર્ષના એ જુવાને–એ શિવાજી મહારાજે, એ સ્વપ્નાં અને મનોરથોની સિદ્ધિ પાછળ આખી જીંદગી કુરબાન કરી દીધી. નેપોલિયનના અપૂર્વ યુદ્ધકૌશલથી અને ગૅરીબાલ્ડીના અદ્વિતીય સ્વદેશપ્રેમથી, લોહીના પરમાણુએ પરમાણુમાં હિંદુત્વનું અભિમાન અનુભવતા એ યોદ્ધા–રાજપુરુષે તેનું સ્વરાજ્યનું સ્વપ્નું સાચું કર્યું અને ભારતીય ઇતિહાસનો આખો ક્રમ બદલી નાખ્યો. સમસ્ત ભારતવર્ષ આ ૩જી મે ને દિવસે એ પ્રજોદ્ધારક પુરુષવરની ૩૦૧ મી જન્મજયંતિ ઉજવે છે.

## શિવનેરના કિલ્લામાં જન્મ

શિવાજીનો જન્મ ૧૬૨૭ ના મે માસની ૩જી તારીખે શિવનેરના કિલ્લામાં થયો. એની જન્મદાત્રીનું નામ માતા જીજાબાઇ. શિવાજીના જન્મ પહેલાં, જીજાબાઇના પિતા લુકજી જાધવરાવ અને જીજાબાઇના સ્વામી શાહજી વચ્ચે વિખવાદ થતાં, શાહજીએ નાસભાગ માંડેલી અને જાધવરાવ પાછળ પડેલો. એ વેળા શાહજીની સાથે ગર્ભવંતાં જીજાબાઇ અને નાનો પુત્ર સંભાજી પણ ઘોડેસ્વારી કરી કૂચ કરી રહ્યાં હતાં. શિવનેરના કિલ્લા પાસે આવતાં, પ્રસવનો સમય આવી પહોંચ્યો જાણતાં, શાહજીએ જીજાબાઇને એક મિત્રના રક્ષણ નીચે ત્યાં રાખ્યાં અને પોતે આગળ દોડ માંડી. શાહજી ઉપડયા પછી થોડીજ વારે જાધવરાવનું કટક આવી પહોંચ્યું. જાધવરાવના માણસોએ તેને સમજાવ્યો કે, 'તારી પુત્રી આ કિલ્લામાં એકલી પડી છે. તારે શાહજી સાથે લડાઇ છે, જીજાબાઈ સાથે નહિ. જીજાબાઇને કોઇ મુસલમાન સતાવશે તો તારી આબરૂ જશે. જીજાબાઇને તારે સલામત સ્થળે લઇ જવાંજ જોઇએ.' જાધવરાવ જીજાબાઈ પાસે ગયો. પોતાની સાથે આવવા આગ્રહ કર્યો; પણ શિવાજીની એ અડગ ટેકીલી માતાએ તેના પતિના શત્રુનો આશ્રય ન સ્વીકાર્યો. જીજાબાઇએ જાધવરાવના ગમે તેવા સુરક્ષિત, સુખદાયી મકાન કરતાં શિવનેરનો અંતરિયાળ અને અરક્ષિત કિલ્લો વધારે પસંદ કર્યો. જીજાબાઈ તે ઘડીએ તો જાધવરાવ સાથે ન ગયાં, પણ તેમણે પછી આખી જીંદગીમાં પણ કદી પિતૃગૃહ સામુંજ જોયું નહિ. એવી વીર નારીની કુખનું સંતાન તે શિવાજી.

## રામાયણ અને મહાભારતનું શિક્ષણ

શિવાજીના જન્મ પછીનો આખો દશકો શાહજીને રખડપાટમાંજ ગાળવો પડયો; એટલે જીજાબાઇ અને શિવાજીને શિવનેરના કિલ્લામાં એકલાંજ રહેવું પડયું. એમ પણ કહેવાય છે કે, જાધવરાય સાથેના કલહને કારણે શાહજીએ જીજાબાઇનો પણ ત્યાગ કરેલો, અને તેને શિવનેરમાં રહેવા દઈ, પોતે તુકાબાઇ મોહિતે નામની નવી સ્ત્રી કરેલી. ગમે તેમ, જીજાબાઇને પતિની અવગણના પામેલી સ્ત્રીની દશામાં રહેવાની વેળા આવી, એટલે એ પતિવ્રતા નારીએ એક પાસ પોતાનો બધો પ્રેમ નાના શિવાજી ઉપર ઢોળવા માંડયો અને બીજી પાસ વૃત્તિઓને અંતરાભિમુખ બનાવી મનને ધર્મમાં પરોવવા માંડયું. શિવનેરના એકાંત કિલ્લામાં માતા અને પુત્ર વર્ષોસુધી એકલાં સાથે રહેવાથી બન્ને વચ્ચે અજબ પ્રેમગાંઠ બંધાઇ. શિવાજી જીજાબાઇને જગદંબાસ્વરૂપે પૂજવા લાગ્યો. તેની આજ્ઞાઓને અને તેના ઉપદેશને જીવનનું સર્વસ્વ સમજવા લાગ્યો, અને જીજાબાઇની આંખો સમક્ષ પણ એક નાનો શિવાજીજ દેખાવા માંડયો. તેણે તેને મહાભારત અને રામાયણની કથાઓનું વારંવાર પાન કરાવી, તેનામાં ઉંડા ધર્મસંસ્કાર પાડવા માંડયા અને ધર્મના ઉદ્ધારની દીક્ષા આપવા માંડી. જીજાબાઇએ શિવાજીની મનઃસૃષ્ટિમાં મહાભારતના વીર યોદ્ધાઓ ખડા કર્યા અને રામાયણના ઉત્તમોત્તમ આચારધર્મની સજ્જડ છાપ પાડી દીધી. ભાઇ, બહેન, પિતા કે કોઇ એકલોહીઆ આપ્તજનની સોબતવિનાના, કોઇ સાથીવિનાના, એક માતૃ–પ્રેમનુંજ પાન કરીને

દિવસો સુખમય બનાવતા બાળક શિવાજીમાં, તેને માટે નિર્માણ થયેલા જીવનકાર્યને અર્થે અનિવાર્ય એવાં અનેક તત્ત્વો ખીલવા માંડયાં. શિવનેરના કિલ્લામાં અને આસપાસના ટેકરાઓ ઉપર એકલો ભટકતો આઠેક વર્ષનો એ બાળક સ્વાવલંબન અને સ્વાશ્રય શીખતો ગયો, કોઇની મદદવિના ગમે તેવી મુંઝવણમાંથી માર્ગ કાઢવા લાગ્યો, મરાઠાની સ્વભાવગત સ્વાતંત્ર્યપ્રિયતા અને સાદગી–નિખાલસતા તથા નિડરતા–જમાવતો ગયો, માઇલોના માઇલોસુધી અને દિવસોના દિવસોસુધી અવિરત ઘોડેસ્વારી કરી શકે એવું સુદઢ શરીર ઘડતો ગયો; અને સૌથી વિશેષ, તેના પોતાના મનોરથોને એકદમ આચરણમાં ઉતારવાની અને ગમે તે ભોગે તે સિદ્ધ કરવાની અસામાન્ય સાહસિકતા તેનો સ્વભાવ બનતી ગઇ. પુત્રમાં આ ગુણોની ખીલાવટ થતી જોઇ જીજાબાઇના હર્ષનો પાર ન રહેતો. શિવનેરના કિલ્લા ઉપર, શિવાજીના જન્મ પછી શિવાજી અને જીજાબાઇએ જે નવ વર્ષો ગાળ્યાં, તે સમયમાં ભાવી છત્રપતિ શિવાજી મહારાજનું પ્રારંભિક ઘડતરકાર્ય થયું.

## ગુરુદેવ દાદાજી કોંડદેવની છાયામાં

સને ૧૬૩૬ માં જીજાબાઇ અને શિવાજી શિવનેરથી પૂના આવ્યાં. શાહજીની આજ્ઞાથી શિવાજીની સંભાળ દાદાજી કોંડદેવ નામના શાહજીની પુનાની જાગીરના કારભારીને સોંપાઇ. દાદાજી કોંડદેવ કારભારીતરીકે અત્યંત સમર્થ અને મનુષ્યતરીકે ઉજ્જ્વળ ચારિત્ર્યવાન હતા. તેમની વ્યવહારૂ વિચાર–સરણીમાં ઉંચી ભાવનાઓને કે સ્વપ્નાંઓને સ્થાન નહોતું;પણ સદાચારી અને ધર્મનિષ્ઠ જીવન ગાળવામાં તથા ન્યાયપરાયણતામાં અને સર્વપ્રત્યે સમાન દૃષ્ટિ રાખવામાં તે એકકા ગણાતા. તેમના શ્રમ તથા શાણપણથી, શાહજીની ઘોડ, ભીમા અને નીરા નદીઓ વચ્ચેની પુનાની જાગીર ખૂબજ આબાદ બની અને તેમની ન્યાયપરાયણતાના સંબંધમાં તો કહેવાય છે કે 'એક વખત દાદાજી તેમની વાડીમાં ફરતા હતા. તેમણે પોતે નિયમ કરેલો કે, એ વાડીમાંથી પાંદડું સરખું તોડનારને સખ્ત નશ્યત થશે. ફરતાં ફરતાં, દાદાજીથી એક ફળ તોડાઇ ગયું. ફળ તોડયા પછી તો તરતજ દાદાજીને પોતે કરેલા ગુન્હાનું ભાન થયું; પણ શું થાય? ગુન્હો થઇ ચૂકયો હતો. દાદાજીએ તરતજ જે હાથે ફળ તોડયું હતું તે હાથ છેદી નાખવા તલવાર કાઢી. માણસોએ ખૂબ સમજાવ્યા, પણ દાદાજીએ પોતાના કાયદા પોતે પાળવાજ જોઇએ એવો દઢ આગ્રહ ધર્યો; પરંતુ માણસોએ માત્ર શરતચૂકથી થયેલી આ ભૂલ માટે આવી સખ્ત શિક્ષા નજ સહવા દીધી. આખરે દાદાજીએ પોતાના અંગરખાની જમણી બાંય તોડી નાખી અને તે દિવસથી જીંદગી સુધી એક બાંયવાળુંજ અંગરખું પહેર્યું. એવા ગુરુદેવના હાથનીચે શિવમાં જીવનના નિયમો નિર્દય સખ્તાઇપૂર્વક પાળવાની વૃત્તિ જન્મી. માતાએ દીધેલા ધર્મ-સંસ્કારો, ધર્મપ્રેમ અને ન્યાયવૃત્તિ વિશેષ દઢ બન્યાં. શિવમાં અસમાનતા સામે અને અત્યાચાર સામે પુણ્યપ્રકોપની ભાવના પ્રકટી. શિવમાં નિરાધારતા અને નિર્બળતાપ્રત્યે દયાની લાગણી ફૂટી. તેનામાં તેના દેશબાંધવોની દરિદ્ર દશા, મુસલમાનોના ધર્મઝનુનમાંથી નીપજતા જૂલ્મો, હિંદુ-ત્વને ભૂંસી નાખવા ઠેર ઠેર મંડાયેલા જબ્બર પ્રયત્નો, એ બધી આસપાસની દુઃખસૃષ્ટિ જોઈ, એ દોઝખનો નાશ ન કરે ત્યાંસુધી ન બૂઝાય એવો પ્રલયકારી આતશ સળગ્યો. સત્તર અઢાર વર્ષનો એ જુવાન, બાપની નાની જાગીરની આવક ઉપર સુખચેનની જીંદગી ગાળવાની નિર્વીર્ય વાસના ઉપર ધિક્કાર વરસાવવા માંડયો અને પોતાના જેવી આગથી સળગતા સાથીઓ શોધી દુષ્ટોનું દમન કરવા અધીરો બન્યો.જીજાબાઇએ શરૂ કરેલું શિક્ષણ કોંડદેવે પૂરૂં કર્યું. હિંદુત્વના રક્ષણહાર બનવાની તાલાવેલીએ ગાંડા બનેલા એ જુવાને પોતાનો ઘોડો, તલવાર અને માવળસૈનિકોનું દળ લઇને કેસરીયાં કરવા નીકળી પડવાની તૈયારીઓ માંડી.

## માવળ સાથીઓનો સંગાથ

શિવનો શિક્ષણ–કાળ પૂરો થયો. જીંદગીના ખડબચડા માર્ગ ઉપર ઘોડો કૂદાવવાની તેણે તાલીમ લઇ લીધી અને શિવની તાલીમ એટલે? શિવના ઇતિહાસકારો કહે છે કે, શિવને બિલ-કુલ અક્ષરજ્ઞાન નહોતું. ઇતિહાસમાં પોતા જેવી કારકીર્દિ નોંધાવી જનારા પુરુષોની જેમ શિવને લખતાંવાંચતાં બિલકુલ ન આવડતું. ત્યારે શિવે કયી તાલીમ લીધી? શિવાજીએ બહાદુર લડવૈયાની તાલીમ લીધી. ઘોડેસ્વારીમાં અને તીરંદાજીમાં, તલવારની પટ્ટાબાજી ખેલવામાં અને યુદ્ધના વ્યૂહો ગોઠવવામાં, વીર સૈનિક અને કુશળ સેનાપતિની કળામાં શિવ અજોડ બન્યો. મહાભારત અને

રામાયણનાં એ વીરકાવ્યોનાં અનંત શ્રવણથી, ધર્મયુદ્ધનાં અને ધર્મને કાજ આત્મસમર્પણનાં, યુદ્ધકળાનાં અને રાજધર્મનાં શૌર્યપ્રેરક દષ્ટાંતોથી તેણે તેના યુવાન હૃદયને બરાબર રંગી નાખ્યું. શિવ કર્મવીર બન્યો અને બીજી તરફથી તેણે તેની કર્મની આરાધનાને માટે યોગ્ય ક્ષેત્ર અને લાયક સાથીઓ શોધવા માંડ્યા. તેની નજર પશ્ચિમઘાટના ડુંગરાઓ ઉપર ઠરી. એ મુલક અને એ મુલકના વાસીઓ તેણે તેના કાર્યની આરંભભૂમિતરીકે સ્વીકાર્યા. એ માવળદેશના માવળ લોકોમાંથી શિવે પોતાના પહેલા સિપાઇઓ પોતાના જીવનભરના સાથીઓ અને માથું કાપી આપીને સ્વામીભક્તિ સિદ્ધ કરનારા સેવકો મેળવ્યા. માવળો મુખ્યત્વે પશ્ચિમઘાટ અને અરબ્બીસમુદ્ર વચ્ચેના કોંકણ નામે ઓળખાતા મુલકમાં વસતા—આજેયે એ કોમ ત્યાં વસે છે. કોંકણ આખી પટ્ટી, પહાડો અને ઘાડાં જંગલોથી છવાયેલી હોવાથી, માવળો બહુ ગરીબ, અજડ અને જંગલી હાલતમાં જીવતા; પણ, એ છતાં, પહાડોમાં રહેઠાણ હોવાને કારણે અને પશ્ચિમઘાટની અભેદ્ય કિલ્લેબંદી ભેદીને કોઇ મોગલ શહેનશાહ કે મુસ્લીમ સરદાર તેમના સ્વાધીન આત્મા ઉપર જંજીરો ન પહેરાવી શક્યો હોવાને કારણે, માવળો તેમની ચીંથરેહાલ દશામાં પણ, વીર કોમને શોભા આપે એવું જૂનું ખમીર જાળવી રહ્યા હતા. તેમનામાં સ્વાશ્રય અને સાહસ, હિંમત અને ખંત, સાદાઈ અને તોછડાઇ લાગે તેવી સ્પષ્ટવક્તૃતા, માણસ વચ્ચેની સમાનતા અને ગરીબાઇમાં પણ ગૌરવભરી મગરૂબી—એ બધા મનુષ્યત્વ અર્પનારા ગુણો બરાબર ઝળકી રહ્યા હતા. એવી એ પાણીદાર મરાઠા કોમોને કબજે લેવા શિવે પ્રથમ એ માવળોના સરદાર યેસાજી કંક, તાનાજી માલસુરે, બાજી ફૂલસકર વગેરેને મિત્રો બનાવ્યા; અને પછી, તેમની મારફત માવળોનું દળ જમા કરી તેમને લશ્કરી તાલીમ આપવા માંડી.

## કિલ્લાઓ અને જંગલોનું અવલોકન

મહારાષ્ટ્રના એ આખા મુલકની કેડીએ કેડી અને માર્ગે માર્ગના ભોમીઆ માવળ સૈનિકો સાથે શિવે સહ્યાદ્રિની ગિરિમાળાના ડુંગરાઓ ઉપર અને જંગલોમાં અવિશ્રાંત ભટકવા માંડ્યું. તેણે એ આખા દેશના કિલ્લાઓ અને ગામો તથા લોકોની જાત-માહિતી મેળવવા માંડી. શવ જેમ જેમ તેની જન્મભૂમિમાં અસંખ્ય ગામગામડાંઓમાં ભટકતો ગયો અને માતૃભૂમિની તથા દેશબંધુઓની દુર્દશા સગી આંખે નિરખતો ગયો, તેમ તેમ મુસ્લીમ સત્તાધીશોને હાથે ગરીબ હિંદુજનતા ઉપર ગુજરતા સીતમોના જાત-અનુભવે તેની આંખોમાંથી લોહી ઝરવા માંડ્યું. શિવનો સમકાલીન તેનો એક પોર્ટુગીઝ જીવનકથાકાર કહે છે તેમ, આસપાસની ભૂમિની દુર્દશા જોઇ શિવનું સ્મિત એકાએક અદશ્ય થઇ જતું; અને તેના ચહેરા ઉપર ઘેરો શોક છવાઇ જતો. તેના સાથીઓમાંથી કોઇ તેને આ એકાએક પલટાનું કારણ પૂછવાની હિંમત કરતું, ત્યારે શિવ ચૂપ બેસી રહેતો. તે મુંગો મુંગો પાસે ખેદાનમેદાન ઉભેલાં હિંદુ દેવાલયો તરફ આંગળી ચીંધતો અને પાછો ઉંડા વિચારમાં ગરકાવ બની જતો...પછી એકાએક વિચારનિદ્રામાંથી જાગી તે એકદમ હાકોટો પાડતોઃ 'ઓ મારા સાથીઓ! જીંદગીભર મારો સાથ ન છોડવાનું તમે મને વચન આપો. હું મારૂં જીવન ધર્મને ચરણે ધરી દેવાનો તમને આજથી કોલ આપું છું.' ફરી-વાર શિવ ઘોડા ઉપર ચઢતો અને ભવાનીની જય બોલાવતા માવળ સિપાઇઓની સાથે પાછો ડુંગરાઓમાં ભટકવા નીકળી પડતો. સત્તરમી સદીના પ્રારંભમાં કોઇની કલ્પનામાં પણ ન સંભવી શકે એવી ઉન્નત ભાવનામસ્તી અનુભવતા શિવે પોતાને માટે મુગલાઇ સામે બહારવટાની જીંદગી નક્કી કરી. તેણે સ્વાધીનતાની તપશ્ચર્યામાં વધારે સુખ જોયું; અને એ રણશીંગડું ફુંકવા લાગ શોધવા માંડ્યો. પણ શિવની આ વૃત્તિઓ કોંડદેવને ન ગમી, તેણે શિવને એ માર્ગેથી વાળવા અને વ્યવહારૂ જીવન ગાળી બને તેટલું લોકકલ્યાણ કરવાને પંથે ચઢાવવા ખૂબ પ્રયત્ન કર્યો; પરંતુ ભાવિનો ગહન સંદેશો ઉકેલતા શિવે એ સલાહ ન સ્વીકારી. તેણે તો સાહસ અને સ્વાતંત્ર્ય-સાધનાનુંજ જીવન પસંદ કર્યું. શિવે આખરે ૧૬૪૬માં માતા જીજાબાઇની આશિષ મેળવીને સ્વાધીનતાના ભેરીનાદથી આખા મહારાષ્ટ્રને ગજાવી મૂક્યું.

## આઝાદી જંગનો આરંભ

સને ૧૬૪૬નું વર્ષ દક્ષિણના ઇતિહાસમાં અનેક રીતે યાદગાર રહી જાય તેવું છે. એ વર્ષમાં ત્રણ મહત્ત્વની ઘટનાઓ બની. એક વિજાપુરના મહમદ આદિલશાહ બિમાર પડ્યા—એટલા બિમાર

થયા કે પથારીવશ બની ગયા અને વિજાપુરમાં સત્તા માટે મોટી ખટપટો શરૂ થઈ. બીજું, આ વર્ષમાં–પોતાના મૃત્યુ પહેલાંના વર્ષે દાદાજી કોંડદેવે પુનાની જાગીરની લગામો ૧૯ વર્ષના શિવના હાથમાં મૂકી અને શિવ કેવો કારભાર કરે છે, તે પોતે દૂર ઉભા રહીને જોવા માંડયું.ત્રીજું, આમ એક તરફથી વિજાપુરમાં સોયના મોંમાંથી હાથીઓ ચાલ્યા જતા હોવાથી અને બીજી તરફથી પોતાના હાથમાં સત્તા આવવાથી શિવે પોતાનો સત્તા–પ્રદેશ વધારવાનું શરૂ કર્યું.શિવે સ્વરાજ્ય–સ્થાપનાનો આરંભ કર્યો. સૌથી પ્રથમ શિવે પોતાના સરદાર બાજી ફલસકર, યેસાજી કંક અને તાનાજી માલસુરેને માવળ લડવૈયાઓના કટક સાથે તોરણા ઉપર મોકલી, કિલ્લાના રખેવાળને ગભરાવી એક પણ સિપાઇના મૃત્યુ કે કશીયે મારામારી વિના, એ કિલ્લો હાથ કર્યો. તોરણામાંથી શિવને બે લાખ હોન ( એટલે દશ લાખ રૂપિયા ) નો ખજાનો મળ્યો. શિવે એ કિલ્લાને નવું નામ આપી તેને પ્રચંડગઢ કહેવા માંડયું.પછી તોરણાથી પાંચજ માઇલ ઉપર, ઉગમણી દિશામાં રાજગઢ નામનો નવો કિલ્લો બાંધ્યો. શિવના આ આક્રમણની ફરિયાદ વિજાપુર પહોંચી; પણ શિવે વિજાપુરના ઉમરાવોને હાથ કરી લઇ, આગળથીજ પોતાનો પક્ષ મજબૂત કરી રાખેલો, તેમ શાહજીએ પણ કંઇ સાચાખોટા ખુલાસાઓ કરી વાતને પતાવી દીધી; એટલે શિવના આ 'ગુન્હા'ની આદિલશાહની કચેરીમાં બહુ નોંધ ન લેવાઈ. શિવ આ બધા 'રાજરંગો' જોઇને મનમાં હસ્યો. તેણે જ્યાંસુધી ચાલે ત્યાંસુધી, વિજાપુરને પોતાની યોજનાનો ખ્યાલ આવવા દીધાવિના કિલ્લાએ જીત્યે જવાનો વિચાર કર્યો; પણ ત્યાં તો શાહજીનો દાદાજી કોંડદેવ ઉપર કાગળ આવ્યો કે 'શિવને કબજામાં રાખો, આવી રંજાડ કરે એ ન ચાલે.' દાદાજીએ ફરીવાર શિવને શીખ આપી શિવે ફરીવાર એ દુનિયાડાહ્યા પુરુષનાં વચનોનો અસ્વીકાર કર્યો. દાદાજીએ શાહજીને એ સ્થિતિથી વાકેફ કર્યા; પણ શાહજીએ ફરીવાર કંઇ લખ્યું–કર્યું નહિ, એટલે કોંડદેવે મૌન સેવવા માંડયું અને શિવે પોતાની વિજયપરંપરા ચાલુ રાખી. ત્યાં તો ૧૬૪૭માં કોંડદેવ અવસાન પામ્યા.

## શિવ સંગઠિત રાજ્ય સ્થાપે છે.

કોંડદેવના અવસાન વેળા તો વીસ વર્ષનો શિવ તેની જાગીરના કારભારની બધીજ જવાબદારીઓ સંભાળવા બરાબર તૈયાર થઈ ગયો હતો. શિવને યુદ્ધ ખેલતાં પણ આવડતું હતું અને રાજ્યનો કારભાર ચલાવતાં પણ આવડતું હતું. શિવને ન્યાય તોળતાં પણ આવડતું હતું. માતા જીજાબાઇએ અને ગુરુ કોંડદેવે, છેલ્લાં પાંચ વર્ષોસુધી, શિવને દરેક કામમાં સાથે રાખી, તેને બરાબર પલોટયો હતો. એટલે શિવે પોતાની જાગીરનો કારભાર સંભાળતાં, પ્રથમ તો, શાણુ રાજપુરુષને શોભે એવી રીતે, આખા રાજતંત્રની પુનઃરચના આરંભી દીધી. તેણે પોતા તરફ અગાધ ભક્તિભાવ ધરાવતા અને સાથે સાથે રાજકાજમાં કુશળ એવા માણસોને જવાબદારીને પદે મૂકવા માંડયા. આ કામ પૂરું થયા પછી, તેણે શાહજીની આખી જાગીર–તેના છૂટાછવાયા તમામ કિલ્લાઓ અને ગામો–એક સત્તાનીચે લાવવાની અને એક સંગઠિત રાજ્ય સ્થાપવાની શરૂઆત કરી.એ અર્થે, તેણે પ્રથમ સુપા સર કર્યું. સુપાનો વહિવટ શાહજીની નવી સ્ત્રી તુકાબાઈ મોહિતેના ભાઇ સંભાજી મોહિતેના હાથમાં હતો. સંભાજી મોહિતેએ શિવની આજ્ઞા માનવાની ના પાડતાં શિવે એક દિવસે અચાનક તેના ઉપર છાપો માર્યો અને તેને કેદ કર્યો. સુપા સર કર્યા પછી, ચાકણના કિલ્લા ઉપર પોતાની આણ વર્તાવી. પછી બારામતી અને ઇંદાપુરનાં થાણાં હાથ કર્યાં; અને વિજાપુરના રખેવાળ પાસેથી કોંડાણાનો કિલ્લો કળથી પડાવી લીધો. પુનાથી ૧૯ માઈલ ઉપર આવેલા વિજાપુરના પુરંદર નામના કિલ્લા ઉપર પણ શિવરાજે સ્વરાજનો વાવટો ચઢાવી દીધો પછી રોહિરા, તિકોણા, લોહગઢ વગેરે વિશેષ કિલ્લાઓ પોતાની જાગીરમાં ઉમેરી દઈ, શિવે બે વર્ષમાં તો પુનાને ફરતી કિલ્લાઓની એક સુદૃઢ કતાર ખડી કરી દીધી.

## શાહજી વિજાપુરની કેદમાં

પછી શિવે પશ્ચિમઘાટના ડુંગરાઓ ઓળંગ્યા અને કોંકણ સર કરવા તલવાર ખેંચી. તેણે માહુલી, કલ્યાણ, સુરગઢ, વીરવાડી, તાલા, ઘોંસલગઢ, રાયગઢ વગેરે કિલ્લાઓ અને ગામો, એક પછી એક, એકદમ ઝડપથી કબજે લઈ લીધાં; અને થોડા માસમાં તો ઉત્તરકોંકણ ઉપર પોતાની આણ વર્તાવી, પોતાનો સુબો મૂકી શિવ પાછો પણ ફર્યો; પણ શિવે પુના પહોંચી હજી જરા શ્વાસ ન ઉતર્યો, ત્યાં તો તેને ચોંકાવનાર ખબર મળી કે તેનાં આ બધાં આક્રમણોથી ગુસ્સે

થઇ વિજાપુરના મુખ્ય સેનાપતિ મુસ્તફાખાને, આદિલશાહની આજ્ઞાથી, શાહજીને કેદ કર્યા છે; અને તેની બધી મિલ્કત જપ્ત કરી છે. શિવને થોડા દિવસ પછી, વળી વિશેષ ચોંકાવનારા સમાચાર મળ્યા કે, શાહજીને બેડીઓ પહેરાવી વિજાપુર લાવ્યા છે; અને જો શિવ તેનું આ બહારવટું બંધ ન કરે અને વિજાપુરની કચેરીમાં હાજર ન થાય તો શાહજીને ફરતી દિવાલો ચણી તેને જીવતા દફનાવી દેવામાં આવશે. થોડા દિવસ પછી ત્રીજીવાર માઠા સમાચાર આવ્યા કે,શાહજીને ફરતી દિવાલો ચણવાનું કામ શરૂ થઇ ગયું છે. શિવ ખૂબ મુંઝાયો. તેનાથી વિજાપુરની તાબેદારી સ્વીકારાય નહિ અને એ રીતે તેની આખી સ્વરાજ્યની યોજના ઉપર પાણી ફેરવાય નહિ; અને બીજી તરફથી પિતાને એવી દશામાં મરવા પણ દેવાય નહિ. શિવે આખરે, ખૂબ વિચારને અંતે માર્ગ શોધી કાઢયો. તેણે મોગલ શહેનશાહનું રક્ષણ માગવાનું નક્કી કર્યું. તેણે જોયું કે,આદિલશાહ પાસે કોઇ ધાર્યું કરાવી શકે તો તે મોગલ શહેનશાહજ. વિજાપુર તથા દિલ્હી વચ્ચે બહુ બનાવ ન હોવાથી પોતાની વિનતિનો તરતજ સ્વીકાર થવાની પણ શિવને આશા હતી. શિવે શાહજાદા મુરાદબક્ષને પત્ર લખ્યો. મુરાદબક્ષદ્વારા શિવે શહેનશાહ શાહજહાંને વિનતિ ગુજારી કે, 'મારા પિતાને વિજાપુરની સરકાર મારી નાખવાનો મનસુબો કરી રહી છે. તેમને ગમે તેમ મુક્તિ અપાવો. એ બદલ હું આપની નોકરી સ્વીકારવા તૈયાર છું.' શિવના ઇતિહાસકારોની એક ટુકડી કહે છે કે, 'શિવના એ પત્રથી શાહજહાંએ આદિલશાહ ઉપર દબાણ કર્યું અને શાહજી છૂટા થયો;' ત્યારે ઇતિહાસકારોનું બીજું જૂથ કહે છે કે, 'શાહજહાં તો વચ્ચે ન પડયો,પણ વિજાપુરના બે ઉમરાવોના પ્રયત્નથી શાહજીનો અમુક શરતોએ છૂટકારો થયો.' એ શરતો મુજબ શિવને ૧૬૪૯ થી ૧૬૫૫ નાં ૭ વર્ષ સુધી શાંત રહેવું પડયું. એ ૭ વર્ષો શિવે, પોતે જીતેલા મુલકમાં સુવ્યવસ્થિત તંત્ર સ્થાપવામાં અને બીજા વહિવટવિષયક સુધારાઓ કરવામાં વીતાવ્યાં.

## શિવના નવા વિજયો

૧૬૫૫ માં શિવે ફરીવાર તેની તલવાર મ્યાનબહાર કાઢી; અને તેના માર્ગમાં આડખીલીરૂપ થઈ પડેલા જાવલી ગામને જીતવા કૂચ કરી. જાવલીના સુબાનું યુક્તિપ્રયુક્તિથી મરણ નીપજાવી, શિવે આખું જાવલી સંસ્થાન કબજે કર્યું અને જાવલી હાથ આવતાં દક્ષિણકોંકણ અને કોલ્હાપુર ઉપર પોતાની વિજયનોબત વગાડવા શિવને માટે દ્વાર ખુલ્લાં થયાં; એટલુંજ નહિ પણ જાવલીમાં તેને અઢળક ખજાનો હાથ લાગ્યો અને કસાયેલા હજારો માવળ સિપાઇઓ મળ્યા. પછી શિવે જાવલીથી બે માઇલ ઉપર પ્રતાપગઢ નામનો નવો કિલ્લો બાંધ્યો અને ત્યાં માતા ભવાનીની મૂર્તિની સ્થાપના કરી.પછી આગળ વધતાં શિવે અર્ધો રત્નાગિરિ જીલ્લો જીતી લીધો...આમ તોરણાના કિલ્લાની પ્રાપ્તિથી શરૂ થતી શિવની વિજયપરંપરાએ એક દશકામાં તો–૧૬૫૬ના આરંભ સુધીમાં તો–તેનું રાજ્ય કેટલુંય વધારી દીધું. શિવના સત્તા–પ્રદેશના સીમાડાઓ દક્ષિણમાં ઠેઠ રત્નાગિરિ અને કોલાબા સુધી પહોંચવા લાગ્યા. આખા કોંકણ ઉપર શિવની આણ ફરવા લાગી. નાનામોટા અને નવાજૂના મળી ૪૦ કિલ્લાઓ ઉપર શિવની પતાકા ફરફરવા લાગી. શિવનું સૈન્યબળ પણ ખૂબ વધી ગયું. દશહજાર ઘોડેસ્વારોનું હયદળ અને વીસ હજાર માવળ સૈનિકોનું પાયદળ શિવની આજ્ઞા ઝીલવા તૈયાર રહેવા લાગ્યાં.

## અફઝલખાન રોળાયો

આજસુધી શિવે મોગલ શહેનશાહના મુલકને પોતાના હલ્લાઓમાંથી બહુજ કાળજીપૂર્વક બાદ રાખ્યો હતો. શિવ સમજતો હતો કે, તેની સત્તા હજી જામતી હતી એ સમયે મોગલ શહેનશાહને અને વિજાપુરના આદિલશાહને–એ બંનેને એકસાથે ઉશ્કેરવામાં ડહાપણ નથી; પણ ૧૬૫૬માં મહમદ આદિલશાહના મૃત્યુ પછી,શિવે મોગલ શહેનશાહતના મુલક ઉપર પણ ચઢાઇ કરવા માંડી. ત્યાં તો વિજાપુરના સત્તાધીશોએ ગમે તે ભોગે શિવને પરાજય આપવાની–તેને કેદ પકડવાની કે તેનો જાન લેવાની–તૈયારીઓ માંડેલી જોઇ,શિવે ફરીવાર મોગલો સાથે દોસ્તી બાંધી.દરમિયાન વિજાપુરની કચેરીમાં શિવને નમાવવાનું બીડું ફર્યું.અબ્દુલ ભિતારી અફઝલખાન નામના એક ઉમરાવે તે બીડું સ્વીકાર્યું. અફઝલખાને શિવની સાથે દોસ્તીનો દંભ કરી, તેને જાળમાં ખેંચી કોઇ કરાવતથી તેને કેદ પકડવાનો અથવા મારી નાખવાનો મનોરથ ઘડયો. એ સંકલ્પથી તેણે પુના તરફ કૂચ માંડી. માર્ગમાં તુલજાપુરમાં શિવની કુલદેવી ભવાની માતાની મૂર્તિ તેણે ભંગાવી અને તેને ઘંટીમાં

પીલાવી તેના રજકણે રજકણ જૂદાં કરી નાખ્યાં. આવી રીતે મૂર્તિઓ ભાંગતો અને મંદિરો તોડતો અફઝલખાન આગળ વધતો હતો તે જોઇ, શિવે તેનો સામનો કરવા સામાં પગલાં માંડયાં. તેણે પ્રતાપગઢ આવી ત્યાં મુકામ નાખ્યો. અફઝલ પણ માણિકેશ્વર, પંઢરપુર અને મહાદેવમાં હિંદુઓ ઉપર અત્યાચાર ગુજારતો પ્રતાપગઢ પહોંચ્યો. ત્યાં કિલ્લાની તળેટીમાં પાર ગામે તંબુ તાણ્યા. શિવ અને અફઝલ વચ્ચે સંદેશાઓ ચાલ્યા. રાજકારણના શેતરંજના બંને કુશળ ખેલાડીઓએ એકબીજાને ફસાવવા ખૂબ જાળો પાથરી અને દૂતોદ્વારા અત્યંત મીઠા સંદેશાઓ આપ્યા–લીધા. શિવે જોયું કે, તેના જીવનમાં આ કટોકટીની ઘડી છે–એ હારજીત ઉપર તેની ભાવી સફળતા–નિષ્ફળતા નક્કી થવાનાં છે. શિવે પોતાના મંત્રીઓની સાથે મંત્રણા કરી, માતા જીજાબાઇની આશિષ લીધી, ભવાની માતાની સહાય માગી; અને આખરે અફઝલને અફઝલનાં શસ્ત્રોથી રોળવાનો નિરધાર કર્યો. ...આખરે, સંદેશાઓને અંતે અફઝલ અને શિવની મુલાકાત નક્કી થઇ. શિવે અફઝલના સંદેશવાહક પાસેથીજ જાણી લીધું કે, એ મુસલમાન સરદાર તેના ઉપર દગો રમવા માગે છે. એટલે શિવે પણ તેનાથી સવાયા ઉતરવાની તૈયારી કરી. તેણે પોતાના મૃત્યુના કિસ્સામાં, પાછળથી રાજ્ય કેમ ચલાવવું અને સ્વરાજવિસ્તારનું ધ્યેય કેમ સિદ્ધ કરવું, એ સંબંધમાં તેના સરદારોને ઝીણામાં ઝીણી સૂચનાઓ કરી: અને પછી અફઝલને મહાત કરવાનો વ્યૂહ રચવા માંડયો. શિવે, પોતે અફઝલથી બહુ ડરે છે એવો દેખાવ કરી, અફઝલને પ્રતાપગઢ ઉપર મુલાકાત આપવા આવવા વિનતિ કરી. શિવની એ વિનતિથી ફૂલાઇ મુસ્લીમ સરદારે એ માગણી સ્વીકારી. શિવે પ્રતાપગઢના ઉંચામાં ઉંચા શિખર ઉપર અફઝલનો સત્કાર કરવા, ઝરીનો શમીયાનો રચ્યો. પોતે, ઉપરના સાદા પોશાકની નીચે સુદૃઢ બખ્તર પહેર્યું. પ્રતાપગઢની તળેટીમાં, ઝાડીની પાછળ, પોતાના માવળી સિપાઇઓને સંતાડયા અને પછી અફઝલને આવકાર આપવા તૈયાર થઇને બેઠો......અફઝલ, ગજરાજની માફક ઝુલતો ઝુલતો શમીયાણામાં આવ્યો અને આસન લીધું. અફઝલની કમરે તલવાર લટકતી હતી. તેની પાસે તેના ચાર ખાસ સુભટો ઉભા હતા......પાદશાહની તાબેદારી સ્વીકારવા કોઇ બહારવટીઓ આવતો હોય તેમ શિવે નિઃશસ્ત્ર દશામાં શમીયાનામાં પ્રવેશ કર્યો. અફઝલના સિંહાસનનાં પગથીઆં ચઢી, તેને નમન કર્યું. અફઝલ ઉભો થયો અને શિવને ભેટવા બંને બાહુઓ પ્રસાર્યા. કશુંજ જાણતો ન હોય તેમ શિવ એ બાહુઓમાં ભીડાયો. તત્કાળ અફઝલે શિવને ભીંસ દીધી, પડખેથી તલવાર કાઢી અને શિવના માથામાં ઝીંકી. શિવના માથા સાથે પછડાઇ તલવાર પાછી ફરી, ત્યાં તો શિવે અફઝલના પેટમાં વાઘનખ ભરાવી તેનાં આંતરડાં બહાર કાઢી નાખ્યાં. શિવ આંચકો મારી અફઝલની ભીંસમાંથી છૂટી ગયો અને પોતાના માણસો તરફ દોડયો. ઝપાઝપી મચી, શિવના સરદારોએ અફઝલનું માથું કાપી શિવની પાસે મૂકયું. 'અફઝલ મરાયો' ના પોકારથી શિવની છાવણી ગાજી રહી. વિજયી શિવસૈન્યે મુસ્લીમો ઉપર હલ્લો કર્યો. મુસ્લીમો નાઠા. નાસતાં નાસતાં ૩૦૦૦ મરાયા. ૬૫ હાથી, ૪૦૦૦ ઘોડાઓ, ૧૨૦૦ ઉંટો અને દશ લાખ રૂપિયાનો ખજાનો શિવના હાથમાં આવ્યો. અફઝલના બે દીકરાઓ, તેના બે સરદારો, તેની બેગમો અને બાળકો કેદ પકડાયાં. શિવે બેગમો અને બાળકોને તત્કાળ છોડી મૂકયાં અને તેમને સલામત વિજાપુર પહોંચાડયાં......અફઝલની આ હારથી વિજાપુરની રહી સહી આબરૂ પણ સાફ થઈ ગઈ અને મરાઠાઓની નવી ઉદય પામતી અતિ જોરાવર સત્તાતરીકે, સારા હિંદુસ્થાનમાં પ્રતિષ્ઠા પ્રસરી ગઇ. આ પ્રસંગને મહારાષ્ટ્રના ઇતિહાસમાં અનેરૂં સ્થાન છે. મરાઠાઓ તે દિવસને પોતાની સ્વાતંત્ર્યસ્થાપનાના સુવર્ણદિનતરીકે લખે છે....આ વિજયથી હરખાતા અને ગર્વમાં મસ્તક ઉછાળતા મરાઠા લશ્કરોએ દક્ષિણ કોંકણમાં કૂચ કરી, પન્હાલાનો દુર્ગ સર કર્યો અને વિજાપુરી લશ્કરોને બીજી હાર આપી તથા બીજા અનેક નવા વિજયો મેળવ્યા.

### સાહિસ્તખાનનો પરાજય

શિવનો આ વિજય, તાજનજ મયૂરાસન ઉપર ચઢેલા ઔરંગઝેબથી ન સહાયો. તેને બીતિ લાગી કે, એ બળવાખોર કદિક મોગલ મુલક ઉપર પણ હાથ નાખશે; એટલે એણે શિવને દાબી દેવા પોતાના સરદાર સાહિસ્તખાનને દક્ષિણમાં મોકલ્યો. સાહિસ્તખાને ૧૬૬૦ ના આરંભમાં દક્ષિણમાં આવી, શિવ ઉપર આક્રમણ શરૂ કર્યું અને બીજી તરફથી વિજાપુરનાં લશ્કર હલ્લે

માંડે એવી ગોઠવણુ કરી. લાગલાગટ ત્રણ વર્ષ સુધી લડાઈ ચાલી. શિવ કિલ્લાઓ ગુમાવતો અને પાછા મેળવતો. સાહિસ્તખાન પોતાની ફતેહો જોઈ હરખાતો. તેણે ૧૬૬૦ ના મે માસથી, પુના જીતી લઇ, પુનામાં નિવાસ કરેલો અને ત્યાંથી ફરમાનો છોડી માણસોદ્વારા શિવની સાથે ઝપાઝપીઓ ખેલતો. ત્રણ વર્ષના ગાળામાં, શિવને થાકેલો જોઇ સાહિસ્તખાન પણ આરામ તરફ વળ્યો. તેણે પુનામાં પોતાની બેગમો સાથે ખૂબ સુખચેનમાં રહેવા માંડયું. તેની એ ગાફેલિયતનો શિવે બરાબર લાભ લીધો.શિવે એક ઘાટ ઘડયો–એ ઘાટના ઘડતરમાં રહેલી હોશિયારી માટે અને તેના અમલમાં જોઇતી સાહસિકતામાટે ઇતિહાસમાં યાદગાર રહી જાય એવો હતો. શિવે એક રાતે એકાએક એ મોગલ સરદારના મહેલમાં પહોંચી, તેના શયનગૃહમાં પ્રવેશી, તેના દેહરક્ષકો અને દાસીઓનું કુંડાળું ભેદી, બેગમ સાથે પલંગમાં પોઢેલા સાહિસ્તખાનની છાતી ઉપર તલવાર ધરી અને એક ઝટકાથી તેની જાંઘ વાઢી નાખી. શિવનો આ હલ્લો સફળ થતો જોઈ તેની સાથે આવેલા તેના ચુનંદા ચારસો સાથીઓએ મહેલમાં મુંગા મુંગા કતલ ચલાવી. પછી તો ખૂબ કોલાહલ મચ્યો. મુસલમાન સિપાઇઓ જાગી ઉઠયા. સાહિસ્તની સહાયે દોડયા. રમખાણ મચ્યું. સાહિસ્તનો પુત્ર મરાયો. બીજા મુસલમાન સરદારો કપાયા. દરમિયાન,મુસલમાન લશ્કરને તૈયાર થયેલું જોઇ, અને પોતાની શોધ ચાલતી દેખી, શિવ અજબ કળાપૂર્વક લશ્કર વચ્ચે થઇને અદૃશ્ય થઇ ગયો. આ હલ્લામાં શિવે ૭ સૈનિકો ગુમાવ્યા, ત્યારે મુસલમાનોના પક્ષે સાહિસ્તખાન ઘવાયો અને તેનો પુત્ર, તેની બેગમો, તેનો મુખ્ય સરદાર અને તેના ૪૦ દેહરક્ષકો–એટલા મરાયા; ઉપરાંત સાહિસ્તના બે બીજા પુત્રો અને આઠ સ્ત્રીઓ ઘાયલ બની. શિવની આ જીતનો દિવસ એ ૧૬૬૩ ના એપ્રીલની પાંચમી તારીખની રાત્રિ....પછી તો સાહિસ્તખાન, શોક અને શરમમાં માથું નીચું નાખી, વધારે સલામતી અર્થે તરતજ ઔરંગાબાદ સિધાવ્યો; અને પાછળથી, તેની આ નામોશીના વર્તમાન બાદશાહ ઔરંગઝેબને પહોંચતાં સાહિસ્તખાનને દક્ષિણમાંથી પાછો બોલાવી લેવામાં આવ્યો....સાહિસ્તખાન ૧૬૬૪ ના જાન્યુઆરીમાં પાછો ફરતો હતો, ત્યાં તો શિવે ગુજરાતમાં પહોંચી, સુરત ઉપર છાપો મારી, ફરીવાર મોગલોની આબરૂ પાડી. સુરતમાં, સુરતના સુબા ઇનાયતખાને શિવનો જાન લેવા પ્રયાસ કરી જોયો; પણ શિવ તેને પણ પૂરો પડયો. પછી ૧૬૬૫ માં દક્ષિણની સુબાગીરી કરવા અને શિવ પાસે મોગલ શહેનશાહની આણ મનાવવા જયસિંહ આવ્યો; ત્યાંસુધી શિવે મોગલોના ઉપર હલ્લાઓ કરી, મોગલોને ત્રાહિ ત્રાહિ પોકરાવી મૂકયાં. દક્ષિણમાં ઠેર ઠેર શિવરાજનો જય ગવાવા લાગ્યો. શિવને પોતાનું જીવનકાર્ય સિદ્ધ થતું જતું દેખાયું.

## શિવ ઔરંગઝેબના કારાગારમાં

સાહિસ્તખાનના પરાજયથી અને પછી તો, સુરતનું સત્યાનાશ નીકળ્યાથી, ઔરંગઝેબના રોષનો ક્રોધ પાર રહ્યો નહિ. તેણે એ 'લુંટારા' ને જબ્બે કરવા જયસિંહ અને મીરજા રાજાને મોટા લશ્કર સાથે દક્ષિણમાં રવાના કર્યા. જયસિંહે બહુજ કુશળતાથી યુદ્ધના વ્યૂહ રચ્યા અને શિવને ખૂબ હંફાવ્યો; પણ જયસિંહની કુશળતા અને તેની સમૃદ્ધ સૈન્યસામગ્રી પાસે શિવની કારીગરી ન ફાવી. આખરે શિવને, સમય વર્તી, જયસિંહ સાથે પુરંદર મુકામે સુલેહ કરવી પડી. એ સુલેહ–ખતને આધારે શિવને તેના ૨૩ કિલ્લાઓ મોગલ શહેનશાહને આપવા પડયા અને શહેનશાહની નોકરી સ્વીકારવાની કબુલાત આપવી પડી. પછી તો શિવે મોગલોને વિજાપુર સાથેની લડાઇઓમાં પણ સહાય આપવા માંડી; પણ જયસિંહને એમ લાગ્યું કે, શિવ વખતે મોગલસૈન્યોને ઉંધે માર્ગે દોરશે, એટલે તેણે શિવને બાદશાહ ઔરંગઝેબને મળવા આગ્રા મોકલવાની યોજના ઘડી કાઢી. શિવ ઔરંગઝેબ પાસે જવાને બિલકુલ ખુશી નહોતો; પણ જયસિંહના ખૂબ આગ્રહને તે ન નકારી શકયો. શિવને મુસલમાન શહેનશાહ પાસે માથું નમાવવું બિલકુલ પસંદ નહોતું; પણ આખરે જયસિંહે ખુદ ઔરંગઝેબના આગ્રહના ખરીતાઓ બતાવવાથી, શિવ ૧૬૬૬ ના માર્ચ માસમાં, પોતાના વડા પુત્ર સંભાજી, સાત મુખ્ય સરદારો અને ૪૦૦૦ સૈનિકો લઇ, આગ્રા જવા ઉપડયો. મેની ૯ મી તારીખે તે આગ્રા પહોંચ્યો. શિવને આગ્રામાં પ્રવેશ કરતો જોવા–દક્ષિણના એ નરવ્યાઘ્રને નીરખવા ઔરંગઝેબના જનાનખાનાની બેગમો અને શાહજાદીઓ, આકાશ–સ્પર્શતી મહેલાતોની અટારીઓમાં ગોઠવાઇ ગઇ હતી. રસ્તા ઉપર માણસો ટોળે મળ્યાં હતાં. એ સત્કાર સ્વીકારતો શિવ પોતાને ઉતારે પહોંચ્યો. ૧૧ મીનો

દિવસ ઔરંગઝેબની મુલાકાતનો નક્કી થયો. નિયત સમયે ઔરંગઝેબના દરબારમાં શિવે પ્રવેશ કર્યો. સિંહાસન પાસે જઇ મસ્તક નમાવ્યું અને નજરાણું ધર્યું. ઔરંગઝેબે શિવની સલામો બાદશાહી ગૌરવપૂર્વક સ્વીકારી અને ઇશારતથી શિવને સાધારણ દરજ્જાના સરદારો સાથે ઉભા રહેવાની આજ્ઞા કરી. શિવે એ જોયું. દક્ષિણના નરશાર્દૂલની આંખો ફાટી ગઇ. ઔરંગઝેબ તેને પોતાના મિજબાનતરીકે નિમંત્રી, આવી રીતે અપમાને, એ તેનાથી સહાયું નહિ. શિવે છલંગ મારી, કમરેથી તલવાર ખેંચી. દરબારમાં ગભરામણ થઇ પડી. ઔરંગઝેબના માણસો હોંશિયારીપૂર્વક શિવને બાંધી તેને ઉતારે લઇ ગયા. પાછળથી શિવે જાણ્યું કે, તે ઔરંગઝેબના કારાગારમાં છે.

## શિવાજી કારાગાર તોડે છે.*

ઔરંગઝેબે પોતાને આપેલા આવા જાહેર અપમાનથી જીંદગીમાં કદી ન અનુભવેલી એવી નાનપ અને શરમ અનુભવતો, રોમરોમ ક્રોધથી સળગતો અને ઔરંગઝેબનું કારાગાર તોડી, ફરીવાર પોતાના પહાડી નિવાસમાં પહોંચી,ફરીથી પણ મુગલાઇ સામે બમણા જોરથી ખાંડાં ખણ-ખણાવવા દાંત કચકચાવતો શિવ, આ દરબારના પ્રસંગ પછી, કેટલાય દિવસસુધી ઉંડા વિચાર-માં ડૂબી ગયો. દિવસ અને રાત તેના મગજમાં એક ઘાટ ઘડાયા કરતો-પાંચ હજાર મોગલ સિપાઇઓના સખ્ત પહેરા વચ્ચે થઇને નાસી છુટવાનો અને રાજકારણની શેતરંજમાં ઔરંગઝેબ કરતાં અનેકગણા કુશળ ખેલાડીતરીકે તેના મદનું મર્દન કરવાનો શિવે આખરે ઘાટ ઘડયો. શિવે પ્રથમ ઔરંગઝેબ સાથે સંદેશાઓ ચલાવ્યા. ગોવળકોંડા અને બિજાપુર મોગલાઇમાં ઉમેરી દેવાની લાલચ આપી. ઔરંગઝેબે એ 'મહેર' માટે શિવનો 'અહેશાન' માન્યો. શિવ પામી ગયો કે, ઔરંગઝેબ કાંઇ પણ હિસાબે તેને કારાગારમાંથી મુક્ત કરવા માગતો નથી, પણ શિવ એમ નિરાશ બને એવો કાપુરુષ નહોતો. તેણે શેતરંજ ફરીવાર રમવા માંડી, નવો પાસો નાખ્યો, નવી ચાલ ચાલી. તેણે પ્રથમ પોતાની સાથેનું મરાઠાદળ પાછું મહારાષ્ટ્ર મોકલી દીધું અને પોતે ત્રણેક સાથીઓ સાથે એકલો રહ્યો. એથી એક તરફથી ઔરંગઝેબને શાન્તિ થઈ કે, હવે માત્ર ચાર મરાઠાઓનીજ સંભાળ રાખવી રહી; અને બીજી તરફથી શિવને પણ ચાર માણસોનો છુટકારો મેળવવા પૂરતીજ ચિંતા રહી. પછી શિવે પોતાને આગ્રાનાં હવાપાણી માફક નથી આવતાં અને પોતે બિમાર છે એવો દેખાવ કરવા માંડયો. શિવની બિમારી વધતી ચાલી. શિવે દેવદેવીઓની પૂજા કરાવવા માંડી અને બ્રાહ્મણોને પુષ્કળ દાન દેવા માંડયાં. શિવે, જાણે પોતાનો અંતકાળ આવી પહોંચ્યો હોય, તેમ મોગલ સરદારોને અને બ્રાહ્મણ-પુરો-હિતોને હમેશ મીઠાઇના ટોપલાના ટોપલા મોકલવા માંડયા. શિવને ઉતારેથી સવાર અને સાંજ, વળીની વચ્ચે લટકાવેલા મિઠાઇના ટોપલાઓને કાંધે ઉંચકી જનારી મજુર-ખેલડી-ઓની હારની હાર ચાલવા માંડી. પ્રથમ તો દરવાજે બધા ટોપલાઓ ચોકીદારો તપાસતા, ધીમે ધીમે તપાસ મોળી પડી અને શિવની માંદગી વધતી જતી હોવાની વાત ચાલવા માંડી. ૧૯ મી ઓગસ્ટના મધ્યાહ્‌ને શિવના એક અનુચરે દરવાજે જઈ પહેરેગીરોને સંદેશ પહોં-ચાડયો કે, શિવ ખૂબજ બિમાર છે, પથારીવશ છે; માટે તેને મળવા કરવા કોઇ ન આવે એવો બંદોબસ્ત રાખજો. શિવની સાથે ચહેરાનું ખૂબજ મળતાપણું ધરાવતો શિવનો ઓરમાન ભાઇ હીરાજી ફર્ઝંદ શિવને બદલે શિવની પથારીમાં સૂતો; અને શિવે એ અવસરનો લાભ લઇ, પહેરગીરોને બરાબર થાપ દીધી. તે અને સંભાજી એજ સાંજે, મિઠાઈના સંખ્યાબંધ ટોપલા-ઓમાંથી બેમાં બેસી, આગ્રાના કિલ્લાની બહાર સલામત નીકળી ગયા. ઔરંગઝેબના બધા મનો-રથોને ધૂળ મેળવી, ઔરંગઝેબનું અભેદ્ય કારાગાર તોડી, શિવ નાસી છુટયો. પછી તો છુટી ગયેલા શિવ-શાર્દૂલના દેહ ઉપર ફરીવાર ફાંસલા નાખવા પ્રપંચકુશળ ઔરંગઝેબે ખૂબ માણસો દોડાવ્યા, ખુબ ફાંફાં માર્યાં; પણ શિવ તો હિંદુસંન્યાસીના વેશે, મથુરા અને બીજાં તીર્થધામો-ની યાત્રા કરતો કરતો, કશીજ આંચવિના, રાયગઢ પહોંચી ગયો; અને એવાજ અવધૂતના વેશમાં માતા જીજાબાઇનાં ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. અદ્‌ભુત ઈશ્વરી કૃપાથી અંકિત એ શિવ-પલાયનના પ્રસંગની સ્મૃતિઓ આજે પણ મરાઠાઓને હર્ષ-રોમાંચ અનુભવાવે છે.

*અહીંથી આ લેખ પૂરો થતાં સુધીનું લખાણ 'સૌરાષ્ટ્ર' ના તા. ૭-૫-૧૯૨૭નાં અંકનું છે.

## જયસિંહના નવા દાવ-શિવની યુદ્ધઘોષણા

શિવને આગ્રા મોકલ્યા પછી જયસિંહની બધી ધારણાઓ અને યોજનાઓ વ્યર્થ ગઈ હતી. તેનો વિજાપુર ઉપરનો હલ્લો નિષ્ફળ નીવડતાં, એ હાર બદલ,ઔરંગજેબ તેના ઉપર રોષે ભરાયો હતો. ત્યાં શિવ ઔરંગજેબના પહેરાચોકી તોડીને પાછો રાયગઢ પહોંચ્યો, એથી તો જયસિંહની ચિંતાઓ ખૂબ વધી ગઈ. તેમાં વળી તેના પુત્ર રામસિંહ ઉપર શિવને નસાડવાનું આળ મૂકાયું, એટલે જયસિંહને પોતાની જીવનસંધ્યા ઘેરા શ્યામ રંગોથી છવાતી લાગી. જયસિંહને તેના છેલ્લા દિવસો બગડતા દેખાયા. જયસિંહે શિવને ફરીવાર પિંજરામાં પૂરવા, રાજપૂતને ન શોભે તેવી બાજી રચવા માંડી; પણ શિવનું જીવનકાર્ય હજી અધુરૂં હતું. તેની રક્ષયિત્રી ભવાનીનું છત્ર હજી તેની રક્ષા કરી રહ્યું હતું; એટલે શિવ તેના આ હિંદુ ભ્રાતાના હુમલામાંથી પણ સલામત છટકી શકયો. પછી તો ઔરંગજેબે જયસિંહથી કંટાળી તેને પાછો બોલાવ્યો. વૃદ્ધાવસ્થા અને અવિરત પરિશ્રમ, ઔરંગજેબની અકૃપા અને કૌટુંબિક ઉપાધિઓથી સાવ સત્વહીન બની ગયેલો જયસિંહ ૧૬૬૭ ના મેની આખરમાં ઘર તરફ પાછો ફર્યો અને અસહ્ય માનસિક વેદનાથી પીડાતો, રસ્તામાંજ બર્હાનપુર પાસે, ૨ જી જુલાઇને દિવસે મરણ પામ્યો. જયસિંહની જગ્યા સ્વચ્છંદી મુઆઝમ અને મિત્ર જેવા જસવંતસિંહે સંભાળી; એટલે શિવ એકદમ નિશ્ચિંત બની ગયો. શિવે પ્રથમ પોતાનું આખું રાજતંત્ર સુવ્યવસ્થિત કર્યું, જૂના કિલ્લાઓ સમરાવ્યા અને વિજાપુર અને જંજીરાના મુલકમાંથી જેટલો પડાવી શકાય તેટલો પ્રદેશ પોતાનામાં ઉમેરી દીધો; અને પછી પોતાનું લશ્કર જેટલું વધારી શકાય તેટલું વધારી, યુદ્ધસામગ્રી જેટલી વધારે ભેગી કરી શકાય તેટલી ભેગી કરી, શિવે ૧૬૬૯ના ડિસેમ્બર માસની ૧૧ મી તારીખે મોગલો સાથે લડાઈનું ફરીવાર રણશીંગું વગાડયું. શિવનાં કટકોએ મોગલ મુલકમાં લૂંટફાટ માંડી, પુરંદરની સંધિથી મોગલોને આંડી આપેલા કિલ્લાઓ એક પછી એક પાછા જીતવા માંડયા. પ્રતિદિન મોગલોના નવા નવા કિલ્લા અને ગામો શિવના હાથમાં ગયાના આઘાતજનક વર્તમાન ઔરંગજેબને પહોંચવા માંડયા. શિવની નવી વિજયપરંપરાએ ઔરંગજેબને ગભરાવી મૂકયો. આમ ૧૬૭૪ની આખર સુધી શિવે ચોમેર હુમલાઓ અને ચડાઇઓ કરી, દક્ષિણમાં તો મોગલસત્તાને સાવ નામનીજ બનાવી દીધી અને બીજાં બધાં મુસલમાન રાજ્યોને એકદમ નબળાં કરી નાખ્યાં.

## શિવ 'છત્રપતિ શિવાજી મહારાજ' બને છે.

શિવના 'સ્વરાજ્ય'ના સીમાડા હવે તો ઠેઠ કર્ણાટક અને કાનરા સુધી પ્રસરવા લાગ્યા. તેના નામનો પ્રભાવ ઉત્તરહિંદમાં પણ પડવા લાગ્યો. શિવની 'હિંદુ મહારાજ્ય' સ્થાપવાની મહેચ્છા ફળતી લાગી. શિવે કલ્પેલા 'મહારાજ્ય'ના પાયા સુદૃઢ નખાઇ ગયા. શિવે ઘણો મુલક જીત્યો અને અઢળક દ્રવ્ય એકઠું કર્યું. મોગલ શહેનશાહના સૈન્યની સાથે પણ સરળતાથી તલવારો ભટકાવી શકે એવું તેણે લશ્કર જમાવ્યું અને ભગવો ઝંડો ફરકાવતી યુદ્ધનૌકાઓનું પ્રબળ નૌકાસૈન્ય પણ તેણે તૈયાર કર્યું; છતાં ઔરંગજેબ તેને પોતાની રૈયત ગણવાની–પોતાનો નાનો જાગીરદાર માનવાની ધૃષ્ટતા કરતો અને વિજાપુરના આદિલશાહ તેને બહુ તો પોતાના ખંડિયા જાગીરદારનો બળવાખોર પુત્ર ગણવાનું માન આપતા. શિવને એ બહુ સાલતું. મુલક, સામર્થ્ય અને સત્તાની દૃષ્ટિએ તે મોગલનો સમોવડીઓ હતો. દક્ષિણમાં તો તેનું સ્થાન મહારાજાનું–છત્રપતિનું હતું. શિવને હવે પોતાના છત્રપતિપદની ઘોષણા કરવાની તાલાવેલી લાગી. શિવે, 'હિંદવી સ્વરાજ્ય'ના સ્થાપકને શોભે એવો અભિષેક–ઉત્સવ ઉજવવાની તૈયારીઓ માંડી. ૧૬૭૪ ના પ્રારંભમાં ઉત્સવ મંડાયો. સમસ્ત ભારતવર્ષમાંથી ૧૧૦૦૦ જેટલા બ્રહ્મદેવોએ સહકુટુંબ આવી વેદોની ઋચાઓની અને શાસ્ત્રોનાં સૂકતોની ગગન ગજવતી ઘોષણાઓથી રાયગઢના કિલ્લાને ચાર માસ સુધી ડોલાવી મૂકયો. શિવે, કર્ણદેવની ઉદારતાપૂર્વક બ્રહ્મદેવોને દાન દેવા માંડયાં. તેણે સોનાથી અને બીજી સાત ધાતુઓથી પોતાનો તોલ કરાવ્યો; અને એ ધાતુઓ અને બીજા દશ લાખ રૂપિયા બ્રાહ્મણોને વહેંચી દીધા. આખરે અભિષેક–ઉત્સવની પૂર્ણાહુતિનો દિવસ આવી પહોંચ્યો. ૧૬૬૪ ની ૫ મી જુનના દિવસે શિવાજી મહારાજના અભિષેકની છેલ્લી ક્રિયાઓ થઈ અને તેમણે છત્રપતિતરીકે રાયગઢના રાજભુવનમાં પ્રથમ કચેરી ભરી.

## અભિષેક-ઉત્સવની પૂર્ણાહુતિ-જીજાબાઇનો સ્વર્ગવાસ

**શિવાજી** મહારાજના રાજ્યાભિષેકનો પાંચમી જુનનો છેલ્લો દિવસ ખૂબ ધામધુમથી ઉજવાયો. શિવાજી મહારાજના ઇતિહાસકારોએ એ દિવસના સમારંભનું જે વર્ણન કર્યું છે, તે જોતાં એમજ લાગે છે કે, એવો લહાવો બીજા થોડાજ હિંદુ છત્રપતિઓએ લીધો હશે. તે ધન્ય દિવસે બહુજ વહેલા ઉઠી, સૂર્યોદય થતાં પહેલાં, શિવાજી મહારાજે પવિત્ર ગંગાજળથી સ્નાન કર્યું અને સ્નાન કરાવનાર બ્રાહ્મણોને અર્ધો લાખ નિષ્કોનું દાન દીધું. શિવાજી મહારાજ બત્રીસ મણ સોનાના સુવર્ણસિંહાસન ઉપર ગાજતેવાજતે વિરાજ્યા, ભવાની તલવાર અને ધનુષ્યબાણ વગેરે વિજયનાં આયુધોની પૂજા કરી. પછી, ઉપર ગુલાબી મખમલથી છવાયેલા અને નીચે વ્યાઘ્રચર્મથી આચ્છાદિત થયેલા એ છત્રપતિના સિંહાસન ઉપર, શિવાજીની ડાબી બાજુએ મહારાણી સોયરાબાઇએ પતિની સહધર્મચારિણીતરીકે આસન લીધું અને જમણા હાથ ઉપર જરા આગળ પાટવીકુમાર સંભાજી બેઠા. બન્ને બાજુએ અષ્ટપ્રધાનો ચાર ચારની હારમાં બે હાથ જોડીને ઉભા રહ્યા. તેમની પાછળ શિવાજીના સરદારો, સામંતો, સૈનિકો વગેરે ગોઠવાયા. શિવાજી ઉપર સંમિલિત જનોએ રત્નજડિત સુવર્ણનાં કમલપુષ્પોની વૃષ્ટિ કરી. આખો ખંડ શિવરાજ મહારાજની જયથી ગાજી રહ્યો. એજ સમયે, શિવાજી મહારાજના દરેકે દરેક કિલ્લામાંથી તોપોના ભડાકા થયા. પછી પ્રધાનમંડળી શિવાજીના ચરણ પાસે આવી ઉભી રહી. તેમને શિવાજીએ દ્રવ્ય, અશ્વો, હસ્તિઓ, રત્નો અને શસ્ત્રોની બક્ષીસ આપી. તેમને તેમના અધિકાર અને હોદ્દાને શોભતી સંસ્કૃત પદવીઓ અપાઇ. તે દિવસથી શિવાજી મહારાજનાં પ્રધાનો અને અધિકારીઓનાં નામ સંસ્કૃતમાં યોજાયાં. ફારસી ભાષાને તિલાંજલિ અપાઇ. અભિષેક-સમારંભ પૂરો થયો.

શિવાજી મહારાજના ઇતિહાસકારો કહે છે કે, આ મહોત્સવમાં શિવાજીને એક કરોડ અને બેતાળીસ લાખ હોન(એટલે લગભગ સાત કરોડ રૂપિયા)નું ખર્ચ થયું. આમ મહોત્સવ પૂરો થયો અને શિવાજી મહારાજે જગત પાસે પોતાનો છત્રપતિતરીકે સ્વીકાર કરાવ્યો. ત્યારપછી આઠમેજ દિવસે માતા જીજાબાઇએ, પુત્રને 'હિંદવી સ્વરાજ્ય'ની સ્થાપના કરતો અને 'હિંદુ છત્રપતિ'નું બિરૂદ ધારતો, એંશી વર્ષનાં વૃદ્ધ નયનોએ નિરખતાં નિરખતાં અને સંપૂર્ણ આત્મસંતોષ અનુભવતાં અનુભવતાં સ્વર્ગનો કેડો લીધો. પોતાના પતિ શાહજીની અવગણના પામેલાં અને પુત્રના પ્રેમ ઉપરજ આવરદા ટકાવી રહેલાં જીજાબાઇએ, પુત્રને ગૌબ્રાહ્મણપ્રતિપાલ મહારાજા બનતો જોઇ અને માનવમહત્તાના ઉંચામાં ઉંચા શિખર ઉપર શોભતો જોઇ, છેલ્લી વાર આંખ મીંચાતી વખતે પરમ સુખ અનુભવ્યું.

## શિવાજી મહારાજનો સ્વરાજ્ય-વિસ્તાર

**રાજ્યાભિષેક** પછીની વિજયાદશમીએ વિજયદાયી શસ્ત્રોની પૂજા કરીને શિવાજી મહારાજ ફરીવાર સ્વરાજ્ય-વિસ્તાર-અર્થે નીકળી પડયા. કર્ણાટક ઉપર ચડાઇ કરી. એ સફળ ચડાઇથી શિવાજીમહારાજના ભંડારમાં વાર્ષિક એક કરોડ રૂપિયા આવતા થયા અને તેમના 'સ્વરાજ્ય'માં સો નવા કિલ્લાઓ ઉમેરાયા. ત્યારપછી પણ તેમની ચડાઇઓ ચાલુજ રહી અને ૧૬૮૦નું વર્ષ ઉગતાં સુધીમાં તો-મહારાજને માટે એ કાળ વર્ષનો ઉદય થતાં સુધીમાં તો-તેમણે તેમના સ્વરાજ્યના સીમાડાઓ કયાંય સુધી વિસ્તારી દીધા. મૃત્યુકાળે શિવાજી મહારાજની સમગ્ર ભારતવર્ષના હિંદુસમ્રાટ બનવાની ઇચ્છા તો અણપૂરાયેલીજ રહી; પણ તેમને એક મહારાજ્યના મહારાજ બનાવવા પૂરતો તો તેમનો રાજ્યવિસ્તાર થઇજ ચૂકયો હતો. શિવાજીના મહારાજ્યનો ઉત્તર સીમાડો ઠેઠ ગુજરાતમાં સુરતજીલ્લાના ધરમપુર સંસ્થાન સુધી પહોંચતો હતો. દક્ષિણસીમાડો ઠેઠ કારવાર અને ગોદાવરીના તીરસુધી વિસ્તરતો હતો. પૂર્વની હદ નાસિક અને પુના તેમજ સતારા અને કોલ્હાપુરના જીલ્લાઓને પાસમાં લેતી ઠેઠ બાગલાણને સ્પર્શતી હતી. દક્ષિણમાં કાનડી ભાષા બોલતો પશ્ચિમકર્ણાટકનો પ્રદેશ-ઠેઠ બેલગામથી શરૂ થઇને મદ્રાસ ઇલાકાના બેલારી જીલ્લા સામેના તુંગભદ્રાના તીરસુધી પ્રસરતો એ પ્રદેશ-પણ શિવાજી મહારાજના મહારાજ્યનો એક ભાગ બની ગયો હતો. શિવાજી મહારાજનું એ મહારાજ્ય, એ હિંદુપત પાદશાહી.

## દીપક બુઝાયો

ભારતવર્ષમાં ૧૬૮૦ મું ઇસ્વી વર્ષ મંડાયું. શિવાજી મહારાજના જીવનનું એ ૫૩ મું

વર્ષ. એ વર્ષનો પ્રારંભ થતાંજ શિવાજી મહારાજના જીવન-દીપકની જ્યોત ઝાંખી પડવા માંડી. શિવાજી મહારાજના વજ્રદેહને તેમના મહારાજ્યના ભાવી સંબંધની ચિંતાઓના સતત હલ્લાએ ખળભળાવવા માંડયો. શિવાજી મહારાજની સોના જેવી કાયાને વૃદ્ધાવસ્થાએ અને રોગે વિદારવા માંડી. બે માસમાં મહારાજનો દિવ્ય, સૌમ્ય, ગૌરવભર્યો ચહેરો સાવ બદલાઇ ગયો. મોં ઉપર કરુણાપ્રેરક દુઃખની છાયા પ્રસરી રહી અને માર્ચ મહિનો બેસતાં તો મહારાજ અત્યંત દુર્બળ બની ગયા, માર્ચની ચોવીસમી તારીખથી પથારીવશ થયા. પ્રધાનોએ જોયું કે, મહારાજનો અંતકાળ આવી પહોંચ્યો છે. મહારાજ પોતે પામી ગયા કે, દીપકમાં દિવેલ ખૂટયું છે, ઓલવાઇ જવાની ઘડી આવી પહોંચી છે. મહારાજે માંદા માંદા પણ, છેલ્લા બાર દિવસ સુધી, સૌને એક પછી એક પાસે બોલાવી જૂદી જૂદી ભલામણો કરવા માંડી. મહારાજે તેમના પ્રધાનોને અને પરિવારને, તેમના સરદારોને અને સૈનિકોને, તેમના ઉમરાવોને અને આશ્રિતોને-સૌને પાસે બોલાવી બોધ દીધો કે, 'આ દેહ નાશવંત છે; એ શિવાજી સમજતો હતો. એટલે એણે કદિયે નહોતું માન્યું કે આ રાજ્ય અને આ રાજભંડાર શિવાજીના છે. શિવાજી માનતો કે એ બધું ધર્મનું-પ્રજાનું છે. શિવાજી તો માત્ર તેનો સેવક છે, એટલે શિવાજીનો દેહ પડે તેની સાથે આ રાજ્ય ન પડવું ઘટે, તેની સાથે આપણા ભગવા ઝુંડાનું નૂર ન હણાવું ઘટે. એ રાજ્ય અને ઝુંડો તો અવિચળ તપવાં જોઇએ. હવે એ કર્તવ્ય તમને સૌને ભળે છે.' એવી મતલબનો કર્તવ્યબોધ કરી, હિંદવી મહારાજ્યના સ્થાપકે પોતાનું છેલ્લું કતવ્ય બજાવી લીધાનો સંતોષ લીધો. એ બોધ સાંભળનાર સમુદાયમાં જાણે નવી જીવનદીક્ષા લીધાનો ઉત્સાહ વ્યાપી રહ્યો. આખરે એ ઘડી આવી પહોંચી. વર્ષ ૧૬૮૦ના એપ્રીલ માસની પાંચમી તારીખના મધ્યાહ્નની એ ઘડી. એ ઘડીએ મહારાજનો આત્મા જાણે સમાધિસ્થ થયો-અને સમાધિ થોડીવારમાં મૃત્યુમાં પલટાઇ ગઇ. મહારાજનું આત્મતત્ત્વ પરમાત્મતત્ત્વમાં લય પામી ગયું. હિંદુપતનો તારણહાર હિંદુઓ વચ્ચેથી ઉપડી અગોચર ધામને પંથે પડયો. શિવાજી મહારાજ, હાથે સ્પર્શી શકાય, આંખોએ નિહાળી શકાય એવી પાર્થિવ મૂર્તિ મટીને ઇતિહાસની વિભૂતિ બની ગયા.

---

## છત્રપતિ શિવાજી

('હિંદુપંચ' ના તા. ૭-૪-૨૭ ના અંકમાંથી)

આજ સે તીન સૌ વર્ષ પહલે છત્રપતિ મહારાજ શિવાજી હિંદુસ્તાન કી ધરતી પવિત્ર કરને કે લિયે ભૂમંડલપર અવતીર્ણ હુએ થે. જીસ સમય ઔરંગઝેબ અપને પિતા કે આંસુઓં ઔર ભાઈ-ભતીજોં કે ખૂન સે સિંચે હુએ સિંહાસનપર બૈઠકર મહામહિમ સમ્રાટ અકબર કી ઉદાર નીતિ કી હત્યા કર ભારત કે એક છોર સે દૂસરે છોરતક અપની સંકીર્ણ નીતિ કા પ્રસાર કર રહા થા, સર્વત્ર હિંદુઓંપર અત્યાચાર ઔર મંદિર-મૂર્તિયોં કે ધ્વંસ કી લીલા જારી થી; ઉસી સમય શિવાજી જૈસે એક મહાન પુરુષને હિંદુ-જાતિ મેં જન્મ-ગ્રહણ કર ઇસ અબાધ ગતિ સે ચલનેવાલે અત્યાચાર કે સોતે કી રાહ મેં વહ કઠિન શિલા રખ દી, જો ફિર હટાયે ન હટી ઔર અંત મેં મુસલમાની સલ્તનત કી જડ ઐસી હિલી,કી ઉસકા નાશ અવશ્યમ્ભાવી હો ગયા.શિવાજીને હિંદુઓં કે લિયે મુક્તિ કા દ્વાર ખોલ દિયા ઔર યદિ વે સ્વયં મહાન પતિત ન હોતે,તો ભારત મેં કભી કી હિંદુ-સામ્રાજ્ય કી પુનઃ સ્થાપના હો ગયી હોતી. હમ હિંદુ હૈં, હમેં અપની કમજોરી ઔરોં કી અપેક્ષા અધિક માલૂમ હૈ. યહ તો કહો, કિ કભી-કભી હમ મેં પ્રતાપ,શિવા, ગુરુગોવિંદ, તિલક, ગાંધી ઔર શ્રદ્ધાનંદ પૈદા હો જાતે હૈં, નહીં તો હમારી આત્માએં ઇતની પતિત હો ગયી હૈં, કિ હમ અપને ઘર કા સત્યાનાશ આપ અપને હાથોં સે કરને મેં જીતને બહાદુર હૈ, વૈસી બહાદુરી શાયદ હી સંસાર કી કોઇ જાતિ દિખલા સકતી હો. ઇસલિયે શિવાજી કા સ્થાપિત હિંદુ-રાજ્ય ટિકાઉ નહીં હો સકા ઔર હિંદૂ ભી કભી સિર નહીં ઉઠા સકેંગે ઇસકી આશા ગોદાવરી કે ગર્ભ મેં લીન હો ગયી.

આજ સે કુછ દિન પહલે શિવાજી કા નામ લેના રાજવિદ્રોહિયોં મેં નામ લિખાના સમઝા જાતા થા.બડે-બડે ઐતિહાસિકોં ને કાગજોં કે બંડલ ઔર સ્યાહિયોં કા સમુદ્ર ખર્ચ કર કે લિખ

મારા, કિ શિવાજી ડાકૂ થા, લુટેરા થા,ફિર હિંદુસ્તાન કે ભલે આદમી ઇસ ડાકૂ કા ક્યોં નામ લે ? પરંતુ સમય બદલા ઔર શિવાજી કે નામ પર લગાયી હુઇ કલંક-કાલિમા પ્રમાણિક ઇતિહાસ કે આધારપર ધો ડાલી ગયી. સરકાર ને ભી શિવાજી કે સ્તાવકોંપર કડી નિગાહ રખની બંદ કી ઔર જો શિવાજી-ઉત્સવ કિસી દિન અધિકારિયોં કી દૃષ્ટિ મેં ભય કી ચીજ થા વહ અબ અબાધ ગતિ સે ઉચિત ઉત્સાહ કે સાથ મનાયા જાતા હૈ. સચ પૂછિયે તો ઉસ દિન હમારે આનંદ કી સીમા ન રહી, જીસ દિન હમારે સમ્રાટ કે જ્યેષ્ઠ કુમાર પ્રિન્સ-આફ વેલ્સ ને પૂને મેં બડે આદર કે સાથ શિવાજી કી મૂર્તિ કી પ્રતિષ્ઠા કી.

હાલ મેં શિવાજી કી ૩૦૦ વીં વર્ષગાંઠ મહારાષ્ટ્ર મેં સર્વત્ર ઔર ભારત કે અન્ય પ્રાંતો મેં ભી થોડી-બહુત હર જગહ મનાયી ગયી હૈ. ઇસ સે માલૂમ હોતા હૈ, કિ ભારતવર્ષ કે લોગોં ને અબ અપની યહ ભૂલ ભલી ભાંતિ સમઝ લી હૈ, કિ શિવાજી ડાકૂ નહીં થે. વે જાન ગયે હૈં, કિ વે ધર્માત્મા, હિંદુ-ધર્મ-રક્ષક ઔર ગો-બ્રાહ્મણ-પ્રતિપાલક થે. ઐસે મહાવીર કી જન્મતિથિ કો ખૂબ ધૂમધામ સે મનાને કા સમારંભ સ્વર્ગીય લોકમાન્ય તિલક ને કિયા થા ઔર મહારાષ્ટ્ર મેં નવી જાગૃતિ ઉત્પન્ન કર દી થી.ઉનકે હી ઉદ્યોગ સે શિવાજી કે સંબંધ મેં લોગોં મેં ફૈલા હુઆ ભ્રમ બહુત કુછ દૂર હુઆ ઔર આજ હમ ઉન્હેં સચમુચ ધર્માવતાર કે રૂપ મેં પૂજતે હૈં.

પરંતુ અભીતક શિવાજી-ઉત્સવ બહુત કુછ મહારાષ્ટ્ર કી સીમાતક હી આબદ્ધ હૈ.યદ્યપિ શિવાજી કે પ્રતાપ સે સારે ભારત કે હિંદુઓં કી ભલાઇ હુઇ થી. ઇસલિયે હમ કો ઉચિત હૈ,કિ પ્રતિવર્ષ ઉનકી વર્ષ-ગાંઠ સર્વત્ર ખૂબ ધૂમધામ સે મનાયેં,જીસ સે હમારે સોયે હુએ પ્રાણોં મેં સ્વદેશ, સ્વધર્મ, ઇશ્વર, દેવી ઔર દેવતાઓં કે પ્રતિ ભક્તિ ઉત્પન્ન હો ઔર કિસી દિન હમ અપની પતિત અવસ્થા સે નિકલકર સુખ-સૌભાગ્ય કે પ્રખર સૂર્યલોક મેં આકર પ્રકાશ ઔર ગરમી કા આનંદ લે સકેં.

શિવાજી હિંદુ-ધર્મ કે રક્ષક થે. ઉસકી રક્ષા ઉન્હોંને સબ પ્રકાર સે કી; પરંતુ વહ કાર્ય કરતે સમય ઉન્હોં ને કભી કહીં મુસલમાનોં કે ધર્મ-સ્થાનોંપર આક્રમણ નહીં કિયા. કભી અનાથ સ્ત્રીયોં ઔર બચ્ચોંપર હાથ નહીં ઉઠાયા. મુસલમાન ઇતિહાસ-લેખકોં ને ભી ઉનકે ઇસ ભાવ કી પ્રશંસા કી હૈ. હમેં ચાહિયે, કિ અપને ધર્મ કી રક્ષા કરતે હુએ હમ કભી કિસી કે ધાર્મિક ભાવપર આઘાત ન કરેં. ધાર્મિક સહિષ્ણુતા હિંદુ-જાતિ કા સદૈવ ગુણ રહી હૈ. આજદેશ કે દુર્ભાગ્ય સે હિંદુ ઔર મુસલમાનોં મેં ભયાનક સંઘર્ષ મચા હુઆ હૈ, ઇસ સમય દોનોં દાસતા મેં દિન બીતા રહે હૈં, તો ભી એક સમઝતા હૈ, કિ દૂસરા ઉસકે ધર્મ કા સફાયા કરને કો તૈયાર હૈ; પરંતુ ધર્મ ઐસી વસ્તુ નહીં, જીસકા કોઇ મનુષ્ય સફાયા કર સકે. યહી ભ્રમ સંસાર કે યુદ્ધ-વિગ્રહોં કા કારણ અતીત કાલ મેં ભી રહા હૈ ઔર આજ ભી બન રહા હૈ; પરંતુ ન તો ઈન અધાર્મિક ઝગડોં ને-વ્યર્થ વિતંડાવાદ ને-પહલે હી કભી કિસી કો લાભ પહુંચાયા હૈ, ન અભી પહુંચા સકતા હૈ. ખાસકર ધર્મ કી આડ મેં સ્વાર્થસાધન કા પ્રયાસ કરના અતિશય અનુચિત હૈ.હમારે બંગાલ કે ભૂતપૂર્વ ગવર્નર લાર્ડ લિટન ને જાતે-જાતે હી કહા હૈ, કિ આજકલ કે યે ઝગડે ધાર્મિક નહીં, રાજનીતિક હૈ. બાત એક બાર સબ કે વિચાર કરને કી હૈ.

અસ્તુ; યહ વિષય અપ્રાસંગિક હોને કે કારણ યહીં છોડકર હમ પુનઃ હિંદુજાતિસે પ્રાર્થના કરના ચાહતે હૈ, કી વહ શિવાજી કે જન્મદિવસ કી જયંતિ પ્રતિવર્ષ પૂર્ણ ઉત્સાહ કે સાથ મનાયા કરે, તો ઉસકા બહુત કુછ કલ્યાણ હોગા. હમારી યહ રામનવમી ક્યા હૈ ? હમારી જાતિ કે એક સર્વશ્રેષ્ઠ વીર, રામચંદ્ર કે, જીનકો હમ ઇશ્વર કા અવતાર માનતે હૈં,ઉસકી જન્મ-દિવસ કી સ્મૃતિ હી તો હૈ ? ઇસ દિન ઉનકે નામપર વ્રતોપવાસ,પૂજન-ભજન આદિ કર કે હમ ઉનકે ગુણોં કો અપને આચરણ મેં લે આને કા પ્રયાસ નહીં કરતે, યહ હમારી મરી હુઈ આત્મા કા અપરાધ હૈ, નહીં તો ઇસ પર્વ કા પ્રધાન ઉદ્દેશ્ય તો યહી થા. ઉસી પ્રકાર હમેં છત્રપતિ શિવાજી કે જન્મ-દિવસ કી સ્મૃતિ મનાને કા ભી પૂરી લગન કે સાથ ઉદ્યોગ કરના ચાહિયે.

# દુનિયા કે રંગ-ઢંગ

( લેખકઃ-સંસાર-જ્વાલા-દગ્ધ દાસ—'હિંદુપંચ' તા. ૭-૪-૨૭ ના અંકમાંથી )

## અંગ્રેજ ઔર હિંદુસ્તાની

વહ મૂર્ખ હૈ, જો સોચતા હૈ,—

(૧) કિ અંગ્રેજ અપના ઇતની મિહનત મશક્કત સે ગઢા હુઆ રાજ્ય ચૌપટ કરને કે લીયે હિંદુસ્તાનિયોં કે હાથ મેં દે દેંગે.

(૨) કિ અંગ્રેજોં કે ચલે જાનેપર યહ દેશ એક દિન કે લીયે ભી કિસી કે રહને લાયક રહ જાયેગા.

(૩) કિ જીતને દિન નૌકરી કા ભિક્ષાપાત્ર લિયે હિંદુસ્તાની અંગ્રેજોં કે દરવાજે કી ખાક છાનતે ઔર લંબી સલામી દાગતે રહેંગે, તબતક અંગ્રેજોં કે મન મેં ઉનકે પ્રતિ કોઇ સમ્માન કા ભાવ ઉત્પન્ન હોગા.

(૪) કિ અંગ્રેજોં કા પ્રિય-પાત્ર હોને કે લિયે સ્વજાતિ કી ચુગલી ખાના જરૂરી હૈ.

(૫) કિ અંગ્રેજ દેહ, મન યા ચરિત્ર કે બલકી શ્રદ્ધા નહીં કરતે.

(૬) કિ હિંદુ-મુસલમાન યા બ્રાહ્મણ-અબ્રાહ્મણ કી સ્કૂલી છોકરોં કી સી લડાઈ દેખ હંસતે-હંસતે અંગ્રેજોં કે પેટ મેં બલ નહીં પડ જાતે ઔર ઉનકે હાથ કા ચુરુટ જમીને મેં નહીં ગિર પડતા.

(૭) કિ અંગ્રેજ આદમી હી નહીં હૈ ઔર કલબ મેં, સમાજ મેં યા અપને દેશ મેં હિંદુસ્તાનિયોં કા કભી કોઇ જીક હી નહીં કરતે.

(૮) કિ અંગ્રેજ અંગ્રેજી-પઢે ઔર દેશી પોશાક પહને હુએ દેશી આચાર-વિચાર માનનેવાલે હિંદુસ્તાની કી કદર નહીં કરતે.

(૯) કિ વે અપની નકલ કરનેવાલે હિંદુસ્તાની કો અપની બરાબરી કે આસનપર બૈઠાયેંગે યા અપને સમાન અધિકાર ખુશી ખુશી દે ડાલેંગે.

(૧૦) કિ અંગ્રેજ હિંદુસ્તાનિયોં કી અપેક્ષા સ્થિતિશીલ નહીં હૈં અથવા વે અપના આચાર, વ્યવહાર, ચાલ-ચલન, આહાર યા વેશ-ભૂષા કીસી દેશ મેં, કીસી હાલત મેં છોડના ચાહતે હૈ ?

(૧૧) કિ હિંદુસ્તાની શરાબ ભી પીતા હૈ ઔર કામ ભી કરતા હૈ અથવા વહ કામ કર કે મરના હી નહી જાનતા-કુછ લુત્ફ ભી ઉડાને કી ચેષ્ટા કરતા હૈ.

(૧૨) કિ અંગ્રેજ હડ્ડી-તોડ મિહનત નહીં કરતે, શરાબ નહીં પીતે, ગીત નહીં ગાતે, લડકોં કી તરહ ખેલ--કૂદ નહીં કરતે, રાત કો ખા-પી ચૂકનેપર અપની યા પરાયી મેમ કે સાથ નહીં નાચતે.

## બડોં કી યારી

વહ મૂર્ખ હૈ—

(૧) જો યહ નહીં જાનતા, કિ બડોં કી યારી બાલૂ કી ભીત હૈ અથવા 'બડોં સે આસ રખે; પર પાસ ન જાયે.'

(૨) જો યહ નહીં જાનતા, કિ મનુષ્ય સૂર્ય કી ગરમી તો સહ લેતા હૈ; પરંતુ બાલૂ કી ગરમી સે ઉસકી જાન હી ચલી જાતી હૈ.

(૩) જિસને આજતક નહીં સુના, કિ લંકા કે રાક્ષસોં કો રામ કે બાણોં સે ઉતની ચોટ નહીં પહુંચી, જિતની વ્યથા ઉન કે પ્રાણોં કો બંદરોં કી દાંતા-કિલ-કિલ સે હુઈ થી.

(૪) જો યહ સમઝતા હૈ, કિ બડે આદમી પ્યાર દિખલા રહે હૈં, વહ ઉનકી ઉદારતા યા ગુણગ્રાહકતા હૈ.

(૫) જો યહ નહીં જાનતા, કિ બડે લોગ છોટોં કો મહજ ખયાલ કે ઝોંક મેં આકર યા અપને મતલબ કે લિયે હી અપનાતે હૈં.

(૬) જો યહ સોચતા હૈ, કિ બડે આદમિયોં કી ખુશામદ મેં ફાયદા હૈ.

(૭) જો બડે આદમિયોં કી છત્રછાયા મેં ખડા હોકર સંસાર કી જ્વાલા સે જલે હુએ દુઃખી પુરુષોં કા અપમાન કરતા હૈં.

( ૮ ) જો બડે આદમિયોં કા કૃપાપાત્ર બનકર અપની બરાબરી યા અપને સે હીન અવસ્થાવાલે અભાગે મનુષ્યોં કી હંસી ઉડાતા હૈ.

( ૯ ) જો યહ નહીં જાનતા, કિ બડે ઔર છોટે કા મિલન તભી મંગલકારી હોતા હૈ, જબ દોનોં અપની-અપની અવસ્થા સમઝ-બૂઝકર મિત્રતા કરતે હૈં.

## સમય

મૂઢ મનુષ્ય—

( ૧ ) યહી સોચતા હૈ, કિ ઉસ કે યે સુખ યા દુઃખ કે દિન સદા ઐસે હી બને રહેંગે.

( ૨ ) યહ નહીં સોચતા, કિ બૂરે દિન આનેપર સોના ભી છુઓ તો મિટ્ટી હો જાતા હૈ ઔર અચ્છે દિન આનેપર મિટ્ટી ભી છૂને સે સોના બન જાતી હૈ.

( ૩ ) યહ નહીં સોચતા, કિ સમય કેવલ એક હી બાર આતા હૈ. ઉસ મૌકે સે જો લાભ નહીં ઉઠાતા, ઉસે જન્મ-ભર પછતાના પડતા હૈ.

( ૪ ) યહ નહીં જાનતા, કિ એક દિન કી ભૂલ જન્મ-ભર જી જલાયા કરતી હૈ.

( ૫ ) ઇસ બાત કો ભૂલ જાતા હૈ, કિ એક રાત કા પાપ તીનપુશ્ત(પેઢી)તક પીછા નહીં છોડતા.

( ૬ ) યહ નહીં જાનતા, કિ બુરે દિન આનેપર બડી સાવધાની ઔર હોશિયારી સે રહના પડતા હૈ.

( ૭ ) યહ ભૂલ જાતા હૈ, કિ બૂરે દિન આનેપર કિસી કો બાબા કહકર પુકારનેપર ભી વહ ઇસે અપના અપમાન સમઝતા હૈ.

( ૮ ) યહ નહીં જાનતા, કિ બૂરે દિનોં મેં કોઈ કિસી કા અપના નહીં હોતા.

( ૯ ) યહ નહીં જાનતા, કિ સમય કા ફલ મીઠા હોતા હૈ—સમયપર કા કિયા હુઆ કામ હી અચ્છા હોતા હૈ.

## પરોપકાર

મૂઢ મનુષ્ય-

(૧) પ્રત્યુપકાર કી આશા સે અથવા કિસી કો કૃતજ્ઞતા-પાશ મેં બાંધ લેને કી ગરજ સે પરોપકાર કરતા હૈ.

(૨) સોચતા હૈ, કિ ઉસને, જિસકી ભલાઇ કી હૈ, ઉસકો ઔર ઉસકે ચૌદહ પુરુષોં કો ખરીદ લિયા હૈ.

(૩) યહ સોચકર ઉપકાર નહીં કરતા, કિ ઇસ પ્રકાર કી તો ફિર ચર્ચા હી નહીં હોગી, બલ્કિ ઉસને ઔર કુછ ભલાઇ ક્યોં નહીં કી, ઇસકે લિયે ઉસકી નિંદા હોગી.

(૪) યહી સોચતા હૈ, કિ ઉપકાર કર કે વહ કિસી કો સંતુષ્ટ કર સકેગા.

(૫) યહ નહીં જાનતા, કિ કિસ કી ભલાઇ કરના, સો અપના કર્ત્તવ્યપાલન કરના હૈ, અપની સ્વાભાવિક શુદ્ધ વૃત્તિ કા અનુશીલન ઔર અપની ઉન્નતિ કા સોપાન હૈ.

(૬) યહ નહીં સોચતા, કિ ઉસને કિસકી ભલાઇ કી હૈ, ઉસકે દિન અચ્છે હોનેપર વહ ઉસકે સામને આને કો ભી સ્વાદાર નહીં હોગા; ક્યોં કિ ઐસા કરને સે ઉસે અપની પિછલી દુરવસ્થા યાદ આ જાયેગી યા દૂસરે લોગ જાન જાયેંગે.

(૭) યહ ભૂલ જાતા હૈ, કિ જિસપર ઉપકાર કિયા જાતા હૈ, વહ ભી મનુષ્ય હી હૈ. ઉસકે ભી સાધ હૈ, અભિલાષા હૈ, આશા હૈ, દુરાશા હૈ, હિંસા હૈ, દ્વેષ હૈ, તૃપ્તિ હૈ, વિરક્તિ હૈ.

(૮) યહ સોચતા હૈ, કિ જિસપર ઉપકાર કિયા જાતા હૈ, વહ સભી વિષયોં મેં હીન હૈ.

(૯) યહ નહીં સોચતા, કિ દેશ, કાલ ઔર પાત્ર કા વિચાર કર કે દાન કિયા જાતા હૈ.

(૧૦) યહ ભૂલ જાતા હૈ, કિ અકસર ઉપકાર પાનેવાલે (કુપાત્ર આદમી) કે પુત્ર યા આત્મીય ઉપકાર કરનેવાલે કે પુત્ર યા આત્મીય કે શત્રુ હોતે હૈં.

(૧૧) યહ નહીં સમઝતા, કિ ઉસકે બાપ, ભાઇ યા આત્મીય જો ઉપકાર કરતે હૈં, ઉસકે લિયે વહ કૃતજ્ઞતા પાને કા અધિકારી નહીં હૈ.

## સ્વામી ઔર સેવક

(૧) સ્વામી ઔર સેવક કા સંબંધ મધુર નહીં હો સકતા, યદિ દોનોં કો હી અપને

વ્યક્તિત્વ કા અભિમાન હો.

(૨) સ્વામી ઔર સેવક દોનોં હી એક-દૂસરે કો મૂર્ખ યા વહમી સમઝતે હૈ.

(૩) યહ સમઝના નિરી મૂર્ખતા હૈ, કિ સ્વામી સદા, સબ સમય, સેવક સે શ્રેષ્ઠ જીવ હૈ.

(૪) યદિ અપની કુછ તરક્કી હોને કી આશા રહતી હૈ, તભી નૌકર માલિક કી ઉન્નતિ કે લિયે ભગવાન્ સે પ્રાર્થના કરતા હૈ.

(૫) નૌકર સોચતા હૈ, કિ માલિક કે ઘર ચોરી ન કરૂં, તો કયા દૂસરે કે ઘર ચોરી કર કે ચોર કહલાઉં ?

(૬) માલિક સોચતા હૈ, કિ અપને નૌકરપર ગુસ્સા ન દિખાઉં, તો કિસી ઔરપર દિખાકર કયા માર ખાઉં ?

(૭) બહુત સે બડે આદમી અપને માલિક કા ધન ચુપચાપ ચૂરાકર હી પૈસેવાલે બને હૈં.

# હિંદુજાતિ ! રો આંસુ ચોધાર, કેવો તારો સળગતો સંસાર ! !

[**એક સત્ય ઘટના-'હિંદુસ્તાન'** તા. ૭-૫-૨૭ ના અંકમાંથી]

(સળગતા સંસારની આ કારમી કથા ગુજરાતના એક શહેરમાંથી એક બહેન લખી મોકલે છે. પાપી વૃત્તિનો જેઠ નામનો એક નરરાક્ષસ પોતાના પાપકૃત્યમાં કેટલે સુધી પરવરે છે અને માડીજાયાના પ્રાણ ઝુંટવી લેવા કયાંસુધી હામ ભીડે છે, તે કથા રોમાંચક છે. અહિંસક અને ધર્મપ્રાણ હિંદુજાતિ ! ચેત ! અને તારા જીવનને વિશુદ્ધ અને ઉન્નત બનાવવા ઘરના કચરાને સળગાવી મૂક !-**તંત્રી**)

( ૧ )

આરંભમાંજ કહી દઉં કે, આ મારી પાપકથા છે, કલંકકથા છે, જીવનની કાળી બાજુની કથા છે; પરંતુ મારા જેવી અનેક ભોળી ભામિનીઓને ભરમાવનાર પાપી સ્વજનોથી આ કથા વાંચનારાં ચેતતાં રહે, એ હેતુથી પ્રેરાઇને હું આજે મારી કલંકકથા કહેવા તૈયાર છું.

સંસારસાગરમાં સ્ત્રીજાતિને ભરખી જવામાટે તેના નિકટના સ્વજનોજ ક્રૂર મગર-મચ્છ સ્વરૂપે કેવા તલ્પી રહેલા હોય છે, તેથી બિચારી ભોળી સ્ત્રીઓ અજ્ઞાન હોય છે. એમની એ અજ્ઞાન તથા નિરાધાર દશાનો લાભ લઈ તેમને યોગ્ય માર્ગેથી કેવી રીતે ચલિત કરવામાં આવે છે, તે મારી દુઃખી કથા બતાવશે. એ જાણીને મારી બહેનો ચેતતી રહે અને તેમની અજ્ઞાનતાનો દુષ્ટો લાભ ન લે એટલી સાવધાન થાય તો મારી કલંકકથા પણ ઉપયોગી થયેલી માની મને સંતોષ થશે.

( ૨ )

ગુજરાતની એક સામાન્ય જ્ઞાતિમાં મારો જન્મ થયો છે. મારૂં જન્મસ્થાન ગુજરાતના એક મોટા શહેરમાં છે. અમારી જ્ઞાતિમાં બાળલગ્નની નવાઇ નથી! મારૂં લગ્ન પણ એજ રીતે મારી ત્રણ વરસની ઉંમરે કરવામાં આવ્યું હતું. મારા પતિની ઉંમર મારા કરતાં માત્ર છજ માસ વધારે હતી! ત્રણ વરસની વહુ અને સાડાત્રણ વરસનો વર ! આનું નામ લગ્ન ? હા, પણ ગુજરાતમાં આવી રમતોને પણ લોકો બેલાશક લગ્નનું નામ આપી, 'લગ્ન' એ ભવ્ય સંસ્કારની બેલાશક મશ્કરી ઉડાવી શકે છે !

પરણ્યા પછી ત્રણ વરસે હું એકડો ઘુંટતી થઈ. તે પછી ધીરે ધીરે નિશાળમાં આવતી થઈ અને થોડુંઘણું અક્ષરજ્ઞાન મેળવ્યું; પણ જે જ્ઞાતિમાં ત્રણ વરસની બાળકીને પરણાવી દેવામાં આવતી હોય તે જ્ઞાતિ તેને સરસ્વતીમંદિરમાં કયાંસુધી રહેવા દે ? અને સાસરે વળાવવાની પણ ઉતાવળ શું કામ ન કરે ? મારે ભાગ્યે પણ વિધાત્રીએ એથી જૂદા આંકડા પાડયા નહોતા !

( ૩ )

સાસરામાં અમારૂં કુટુંબ ઠીક ઠીક ગણાતું. કુટુંબમાં માણસો પણ પ્રમાણમાં ઠીક સંખ્યામાં હતાં. સસરાજી તો પહેલેથી પરલોક સીધાવ્યા હતા, પરંતુ સાસુ, જેઠ, જેઠાણી અને બે દીયર એ પાંચ અને અમે બે મળી એકંદર સાત માણસો ઘરમાં હતાં.

સાસરે ગઇ ત્યારે મારી ઉંમર ચૌદ વર્ષની હતી. મારા પતિની વય સાડાચૌદ વર્ષ જેટલી હતી. તેમના મોટાભાઇ એ ત્રણ વરસે મોટા હતા, નાના ગુજરાતી નિશાળે જતા હતા.

હિંદુસંસારમાં બીનઅનુભવી બાળકો સંસાર માંડી બેસે છે. અમે પણ તેમ કર્યું. અમારા જેવાં વરવહુનો સંસાર જેવા સુખથી ચાલી શકે તે રીતે અમારો સંસાર પણ સુખથી ચાલવા લાગ્યો.

હું સાસરે આવી એટલે બૈરીના વર બનેલા મારા પતિને સંસારની ચિંતા વળગી. થોડા વખતમાં તેમણે નોકરી શોધી કાઢી.

અમારા સંસારના પહેલા છ મહીના આમ સારી રીતે વહી ગયા.

(૪)

પણ સંસાર સરળતાથી કદી ચાલ્યો જાણ્યો છે ? જેમાં સરળતા ને સુખ સદા ન ટકે તેનું નામ સંસાર. મારે ભાગે પણ છ મહીના પછી એનો અનુભવ થયો.

હું સાસરે આવી તેને થોડા દિવસ થયા ત્યારથીજ મારા જેઠ મારી તરફ સમભાવ બતાવતા હતા; પરંતુ એ સમભાવ કેવા સ્વરૂપનો હતો, તે હું જાણતી નહોતી.

એક દિવસ મને એમની ઓળખાણ થઈ. કામપ્રસંગે સાસુજી બહારગામ ગયાં હતાં. જેઠાણી તે પહેલાંજ પિયર સીધાવ્યાં હતાં. મારા પતિ નોકરી ઉપર ગયા હતા અને બન્ને દિયરો નિશાળે ગયા હતા.

મારા જેઠનો જમવાનો વખત સૌથી નિરાળોજ હતો, સવારે નોકરી ઉપર જાય અને બપોરે જમવા આવે; એટલે જ્યારે તે જમવા આવ્યા ત્યારે ઘરમાં માત્ર અમે બેજ હતાં.

અમારી જ્ઞાતિમાં ઘુંઘટો રાખવાનો રિવાજ છે. તે પ્રમાણે હું એમને રસોઇ પીરસીને બહાર જઇને બેસતી; પણ આજે એમનાં ચેન જૂદાંજ જણાતાં હતાં.સ્ત્રીઓ પુરુષોની પાપી નજરને જલદી પારખી શકે છે. મેં પણ પીરસતાં પીરસતાં પારખ્યું કે, જેઠજીનાં ચેન આજે જૂદાંજ લાગે છે; પણ પીરસ્યાવિના ચાલે ?

થાળી પીરસીને હું બહાર જવા માંડી, ત્યાં તો મારા જેઠે મારૂં નામ દઇને મને ઉભી રાખી. હું ઉભી રહી, પણ ચમકી ગઇ. મારૂં હૈયું ધ્રૂજવા લાગ્યું. એકલવાઇ હું આખા ઘરમાં હતી; પણ જેઠની આજ્ઞા માન્યા સિવાય કેમ ચાલે ?

તેમણે મને કહ્યું:–" અહીં બેસ, મારે તારી સાથે વાત કરવી છે."

હું બેઠી.

(૫)

ઓહ, પ્રભુ ! એમની એ વાત શું હતી ?

"મારી લાજ કાઢવાના ઢોંગ શું કામ કરે છે ?" એકાએક એ દુર્મતિયા જેઠે ધડાકો કર્યો.

હું શું બોલું ?

પણ તે મારા બોલવાની વાટ જોવા થોભવાનો નહોતો.

"હું તને ચાહું છું" તેણે તડ ને ફડ સંભળાવી દીધું; અને હું સાવધાન થાઉં તે પહેલાં તો મારા માથા ઉપરનો છેડો એણે ખેંચ્યો.

હું ગભરાઇ ગઇ, ચમકી ગઇ. 'હાય, હાય ! અત્યારે મારૂં બેલી કોણ ?' એ વિચાર થતાંજ ધ્રૂજવા લાગી ને એકદમ ત્યાંથી છટકી જવા માટે ઉઠી, નાસવા માંડી.

પણ કામીને શું લાજ કે વિવેક હોય ? તે મારી વાંસે ઉઠયો અને પીઠ તરફથી મને બન્ને હાથના બંધનમાં મજબૂત રીતે બાંધી લીધી.

એ દુષ્ટે મારા અંગે અંગને ભચડી નાખે તેમ મને દાબી.

મેં બૂમ મારવાનો પ્રયત્ન કર્યો, તેમાં પણ હું નિષ્ફળ ગઇ. તે દુષ્ટે મારા મોઢા ઉપર હાથ દાબી અવાજ નીકળવા ન દીધો.

દુષ્ટ શિકારીના હાથમાં ફસેલી હરિણી જેવી મારી દશા હતી. એના બળ આગળ હું હારી બેઠી. તે મને બીજા ખંડમાં ઘસડી ગયો.

પોતાના નાના બંધુની પત્નીને ભ્રષ્ટ કરતાં એ પાપીને કશોજ વિચાર ન થયો !

( ૬ )

નીતિ અને અનીતિ, પાપ અને પુણ્યની વચ્ચે માત્ર એકજ સૂક્ષ્મ પડદો હોય છે, તે તૂટયા પછી માણસ એ જોડકાંની વચ્ચેના ભેદાભેદ ભૂલી જાય છે.

મારી પણ એજ દશા થઇ. જેને દુષ્ટ ગણતી હતી, તેની તરફ પણ પછી તો આકર્ષણ થવા લાગ્યું. મારે એક ભવમાં બે ભવ થયા.

પણ પારકી સ્ત્રીની ખુબસુરતાથી મોહાંધ બનેલાને એ ખબર નહોતી કે, તે એની સ્ત્રી તરફ બેવફા બન્યો તે પહેલાં એની સ્ત્રી તેનાથી બેવફા બની ચૂકી હતી.

એ વાત મારા વ્યભિચારી જોડની નજરે જણાઇ.

માણસ એ કેવું વિચિત્ર પ્રાણી છે ! અને કેવું સ્વાર્થી ! પણ પોતે લગ્નથી સાંપડેલી સ્ત્રીની સાથે દગો રમી પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરી કુકર્મે વળેલો છતાં, પોતાની સ્ત્રીની પાસેથી વફાદારીની આશા રાખે ! રાવણ કરતાં ભુંડાં લક્ષણ હોવા છતાં જાનકીજીના પતિ થવાના અભિલાષ રાખે એ કેટલું વિચિત્ર છે !

મારા જોડને બહાનું જડયું. એણે એની સ્ત્રીને વ્યભિચારિણી કરીને ઘરમાંથી હાંકી કાઢી; પણ એજ માણસ પોતાનાજ સગા ભાઈની સ્ત્રીને વ્યભિચારને માર્ગે દોરી રહ્યો હતો ! એ વ્યભિચારિણી ઉપર દિવાનો બન્યો હતો તે ભૂલી જતો હતો ! સાચેજ દુનિયા કોયડો છે !

( ૭ )

જેઠાણીની આડખીલી વચ્ચેથી દૂર થઇ, એટલે મેં એક જીવનમાં બે ધર્મ કર્યાં. બિચારા મારા ભોળા હૃદયના પતિની ભલમનસાઇનો અમે પૂરેપૂરો લાભ લીધો ! એ ભલા જીવે મારી ઉપર કદી વહેમ ખાધો નહિ, પણ મેં તો એમની સાથે પત્નીધર્મ બજાવી, એમની નિદ્રાવસ્થાનો લાભ ખોટી રીતે લેવા માંડયો !

મારા કામી વૃત્તિના જોડની સલાહ અને હિંમત ઉપર ઝુઝતી હું પ્રત્યેક રાત્રે એની પાસે બાજુના ખંડમાં–અમારી પાસેનાજ ખંડમાં તે સૂતો હતો ત્યાં–ઘસડાઇ જતી અને ત્યાં અમારી પૈશાચિક લીલાનો આરંભ થતો !

સાચેજ સ્ત્રીજાતિની હિંમત અજબ છે, એ ખોટું નથી. પાપમાર્ગે પગલાં પાડયા પછી તે ભારે નિર્ભય બને છે, એ મારાજ દાખલા ઉપરથી હું જાણી શકી.

બીજા ખંડમાંથી પ્રાતઃકાળે પાંચ વાગે હું મારા ખંડમાં જાઉં છતાં, પછી તો મને એ સ્વાભાવિક થઇ ગયું. ડરમાત્ર મેં પાછળ નાખી દીધો હતો.

અને જાણે અમારા આ પાપકર્મમાં સરળતા કરવામાટેજ ન હોય તેમ અમારા કલંક–કથાના આરંભ પછી ચોથે મહીને સાસુજી પણ આ દુનિયા છોડી ગયાં.

અમારી આ શયતાન–લીલાની ઉપર આમ દોઢ દોઢ વરસનાં વહાણાં વાઇ ગયાં.

પછી તો હું સીમંતિની થવાથી પિયર ગઇ અને પુત્રીની માતા થઇને પાછી પણ આવી.

પાપનીયે અવધિ હોય છે. એક દિવસ આકસ્મિક સંજોગોમાં એ અવધ પણ અણુ-ધારી આવી.

'સૌભાગ્ય સુંદરી'નો ખેલ જોવા અમે ગયાં હતાં. ત્યાંથી મારા જોડને નવીજ પ્રેરણા મળી. તેણે એ રાત્રે મને એક પડીકી આપી અને બીજે દિવસે મારા પતિને ભાત સાથે ખવડાવી દેવાની સલાહ આપી !

જગતની શરમ અને નીતિનાં બંધન છોડનાર ગબડે છે, ત્યારે અધોગતિની ખીણમાં ગયા સિવાય તેનાથી અટકી શકાતુંજ નથી. મારૂં પણ એમજ થયું.

આટલા પાપથી ઉઘડેલી તૃષ્ણાને તૃપ્ત કરવા રાક્ષસી વૃત્તિના મોટાભાઇએ નાનાભાઇનો કાયમનો ઘાટ ઘડવાનો નિશ્ચય કર્યો અને બિચારા મારા પતિનો કશો પણ વાંક ન હોવા છતાં એમનો જીવ લેવા હું કોણ જાણે કેમ તૈયાર થઇ ? હું સ્ત્રી મટી રાક્ષસિણી બની !

બીજે દિવસે મેં ભાતમાં પડીકી નાખી પણ ખરી. ભૂકી સફેદ હતી એટલે ખાનારને ખબર પડે તેમ નહોતું. માત્ર તે પેટમાં જવાનીજ વાર હતી. એટલાથીજ હું પતિહત્યારી બનત અને મારા દુષ્ટ જોડને સ્વચ્છંદાચાર કરવાની ધારી તક મળત.

બિચારા મારા ભલા પતિ મને નિર્દોષ માનીને મારી સાથે સારી રીતે વર્તતા. કોણ જાણે કેમ પણ એમને શાક, દાળ ને રોટલી પીરસ્યા પછી મારૂં હૃદય ધ્રૂજવા લાગ્યું. મારા જેવી દગાબાજના દિલમાં પણ પાપનો ડંખ પીડા કરવા લાગ્યો. મારાથી રડી જવાયું. મારી આંખો-આંથી શ્રાવણ ને ભાદરવો વરસવા લાગ્યો.

મારી આંખમાં આંસુ જોતાંજ તેમણે ખાવાનું પડતું મૂક્યું.

"કેમ રડે છે!" એમણે મમતાથી પૂછ્યું.

"કશું નહિ."

બીજો જવાબ મને સૂઝ્યો નહિ; પણ નીચ કામને માટે હું મારા પતિને દગો દઇ રહી હતી, એ ભાન મને 'સૌભાગ્ય સુંદરી'ના નાટકથી થયું હતું.

"તું સાચું ન કહે તો બબલીના સમ."

માતાને બચ્ચાના સોગનથી કેટલું લાગી આવે તે માતાજ સમજી શકે છે.

મારાથી એ વખતે ધ્રૂસકું મૂકી દેવાયું.

(૮)

"મારૂં પાપ મને રડાવે છે" જેમ તેમ કરીને મેં કહ્યું.

"મને કહે, હું તારૂં દુઃખ નિવારીશ."

"કહું પણ એક શરતે, મને તમે વચન આપો તો."

"મારૂં વચન છે."

"તમારે ત્રણ શરતો પાળવી પડશે."

"બેલાશક."

"મારા કલંકની કથા છે; પણ એ સાંભળીને તમારે મને મારવી નહિ, એ પહેલી શરત. મને કાઢી મૂકવી નહિ, એ બીજી શરત; અને જેનું નામ આવે તેની સાથે લડવું નહિ, એ ત્રીજી શરત."

ખરેખર મારા પતિ ઉદારાત્મા છે. અમારી જ્ઞાતિમાં એવા સહિષ્ણુ પુરુષો વિરલજ છે.

એમણે મને વચન આપ્યું.

મેં મારી આ પાપકથા લગાર પણ પડદો રાખ્યાવિના એમને કહી સંભળાવી.

એ કથાનો અંતભાગ સાંભળતાંજ એમના સંયમની મર્યાદા તૂટી, ક્રોધ પારાવાર થયો અને એકદમ પ્રતિજ્ઞા લેવા લાગ્યા કેઃ–'કાં તો હવે હું નહિ કે કાં તો એ દુષ્ટ નહિ.'

'પણ એથી આપણી આબરૂ જશે, તમારૂં વચન જશે અને વાત વધી પડશે તો ખુનનો બદલો ફાંસી જેવું થતાં આ લીલી વાડી ઉજડ વેરાન બની જશે.' મેં ધબકતે હૈયે એમને સમજાવ્યા.

મારા જેવી દુષ્ટાનું વચન પણ એમણે માન્યું. ખરેખર, મારા પતિ માણસ નહિ પણ દેવ છે. એમની મહા અપરાધિણી અને ભવોભવની હું ઋણી છું.

તેજ વખતે અમે એ ઘર છોડયું. મારા જેઠ સાથે અમારે કોઇને હવે તો બોલવાનો પણ વ્યવહાર નથી. નાનાભાઈની પત્ની તરફ કુદૃષ્ટિ કરી, માડીજાયાનું ખુન કરાવવા તત્પર થનાર એ નીચની અત્યારે તો ઘણીજ ખરાબ દશા છે. એની એ દશા ઉપર અમને ઘણી વખત દયા આવે છે, પણ એનાં પાપકર્મ યાદ આવતાં તેની તરફ તિરસ્કાર થાય છે.

છૂટા થયા પછી એકાદ વર્ષસુધી તો અમારો સંસાર જેમ તેમ ચાલ્યો! મારા પતિએ મને ક્ષમા આપી હતી; છતાં તેમનો મારી તરફ જોઇએ તેવો પ્રેમ થતો નહોતો.

પણ પછી તો સમયે ભૂતકાળ ઉપર પડદા પાડયા અને હવે તો અમારો સંસાર પ્રભુ-કૃપાથી સર્વાંશે સુખી છે.

જાણે મારી કલંકકથાનું સ્મરણ પણ ભુંસી નાખવું હોય તેમ કુદરતે મારી બબલાની જીવનલીલાને ન્યૂમોનિયા નિમિત્તે સંકેલી લીધી છે. હાલમાં મારા ખોળામાં કીકો રમે છે.

મને મારા દુષ્કર્મનો અત્યારે પણ ભારે પસ્તાવો થાય છે. પ્રભુની દુનિયામાં મારા જેઠ જેવા નરરાક્ષસોને પ્રતાપે કેટકેટલાંના સંસાર સળગતા હશે? હિંદુસંસારમાં એવા શયતાનો કેટલા બધા હશે?

મારા પાપકર્મનો પશ્ચાત્તાપ થાય તે માટે પતિદેવની પરવાનગીથી, હું મારી કલંકકથા મારી બુદ્ધિ પ્રમાણે લખવા બેઠી છું.

આજસુધી જે વાત જગતમાં અમે ત્રણજ માણુસો જાણુતાં હતાં, તે ભલે જગત જાણે; અને જાણીને ઓળખી લે કે, તેના પેટમાં આવા નરરાક્ષસો વસે છે અને પડદા પાછળ આવી પૈશાચિક લીલાઓ ચાલે છે !

માનશો, આ પાપકથા લખતાં કલમ પણુ કંપે છે. વાચકને એટલીજ પ્રાર્થના છે કે, તે ઉદાર નજરે વાંચે. જે સંજોગને આધીન થઇ હું પાપપંથે પરવરી તે જોઇ અને યોગ્ય ન્યાય આપે અને મારા દુષ્ટ જેઠની જે કામી વૃત્તિએ મારૂં જીવન કલંકિત બનાવ્યું તેની ઉપર તિરસ્કાર વરસાવે.

હિંદુસમાજ ! જાગ્રત થા અને તારી પુત્રીઓનું રક્ષણુ કર.

( વાંચનાર ! હિંદુજાતિ માટે બીજા પણુ કોઇ ને કોઇ ઉપકારક અને બોધપ્રદ લેખો 'હિંદુસ્તાન'માં આવ્યાજ કરે છે; માટે તેના દૈનિકના નહિ તો અઠવાડિકના ગ્રાહક તો જરૂર થવા જેવું છે. આ પ્રકારની બીજી પણુ વાર્તાઓ ખરા બનેલા બનાવોની તેમાં આવ્યા કરે છે.

(ભિક્ષુ–અખંડાનંદ)

---

# ગ્રામ્યવાસીઓનાં સદ્દભાગ્ય અને નગરવાસીઓનાં દુર્ભાગ્ય !

( 'લોહાણાહિતેચ્છુ' તા. ૨૮–૪–૨૭ ના અંકમાંથી )

લોકગીતોના એક લોકકવિએ સમાજને એક પ્રશ્ન પૂછયો છે કે, શહેરના લોકો પ્રભુને દિવસમાં કેટલી વખત યાદ કરે છે ? જુઓ, ગામડાના લોકો તો લોકગીતોદ્વારાજ પોતાની સ્થિતિનું રસિક વર્ણન કરે છે કેઃ–

હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે, મારાં હૈડાં પડી પડી જાય રે; ઢોલે રમું ને હરિ સાંભરે રે.
હું તો દાતણુ કરૂં ને હરિ સાંભરે રે,મારાં દાતણીયાં પડી પડી જાય રેઃઢોલે રમું ને હરિ સાંભરે રે.
હું તો નાવણુ કરૂં ને હરિ સાંભરે રે,મારાં નાવણીયાં ઠરી ઠરી જાય રે; ઢોલે રમું ને હરિ સાંભરે રે.
હું તો ભોજન કરૂં ને હરિ સાંભરે રે, મારાં ભોજનીયાં ઠરી ઠરી જાય રે; ઢોલે રમું ને હરિ સાંભરે રે.
હું તો પોઢણુ કરૂં ને હરિ સાંભરે રે, મારી નિંદરડી ઉડી ઉડી જાય રે; ઢોલે રમું ને હરિ સાંભરે રે.

શેરીએ શેરીએ ચંદ્રિકા ચમકે એટલે લોકહૃદય એ ચંદ્રિકાના તેજમાં નાચી ઉઠે; ઢોલ વાગતાં લોકહૃદયમાં પ્રભુનાં મીઠાં સ્મરણું જાગે અને ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં અને સૂતાં એ સ્મરણું જાગ્યાજ કરે; એ લોકજીવન કયાં અને આજનું શહેરી જીવન કયાં ? પેટને ખાતર, કીર્તિને ખાતર, સમાજમાં જીવવાને ખાતર કે ગમે તે ખાતર સવારથી સાંજ સરવાળા અને બાદબાકી કરતો એકાદ મુંબઇ જેવી મોહમયી નગરીનો રહીશ કયાં ? એને જીવનની દરેક મિનિટ પૈસા કયી રીતે કમાવા એજ વિચાર હોય છે. કદાચ પૈસાનો વિચાર ફળીભૂત થાય તો સમાજમાં સારો કેમ કહેવાઉં ? એ ચિંતા ઉભી થાય છે. કદાચ એમાંથી મુક્ત થાય તો સરકારદરબારમાં માનાપમાન શી રીતે પામું એની ઉપાધિઓ વળગે છે. આવી સ્થિતિમાં એ શહેરમાં રહેનારો પ્રભુને કેટલી વખત યાદ કરે છે ? એ પ્રશ્ન કોઇ દિવસ જરૂર પૂછજો.બહુ ઓછા ટકા,તમે ન માનો એટલા ટકા, માંડમાંડ પ્રભુને દિવસમાં એકાદ વખત યાદ કરતા હોય તો પ્રભુ જાણે ! બાકી ગીતા વાંચનારા, સવારમાં પૂજાના પાટલા પાસે બેસી માળા ફેરવનારા પણુ હરિને સાચી રીતે એકધ્યાનથી યાદ કરે છે કે નહિ ? એનો જવાબ તો તેઓજ આપે તો ઠીક. પ્રભુને યાદ કરવામાં જે તલ્લીનતા–જે એકધ્યાનની મસ્તી જોઇએ એ તો બહુજ ઓછાના ભાગ્યમાં લખ્યું હોય છે. આવું જ્યાં સમાજની દૈનિકચર્યાનું ચિત્ર છે, એ સમાજ કોઇ વ્યક્તિ, જ્ઞાતિ કે દેશને માટે તલ્લીન બને એ ન માની શકાય એવી વાત છે.

---

# જગતનો મહાન સંગીતાચાર્ય

**[ સારાયે યૂરોપ અને હિંદના સંગીતશાસ્ત્રીઓનો પ્રિય માર્ગદર્શક જર્મન સંગીતાચાર્ય બીથોવનની જાણવાજોગ જીવનકથા ]**

**(લેખક:–નર્મદાશંકર વ. દ્વિવેદી–'બે ઘડી મોજ'ના તા. ૧–૫–૨૭ ના અંકમાંથી)**

**ઉત્તમ માનવોમાં બચપણમાંથીજ એકાગ્રતા હોય છે.**

સંગીતશાસ્ત્રમાં હિંદીઓ સારી રીતે રસ લે છે; અને જેમને સંગીતનો ખરેખર શોખ છે,તેઓ જર્મન સંગીતાચાર્ય બીથોવનનાં ગાયનોથી એટલા બધા મોહ પામ્યા છે કે,ગયાજ એક–બે માસમાં એ સંગીતાચાર્યની પહેલી શતાબ્દી ઉજવી અને પોતાની સ્મરણાંજલિ એ મહાન ગાયકને અર્પી. હિંદમાં અને વિશેષતઃ કલકત્તા અને મુંબઇના પ્રતિષ્ઠિત સંસ્કારી સંગીત શોખીનોએ બીથોવનને પોતાના સંગીતગુરુતરીકે સ્વીકાર્યા છે. અને હિંદના અનેક મશહુર ગવૈયાઓ પણ બીથોવનની કળાપર ફીદા થઇ ગયા છે. એ મહાન સંગીતાચાર્યવિષે યૂરોપથી પ્રગટ થતા "માઇ મેગેઝીન"માં નીચેની હકીકત આપવામાં આવી છે.

"પ્રખ્યાત જર્મન સંગીતકાર બીથોવનના મૃત્યુને હમણાંજ સો વર્ષ થયાં છે. તેના નિરાશામય, ગમગીન અને કરુણ મૃત્યુ ઉપર સો વર્ષનો પડદો પડી ગયો છે.

સંગીતકારતરીકે બીથોવનની કીર્તિ અમર થઇ ગઇ છે. જગતના સંગીતના ઇતિહાસમાં તેનું સ્થાન અનેરૂં છે. એણે લખેલાં 'સીમ્ફોની' અને 'એપીસીયોનારા' ઉપરથી કોઇ એવું અનુમાન બાંધે કે તે દેવ જેવો હશે અગર તો પ્રાચીનકાળના વીરપુરુષ જેવો હશે. તે મહાન, ભવ્ય અને સુંદર હશે; પરંતુ તેનામાં ઉપર જણાવેલું એક પણ શારીરિક લક્ષણ કે ગુણ નહોતા. ચાલો, ત્યારે આપણે એનું જીવન તપાસીએ.

૧૭૭૦ માં બોન નામના ગામમાં ગરીબ માબાપને ત્યાં ઝુંપડામાં તેનો જન્મ થયો હતો. તેનું નામ લડવીગવાન બીથોવન હતું. તેનો પિતા અને પ્રપિતા બન્ને સાધારણ ગવૈયા હતા અને રાજદરબારમાં સંગીત કરતા હતા. લડવીગની માતા રસોઇયાની પુત્રી હતી અને તે અગાઉ રાજાના નોકર સાથે પરણી હતી. લડવીગનો પિતા તેનો બીજો ધણી હતો. લડવીગની મા નમ્ર અને હેતાળ હતી; પણ તેનો બાપ કડક અને મગરૂબ હતો.લડવીગની શક્તિ બચપણથીજ તેના બાપના જાણવામાં આવી ગઈ અને છેક નાની ઉંમરથીજ તેને સંગીતનું શિક્ષણ આપવા માંડ્યું.

ચાર વર્ષની ઉંમરે તે સારંગી બજાવવાનું શીખતો હતો. આઠ વર્ષની ઉંમરનો થયો ત્યારે તો તેને તેની ઉંમરના પ્રમાણમાં આકરૂં કામ કરવું પડતું હતું. અક્ષરજ્ઞાન તો તેને માત્ર નામનુંજ આપવામાં આવ્યું હતું. તે સ્વભાવે બચપણથી મુસ્કેલીઓમાં આવી પડવાથી શરમાળ અને શાંત પ્રકૃતિનો હતો તથા શાળામાં પણ તેને રમતગમતમાંથી બહુ આનંદ મળી શકતો નહિ.

નવ વર્ષની ઉંમરે લડવીગના બાપના મત પ્રમાણે તેને સંગીતનું સંપૂર્ણ શિક્ષણ મળી ગયું હતું; પણ બીથોવનને પાછળથી પોતાના અધુરા જ્ઞાનમાટે અફસોસ થયો હતો અને મોટા થયા પછી તેણે લેટીન, ફ્રેંચ તથા ઇટાલિયન ભાષા શીખવાની મહેનત કરી હતી.

**આ ગરીબ અને કાનથી બહેરા માનવીએ પણ જગતને પોતાના સંગીતબળવડે કેવું ડોલાવી નાખ્યું !**

આ અરસામાં એટલે ૧૦ વર્ષની વયે લડવીગે રચેલાં અમુક સંગીત કાવ્યો પ્રકટ થયાં. ૧૧ વર્ષની વયે તે રાજદરબારમાં ઓર્ગન (વાજું) વગાડનારનો મદદનીશ નીમાયો અને તે પછી એક વર્ષે તે નાટકશાળામાં રીહર્સલ કરવાના કામ ઉપર રોકાયો. આ બન્ને કાર્યો બદલ તેને કાંઇ રકમ મળતી નહોતી.

બીજી બાજુથી બીથોવનના કુટુંબમાં આપત્તિ આવી પડી. લડવીગનો એક ભાઇ મરણ પામ્યો, તેના બાપનો કંઠ કમાવામાટે ઉપયોગનો ન રહ્યો અને તેની કમાણી અનિશ્ચિત બની, ઘરમાં પૂરતા પૈસા રહેતા નહિ અને આ ચિંતામાંથી છૂટવા તેનો બાપ દારૂ પીવા મંડ્યો. આ પ્રમાણે કુટુંબભાર એકલા લડવીગ ઉપર આવી પડયો.

બીથોવનને જુવાનીમાં પડેલી મુશ્કેલીઓ જોઇ તેના પ્રશંસકોને ઘણુંજ લાગી આવ્યું છે.

કુદરતના સંગીતમાં મોજ લેતા આ યુવકને ગદ્ધાવૈતરું કરતો જોઈ કોને અફસોસ ન થાય? સાધારણ યુવક તો આ ઉપાધિઓમાં પોતાની સ્વપ્નસૃષ્ટિ ભૂલી જાય; પરંતુ લડવીગની મહત્ત્વાકાંક્ષાઓ વધતી જતી હતી, તેનામાં રહેલી શક્તિ ઉદય પામતી હતી અને તેનું તેને ભાન થતું હતું!

પોતાના ગામની આસપાસના રમણીય દેખાવો જોઈ તે રાચતો અને કુદરત ઉપર તેને એટલો તો પ્રેમ થયો કે, તે આખરે માતાના ખોળામાં બાળક બેસે તેમ કુદરતને ખોળે જઈ બેઠો. જંગલો, ટેકરીઓ અને ખળખળ વહેતી નદીઓ તેને અવર્ણનીય આનંદ આપતાં.

ટેકરીઓમાં અને ફૂલવાળાં ખેતરોમાં થઈને વહેતી હ્રાઇન નદીને કાંઠે ઘડીકમાં આકાશ તરફ તો ઘડીકમાં નદી તરફ તાકીને ઉભો રહેતો હશે ત્યારે તેના મગજમાં શા વિચારો આવતા હશે, તેના કર્ણમાં શું અજબ સંગીત રેલાતું હશે, તે કોણ કળી શકે એમ છે? બીથોવન પોતાની વૃદ્ધાવસ્થામાં હ્રાઇન પ્રદેશની ટેકરીઓને યાદ કરતો અને તે વખતે તેની આંખમાં આંસુ આવી જતાં!

સત્તર વર્ષની ઉંમરે તેની માતા મૃત્યુ પામી અને તે કુટુંબમાં વડો થયો. તેનો દારૂડીઓ પિતા અને કેટલાંક ભાઇબહેનોનું પોષણ કરવાનો સર્વ ભાર તેને માથે આવી પડ્યો. ઘણીવાર તેણે તેના પિતાને પોલીસના પંજામાંથી છોડાવ્યો હતો; પરંતુ આ દરમિયાન એક એવો પ્રસંગ બની ગયો, કે જેથી આ સર્વ આપત્તિઓને તે સહન કરી શક્યો.

આ અરસામાં તેણે વીએનાની મુલાકાત લીધી હતી અને મોઝાર્ટની રૂબરૂ સંગીત કર્યું હતું. મોઝાર્ટને પ્રસન્ન કરવા તે બહુ આતુર હતો. શરૂઆતમાં તો મોઝાર્ટે બરાબર ધ્યાન આપ્યું નહિ; પરંતુ છેવટે તે બોલી ઉઠ્યો:—"આનું ધ્યાન રાખજો, કોઈ દહાડો આ છોકરો જગતમાં નામ કાઢશે."

ચાર વર્ષસુધી બીથોવન રાજદરબારમાં એકજ જગ્યા ઉપર રહ્યો. ત્યાં તેને સખ્ત કામ કરવું પડતું. જાત જાતનું સંગીત તે લખતો હતો.

બાવીસ વર્ષની ઉંમરે સંગીતવેત્તાતરીકે બોનના ઇલેક્ટરે તેની ખ્યાતિ સાંભળી અને તેને વીએનાના રાજદરબારમાં મોકલ્યો. આ વખતે વીએનામાં જર્મનીના મોટા સંગીતકારો રહેતા હતા અને ત્યાં હેડન જેવા મોટા મોટા સંગીતાચાર્યો તેને મળ્યા. બીથોવનને કાંઇક પૈસા મળે એવી જોગવાઇ કરવામાં આવી હતી; પણ તે પૂરતા નહોતા, કારણ કે તેનું કુટુંબ તેની સાથેજ હતું. આ યુવાને પોતાના કુટુંબનું પોષણ કરવાની જવાબદારી અંતપર્યંત ઉપાડી હતી.

ફ્રેંચ બળવાની ચિણગારી ઉઠતાંજ બીથોવને બોન ગામનો ત્યાગ કર્યો. શરૂઆતમાં તો તેણે આ ધાંધલ તરફ બીલકુલ લક્ષ આપ્યું નહિ, પણ પાછળથી તેણે પ્રજાશાસનનું મજબૂત સમર્થન કર્યું તથા તે નેપોલિયનનો જબરો પ્રશંસક બન્યો; અને તે એટલેસુધી કે તેને માટે 'સીફોની' સુદ્ધાં રચી કાઢી. આના પહેલા ભાગમાં બીથોવને નેપોલિયનને એક મહાન પુરુષતરીકે—બળવાના આધાર સ્તંભતરીકે ચીતર્યો હતો.

આ 'સીફોની' લખાતી હતી ત્યારે નેપોલિયન શહેનશાહ બન્યો છે, એવી ખબર બીથોવનને મળી; આથી પ્રજાશાસનનાં તેણે સેવેલાં સ્વપ્નાં નષ્ટ થયાં,તેથી તે ગુસ્સામાં આવીને બોલ્યો:—'નેપોલિયન તો સાધારણ માણસ છે.' આ પછી જે 'સીફોની' તે લખતો હતો તેમાંથી નેપોલિયનનું નામ કાઢી નાખ્યું. હાલ તે 'ઇરોઇકા'ના નામથી ઓળખાય છે.

બીથોવન સાધારણ હિંમતવાન હતો. પોતાની નોંધપોથીમાં તેણે લખ્યું છે:—"હિંમતે મર્દા તો મદદે ખુદા! મારૂં શરીર નિર્બળ છે, છતાં મારી બુદ્ધિશક્તિ હજી પ્રકાશી ઉઠશે."

તેનો દેખાવ આકર્ષક નહોતો અને તે રાજદરબારી સંગીતકાર હોવા છતાં તેને અંગેની સભ્યતા પણ તેનામાં નહોતી. તેની રીતભાત સામાને પસંદ પડે તેવી નહોતી અને તેની ભાષા પણ અસંસ્કારી હતી. જ્યારે તે કામ કરતો હોય ત્યારે જો કોઇ દખલગીરી કરે તો તે ઘણોજ ગુસ્સે થઈ જતો.

બે વર્ષ પછી ભવિષ્યમાં પડનારી આફતનાં સ્વપ્નાં તેને આવવા લાગ્યાં, રાતદહાડો તેના કાનમાં ગમગીનીના સૂરો આવ્યા કરતા, ઉંઘમાં પણ તેને એનુંજ સ્મરણ થયા કરતું અને તે સાધુ જેવો વિરસી બન્યો. ૧૮૦૧ માં આખરે તેણે પોતાનું જીગર ઉઘાડ્યું અને મિત્રને કાગળદ્વારા પોતાના મનની ખરી હાલત જણાવી દીધી.

"મારી જીંદગી કેવી ખરાબ છે? છેલ્લાં બે વર્ષ થયાં મેં કોઇપણ પ્રકારની સોબત છોડી

દીધી છે અને મારાથી માણસો સાથે વાતચીત પણ થઈ શકતી નથી. હું બહેરો થયો છું. મારા દુશ્મનો જ્યારે આ વાત જાણશે ત્યારે તેઓ શું કહેશે ?"

આ વિપત્તિમાં જે કાંઇ સંગીત તે લખી શકયો તેમાં પણ ગમગીની આવવા લાગી, પણ મોટે ભાગે તેનો આત્મા તેથી પરજ ઉડતો હતો. ચોક્કસ આવક ન હોવાથી અને મોટા કુટુંબનું પોષણ કરવાનું માથે આવવાથી નાણાંની મુશ્કેલીમાંથી તે કદી મુક્ત થયો નહિ. તેના ભત્રીજા કાર્લ તરફથી તેને ખાસ કનડગત ભોગવવી પડી. કાર્લ આળસુ, વિષયી અને નિંદ્ય હતો. અંતે બીથોવનના છેલ્લા દિવસોમાં આથી તેને ઘણુંજ દુઃખ થયું હતું. બીથોવનથી કોઇ પણ રીતે આ ઉપાધિઓમાંથી છૂટી શકાયું નહિ, છતાં તે એક વખત બાંધેલી મૈત્રી બરાબર નિભાવી રાખતો. **જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ તે પોતાના પોષાક અને બહારના દેખાવની બીલકુલ દરકાર કરતો નહિ.**

બીથોવને પ્રેમ કરવામાં-સ્ત્રીઓને ચાહવામાં પોતાની ઘણી શકિત ખર્ચી નાખી. ઘણાં વર્ષો સુધી તે એક યા બીજી યુવતીના અત્યંત પ્રેમમાં પડયો હોય એમજ લાગતું, છતાં તેનું ચારિત્ર નિર્મળ હતું; પણ કેટલોક સમય વીત્યા પછી તેણે સંવનન કરવાનું છોડી દેવા પ્રયત્ન કર્યો. ગરીબાઇ, બહેરાપણું અને કુટુંબભારને લીધે કોઇ સારી યુવતી તેની સાથે પરણે એવો સંભવ નહોતો. ગુલીએટા નામની યુવતીની સાથે તે પ્રેમમાં પડયો હતો; પણ ૧૮૦૩ માં તે તેને છોડી કોઈ પદવીવાળા માણસને પરણી ગઇ. આ બનાવથી તેને સખ્ત આઘાત થયો અને તેમાંથી તે ઉગરી શકયો એજ આશ્ચર્ય !

૧૮૦૬ માં બીથોવનને કાંઇક સુખ મળ્યું. એક સુંદર યુવતી-થેરેસી વોન બ્રન્સ્વીકને તે પિયાનો વગાડતાં શીખવતો હતો. તેમાંથી બન્ને વચ્ચે અનુરાગ ઉત્પન્ન થતાં એકબીજાએ લગ્નસંબંધથી જોડાવાનું નક્કી કર્યું; પણ ગમે તે કારણે આ સંબંધ તૂટી ગયો, છતાં આ યુગલ અંતસુધી એકબીજાને વફાદાર રહ્યું હતું. આ બનાવ પછી અમુક સમય વીતી જવા છતાં બીથોવન પોતાના હાથમાં થેરેસીની છબી લઇ તેને વારંવાર યાદ કર્યા કરતો.

૪૦ વર્ષની ઉંમરે તેના સ્વભાવમાં અદ્દભુત ફેરફાર થયો. તે બીજાઓના વિચારોની દરકાર કરતો બંધ પડયો અને તેનો વાતવાતમાં ઉશ્કેરાઇ જવાનો સ્વભાવ નાબુદ થયો. તેના ચારિત્ર્ય અને તેનાં કાર્યનો આખરે વિજય થયો; અને બીજાં બધાંની હાર થઇ. તેને પોતાની મહત્તા સમજાઈ અને તેથીજ તે કહેતોઃ-'ભલાઇ કરતાં શ્રેષ્ઠ બીજું કાંઇ નથી.' જગતના આ સૌથી મહાન સંગીતકારના આ નમ્ર શબ્દો ખરેખર તેને શોભાવે એવાજ હતા.

આમ છતાં તેની કષ્ટમય જીંદગી તો ચાલુજ રહી. ઑસ્ટ્રીયાના ત્રણ રાજકુમારોએ તેને પેન્શન આપવા કહેલું, પણ તે નિયમિત મળતું નહોતું. વોટર્લુની લડાઇના અરસામાં તે તદ્દન બહેરો બની ગયો અને લખીને વાતચીત કરવાનો વખત આવ્યો હતો.આમ ને આમ બીજાં દશ વર્ષો વીતી ગયાં. તે શિયાળાનો સમય વીએનામાં અને ઉનાળામાં ગામડામાં રહેતો હતો. કુદરતસિવાય બીજા કશાનું તેને આશ્વાસન હતું નહિ. કુદરતનો તેનો ચાહ અગાઉ જેટલોજ જબરો હતો અને ખેતરોમાં તથા ટેકરીઓમાં તે ઉઘાડે માથે રખડવા નીકળી પડતો. દુઃખથી તેના ચહેરા ઉપર ગ્લાનિની છાયા વળી હતી, છતાં ચારિત્ર્યના બળથી તે સુંદર લાગતો હતો. તે હમેશાં એકલોજ ફરવા નીકળતો. કુદરતનું આ વહાલું બાળક કુદરતનાજ ખોળામાં મીઠાશ અનુભવતું.

છેલ્લાં વર્ષોમાં તેના ભત્રીજાએ તેને ઘણી ઉપાધિ કરાવી. પરીક્ષામાં નાપાસ થવાથી તેણે આપઘાત કરવા માંડયો હતો, પણ પકડાઈ ગયો હતો; અને છેવટે તે લશ્કરમાં જોડાયો હતો. આ બનાવથી બીથોવનને પારાવાર દુઃખ થયું હતું, કારણ કે તેના ભત્રીજા ઉપર તેનું નિઃસીમ હેત હતું.

આ બધું છતાં તે નિયમિત કામકાજ કર્યેજ જતો. તેના એક નોકરે તેના કામકાજની નીચે પ્રમાણે વિગત આપી છે:-'તે સાડાપાંચ વાગે ઉઠતો અને ગાતો ગાતો ટેબલ આગળ આવી બેસી લખતો. સાડાસાતે નાસ્તો કરી ઘરમાંથી બહાર ખેતરોમાં ફરવા જતો અને સ્વેચ્છાપૂર્વક ફરતો તથા કોઇ કોઇવાર નોંધપોથીમાં લખતો. બપોરે ખાણું લેવા ઘેર આવતો અને ત્યારપછી ત્રણ વાગ્યાસુધી તેના ઓરડામાં બેસતો. ફરીથી ખેતરોમાં ફરતો. સાડાસાતે વાળુ કરતો અને તે પછી દશ વાગ્યાસુધી લખી સૂઇ જતો.'

તેનું છેલ્લું સંગીત ૧૮૨૬ માં લખાયું. ખુલ્લી ગાડીમાં એકવાર ફરવાથી તેને શરદી થઇ આવી, ફેફસાંને સોજો ચઢયો; અને આમ ચાર મહીના મંદવાડ ભોગવી ઓચિંતો તે ફાની દુનિયા છોડી ચાલ્યો ગયો. ૧૮૨૭ના માર્ચની ૨૬મી તારીખે સાયંકાળે અતિ પીડા-કષ્ટ ભોગવી તેનો આત્મા પરલોકમાં સીધાવી ગયો. મરણસમયે તેની ઉંમર ૫૬ વર્ષની હતી. તેણે ઘણું સંગીત રચ્યું છે; અને તેના જાણકારો કહે છે કે, તે સમજતાં વર્ષોનાં વર્ષો લાગશે.

# એક અતિ અગત્યની કળા-જુજુત્સુ

(લેખકઃ-રા. લક્ષ્મણરાવ નારાયણ સપ્રે, વડોદરા-'વ્યાયામ' ઑકટોબર ૧૯૨૬ ના અંકમાંથી)

આપણે ગમે તે કળા અગર હુન્નરની ઉન્નતિ કેવી રીતે થાય છે તે બાબત બારીકાઇથી વિચાર કરી જોઇશું તો જણાઇ આવશે કે, દેશની ઉન્નતિ હોય તોજ તે દેશમાં કળાની ઉન્નતિ થઇ શકે છે. તેજ પ્રમાણે જે દેશમાં તે કળા નિર્માણ થઇ હોય તે દેશના આચારવિચારની પણ તે કળા ઉપર અસર થાય છે, તેજ સ્થિતિ જુજુત્સુની બાબતમાં પણ થઇ છે.

કેટલાક લોકોનું એવું માનવું છે કે, જુજુત્સુનો જન્મ પ્રથમ ભારતવર્ષમાં થયો અને અહીંથી તે વિદ્યા નેપાળના રસ્તે જાપાનમાં ગઇ છે. એ સમજ ખરી છે કે ખોટી છે તેનો નિર્ણય કરવા હાલમાં સાધન નથી; પણ એટલી હકીકત સત્ય છે કે, આ કળા જાપાનમાં ૨૦૦૦ વર્ષથી છે. આ કળા પ્રથમ કોણે કાઢી તે જાણવાનાં સાધન ઉપલબ્ધ નથી; પણ રામાયણમાં વાલી સુગ્રીવ, લવ અને ભરત, એમના બાહુયુદ્ધનાં વર્ણનો વિસ્તારથી કરેલાં છે.તેજ પ્રમાણે ભારતના ભીમે હીડીંબ, જરાસંધ, કીચક વગેરે જોડે મલ્લયુદ્ધ કરેલું છે, તેનાં સરસ વર્ણનો વાંચવા મળે છે. તે પ્રમાણે જાપાની ભાષાના જૂના ગ્રંથોમાં આવાં યુદ્ધોનાં વર્ણનો છે. તે ઉપરથી એટલું જણાઇ આવે છે કે, ૧૦૦ વરસ પહેલાં આ કળાનો પ્રસાર ફક્ત 'સેમ્યુરાઇ' ન્યાતનાજ ક્ષત્રિય જાપાનીલોકોમાં હતો.

આ વિદ્યા આ લોકોએ ગુપ્ત સ્થિતિમાં રાખી હતી. આશરે ૫૦ વર્ષ પહેલાં જાપાનમાં મોટી ક્રાન્તિ થઇ. શોગન ઘરાણાના રાજાની સત્તાનો અંત થયો અને તે સાથેજ સૅમ્યુરાઇ વર્ગનું પણ જૂદું અસ્તિત્વ નષ્ટ થયું. તે લોકો બીજા જાપાનીલોકોમાં સામેલ થઇ ગયા અને જાપાનમાં લોકસત્તાત્મક રાજ્યપદ્ધતિનો ઉદય થયો. જૂના વિચારો બદલાઇ ગયા અને તે કારણે ગુપ્ત રાખેલી આ વિદ્યા પણ આખા જનસમાજને શીખવવાની શરૂઆત કરવામાં આવી. પોતાનું સામર્થ્ય વધારી શત્રુ પાસેથી પોતાનો બચાવ શી રીતે કરવો, તે આ વિદ્યા શીખવાથી સમજાય છે. આ વિદ્યાનો આખા દેશમાં પ્રસાર થવાથી તેનું મહત્ત્વ લોકોના અને સરકારના પણ ધ્યાનમાં આવ્યું, તેથી આ કળાનું શિક્ષણ દરેક સ્કુલમાં, કૉલેજમાં આપવાની ગોઠવણ કરવામાં આવી; તેજ પ્રમાણે પોલીસ અને લશ્કરી ખાતામાં આનું શિક્ષણ ફરજીયાતતરીકે આપવાની શરૂઆત થઇ.

જે પ્રમાણે આપણા દેશમાં મલ્લવિદ્યાની અનેક પરંપરાઓ છે, તેજ પ્રમાણે જાપાનમાં જુજુત્સુની પણ અનેક જૂદી જૂદી પરંપરાઓ અસ્તિત્વમાં હતી. તે બધી પરંપરાઓમાંથી સારો ભાગ લઇ હાલ જાપાનમાં પ્રચલિત છે તે જુજુત્સુની પદ્ધતિ મુકરર કરવામાં આવી છે. જુડો અગર જુજુત્સુ એટલે શક્તિ અને યુક્તિના યોગ્યમિશ્રણથી સામાવાળા ઉપર જય મેળવવાની કળા. બીજી કેટલીક પદ્ધતિઓ છે, પણ તેમાં યુક્તિ કરતાં શક્તિનો વધારે ઉપયોગ કરવામાં આવે છે. 'કૅમ્પો' નામની એક પદ્ધતિ છે, તેમાં દરેક દાવથી સામાવાળાના શરીરને નુકસાન થાય છે. એ પ્રકારના દાવો જુજુત્સુમાં છે, પણ તેનો ઉપયોગ પોતાનો જીવ જોખમમાં હોય ત્યારેજ કરવાનો છે. 'પેનક્રેશન' નામની એક ગ્રીકપદ્ધતિ છે તે કૅમ્પોને મળતી છે. એ બે પદ્ધતિઓનું એટલું તો સામ્ય છે કે તે પદ્ધતિ મૂળમાં આ તરફથી ગ્રીસ દેશમાં ગઇ હશે એવું અનુમાન નીકળી શકે.

# ઈટાલીની એક વર્તમાન મહાન વ્યક્તિ—એન્રીકો ફેરી

(લેખકઃ-રા. ચુનીલાલ મગનલાલ દેસાઈ, 'વ્યાયામ' ના ઑક્ટોબર ૧૯૨૬ ના અંકમાંથી)

આપણા દેશમાં હાલ ૬૦ વર્ષ થયા પછી મનુષ્યને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ ગણાય છે અને ઘણેભાગે તે ઉંમરે પહોંચેલા મનુષ્યો કાંઇ પણ મહત્ત્વનું કાર્ય કરી શકે નહિ, એમ માનવામાં આવે છે. પ્રાચીન કાળમાં આપણા દેશમાં ૧૦૦ વર્ષનું આયુષ્ય તો સાધારણ રીતે ગણવામાં આવતું અને તે વખતે ૬૦ વર્ષ અને તે ઉપરાંતની ઉંમરનાં મનુષ્યો પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ પોતાનાં કુટુંબીઓને તથા શિષ્યોને સારી રીતે આપી શકતા. હવે તે સ્થિતિ પલટાઇ ગઇ છે, અને ૫૦ વર્ષની ઉંમરે તો મનુષ્ય જેમ તેમ કરી પોતાનું ધુંસરૂં ખેંચતો માલમ પડે છે; તો પછી પોતાના જ્ઞાન અને બુદ્ધિનો લાભ બીજાને આપવાની તો વાતજ શી ? પાશ્ચાત્યદેશ આપણા ભારતવર્ષને મુકાબલે પ્રથમ ઘણોજ પછાત ગણાતો; તે હાલ સુધારાની ટોચે પહોંચતો જાય છે અને ત્યાંના મનુષ્યની સરેરાશ આયુષ્યમર્યાદા પણ હિંદુસ્થાનના મનુષ્યની સરેરાશ આયુષ્યમર્યાદા કરતાં ઘણીજ વધારે છે. ત્યાંના લોકોમાં જે સાહસ અને ઉત્સાહ ભર્યાં છે, તેને પરિણામે તેઓએ દરેક દિશામાં અનેક શોધો કરી છે; અને અનેક અશક્ય ગણાતાં કાર્યોને શક્ય કરી બતાવવા માંડયાં છે. મનુષ્ય અમુક ઉંમરે વૃદ્ધ થઇ જાય છે અને પછી તે દુનિયાના કામને માટે નકામો થાય છે. તેણે તો એકજ સ્થળે બેસીને માત્ર જીંદગીનાં વર્ષ જેમતેમ પૂરાં કરવાં જોઇએ, એવી જે સામાન્ય માન્યતા છે તેને તેઓએ ખોટી પાડવા માંડી છે; અને ત્યાં ૭૦ તથા તે ઉપરાંતની વયના મનુષ્યો જે કાર્ય કરી રહ્યા છે, તેનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણને આશ્ચર્ય ઉત્પન્ન થયાવગર રહેતું નથી. જર્મન-યુદ્ધમાં અગ્રભાગ લેનાર વોન હીડનબર્ગની ઉંમરનો વિચાર કરો અને તમને સમજાશે કે, વૃદ્ધ ગણાતો મનુષ્ય પણ કેટલું કામ કરી શકે છે. તેવાજ એક ઇટાલીના મહાન પુરુષ એન્રીકો ફેરી ૭૦ વર્ષની ઉંમરે શું કાર્ય કરી રહ્યા છે, અને તે કયા નિયમો પાળવાથી આ પ્રમાણે પોતાની શક્તિઓ જાળવી રહ્યા છે; એટલુંજ નહિ પરંતુ હજી તો ઘણી આશાઓ તે પોતાને માટે રાખે છે, તે આ લેખમાં બતાવવાનો હેતુ છે.

મી. એન્રીકો ફેરી એ ૭ ફુટ ઉંચો અને કદાવર બાંધાનો મનુષ્ય છે. તેની આંખમાં અજબ તેજ રહેલું છે, તેમજ તેની રીતભાત અને બોલવાની ઢબ અત્યંત આકર્ષક હોઇ, તે સર્વના પ્રીતિ-પાત્ર છે. તેમની ઉંમર હાલ ૭૦ વર્ષ ઉપરાંતની છે અને હજી એ યુવાન જેવાજ લાગે છે. હેસન ઝીમરમેન નામના ગ્રંથકાર 'પોતાના ઇટાલી ને ઇટાલીયનોમાટે' એ પુસ્તકમાં મી. ફેરીવિષે લખતાં લખે છે કે, 'તે એક અદ્‌ભુત સૌંદર્યવાન પુરુષ છે અને તેમની રીતભાત તથા બોલવાની છટા એવી મોહક છે કે તેની આગળ સર્વ પોતાનું માથું નમાવ્યા સિવાય ભાગ્યેજ રહે.'

તેમની બરફ જેવી ધોળી દાઢીથીજ તેમની ઉંમરવિષે કલ્પના કરી શકાય છે અને ઇટાલી-નાં વિશ્વવિદ્યાલયોમાં તે પચાસ વર્ષથી અધ્યાપકતરીકે કામ કરે છે, તે ઉપરથીજ માની શકાય એમ છે. તેમણે ગુન્હાસંબંધના શાસ્ત્રનો સારો અભ્યાસ કરેલો હોઇ, તેમાં તેમણે ઘણી નામના મેળવી છે; અને તેમની ૫૦ વર્ષ ઉપરાંતની તે શાખાની માહિતીને લીધે તે ફોજદારી વકીલતરીકે અત્યંત પ્રખ્યાત થયેલા છે. તેમણે 'ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ' માં ૩૮ વર્ષ કામ કર્યું છે, અને કાયદાના વર્તમાનપત્રના અધિપતિતરીકે ૩૩ વર્ષસુધી પોતે ચાલુ રહેલા છે.

૭૦ વર્ષે આ મહાન પુરુષ જણાવે છે કે, જીવનની ખરી ખુબીઓની હજી તો મને હમણાંજ ઝાંખી થાય છે. તેમણે લગભગ ૮૦ પુસ્તકો લખ્યાં છે અને તેમાંનાં ૮ તો ઘણાં મોટાં છે. લગભગ ૨૦૦૦ ઉપરાંત તેમણે વ્યાખ્યાનો આપ્યાં છે તથા કાયદાના સુધારાવિષે, વિજ્ઞાનની દૃષ્ટિએ તેમજ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ તેમણે ઘણું વિવેચન કરેલું છે. ૧૯૧૯ માં ઇટાલીયન સર-કારે તેમને પીનલ લૉ અને પીનલ પ્રોસીજરમાં યોગ્ય સુધારો કરવાનું સોંપ્યું હતું અને છેલ્લા ઑગસ્ટમાં આખર 'રાષ્ટ્રીય સભા' જે લંડનમાં ભરવામાં આવી હતી તેમાં તે ઇટાલીયન સરકાર તરફથી પ્રતિનિધિતરીકે ગયા હતા. તેમને 'વૃદ્ધ યુવાન' અને 'યુવાન વૃદ્ધ' પુરુષતરીકે સંબોધ-

વામાં આવ્યા હતા. આ ઉંમરે તેઓ આટલું કાર્ય કેમ કરી શકે છે તથા તેમના આરોગ્યસંબંધી શા નિયમો છે તેનો હવે વિચાર કરીશું.

રોકા ડી પાપા નામનું ગામડું રોમથી આશરે ૧૫ ગાઉ દૂર આવેલું છે. તે ઘણું ઉંચાણમાં હોઇ તેની હવા અત્યંત આરોગ્યમય અને શુદ્ધ છે. આવી સુંદર જગ્યાએ એન્રીકો ફેરી પોતાના ઘણા દિવસો ગાળે છે. અઠવાડીઆમાં છેલ્લા બે–ત્રણ દિવસ તેમજ રાજાઓનો ઘણો ભાગ તેઓ ત્યાં ગાળે છે. ત્યાં તેઓ વિશ્રાંતિ લે છે, એટલે એમ માનવાનું નથી કે ત્યાં તે મોજમજાહ અને એશઆરામમાં વખત ગાળતા હશે.ત્યાં તો તેઓ જૂદા પ્રકારની પ્રવૃત્તિમાં પોતાનું જીવન ગાળે છે. શહેરની ધમાલથી દૂર હોવાથી, તેઓ અહીં અત્યંત સાદું જીવન ગાળી શકે છે. તેઓ ટેકરીઓ ઉપર ચઢે છે અને ઉતરે છે તથા લાંબી મુસાફરી પગે ચાલીને કરે છે. નજીકમાં એક સુંદર સરોવર આવેલું છે. ત્યાં શાંત ચિત્તે તેઓ ધ્યાનમાં પ્રવેશે છે અને અનેક ઉપયોગી ગ્રંથોની વિચારમાળા અહીં આવી રીતે રચાય છે. પોતાના આ શાંત ગૃહને ફેરી "ધી ગ્રીન સાઇલન્સ" એ નામથી ઓળખે છે. ત્યાં આજુબાજુનું વાતાવરણ એટલું તો શુદ્ધ અને લીલી વનસ્પતિથી ભરપૂર છે કે જે નામ તેને આપવામાં આવ્યું છે, તે સાર્થક છે. આ જગ્યા વૃદ્ધાવસ્થાના આરામગૃહતરીકે રાખવામાં આવી હશે, એમ કોઇએ શંકા કરતાં તેને જે ઉત્તર મિ. ફેરીએ આપ્યો છે, તે વિચારવા જેવો છે. સિત્તેર વર્ષ થયાં તેમાં શું ? માણસ કદી ઘરડો થતોજ નથી. માત્ર સગવડની ખાતર પંચાંગ ઉપરથી ગણત્રી કરતાં એમ લાગે છે કે, મને ૭૦ વર્ષ થયાં છે તેથી મારા ભવિષ્યના જીવનની સાથે તેને કંઇ સંબંધ નથી. એક ઘડાનું દૃષ્ટાંત લ્યો. સારી રીતે સાચવીને વાપરનાર મનુષ્ય એક ઘડાને અનેક વર્ષોસુધી પાણી કાઢવાના કામમાં લઇ શકે છે; જ્યારે નિષ્કાળજીવાળો મનુષ્ય થોડા વખતમાં એવા કેટલાય ઘડા ભાંગે છે. તે એમ જણાવે છે કે, જો મનુષ્ય નિયમિત જીવન ગાળે અને કુદરતને અનુસરે તો તે કેટલું આયુષ્ય ભોગવે તેની મર્યાદા નથી.

કુદરતી રીતે જીવવું એટલે શું ? હાલના સંજોગોમાં તે પ્રમાણે જીવવું શકય છે ! એ પ્રશ્નોના ઉત્તરમાં તે જણાવે છે કે, કુદરતના યથાર્થ અર્થમાં હાલમાં સંપૂર્ણ રીતે મનુષ્ય જીવી ન શકે તોપણ લગભગ તે પ્રમાણે જીવવાનો તે યત્ન કરી શકે, એમાં સંશય નથી. આપણે શહેરમાં રહીએ છીએ એ ખરૂં, રેલ્વેમાર્ગે મુસાફરી કરીએ છીએ એ પણ ખરૂં; પરંતુ આપણને ખરાબજ હવા શ્વાસમાં લેવાની હમેશાં કોઇ ફરજ પાડતું નથી. મારા આ રોકા–ડી પાપામાં હું ૨૫ વર્ષથી રહું છું અને જયારે તક મળે ત્યારે હું અહીં આવું છું તથા સારામાં સારૂં કામ હું અહીં કરી શકું છું. વકીલ, અધ્યાપક, વિજ્ઞાનશાસ્ત્રી વગેરે તરીકે જે અનેક દિશામાં મારે કામ કરવાનું છે, તેને માટે મારા શરીરમાં જીવનપ્રવાહને હું અહીંથીજ ભરૂં છું.

આ ઉંમરે તદ્દન સશક્ત અને આરોગ્યવાળું શરીર રહેવાનાં બીજાં કારણોમાં મિ. ફેરી જણાવે છે કે, કામ અને ઉંઘ એ બેમાં હું બહુજ નિયમિત રહું છું અને તેથી હું સારૂં આરોગ્ય ભોગવું છું. તે જણાવે છે કે, હું આઠ કલાકની ઉંઘ લઉં છું અને જ્યારે જમતો હોઉં અગર કસરત કરતો હોઉં તે સમય બાદ કરતાં બાકીનો બધો વખત હું કામમાં રોકાયેલો રહું છું. માત્ર બે વખત હું જમું છું. નાસ્તો સવારમાં લેતો નથી અને બે વખત જમું છું; તે પણ પેટ તડાતુમ થાય ત્યાંસુધી જમતો નથી, માત્ર ભૂખપૂરતુંજ ખાઉં છું. બીડી કે દારૂ હું પીતો નથી. સવારમાં છેલ્લાં પચાસ વર્ષથી હું ઠંડા પાણીથી સ્નાન કરૂં છું અને મને સળેખમ કદી થયું નથી. તરવાનો મને ઘણો શોખ છે અને વારંવાર હું સમુદ્રમાં તરવાનો અખ્તરો કરૂં છું. હું કદી પણ માંદો પડયો નથી. હું ચાલવાની કસરતનો ઘણો હિમાયતી છું. તે ઘણી સહેલી અને વિનામૂલ્યે કરી શકાય એવી છતાં અસંત આનંદ આપનારી કસરત છે. હું રોમથી મારે ગામ ઘણી વખત ચાલતોજ આવું છું અને સાથે મારો દંડ લઇને ચાલવાનું મને ઘણુંજ ગમે છે. પર્વતની ટેકરીઓ ચઢવાનું મને ઘણું ગમે છે અને ફેફસાંને માટે આના જેવી બીજી એકે સારી કસરત નથી.

મિ. ફેરી જણાવે છે કે, હું કુસ્તીબાજ નથી તેમજ અત્યંત શ્રમવાળી કસરતો પણ મને ગમતી નથી. ખૂબ જોરથી દોડવું, કૂદવું, તેના કરતાં જે કસરતોથી આનંદ મળે અને કંટાળો આવેજ નહિ તે મને વધારે ગમે છે. તરવાની કસરત છે એ સર્વોત્તમ કસરત છે; કારણ કે

તેથી શરીરના બધા સ્નાયુઓને કસરત મળે છે.

'મંકી ગ્લેન્ડ' એટલે કે વાંદરાની અમુક ગ્રંથિનો ઉપયોગ કરવાથી મનુષ્યના શરીરમાં નવું જીવન આવે છે એવી જે હાલ નવીન શોધ વિજ્ઞાનિકોએ કરી છે, તે સંબંધમાં મિ. ફેરીનો અભિપ્રાય પૂછતાં તેઓ જણાવે છે કે, "મારા શરીરની જે શક્તિઓ હું આ વયે જાળવી રહ્યો છું અને ભવિષ્યમાં જાળવવાની મારી શક્તિ અને ખાત્રી છે તે જોતાં હું વાંદરાને મારો ભાગીઓ અથવા સાથી બનાવવા માગતો નથી. ઈશ્વરે મને જે શરીરની બક્ષિસ આપી છે, તેનો સદુપયોગ કરી હું ૧૦૦ વર્ષસુધી જીવીશજ, એમ મારી ખાત્રી છે. હું વર્ણસંકરતા કરવાની વિરુદ્ધ છું."

પ્રૉફેસર ફેરી એમ માને છે કે, 'શારીરિક કેળવણી' વિષે દરેક અભ્યાસક્રમમાં સારી યોજના હોવી જોઇએ; તેમજ વિદ્યાર્થીઓને (સ્ત્રી–પુરુષ બંનેને) જનનેંદ્રિયની રચના તથા તેના સદુપયોગ–દુરુપયોગસંબંધી તમામ નિયમોથી તેમને સારી પેઠે વાકેફ રાખવા જોઇએ તથા શારીરશાસ્ત્ર અને પૂર્ણ આરોગ્ય કેમ જાળવવું એ સંબંધી ખાસ ધ્યાન આપવું જોઇએ. કેટલાક એવી શંકા ઉઠાવે છે કે, આ સંબંધી માહિતી આપવી એ કેટલાક દેશોમાં અને ખાસ કરીને યૂરોપ અને તેના દક્ષિણના દેશોમાં, એ સમાજના નિયમથી વિરુદ્ધ છે; પરંતુ તેના જવાબમાં તે જણાવે છે કે, "એ બાબતને ગુપ્ત રાખવાથીજ ઘણાં નુકસાન થાય છે, કારણ કે વિદ્યાર્થીઓ જીવનના અગત્યના કાયદાઓસંબંધી આ દિશામાં તદ્દન અજ્ઞાન રહે છે; અને પછીથી ગમે તેવા સંજોગો ઉત્પન્ન થતાં તેમાં ફસાઇ જાય છે તથા શારીરિક અને નૈતિક હાનિ વહોરી લે છે.' તેમણે પોતે તે બાબતમાં પોતાનાં બાળકોને લેખી પત્રોદ્વારા આ જ્ઞાન આપ્યું છે. તેમને બે પુત્રો અને એક પુત્રી છે. ઇટાલિયન સમાજમાં આ સંબંધી મોઢેથી જ્ઞાન માબાપો પોતાનાં પુત્ર–પુત્રીઓને આપે, એ સમય હજી આવ્યો નથી; માટે મિ. ફેરીએ પત્રો લખીને પોતાનાં બાળકોને આ જ્ઞાન આપવાની પહેલ કરી છે.

મિ. ફેરી કહે છે કે, મારા પત્રોદ્વારા મેં સરળ અને સહેલી ભાષામાં કુદરતના જનનેંદ્રિયસંબંધી નિયમો મારાં બાળકોને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને તેમાં ખાસ કરીને મારા પુત્રોને શારીરિક તથા નૈતિક આરોગ્યવિષે ખાસ સૂચનાઓ આપી. મને આ સંબંધી કાંઈ જ્ઞાન મારા વડીલો તરફથી મળ્યું નહોતું; પરંતુ મોન્ટીગોઝા નામના વિદ્વાન લેખકનાં પુસ્તકો આ વિષય ઉપર મેં વાંચેલા તે ઉપરથી જાણવા યોગ્ય હકીકત મેં એકઠી કરી હતી. મારી તો ખાસ માન્યતા છે કે, આ સંબંધમાં શાળાઓમાં કંઇ શીખવવામાં આવતું નથી, એ મોટી ભૂલ છે. તંદુરસ્તી જાળવવાના મુખ્ય સિદ્ધાંતો જે તેમને જીવનભર ઉપયોગી થઇ પડનાર છે, તે સંબંધી તેમને પૂર્ણ માહિતી આપવીજ જોઇએ. જો કે આ કામ સહેલું નથી, તોપણ તે અઘરૂં છે; માટે કરવા જેવું નથી એમ માનવું, એ ભૂલભરેલું છે. આ દિશામાં પ્રયત્ન કરવામાં આવે તો સહેલાઇથી પ્રગતિ કરી શકાય એમ છે, અને જે વિદ્વાનો પોતાનો સમય આ દિશામાં ગાળશે, તેમને આગળ ઉપર સમજાશે કે તેમનો સમય અત્યંત ઉપયોગી કાર્યમાં ગાળવામાં આવ્યો છે તથા તેનું પરિણામ અત્યંત સંતોષકારક આવેલું છે."

પ્રૉફેસર ફેરીનો અવાજ ઘણોજ મધુર અને સંગીત જેવો કર્ણપ્રિય છે. ચાળીસ વર્ષનો યુવાન બોલતો હોય એવું તેમાં ઓજસ્ છે.તે સંબંધમાં તે જણાવે છે કે, "આ અવાજ મેં કેળવ્યો છે. દરેક વસ્તુ મહેનત કરવાથી થઇ શકે છે. મારે વકીલાત અને વ્યાખ્યાનકાર બન્નેતરીકે કામ કરવામાં અવાજની મધુરતાની જરૂર પડી અને તે માટે મારાં ફેફસાં પણ સારાં હોવાં જોઇએ, એમ મને લાગ્યું. તે વખતે હું પીસામાં હતો,હું ગામ બહાર જતો અને ત્યાં મારી અવાજ સુધારવાની કસરતો કરતો. જેટલે મોટેથી બોલી શકાય તેટલે મોટેથી હું બોલવાનો અભ્યાસ પાડતો અને કોઈ વિષય ઉપર જાણે વ્યાખ્યાન કરતો હોઉં તેમ મારા વિચારો મોટેથી બોલી જતો. આથી ફેફસાંને, કંઠનળીને અને મારા મગજને સારી કસરત મળતી. શરૂઆતમાં વિચારોની અવ્યવસ્થા થઈ જતી અને કેટલુંક અસંબદ્ધ પ્રલાપ જેવું મને લાગતું; પણ જેમ જેમ મારો અભ્યાસ વધતો ગયો, તેમ તેમ મારા વિચારો વ્યવસ્થિત ગોઠવાતા ગયા, મારો શ્વાસ નિયમિત થતો ગયો અને અવાજ એવો સુંદર થયો કે ધારેલી અસર હું શ્રોતા ઉપર ઉપજાવવા શક્તિવાન થયો. આ જે શક્તિ મને પ્રાપ્ત થઇ, તેનું પરિણામ એ આવ્યું કે, સાત સાત કલાકસુધી પાર્લામેન્ટમાં કંઇ પણ થાકવગર તેમજ કોઈ જાતની નોંધ પાસે રાખ્યા સિવાય હું

સતત ભાષણો કરી શકતો."

પ્રૉફેસર ફેરી જ્યારે શહેરમાં આવે છે ત્યારે આખી પ્રજાને કંઇક નવો ઉત્સાહ આવે છે.કોઈ રાજકીય સભા હોય, કે પ્રજાકીય અગત્યના પ્રશ્નની ચર્ચામાં ભાગ લેવાનો હોય, કે વિશ્વવિદ્યાલય તરફથી ભાષણો આપવાનાં હોય, કે વિજ્ઞાનની કોઇ શોધ માટેની મુસાફરી હોય, કે એવા અનેક ઉપયોગી કામ માટેજ તેમનું આગમન હોય, આ બધા પ્રશ્નોની ચર્ચા તેઓ કરે તોપણ તે ઉપરાંત તેમની પાસેથી પ્રજા કોઇ ખાસ વિષય ઉપર ભાષણ પણ કરાવે તથા કોઈક ધાર્મિક સંસ્થાના લાભમાટેની સભા પણ કરાવવા ચૂકે નહિજ. લાંબું આયુષ્ય કેમ ભોગવવું તે સંબંધી તેમની સાથે વાર્તાલાપ કરવા તેમજ નવું નવું જાણવા અનેક મનુષ્યો તેમની સલાહ લેવા આવે તે તો જૂદુંજ. આ પ્રમાણે શહેરમાં આવે ત્યારે તેમનો આખો વખત લોકોપયોગી કાર્યમાંજ વ્યતીત થાય.

પ્રૉફેસર ફેરી પૂરાં ૧૦૦ વર્ષ તો ઓછામાં ઓછું જીવવાની સંપૂર્ણ તંદુરસ્તીસહ આશા રાખે છે. રોમના વિશ્વવિદ્યાલયમાં કે જ્યાં તેમને માટે અત્યંત આદર છે, ત્યાં તેઓ વ્યાખ્યાન આપવાનું અને શીખવવાનું તો ચાલુજ રાખશે; તેમજ વકીલાત પણ કરશે અને ગુન્હા તથા ગુન્હેગારસંબંધી તેમની શોધો પણ ચાલુ રહેશેજ.

ગુન્હા અને ગુન્હેગારસંબંધી તેમના વિચારો જાણવા જેવા છે.ગુન્હેગારોને શિક્ષા કરવાથી કંઇ અર્થ સરતો નથી, એમ તેઓ માને છે; પરંતુ તેમનું વલણ શાથી ગુન્હો કરવા તરફ થયું,તે વૈજ્ઞાનિકદૃષ્ટિએ શોધી કાઢીને તે કારણને દૂર કરવા પ્રયત્ન કરવો એજ જરૂરનું છે, કે જેથી ફરીથી તે તેવો ગુન્હો કરવા પ્રેરાયજ નહિ. સમાજને ઉદ્ધત અને ન સુધારી શકાય એવા ગુન્હેગારોથી બચાવવી એ જરૂરનું છે, એ વાત ખરી છે; તોપણ જે સુધરી શકે એવા છે, તેમને સુધરવાની તક આપી તેમનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરવો, એ પણ એટલુંજ જરૂરનું છે, એમ તેઓ માને છે. હાલનાં કેદખાનાંને ખેતીવાડીનાં નાનાં સંસ્થાનો બનાવી દેવાની તેઓ સલાહ આપે છે; કારણ કે તેઓ એમ માને છે કે,આથીજ ગુન્હેગારની શારીરિક અને માનસિક સુધારણા થવાનો સંભવ છે.

પ્રિય વાચક ! આ ઉપરના પ્રૉફેસર ફેરીના કંઇક લંબાણથી આપેલા વૃત્તાંતથી સમજાશે કે, મનુષ્ય જો પોતાની ઉન્નતિ કરવા માગે તો તે કરી શકવા સમર્થ છે. હાલમાં આપણા શિક્ષિત યુવાનવર્ગની દશા જુઓ. તેમની શારીરિક સ્થિતિ જોઈ, તમને દયા આવ્યાવિના રહેશે નહિ. આપણા યુવકવર્ગનાં શરીર બગડવાનાં અનેક કારણો છે, અને તે સુધારવા શું કરવું જોઇએ તે ચર્ચવાનું આ સ્થાન નથી, તોપણ ઉપરના દૃષ્ટાંતમાંથી એટલું તો સમજાશે કે, જો પ્રયત્ન કરવામાં આવે તો શારીરિક સુધારણા ગમે તે મનુષ્ય કરી શકે; અને પ્રથમનો પાયો સુધરતાં, આખું જીવન સુધારવાનું સુગમ થાય. પ્રૉફેસર ફેરીએ કસરત અને યોગ્ય આહાર ઉપરજ ખાસ ધ્યાન આપ્યું છે અને તેમાં નિયમિત રહેવાની તથા હમેશાં નિયમિત કામ કરવાની ટેવ પાડવાની કેટલી જરૂર છે, તે ઉપર ખાસ ધ્યાન આપવાથી તે ૭૦ વરસની ઉંમરે પણ કેટલું બધું કામ કરી શકે છે તે આપણે જોઇ શકીએ છીએ. ખુલ્લી હવામાં જેટલું રહી શકાય એટલું રહેવું અને ચાલવાની તથા તરવાની બની શકે તેટલી કસરત કરવી એથી કેટલો બધો લાભ છે, તે પણ બતાવ્યું છે. આપણે તેમાંથી બને તેટલો પ્રયત્ન કરીને લેવા યોગ્ય લાભ લઇએ અને આપણી તંદુરસ્તી સુધારી બીજાને સુધારવાના કામમાં મદદગાર થઇએ એજ વિનતિ છે.

# અખંડ સુખશાન્તિ મેળવવાના ઉપાય

અપકાર ઉપર ઉપકાર કરવા;અવગુણ ઉપર ગુણ કરવા; ક્રોધને શાન્તિથી વશ કરવો; કડવું બોલનારને મીઠાશથી વશ કરવો; વેરી તરફ ક્ષમા બતાવવી; હિંસા તથા નિંદા કરનાર તરફ દયા બતાવવી અને દુઃખ દેનારને પણ ધન્યવાદ આપતાં શીખવો. અખંડ સુખ તથા શાન્તિ મેળવવા માટે આ બતાવેલા સદ્દગુણો શીખવા જોઇએ.

# છોકરાઓને છાના ઉપદેશ–નઠારી સોબતનું ફળ

('વ્યાયામ'ના ઑક્ટોબર ૧૯૨૬ ના અંકમાંથી)

જે વિદ્યાવગરના છે, કામી છે, લોભી છે, દાંભિક છે, મોજી છે અને ગર્વિષ્ઠ છે, એવા દુષ્ટ માણસોનાં સ્વપ્નાંમાં સુદ્ધાં નીતિ અને ધર્મ એ બે વસ્તુ શું છે,તે સમજવામાં આવતું નથી; તેથી તેઓ જૂઠું બોલે છે, નહિ ખાવા જેવા પદાર્થો ખાય છે, નહિ પીવા જેવી વસ્તુઓ પીએ છે અને નાના પ્રકારનાં વ્યસનોને વશ થાય છે; એટલુંજ નહિ પણ તેને તાબે થવાને શ્રમ કરવો પડતો નથી કે વખત વ્યતિત થતો નથી,પરંતુ ઉપર દર્શાવેલી ખરાબ ટેવો છોડવી ઘણી મુશ્કેલ પડે છે અને તેમાંએ વળી કેટલીક પડેલી કુટેવો છોડી છુટી શકતી નથી. એટલા સારૂ સૂચવવામાં આવે છે કે, આવા દુર્ગુણવાળા મિત્રોનો સંગ કદાપિ કરવો નહિ, તેમણે વિસ્તારેલી જાળમાં ઝંપલાવવું નહિ અને શ્રેયસંપાદનનાં સાધનો સાધ્ય કરી લઈ જીવનને સફળ કરવું.

આ લેખ શરૂ કરતાં પહેલાં કેટલીએક વ્યાવહારિક સૂચનાઓ છે, તે આ સ્થળે હું આપું છું. પહેલી સૂચના છે તે જેમને રાત્રે ઉપરાઉપરી સ્વપ્નાં આવે છે તેમને માટે છે. બીજી સૂચના છે તે અજ્ઞાનના કારણથી **મુષ્ટિમૈથુન**ની ટેવ પડી જવાથી નિરંતર જેઓ તેને આધીન થયેલા છે,તેવાઓને નુકસાનકર્તા કુટેવ કાઢી નાખવાની અંતઃકરણમાં ઇચ્છા છે, તેમને સારૂ છે.

સ્વપ્નાં ઓછાં આવે તેને માટે ઉપાયો પુષ્કળ છે; પણ ખરી રીતે જોઇએ તો શરીર નિરામય રાખવું એજ મુખ્ય ઉપાય છે. શરીર નિરોગી રાખવા માટે નીચે જણાવેલી વાતો ખાસ ધ્યાનમાં રાખવીઃ–

(૧) ખુલ્લી હવામાં નિરંતર નિદાન નિયમિતપણે બે કલાક સુધી બરાબર રીતે વ્યાયામ કરવો. મને એક છોકરાએ કહ્યું છે કે, રાત્રે સૂતા અગાઉ સૅન્ડોના કહેવા પ્રમાણે કસરત (એક્સર્સાઇઝ) કરવાથી મને સારો ફાયદો થયો છે.

(૨) હમેશાં ટાઢા પાણીથી ન્હાવું સારૂં છે. નિરંતર ટાઢા પાણીથી ન્હાવાવડે પ્રકૃતિ ઠીક ન રહે, તો અઠવાડિયામાં એકાદ દિવસ પણ ટાઢા પાણીથી ન્હાવું જોઇએ.

(૩) રાત્રિએ ઘણું મોડું જમવું નહિ અને ભૂખ હોય તેના કરતાં નિત્ય ચાર કોળીઆ ઓછા ખાવા; તેમાં પણ રાત્રે તો જેમ ઓછું ખવાય તેમ સારૂં છે. કોઇ પણ પ્રકારનો માદક પદાર્થ પીવો નહિ.(થવાનું હશે તે થશે એમ કહી ચા–કૉફી બિલકુલ પીવાં નહિ.)

(૪) હમેશાં ઝાડો સાફ આવે તેને માટે કાળજી રાખવી.

(૫) જનનેન્દ્રિયની જગ્યામાં જો વારંવાર ખંજવાળવું પડે તો વૈદ્યની સલાહ લેવી કે, ખંજવાળવું કેમ પડે છે? વૈદ્યને એમ પૂછવામાં જરાપણ ડરવાનું કંઇ કારણ નથી.ખંજવાળ આવવાનું કારણ સામાન્ય હોય છે, પણ વૈદ્યની સલાહ લેવી એ શ્રેયસ્કર છે; કારણ કે એવી બાબતમાં યોગ્ય ઉપાય યોજવા વૈદ્યવગર બીજા કોઇ ખરેખરી સલાહ આપી શકતા નથી.

(૬) હમેશાં જનનેન્દ્રિયના અગ્રભાગ ઉપરની ત્વચા પાછી હઠાવી અંદરનો ભાગ ઠંડા પાણીથી બરાબર ધોઇ નાખવો. આ ભાગ ઉપર સફેદ રંગનો ચીકણો પદાર્થ રોજ જામે છે. જો તે બરાબર ધોઈ નાખવામાં ન આવે તો ત્યાં આગળ ઘણી ખંજવાળ આવે છે. તે શાથી આવે છે તે ન સમજવામાં આવ્યાથી, ત્યાં આગળ હાથ લગાડવાનો અનિવાર્ય મોહ ઉપસ્થિત થાય છે. આ જે ધોળી વસ્તુ છે તે વીર્યજ છે, એમ સમજી તરુણ માણસો ઘણીવાર ગભરાય છે; પરંતુ આ પદાર્થ સાથે વીર્યનો યત્કિંચિત્ માત્ર સંબંધ નથી. ખરેખરો પવિત્ર માણસ હોય છે, તેનું શુદ્ધ પવિત્ર વર્તન છતાં પણ આ ઠેકાણે ધોળા રંગનો થર બાઝે છે;માટે જો તે ધોઈ નાખવામાં ન આવે તો તેને લીધે ત્વચાના અનેકાનેક રોગો ઉત્પન્ન થવાનો સંભવ રહે છે.

(૭) ન્હાતી વેળાએ ગુહ્યસ્થાન નિરંતર સાબુ લગાડી ધોઇને સ્વચ્છ કરવાનો મહાવરો રાખવો. કેટલાક શરમાળ છોકરાઓ આ ગુહ્ય ભાગ ધોઇને ચોખ્ખો કરતા નથી, તેથી તેમને દરાજ, ગરમી વગેરે ત્વચાના રોગો થાય છે; એટલુંજ નહિ પરંતુ જે જગ્યાએ વારવાર હાથ લગાડવો વ્યાજબી નથી, ત્યાં આગળ ખજુલી આવવાથી હાથ લગાડવો પડે છે.

(૮) રાત્રિએ સૂતી વખતે ધોએલો સ્વચ્છ લંગોટ પહેરીને સુઇ રહેવું. ઘણાખરા મનુષ્યો

કહે છે કે, લંગોટ પહેરીને સુઇ રહેવાથી નામર્દાઈ પેદા થવાની ધાસ્તી રહે છે; પરંતુ તેમનું આ કહેવું ઉચિત નથી. કટેવને કમી કરવાના કામમાં લંગોટ ઉપકારક થઇ પડે છે. રાત્રિદિવસ લંગોટ પહેરી રાખવો, તે અત્યંત શ્રેયસ્કર છે.

**સુવાનું સ્થળ અને પથારી માટે નીચે જણાવેલી હકીકત ધ્યાનમાં રાખવી:-**

(૧) સુવાના સ્થળમાં સારી શુદ્ધ હવા આવવા દેવી. બારીબારણાં ઉઘાડાં મૂકીને સુવું.

(૨) સુતા પહેલાં પેશાબ કરી આવવો.

(૩) વીર્યપાત વારંવાર થતો હોય તો, સવારમાં ઉઠયા બરોબર પાંચ મિનિટ ઠંડા પાણીની ધાર ઇંદ્રિય ઉપર કરવી.

(૪) સવડ હોય તો પોતાને માટે સ્વતંત્ર એકાંત સ્થળમાં પથારી પાથરવી. પાથરવાની તળાઇ સાધારણ કઠણ કરવી પણ બહુ નરમાશવાળી રાખવી નહિ.

(૫) ફાવે તે પ્રમાણે પાસાભેર સુઇ રહેવું. ચતા અથવા ઉંધા સુઇ રહેવું, એ બરોબર નથી; કારણ કે તેથી ઈંદ્રિય ઉત્તેજિત થઈ, વીર્યપાત તરફ વૃત્તિ વાળે છે. પાસાભેર સુઇ રહેવાની ટેવ પાડવી એ ઘણું સરળ છે. પાટીનો પટો અથવા ઝીણી બારીક પટ્ટી કમરના ભાગમાં એવી રીતે બાંધવી કે, ગાંઠ પાછળના ભાગ પાસે વળી શકે.તાત્પર્ય એ છે કે, ઉંઘમાં કદાપિ ચતા થઇ જવાય તોપણ ગાંઠ ખુંચવાથી જાગી જવાય, જેથી વિક્ષેપ આવી શકે નહિ.

(૬) બીજો ઉત્તમ માર્ગ એ છે કે, સ્વપ્નાં આવવાનો વખત જે ૨ થી ૫ સુધીનો છે, તે વખત વાંચવામાટે અથવા ખરેખરી ગાઢ નિદ્રામાટે મુકરર કરવો, એટલે સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થવાનો સમય આવી શકવાનો નથી. જાગ્રત થવાય તે વખતે પેશાબ કરવા જવાની આદત રાખવી.

ઉપર દર્શાવ્યા ઉપરાંત બીજી ત્રણ સાધારણ સૂચનાઓ ઉપર પણ લક્ષ આપવાની ખાસ અગત્ય છે.

(૧) ગમે તેમ થાય, પરંતુ ગુહ્ય ઇંદ્રિયને હાથ લગાડવાનો સ્વભાવ સારો નથી; માટે તેની ટેવ પાડવી નહિ.

(૨) સારા વિચારવગરના બીજા વિચારોમાં લક્ષ લગાડવું નહિ.ઘણાં છોકરાંઓના મનમાં ખરાબ વિચારો આવે છે; પરંતુ સારા છોકરાઓ તે તરફ ધ્યાન આપતા નથી. વિલક્ષણ ચિત્રો અથવા નકામી વાતોવિષે મનમાં વિચારો આવે તો તેને સર્પની પેઠે વેગળા કરી નાખવા. આ પ્રમાણે કરવાથી સ્વપ્નાવસ્થા બંધ થશે.

શરીરમાં ગમે તેટલી ધાતુ વધે, પણ તેનાથી કોઈ પ્રકારે ઉપાધિ થઈ શકતી નથી. જો મન સ્વાધીનમાં ન રહે અને વૃત્તિ વિહ્વલ થાય તો નિરામય શરીરવાળાને પણ વધેલી ધાતુ નુકસાન કરે છે તથા શરીરમાં રોગ કરે છે. કહેવાનો સારાંશ એ છે કે, ધાતુ વધવાથી રોગ થતો નથી; પરંતુ મનોવિકારની વૃત્તિ વિહ્વલ થવાને લીધે રોગ પેદા થાય છે.

(૩) બાર વરસની વયથી પચીસ વરસની ઉંમર સુધી ૧-વિષયી મિત્રો સાથે ગાઢો સંબંધ, ૨-સ્ત્રીના સ્વરૂપનું અને તેના ગુણનું વર્ણન, ૩-શૃંગારિક કાદંબરીઓ, ૪-નાટક અને નૉવેલો વગેરે વાંચવાં અને તેના પ્રત્યક્ષ થતા પ્રયોગો જોવા, ૫-વિષયની વાતો હાસ્યવિનોદમાં કહેવી, વગેરે બાબતો વર્જ કરવી. શરીરમાં વધેલી ધાતુ ન વપરાવાને લીધે શરીરમાં રોગ થાય છે એવી સમજણ વિષયવાસનાને વધારનારી અને અતિશય નુકસાન કરનારી છે. સુખમય જીંદગી ગાળવાના મુખ્ય સાધનરૂપ જે ધાતુ છે, તેને જે વયમાં એકત્ર કરી ભંડાર ભરી રાખવો જોઇએ, તેને બદલે વિષયવાસનામાં તલ્લીન થઇ જઇ, જેઓ તાતકાલિક સુખ ભોગવે છે, તેઓ મોટી ભૂલ કરે છે; અને તેઓ મનોવિકારની વિફરેલી વૃત્તિને વશ કરી, દીર્ઘાયુષ્ય સુખમય નિર્ગમન કરવા સારૂ લવલેશ પ્રયત્ન આદરતા નથી, એ અત્યંત દિલગીરી ઉપજાવનારૂં છે, એમ અમારે ડીંડીમ વગાડીને કહેવું પડે છે.

## મુષ્ટિમૈથુનની કુટેવમાંથી મુક્ત થવાનો ઉપાય

અજ્ઞાનતાને લીધે નુકસાનકારક મુષ્ટિમૈથુનની કુટેવમાં ફસી ગયેલાઓએ તેમાંથી મુક્ત થવાની ઇચ્છા હોય તો નીચે જણાવેલી સૂચનાઓનું અવશ્ય મનન કરવું.

(૧) પ્રથમ દર્શાવેલી પ્રત્યેક સૂચનાઓ તેમણે કાળજીપૂર્વક પરિપાલન કરવી. સ્વાભાવિકપણે સ્વપ્નાં આવે તો વિશેષ ગભરાવાનું કારણ નથી; પરંતુ કુક્રિયાની કુટેવના અભ્યાસને લીધે રાત્રિએ જો વીર્યપાત સ્વપ્નાવસ્થામાં થતો હોય તો પ્રથમ કુટેવ કાઢી નાખી, પછી સ્વપ્નાં ન આવે તેવા યોગ્ય ઉપાયો યોજવા તજવીજ કરવી.

(૨) કુક્રિયાની કુટેવમાંથી મુક્ત થવાની જો કોઈ છોકરાના મનમાં ઇચ્છા હોય તો તેણે તે ટેવનો ત્યાગ કરવા સારૂ અડગ નિશ્ચય આદરવો. અંતઃકરણથી બરાબર નિશ્ચય થયો નહિ હોય તો તે કુટેવ પુનઃ તેને વળગ્યા વગર રહેવાની નથી; માટે કુટેવની કુક્રિયાના ખરેખરા ઘોર પરિણામનો અંતઃકરણમાં ઉંડો વિચાર કરી એક વખત દૃઢ પ્રતિજ્ઞા કરવી અને તે હમેશને સારૂ સ્વીકાર કરી લેવી. એ વગર અન્ય ઉપાય તેમને તેમાંથી મુક્ત કરાવનારો નથી. કુટેવ જેટલી વધારે અને જેટલા વધારે દિવસની હશે, તેટલો વધારે વખત તેને છોડવાને લાગશે; અને તે છોડવા સારૂ પ્રયાસ પણ વધારેજ કરવો પડશે. સાધારણ સામાન્ય કુટેવ ટળી જાય, તોપણ તે ટેવ જેમ બને તેમ સમુળગી અંતઃકરણમાંથી અળગી થાય તેને સારૂ જે કંઈ કરવું ઘટે તે કરવા તૈયાર રહેવું જોઇએ; કારણ કે અઠવાડિયું, મહીનો અથવા વરસદિવસ થઇ જાય, વરસોનાં વરસો વીતી જાય તોયે કુટેવનો મોહ છોડી દેતાં છૂટી શકતો નથી. મોહ ન જાય; પરંતુ પોતાનો કરેલો દૃઢ નિશ્ચયનો ત્યાગ કરવો એ વ્યાજબી નથી. કુક્રિયાની કુટેવ કાઢવા જે પ્રમાણથી પરિશ્રમ કરવામાં આવશે, તે પ્રમાણે તેમાંથી મુક્ત થવાનો વધારે સંભવ છે.

---

# હિંદુઓ, સાવધાન !

## તમારા બંધુઓને સાચવો

હિંદુજાતિને લાગુ પડેલો જાતિક્ષય કેટલો ભયંકર, તેમજ હિંદુજાતિની આંખ ઉઘાડનારો છે, તે ૧૯૧૧ થી ૧૯૨૧ સુધીના દશકામાં, જૂદી જૂદી જાતિઓના કેટલા હિંદુઓએ પરધર્મનો સ્વીકાર કર્યો, તેના આંકડા એક પત્રે પ્રગટ કર્યા છે, તે જોતાં કોઈ પણ હિંદુના દિલને આઘાત થયા વિના રહેશે નહિ. એ આંકડા નીચે પ્રમાણે છે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| બ્રાહ્મણ | ૩૪૦૭૧૭ | ગવલી | ૪૩૬૨૫ | ઢેડ (ડોમ) | ૫૦૦૮૭૦ |
| આહીર | ૪૧૬૨૫ | ગોલા | ૧૨૧૨૬૩ | દુસાચ | ૧૪૭૭૦૨ |
| મહાબ્રાહ્મણ | ૧૯૮૬૦૯ | ગઉડ | ૧૬૩૫૮ | જોગી | ૧૫૨૯૦૫ |
| બાગદી | ૧૪૫૪૧૫ | વાણીયા(ગુર્જર) | ૧૯૧૭૧ | વણકર | ૧૯૦૨૬૭ |
| વાઘરી | ૪૩૩૦૨૮ | નાવી (હજામ) | ૧૦૭૬૭૫ | માળી | ૭૩૩૦૬ |
| ભુમીહાર | ૨૧૧૨૨૭ | ચમાર | ૨૩૦૮૫ | કંસારા | ૧૩૨૪૧૫ |
| સુતાર | ૪૧૫૧૬૬ | ચાવા | ૯૪૫૫૨ | કડીયા | ૬૦૫૬૪ |
| ફકીટર | ૧૮૮૫૭૯ | ચાંડાળ | ૨૨૪૭૧ | કેવટ | ૬૫૧૭૫ |
| ભરવાડ | ૬૯૨૨૦ | ધોબી | ૫૩૮૭૪ | જનાવર કાપનાર | ૬૭૧૩૬૫ |

આ રીતે પ્રત્યેક દશ વરસે લગભગ સવા કરોડ માણસો ઓછાં થતાં જાય તો ત્રણુસો વર્ષમાં એક પણ હિંદુ, હિંદુઓની ભૂમિ ઉપર રહેવાનો નહિ; અને હજારો વર્ષથી જે ધર્મને લીધે આ ભૂમિનું નામ હિંદુસ્થાન પડ્યું, તે નામ પણ બદલાઈ જવાનું. શુદ્ધિ અને સંગઠનની કેટલી જરૂર છે, તે ઉપરના આંકડાજ બતાવી આપે છે.

(દૈનિક "**હિંદુસ્થાન**"ના એક અંકમાંથી)

# ભગવાન્ બુદ્ધની સાધના, સિદ્ધિ અને ઉપદેશ

(‘ચિત્રમયજગત’ના સપ્ટેમ્બર તથા નવેંબર ૧૯૨૬ ના અંકોમાંથી)

**પ્રસ્તાવના:**–દુનિયામાં આજપર્યંત અલૌકિકતરીકે મનાયેલા સાત–આઠ મહાત્માઓમાં ભગવાન બુદ્ધની પણ ગણના થાય છે; તથાપિ જેમના ગુણોથી લોભાઇને તે ગુણગાન ગાવામાં આધુનિક ઇતિહાસકારોની લેખણ થનથનાટ કરવા લાગે છે એવા નરવીરોની પ્રભાવલિમાં તેમનું નામ નજરે પડતું નથી. આ માન સીઝર, અલેકઝાંડર, નેપોલિયન વગેરેને લાધ્યું છે. સ્પષ્ટ એજ છે! ભગવાન બુદ્ધે પોતાનો કીર્તિધ્વજ ઉપર જણાવેલા વીરોની પેઠે ઐહિક ઐશ્વર્યના આડંબર ઉપર રોપ્યો નથી અથવા એવી ઐશ્વર્યરૂપી ઇમારત રચતી વેળા, તેને મજબૂતી આણવા સારૂ દીધેલા નરબલિના રક્તવડે નીતરતી તરવારથી ભય પામી પ્રશંસક બનેલા ભાટોની સહાયતાની પણ તેણે અપેક્ષા રાખી નથી. મહાભાગોના સામ્રાજ્યની વાતજ જૂદી. પોતાના સામ્રાજ્યની સાક્ષી પૂરનારા શિલાલેખ તેમણે જનતાજનાર્દનના અંતઃકરણરૂપી શાશ્વત શિલાતલ ઉપર કેવળ જ્ઞાનચક્ષુવડે વાંચી શકાય એવી અદશ્ય લિપિમાં કોરી રાખ્યા છે. આવાં સામ્રાજ્યોની રચના આંખની કીકીનેયે પોતાના મૃદુસ્પર્શથી આલ્હાદ આપનાર છે,પરંતુ પ્રસંગે પ્રચંડ શિલાખંડને સુદ્ધાં પોતાના અવિરત વર્ષાવથી શૂન્યવત્ કરણક્ષમ જે નીર તદુપમ નિર્મળ પ્રેમના સામર્થ્યપર થયેલી હોય છે. આ સામ્રાજ્યની શાશ્વતિ પણ ચાર આઠ પેઢીઓ ટકયા બાદ નામશેષ થઇ જતી શાશ્વતિ પૈકી નથી તે કલ્પકલ્પાંત સુધી ટકનારી હોય છે. આવાં અક્ષય્ય સામ્રાજ્યોના પ્રસ્થાપકોને ચિદ્દ્ઘન ચૈતન્યના અવતાર માનવાની આપણ હિંદુઓની રીત છે.

અવતાર ધારણ કરવાના પરમેશ્વરના ઉદ્દેશ અનેક હોઇ શકે છે. ધર્મોદ્ધાર, દુઃસંહાર, શિષ્ટ-પરિપાલન, આદર્શભૂત આયુષ્યક્રમ ઇત્યાદિ મુખ્ય છે. એ પૈકી બુદ્ધનું અવતારકાર્ય ધર્મોદ્ધારનું હતું.

એ મહાભાગસંબંધી એકંદર હકીકત અહીં આપવી અશકય છે; તેથી તેમની આધ્યાત્મિક સાધના, સિદ્ધિ અને ઉપદેશ, આ ત્રણ બાબતોનુંજ વિવેચન કરવાનું અહીં યોજ્યું છે. બુદ્ધની બાબતમાં અનેક ભ્રામક, અતિશયોક્તિપ્રચૂર ને અસંભાવ્ય કલ્પનાઓ જનસમાજમાં રૂઢ છે. પાલીભાષાના જાણકાર ને બૌદ્ધ તત્ત્વજ્ઞાનમાં કુશળ ગણાતા સુપ્રસિદ્ધ ધર્માનંદ કોસંબીના લેખનાધારે ઉપરની ભ્રામક કલ્પનાઓનું નિરસન કરવાનો પ્રયત્ન પણ આ લેખમાં કર્યો છે.

અવતારી હતા છતાં પણ ભગવાને માનવદેહ ધારણ કર્યો હતો; ને પ્રથમ ક્રમે ક્રમે પોતાની ઉન્નતિ કરી લઇને છેવટે સિદ્ધાવસ્થામાંના પુરુષો પ્રમાણે પોતાનું વર્તન તેમણે રાખ્યું હતું. આથીજ તેમનાં વૈરાગ્ય, દયા, પ્રેમ ને સન્નિષ્ઠા અખિલ માનવજાતિને આદર્શભૂત થઇ રહ્યાં છે. તેઓ અવતારી પુરુષ હતા, તેથી તેમની વાત જૂદી ને આપણી જૂદી. તેમની પેઠે વર્તવાનો આપણે પ્રયત્ન કરવો એ અનિષ્ટ છે, એમ માનવું એ મૂર્ખાઇભરેલું લેખાશે. પરમેશ્વર જ્યારે મનુષ્યદેહમાં અવતરે છે, ત્યારે માનવદેહધારી આત્માને કયી કયી કરણી કરવી શકય છે, એ બતાવી આપવું એજ તેમનો મુખ્ય ઉદ્દેશ હોય છે. મનુષ્યની અંતર્ગત શક્તિનો વિકાસ કેટલા પ્રમાણમાં થઇ શકે છે ને તેનું રહસ્ય શું છે, એ સમજાવવા સારૂજ ઇશ્વિર પોતે પંચભૌતિક દેહ ધારણ કરીને પૃથ્વી ઉપર અવતરે છે. બુદ્ધની સાધનાનો અભ્યાસ આપણે આજ દૃષ્ટિથી કરવો જોઇએ. તેમણે મેળવેલી સિદ્ધિ, સામાન્ય મનુષ્યને એક તો શું પણ સો જન્મે પણ મેળવવી શકય નથી; તથાપિ જે મુમુક્ષુ છે તેમણે, બુદ્ધે પોતાના નેત્ર સામે રાખેલું ધ્યેયજ પોતાની સામે પણ રાખવું જોઇએ. અનંત જન્માંતરે કાં નહિ, પરંતુ પ્રયત્ન કરનારાને મુક્તિ છેજ એવો વિશ્વાસ ભગવાને પોતેજ શ્રીમુખે ગીતામાં આપ્યો છે; તો જન્મોનો હિસાબ રાખવાનું કારણ નથી. ઉજ્જવલ ધ્યેયને આંખ સામે રાખીને તદનુસાર વર્તવું એટલુંજ આપણું કર્તવ્ય ને એજ આપણા જયનો બીજમંત્ર.

**બચપણ ને અધ્યાત્મનું બીજ:**—ગૌતમ શાકય કુળમાં જન્મ્યા. શાકય એ એક વિશિષ્ટ જાતિનું નામ. આશરે ૨૫૦૦ વર્ષ પહેલાં આ જાતિના લોક આર્યાવર્તના ઉત્તરભાગમાં રહેતા હતા. આ શાકયરાજ્યના પૂર્વ, પશ્ચિમ ને ઉત્તરભાગ નિર્જન અરણ્યોથી વ્યાપેલા હતા ને

દક્ષિણે કોસલનું બળવાન રાજ્ય પસરાયેલું હતું. ગૌતમના જન્મની વેળાએ શાકયોને કોસલોએ જીતી લીધા હતા; તથાપિ ત્યાર પહેલાં તેમણે સ્વતંત્ર ગણસત્તાક—એટલે પ્રજાસત્તાક રાજ્યનો ઉપયોગ પુષ્કળ વર્ષ સુધી કર્યો હતો. કાલાનુક્રમે એકતંત્રી રાજસત્તાક રાજ્યનું બળ વધુ ઠર્યું ને કોસલોએ શાકયને જીતી લીધા. આ આપત્તિથી શાકય લોકો ક્ષાત્રવૃત્તિથી વંચિત થયા ને તેમના પૈકી ઘણાએએ કૃષિવૃત્તિનો કાયમનો સ્વીકાર કર્યો. સાધારણ સો કુળનું એક ગોત્ર ને એવા એક એક ગોત્રને એક કુલપતિ, આવી તેમની સમાજરચના હતી. ફક્ત કુલપતિજ રાજકારણમાં ભાગ લેતો. ગોત્રમાંના બીજા માણસો ખેતીવાડી વગેરે ધંધો કરતા. આ રાજકારણ—વ્યાસંગી કુલપતિને 'રાજા' ના નામથી તેઓ સંબોધતા હતા.

શુદ્ધોદન એ આવા રાજાઓ પૈકીજ એક હતો. શાકયોની એકવારની રાજધાની કપિલવસ્તુ નગરીમાં તે રહેતો હતો. તેને બે સ્ત્રીઓ હતી. એકનું નામ માયાદેવી ને બીજીનું મહાપ્રજાપતિ ગૌતમી. આ બન્ને બહેનો હતી. ઇશ્વરકૃપાએ માયાદેવી ગર્ભવંતી થઇ. એ વખતે તેણે લુંબિની નામના પોતાની માલિકીના એક ઉપવનમાં રહેવાનું નક્કી કર્યું. ત્યાંજ તેને સારા મુહૂર્તમાં એક તેજસ્વી બાળક અવતર્યું. એ બાળક તેજ ભગવાન બુદ્ધ. બુદ્ધના જન્મસમયે નાના પ્રકારના ચમત્કારો થયાના દાખલા ઠેકઠેકાણેની દંતકથાઓમાં વર્ણવેલા છે. એ બધામાં સુત્તનિપાલનું વર્ણન પ્રાચીનતમ છે. શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિએ આ વર્ણનનો વિચાર કરતાં "બાળક જન્મ્યા પછી બે-ત્રણ દિવસની અંદરજ અસિત નામના એક બ્રાહ્મણે કુમાર સર્વ સુલક્ષણસંપન્ન હોવાથી આગળ જતાં મહત્પદ પ્રાપ્ત કરી લેશે આવું ભવિષ્ય કહેલું " એવો થાય છે.આ ભવિષ્ય સાંભળીને, માતપિતાને તેમજ આપ્તવર્ગને અત્યંત આનંદ થયો; પરંતુ આ આનંદ અનુભવવાને માયાદેવી ઘણા દિવસ જીવતી ન રહી. સુવાવડના સાતમેજ દિવસે તેણે પોતાની ઇહલોકની યાત્રા પૂરી કરી. માતાવિહોણા બાળકનું સંગોપન તેની માસી મહાપ્રજાપતિ ગૌતમી દેવીએ સાવત્રભાવ હોવા છતાંય સગી માના જેટલા પ્રેમથી અને કાળજીથી કર્યું.

મહાભાગનાં સાત આઠ નામો પ્રચલિત છે. અમરકોષકર્તાએ—

**स शाक्यसिंह सर्वार्थः सिद्धः शौद्धोदनिश्च सः। गौतमश्चार्कबंधुश्च मायादेवीसुतश्च सः॥**

આવી તેની નામાવળી આપી છે. 'સુત્તનિપાલ' નામના પાલીગ્રંથમાં બાલ્યકાળથી તે પરિવ્રાજિકતા અંગિકાર કરી ત્યાંસુધી ગૌતમ,ત્યાંથી સમાધિ થતાં સુધી બોધિસત્વ ને તદનંતર બુદ્ધ; આવી નામપરંપરા જણાઇ આવે છે. આ બીજી પરંપરા વાચકોએ વિશેષ કાળજીપૂર્વક ધ્યાનમાં રાખવી જોઇએ.આ સિવાય ભગવાનને શાકયસિંહ ને અર્કબંધુ આવાં નામો પણ આપેલાં જણાય છે.તેમની જાતિનું નામ શાકય ને ગોત્ર આદિત્ય હોવાને લીધે પણ કદાચિત્ તેમને આ નામો પ્રાપ્ત થયાં હશે.

લલિતવિસ્તર નામના સંસ્કૃત ગ્રંથમાં, બીજા અનેક પાલીભાષાના ગ્રંથોમાં ને તેજ પ્રમાણે અશ્વઘોષના બુદ્ધચરિતમાં મહાભાગની બાબતમાં અનેક અદ્દ્ભુત ચમત્કારોનું સુંદર વર્ણન નજરે પડે છે; તથાપિ તેમની અધ્યાત્મસાધના ને નિર્વાણસિદ્ધિની બાબતમાંજ અહીં લખવાનું હોવાથી એ ચમત્કારોનું વર્ણન અહીં આપી શકાતું નથી. બિલકુલ નાની ઉંમરમાં પણ બુદ્ધ ધ્યાનધારણા કરતા હોવાનો પૂરાવો મધ્યમનિકાયમાં આવેલા મહાસત્તક સુત્તમાંથી મળી આવે છે. પોતાના પિતાના બગીચામાં જાંબુડાની સઘન વૃક્ષછાયામાં બાલબુદ્ધ ધ્યાનસ્થ થઇને બેસતો હતો,એ સંબંધી મધ્યમનિકાયમાં નીચે જણાવેલી હકીકત આવી છે:—"હું જાંબુડાના ઝાડની નીચે જઇને બેસતો હતો, એ વાતનું મને સારી રીતે સ્મરણ છે. વિષયલંપટ ને દુષ્ટ વિચારોથી રહિત એવા નિર્મળ મનમાંના વિવેકવિકાસને પ્રાપ્ત થનારા પ્રેમાનંદનો લાભ સૌથી પ્રથમ મને આજ ઠેકાણે થયો. સંબોધન (પૂર્ણ જ્ઞાન) નો માર્ગ આજ હશે કે શું ! શુદ્ધ ચિત્તવૃત્તિનો આધાર લઇને એકાગ્ર ધ્યાનમાં મગ્ન થવાને લીધેજ મને વિજ્ઞાન પ્રાપ્ત થયું; ને જ્ઞાનનો માર્ગ તે આજ, એવો મારો દૃઢ નિશ્ચય થયો. અગિવેસ્સા, વિષયી ને દુષ્ટ વિચારોથી અલિપ્ત રહેનારા પૂર્ણાનંદથી મારે બીવું શું ? મેં એવોજ નિશ્ચય કર્યો કે,તેને લીધે મારે કદી પણ ગભરાઇ જવું નહિ." અહીં વર્ણન કરેલું જ્ઞાન ગૌતમને બચપણમાંજ થયેલું હતું, એ કેટલાક તાર્કિકોને ખરૂં નહિ લાગે; તથાપિ એકાગ્રબુદ્ધિ ને એકાગ્રબુદ્ધિથી થતો આનંદ,એ બન્ને તેને અપરિચિત નહોતાં; એટલું તો ખાસ જણાવવું જોઇએ. સમાધિસુખ દેહદંડથી પ્રાપ્ત થઇ શકતું નથી; પણ પ્રસન્ન મનવડે ધ્યાનધારણા કરવાથીજ મળી

શકે છે, એટલુંજ એનું તાત્પર્ય છે.

**બ્રહ્મવિહાર:**–જેના ધ્યાનમાં ભગવાન બુદ્ધ નિમગ્ન થઇ જતા હતા, તે દેવતા કયા હોવા જોઇએ? એ કહેવું બહુ કઠિન છે. તેમનો પ્રેમાળ સ્વભાવ, કારુણ્ય ને કોમળ અંતઃકરણ ઉપરથી જોતાં વિશ્વવ્યાપક પ્રેમ એજ તેમનો ધ્યાનદેવતા થઇ રહ્યો હોવો જોઇએ. બુદ્ધપદની પ્રાપ્તિ પછી ધ્યાનભાવનમાં મૈત્રી, વરુણા, મુદિતા (આનંદ) ને ઉપેક્ષા (ત્યાગબુદ્ધિ અગર ઉદાસીનતા), એવા ચાર ભાગ તેમણે પાડયા. આ સાધના કરનારા સાધકોનું વર્ણન આ પ્રમાણેનું મળી આવે છેઃ–"તેણે (સાધકે) એકાંતમાં બદ્ધાસનસ્થ થઇને બેસવું. શરીરને સમતોલ રાખીને જાગ્રતબુદ્ધિને ચાલના દેવી. મૈત્રીયુક્ત ચિત્તવડે એક દિશાને ભરી કાઢવી. ત્યારપછી એવીજ રીતે ચારેદિશા તથા સર્વ વિશ્વનું પોતાની મિત્રભાવનાથી આક્રમણ કરવું. પછી ક્રમે ક્રમે કરુણા,મુદિતા ને ઉપેક્ષા આ વૃત્તિઓનો મનમાં અવલંબ કરવો;અને આ સાધનાવડે અખિલ વિશ્વને પ્રેમથી ભરી કાઢવું." બુદ્ધગ્રંથોની અંદર આ સાધનાનું નામ બ્રહ્મવિહાર એવું રાખ્યું છે. પ્રાણાયામાદિ ધ્યાનના પ્રકાર ગૌતમને કદાચિત્ પરંપરાસંપન્ન પૂર્વજોની તરફથી જ્ઞાત થયા હશે, તથાપિ ઉપર જણાવેલો બ્રહ્મવિહારનો માર્ગ તો તેમણે પોતેજ શોધી કાઢયો.

**વિલાસ અને વૈરાગ્ય:**–આ પ્રમાણે ભાવી અવતારકૃત્યની મૂળભૂત કલ્પના જે પ્રેમ અને ધ્યાન તેનો અંકુર બુદ્ધના મનમાં બચપણમાંજ ઉગ્યો હતો. ગૌતમના સમયમાં મોટા મોટા શ્રીમંત અને સરદારોના ઘરનાં માણસો પોતાનો વખત નાના પ્રકારના ઉપભોગમાં ને વિષયલોલુપતામાં વીતાવતાં હતાં. જૂદી જૂદી ઋતુઓમાં સુખાવહ થાય એવાં સુખોપભોગનાં સાધનોથી ભરેલા મહેલો તેમને રહેવા સારૂ બાંધેલા રહેતા. ગૌતમની બાબતમાં પણ આમાંની કંઇએ ઉણપ નહોતી. ફક્ત સુખોપભોગનાં સાધનોથી ફસાઇ જવા જેટલા ગૌતમ મૂર્ખ નહોતા; એટલુંજ. અંગુત્તરનિકાયના તિકનિપાતમાં આ સંબંધી આવો મજકુર આવ્યો છેઃ–"ભિક્ષુઓ, હું અત્યંત સુકુમાર હતો. મારા વિલાસને માટે મારા પિતાએ ઠેકઠેકાણે નાનાંમોટાં સરોવરો બંધાવીને તેમાં અનેક પ્રકારનાં કમળોના વેલા પસરાવેલા હતા.હું ઘરમાંથી બહાર પડું કે મને તડકાનો તાપ ન લાગે એટલા સારૂ ચાકરલોક મારા મસ્તક ઉપર શુભ્ર છત્રચામરો ધરતા હતા. મારો પોષાક તદ્દન રેશમી વસ્ત્રોનો બનાવવામાં આવતો. શિયાળો, ઉનાળો ને ચોમાસું, આ ત્રણે ઋતુઓમાં રહેવા સારૂ ત્રણ જૂદા જૂદા રાજમહેલ મારા માટે બંધાવ્યા હતા. ચોમાસાના ચાર મહીનાઓમાં હું મહેલમાંથી બિલકુલ બહાર ન નીકરતાં યુવતીઓનાં ગીતનૃત્યાદિ વિલાસોપભોગમાં લીન થઇ જતો.ઇતર રાજાઓને ત્યાં નોકરચાકર વગેરેને હલકા પ્રકારનું અન્ન આપવામાં આવતું, પરંતુ મારે ત્યાં તેમને માંસયુક્ત મિષ્ટાન્ન હમેશાં મળતું રહેતું."

"આવી રીતે સુખવિલાસમાં જ્યારે હું ગરકાવ હતો એ વખતે મારા મનઃસરોવરમાં આ પ્રમાણેના વિચારતરંગ ઉઠયાઃ–'આપણે પોતે આગળ જતાં વૃદ્ધ થવાના છીએ એ સ્પષ્ટપણે દેખાતું હોવા છતાં માણસોએ વૃદ્ધોને શા સારૂ તિરસ્કારવા જોઇએ? નિદાન મને તો, હું વૃદ્ધ થવાનો છું એ સમજાતું હોવાથી બીજા સામાન્ય લોકોની પેઠે તેમનો તિરસ્કાર કરવો શોભતો નથી.' આ વિચારતરંગોવડે મારો તારુણ્યમદરૂપી પુલીનપ્રાસાદ નિઃશેષ ખેંચાઇ ગયો."

"પોતે કયારેય ને કયારે પણ રોગથી પટકાઇ પડવાના છે એવું જાણવા છતાં પણ લોકો રોગી માણસોની ઘૃણા કરે છે. મારૂં વ્યાધિગ્રસ્ત થવું અશકય નથી, તો તેમ કરવું મને ઉચિત નથી, ઇત્યાદિ વિચારોથી શરીરસંપત્તિસંબંધી મારા ડોળદમામ તદ્દન ઓસરી ગયા."

"આપણે પોતે કયારે ને કયારેય પણ મૃત્યુ પામવાના છીએ એનું ભાન હોવા છતાંય લોક મડદાંને જોઇને દૂર દૂર ભાગે છે. હું મર્ત્ય છું, એવું મને સમજાયેલું હોવાથી સામાન્ય લોકોની પેઠે પ્રેતોને જોઇને છેટે ભાગી જવું મને બિલકુલ યોગ્ય નથી. આવી વિચારલહરિઓથી મારો જીવનમદાનલ પૂર્ણપણે ઠંડો થઇ ગયો."

**ઉપલા ઉતારાઓનું બરાબર મનન કરતાં વૈભવના અત્યુચ્ચ શિખરપર વિરાજતા હોવા છતાંય ગૌતમના મનમાં સર્વસાધારણ લોકોની બાબતમાં વિશિષ્ટ અનુકંપા દગ્ગોચર થતી હતી, એ સહજ લક્ષમાં આવશે.**

**ગરીબગરબાંઓ અને દુઃખીજનોના નિઃશ્વાસથી તેમનું કોમળ અંતઃકરણ હમેશાં ભરાઇ**

આવતું. ઉપર પ્રમાણે પ્રાપ્ત થયેલા વિષયોપભોગમાં તે ડૂબી ગયા નહિ. દયાળુ મન દીનદુઃખીઓ પ્રત્યેની સહાનુભૂતિથી હમેશાં આર્દ્ર રહેતું હતું.

તેમની આ કોમળ વૃત્તિનો અધિક વિકાસ થતાં થતાં તેનું પર્યવસાન છેવટે ગૃહત્યાગમાં થયું. લલિતવિસ્તર વગેરે ગ્રંથોમાં સારથિની સાથે થયેલા સંભાષણને યોગે અથવા એકાદો વૃદ્ધ મનુષ્ય, અથવા કોઇનું પ્રેત કિંવા પથિસ્થ ભિક્ષુ ઇત્યાદિ દષ્ટિપથમાં આવવાથી તેમને સકૃદ્વૈરાગ્ય પ્રાપ્ત થયાની રસભરી, પરંતુ કાલ્પનિક કથાઓઅનેક આવી છે. કેટલાક ગ્રંથોમાં તો તેઓ રાતના એકલાજ નાસી ગયાનાં, સારથિની સાથે રથમાં બેસીને ગયાનાં અથવા પ્રભુ રામચંદ્રની પેઠે અશ્વારૂઢ થઇને એકલા-જ ગયાનાં નાનાવિધ વર્ણનો છે. બીજાં અનેક સ્થળે ગૃહત્યાગ કરવાના દિવસેજ ગૌતમને પુત્ર-રત્ન પ્રાપ્ત થયાની હકીકત પણ આપેલી જણાય છે; પરંતુ આ બધાં યથાર્થ વર્ણનો નથી. એમાં સત્યનો થોડો અંશ હશે; પરંતુ અક્ષરશઃ સત્યતા તેમાં નથી. વ્યાધિગ્રસ્ત મનુષ્ય અથવા વૃદ્ધ અગર પ્રેત કિંવા ભિક્ષુ એ પૈકી બધી અથવા એકાદ વ્યક્તિ વયના ૨૯ મા વર્ષપર્યંત ગૌતમ-ના જોવામાં ન આવી હોય, એ બિલકુલજ સંભવતું નથી. સારથિએ તેમને ગુરૂપદેશ આપ્યો એ પણ ખરૂં લાગવા જેવું નથી. ઘર છોડીને જવાના અરસામાં તેમને રાહુલ નામનો પુત્ર હતો એ બીના ખરી હોય; તોપણ તે ગૃહત્યાગના દિવસેજ જન્મ્યો હતો, એવું અનુમાન બાંધવાને કોઇ પણ જાતનો ખાત્રીલાયક પૂરાવો નથી. મધ્યમનિકાયના અરિયપરિયેસનસુત્તમાં બુદ્ધે સ્વ-મુખે પોતાના ગૃહત્યાગની હકીકત કહી છે. તે આ પ્રમાણેઃ–

"ભિક્ષુઓ, હું જ્યારે જુવાન હતો અને મારા માથાપરનો એક કેશ પણ ધોળો નહોતો થયો, ત્યારેજ આ વિચારોએ મારા હૃદયસાગરમાં ખળભળાટ મચાવી મૂકયો ને મને ઘરમાંથી બહાર ધકેલ્યો. પિતાએ ને માતાએ મને પરવાનગી આપી નહિ. તે બંનેને ઝારઝાર રડતાં મૂકી-નેજ મેં મુંડન કરી લીધું ને કાષાયવસ્ત્રો ધારણ કરીને ઘર બહાર નીકળી પડયો."

**વૈરાગ્યનાં કારણોઃ**—ગૌતમે ઘરનો ત્યાગ કેવી રીતે કર્યો એ હકીકતના કરતાં,ખરી જુવાની-ના બહારમાં આ સુકુમાર રાજકુમારે વિષયોપભોગોને તુચ્છ માની તમામ ઐશ્વર્યને લાત મારીને અને વૈરાગ્યદીપિકાને હાથમાં લઇ દુઃસાધ્ય નિર્વાણસુખની શોધ શા સારૂ આરંભી એ જાણી લેવું વધુ મહત્ત્વનું ને બોધપ્રદ છે. ગૌતમના જમાનામાં પોતાને ચક્રવર્તી કહેવરાવી લેવાનુંજ ધ્યેય ક્ષત્રિયમાત્રનું અત્યુચ્ચ ધ્યેય હતું. અમુક રાજાને ત્યાં કુમાર જન્મ્યો કે આગળ જતાં તે સાર્વભૌમ થશે કે નહિ એની ચિકિત્સા તેના જાતક ઉપરથી કરવાની શરૂઆત થતી; પરંતુ વસ્તુઓનું ઇંગિત જાણનારા બુદ્ધનું આવું ચક્રવર્તીત્વ સંપાદન કરવાની મહત્ત્વાકાંક્ષાથી સમાધાન થાય તેવું નહોતું; કારણ ચક્રવર્તી થાય તોપણ ભય, મોહ, અશાંતિ ઇત્યાદિ શત્રુપરંપરાથી મુક્ત થવું પોતાને શકય નથી, એ બુદ્ધ સારી રીતે સમજતા હતા. આ શત્રુઓના ત્રાસમાંથી છૂટીને, તેનાથી દૂર રહેલા અખંડ શાન્તિસામ્રાજ્યની પ્રાપ્તિ કરી લેવી–એવી તેમની મહત્ત્વાકાંક્ષા; ને શાંતિસામ્રાજ્યનો માર્ગ સામાન્ય જનોને બતાવીને તેમને સંસારતાપથી છોડાવવા–એ તેમની અંતઃકરણની ધગશ. સંસારત્યાગ કરીને પરિવ્રાજક બનેલા ને જંગલ જંગલમાં સંચાર કરનારા શ્રમણ આ સામ્રાજ્યપ્રાપ્તિના માર્ગે પોતાને લઇ જશે, એવો બુદ્ધને દૃઢ વિશ્વાસ હતો.

દંડસુત્તમાં આવેલા સુત્તનિપાતમાં ગૌતમનાં ગૃહત્યાગનાં કારણો આ પ્રમાણે આપ્યાં છેઃ–
"પોતાને સંતોષ–સુખ ન હોવાથી, બીજાનો દોષ કાઢીને એકબીજામાં કલહ વધારનારા લોકો તરફ જોઇને મને અત્યંત ભય લાગવા માંડયો. મને સંવેગ (વૈરાગ્ય) કેવી રીતે પ્રાપ્ત થયો તે હવે જણાવું છું. દિવસે દિવસે શુષ્ક થતા જતા સરોવરને જોઇને સરોવરમાં રહેનારાં માછલાં જે પ્રમાણે ગર્ભગલિત થઇ જાય છે, તે પ્રમાણે પોતપોતામાં ઝગડા મચાવીને પોતાનો ક્ષય કરી લેનારા જનસમૂહતરફ જોઇને હું ગભરાઇ ગયો. મને સંસાર અસાર લાગવા માંડયો. દશેદિશાઓ થરથર કંપે છે એવો મને ભાસ થવા લાગ્યો. મારૂં પોતાનું રક્ષણ કરી શકાય એવી નિર્ભય જગ્યા મને કયાંઇજ નજરે પડતી નહિ; કારણ દિગંતપર્યંત દષ્ટિ ફેંકુ તોય કલહમગ્ન જનસમૂહનું ભયં-કર ચિત્ર મારી નજર સામે ખડું થતું. આ સ્થિતિ જોઇને મારૂં મન તદ્દન ગળી ગયું." ઉપરના ઉદ્‌ગાર તરફ તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં જરામરણાદિ વ્યાધિઓવડે મૂળથીજ હતબલ થયેલા જન-સમાજને, ક્ષણભંગુર ઐહિક સુખોપભોગના છંદે લાગી એકબીજાનો નાશ કરવાને ઉદ્યુક્ત થયેલો

જોઇને બુદ્ધના અંતઃકરણમાં પરાકાષ્ઠાની ઉદ્વિગ્નતા આવી હતી, એ સ્પષ્ટ દેખાઇ આવે છે. સ્વાર્થ, દ્વેષ, માત્સર્ય ઇત્યાદિ જનકલહોને બીજરૂપ થઇ પડેલી બાબતોમાંજ તેમની ઉદ્વિગ્નતાનું મૂળસ્થાન છે. જીવની ને તે પ્રમાણે ઐહિક સુખની ક્ષણભંગુરતા એજ તેમના વૈરાગ્યનું મૂળ.

વૈરાગ્યજ વ્યક્તિની આધ્યાત્મિક પ્રગતિમાંનું પહેલું પગલું છે. પ્રચલિત વિષયસુખમાં ને સામે નજર આગળ ચાલુ રહેલી બીજી ક્ષણભંગુર બાબતોમાં ઉદાસીનતા ઉત્પન્ન થઈને એના કરતાં શુદ્ધતર બાબતોથી થનારા આનંદનો છંદ લગાડવો, એ બીજું પગલું છે. ચર્મચક્ષુને દેખાતી બાહ્ય વસ્તુઓપર અવલંબી રહેલું સુખ એ ખરૂં સુખ ન હોતાં અંતઃકરણની નિત્ય પ્રસન્નતા એજ ખરૂં સુખ છે, એવી મનમાં ખાત્રી થઇ કે પછી તે આત્માનંદ પ્રાપ્ત કરી લેવાના પ્રયત્નમાં લાગે છે. મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિનો પ્રારંભ અહીંથીજ શરૂ થાય છે.

## લેખાંક બીજો

ભગવાને હવે સંપૂર્ણ વૈરાગ્યનો અંગીકાર કર્યો. સ્ત્રી–પુત્રધનાદિ સુખસાધનોનો ત્યાગ કરી, મધ્યપણમાંજ જાંબુડીની છાયામાં દગ્ગોચર થયેલા નિર્વાણસુખનો અક્ષય લાભ મેળવી લેવાના પ્રયત્નમાં તે લાગ્યા. નિર્વાણસાધન ને આત્માનુભવનેજ તેમણે પોતાનાં ધ્યેય બનાવ્યાં. બોધિસત્વના વખતમાં આ ધ્યેય કંઇ નવીન આવ્યાં ન હતાં. જન્મમરણની યાચનાઓમાંથી છોડવનારૂં ચિરશાંતિ-સુખનું ધ્યેય ભરતખંડમાં અતિપ્રાચીન એવા ઉપનિષત્કાળથી રૂઢ થયેલું છે. આજ શાંતિસુખની પ્રાપ્તિને સારૂ હિંદુ આર્યોમાંના અતિ તેજસ્વી તેમજ ઓજસ્વી ઋષિવર્યોએ પોતાના સર્વસ્વનું બલિદાન આપ્યું. આ રીતે આ ધ્યેય અનન્ય અને સનાતન છે, તોપણ તેને સાધ્ય કરવાના માર્ગ અનેક ને હમેશાં બદલી શકાય એવા છે. આ સાધનરૂપ ભિન્નતા આધુનિક નથી, પણ તે સુદ્ધાં પ્રાચીનકાળથીજ શરૂ થએલી છે. આ પ્રકારને અનુસરી ગૌતમના સમયમાં આ ધ્યેયસાધનને માટે કેટલાક વિશિષ્ટ પંથ અને સાધનાઓ અસ્તિત્વમાં આવી હતી. તે કયી કયી એનું આપણે સંક્ષેપમાં દિગ્દર્શન કરીએ.

### જૂદા જૂદા પંથ

પાલી ભાષાના સુતનિપાત, સભિયસુત, નિભંગ વગેરે ગ્રંથોમાં આશરે ૬૨–૬૩ વૈદિકેતર મતનો ઉલ્લેખ જણાય છે. કોસલ અને મગધ દેશમાં આ જૂદા જૂદા મતાનુયાયીઓનો સંચાર હમેશાં ચાલુ હતો. પ્રસંગવશાત્ આવા પાંચપચાસ શ્રમણ એક ઠેકાણે ભેગા થઇ જતાં પોતપોતાના મતની ઉત્તમતા સાબીત કરી આપવાને તેઓ તાત્વિક વાદવિવાદ પણ કરતા. બુદ્ધપદની પ્રાપ્તિ પછી ભગવાને તેમનું ગૌરવ કર્યાનું દૃષ્ટિએ પડતું નથી; કારણ તેમનો ધિક્કાર કરીને એમને સત્યનું ખરૂં સ્વરૂપ બિલકુલજ સમજાયું નથી, એમના સિદ્ધાન્ત જન્માંધોએ કરેલા હસ્તિવર્ણનના જેટલાજ વસ્તુસ્થિતિનિદર્શક છે, વગેરે પ્રકારના ઉદ્ગાર તેમણે એક ઠેકાણે કાઢ્યા છે. દીર્ઘનિકાયમાં આવેલા બ્રહ્મજાળસુત્તમાં આ બાસઠ મતોનું સવિસ્તર વર્ણન આપેલું છે. આ મતો પૈકી બધાજ એકબીજાથી તદ્દન ભિન્ન હોય એ બિલકુલ સંભવતું નથી. એ પૈકી અનેકોમાં પુષ્કળ સામ્ય પણ દેખાઇ આવે છે, તથાપિ કંઇક ક્ષુદ્ર મતભેદોને લીધે તેમને મતાંતરત્વ પ્રાપ્ત થયું હતું.

### વૈદિક પંથ

પ્રથમ બ્રાહ્મણ અથવા વૈદિક પંથનો આપણે વિચાર કરીએ. એમાં મુખ્ય ભેદ બે. સંસારમાં રહીનેજ વેદાધ્યયન કરી યજ્ઞયાગાદિ વેદોપદિષ્ટ કર્મ કરનારા ગૃહસ્થાશ્રમી લોકોનો એક ને બીજો સર્વસંગપરિત્યાગ કરીને વનમાં રહી અગ્નિહોત્રાદિ વ્રતો ને જપતપાદિ સાધના કરનારા નિત્યસંન્યાસી તપોધનોનો. બન્નેની સામે ધ્યેય એકજ; ને તે એ કે, બ્રહ્મસાયુજ્યતા મેળવવી. આ બેમાં શ્રેષ્ઠ કોણ? એ બાબતમાં પુષ્કળ મતભેદ હોવાનો ઉલ્લેખ દીર્ઘનિકાયના તે વિજયસુત્તમાં જણાય છે. આ ગ્રંથમાં ઉપરોક્ત પ્રશ્નના નિર્ણયસંબંધી મહર્ષિ વસિષ્ટ ને ભારદ્વાજની વચ્ચે વાદવિવાદ થયાનું વર્ણન છે.

### વૈદિકેતર પંથ

આમાં શ્રમણોને મુખ્ય સ્થાન આપવું જોઇએ. એમનું મુખ્ય ધ્યેય ઐહિક દુઃખમાંથી મુક્ત થવું, એ છે; તથાપિ આ મુક્તતા મેળવવી કેવી રીતે? એ બાબતના મતભેદને લીધે તેમનામાં જૂદા જૂદા બાસઠ મતભેદ થયા. એમાંથી છ મહત્ત્વના છે ને બુદ્ધના વખતમાં તેમને માન પણ સારૂં મળતું હતું. અક્રિયા, સંસારશુદ્ધ, ઉચ્છેદ, અન્યોન્ય, ચાતુર્યામસંવર ને વિક્ષેપ, આ એ છ વાદોનાં નામ છે.

હમણાં આ પૈકી ચાતુર્યામસંવર અથવા 'નિગ્રંથી' સિવાયના બીજા બધા પંથ નામશેષ થયેલા છે. 'સામઞ્ઞફલસુત્ત' નામનો બૌદ્ધગ્રંથ એમ જણાવે છે કે, આ પંથ મહાવીર સ્વામીએ સ્થાપ્યો છે; તથાપિ જૈનગ્રંથોની અંદર આ બાબતમાં જૂદાંજ વિધાનો કર્યાનું જણાય છે. તેમના મત પ્રમાણે મહાવીરનીયે પહેલાં આશરે અઢીસો વર્ષ અગાઉ પાર્શ્વનાથ તીર્થંકરે આ પંથ સ્થાપ્યો. હિંસા, અસત્ય, ચૌર્ય ને પરિગ્રહમાંથી નિવૃત્ત, આ એ પંથનો મૂળમંત્ર. આ નિયમ ચતુષ્ટયનેજ ચાતુર્યામ નામ આપવામાં આવ્યું હતું. મહાવીરે આ ચતુષ્ટયને મૈથુનનિવૃત્તિ આ પાંચમા યામ (નિયમ) ની જોડ દીધી. ઉત્તરાધ્યયન સૂત્રમાં 'પાર્શ્વમહામુનિએ ઉપદેશેલો યાગચતુષ્ટયજ વર્ધમાન મુનિએ પંચશિક્ષારૂપે નિરૂપ્યો' એવું વર્ણન છે. સુત્તપિટક ગ્રંથમાં આ મતસંબંધે પુષ્કળ માહિતી મળે છે. પુનર્જન્મના તત્ત્વપર આ મતના અનુયાયીઓનો વિશ્વાસ હતો. સંયમ અને તપની સહાયતાથી કૃતકર્મકર્દમ ધોઈ નાખી મુક્ત થવાના માર્ગને તેઓ અનુસરતા હતા. બાકીના પંથને છોડી દઇ આ એકજ જૈન પંથની આટલી સવિસ્તર ચર્ચા કરવાનું મુખ્ય કારણ એ છે કે, એ ધર્મ બૌદ્ધ ધર્મનીયે પહેલાંથી ચાલતો આવ્યો છે એ વાંચકોને સ્પષ્ટપણે બતાવી આપવું. ભગવાન બુદ્ધે આ પંથનાંજ અહિંસા, અસ્તેય, સત્ય વગેરે તત્ત્વો સ્વીકાર્યાં છે ને તેમાં થોડોઘણો ફેરફાર કરીને પોતાનો પંથ પ્રસ્થાપ્યો છે. એમાંના અપરિગ્રહ, મૈથુનવિરતી આ તત્ત્વોને કિંચિત્ બદલીને બૌદ્ધ ગૃહસ્થધર્મીઓ સારૂ પરસ્ત્રીવિરતિ આવું તેનું પરિવર્તન કર્યું. ઉપર જણાવેલા ૬૨ મતો પૈકી આજની ઘડીસુધી આ એકજ પંથ સારી રીતે જીવતો રહ્યો છે. હમણાં અસ્તિત્વમાં છે તે જૈનધર્મજ એ પંથ છે. તેમાંનાં અમૂલ્ય એવાં પાંચ તત્ત્વોને આધારેજ એ જીવી શકયો છે, એ વાચકોના લક્ષ્યમાં આવ્યું હશેજ.

હવે બાકીના પાંચ પંથોના થોડા સમાચાર લઇએ. અક્રિયવાદી પંથના આદ્યાચાર્ય પૂરણકાશ્યપ છે. તમામ દુઃખનું મૂળ પાપપુણ્યસંબંધેની ભાવનામાં હોવાથી તે ભાવનાનેજ નષ્ટ કરી નાખીએ કે થયું, એવો તેમનો ઉપદેશ હતો. પાપપુણ્યનો વિચાર એ કેવળ ભ્રમ છે, એમ તેઓ માનતા—અર્થાત્ આ પંથ તે એક પ્રકારનો નાસ્તિકવાદજ છે, એમ કહીએ તોપણ ચાલે.

સંસારશુદ્ધિવાદી પંથનો પ્રસ્થાપક મકખલી ગોસાળ છે. આ વાદનુંજ નિયતિવાદ એવું બીજું પણ નામ છે. સૃષ્ટિમાંની અખિલ ચરાચર વસ્તુ, પ્રાણી અને જીવ, દુર્બળ ને અસ્વતંત્ર હોઇ તે બધા દૈવના તંત્રથી ચાલે છે. પોતપોતાના કર્મોનો ઉપભોગ લેતા રહેવું એજ તેમનો વ્યવસાય અને એ વ્યવસાયમાંથી તેમનો કદી પણ છૂટકારો થતો નથી, એ આ પંથનું આદ્યતત્ત્વ છે.

ઉચ્છેદવાદી પંથ અજિતકેસકંબલીએ સ્થાપ્યો. આ નિર્ભેળ નાસ્તિકવાદી હતો. મનુષ્ય એટલે પૃથ્વી, અપ, તેજ ને વાયુ—આ ચતુસ્તત્ત્વોની બનાવેલી પૂતળી. મૃત્યુ પછી તેના દેહનું આ ચાર મહાભૂતમાં ફરીથી રૂપાંતર થઇ જાય છે ને ઇંદ્રિયો આકાશમાં લીન થઇ જાય છે. પાપપુણ્ય વગેરે જૂઠું છે. ઐહિક સૌખ્ય એ એકજ ખરૂં તત્ત્વ, આ એ પંથનો મુખ્ય સિદ્ધાન્ત છે.

અન્યોન્યવાદી પંથના મત પ્રમાણે સૃષ્ટિમાં પૃથ્વી, અપ, તેજ, વાયુ, સુખ, દુઃખ ને જીવ, આ સાત નિત્ય તત્ત્વ છે. એનો નાશ કરે એવી કોઇ પણ વ્યક્તિ નથી. મનુષ્યના મરણ પછી પણ આ તત્ત્વો અબાધિત રીતે અસ્તિત્વમાં હોય છે વગેરે સિદ્ધાન્તોપર આ પંથની રચના થયેલી હતી.

હવે બાકી રહ્યો વિક્ષેપવાદી પંથ. એનું જૈનોના સ્યાદ્વાદની સાથે પુષ્કળ સામ્ય છે. એને નિત્યસંશયી નામ શોભવા જેવું છે. આ મત પ્રમાણે પ્રત્યેક પ્રશ્નને માટે ઠરાવિક સાત ઉત્તરો છે. દેવ છે કિંવા નહિ ? આ પ્રશ્નને દેવ છે, દેવ નથી, દેવ છે એમ પણ નહિ, દેવ નથી એવુંયે નહિ, આવા નમુનાના તેમના ઉત્તરો હોય છે.

### ભગવાનના ગુરુ

ગૌતમના વખતમાં આવા પ્રકારના જૂદા જૂદા પંથ પ્રચલિત હતા, એ પૈકી શાશ્વતશાન્તિસુખની શોધમાટે કયા પંથનો તેમણે સ્વીકાર કર્યો,એ કયાંઇ પણ સ્પષ્ટપણે જણાવેલું નથી. ગૃહત્યાગની પૂર્વે કપિલવસ્તુમાં આલારકાલામ નામના એક યોગીની પાસે તેમનું હમેશાં આવવું જવું થતું. આલારકાલામજ તેમના ગુરુ છે. પરિવ્રાજિકાવસ્થામાં ફરતાં ફરતાં એકવાર ગૌતમ કપિલવસ્તુમાં આવ્યા ને એ વખતે તેમને ઉતારવા સારૂ યોગ્ય સ્થળ તેમના કાકા મહાનામ શાક્ય શોધવા લાગ્યા, ત્યારે તેમને ભગવાનના સહપાઠી ને આલારકાલામના શિષ્ય ભરંડુશ્રમણના આ-

શ્રમસિવાય બીજું સ્થળ મળ્યું નહિ, એવો ઉલ્લેખ અંગુતર નિકાયમાંના તિકનિપાતમાં જણાય છે.

આ ઉપરથી ગૌતમ ભરંડુની પેઠેજ આલારકાલામના શિષ્ય હતા અને ભરંડુનો આશ્રમ કપિલવસ્તુમાં લાંબા સમયથી હતો, (નહિ તો ગૌતમને ત્યાં ઉતારવા શકય ન થયું હોત) એવું સહજ અનુમાન નીકળે છે. બોધિસત્વ જે પ્રમાણે કોસલદેશાધિવાસી તે પ્રમાણે આલારકાલામ પણ કોસલદેશીયજ. અંગુત્તર નિકાયાંતર્ગત તિકનિપાતમાં તેમના મૂળ રહેવાના ગામનું નામ કેસપુત્ત એવું આપેલું છે. ઉપર જણાવેલા છ મતસ્થાપકોના જેટલા આલારકાલામ પ્રસિદ્ધ નહોતા, તોપણ મલ્લ અને કોસલદેશમાં ને તેમાંય કપિલવસ્તુ શહેરમાં તો તેમનું પુષ્કળ વજન હતું. પરિવ્રાજક થતાં પહેલાં ગૌતમનો આલારકાલામની સાથે પુષ્કળ પરિચય હોવો જોઈએ. અરિયપરિયેસન સુત્તમાં "પરિવ્રાજક થયા પછી કુશળનું (પરમ કલ્યાણનું) જ્ઞાન કરી લેવા સારૂ લોકદષ્ટિએ પ્રસિદ્ધ એવું એકાદ શાંતિસદન શોધવાના નિમિત્તે ફરતાં ફરતાં આલારકાલામવાળા ઠેકાણે હું આવ્યો" એવું વર્ણન છે. આલારકાલામનો આશ્રમ કપિલવસ્તુ ગામમાંજ ઘણા દિવસથી હતો અને શ્રેષ્ઠ શ્રમણતરીકે તેની ખ્યાતિ હોવાથી મુમુક્ષુ ગૌતમને તેનો પરિચય નહિ હોય એ બિલકુલજ સંભવતું નથી. પરિવ્રાજક થયા પછી પ્રથમ આલારકાલામની પાસેજ જવાથી એ પરિચય બહુ વધુ હતો, એવું સહજ અનુમાન નીકળે છે.

### રાજગૃહી તરફ ગમન

આલારકાલામ એ ગૌતમના ગુરુ હતા. એ ઉપર આપેલી હકીકત ઉપરથી નક્કી થયું એમ કહેવાને હરકત નથી. હવે ગૌતમ તેમની પાસેથી કયી કયી બાબતો શીખ્યા તે તપાસીએ. આલારકાલામે બોધિસત્વને પહેલાં ચાર ધ્યાનો અને આકાશાનંત્યાયતન,વિજ્ઞાનાનંત્યાયતન અને આકિંચન્યાયતન આ ત્રણ ચિદવસ્થાઓ ઉપદેશી. સમાધિશિખરે પહોંચાડનારાં આ સાત પગથિયાં છે; પરંતુ બોધિસત્વનું સમાધાન એટલાથીજ થાય તેમ નહોતું. આ યોગમાર્ગથી એકાદિ વ્યક્તિને કંઇક કાળપર્યંત ચિત્તવૃત્તિનો નિરોધ કરી તેને સમાધિશાંતિમાં લીન કરી શકાય એ ખરૂં, પણ એકંદર જનતા સામે આચરણીયતરીકે રજુ કરવાને તે અયોગ્ય (**नायं धम्मो संबोधाय**) છે, એવી તેમની સંપૂર્ણ ખાત્રી થઇ હતી; તેથીજ તેમણે કપિલવસ્તુમાંથી ઉદકરામપુત્ત નામના સાધુપ્રત્યે પ્રયાણ કર્યું. આ સાધુ પણ આલારકાલામ જે સંઘનો સાધુ હતો તે પૈકીજ એક હતો. તેણે અકિંચન્યાયતનથી આગલી નૈવ સંજ્ઞાનાસંજ્ઞાયતન નામક સાધના બોધિસત્વને ઉપદેશી; પરંતુ બોધિસત્વનું સમાધાન એ સાધનાથી પણ થયું નહિ, કારણ આ સાધના જો કે પાછલી સાધનાઓના કરતાં સરસ હતી, તોપણ તે તેજ માર્ગની હતી. આથી બોધિસત્વે એ સમયે શ્રમણોના વિદ્યાભ્યાસનું કેન્દ્ર ગણાતી મગધ દેશની રાજગૃહી રાજધાની તરફ પોતાનો મોરચો ફેરવ્યો. બોધિસત્વ રાજગૃહી તરફ કેવી રીતે ગયા અને ત્યાં ગયા પછી ત્યાંના રાજા બિંબીસારની સાથે તેમનું શું સંભાષણ થયું, વગેરે બાબતોની માહિતી સુત્તનિપાતાન્તર્ગત પબ્બજ્જાસુત્તમાં આપી છે. સંન્યાસલક્ષણસંપન્ન એવા બોધિસત્વને જોઇને બિંબીસારે કહ્યું, "હાથ નીચે ગજસેના રાખીને એકાદ મહાવીરની જેમ તું મારી પાસે રહે. હું તને જોઇએ તેટલું ધન આપીશ. તેનો તું તારે જોઇએ તેવો ઉપભોગ કર. તું કોણ ને તારૂં કુળ કયું છે, તે મને કહે." બોધિસત્વે ઉત્તર આપ્યો:-" રાજા! આ દેશની ઠેઠ ઉત્તરબાજુએ આવેલા કોસલ દેશમાં ધનધાન્યાદિ ઐશ્વર્યસંપન્ન શાકયજાતિના લોક વસે છે. હું જાતે શાકય, મારૂં ગોત્ર આદિત્ય. આવી સંપન્નસ્થિતિનો ત્યાગ કરીને હું જે પરિવ્રાજક બન્યો છું, તે કંઈ સંપત્તિને લોભે નહિ. કામોપભોગની બાબતમાંથી મારૂં મન ઉઠી ગયું, એકાંતવાસ મને પ્રિય લાગવા માંડયો અને તેથીજ તપશ્ચર્યાને માટે હું નીકળ્યો છું. મને આ એકજ વિષયની માત્ર હવે અભિરુચિ બાકી રહી છે."

બોધિસત્વને આલારકાલામનો અથવા ઉદકરામપુત્તનો પંથ સંપૂર્ણપણે માન્ય ન થવાથી અત્યંત શાન્તિદાયી ને પરમ કલ્યાણપ્રદ એવા માર્ગની શોધમાં તે રાજગૃહીસુધી ચાલી આવ્યા. ત્યાં અનેક શ્રમણોને વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરતા જોઇને એ માર્ગે જવાથી પોતાનું ધ્યેય હાથ લાગશે, એમ લાગવાથી પોતે પણ તપ શરૂ કરવું એવો નિશ્ચય કર્યો. આથી તેમણે ત્યાંથી ઉરૂવેલા પ્રયાણ કર્યું ને ત્યાં તપશ્ચર્યાની શરૂઆત કરી. આવું વર્ણન અરિયપરિયેસનસુત્તમાં આવ્યું છે, તે અહીં ઉતારી લેવું ઇષ્ટ જણાય છે. ભગવાન બોલ્યાઃ-" ભિક્ષુઓ! કુશલ-(પરમ, કલ્યાણ)-

જ્ઞાનપ્રાપ્તિ સારૂ તપ આચરવાને નિતાંતશાંત એવું સ્થાન મેળવવા સારૂ મેં ચારે તરફ પુષ્કળ પ્રવાસ કર્યો ને છેવટે અહીં (ઉરૂવેલામાં) આવ્યો. ત્યાં અતિશય રમણીય એવું એક સ્થળ મારી નજરે પડયું. એક અતિશય સુંદર વનમાંથી મંદમંદ ગતિએ એક નદી વહેતી હતી.નદીના બન્ને કાંઠે વિપુલ ને શુભ્ર એવી વેળુ પથરાયેલી હતી. નદીનું પાત્ર પણ વિશેષ ઉંડુ ન હોવાથી એક કાંઠેથી બીજે કાંઠે સહજ લીલાથી જવાતું અવાતું. વનની ચારેબાજુએ ગામો વસેલાં હોવાથી ભિક્ષાટનની ઉત્તમ સગવડ હતી. આ બધું જોઇને મને અતિશય આનંદ થયો ને ત્યાંજ મેં મારી તપશ્ચર્યાનો આરંભ કર્યો."

## તપશ્ચર્યાના પ્રકાર

બોધિસત્વે કયા કયા પ્રકારની તપશ્ચર્યા કરી એ વિષય મહાસીહનાદસુત્તમાં આવ્યો છે; તથાપિ એ વર્ણનો વાંચવાથી એકજ વ્યક્તિએ એકજ જન્મમાં, આવાં અને આટલાં તપો આચર્યાં હોય એ શકય લાગતું નથી. આ વર્ણનમાં અમુક એક પ્રકારની તપશ્ચર્યા નોંધવામાં નથી આવી એમ નથી. આ ઉપરથી બોધિસત્વે કયાં તપો આચર્યાં એ કહેવા કરતાં એ વખતમાં કયાં કયાં તપો પ્રચારમાં હતાં એ તપો જણાવવાનો લેખકનો ઉદ્દેશ હતો, એ સહજ ધ્યાનમાં આવે એવું છે. એ પૈકી થોડાંકને અહીં નોંધવાં ઇષ્ટ લાગે છે. ભગવાન બુદ્ધે સારીપુત્તને ઉપદેશ આપ્યાનું મહાસીહસુત્તમાં જે વર્ણન આવ્યું છે, તેનો સારાંશ આ પ્રમાણે છેઃ—

"હે સારિપુત્ત ! મેં ચાર પ્રકારનાં તપો આચર્યાનું મને સ્મરણ છે. હું પ્રથમ તપસ્વી બન્યો, પછી રૂક્ષ થયો, કેટલેક દિવસે જુગુપ્સિતાનો સ્વીકાર કર્યો ને છેવટે પ્રવિવિક્ત બન્યો. હું દિગંબર વૃત્તિથી રહેતો હતો. કોઇ પણ જાતનું લૌકિક આચારનું બંધન પાળવાનું મેં છોડી દીધું હતું."

"કરતલપાત્રમાં મળેલી ભિક્ષા હું ખાતો હતો; મત્સ્ય, માંસ અથવા સુરાયુક્ત આહાર હું બિલકુલજ ગ્રહણ કરતો નહિ. મને બોલાવીને આપેલું જાત્રા (મેળા)માં રાંધેલું, ગર્ભવતી સ્ત્રીએ અથવા કેડ ઉપર બાળકને તેડનારે આપેલું અન્ન હું સ્વીકારતો નહિ. કૂતરાંએ અથવા માખીઓએ અપવિત્ર કરેલી જગ્યા ઉપરનું અન્ન હું ખાતો નહિ. શાક, શ્યામાક, નીવાર, શેવાળ, શુલું, શેકેલું અનાજ, પિણ્યાક, લીલું ઘાસ, ફળ, પાંદડાં, ગોમય, ચમારોએ ફેંકી દીધેલા ચામડાના ટુકડા વગેરે ખાઇને હું જીવધારણા કરતો હતો. પહેલા દિવસે એક ગ્રાસ (કોળીયો) અથવા એક કડછી અન્ન, એકાદ બોર અથવા મગનો એક દાણો, બીજે દિવસે બે, ત્રીજે દિવસે ત્રણ એમ સાત દિવસપર્યંત ક્રમે ક્રમે ચઢીને પછી ક્રમે ક્રમે એક એક ઉતરતો જતો હતો; અને આવી રીતે મેં જિહ્વાનિગ્રહનું તપ આચર્યું. આથી મારો માંસાળ દેહ સૂકાઇ ગયો ને શરીરમાંનું અસ્થિપિંજર સાફ દેખાવા લાગ્યું. એક જૂના પૂરાઇ ગયેલા કૂવાને તળીયે ખોબા જેટલા પાણીમાં પડેલું નક્ષત્રબિંબ જેવું દેખાય, તે પ્રમાણે ઉંડી ગયેલી મારી આંખોના તેજની અવસ્થા થઇ હતી. મારી ચામડી સૂકાઇને શુષ્ક થઇ જવાથી તે શરીરપર લબડતી હોય એવી દેખાવા લાગી. પેટ ઉપર હાથ ફેરવતાં હાથે પાંસળીઓ લાગતી હતી. મળમૂત્રવિસર્જનને માટે ઉઠીને બેસવા જેટલું પણ શરીરમાં સામર્થ્ય ન હોવાથી કોઇ કોઇવાર હું જે સ્થિતિમાં પડયો હોઉં એ સ્થિતિમાંજ એ વિધિ થઈ જતો. એકાદ ચામડાની કોથળીમાં હાડકાં મૂકી રાખ્યાં હોય એવી મારા દેહની અવસ્થા થઇ ગઇ હતી. કોઇ કોઇવાર હું ચીંથરાને પરિધાન કરતો હતો. કોઇવાર ઘોડાના કેશથી બનાવેલું, ચકલીઓનાં પીછાંથી બનાવેલું તો કદી કુશનું અગર મૃગાજિનનું વસ્ત્ર હું ઓઢતો હતો. મૂછો, દાઢી ને માથા ઉપરના કેશ હું પોતાને હાથે ચુંટી કાઢતો હતો. આવી રીતે અનેક પ્રકારના દેહદંડનું આચરણ મેં કર્યું છે. આ મારૂં તપ."

"સારિપુત્ત ! હવે મારી રૂક્ષતાનું વર્ણન સાંભળ. અનેક વર્ષની ધૂળથી મારૂં આખું શરીર ભરાઇ ગયું હતું, જૂના લાકડાનાં પાટીયાં ઉપર ધૂળ ચઢી ચઢીને જેવી તેની સ્થિતિ થાય તેવી મારા દેહની અવસ્થા થઇ હતી; તથાપિ તે ધૂળ મેં ધોઇ કાઢવી કે બીજા કોઇએ ધોઇ કાઢવી એવો મારા મનમાં કોઇ દિવસ પણ વિચાર આવ્યો નહોતો."

"હવે મારી જુગુપ્સાનું વર્ણન સાંભળ, હું બહુ સાવચેત રહીને હાલચાલ કરતો હતો. પાણીના ટીપાપ્રત્યે સુદ્ધાં હું મોટી દયાર્દ્ર દૃષ્ટિથી જોતો ! એકાદ ક્ષુદ્ર કૃમિકીટક પણ મારા હાથેથી ન માર્યો જાય એને માટે હું ખૂબજ ખબરદારી રાખતો."

"મારી પ્રવિવિક્તતાનું પણ થોડું વર્ણન તને કહું છું. એકાદ નિબીડ અરણ્યમાં જઇને હું રહેતો. પશુને પાળનારા ભરવાડો, કઠિયારા અથવા બીજું કોઇ પણ જે ભાગમાં આવતું દેખાતું ત્યાંથી હું નાસી જતો અને તેમની દષ્ટિઆડે થતો.આ રીતે મેં પ્રવિવિક્તતા આચરી હતી."

"કોઇ કોઇવાર હું ગોવત્સોનું છાણ ખાઇને રહેતો.પોતાનાં મળમૂત્ર ખાઇને પણ મેં કેટલાક દિવસો કાઢયા છે; આવું સૂગ ચઢે એવા પ્રકારનું મારું ખાવાનું હતું. ઘોર જંગલમાં મેં નિવાસ કર્યો હતો. ટાઢના દિવસોમાં હું ખુલ્લા મેદાનમાં સૂતો. કોઇવાર શ્મશાનભૂમિમાં જઇ મૃતોનાં હાડકાંને ઓસીકે મૂકીને સૂતો હતો. લોકો મારા ઉપર થુંકતા હતા; તથાપિ મારા મનમાં મેં તેમને માટે જરા જેટલો પણ ખરાબ વિચાર આવવા દીધો નથી."

આ પ્રમાણે જૂદી જૂદી જાતનાં નિષ્ઠુર, કઠોર, ઘોરતર, ભયંકર, બીભત્સ, નિસર્ગસિદ્ધ અને નિસર્ગવિરુદ્ધ એવાં તપો એ સમયમાં પ્રચલિત હતાં. એમાંના કેટલાક પ્રકાર હમણાં સુદ્ધાં હિંદુસ્થાનના કેટલાક વિશિષ્ટ પંથોમાં પ્રચલિત છે. કાંટાની પથારી કરી તેમાં સૂવું, કાંટાવાળી ચાખડીઓ પહેરવી, સખ્ત ટાઢના દિવસોમાં ગળા જેટલા પાણીમાં જઇ ઉભા રહેવું, ઉનાળાના દિવસોમાં તપેલા શિલાખંડ ઉપર ઉભા રહી તપશ્ચર્યા કરવી, પંચાગ્નિસાધન, શ્મશાનવાસ, કેશ ચુંટી કાઢવા, ઉપવાસ, કૃચ્છ્રચાંદ્રાયણ વ્રતો વગેરે પ્રકારો હમણાં પણ રૂઢ હોવાનું નજરે પડે છે. પોતાની વિષ્ઠા અને વમન પોતેજ ખાઇ જવાનાં ઉદાહરણો અઘોરપંથી લોકોની અંદર એકસરખાં ચાલુ હોવાનું દષ્ટિએ પડે છે. આ ઉપરથી જોતાં હમણાં પ્રચારમાં છે, તે વિવિધ પ્રકારની તપશ્ચર્યાની પરંપરા આજ ૨૫૦૦ વર્ષથી ચાલી આવી છે, એ સહજ ધ્યાનમાં આવે એવું છે.

### દેહદંડની નિરર્થકતા

આ બધા પ્રકારો પૈકી બોધિસત્વનો ઉપવાસપર વિશેષ વિશ્વાસ હતો, એવું અરિયપરિયેસન તથા મહાસચ્ચક સુત્ત ઉપરથી જણાય છે;પરંતુ એ પૈકી એકનાથીયે પણ બોધિસત્વને શાંતિસુખનો આનંદ મળ્યો નહિ. એનું કારણ આ પ્રકારોની અંદર 'આર્ય પ્રજ્ઞા' નહોતી એવું વર્ણન મધ્યમ નિકાયમાં આવ્યું છે:-"**तं किस्स हेतू । इमिस्सायेव अरियाय प्रज्ञाय अनधिगमा**" આવી રીતે શ્રમણોના માર્ગથી નિર્માણ પદવીએ પહોંચવું શકય નથી, એવી પૂરેપૂરી ખાત્રી થઇ ત્યારે પોતે બાળપણમાં જાંબુડીની છાયામાં બેસીને કરતા હતા તે ધ્યાનમાર્ગનું બોધિસત્વને સ્મરણ થયું. ભગવાન બુદ્ધ અગ્નિવેસ્સાને કહે છેઃ—"મારા પિતાના ખેતરમાં ખેડવાનું ને વાવવાનું કામ ચાલતું હોય ત્યારે હું જાંબુડીની છાયામાં ધ્યાનનિમગ્ન થઇને બેસતો હોવાનું મને સારી રીતે યાદ છે. એ ધ્યાનના આનંદનું સ્મરણકિરણ ચિત્તાકાશમાં માત્ર ચમકયું, ત્યાં તો બોધનો ( સંપૂર્ણ જ્ઞાનનો ) ખરો માર્ગ તે આજ, એવી મારી ખાત્રી થઈ ચૂકી." મહાભાગના આધ્યાત્મિક પ્રગતિના ઇતિહાસમાંનો આ અતિશય મહત્ત્વનો પરિવર્તનકાળ છે.

શ્રમણ સંન્યાસમાં રૂઢ એવા દેહદંડના પ્રકાર અને કઠોર ત્યાગમાર્ગ નિર્વાણપદપ્રાપ્તિની દષ્ટિએ વ્યર્થ છે, એવી ખાત્રી થયા પછી બોધિસત્વને આલારકાલામે ઉપદેશેલો સમાધિમાર્ગ યાદ ન આવતાં બાળવયમાં આક્રમેલા ધ્યાનમાર્ગ તરફ તેનું મન વળ્યું. એમાંનો મર્મ શું ? એ સમજવાને બોધિસત્વનું મુખ્ય ધ્યેય શું હતું, એ બરાબર સમજી લેવું જોઇએ. સંસારસાગરમાં ગુલાંટો ખાતી દુર્બળ જનતા તરફ જોઇને મહાભાગનું અંતઃકરણ હળહળી ઉઠયું હતું. ઇંદ્રિયસુખ એ સત્ય અને નિત્યસુખ નથી, એ તેમના અંતઃકરણમાં અચ્છી રીતે ઠસ્યું હતું; પરંતુ વૈષયિક અથવા અકુશળ (અકલ્યાણકારક) બાબતોપર અવલંબી રહેલા સુખનો તિરસ્કાર આવવો એટલાપરજ તેમની મજલ અટકી નહોતી; પણ પ્રેમ, પ્રીતિ, કરુણા, દયા ઇત્યાદિ કુશળ (કલ્યાણકારક) ભાવનાઓને લીધે ઉત્પન્ન થનારા શાશ્વત સુંદર સુખના બિલકુલ છેવટના પગસે તેમને પહોંચવાનું હતું. આ ઉપરથી અહંકાર, કામ, સ્વાર્થાદિકોથી ઉત્પન્ન થતી વિષયાસક્તિ ને ઇન્દ્રિયસુખપ્રત્યેનું મનનું ખેંચાણ નષ્ટ થઇને, અકુશળ વિચાર ને ભાવનાઓ નષ્ટ થાય ને શુદ્ધ પવિત્રગંધી અહંકારકંટકશૂન્ય, કલ્યાણકુસુમમયી વાસનાવલ્લરી મનોભૂમિ ઉપર ડોલવા લાગે ને એવા પ્રકારની અકુશળ વિચારવિરતિપૂર્વક કુશળ વિચાર-પ્રવૃત્તિથી ઉદ્દભવનારા નિરતિશય-નિર્વાણસરોવરમાં મનઃકમળ વિકસે, એ બોધિસત્વનું મુખ્ય ધ્યેય હતું. લોકકલ્યાણ સાધી શકાય તો તે આજ માર્ગથી, એવી મહાભાગની દઢ શ્રદ્ધા હતી.

## લેखांक त्रीजो

**બુદ્ધનો પંથ:**–જે સાધનોવડે આત્યંતિક સુખશાન્તિ સાધ્ય થાય એ માર્ગ તરફજ બોધિસત્વનું મન ખેંચાવું સાહજિક હતું. દેહદંડનના માર્ગે, બળજબરીથી, ઇચ્છાશક્તિના બળવડે ઇંદ્રિયોનો નિગ્રહ કરીને તેમની સ્વાભાવિક પ્રકૃતિને તદ્દન દાબી નાખવી શકય નથી. આલારકાલામના સમાધિના માર્ગે એકાદ મનુષ્ય પોતાની એકાગ્રતા વધારી શકશે ને અનેક પ્રહર કિંબહુના અનેક મહિના સમાધિસુખનો અનુભવ લઇ શકશે,પરંતુ '**नायं धम्मो संबोधाय**' સાર્વત્રિક ધર્મપ્રસારનો એ માર્ગ નથી, એવું બોધિસત્વે નિશ્ચિત કર્યું. બચપણમાં સહજ સ્વયંસ્ફૂર્તિથી જાંબુડીની છાયામાં બેસીને લોકહિતસંબંધી ધ્યાન કરતી વેળા જે શુદ્ધ અને પવિત્ર આનંદનો ઝરો પોતાના અંતઃકરણમાં ફૂટયો, તેજ આનંદ શ્રેષ્ઠ અને સૌને સાધ્ય છે, એવો બોધિસત્વે નિર્ણય કર્યો, આજ માર્ગનું આક્રમણ કરતાં પ્રાપ્ત થતી પરમાનંદસ્થિતિમાં નિરંતર સ્થિર રહેવું એજ નિર્વાણપદવી ને એજ સન્માર્ગ અને સદ્ધર્મ, એવો તેણે પોતાના મનનો નિશ્ચય કર્યો. પોતે દેહદંડનના માર્ગનો ત્યાગ કરતાં પોતાના સાથીઓ અને લોકો પોતાને પતિત કહેશે એ ગૌતમ પોતે સારી રીતે જાણતો હતો, પણ કોઇથીયે ન બીતાં પોતાના આત્માનુભવને અનુસરીને પોતાનો આધ્યાત્મિક માર્ગ પાર કરવાનું વિરલ ધૈર્ય એ ગૌતમમાં હતું, એ કહેવું પડે તેમ નથી, ભગવાન બુદ્ધ અગ્નિવેસ્સાને ઉદ્દેશીને કહે છેઃ–"ઇન્દ્રિયસુખ અને અકુશળ વિચાર એ ઉભયને તુચ્છકારી કાઢી કુશળ વિચારોથી થનારા સુખથી હું કેમ ડરું? નહિ, હું કદી પણ ડરવાનો નથી; પણ તે સુખ અત્યંત દુર્બળ સ્થિતિવાળા મને થવું શકય નહોતું, તેથી મે થોડો થોડો આહાર લેવાની શરૂઆત કરી. એ પ્રસંગે પાંચ સાધુઓ મારી સેવા કરવામાં તત્પર હતા. બોધિસત્વને જે ધર્મનો બોધ થશે, તે ધર્મનો ઉપદેશ આપણને પણ તે કરશે, એમ સમજીને તેઓ ચાતકની પેઠે વાટ જોઈ રહ્યા હતા; પરંતુ મેં આહારસેવનનો આરંભ કરતાંની સાથેજ હું તપોભ્રષ્ટ થયો, એમ કહેવાની તેમણે શરૂઆત કરી ને તેઓ મારો ત્યાગ કરીને ચાલી પણ ગયા." વિષયસુખનો ત્યાગ કરીને પ્રાણીમાત્રના સુખને માટે કાયા, વાચા અને મનવડે પ્રયત્ન કરતાં જે નિષ્કામ સુખ થાય છે, તેજ ખરૂં સુખ; અને એજ માર્ગે જવાથી સત્ય જ્ઞાન થશે, એવી શ્રદ્ધાવાળો બોધિસત્વ લોકોની સ્તુતિનિંદાને દાદ ન દેતાં પોતાનાજ માર્ગે આગળ ચાલ્યો.

ઉરૂવેલાના રમ્ય પ્રદેશમાંના નિવાસની વેળાએ દેહદંડપ્રધાન સાધનાસંબંધી તેને ત્રણ ઉપમાઓ સૂઝી હતીઃ–(૧) પાણીમાં ભીંજાયેલા એકાદ લાકડાની ઉપર બીજો એકાદ સૂકા લાકડાનો કટકો ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થવો કદી પણ શકય નથી; એવીજ રીતે કામવિકારથી ગ્રસ્ત થયેલું મન દેહદંડથી કદી પણ શુદ્ધ થવું શકય નથી. આથી મનુષ્યને વ્યર્થ શ્રમમાત્ર થશે. (૨) પાણીમાં પડેલા લાકડાના ટુકડાને પાણીથી દૂર લઈ જઇને તેની ઉપર સૂકાયેલા લાકડાનો કટકો જોરથી ઘસીએ તોપણ અગ્નિ ઉત્પન્ન થવાનો નથી એજ પ્રમાણે જેની વિષયવાસના નષ્ટ થઇ નથી, તેને દેહદંડનાદિ તપથી કે અરણ્યવાસથી કંઇ પણ ફાયદો થવાનો નથી. (૩) સારી રીતે સૂકાયેલો લાકડાનો કટકો પાણીથી દૂર પડયો હોય તેની ઉપર બીજો કટકો ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થશે,તેજ પ્રમાણે જેની વિષયવાસના નષ્ટ થઇ છે,તેનેજ મોક્ષની આશા છે.

ઉરૂવેલાના નિવાસદરમિયાન શારીરિક તપપ્રત્યેજ બોધિસત્વનું વિશેષ લક્ષ્ય હતું, તોપણ માનસિક તપપ્રત્યે તેમનું દુર્લક્ષ્ય નહોતું. કામ, દ્વેષ, હિંસા વગેરે મનોવિકાર પોતાના મનમાં એકવાર પણ ન આવે એને માટે તે ખૂબજ સાવચેતી રાખતા હતા, તેવીજ રીતે એકાંત, મૈત્રી, અહિંસા વગેરે વિચારને તે પોતાના મનમાં અત્યંત આદરપૂર્વક રાખતા હતા. 'નિર્ભયતાસિવાય તત્ત્વબોધ થવો દુર્લભ છે, એમ સમજીને રાત્રે–અર્ધરાત્રે શ્મશાનાદિ ભયાનક સ્થળોએ જઇને ભયભૈરવની ઉપાસના કરીને હું નિર્ભય થયો' એવું દ્વૈધાવિતક્કસુત્ત વગેરે ગ્રંથોમાં લખેલું જણાય છે.

અકુશળ વિચારોથી ચિત્તવિક્ષેપ થાય છે. કુશળ વિચાર સુદ્ધાં બહુ વેગથી આવે તો મનનું સ્થૈર્ય બગડે છે, તેથી ચિત્તનું સ્થૈર્ય ઇચ્છનારા બોધિસત્વે આનાપાન સ્મૃતિ–સમાધિનો અભ્યાસ શરૂ

કર્યો.પ્રાણાયામ પણ એક પ્રકારનો દેહદંડ છે, એવી માન્યતાથી ગૌતમે આ માર્ગનો સ્વીકાર કર્યો. આનાપાનસુત્તમાં ભગવાન બુદ્ધ કહે છે કે:-"હે ભિક્ષુઓ ! આનાપાનસ્મૃતિસમાધિ બહુ ફળદાયી છે. એકાંતમાં બેસવું,આસનસ્થ થવું,દીર્ઘશ્વાસ લેતા હો તો 'હું દીર્ઘશ્વાસ લઉં છું' એવું તથા દીર્ઘશ્વાસ બહાર છોડતા હો તો 'હું દીર્ઘશ્વાસ બહાર છોડું છું' એવું ધ્યાન કરવું.આ સાધનાથી મન સ્થિર થાય છે.હું બુદ્ધ થયા પહેલાં આજ સાધના કરતો હતો. મારા શરીરને કિંવા ઇંદ્રિયને કોઈ પણ પ્રકારનો ત્રાસ પહોંચતો નહિ.મારૂં મન વિકારમુક્ત રહેતું." 'સંબોધી' એટલે પૂર્વજ્ઞાન થયા પહેલાં બુદ્ધનો મારની સાથે (કામદેવની સાથે) ઘનઘોર રણસંગ્રામ થયો,એવો સુત્તનિપાતના પ્રધાન સુત્તમાં ઉલ્લેખ છે. એ આધાર ઉપરથી લલિત વિસ્તર (અ. ૧૮), બુદ્ધચરિત્ર ઇત્યાદિ ગ્રંથોમાં આ યુદ્ધનું મોટું રસપ્રચૂર વર્ણન આવ્યું છે. આવા પ્રકારનો ઝઘડો બહુશઃ સર્વશ્રેષ્ઠ વિભૂતિઓના આધ્યાત્મિક ઇતિહાસમાં નજરે પડે છે. ઇસુખ્રિસ્તને સુદ્ધાં સેતાનની સાથે લડવું પડ્યું, એવું વર્ણન છે. સુત્તનિપાતમાં આ વિષય નીચે પ્રમાણે આવ્યો છે. બુદ્ધ કહે છે કે:-"હું નિર્વાણપ્રાપ્તિ સારૂ નૈરંજરા નદીને કાંઠે અત્યંત ઉત્સાહથી ધ્યાન કરતો બેઠો હતો. માર મારી પાસે આવ્યો ને બોલ્યો: 'તું કૃશ થયો છે, મરણોન્મુખ થયો છે, નકામો મર નહિ, જીવવાનો કંઇ ઉપાય કર, અગ્નિહોત્રાદિ કરીને સ્વર્ગસુખ પ્રાપ્ત કરી લે. આ નિર્વાણના ફંદામાં ન પડ. નિર્વાણનો માર્ગ દુષ્કર છે.' મેં જવાબ આપ્યો: 'તું અહીં કેમ આવ્યો છે ? મને તારા ઉપદેશની અથવા પુણ્યની જરૂર નથી. મારામાં શ્રદ્ધા, વીર્ય અને પ્રજ્ઞા છે. એમની સહાયતાથી મારૂં ચિત્ત સ્થિર કરી લઇને હું મારૂં ધ્યેય સાધી લઇશ. અરે માર ! કામોપભોગ, અરતિ, ભૂખ, તરસ, તૃષ્ણા, આળસ, બીક, કુશંકા, અભિમાન એજ તારૂં સૈન્ય. ધૈર્યવાળા પ્રેષિતાત્મા આગળ એટલે કે નિ-ષ્ઠાવાન મનુષ્ય આગળ તારા આ સૈન્યનું કંઇ ચાલવાનું નથી. આ જો, હું કમ્મર બાંધીને નિર્વાણ તરફ જાઉં છું. પથ્થરવડે મટકાને ફોડી નાખવાની પેઠે હું ધૈર્યથી તારા સૈન્યને વિંધીને આગળ જાઉં છું. નિર્વાણમાર્ગનો ઉપદેશ કરતો હું ગામેગામ ફરીશ ને મારા ઉપદેશથી હજારો શ્રાવક નિર્ભયસ્થાને જઇ પહોંચશે.' આ સાંભળી માર બોલ્યો:-'આજ સાત વર્ષથી સ્મૃતિમાન સંબુદ્ધની પછવાડે, હું ભટકું છું; પણ મને એક પણ છિદ્ર હાથ લાગ્યું નથી. હવે હું એકાદા નિરાશ થયેલા કાગડાની પેઠે અહીંથી ચાલ્યો જઇશ.'" આ રૂપક બહુજ સુંદર છે,એમાં જરાયે સંશય નથી.

**સંબોધી અથવા સાક્ષાત્કાર:**—એક અત્યંત રમણીય એવી વૈશાખ મહિનાની પૂર્ણિમાની રાત્રે બોધિસત્વને સત્યનો સાક્ષાત્કાર થયો.તે દિવસે સુજાતા નામની કુલીન યુવતીએ તેમને સાત્વિક ભિક્ષા આપી, એમ સુત્તપીટકમાં કહ્યું છે. બૌદ્ધ ચિત્રકળામાં આ સુજાતાની પ્રતિમા ઘણે ઠેકાણે જણાઇ આવે છે. બુદ્ધને સુદ્ધાં તે દિવસ પરમ ચિરસ્મરણીય નીવડયો, એમાં નવાઇ નથી. સુજા-તાએ આદરવડે અને પ્રેમથી પીરસેલી ભિક્ષા લઇને નૈરંજરા નદીના કિનારે જમીને તે રાત્રે બોધિસત્વ એક વિશાળ એવા વટવૃક્ષની નીચે બેઠા. એ રાત્રે વળી પાછો મારની સાથે ફરીથી એકવાર મોટો ઝગડો થયો, એવો સંયુત નિકાયની સગાથાવગ્ગમાં તેમજ લલિત વિસ્તરમાં ઉલ્લેખ છે. એ ઝગડા પછી બોધિસત્વને તત્ત્વબોધ થયો, સંશયની તમામ ગ્રંથિઓ છૂટી ગઇ, અંતરમાં આત્મજ્યોતિનો પ્રકાશ ચમકવા લાગ્યો ને એ દિવસથી બુદ્ધ ભગવાન નિર્વાણ-શાન્તિ-સામ્રાજ્યના સમ્રાટ્ થયા. ત્યારપછી થોડાક દિવસ આ કલ્યાણપ્રદ નવીન માર્ગ કોને, કયારે ને કેવી રીતે ઉપદેશવો એની વિવંચનામાં બુદ્ધ ઉરૂવેલામાંજ રહ્યા. 'લોકોને આ માર્ગનો ઉપદેશ કર' એવો બુદ્ધને ઇશ્વરી સંદેશ આવ્યો; પણ એ માર્ગનું રહસ્ય સમજી લેવાને યોગ્ય એવો કોઇ પણ શ્રમણ તેમને જણાયો નહિ. આલારકાલામ અને ઉદ્દકરામપુત્ત, એ બન્નેય કાળવશ થયા હતા. છેવટે જે પંચવર્ગીય ભિક્ષુ કંઇક કાળપર્યંત તેમની બરોબર રહેતા હતા, તેમનેજ ઉપ-દેશ આપવાનું બુદ્ધે નક્કી કર્યું. તેઓ એ વખતે વારાણસીમાં રહેતા. અષાઢ માસની પૂર્ણિમાના અરસામાં બુદ્ધ વારાણસી આવ્યા અને 'મને સંબોધી અથવા સાક્ષાત્કાર થયો' એમ તેમણે તે ભિક્ષુ-ઓને કહ્યું; પરંતુ તેઓ બોલ્યા:-'આયુષ્યમાન ગૌતમ ! ખડતર તપશ્ચર્યાથી તને જે સાધ્યું નહિ તે તપોભ્રષ્ટ થઇને સ્વાદિષ્ટ અન્નની પછવાડે પડેલા તને કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ?' તેમનું આ અજ્ઞાનભર્યું બોલવું સાંભળી લઇને બુદ્ધ બોલ્યા:-'ઓ ભિક્ષુઓ ! મેં કયારેય પણ તમારી

સામે બડાઇ મારી છે કે? ન મારી હોય તો મારા બોલવા તરફ ધ્યાન આપો. મને અમૃત-માર્ગ દેખાયો છે. એ માર્ગે જવાથી તમને જલદીથીજ મોક્ષ મળશે, એવી હું ખાત્રી આપું છું.' આમ કહીને ધીમે ધીમે બુદ્ધે તેમના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન કરીને ઉપદેશ આપવાનો આરંભ કર્યો. આ ઉપદેશને 'ધર્મચક્રપ્રવર્તન' એવું નામ સચ્ચસંયુક્તના બીજા વગ્ગમાં, વિનય-ગ્રંથના મહાવગ્ગમાં તેમજ લલિતવિસ્તરના છવીસમા અધ્યાયમાં આપ્યું છે.

**બુદ્ધનો ધર્મોપદેશ:**-ઋષિપત્તનમાં મૃગવનની અંદરના નિવાસ વખતે બુદ્ધે ઉપદેશ આપ્યો તે આવો છે:-'ઓ ભિક્ષુઓ! કામોપભોગ અને દેહદંડ આ બન્ને અતિરેક છોડી દેવા જોઇએ. ઉપશમ, પ્રેમ ને સંબોધ આપનારો, જ્ઞાનચક્ષુ ઉઘાડનારો એવો મધ્યમ માર્ગ તથાગતે (બુદ્ધે) શોધી કાઢયો છે. તે માર્ગ કયો? સમ્યક્સંકલ્પ, સમ્યક્વાચા, સમ્યક્કર્મ, સમ્યક્ આજીવ, સમ્યક્વ્યાયામ, સમ્યક્સ્મૃતિ, સમ્યક્સમાધિ આજ તે આર્ય અષ્ટાંગિક માર્ગ છે. સંસાર દુઃખમય છે ને તેનો નિરોધ કરવો જોઇએ, એ આર્યસત્ય છે એવું સમજાયા પછીજ મને નવીન દૃષ્ટિ આવી ને મને નવો પ્રકાશ દેખાવા લાગ્યો.' બુદ્ધધર્મનો આધારભૂત ઉપદેશ તે આજ. સચ્ચસંયુતમાં આ વિષય ઉપર ૧૩૧ સૂત્રો છે. અહિંસા, સત્ય, અસ્તેય, અવ્યભિચાર અને અપેય આ તત્ત્વો બુદ્ધકાળનીયે અગાઉથી પ્રચારમાં હતાં. નિગ્રંથોના અર્થાત્ જૈનોના જે પંચયામ તેનાજ આધારે આ ઉપર જણાવેલાં તત્ત્વો અસ્તિત્વમાં આવ્યાં છે; પણ જે આર્ય અષ્ટાંગિક માર્ગ છે, તે માત્ર બુદ્ધે પોતે આત્માનુભવવડે પ્રતિપાદન કરેલો નવો માર્ગ છે. બુદ્ધનું વૈશિષ્ટય આ આર્ય અષ્ટાંગિક માર્ગમાંજ હતું. ખોટી દયાના નામ નીચે અપરંપાર નિષ્ક્રિયતા વધી હતી, તપશ્ચર્યાના નામે અનેક પ્રકારના દેહદંડનના માર્ગ ખૂબજ વધી પડયા હતા, પણ પાણીસિવાય તરફડનારાં માછલાંની જેમ વિહ્વલ થયેલા એવા સંસારી લોકો સારૂ અદ્યાપિ કોઇએજ વિચાર કર્યો નહોતો. દયાભાવનાને વ્યાવહારિક ને ક્રિયાત્મક સ્વરૂપ આપવું એજ બુદ્ધનું મુખ્ય ધ્યેય હતું. સાર્વત્રિક શાન્તિનો પ્રસાર થવાને બુદ્ધમાર્ગજ એ વખતે અત્યંત સકાલિક હતો, એમ કહેવાને હરકત નથી.

**આર્ય અષ્ટાંગિક માર્ગ:**-આ માર્ગ એ શું છે એનો હવે આપણે વિચાર કરીએ. (૧) સમ્યક્દૃષ્ટિ એટલે જગ એ દુઃખમય છે, દુઃખનું નિરસન કરીને જગતમાં શાન્તિની સ્થાપના કરવી હોય તો લોકોએ એકબીજાની સાથે સત્યથી ને પ્રેમથી સ્વાર્થ છોડીને વર્તવું જોઇએ એવું જ્ઞાન થવું તે (૨) પોતાનુંજ સારૂં ને પોતાનુંજ કલ્યાણ થાય એવા સંકલ્પનો ત્યાગ કરીને દુનિયામાં સુખશાન્તિનું સામ્રાજ્ય સ્થપાય ને વિશ્વ પ્રેમમય બને એવો સંકલ્પ કરવો, એજ સમ્યક્સંકલ્પ. (૩) અમંગળ ને બીજાને દુઃખ દેનારા શબ્દ ન ઉચ્ચારતાં સદા સુંદર, મધુર અને પ્રેમમય વાણીનો ઉપયોગ કરવો એજ સમ્યક્વાચા. (૪) હિંસા, ચોરી, વ્યભિચારાદિને ત્યાગી દઇ લોકહિતના કામમાં હંમેશાં નિરત રહેવું એજ સમ્યક્કર્મ, (૫) લોકોને ફસાવીને દગાબાજીવડે કિંવા હિંસાથી પેટ ભરવાનું છોડી દઇ શુદ્ધ સાત્વિક ને પ્રામાણિક માર્ગે પોતાનો ઉદરનિર્વાહ કરવો, એજ સમ્યક્આજીવિકા. (૬) હું દુર્બળ છું, નિર્બળ છું વગેરે નિરૂત્સાહી ને કાર્યઘાતક કલ્પનાઓને ન સેવતાં અત્યંત શુદ્ધસાત્વિક એવા ઉત્સાહથી સત્કાર્ય કરવાને પ્રવૃત્ત થવું, એજ સમ્યક્વ્યાયામ. (૭) મનમાં અકુશળ વિચારોને સ્થાન ન દેતાં કુશળ વિચારોનોજ એકસરખો પરિપોષ કરતાં રહેવું એજ સમ્યક્સ્મૃતિ. (૮) મનની ચંચળતા દૂર કરીને સ્થિર એવી શાંતિમાં મનની સ્થાપના કરવી એજ સમ્યક્સમાધિ. આવો આ આર્ય અષ્ટાંગિક માર્ગ નિવૃત્તિ તથા પ્રવૃત્તિ એ ઉભયથી યુક્ત એવો છે. અકુશળનો પરિત્યાગ, કુશળનો પરિપોષ ને નિષ્કામતા, એ ત્રણે આ માર્ગનાં મુખ્ય લક્ષણ છે.

**કેટલાક આક્ષેપકોને ઉત્તર:**-બૌદ્ધધર્મને લીધે નિષ્ક્રિયતા વધી, અહિંસા તત્ત્વથી અનર્થ થયો વગેરે આક્ષેપ કેટલાક પાશ્ચાત્ય પંડિતો તરફથી અને તેમનુંજ અનુકરણ કરવામાં ભૂષણ માનનારા કેટલાક આંગ્લવિદ્યાવિભૂષિત વિદ્વાનો તરફથી કરવામાં આવે છે; પણ એ આક્ષેપ બિલકુલ ખોટા છે. જે ધર્મની સ્ફુર્તિવડે લાખો ભિક્ષુઓએ ઘરબાર છોડીને ધર્મપ્રચારને માટે વિચરી અનેક સંકટો સહન કરીને દક્ષિણનાં સિંહલદ્વીપથી તે ઉત્તરે બેહરિંગની સામુદ્રધુનીપર્યંત ને પૂર્વે પીળાસમુદ્રથી તે પશ્ચિમે ઇજીપ્ત દેશપર્યંત પોતાની ધર્મધ્વજા ફરકાવી, એ ધર્મને નિ-

ષ્ક્રિય એમ કયા મોઢે કહી શકાય? હમણાં કાળવશાત્ એ ધર્મનો વિપર્યાસ થઇને કેટલાક લોકોએ એ ધર્મની નિવૃત્તિ બાજુ માત્ર ઉંચકી લીધી ને પ્રવૃત્તિ તરફ દુર્લક્ષ્ય કર્યું એ ખરૂં છે, તોપણ એનો દોષ મૂળ બૌદ્ધધર્મ ઉપર આવી શકતો નથી. 'अहं ब्रह्मास्मि' કહીને સ્વેચ્છાચારી બનનારા નામમાત્રના અદ્વૈતીઓનો દોષ જે પ્રમાણે શ્રીમદ્ શંકરાચાર્યની ઉપર આવવો શકય નથી, તે પ્રમાણેજ આળસુ–એદી બનીને વિહારોની અંદર અનાચારી ભિક્ષુઓ વસવા લાગ્યા હોય તો તેનો દોષ બુદ્ધની ઉપર અથવા બુદ્ધ ધર્મનાં તત્ત્વો ઉપર લાદી શકાય નહિ. મૂળધર્મ સક્રિય, વ્યાવહારિક ને કલ્યાણપ્રદ હતો, એ સંબંધે પુષ્કળ પૂરાવા આપી શકાય એમ છે. અશોક મહારાજનો છઠ્ઠો શિલાલેખજ આપણે ઉદાહરણાર્થ લઇએ.

**नास्ति हि मे तोसो उस्टानम्हि अथ संतीरणाय वा। कत व्यमते हि मे सर्वे लोकहितम्। तस्स च एसमूले उस्टानं च अथ संतीरणा च। नास्तहि मे केमतरं सर्वे लोकहितेन। यच किंचि पराक्रमामि अहं किति भूतानं अनंगं गछेयं। इघ च नानि सुखापयामि परत्त च स्वर्गं आराधयंतु।**

અર્થ:–" કેટલુંએ લોકકલ્યાણ કર્યું તોપણ, ને લોકોને કેટલોએ ન્યાય આપ્યો તોપણ મને તૃપ્તિ નથી. લોકહિત સાધવું એ મારૂં સૌથી શ્રેષ્ઠ કર્તવ્ય છે, ને તેમનું કલ્યાણ કરવું તથા તેમને ન્યાય આપવો એ તે કર્તવ્યને આધારભૂત બીના છે. લોકહિત સાધવાના કરતાં ક્ષમતર એવી બીજી ચીજજ દુનિયામાં નથી. પ્રાણીમાત્રના ઋણમાંથી મુક્ત થવા સારૂ મારો સતત પ્રયત્ન છે. આવા યત્નના બળ ઉપરજ મને ઇહલોકમાં સુખ અને પરલોકમાં સ્વર્ગ મળે, એવું મારૂં માનસ છે." લોકકલ્યાણ કરવાની આ સ્ફુર્તિ અને એને માટે અવિશ્રાન્ત શ્રમ કરવાનો ઉત્સાહ એ અશોક ચક્રવર્તીના અંતઃકરણમાં બુદ્ધધર્મના ઉપદેશથીજ ઉદ્‌ભવ્યાં હતાં, એ કોઇને કહેવું પડે તેમ નથી.

મહાયાન પંથના બૌદ્ધ લોકોમાં તો આને માટે કદી સંશયજ આવ્યો નથી. સાતમા સૈકામાં શાંતિદેવાચાર્યે 'બોધિચર્યાવતાર' નામનું એક પુસ્તક લખ્યું છે. તેમાં

**सुखार्थं क्रियते कर्म तथापि स्थान्नवा सुखम्। कर्मैव तु सुखं यस्य निष्कर्मा स सुखी कथम्॥**

એનો અર્થ "સુખોદ્દેશથી કરેલાં કર્મોવડે સુખ થશે કિંવા થશે પણ નહિ; પણ જેને સત્કર્મ કરવાથીજ સુખ થાય છે તે નિષ્કર્મ રહેવોજ અશકય છે," એવો છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં ઉપદેશેલો નિષ્કામ કર્મમાર્ગ ને આ ઉપરના શ્લોકમાં બતાવેલો ધર્મ એમાં વિશેષ ફરક નથી, એ કોઇનાયે લક્ષમાં આવશે. આ પ્રમાણે ભગવાન બુદ્ધનો ઉપદેશ કલ્યાણપ્રદ, શ્રેયસ્કર ને સુખકર છે, એમાં લેશમાત્ર પણ શંકા નથી.

**सब्बु पापस्य अकरणं। कुसलस्स उपसंपदा। सचित्तपरियोदपनं। एतं बुद्धानुसासनम्॥**(ધમ્મપદ)

**અર્થ:**—પાપ ન કરવું, પુણ્ય કિંવા સારૂં કરતા રહેવું અને ચિત્ત શુદ્ધ કરવું એજ બુદ્ધનો ઉપદેશ. આવું સારરૂપે ધમ્મપદમાં આપેલું છે. આવો ધર્મ ગમે ત્યારે પણ જગતનું હિતજ કરે એમાં શંકા નથી.

---

## 'આલોચક' કે પ્રતિ વિયોગી હરિજી કે સુંદર વાકય

'દુસરોં કી આલોચના કરને કે પહલે સ્વયં અપની ભી આલોચના તો કર લિયા કર; દિલ કી સફાઇ કર કે દુનિયા કા કૂડા કરકટ સાફ કર; ખુદી કો ખોકર બેખુદી મેં મસ્ત હો; આંખ પર સે એકતરફી ચશ્મા હટા કર યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કર; આલોચક! જબ તેરા પ્રત્યેક શબ્દ વિવેક કે ગહરે રંગ મેં ડૂબ નીકલેગા, તભી તૂ સચ્ચી આલોચના કરને કા અધિકારી હો સકેગા.'

---

# સિદ્ધાર્થ રાજન્ અને યશોધરાદેવી

## [ એક સંવાદ ]

(લેખકઃ—**દેશાઇ મગનલાલ દલીચંદ. 'ચિત્રમયજગત'** ના ડીસેમ્બર ૧૯૨૬ ના અંકમાંથી)

**સિ૦**–અરે ! આ ચીસ કયાંથી ? દેવી યશોધરા ! આ શું ? આટલી બધી આકુળ વ્યાકુળ કેમ ? અશ્રુનો અખંડ પ્રવાહ ખાળ્યો ખળતો નથી. તારા કોમળ દિલને કોણે દુભવ્યું છે ? બોલ તો ખરી ? (એમ કહી યશોધરાને બાહુ–પાશમાં લઇ હૃદય સાથે દાબે છે અને આશ્વાસન દઇ ભય-મુક્ત કરે છે.)

**ય૦**–સિદ્ધાર્થ રાજન્! કંઇ નહિ, અમસ્તું ! સહેજ.

**સિ૦**–યશોધરા ! 'કંઇ નહિ, અમસ્તું, સહેજ,' એ વચનો વદવામાં તારો ધ્વનિ ન હોય, પણ તેનો પ્રતિધ્વનિ તો છેજ. મારા જેવા રાજ–રિદ્ધિવાળા રાજકુમારની રાણી હોવા છતાં, તું શામાટે શોક ધરે અને કાલ્પનિક દુઃખ ભોગવે ? એ સમજાતું નથી. મને દુઃખ થાય એવા આશયથી તું વાત છુપાવતી હોય, એ સ્વાભાવિક છે; પરંતુ એમ કર્યાથી મારૂં દુઃખ વિશેષ વધતું જાય અને તારૂં દુઃખ કિંચિત્ પણ ઓછું ન થાય, એ મહત્ત્વનો વિચાર તારે નથી કરવાનો એમ નથી; પણ સાથે સાથે ભયમુક્ત બની હૃદય ખોલવું ને હળવું કરવું, એ વિચારવું પણ જરૂરનું છે. અંતરની કથની કથનાર એક અંતર છે અને સાંભળનાર અન્ય અંતરજ છે. દેહે જૂદા છતાં એકજ દેહી છીએ.

**ય૦**–રાજન્! સૌભાગ્ય. અહોભાગ્ય મારાં કે જેના સ્વામીનાથ સિદ્ધાર્થ છે. આવા રાજ-વૈભવમાં મને શા પ્રકારનું દુઃખ હોય ? એ સંભવેજ કેમ ? માત્ર કાલ્પનિક સ્વપ્ન એ દુઃખની ક્ષણિક કથા. ગાઢ નિદ્રામાં ભયભર્યું અનિષ્ટ અમંગળ સ્વપ્ન આવ્યું; પરિણામે ઝબકી, એકદમ જાગી ઉઠીને ચીસ પાડી.

**સિ૦**–સ્વપ્નાં તો મનેય આવે છે; પણ ઠીક, તારી વાત આગળ ચલાવ.

**ય૦**–પ્રીતમ દેવ ! "આસો માસની શરદ્ પૂનમની રાત" એટલે શું ? સૌંદર્ય દેવીનો સાક્ષાત્કાર ઉલ્લાસવંતો ચંદ્રમા, નગર, વન–ઉપવનની શોભાને પૂર્ણ ટોચે લાવવાને પોતાની સોળે કળાનો ઉપ-યોગ કરી રહ્યો છે; અને એ ચાંદલીઓ ચોકમાં ચમકીને સન્નારીઓના મધુર કંઠમાંથી નીકળી આવતા રાસડાઓને ખીલવી રહ્યો છે. આવે સમયે હું રાજમહેલની અગાસીપરની એક બેઠકપર બેસી શીતળ શશિની શોભાને એકીટશે જોઇ રહી હતી. અચાનક જંગલના ખુલ્લા પ્રદેશપર નજર ખેંચાઇ. વિશેષે જોતાં જણાયું કે, હિમ જેવો સફેદ અને તેજસ્વી અશ્વ પવનવેગે દોડયો જતો હતો. સ્વાર પણ સ્વાંગમાં દિવ્ય યુવક હતો. તેના ફેંટાનું ફુમતું પછાડી હવામાં ફરફર ફરકતું વિદ્યુતની માફક ઝબકારા મારતું હતું.

**સિ૦**–દેવિ, યશુ ! આમાં ભય પામવા જેવું શું અને રડવા જેવું શું ? પ્રતાપઅંશી રાજાની રાણીઓ 'સબળા' નામથી સંબોધાય છે, ત્યારે તું તો અબળા કે ?

**ય૦**–પરમદેવ ! કેસરીઆં કરી રણમાં લડનાર ને મરનાર શૂરવીર રજપૂતની અંતિમ કાળની પ્રધાન–વાસના જે રહી જાય છે, તે વાસનાને તૃપ્ત કરવાનું પછાડીનું કાર્ય–કર્તવ્ય રજપૂતાણીઓનું હોય છે. ઝળઝળ બળતી ચિતાઓ જયારે એ રમણીઓનું છેવટનું આરામ–સ્થાન–રામનું સ્થાન બને છે, ત્યારેજ તેમને સબળા કહેવામાં આવે છે. ચારિત્ર્યનો મહાન પ્રશ્ન ત્યાં ઉપસ્થિત થતો અને તેનો તોડ પણ ત્યાંજ કઢાતો. આ સિવાય અન્ય તમામ બાબતોમાં અમોને શાશ્વત **અબળા-વાદજ** ગળથુથીમાં પાયો છે.

**સિ૦**–( સતી થવાની પ્રથાપર ચિંતન કરતાં વદન કરુણ–મૂર્તિ બને છે.)

**ય૦**–આર્યકુમાર ! વાત અવળે પ્રવાહે વહી. એ પાતાળ–પ્રવેશી અશ્વ આપણી હયશાળા-નોજ; અને અશ્વારૂઢ યુવક તે એજ કે જેની સામે હું અત્યારે નિર્ભય બની વાત કરી રહી છું. જોકે આપનું મુખ જોયાનું યાદ નથી, તોપણ અશ્વપરની બેસવાની છટા અન્યની ન દેખાય પણ આપનીજ. રાજમહેલ તરફ પુનઃ આવવા ઘણી ઘણી અરજ કરી, બૂમો પાડી, રોઇ, રડી, અનહદ આક્રંદ કર્યું; પરંતુ બધું વ્યર્થ. ગયા તે ગયાજ. જંગલમાં પ્રવેશસમયે એક અણુ-ખીલ્યું ગુલાબનું પુષ્પ ફકત ફેંકતા ગયા. હૈયું હાથ ન રહ્યું ને અગાસીપરથી પડતું મૂકયું. ચીસ

પ્રાહી જાગી ઉઠી ને અનિષ્ટ સ્વપ્નની સમાપ્તિ થઈ.

સિ૦—દેવી યશુ, વાસ્તવિક રીતે સ્વપ્નમાં કશુંયે સત્ય હોતું નથી. ક્ષણુ બે ક્ષણુ રંક પણુ રાજવૈભવ ભોગવી લે છે અને રાજા ભીખારી બની જઇ ભાખરીના ટાઢા ટુકડાનો સ્વાદ અનુભવી લે છે. યશુ! સોચ મા કર, દુઃખ ના ધર, ધૈર્ય ધર અને શાંત થા. વારંવાર એની એજ વાત-પર વિચાર કરવાથી દિલની આગ ઓલવાતી નથી-બળતા અગ્નિમાં ઘીના હોમની જેમ. તારી પાસેથી હું તો એટલેસુધીયે આશા રાખી શકું કે કદાચ તારૂં સ્વપ્ન સત્ય નિવડે, તોયે તને કંઇ આઘાત ન થવો જોઇએ. **નિર્મિત ને અનિર્મિત કરનાર તું અગર હું કોણુ માત્ર?**

ય૦—દિલના દેવ! કદી કોઇ કાળે નહિ પણુ આ કાળે આપનાં વચનોને હૃદયમાં ઉતરતાં કેમ વાર લાગે છે? ફક્ત બે દિવસમાં બનેલી કાલ્પનિક બીનાએ જ્યારે મારી આ દશા કરી, ત્યારે આપ અચાનક મને અહીં એકલી મૂકીને ક્યાંક ચાલ્યા જાઓ તો મારી અહીંની શી ગતિ થાય? ક્ષણુભરનું સ્વપ્ન આટલું બધું અકળાવે છે ને રીબાવે છે, તોપછી સ્વપ્નના સત્યે તો—(મૂર્છાવશ થઇ જઇ સિદ્ધાર્થના ખોળામાં ઢળી પડે છે. કુમાર આશ્વાસન કરી તેને જાગ્રત કરે છે ને દૈવી નિશાનું પાન કરાવે છે.)

સિ૦—યશુ! તારૂં શરીર સારૂં નથી. શરીરપરનો અધિકાર તેં ગુમાવ્યો છે; માટે હવે અન્ય પ્રસંગે આ વાત કરીશું.

ય૦—નહિ, નહિ નાથ! શરીર સારૂં હો યા ન હો, દેહ ટકે યા છેહ દે. કોણુ જાણે મારૂં માનસિક દુઃખ દૂર દૂર જતું દીસે છે. હૃદય કંઇક બળવાન બન્યું હોય એમ ભાસે છે. મારામાં મને મઝા નથી. મારી સાચી મઝા આપના વચનામૃતનું પાન કરવામાં ઓતપ્રોત થઈ ગઈ છે. આપ કહો જાઓ ને હું સાંભળ્યે જઇશ ને આનંદ લઇશ.

સિ૦—યશોધરા, તું કંઇક સંસ્કારી જીવ તો છે, છતાંયે તારી ભૂમિકા-ઉચ્ચ ભૂમિકા ન બંધાઇ. મારા સહવાસમાં તેં પૂરાં દશ વર્ષ ગાળ્યાં; પરંતુ મહત્ત્વના ફેરફાર ન થયા...અજ્ઞાન-તિમિર દૂર ન થયું. પ્રભાતે ગગનાંગણુમાં ઉગતા સૂર્યનું શીતળ મધુર તેજ પણુ અંતરમાં ન ઉતર્યું. ટુંકમાં પ્રભુનો તનખો તારામાં ન પ્રગટયો. કસ્તુરીની પ્રાપ્તિમાટે હજારો ગાઉનો પ્રવાસ કસ્તુરીમૃગ માટે તો તદ્દન નકામો છે. કસ્તુરી તેના શરીરમાં છે ને વાસ-ફોરમ બહાર પ્રસરી રહી છે. પરમાત્માની ફોરમ અંદર ને બહાર બધે છૂટી રહી છે. પરમાત્મા પોતે અંદર છે, એટલે બહારથી એને શોધનારની ગમે તેવી પ્રવૃત્તિ-પ્રયાસ હોય તો તે પણુ અફળ જાય છેજ. છેલ્લા લાંબા સમય થયાં તું જાણે છે કે, મને રાજવૈભવ ભોગવવાની જરાએ સ્પૃહા નથી. હું જે જે વાંચતો, વિચારતો, અનુભવતો તે બધામાં તું મારૂં અનુકરણુ કરતી અને તને લેશ પણુ પ્રતિબંધ ન હતો. મારા શરીરપરનો મોહ એ તારી પ્રબળ વાસના છે અને એને તો જ્ઞાનભઠ્ઠીમાં ભસ્મીભૂત કર્યેજ છૂટકો.

ય૦—સિદ્ધાર્થ! સ્વામિન્! સત્ય વાત છે-આપની. આપનો અમૂલ્ય ઉપદેશ વિશેષ આકર્ષે છે. અત્યારે તો રાજ-રાણીનો મોહ તેમજ તેને અંગે ઉપસ્થિત થતા વૈભવનો મોહ સાવ ગળી ગયો છે. આપ ગગનવિહારી છો. આપની દિવ્ય ભવ્ય ભાવનાઓને યત્કિંચિત્ સમજવાને પણુ મારામાં સામર્થ્ય નથી. અલ્પમતિ અનુસાર મારી સમજમાં જે આવે છે તે એ છે કે, આપની તમામ પ્રવૃત્તિ એક યા અન્ય સ્વરૂપમાં નિવૃત્તિજ છે; અને અંતિમ હેતુ નિર્વાણુપદને પ્રાપ્ત કરવું, એ છે. આ ધ્યેયબિંદુ લક્ષમાં લઇ જંગલનિવાસ ઇચ્છતા હો એમ હું માનું છું. જંગલમાં ન જાઓ એમ કહેવા હિંમત થતી નથી. ઉમેદ માત્ર આટલી છે કે, આપ મને સાથે લઇ જઇ સહચરી-સહચારિણી બનાવો. ગમે તેવા પ્રતિકૂળ વાતાવરણુમાં પણુ આપને યોગ્ય અનુકૂળ સંજોગો ઉત્પન્ન કરી શકીશ એ શ્રદ્ધા આ દિલમાંથી ખસતી નથી. જ્યાં મારા...મહારાજ ને તાજના તાજ, ત્યાં આ શિર ને આ શરીર સદા સર્વદા ઝુકેલુંજ રહેવાનું. કોઇ મહાન રાજાની સામાન્ય રાણી પટ-રાણીની પદવી પ્રાપ્ત કરે છે, ત્યારે તે પોતાને જેટલી ભાગ્યશાળી માને છે, તેના કરતાં અનંતગણી સદ્ભાગ્યશાળી હું પોતાને ગણું છું. અહોભાગ્ય મારાં છે, સ્વામીનાથ!

સિ૦—(મનમાં કંઇક ગુંચવાય છે.) જંગલવાસ મારે એકલાનેજ સ્વીકારવાનો આવશે. હજુ કશા નિર્ણય પર આવ્યો નથી. પ્રિયે, તારા કથનનો છેવટનો ભાગ અતિ ઉક્તિભર્યો જણાય છે.

ય૦—નાથ ! નથી એમ પણ, ગત અનંત ભવના સંયુક્ત પુણ્યબળના યોગે મારો સંબંધ—લગ્નસંબંધ, આપ સાથે સંધાયો છે—બંધાયો છે. આપણા બન્નેનાં લગ્નમાં કંઇક વિવિધતા છે—કળાયુક્ત વિવિધતા ને વિશેષતા છે. બળાત્કાર, હરણ, ગાંધર્વવિધિ અગર તો (રાજકુમારીઓના) સ્વયંવરથી આપણાં લગ્ન નથી થયાં. પિયુજી! માફ કરજો. કહેતાં કહી દેવાય છે કે, આપ એક રાજકુમારિકા બન્યા ને આપે આપનો સ્વયંવર જાતે યોજ્યો ને મારા જેવા રાજકુમાર (?) પર કૃપા વર્ષી. આપણા લગ્નની વિશેષતા એ છે કે, આપણું જીવન આત્મવિકાસને પંથે સંચરી રહ્યું છે. વિશેષ તો હવે આપ સમજાવો, રાજન્!

સિ૦—સંસ્કારી યશોધરા ! તું નથી સમજતી એમ કહીને પણ કંઇક સમજી છે અને વિશેષ સમજવા પ્રયત્ન કરી રહી છે. તારૂં હવે કલ્યાણ થશે, એ ચોક્કસ છે; પરંતુ મને બરોબર જો. મારા ખાવામાં, પીવામાં, હરવાફરવામાં, સૂવામાં એમ તમામ પ્રવૃત્તિઓમાં ફક્ત એકજ ધ્વનિ ઘંટના ડંકાની માફક નિરંતર કર્ણપર અથડાય છે. શો મધુર એ ધ્વનિ: **“ગૌતમ! જાગ્રત થા, ઉભો થા, જંગલમાં જા અને ત્રણ જગતના તમામ જીવોના કલ્યાણનો—મોક્ષનો માર્ગ સ્થાપન કર.”** આ ધ્વનિ મારૂં ધ્યેય છે. તું સુખી થા ને ભવસાગર તરી જા, એ મારા છેવટના આશીર્વાદ છે.

ય૦—કૃપા એ સિદ્ધાર્થ દેવ રાજનની ! નાથ ! આપ મારા નાથ છો, જગતના નાથ છો અને આપ અનાથના યે નાથ છો, પ્રાણેશની આજ્ઞા હોય તો એક સંગીત ગાઉં.

સિ૦—સુખેથી ગા ને બજાવ.

ય૦—

( એકજ દે ચીનગારી, વિશ્વાનલ, એકજ-એ લય )

યોગી તું, અનંત કાળનો યોગી. યુગ અનંત તરનારો, યોગી તું, યુગ અનંત તરનારો.
મન જીત્યું ને જગ જીતાયું, જગ ત્રણ પણ જીતનારો,
કર્મયોગ સિદ્ધાંત સ્વીકાર્યો, યુગ-સિંધુ તરનારો—યોગી તું૦
કર્તવ્યો કંઈ કંઇ કીધાં તેં, ઝળકયો ઝગમગ તારો !
નીતિ ન્યાય પ્રભુનાં સ્થાપ્યાં, યુગ-રમતો રમનારો—યોગી તું૦
સમતા ભાવ સદા સુખદુ:ખમાં મુખ સ્મિતમાં હસનારો,
સ્મરણ નિરંતર ચિંતન ચેતન, ગૌતમ પ્રીતમ પ્યારો—યોગી તું૦

# પૂર્વજોનું ગૌરવ

પૂર્વજોનું ગૌરવ કરવું, તેમનું વર્ષમાં એક વખત પણ સ્મરણ કરવું એ ભાવિ ઉત્કર્ષનું ચ ન્હ છે. ઉદયોન્મુખ જે રાષ્ટ્ર હોય તેને તેની જરૂર છે.

મીલ, સ્પેન્સરના ગ્રંથોની આપણે પારાયણો કરીએ છીએ, પણ તેના કરતાં અતિ આગળ વધેલા આપણા પૂર્વાચાર્યોની ઓળખ સુદ્ધાં આપણે વિસરી જઇએ, એથી વધુ બુદ્ધિભ્રંશની બીજી કયી નિશાની જોઇએ ?

જ્ઞાનની વૃદ્ધિ અને પ્રચાર થવાને પૂર્વાચાર્યોએ કરેલ કૃતિઓ તથા સિદ્ધાંતોનું પુનઃ પુનઃ પરીક્ષણ થવું જરૂરનું છે.

નાના છોકરાઓને પૂર્વપરંપરાનું જ્ઞાન આપ્યાથી તેમના મનમાં ઉદાત્ત તત્ત્વો રોપાય છે, તેમનામાં અભિમાન ઉત્પન્ન થાય છે તથા તેથી દેશની અને દેવની સેવા કરવાની તેનામાં યોગ્યતા આવે છે.

“ઉત્સવ વ્યક્તિશઃ ઉપાસના માટે નથી, સામાજિક ધર્મબુદ્ધિ જાગ્રત કરવા માટે છે.”

ખરો ઉત્સવ એટલે જેથી આપણી પ્રગતિને મદદ થાય તે.

મોટા લોકોના ઉત્સવો થાય છે, તે તેમના ગુણોનો પ્રચાર કરવા થાય છે. રાષ્ટ્રમાં ઉપજેલા મોટા મોટા લોકોનો ઉત્સવ કરવાથી રાષ્ટ્રના લોકોનું કલ્યાણ થાય છે, એ નિર્વિવાદ છે.

**લોકમાન્ય ટિળક**

# હજરત મોહમ્મદ સાહબ ઔર હલીમા

( લેખકઃ–જહુરબખ્શ 'હિંદી કોવિદ'–'મનોરમા' ના મે ૧૯૨૭ના અંકમાંથી )

હમારે દેશ હિંદુસ્થાન મેં લગભગ સાત કરોડ મુસલમાન રહતે હૈં. જાનતે હો, યે લોગ કૌન સા ધર્મ માનતે હૈં ? યે લોગ મુસ્લિમ ધર્મ માનતે હૈં ઔર ઇસી સે મુસલમાન કહલાતે હૈં. મુસલમાન લોગ કેવલ એક ઇશ્વર કો હી માનતે હૈં ઔર હઝરત મોહમ્મદ સાહબ કો ઉસકા પૈગંબર ( ઇશ્વર કા દૂત ) સમઝતે હૈં. મુસ્લિમ ધર્મ મોહમ્મદ સાહબ હી ને ચલાયા હૈ. આપકા જન્મ લગભગ ૧૪૦૦ બરસ પહલે અરબ દેશ કે મક્કા નગર મેં હુઆ થા. આપકે પિતા કા નામ અબ્દુલ્લા ઔર માતા કા નામ અમીના થા. આપ જિસ જાતિ મેં પૈદા હુએ થે, વહ કુરૈશ કહલાતી થી. યહ જાતિ મક્કા નગર ઔર ઉસકે આસપાસ કે પ્રદેશ મેં બસતી થી. યહ જાતિ અરબ ભર મેં સબ જાતિયોં સે બઢ ચઢ કર થી. અરબી લોગ ઇસ જાતિવાલોં કા બડા આદર કરતે થે.

યહાં હમ તુમ્હે મોહમ્મદ સાહબ કી એક અચ્છી કહાની સુનાતે હૈં. કુરૈશ જાતિ કી સ્ત્રિયોં મેં યહ નિયમ થા કિ વે બચ્ચે કે પૈદા હોને કે બાદ ઉસે પાલને પોસને કે લિયે મક્કે કે બાહર કી કિસી સ્ત્રી કો સૌંપ દેતી થી. ઇસસે યહ લાભ હોતા થા કિ બચ્ચા મક્કે કી બુરી હવા સે બચતા ઔર મરુસ્થલ કી અચ્છી હવા મિલને સે તંદુરસ્ત હો જાતા થા. અમીના ને ભી નન્હે સે મુહમ્મદ કો હલીમા નામ કી સ્ત્રી કો સૌંપ દિયા.

હલીમા બરીસદ જાતિ કી થી. વહ મોહમ્મદ કો મક્કે સે બાહર અપને સ્થાન કો લે ગઇ. હલીમા મોહમ્મદ કો અપના દૂધ પિલાતી ઔર બડે પ્યાર સે ઉનકા પાલન–પોષણ કરતી થી. જબ મુહમ્મદ સાહબ કી ઉમર દો બરસ કી હો ગઈ ઔર ઉન્હોંને દૂધ પીના છોડ દિયા, તબ હલીમા ઉન્હે લેકર અમીના કે પાસ ગઇ. મરુસ્થલ કી હવા મિલને સે મોહમ્મદ સાહબ ખૂબ મોટે તાજે હો ગયે થે. અમીના ઉનકો દેખ કર બહુત ખુશ હુઇ. ઉન્હોંને હલીમા સે કહા 'બહિન ! મૈં મક્કે કી હવા સે બહુત ડરતી હૂં અગર બેટે કો તુમ થોડે દિન ઔર અપને હી પાસ રકખો તો બડી કૃપા હોગી. મૈં તુમ્હારી બડી ભલાઇ માનૂંગી.' હલીમા રાજી હો ગઇ ઔર મોહમ્મદ સાહબ કો ફિર અપને યહાં લે ગઇ. જબ વે ચાર બરસ કે હો ગએ ઔર કિસી તરહ કા ખટકા ન રહા તબ અમીના ને ઉન્હે અપને પાસ બુલવા લિયા.

મોહમ્મદ સાહબ હલીમા કો બહુત ચાહતે થે ઔર ઉસકો માતા કે સમાન સમઝ કર ઉસકા બડ હી આદર કરતે થે. વે હલીમા કો કભી ન ભૂલતે થે, ઉસકી સેવા કે લિયે હમેશા તૈયાર રહતે થે. એક બાર અરબ મેં ભારી અકાલ પડા. લોગ ભૂખોં મરને લગે. બેચારી હલીમા પર ભી આફત આઈ. તબ વહ મોહમ્મદ સાહબ કે પાસ પહુંચી ઔર બોલીઃ–"બેટા! અકાલ કા હાલ તો તુમ્હેં માલૂમ હી હૈ. મેરા હાલ ભી બુરા હો રહા હૈ." મોહમ્મદ સાહબ ને જવાબ દિયાઃ– "માઁ! ફિક્ર કિસ બાત કી હૈ? મૈં તો હમેશ હી તુમ્હારી સેવા કે લિયે તૈયાર હૂં. અપને ઉસે એક ઊંટ, બહુત સી મેંઢે ઔર બકરિયાં તથા કુછ રૂપએ ભી દિયે. હલીમા મોહમ્મદ સાહબ કો આસીસ દેતી હુઇ ઘર ચલી ગઇ. એક બાર કી બાત હૈ. હલીમા મોહમ્મદ સાહબ કે યહાં આઇ. મોહમ્મદ સાહબ ઉસે દેખતે હી ઉઠકર ખડે હો ગએ. જલ્દી મેં જો આપકો ચટાઈ ન મિલી તો આપને ચટ સે સિર કા સાફા ઉતારા ઔર ઉસે બિછા કર ઉસી પર હલીમા કો બિઠાલા. ઇસકે બાદ આપને બડે પ્રેમ સે ઉસકા હાથ અપની છાતી પર રકખા. મોહમ્મદ સાહબ કી ઐસી ભક્તિ દેખકર હલીમા બડી ખુશ હુઇ ઔર વહ બાર બાર આપકો બડે પ્રેમ સે આસીસ દેને લગી.

ઉસ સમય અરબ કે લોગોં કી હાલત બહુત બુરી થી. વે યહ ભી ન જાનતે થે કિ ઇશ્વર કિસ ચિડિયા કા નામ હૈ. ચોરી કરના, ઝૂઠ બોલના, આપસ મેં લડના–ઝગડના, જરા જરા સી બાત પર આપસ મેં મારપીટ ઔર ખુનખરાબી કરના ઔર શરાબ પીના–ઐસે હી ઐસે બુરે કામોં મેં ઉનકે દિન બીતતે થે. ઉનકી યહ હાલત દેખકર મોહમ્મદ સાહબ કો બડા રંજ હોતા થા. વે હમેશ યહી સોચા કરતે થે કિ યે લોગ અપની યે બુરી આદતેં કૈસે છોડેંગે ? અંત મેં વે હરા પર્વત પર જાકર તપસ્યા કરને લગે. બહુત દિન તપસ્યા કરને કે બાદ વે શહર મેં

લૌટ આએ ઔર લોગોં કો ઉપદેશ દેને લગે:-"ઇશ્વર એક હૈ, ઉસીને હમેં તુમ્હે પૈદા કિયા હૈ. ઉસકી ભક્તિ કરના સબ લોગોં કા ધર્મ હૈ. દિન મેં પાંચ બાર નમાજ પઢના ચાહિએ ઔર કભી કભી રોજે ભી રખના ચાહિયે. શરાબ પીના,ઝૂઠ બોલના, આપસ મેં લડના-ઝગડના-ખુન-ખરાબી કરના યે સબ બુરે કામ હૈં-ઇનસે ઇશ્વર નારાજ હોતા હૈ. સબ લોગ ભાઇ ભાઈ હૈં-ઇસ લિયે આપસ મેં પ્રેમ સે હિલ મિલ કર રહના ચાહિયે."

અરબ કે લોગોં કો મોહમ્મદ સાહબ કી યે બાતેં બહુત બુરી માલૂમ હુઇ ઔર વે આપકો દુઃખ દેને લગે. બહુત દિન તક તો આપ દુઃખ સહતે રહે. અંત મેં આપને ઉન લોગોં કો રાસ્તે પર લાને કા બંદોબસ્ત કિયા. ઇસકે લિયે આપકો કઈ બાર ઉન લોગોં સે લડના ભી પડા. એક બાર કી બાત હૈ કિ એક લડાઇ મેં મોહમ્મદ સાહબ ને બહુત સે આદમિયોં કો કૈદ કર લિયાં. પૂછ તાછ કરને પર કુછ કૈદિયોં ને કહા:-"હમ લોગ બરીસદ જાતિ કે હૈં. હલીમા હમારી હી જાતિ કી થી, જિસકા દૂધ આપને પિયા હૈ.' યહ સુનતે હી મોહમ્મદ સાહબ ને ઉન લોગોં કો છોડ દિયા.ઈનિ કૈદિયોં મેં એક સ્ત્રી ભી થી. ઉસને મોહમ્મદ સાહબ સે કહા:-"મૈં હલીમા કી બેટી હૂં. છુટપન મેં તુમ મેરે સાથ ખેલા કરતે થે. દેખો, મેરે હાથ મેં ઉસ સમય તુમને કાટા થા યહ ઉસકા નિશાન હૈ." યહ સુનતે હી આપકી બચપન કી બાતેં યાદ હો આઇ. આપને ઉસ સ્ત્રી સે કહા:-"બહિન! તુમ મેરે પાસ રહના ચાહતી હો તો રહો ઔર ઘર જાના ચાહતી હો તો મૈં તુમ્હેં આરામ સે ઘર ભેજ દૂં."સ્ત્રીને ઘર કો જાને કા હી વિચાર કિયા તબ આપને ઉસે બહુત સા ધન દિયા ઔર દો આદમી સાથ દેકર ઉસે ઉસકે ઘર પહુંચા દિયા.

હઝરત મોહમ્મદ સાહબ મરતે મરતે તક હલીમા કા ઉપકાર નહીં ભૂલે. ઉસકે નામ પર હી ઉન્હોને ન જાને કિતને લોગોં કી ભલાઇ કી. હમ લોગોં કો ભી કિસી કી ભલાઇ ન ભૂલની ચાહીએ ઔર ભલાઇ કા બદલા ભલાઇ હી સે દેના ચાહીએ.

# રાજા મહેંદ્ર પ્રતાપ કા પત્ર

("વિશ્વમિત્ર" ના એક અંકમાંથી)

રીગા (લેટવિયા) હોટેલ કૉમર્સ ૪-અપ્રેલ-૧૯૨૭

આપકી સૂચના કે લિયે યહ લિખ દેના પર્યાપ્ત હૈ, કિ મૈં મારકો સે સીધે ચીન નહીં જા સકા. અબ મૈં બર્લિન ઔર જિનેવા મેં અપને કુછ મિત્રોં સે મુલાકાત કરને જા રહા હૂં.મારકો કે અપને અનુભવ મૈં ફિર કભી ફુરસત કે વક્ત લિખુંગા. વે બડે શિક્ષાપ્રદ હૈં. હમેં અપને રૂસી દોસ્તોં કે વાદોંપર અધિક ભરોસા નહીં કરના ચાહિયે. હમેં અપને આપપર ભરોસા કરના હોગા. હમેં અપને પૈરોંપર ખડા હોના ચાહિયે. અપની શક્તિ કે ભરોસેપર કામ કરના ચાહિયે ઔર અપની મેહનત કા ફલ અપને એકમાત્ર સ્વામી ઇશ્વર યા પ્રકૃતિ સે પ્રાપ્ત કરના ચાહિયે. મુઝે હર હાલત મેં યહ વિશ્વાસ હો ગયા હૈ, કિ અબ હમારે આન્દોલન કે પ્રતિ એક સાર્વભૌમિક સહાનુભૂતિ પ્રાપ્ત હો રહી હૈ. દેખિયે, ગત મહાસમર ને પદદલિત જાતિયોં કી પરિસ્થિતિ મેં એકાએક કિતના પરિવર્તન કર દિયા. યૂરોપ કે અનેક છોટે છોટે રાષ્ટ્ર (જિસમેં એક દેશ યહ ભી હૈ, જિસ સે પત્ર લિખ રહા હૂં ) ઇસ મહાસમર કે કારણ સ્વતંત્ર હો ગયે. ઇસકે બાદ પદદલિતોં કો ઉત્સાહિત કરનેવાલે આન્દોલન જારી હુએ. ઇસ સમય ચીન કી ક્રાન્તિ દલિત રાષ્ટ્રોદ્ધાર કી નિશ્ચિત સંભાવના કી સબસે બડા કામ હૈ. યહ મનુષ્ય કા કામ નહીં હૈ—યહ કામ ઉન પ્રાકૃતિક શકિતયોં કા-પ્રકૃતિ કી ઉન શક્તિયોં કા હૈ જિન્હોંને ભૂમંડલપર મનુષ્યોં કો પૈદા કિયા ઔર ઉસકે જીવન કો અબતક બનાયે રખ્ખા. કોઈ ભી માનુષિક શકિત યહ ક્ષમતા નહીં રખતી કિ ઇશ્વર કી ઇચ્છા કા ઉલ્લંઘન કર સકે. યદિ હમ કુછ સમય કે લિયે કષ્ટ સહન કરતે હૈં, તો યહ હમારી ગલતી કા ફ્લ હૈ. ઇશ્વર ને જો સૃષ્ટિ ઉત્પન્ન કી હૈ ઉસકે સુખ કે લિયે વહ સદા પ્રયત્નશીલ રહતા હૈ. મુઝે વિશ્વાસ હૈ કિ ભારત કી સ્વાધીનતા આ રહી હૈ. ઇશ્વર ઉસકે લિયે પ્રયત્ન કર રહા હૈ. હમારા યહ ધર્મ હૈ કિ ૩૩ કરોડ ભારતવાસિયોં કી સ્વતંત્રતા સુખ ઔર શાન્તિ પ્રાપ્ત કરને કે લિયે અપની તમામ શક્તિયોં કો લગાકર ઉસ દૈવી શકિત કે સાથ સહયોગ કરેં.

રાજા મ×પ્રતાપ

# ભારતીય સંસ્કૃતિના સંરક્ષક શિવાજી મહારાજ

('દલિત કોમ'ના તા. ૧૦–૫–૨૭ ના અંકમાંથી)

છત્રપતિ શિવાજી મહારાજના નામસ્મરણ સાથે ભારતનો ત્રણસો વર્ષ પહેલાંનો ઇતિહાસ આપણી આંખ આગળ ખડો થાય છે. રાજકારણના અભ્યાસીઓ એને રાજનીતિની કુટિલતાના સમયતરીકે ભલે ઓળખાવે; પણ અમે તો ભારતનો એ યુગનો ઇતિહાસ એટલે સપ્તસિંધુ, અંતરવેધ અને નૈમિષારણ્યના તપોવનમાંથી પ્રસરેલી ધર્મપ્રાણ સંસ્કૃતિ સાથે અરબની મરુભૂમિની સર્વગ્રાસી સુધારણા સાથેનો મહાસંઘર્ષકાળ માનીએ છીએ. પૃથ્વીરાજના પતન પછી યમુનાતીરે ઇસ્લામી સભ્યતાનો પાયો નખાયો અને પાંચ સૈકાના ગાળામાં એ સભ્યતાએ ધીરે ધીરે દૂર દૂરના પ્રદેશમાં પગપેસારો કર્યો. માર માર કરતી હુણ–શકાદિ જાતિઓને પોતાના વિરાટ ધર્મબળે એકરંગી કરી નાખવાની શક્તિ ભારતીય જાતિમાંથી ઘટી હતી અને ભારતના પ્રાચીન ધર્મનાં સદામુક્ત દ્વાર ધીરે ધીરે બંધ થતાં ગયાં હતાં–આંતરરાષ્ટ્રીય ઔદાર્યનું તત્ત્વ નાબુદ થતું ચાલ્યું હતું. આ વખત મોગલ સલ્તનતનો કર્ણધાર બાદશાહ ઔરંગઝેબ કાશ્મીરથી ધનુષ્કોડીના કિનારાસુધી ઇસ્લામની એકરંગી સભ્યતાવડે સૌને રંગી નાંખવાના મનોરથ રચતો હતો. એ મનોરથ સાથે સાથે મોગલ શહેનશાહતની સરહદ લંબાવવાનું પણ બીડું તેણે ઝડપ્યું હતું. આ સમયે અસહિષ્ણુતા આવી ધર્મના નાવનું સુકાન પકડી બેઠી હતી અને હરપળે લાગ્યા કરતું કે, ભારતની કોટી કોટી પ્રજાના પૂર્વપુરુષોની યુગવ્યાપી ધર્મસાધના અને સંસ્કૃતિનો લોપ થઇ ઇસ્લામના નવા કલેવરમાં તે સમાશે; પણ માનવ ઇતિહાસના પ્રારંભકાળથી શરૂ થયેલી આર્યપ્રજાની સંસ્કૃતિ અને અમૃતત્વના સંધાનમાં નીકળેલી જાતિની સાધનાનો લોપ થાય એમ ન હતું. રાજકારણના નિમિત્તમાત્ર પાછળ સંસ્કૃતિના આ મહામંથને પ્રકૃતિના ઉદ્યાન સરખી મહારાષ્ટ્રની ભૂમિમાં એક અજર–અમર શક્તિ પેદા કરી. એ શક્તિનું કાર્ય હતું પ્રેરણા આપવાનું અને એ શક્તિ તે સમર્થ રામદાસ સ્વામી. એ પ્રેરણાશક્તિને ઝીલી કાર્યમાં ઉતારનાર વ્યક્તિની જરૂરત હતી. એ વ્યક્તિ પણ મળી ગઇ. એ વ્યક્તિ તે છત્રપતિ શિવાજી મહારાજ! અને શિવાજી મહારાજનું જીવન એટલે ત્યાગનો ઝળહળતો પ્રકાશ; શિવાજી મહારાજ એટલે મૂર્તિમંત શ્રદ્ધા અને કર્મ; શિવાજી મહારાજની શક્તિ એટલે કંકરને શંકર બનાવી દેવાની સિદ્ધિ. ઉદાત્ત ચરિત્ર, ચપળ બુદ્ધિ, અનંત ધૈર્ય, સર્વ ધર્મપ્રત્યેનું ઔદાર્ય અને જગતને આ ગુણોનું નવેસરથી દાન આપવા "હિંદુપદ પાદશાહી" સ્થાપનના એમના સફળ પ્રયાસો અને એ સૌથી વધીને ભારતની પ્રાચીન સંસ્કૃતિને વિનાશમાંથી બચાવી લઇ તેને તેમણે આપેલું વ્યવહારૂ રૂપ એ સૌ દેવદુર્લભ ગુણોએ કરીને છત્રપતિ શિવાજી મહારાજનો જયજયકાર યુગ–યુગ સુધી કાયમ રહેશે.

આજ ભારતની ભૂમિમાં વિવિધ સંસ્કૃતિઓનો સંઘર્ષ ચાલી રહ્યો છે. એ વખતે ભારતની પ્રજાના અને જગતની કલ્યાણકામનામાટે જો કોઇપણ સભ્યતા ઉપયોગી નિવડી શકે એમ હોય તો તે હિંદુ સભ્યતાજ છે. આ સભ્યતાને સંઘર્ષની અગ્નિકસોટીમાં તાવી વિશુદ્ધ સ્વરૂપ બનાવી આપવા કાજે ભારતીય પ્રજાએ પ્રાણપણે પ્રયત્ન કરવાના છે અને એ પ્રયત્નમાં શિવાજી મહારાજનું પ્રેરણાબળ સદાસહાયક નિવડવાનું. આથી આજ ત્રણસો ત્રણસો વર્ષે શિવાજી ઉત્સવના જે ધર્મસત્રનો આરંભ થયો છે, એ સદા શક્તિદાયક અને ભયવિનાશક નિવડો, એજ અભ્યર્થના! જય મહાદેવ!



રસ્ત, સુંદર અને સારા વિચારવાળી તેની પ્રજા ઉત્પન્ન થાય છે. આજકાલ તો કેવળ વિષય-વાસનાની નિવૃત્તિ અને કામાગ્નિને શાંત કરવા અર્થે રતિક્રીડા થાય છે; અને સમાગમ કરતી વખતે એકબીજાને છેતરવાની-ખોટા પ્રેમ દેખાડવાની બિભત્સ વાતોસિવાય બીજું કાંઇપણ હોતું નથી. જેના પ્રતાપે આજકાલની પ્રજા વિષયમયજ જન્મે છે અને નાની ઉમ્મરમાંજ નાની વયનાં છોકરાંઓ એજ રમત રમે છે. આવી પ્રજાએ સ્વતંત્રતાની આશા રાખવી તે તો આકાશ-પુષ્પ, સસલાનાં શિંગ, ચકલીનાં દૂધ અને વાંઝણીના પુત્ર જેવું છે.

એક પૈસો કે પાઇ ખોવાઇ જાય અગર હિસાબમાં મેળ ન આવતો હોય તો તેને માટે ઘણી દિલગીરી, ખેદ અને વિચાર થયા કરે છે; પરંતુ દિલગીરી આટલી છે કે ઘીનાં સો ટીપાં પચ્યા પછી એક ટીપું લોહી થાય છે; અને તે લોહીનાં સો ટીપાંનું એક વીર્યનું ટીપું બંધાય છે. તે વીર્યનાં અનેક ટીપાં જ્યારે પુખ્ત ઉમ્મર થયા પહેલાં વ્યર્થ નકામાં ફેંકી દેવામાં આવે છે, ત્યારે લેશમાત્ર પણ દિલગીરી થતી નથી; અને જ્યારે તેની સમજણ અને પશ્ચાત્તાપ થાય છે, ત્યારે તે ખોયેલી વસ્તુ મેળવવામાં અનેક ફાંફાં મારવાં પડે છે. ઝાડ ઉપરથી ફળ પાકાં થયા પહેલાં તોડી ખાવામાં આવે તો ખાટાં, તુરાં અગર બેસ્વાદ લાગે છે. રાંધવા મૂકેલા કોઇપણ પદાર્થ રાંધ્યા વગર ખાવામાં આવે તો બેસ્વાદ લાગશે; અને શરીરમાં અનેક વ્યાધિઓ ઉત્પન્ન કરશે. ઘરનાં ગટર કે મોરીને ગમે તેટલું સીમેન્ટનું પ્લાસ્ટર કરાવેલું હોય; પરંતુ તે પાકું થાય તે પહેલાં તેનો ઉપયોગ કરવામાં આવે તો પ્લાસ્ટર ઉખડી, પાણી ઘરમાં ઉતરશે, જેથી આખી ઇમારત ડગમગી જશે. તેજ પ્રમાણે જો યથાવિધિ વીર્ય પરિપકવ થયા પહેલાં વાપરવામાં આવશે, તો સ્વાદ આપ્યા વગર શરીરરૂપી ઇમારતને ધક્કો લાગ્યાવિના રહેશે નહિ.

સંસારમાં છોકરાંઓ એ એક ઉત્તમ વસ્તુ છે. જે ઘરમાં તે ન હોય તે દીવાવગરનું કહેવાય છે; પરંતુ છોકરાંઓ પ્રમાણમાં હોય તોજ ઠીક. મારા ખ્યાલમાં તો મજબૂત તંદુરસ્ત બે છોકરા અને એવીજ એક છોકરી બસ છે. વધારે પ્રમાણમાં પ્રજા એ પણ એક દરિદ્રતાની નિશાની છે. વધારે પ્રજા ઉત્પન્ન કરી ઉછેરવામાં સ્ત્રીની તંદુરસ્તીનો તો અંતજ આવી જાય છે. પુરુષ તો વધારે છોકરાંથી કંટાળી ઘરથી બહાર પણ જતો રહે; પણ સ્ત્રી બિચારીને ભોગવ્યાવગર છુટકોજ નથી.

આજકાલના સુધરેલા જમાનામાં દરેક પ્રકારની સ્કુલો, કૉલેજો વગેરે ઉઘાડવામાં આવી છે; પણ કોઇ સ્કુલ કે કૉલેજમાં બેટા થવું, બાપ થવું, ધણી થવું, એવું શીખવાડવામાં આવતું નથી. લગભગ દરેક માણસને આ ત્રણ અવસ્થામાંથી પસાર થવું પડે છે. દરેક અવસ્થામાં આકાશ-પાતાળ જેટલો અંતરાય છે.

કાયદાની અજ્ઞાનતાથી આરોપીને લાભ મળી શકતો નથી. આ નિયમ કાંઇ એકલા રાજ્ય-કર્તાના કાયદાનેજ લાગુ પડે છે એમ નથી, પરંતુ કુદરતના નિયમને પણ લાગુ પડે છે. આયુ-ર્વેદના નિયમોનું ઉલ્લંઘન કરવાથી કુદરત તરત શિક્ષા આપે છે, તેમાં બહારના પૂરાવાની પણ જરૂર હોતી નથી.

છોકરાઓની કેટલીએક ખરાબ ટેવો માબાપની નાની ભૂલોનાં ગંભીર પરિણામો હોય છે. જેમકે નાની વયના છોકરાને રમાડતી વખતે વારંવાર તેની ઉપસ્થ ઇંદ્રિયને હલાવી રમાડે છે; અથવા તો તેને એવી રીતે તેડવામાં આવે છે કે તેનો તે ભાગ તેડનારના શરીર સાથે ઘસાયા કરે છે. ઘસારાથી અગર તો હલાવવાથી ઇંદ્રિય જાગૃત થાય છે; પરંતુ અંડકોશમાં વીર્ય ઉત્પન્ન કરવાની શક્તિ ન હોવાને લીધે તેમાંથી કંઈ નીકળી શકતું નથી, પણ જેમ જેમ છોકરાઓ મોટા થાય છે અને નાનપણની કુટેવોને લીધે કોઇ કોઈ વખત સરખી ઉમ્મરનાં બાળકો રમતમાં પણ તે ક્રિયા ચાલુ રાખે છે, જેના પરિણામે ઘસારાથી ગરમી ઉત્પન્ન થઇ અંડકોશ પરિપકવ થયેલા હોવાથી વીર્ય બહાર નીકળી પડે છે; અને તે ક્ષણિક આનંદને લીધે પછી જો કુટેવ પડે છે, તો તે સર્વસ્વ-નાશ કરીનેજ જાય છે.

અગર તો માબાપને એવી ખરાબ ટેવ હોય છે કે, બાળકોને નાના ધારી તેના રૂબરૂજ અનેક ચેષ્ટાઓ કરી તેના સામેજ રતિક્રીડા પણ કરે છે; પણ તેઓ જાણતા નથી કે બચ્ચાંની યાદશક્તિ, નકલ કરવાની ટેવ, પૂર્વજન્મના સંસ્કારને લઇને તીવ્ર હોય છે. માબાપને જોઇ તે પણ રમતમાં તેજ રમત રમે છે; અને એ રમત અંતે તેમની પાયમાલીનું કારણ થઇ પડે છે.

હવે લગ્નસંબંધી થોડોક વિચાર કરવા જેવો છે; કારણ કે આજકાલના વિવાહ એ પણ નબળાઈનાં કારણોમાંનું એક કારણ છે. તેમાં એક દોષ તો બાળલગ્ન છે, જેના જવાબદાર માબાપ અને ભોક્તા બાળકો છે. તે સંબંધી ઘણીજ ચર્ચાઓ થયા કરે છે. તેનું પિષ્ટપેષણ કરવું વ્યર્થ છે.

ઘોડી, ગાય, ભેંસ અગર તો વૃક્ષો માટે માણસ હંમેશ સારી જોડની તપાસ કર્યા કરે છે. ગમે ત્યાંથી સારી જોડ લાવી સંબંધ કરાવે છે; પરંતુ પોતાનાં બાળકો માટે આટલો પ્રયત્ન કરવામાં આવતો નથી.

કુદરતે દરેક વસ્તુની જોડ ઉત્પન્ન કરી છે. તેમાં જો ન્યૂનાધિક થાય છે, તો તે કેટલીક આપણી ભૂલનુંજ પરિણામ છે. સ્ત્રી પુરુષની જાતિ ઉપર પણ ઘણો આધાર રહેલો છે. પ્રાચીન ગ્રંથ અનુસાર તો ચાર જાતિ સ્ત્રીની અને ચાર જાતિ પુરુષની હોવી જોઇએ. પદ્મિની, ચિત્રણી, હસ્તિની અને શંખિની—એ સ્ત્રીની જાતિઓ; અને તેજ પ્રમાણે શશક, મૃગ, વૃષભ અને અશ્વ—એમ ચાર જાતિ પુરુષની છે. તેમાં પદ્મિની નારી અને શશક પુરુષનાં શરીર, અવયવ અને સ્વભાવ આપસમાં મળતાં આવે છે; તે બન્ને કોમળ, સુંદર, દેખાવડાં, ગાયન અને ગંધપ્રિય હોઇ વિષયવાસના મંદવાળાં હોય છે. તે બેઉનાં જો આપસમાં લગ્ન કરવામાં આવે, તો તે જોડું ઘણાજ સુખી દિવસો વ્યતીત કરી શકે. તે પછીની ઉત્તરોત્તર જાતિમાં શરીરના બાહ્ય અને ગુપ્ત અવયવો મોટા અને વિષયવાસનાથી ભરેલા હોય છે. તેમાં હસ્તિની સ્ત્રી અને અશ્વજાતિના પુરુષની વિષયવાસના અને અવયવો એવી રીતના ઉત્પન્ન થયેલા હોય છે કે તેઓ એકબીજાથીજ સંતોષ પામી શકે. હવે વિચાર કરવાનો છે કે જો પદ્મિની અશ્વ સાથે અને હસ્તિની શશક સાથે શરીરસંબંધમાં જોડાય તો એમાંથી એકેને સુખી થવાનું હોઈ શકેજ નહિ. આ વિષય બહુજ લાંબો છે. એમાં તો આ ટુંક લખાણથીજ સાર લેવાનો છે.

પરણ્યા પછી રતિક્રીડા કયા આસને અને કેવી રીતે થાય છે, એ વિધિ લખવાથી દીર્ઘઆયુષ્યવાળી સુંદર બળવાન પ્રજા ઉત્પન્ન થાય, તે સિવાય અન્ય હેતુ છેજ નહિ; પરંતુ બીજાઓની સંગતથી એટલી બધી કુટેવો પડી ગયેલી છે કે તેનું ટુંક વર્ણન આપ્યાવગર છુટકોજ નથી. ઉભા ઉભા આસને રતિક્રીડા કરવાથી પુરુષને પક્ષાઘાત થવાનો સંભવ છે તથા વીર્ય ગર્ભસ્થાનમાં ન જતાં બહાર નીકળી પડે છે; અને કદાચ ગર્ભ રહી પણ જાય તો પ્રજા લુલીલંગડી થાયજ. વળી સારી પ્રજાની ઉત્પત્તિ જે આપણો મુખ્ય હેતુ છે, તે પાર પડતો નથી. પુરુષ નીચે અને સ્ત્રી ઉપર રહીને જો સમાગમ કરવામાં આવે તો પ્રમેહ થવાનો સંભવ છે. વાસણનું મુખ જો નીચે હોય તો તેમાં નાખેલી વસ્તુ કયાંથી રહી શકે ? અને કદાચ જો પ્રજા થાય તો દુર્બળ અને કદરૂપી થાય. બે જણ જો બેસીને રતિક્રીડા કરે તો તેમાંથી આંતરડાંની વ્યાધિમાં સપડાઇ દુઃખી થાય છે. તેમાં જો ગર્ભ રહી પ્રજા ઉત્પન્ન થાય તો તે પેટની અનેક વ્યાધિઓવાળી થશે. આ પ્રમાણે આવા ઘણાં વિચિત્ર આસનોમાં હાનિઓજ રહેલી છે; માટે રતિક્રીડા કરતી વખતે એક વાત ખાસ યાદ રાખવાની છે કે, સમાગમ એવા સમયમાં કરવો જોઇએ કે જે વખતે સુવાવડ થાય તે વખતે અતિશય ગરમી કે અતિશય શરદી ન હોવી જોઇએ. પુરુષ તો સમાગમ કરી વેગળો રહે છે, પણ બિચારી સ્ત્રીને આશરે એક માસપર્યંત સુવાવડપથારીએ કેદ રહેવું પડે છે. કેવળ પોતાનોજ સ્વાર્થ સાધવો અને સ્ત્રીનો ખ્યાલ ન રાખવો, એ પણ એક અનર્થ નહિ તો બીજું શું ?

સગપણ કરતાં પહેલાં છોકરા તથા છોકરીના જન્માક્ષર જોઈ ગ્રહ મેળવવામાં આવે છે, અને તેના ઉપરજ મુખ્ય આધાર રખાય છે. તેજ પ્રમાણે એકબીજાની પ્રકૃતિ મેળવવી એ પણ જરૂરનું છે. ધારો કે એક કુટુંબમાં કફ પ્રધાન છે તથા દરેકને કફનો રોગ થયા કરે છે, તો સ્વાભાવિક રીતે તે કુટુંબના છોકરાને પણ કફ વિશેષ હોવોજ જોઇએ; અને બીજું કુટુંબ જો કફ પ્રકૃતિવાળુંજ હોય તથા તે કુટુંબની કન્યા સાથે જો પેલા છોકરાનો શરીરસંબંધ જોડાય અને જો તેનાથી પ્રજા ઉત્પન્ન થાય તો તે પ્રજાની શી વલે ? તે તો હમેશાં ઉંટાટીઓ, સસણી, દમ આદિ અનેક રોગોમાંજ સપડાવાની; માટે આવાં બે કુટુંબોએ કદી લગ્નસંબંધમાં જોડાવુંજ નહિ. કફપ્રધાન પ્રકૃતિવાળા પુરુષે પિત્ત અગર વાતપ્રધાન કુટુંબમાં લગ્નસંબંધ જોડાવાથી તેમની

જો પ્રજા થશે તો તે આવા રોગોથી મુક્ત રહેશે, માટે લગ્નસંબંધ થતાં પહેલાં બન્ને બાજુથી વૈદકીય સલાહ લેવી જરૂરી છે.

મોટાં શહેરોવાળા, નાનાં ગામડાંઓમાં લગ્નસંબંધ જોડે તો કેટલાક અંશે ઠીક થઇ પડે; અને જગતનું ભલું ઇચ્છનાર માબાપે ક્ષય, ગલતકુષ્ઠ, હરસ, દમ અને ગરમીના ચેપી રોગોવાળાં બાળકોને તો પરણાવવાંજ નહિ.

સુંદરતા, તંદુરસ્તી અને બળ દરેકને ગમે છે, તે જોઇ મન લલચાય છે, તેવા થવાની ઇચ્છા થાય છે; પણ તેમ બનવામાં યત્ન કરવામાં આવતો નથી. કદાચ પોતાને પૂરો લાભ નજ મળી શકે પણ તેવી પ્રજા ઉત્પન્ન કરવી એ સંભવિત છે. બગીચાના માળી ઝાડોનાં બીજમાં સુધારાવધારા કરી, ખાતરમાં ફેરફાર કરી વખત-બે વખત પાણી આપી જમીનને વિધિસર ખોદી ફળફૂલમાં એટલો બધો ફેરફાર કરી નાખે છે કે જોનારને આશ્ચર્ય થયાવિના રહેતુંજ નથી; તેજ પ્રમાણે પોતાની પ્રજા જેના ઉપર માબાપના ભવિષ્યનો આધાર રહેલો છે, તેને નિર્બળ, કદરૂપી અને અનેક રોગથી પીડાતી જોઇ માબાપના મનમાં કંઇ નહિ થતું હોય એમ નથી. તેમને તો ઘણુંજ લાગી આવતું હશે; પણ કુદરતને માથે દોષ મૂકી પ્રારબ્ધનો આશ્રય લઈ બેસી રહે છે. તેઓ નથી જાણતા કે કોઇ બનાવનાર કોઇ વસ્તુ કોઇ દિવસ ખરાબ બનાવતોજ નથી; અને પ્રારબ્ધ તો અમારૂં પોતાનુંજ બનાવેલું છે. ફરીને તેવું પ્રારબ્ધ ન બંધાય તે આપણા હાથમાં છે. છોકરાંઓને મૂર્ખ-ગાંડાં જોઇ માબાપ દુઃખી થાય છે, પણ છોકરાં શું કરે ? તેઓ તો માબાપની ભૂલોના ભોગ થઇ પડેલાં છે. આજકાલ કટાકટીનો વખત આવી ગયો છે. આખું જગત આગળ વધવાના યત્નમાં અને સ્વતંત્રતા મેળવવાની ઇચ્છામાં રોકાયેલું છે. આવા પ્રસંગમાં નિર્બળ, રોગી, ઉત્સાહહીન અને મંદ બુદ્ધિવાળી પ્રજા પૃથ્વી ઉપર ભારરૂપ ઉત્પન્ન કરવી તેના કરતાં જે બાળક અને બાળકીઓ ઉત્પન્ન થયેલાં છે તેઓને યથાવિધિ બ્રહ્મચર્ય પળાવી, બળવાન બનાવી, કસરતનો શોખ તેઓના મનમાં ઉત્પન્ન કરાવી, ઉત્સાહી બનાવી પુખ્ત ઉંમર થયા પછી પરણાવાય તો તેનાથી જે પ્રજા ઉત્પન્ન થશે તે તમારી આશાઓમાં કાંઇ સહાયતા કરશે; અને એજ ક્રમ જો ચાલુ રહેશે તો વખત વીત્યે એવી પ્રજા પાકશે કે સ્વતંત્રતા માગ્યાવગરજ લેશે.

આજકાલના છોકરાઓને વિષયવાસના કે હસ્તક્રિયાથી છોડાવવાનો એકજ રસ્તો છે અને તે કસરતનો શોખ એજ બસ છે. કસરતનો શોખ લાગ્યા પછી છોકરો તમામ કુટેવો ભૂલી જાય છે અને કેવળ પોતાનું શરીર સુધારવાનીજ ચિંતામાં રહે છે. કસરત કર્યાથી શરીરમાં બળ, કાંતિ, વીર્ય અને ઉત્સાહ વધે છે, એ તો નિર્વિવાદ છે; પરંતુ તે ઉપરાંત જે આજકાલ હિંદુ-મુસલમાનના ઝઘડા ચાલી રહ્યા છે, જેના માટે દિલ્હીમાં મોટી ચર્ચા ચાલી હતી અને કાગળીઆં ઉપર ઠરાવ પણ થયા હતા, તે સર્વે ઝઘડા એની મેળેજ મટી જઈ શાંતિ પ્રસરશે.

વાઘ સાથે વાઘની મિત્રાચારી નભે છે. વાઘ અને બકરાની મિત્રાચારી હોઈ શકતી નથી; કદાચ હોય તો એમજ સમજવું કે બકરો તો વાઘની દયા ઉપરજ જીવે છે.

તંદુરસ્તી પ્રાપ્ત કરવા માટે કાંઇ બહારથી લાવવું પડે તેમ નથી. છોકરાઓએ ૨૪ વર્ષ અને છોકરીઓએ સોળ વર્ષપર્યંત બ્રહ્મચર્ય પાળવું, કસરત કરવી, ખુલ્લી હવામાં ફરવું, ખૂબ ચાવીને ખાવું, દરેક પ્રકારનાં વ્યસન-જેવાં કે ચા, કૉફી, બીડી અને દારૂ આદિથી દૂર રહેવું, એક પથારીમાં સ્ત્રીપુરુષે સૂવું નહિ, પ્રેમરસનાં નૉવેલ, નાટક અને સિનેમાનો ત્યાગ, સારા પુરુષોનાં જીવનચરિત્રોનું વાચન, મળમૂત્ર આદિનો વખતસર ત્યાગ, નબળાં આચરણ વગેરેથી દૂર રહેવું, આ તંદુરસ્તીની પ્રાપ્તિનાં મુખ્ય સાધનો છે. માબાપ જો પોતે આ નિયમ પાળશે તો છોકરાંઓને અનુકરણ કરતાં વાર લાગશે નહિ.

---

## અસ્પૃશ્યતા શાસ્ત્ર વિરુદ્ધ છે ?

કાશીમાં શંકરાચાર્યો, શાસ્ત્રીઓ, પંડિતો વગેરેએ ભેગા મળી, ધર્મશાસ્ત્રો તપાસી અસ્પૃશ્ય ગણાતા લોકોને શાળામાં, કૂવા ઉપર, સભાઓમાં અને તીર્થમંદિરોમાં એકસરખા ગણવા જણાવ્યું હોવાનું પંડિત જગતનારાયણ જણાવે છે. ( 'ખેડાવર્તમાન' તા. ૬-૭-૧૯૨૭ ના અંકમાંથી )

---

# ક્યા યહ ક્રૂર કર્મ હી સનાતન ધર્મ હૈ?

## મહન્ત બૈકુંઠદાસ કી લીલા ખુલી!

( 'અર્જુન' ના એક અંકમાંથી )

પુષ્કર નંદાપ્રાચી સરસ્વતી કે કિનારે કાનવાય નામ કા પવિત્ર તીર્થસ્થાન હૈ, જહાં જન્માષ્ટમી કા મેલા ભરાતા હૈ. કુછ સમય સે યહાં કે મહંત બૈકુંઠદાસ બાબા હૈં જીન પર અજમેર કે કઇ સેઠોં કી પૂરી શ્રદ્ધા હૈ. કહતે હૈં કિ બાબાજી કી ચેલી ધન્નડી ને એક લડકી જની જો જંગલ મેં ડાલ દી ગઈ. પાપ કા ભંડા ફૂટા, પુલિસ પહુંચી. કહતે હૈં કિ બંદ મકાન મેં ગડ્ઢે કે અંદર જીસપર મટકા ઢકા થા ધન્નડી ખૂન સે ભરે હુએ કંડોં સહિત મિલી. ઉસને બયાન દિયા. બતાતે હૈં કિ બાબાજી કા ગર્ભ થા. મામલા પુલિસ મેં હૈ. હિંદૂસભા કે પ્રધાન ભી વહાં પહુંચે. લડકી અભી જીંદી હૈ, જો ઉન્હોંને અપને સુપુર્દગી મેં રકખી હૈ.

તીર્થોં મેં ઐસી ઘટના હિંદુજાતિ કે મુખ પર કાલિખ પોત રહી હૈં. હિંદુ અબ ભી ચેતેં ઔર ઢોંગી પાપ કે ઠેકેદારોં કો મહંતી સે પરે કરેં. ન જાને ઐસે આચારહીન પુરુષોં કો ગૃહસ્થી ક્યોં કર અપના દેવ બનાયે રહતે હૈં? દૂસરે યદિ કામવેગ નહીં રૂકા તો ખૈર, પર પાપ કો છિપાને કે લિએ યે ક્રૂર દુધમુંહોં પર ઇતના અત્યાચાર કૈસે કર લેતે હૈં ઔર સાથ હી ઇન પાપિયોં ને અપની સંગતિ મેં ગર્ભ મેં ૯ માસ તક બાલક કો પાલનેવાલી માતા કો ઇતના ક્રૂર ક્યોં કર બના લિયા! ક્યા યહી ક્રૂર કર્મ સનાતન ધર્મ હૈ?

# અબલાયેં સબલા બનેગી, તભી દેશોદ્ધાર હોગા.

( 'અર્જુન' ના એક અંકમાંથી )

દિલ્લી સે એક દેવી ને હમેં લમ્બા પત્ર લિખા હૈ, જીસકા આવશ્યક ભાગ નીચે ઉદ્ધૃત કિયા જાતા હૈ:—

"મૈં દિલ્લી.......મુહલ્લે કી રહનેવાલી હૂં. ઇસી મંગલ કો યાની ૨૪–૫–૨૭ કો અપની બહિન સે મિલને જા રહી થી, પરંતુ જબ મૈં ખિરકી મારાન સે જાને લગી ઇસી સમય અનેક મુસલમાનોં કે બડે અપમાનિત શબ્દ સુનતી ગઈ. મુઝે યાદ નહીં કિ ઉન્હોંને ક્યા ક્યા કહા? પરંતુ કુછ યે હૈં 'શાબાશ પઠ્ઠી' 'ક્યા બની હૈ' 'કિધર જા રહી હૈ' 'મૈં તો યે રહી?' 'માર ડાલા' ઇત્યાદિ. મુઝે ઠીક ઠીક માલૂમ નહીં કિ મૈં કિસ સ્થાન પર થી જબ કિ એક મુસલમાન ને જાન બૂઝ કર કુહની મારી. મૈં યહ કેવલ ઇસ લિયે લિખતી હૂં કિ હરેક હિંદુ આઁખેં ખોલ કર પઢે, કિ ઉનકી સ્ત્રિયોં કી યહ કૈસી બેઇજ્જતી કરતે હૈં. કૃપા કર કે અપની સ્ત્રિયોં કો અકેલા ન જાને દિયા કરેં; જબતક કિ ઉનકે સાથ કોઇ આદમી ન હો." ઇસ પત્ર કો પઢ કર હમેં બડા રંજ હુઆ. ક્યા હમારા શહર ઇસ યોગ્ય નહીં રહા કિ ઇસમેં ભલે ઘરોં કી સ્ત્રિયોં બાજારોં મેં સે ગુજર સકેં? ક્યા ધર્મ ઇસીકા નામ હૈ કિ મનુષ્યતા કો તિલાંજલિ દી જાય? ક્યા મુસલમાન નેતા ઔર ધર્મપ્રચારક અપને અનુયાયિયોં કો ઇતની બાત સમઝાને કી કૃપા ન કરેંગે કિ વહ સ્ત્રીજાતિ કા આદર કરના સીખેં–ફિર વહ સ્ત્રી કિસી ધર્મ યા જાતિ કી હો.

**હમ હિંદુ સ્ત્રિયોં સે ભી કુછ નિવેદન કરના ચાહતે હૈં. અબ ઝુઠી શર્મ સે કામ ન ચલેગા. અપને આપકો દુપટ્ટે મેં લપેટ કર ઔર ગાલિયાં સુનકર કાન દબાયે ચલાયે જાના ભી ક્યા શીલ મેં શામિલ હૈ? ક્યા યહ હિંદુનારી કા ધર્મ હૈ? ક્યા યહ હિંદુનારી કા ધર્મ નહીં હૈ કિ પાપી પુરુષ કે લિયે ચંડી કા રૂપ ધારણ કરેં? હમ કઈ વાર પ્રસ્તાવ કર ચૂકે હૈં કિ પ્રત્યેક હિંદુ સ્ત્રી કો કૃપાણ ધારણ કરની ચાહિયે. યદિ ઇસ પ્રસ્તાવ કો સ્વીકાર કિયા જાય, કિસી ગુંડે કી યહ શક્તિ નહીં હો સકતી કિ વહ આંખેં ઉઠાકર દેખે યા મજાક કરે. સ્ત્રિયોં કી માનરક્ષા કા કેવલ ઇતના હી ઉપાય નહીં હૈ કિ ઉન્હેં મકાન મેં યા બુર્કે મેં બંદ કરકે રકખા જાય. રક્ષા કા યહી અર્થ હૈ કિ વહ આઝાદી સે ઘૂમેં ફિરેં ઔર ફિર ભી ઉન્હેં છેડને કા કોઇ સાહસ ન કરેં. ઇસકે લિયે આવશ્યક હૈ કિ હિંદુ અબલાયેં અબલાત્વ છોડ કર સબલા બનેં. તભી દેશ કા ઉદ્ધાર હોગા, અન્યથા નહીં.**

# હિંદુસમાજ ! તને સમર્પણ ! ધૂળ પડો તારા હિંદુપણા ઉપર !!

## એક હિંદુ અબળાનો પુકાર ! અને હિંદુસમાજ ! સાંભળ. કાં તો હવે તું જઇને દરિયામાં પડ કે કાંતો ઋષિમુનિઓ તરફ વળ !!

( "પ્રતાપ" પત્રમાં પ્રગટ થયેલી હૃદયદ્રાવક હકીકત )

હું બ્રાહ્મણ જાતની ઉંચા ખાનદાનની ગરીબ અનાથ સ્ત્રી છું. કેટલાંએક વર્ષો થયાં પ્રભુની મારા ઉપર કરડી નજર છે. મારા પતિ દિવાના બની મને ત્યજી પરદેશ ચાલ્યા ગયા છે. બે વર્ષ થયાં તેનો કંઇ પત્તો નથી. હાલ મારી ઉંમર લગભગ ૧૮-અઢાર વર્ષની છે અને મારે ચાર વર્ષનું અભાગીઉં બાળક છે. દળણાં દળી અને ચરખો કાંતી હું મારૂં અને મારા અભાગી બાળકનું પોષણ કરૂં છું; પરંતુ કેટલાએક દિવસ થયાં મારા ઉપર નવી આફત આવી પડી છે. અહિંયાંના પોલિસના કોઇ મુસલમાન અધિકારીઓ મને ધર્મભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. ( આ અધિકારીઓનાં નામ 'પ્રતાપ'ના સંપાદક મહાશય પાસે આવી ગયાં છે. જે યોગ્ય સમયે તે પ્રગટ કરશે. ) પહેલાં તો તે લોકોએ મારી પાસે એક હલકી સ્ત્રીને મોકલી. એ સ્ત્રીએ મને અનેક લોભ-લાલચથી ફસાવવા ચાહ્યું. મને કહે કે શામાટે દુઃખો સહન કરે છે ? પોલિસના એક અમલદારનું ખાવાનું કરવું અને બેઠાં બેઠાં મોજ ઉડાવવી. એને તારા ઉપર દયા આવી છે, માટે તારી પાસે મને મોકલી છે. મેં એ બાઇને ચોખ્ખો ઇનકાર સંભળાવ્યો. કેટલાએક દિવસ બાદ ફરી તે સ્ત્રી મારી પાસે બત્તી વખતે આવી અને કહ્યું કે, અમલદાર સાહેબને તારા ઉપર દયા આવી છે; માટે તને કંઇ ખેરાત આપવા બોલાવેલ છે. ઉભાં ઉભાં પાછું આવવું છે, ચાલ હું તારી સાથે આવું. મેં વિચારીને રાત્રિને વખતે જવાની ના પાડી. એજ રાત્રે લગભગ અગીઆર વાગે બે માણસ સફેદ પાયજામા પહેરી મારા મકાનમાં ધુસી આવ્યા અને મને હરકત કરવા લાગ્યા. ડરની મારી મેં બૂમ પાડવી શરૂ કરી અને પાડોશનાં માણસો ભેળાં થઇ ગયાં; એટલામાં તો તેઓ બંને ગસ્તના માણસ છે, એમ બહાનું બતાવી છટકી ગયા. પાડોશીઓએ પણ પોલીસનાં માણસો ધારી ડરથી કાંઈ ન કહ્યું. એ વખતે એમ માલમ પડી ગયું કે, એ બંને માણસ એક થાણાના અધિકારી છે. પોલિસના મુસલમાનો હજીસુધી મને તંગ કર્યા કરે છે. કેટલાક દિવસમાં ૩૪ મી કલમ મુજબ મારૂં જૂઠું ચલાણ કર્યું. એક કેસ તો હાલ પણ લાગેલો છે. મેં મારા સર્વ હાલ-હવાલના ખબર અરજીદ્વારા પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને મોકલ્યા છે અને મથુરા જીલ્લાના કલેકટર સાહેબ ઉપર પણ પ્રાર્થનાપત્ર મોકલ્યું છે; પરંતુ હજીસુધી સુનવાઇ થઇ નથી અને પોલિસવાળા હજીસુધી ઠેકાણે આવ્યા નથી. અગર સરકાર કે હિંદુ જનતા મારી કષ્ટકથા ઉપર ધ્યાન નહિ દે તો હું અબળા મારો ધર્મ નહિ છોડતાં કોઇ કૂવા કે તળાવમાં ડૂબી મારો પ્રાણ તજીશ ! શું હું આશા રાખું કે સરકાર તથા હિંદુજનતા મારી ધર્મરક્ષાનો કંઈ પ્રબંધ કરશે ?

**અભાગી ચમેલી**

× × × ×

હે ભગવાન ! આ આર્યદેવીનો પુકાર તારાપ્રત્યે પણ ન થયો હોય તો જરૂર થાઓ, તને સંભળાઓ અને તેનો ઉદ્ધાર થાઓ; પણ હે દીનાનાથ ! રોજ સેંકડો આવા રાક્ષસી દુરાચાર થઇ રહ્યા છે અને હિંદુઓ પોતે પણ તેમાં સામેલ છે ! હે દીનાનાથ ! કાં તો હવે અમો હિંદુ-જાતિને દરિયામાં ડૂબાવી દ્યો, કે કાં તો અમારા ધનના કે ધનવાનોના ગુલામ રાષ્ટ્રસેવકોને અક્કલ આપો.

## દરરોજ ૬૦ હજાર ચોપડીઓ !

વોટફર્ડ ખાતેની એક કંપની દરરોજ ૬૦ હજાર ચોપડીઓ પ્રકટ કરે છે. દરરોજ આ કંપનીના મકાનમાં ૨૦ ટન કાગળો દાખલ થાય છે અને પુસ્તકોના આકારમાં તે બહારની દુનિયામાં જાય છે. ( 'ખેડાવર્તમાન' તા. ૬-૭-૧૯૨૭ ના અંકમાંથી )

# ગુલામીની ભાવના છોડો

( લેખકઃ–સંત પૉલ રિશાર–'હલિતકોમ' તા. ૧૨–૧૦–૨૬ના અંકમાંથી )

હિંદમાં ક્યાંયે સ્વતંત્રતા નજરે પડતી નથી. હરેક ઠેકાણે સ્વતંત્રતાને દબાવી દેવામાં આવેલી છે. જીવનના હરેક વ્યવહારમાં તેને ગુંગળાવી નાખવામાં આવી છે. બાળકોની સ્વતંત્રતાપર માબાપોની એકહથ્થુ સત્તાનો સોટો ઘુમ્યા કરે છે. સ્ત્રીઓના પર પુરુષો રાજ્ય કરે છે અને સમાજ ન્યાતજાત અને રૂઢિનાં બંધનોમાં જકડાયેલો છે. દેશનાંજ બાળકો એકબીજાને ગુલામ બનાવતાં હોય, ત્યારે પ્રજા તે કેવી રીતે મુક્ત–સ્વતંત્ર થઇ શકે?

તમારે હિંદને સ્વતંત્ર બનાવવું છે ? તો પહેલાંજ તમે તમારી જાતને મુક્ત કરો ! તમારી પરવશતાનું કારણ તમારી અંદર રહેલી ગુલામીની ભાવના છે. આ ગુલામીની ભાવના તમારા પોતાના મકાનમાં બાળપણથીજ શરૂ થઇ જાય છે. એ મકાનોમાં નાનપણમાંજ તમારા મગજપર કેમ તાબે થવું, એ ભાવનાઓ ઠાંસી ઠાંસીને ભરવામાં આવે છે. કેવી રીતે મહાન થવું, એ ભાવના ત્યાં શીખવવામાં આવતી નથી.

બીજાને તાબે થવું–આજ્ઞાપાલક બનવું એ પણ ખરેખર એક મોટી ફરજ છે–મહાન ધર્મ છે; પણ કયાં અને કયારે આજ્ઞાનું પાલન કરવું, એ સમજાવું જોઇએ. હિંદની પ્રજાનો આર્ય આદર્શ, પ્રાચીન ધર્મ એ કંઇ વડીલોની આજ્ઞા–હુકમને આંખ મીંચીને પાળ્યા જવાનું કહેતો નથી. પ્રાચીન ધર્મ તો કહે છે કે, માતા–પિતાને માન આપો, ગુરુના હુકમને તાબે થાઓ. આ જમાનામાં તો આખા દેશને દોરનાર ગુરુ હોઇ શકે. તેના હુકમને માથે ચઢાવવો એ પ્રકૃતિના હુકમને માન્યા બરાબર છે. ફરજનો સવાલ આવી તમારી સામે ખડો રહે, ત્યારે તમે તમારી જાત કરતાં કુટુંબની, કુટુંબ કરતાં દેશ અને દેશ કરતાંયે માનવજાતિના હુકમ ઉઠાવી લેજો–તે હુકમની બજવણી કરજો. આ રીતેજ તમે ખરેખરા સ્વતંત્ર બની શકશો; પણ તેની સાથે વિષ્ણુભગવાને ભરેલાં પેલાં ત્રણ ડગલાંની કથા હમેશાં યાદ રાખજો ! એ ત્રણ કદમ તે સામાજિક, આર્થિક અને ધાર્મિક સુધારણાનાં છે.

સામાજિક સુધારણા માટે સ્ત્રીઓને કેળવણી આપવી પડશે. લગ્નના નવા કરારો અને આદર્શ રાખવા પડશે–લાકડેમાંકડું વળગાડી દેવા સરખા હાલના રિવાજ નહિ ચાલી શકે; અને જે સઘળી બનાવટી દિવાલો ખડી કરી છે તેને તોડી તોડી જમીનદોસ્ત કરવી પડશે. આ દિવાલો તે ખાસ કરીને આજ રસકસવિનાની મુડદાલ બનેલી અને માણસને કચડી નાખનારી ન્યાતજાતની છે.

નાણાંની બાબતમાં સબળને હાથે નિર્બળની અને ધનવાનને હાથે ગરીબની થતી બરબાદીનો અંત આણવો જોઇશે. કારખાનાં અને નરકાગાર સરખાં શહેરોના વેપારધંધાને વેગળા ફેંકવા માટે ઘર–ઉદ્યોગ અને ગામડાંના કસબોનો વિકાસ કરવો પડશે. આ ઉપરાંત પુખ્ત ઉંમરનો પુત્ર બાપકમાઇપર જીવે અને બાપ છોકરાના ગુજરાન માટે અનેક અટકળો બાંધતો રહે, એ બન્ને શરમભરેલું છે.

ધર્મની બાબતમાં તેનું નવેસરથી મંડાણ કરવું પડશે. ધર્મમાંથી મગરૂબી અને સ્વાર્થનું જડમૂળ ખોદી કાઢવું જોઇએ.

આ રીતેજ તમે સ્વતંત્ર બની શકશો. સાચી મુક્તિ–સ્વતંત્રતા આ રીતેજ મળશે.

---

# ગઉમાતા કી મહત્તા

( લેખકઃ–કવિવર હરિશંકર શર્મા–' વિશ્વમિત્ર 'ના તા. ૨૮–૬–૨૭ ના અંકમાંથી )

**ભેદ–ભાવ ભૂલકર સબકો સમાનતા સે, દૂધ, દહી, ઘૃત, માવા, માખન ખિલાતી હૈ.**
**બોતે જોતતે હૈં બૈલ, સિંચતે હૈં ખેતીયોંકો, ખીંચતે હૈં ગાડી અન્ન–પટ ભી દિલાતી હૈ.**
**હાડ મલ–મૂત, ચામ–ચર્બી ચલાતે કામ, વ્યય કો બચાતી, તુચ્છ તિનકે ચબાતી હૈ.**
**જીવન મેં જગ કી ભલાઇ કરતી હૈ ગાય, મરને પૈ જનતા કી જૂતી બન જાતિ હૈ.**

# જ્ઞાતિના નારાયણુ

( લેખકઃ—રા. પુરુષોત્તમ હરજી ભોજાણી–'લોહાણા હિતેચ્છુ' તા. ૨૩–૬–૨૭ના માંથી )

ઉષાએ આછાં અજવાળાંના અંબારનાં મંડાણુ માંડયાં છે. તેનાં અમીઝરણુાંની ઝીણી સરો ફુટી રહી છે. કુદરતના કિલ્લોલના ગુંજાર ગુંજાઇ રહ્યા છે.

પ્રભુના પ્રેરણાત્મક ભજનોના ઘોષ ગાજી રહ્યા છે; મૃત્યુલોકના માનવીની ઉંઘનાયે મૃત્યુ-ઘંટ વાગી રહ્યા છે; છતાં જેમ મૃત્યુદેવની મહેરબાની ઉપરજ જીવતા માનવીને જીવનની તૃષ્ણા છૂટતી નથી, તેમ મૃત્યુલોકના માનવીની ઉંઘનાયે મૃત્યુઘંટ વાગ્યા છતાં ઉંઘનાં આળસ છૂટતાં નથી.

"...નારાયણ, નારાયણુ" નો ઘોષ એકાએક કર્ણગોચર થયો. થતાંની સાથેજ હું ઉઠયો. આસપાસ કોઇયે નહોતું. ઉઠયા પછી નહોતો સંભળાતો "નારાયણ, નારાયણુ" નો મર્મસ્પર્શી ઘોષ કે નહોતો સંભળાતો કોઇનોયે શબ્દમાત્ર. સર્વત્ર શાંતિ હતી, છતાં મને આશ્ચર્ય જેવું કશુંયે નહોતું. ઉલટું એક પ્રકારના આનંદની–તેજની છાયાના આછા પ્રકાશ પડતા હોય નહિ તેમ લાગતું હતું.

પ્રકાશ આછો હતો, પરંતુ તેમાંથી સરતી તેજની સરો અનેરી હતી; અને તેમાંથી નીતરતી આનંદની છોળ તો અલૌકિક હતી.

× × × × ×

પછી એક પ્રકારનું પરિવર્તન ધસી આવ્યું. એ અજબ પલટો હતો. "નારાયણુ" ને સપડાવી લીધો. તે પણુ વશ થઇ ગયો.

હુંયે તેને નારાજ થવા ન દેતો, ઉલટું તેને પ્રસન્ન રાખવા પ્રયત્નશીલ હતો. આથી ઉભય વચ્ચે મિત્રતા જામી અને મિત્રતાની આ ગાંઠે તો એવું સ્વરૂપ પકડયું કે જાણે તેને છોડવાના યુગયુગના પ્રયત્નોયે નિષ્ફળ નીવડે એમ મને તે વેળા જણાયું.

પરંતુ પછી તો બાજી બદલાઇ ગઇ. તેણે નારાયણે વૈભવ અને વિલાસનગર વસાવ્યાં. વચ્ચે ચેતનાના ચેતનવંતા અગ્નિની ચીણુગારીના જ્વલંત પ્રકાશ પ્રકટાવ્યા. વૈભવ–વિલાસના વિષયદુર્ગમાંયે આ પ્રાણુવંત અગ્નિની શીખો ભભુકતી; મૃત્યુદેવની સામેયે આ ચીણુગારીઓ પોતાનાં અજેય આયુધ માંડતી અને વિજયવંતાજ સંમેટતી.

× × × × ×

પરતું પછી ? પછી તો તેણે દાવના પાસા ફેરવી નાખ્યા. સાથે રમતની રેખાયે બદલાવી દીધી. ધીમે ધીમે અગ્નિનો આત્મા ઉડવા લાગ્યો. ચીનગારીનાં ચેતન ચાલવા લાગ્યાં. આત્મા-વિનાનો અગ્નિ ઓલવાવા મંડયો. ચૈતન્યરહિત ચીનગારીઓ બુઝાવા લાગી.

આ અંધારામાંયે અવશેષો આશાને આશ્વાસન આપતા કે, બાજી હજુયે હાથમાંજ છે, લગામ હાથમાંથી ગયેલ નથી. ખરેખર, બાવો પાતાળમાં હતો અને ચોટી મારા હાથમાં હતી. જો આશ્વાસન જેવી કોઈ ચીજ હોય તો તેમાંની આ પ્રકારનીજ હતી. ચોટલી ઝાલીને બાવાને ઉપર આણુવાના મારા સઘળા પ્રયત્નો મિથ્યા હતા, કારણ દેખીતુંજ છે. કોઇએ ચોટલી ઝાલીને બાવાને કૂવામાંથી કાઢયાનું સાંભળ્યું છે ?

× × × × ×

અને આજે ? આજેયે ચોટલી–લગામનો એક છેડો હાથમાં હોવાનું મને ભાન છે. મારી આ નિરાશામાંથીયે આશાનાં અમર કિરણો ફુટશે એવી માન્યતાને આધારે હું એક છેડો પકડી રહ્યો છું. નીચું જોતાં તો નાખી નજર સરખીયે પડતી નથી; હું હતાશ થઇ ગયો છું. જ્યારે હું મારી વર્તમાનદશાનો વિચાર કરૂં છું, ત્યારે મારી દૃષ્ટિએ દુઃખના ડુંગરો દેખાય છે અને મારા ઉપર આવાં આક્રમણો થતાં જોઇને સહેજજ પ્રશ્ન નીકળે છે કે, "નારાયણુનું" નારાયણુ-તેજ જતાં મારી આ સ્થિતિ ?

× × × × ×

અને વાચકબંધુ ! તનેયે આપણી સાંપ્રત સ્થિતિનો ખ્યાલ કરતાં જ્ઞાતિમૈયાનું તેજ ઝાંખું પડેલું જોઇને શંકા નથી થતી કે, "આપણાંયે તેજ ઓસરી ગયાં છે ?"

# અરીઠાનો ઉપયોગ

( લેખકઃ-ડૉક્ટર ટી. મોતીવાલા-ગોપીપુરા, સુરત-'હિંદુસ્થાન'ના એક અંકમાંથી )

હિંદુસ્તાનના જંગલની વનસ્પતિ અને તેના ગુણદોષવિષેના લેખો કે જેની હારમાળા આપણા પ્રખ્યાત 'ગુજરાતી કેસરી' માં શરૂ થઇ હતી, જેનો લાભ સેંકડો ગરીબ-ગુરબાંઓ તેમજ ઘણાક સદ્‌ગૃહસ્થોએ લીધો હતો. ત્યારબાદ કમનસીબે અમોને લેખ બંધ કરવાની જરૂર પડી હતી. લેખ બંધ કરવાનું કારણ એ હતું કે, ઘણાક માણસો નાહકના કાગળો લખી અમને ઘણીજ તકલીફ આપતા હતા. તેને અનુસરીને અમોએ લેખ આપવાનું મોકુફ રાખ્યું હતું. હાલમાં ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી અમને એવી ફરમાસ થઇ છે કે, તમારા વનસ્પતિના લેખો પાછા શરૂ કરો; કારણ કે તમારા લેખો વાંચી દુઃખી માણસો લાભ લે અને આપને આશીર્વાદ મળે. ખેર...! અમોએ તેઓનું સુકન રાખી હાલમાં આ સેવકે વળી પાછી પોતાની કલમ હાથ ધરી છે. હવે આજે અરીઠાવિષેનો લેખ શરૂ કરૂં છું. અરીઠા છે તો એક અદની વનસ્પતિ, પણ તેના ગુણો ઘણાજ બળવાન છે. અરીઠાને સંસ્કૃતમાં અરીષ્ટ, ફેનીલા, ગુચ્છફળ અને ગર્ભપાતન કહેવામાં આવે છે. ગુજરાતીમાં અરીઠા અને હિંદુસ્તાનીમાં રીઠા કહેવામાં આવે છે. અરીઠાના ઝાડની દરેકે દરેક વસ્તુઓ ઉપયોગી છે. એનું સેવન કરવાથી ટુંકજ વખતમાં ખરેખરો ફાયદો બતાવે છે; પણ મૂળ સવાલ એ છે કે, આ વીસમી સદીને અનુસરીને તેમજ કેટલાક વૈદ્યોની આળસને લઇને લોકોને દેશી દવાપરથી મોહ ઓછો થયો છે. અમો હિંમતથી કહીએ છીએ કે, જેવો ગુણ આવા ઝાડપાલામાં સમાયેલો છે, તેવો ગુણ બીજી રકમ-ધકમપર નથી. જ્યાં સો સો રૂપિયે તોલાની કિંમતી દવાઓ નિષ્ફળ જાય છે, ત્યાં આ એક પાઇની વનસ્પતિ ફતેહમંદ નીવડે છે. અરીઠાનાં ઝાડ વીસથી પચીસ ફીટ જેટલાં ઉંચાં થાય છે. તેમાં ઘણી ડાળીઓ નીકળેલી ચોતરફ ફેલાયલી જોવામાં આવે છે. ફૂલ ફિક્કા ધોળા રંગનાં આસો-કારતક માસમાં આવે છે અને ફળ પોષ-મહાસુધીમાં તૈયાર થાય છે. મૂળનું લાકડું ફિક્કા ભુરા-પીળા રંગનું રસભર્યું હોય છે, પણ કાપ્યા પછી તે પરની છાલ પીળા રંગની થઇ જાય છે. વાસ જરા તીખી ખુશબોદાર અને સ્વાદ કડવાશ લેતો મીઠો તથા ચીરપરો લાગે છે. પાનની વાસ અને સ્વાદ દાહક અને ઉગ્ર લાગે છે. ફળ કાચાં હોય છે, ત્યારે પીળાશ પડતાં લીલા રંગનાં હોય છે; પણ પાકીને સૂકાય છે, ત્યારે તે પરની રંછાળ ધીમે ધીમે ખરી જાય છે. ગમે તેવો પેટનો દુઃખાવો-પેટમાં થતી ચુંકના ઉપર અરીઠાનાં ફળની છાલનો ગળ ૨ થી ૩ ઘઉંભાર સરબત અને આસવમાં આપવાથી આરામ થાય છે. અરીઠાનો ગુણ જંતુનાશક, ગરમ, મેલને સાફ કરનાર તથા ઉત્તેજક છે. અરીઠાનું મૂળીયું કફઘ્ન ગણાય છે. અરીઠાનું લાકડું બટકણું હોય છે, તેથી તે વિશેષ કરીને કામમાં આવતું નથી; તોપણ તે થાંભલા, કોદાળી વગેરેના હાથાઓ, કાંસકી વગેરે બનાવવાના કામમાં આવે છે. સપ્તમાં સપ્ત અર્ધા તેમજ આખા માથાનો દુઃખાવો હોય તો નાસાનીરેચનતરીકે અરીઠાના ફીણનું નાકમાં ટીપું નાખવું; તેથી નાકમાંથી પુષ્કળ પ્રવાહી નીકળે છે. અરીઠાના ઠળીઆની માળા બનાવવામાં આવે છે, જે પહેરવાથી સાપ આવી શકતો નથી એવી ઘણા લોકોની માન્યતા છે. માથામાં જુ પડી હોય અથવા તો ઢોરના શરીરમાં જુ પડી હોય તો અરીઠાનું ફીણ ચોળવાથી જુ નો નાશ થાય છે. સાપ, વીંછુ વગેરે ઝેરી જનાવરના કરડવાથી અથવા અફીણના ઝેરથી પીડા થતી હોય અથવા ઝેર ચઢયું હોય તો અરીઠાનું પાણી ઉલટી કરાવવા માટે આપવું. અરીઠાની છાલ અને સરગવાનાં પાન આ બે વનસ્પતિને લસણની સાથે વાટી તેમાં હળદર, મીઠું અને મરી મેળવી કૂતરાના કરડવા ઉપર બહારથી લગાડવામાં આવે છે. સરગવાનું મૂળ અને છાલ ઘણાં દંભક છે, તેથી કરીને તે ગર્ભસ્થાન ઉપર બાહ્યોપચારથી પણ ઘણી ઝેરી અસર કરે છે અને તેથી ગર્ભનો પાત થાય છે. તે વિષે લંબાણ હેવાલ કર્નલ કે. આર. કીર્તિકરે પોતાના 'પોઇઝન્સ પ્લેન્ટસ ઑફ બોમ્બે' વો. ૧ માં આપેલો છે, તે જાણવા જેવો છે. અરીઠાની અસર ગર્ભસ્થાન ઉપર થાય છે અને તેથી ગર્ભપાત કરવામાં તે વપરાય છે. માથે લોહી ચઢી જવાના રોગમાં, મૂર્છા અને બેશુદ્ધિમાં પણ તે વપરાય છે. ઝેરી જનાવર

કરેલું હોય અથવા ઝાડા કે કોલેરા થયેલ હોય તેની સુસ્તી ઉડાડવા માટે અરીઠાનું પાણી આપવામાં આવે છે. હિસ્ટીરિયા જેવા દરદમાં તેનો ધુમાડો આપવાથી સારો ફાયદો થાય છે. અરીઠાના ફળનું અંજન કરવાથી સર્પના ઝેરનો નાશ થાય છે. ઉલટી કરાવવાને માટે અરીઠાનું પાણી લગભગ પાંચ રૂપિયાભાર આપવું. અરીઠાનાં બી ઝેરી છે એમ નહિ સમજવું જોઇએ. અમુક એક વનસ્પતિનો એક ભાગ ખોરાકતરીકે વપરાતો હોય તો તેનો બીજો ભાગ ઝેરી ન હોય. ઝેર શબ્દથી લાંબો વિચાર કરી જોતાં માણસના શરીરને જે જે વસ્તુ હરકતકર્તા હોય તે સમજવું. એવા દાખલાઓ બનેલા છે કે કેટલીક વનસ્પતિનો જ્યારે એક ભાગ સલામતીભરેલી રીતે શાક વગેરે કરવામાં વપરાય છે, ત્યારે તેનો બીજો ભાગ ઝેરી પૂરવાર થયેલો હોય છે. ગુજરાતમાં ફણસીની શીંગો ઘણી જાણીતી છે, અને તેથી કરીને તેનું શાક ઘણાં માણસો ખાય છે; પણ તેનું મૂળ ખાવામાં આવે તો તેથી ઝેરની અસર ઉત્પન્ન થાય છે. રતાળુના મૂળનું શાક તમામ લોકો ખાય છે, તેમ તેને બાફીને તથા તેનાં ભજીઆં આપણે ખાઇએ છીએ; પણ એના વેલાની કુમળી ડાંડીઓના પાનનું શાક થાણાના તુરંગમાં કેદીઓએ ખાધું હતું, તેથી તેઓને ઝેરની અસર થતાં ઉલટી ને ઝાડો થયો હતો. શરીરે ફોલ્લા થયા હોય અને તે પાકપર આવતા ન હોય તો અરીઠાના ફીણનાં પોતાં મૂકવાથી પાકપર આવી જાય છે. મગજ ભ્રમિત થયું હોય, મગજપર વાયુની અસર હોય એવાં દરદોમાં અરીઠાનો ભૂકો સુંઘાડવામાં આવે છે. અરીઠા ગર્ભને પાડી નાખે છે, ત્રિદોષને મટાડે છે અને અરીઠાના અંદરનો ગર્ભ પાચનશક્તિ વધારે છે. અરીઠાનું ફીણ રેશમી કપડાં ધોવામાટે સાબુ કરતાં પચાસગણું વધારે સરસ છે; તેમજ માથાના વાળ, દાગીના તથા કપડાં સાફ કરવામાં ખાસ કરીને વપરાય છે.

---

# શિવાજીનો સંદેશો—તેમના આત્માસાથે વાતચીત

( '**હિંદુસ્થાન**'ના તા. ૬-૫-૨૭ના અંકમાંથી )

ગયા રવિવારે મૃત આત્મા સાથે વાત કરવાના કાર્યમાં પ્રવીણ એવા સ્પીરીચ્યુલીસ્ટોની એક બેઠક મળી હતી. શિવાજીના ત્રિશત સાંવત્સરિક જન્મોત્સવની શરૂઆત થવા પહેલાં એ લોકોએ શિવાજી તરફથી સંદેશો મેળવ્યો હતો. પ્રિન્સેસ સ્ટ્રીટમાં રહેતા ડૉ૦ જેકબ ઈઝાકીએલ, જેઓ એક જ્યુ છે અને રીટાયર્ડ આઇ. એમ. એસ. હોઈ ઉપલી વિદ્યામાં પ્રવીણ છે, તેમણે શિવાજી તરફથી મળેલો સંદેશો કાગળ ઉપર લખી લીધો હતો. સંદેશ દરમિયાન દેખાયું હતું કે, શ્રી શિવાજી હમણાં સત્યલોકમાં છે. ઉપલી સભા તરફથી શ્રી શિવાજીનો નીચે મુજબ સંભળાયેલો સંદેશો પ્રગટ કરવામાં આવે છેઃ—

"દેશની સ્થિતિ દિવસે દિવસે બગડતી જાય છે. સ્વદેશસેવા કરનારાઓની સંખ્યા ઘટતી જાય છે; અને દંભીઓ દેશને વધુ નુકસાન કરતા જાય છે. હાલની ચળવળો દેશને વધારે ને વધારે ગુલામીમાં જકડતી જાય છે. સંગઠનની ચળવળ હજુ વધુ જોરમાં ચલાવવાની જરૂર છે. આટલું થયા પછીજ બીજાઓ તમને માન આપશે. શુદ્ધિની ચળવળ ચલાવી દેશને એકત્ર કરો, આ કાર્યક્રમ જો થોડાં વર્ષ ચાલશે તો હિંદુસમાજ વધુ બળવાન થશે અને ભવિષ્યમાં જો જરૂર પડશે તો એમ થયા પછીજ સમાજ ટકી રહેશે."

જ્યારે મી૦ જેકબે 'સ્વરાજ્ય ક્યારે મળશે ?' એવો સવાલ પૂછ્યો, ત્યારે શ્રી શિવાજીએ જવાબ આપ્યો કે, "જ્યારે દેશસેવકો સ્વરાજ્ય લેવાને પૂરતા તૈયાર થશે ત્યારે સ્વરાજ્ય મળશે."

આગળ ચાલતાં શ્રી શિવાજીએ કહ્યું કે, "જો શુદ્ધિ અને સંગઠનની ચળવળો ચાલુ હોય તોજ આવા સમારંભો ફતેહમંદ ગણી શકાય. શુદ્ધિ અને સંગઠનમાંજ તમારા બધા સમારંભો આરંભજો. મારા સંદેશને લોકો માને યા ન માને તોપણ તમો તમારૂં કાર્ય કરજો. આજે એ કરતાં બીજો સંદેશ હું આપતો નથી."

"તમારા જન્મમહોત્સવનો સમારંભ કયા ચોક્કસ દિવસે થવો જોઇએ?" એ સવાલ જ્યારે ડૉ૦ જેકબે પૂછ્યો ત્યારે શ્રી શિવાજીએ જવાબ આપ્યો કે, "આ દિવસ ખરો હોય યા ખોટો હોય તે વિષે મને કશું લાગતુંવળગતું નથી."

---

# ધર્મને નામે અધર્મ !

## 'દેવદાસીઓ' તરીકે રહેતી જુવાન બાળાઓની વેશ્યાઓ જેવી દશા—એક કુમારિકાનું બલિદાન—આપઘાત કરતાં તેણે કરેલો એકરાર—શ્રીમતી મુથુલક્ષ્મીની અરજ

( '**હિંદુસ્થાન**' તા. ૨૮-૬-૨૭ ના અંકમાંથી )

દેવદાસીતરીકે દેવને અર્પણ કરવામાં આવેલી, પરંતુ ખરી રીતે જોતાં વેશ્યાનું જીવન ગાળવાને સરજાયેલી લોકોથી મનાતી શંપકાવલી નામની ૧૩ વર્ષની મદ્રાસી કુમારિકાએ આપઘાત કરીને પોતાની જીંદગીનો છેડો આણ્યો છે.

એ છોકરીએ "તામીલ નાડુ" પત્રના અધિપતિ અને જાણીતા પ્રજાકીય આગેવાન ડૉ૦ વરદરાજાલુ નાયડુપર એક ઘણો દયાજનક પત્ર લખી કલંકિત જીંદગી કરતાં મોતને પોતે શા માટે પસંદ કર્યું, તેનો ચિતાર આપ્યો છે. એ કુમારિકા લખે છે કેઃ—

"મારા ખરાબ કર્મના સંજોગે એક "દાસી" માતાને પેટે હું જન્મી હતી. મારી ૧૦ વર્ષની ઉંમરે તે મરણ પામી. પછી મારી દાદીમા મારાપર બહુ હેત રાખતી. તેણે મને મોટી કરી. રામાયણની વાતો હું બહુ પ્રેમથી સાંભળતી અને દરરોજ પ્રભુને પ્રાર્થના કરતી કે, તે મને રામ જેવો પતિ આપે અને હું સીતા જેવી સુખી થાઉં.

એક દહાડો મારી મોટીમાએ મને પણ "દાસી" થવા કહ્યું, જેથી કરીને હું વેશ્યાના ધંધામાં પડું.

મેં તેની ખરાબ સલાહ માનવાની ના પાડી અને તેને ભલી અને સદ્ગુણી થવા કહ્યું.

એ પછી હું ૧૩ વર્ષની થતાં ઉંમરલાયકની થઈ. બીજીવાર પણ તેણે મને દેવને અર્પણ કરવાને જણાવ્યું; કારણ કે હવે હું સ્ત્રી થઇ હતી. થોડા સમયમાં ( દેવ સાથે ) મારાં લગ્ન કરવાંજ જોઇએ.

### સગાંઓનો બળાત્કાર

તે સમયે પણ, મેં તેને ઘણી સમજાવી કે, હું લગ્નની પવિત્ર ક્રિયાથી એક કૂતરા સાથ પણ લગ્ન કરીશ; પરંતુ "દાસી" તરીકે વેશ્યા તો થઇશજ નહિ.

એ પછી, મારાં સગાંઓએ પોતાનું ધાર્યું કરવા, મારાપર બળાત્કાર કર્યો; પણ હું ઘણી મક્કમ રહી. ૭ દિવસસુધી મને ભૂખે મારવામાં આવી. તેમ કરતાં ૧ મહીનો નીકળી ગયો. મેં આપઘાત કરવાની પણ ધમકી આપી.

### દાદીમાનું તરકટ

એક દહાડો એક શ્રીમંત માણસ મારી દાદીમા પાસે આવ્યો અને તેઓ વચ્ચેની લાંબી વાતચીત દરમિયાન, મેં દાદીમાના ફક્ત નીચલા શબ્દો સાંભળ્યાઃ—

"...તે ઉંઘી જાય, પછી તમારે ફાવે તેમ મોજ ઉડાવજો."

આ શબ્દોથી મને સખ્ત આંચકો લાગ્યો. મધરાતસુધી હું જાગતીજ પડી રહી. પછી દાદીમા આવીને જોઇ ગઇ અને મને સૂતેલી ધારીને ચાલી ગઇ.

### આબાદ બનાવ્યો !

"તરતજ મેં બેઠી થઇને પથારીમાં ઓશીકાને ઉભું સુવાડયું અને તેનાપર મારી સાડી ઓઢાડી!"

હું બહાર જઇને ઉભી અને બારીમાંથી જોવા લાગી.

તરતજ પેલો શ્રીમંત માણસ ઘરમાં દાખલ થયો અને ઓશીકાને જોસથી આલિંગન દીધું !

### પુરુષવેષમાં નાઠી

આ પછી હું ગુપચુપ મરદનો પોષાક પહેરીને અને રૂ. ૨૦૦, ના દાગીના લઇને ઘરમાંથી નાઠી.

પછી હું કલાદીના પવિત્ર તીર્થે ગઈ અને જગદ્ગુરુ શંકરાચાર્યની કુંભકોનમ ખાતે મુલાકાત લીધી.

પોતાના મરણ અગાઉ લખેલા પત્રમાં કુમારી શંપકાવલી લખે છે કેઃ—"હે પ્રભુ ! દેવદાસીઓને બચાવ !"

"હું પ્રભુને પ્રાર્થના કરૂં છું કે, હાલ મારે જે સહન કરવું પડે છે, તેવા દુઃખમાંથી

મારા જેવી બીજી નિર્દોષ બાળાઓને ઉગાર ! તેઓને પરણેલી જીંદગી ગાળવા દે ! જો કે મેં મારૂં ઘર છોડી મારી પવિત્રતા જાળવી રાખી છે, છતાં દુનિયાની નિંદાથી બચવા ખાતર, મેં આ જીંદગીનો છેડો લાવવા ઠરાવ કીધો છે."

"મેં ડૉ૦ વરદરાજાલુ નાયડુને મારા કેસથી વાકેફ કીધા છે અને તે તેમને પોતાના પત્રમાં છાપવાને અરજ કરી છે."

મારો પત્ર વાચકો વાંચશે, તે અગાઉ તો હું આ દુનિયા છોડી બીજી દુનિયામાં ચાલી ગઇ હોઇશ; જેથી કરીને મારા પેદા કરનાર પ્રભુને હું આજીજી કરૂં કે, તે મારી રાંક બહેનોને કલંકી "દાસી" ની જીંદગીમાંથી બચાવે. મને આશા છે કે, મારા મોતથી મારી દાદીમાને ધડો મળશે. લી૦ કુમારી શંપકાવલી"

મદ્રાસની ધારાસભાની જાણીતી બાહુ સભાસદ, શ્રીમતી મુથુલક્ષ્મી આ ભયંકર રિવાજ નાબુદ કરવાની દિલ પીગળાવનારી અપીલ કરતાં 'હિંદુ' માં પત્ર લખી જણાવે છે કેઃ—

"ગઇ તા. ૧૭ મીના "તામીલ નાડુ" પત્રમાં કુમારી શંપકાવલી નામની "દાસી" કન્યા, કે જેણે વેશ્યાતરીકેનું ભયંકર અને ત્રાસદાયક જીવન ગુજારવામાંથી મુક્તિ મેળવવા આપઘાત કર્યો છે, તેનો હૃદયભેદક પત્ર પ્રગટ થયો છે. તે જુવાન અને બીનઅનુભવી હતી અને આપઘાતસિવાય તેને બીજો કોઇ માર્ગ સૂઝયો ન હતો.

પોતાના જેવી હાલતમાં આવી પડેલી નિર્દોષ "દાસી" કુમારિકાઓમાટે તેણે સચોટ દિલ પીગળાવનારી અપીલ કરી છે.

આપઘાત કરતાં તેણે એવી ઉમદા અભિલાષા રાખી હતી કે, તેના જેવી છોકરીઓની જે કમકમાટીભરી હાલત થાય છે, તે તરફ સમાજનું ધ્યાન ખેંચાય તે માટે કંઇક સચોટ પગલાં ભરવાને પ્રજા જાગ્રત થશે.

તેના સદ્ગુણ, આત્મભોગ અને પવિત્રતાના રક્ષણમાટેની કાળજીએ દુનિયાને બતાવી આપ્યું છે કે, જીંદગી કરતાં પણ પોતાના શિયળને વહાલું ગણનાર સ્ત્રીઓ ધરાવવાનો, હજી આ દુનિયામાં દરેક કોમ દાવો કરી શકે છે. પછી તે કોમ, ગમે તેટલી પછાત કાં ન હોય !

## એ રિવાજ નાબુદ કરો!

આ ભયંકર અનીતિને ધર્મની સંમતિ હોવાનો લોકોમાં ભ્રમિત ખ્યાલ પેસી ગયો છે. મંદિરના ટ્રસ્ટીઓ હઠ અને દુરાગ્રહથી તેને પોષી રહ્યા છે. "કોઇમ્બતુર સેનગુણતર મહાજન સંઘ" ની આ રિવાજ નાબુદ કરાવવાની કોશીષ ઉપલા કારણસર નિષ્ફળ ગઇ છે; છતાં હિંદુ કોમે જાગ્રત થઇને પોતાના સમાજમાં પેઠેલી આ ભયંકર બદીને નાબુદ કરવી જોઇએ.

કહેવાતા ધાર્મિક રિવાજના ખોટા ધતીંગ હેઠળ, લાખો નિર્દોષ બાળકીઓને અનીતિના ભયંકર ખાડામાં હોમી દેવામાં આવે છે, જ્યારે ધર્માચાર્યો થઇ બેઠેલાઓ એ ભયંકર "વેશ્યા"—સમૂહ તરફ મુંગે મોઢે જોયા કરે છે. સ્ત્રીકેળવણી નહિ હોવાથી, હિંદુસમાજ આવા અનર્થો જડમૂળથી દૂર કરવાને તૈયાર થતો નથી, એ શોચનીય છે. સ્ત્રીઓના એક મોટા વર્ગની આવી પતિત દશાથી હિંદુઓની નૈતિક, ધાર્મિક, શારીરિક અને સામાજિક અધમ સ્થિતિ થતી જાય છે. ઘણા સુખી સંસારનું નખોદ વળે છે. આ જુવાન સ્ત્રીઓ પુરુષોનું મન ચલિત કરવા જીંદગીભર સરજાયેલી હોવાથી સમાજનો સડો વધતો જાય છે.

"દેવદાસીઓ" માં ઘણી વાંઝીયણો રહે છે; તેઓ પૈસા આપીને કુમળી બાળાઓ ખરીદે છે અને તેઓને "દેવદાસી" બનાવીને અનીતિના જીવનમાં સબડાવે છે. એવી હજારો બાળાઓ, હિંદુકોમમાં પરણીને પરણેલું સુખી જીવન નહિ ગાળી શકે ? પણ હિંદુસમાજ આવા ભયંકર અનર્થો હજુ પણ ચલાવી લે છે, તે અફસોસની વાત છે.

છેલ્લે શ્રીમતી મુથુલક્ષ્મી, આ રિવાજ નાબુદ કરવાનો સુધારો મદ્રાસની ધારાસભામાં હાલ રજુ થયેલા "રીલીજીયસ એન્ડોનમેન્ટસ એક્ટ" (હિંદુ ધર્માદા ફંડોને લગતા કાયદા) માં આમેજ કરવાની મજબૂત હીમાયત કરે છે."

# આ તે પુરુષવર્ગનાં પરાક્રમ કે ક્રૂર કાળાં કર્મ !!

(લેખિકાઃ-કુમારી જયવતી દેશાઈ-"હિંદુસ્થાન" તા. ૭-૫-૨૭ ના અંકમાંથી)

લગ્નગાળો શરૂ થયો છે. એ વેદીમાં અનેક બાળાઓનાં બલિદાનો લેવાવાં શરૂ થયાં છે. હિંદુસંસારમાં ઠામ ઠામ અજ્ઞાનનાં અંધારાં વ્યાપી ગયાં છે. તેમાં કુરૂઢિઓની અંધભક્તિથી હોળીઓ સળગી રહે છે અને તે ભડભડતી હોળીમાં, જીવદયાના હિમાયતી હિંદુઓ પોતાનાંજ પુત્રપુત્રીઓને હોમી રહ્યા છે !

× × × ×

આ ભડભડતી હોળીઓમાં અપાતાં બલિદાનોનાં થોડાંક ઉદાહરણો જોઇએ.

(૧) વર કે કન્યા પૂરૂં બોલતાં કે ચાલતાંએ શીખ્યાં ન હોય, તેમને માબાપોની કમરે ચઢાવીને અંધરૂઢિ શ્રદ્ધાની ભડભડતી હોળીમાં લગ્નને નામે હોમવામાં આવે છે !

(૨) બાર વર્ષની બાલિકાને કુળ નામની રાક્ષસિણીની અંધભક્તિને નામે બાસઠ વર્ષના બુઢ્ઢાની પાંચમી પત્નીતરીકે ગોઠવણ કરવા નીકળેલા પોતાની જાતેજ પોતાને અકુલીન માની લેવાની ગુલામી મનોદશાથી પોતાની પુત્રીના હૈયામાં ભડભડતી હોળી સળગાવે છે !

(૩) એજ કુલરાક્ષસિણીની અંધભક્તિથી સાનભાન ભૂલી કઠણ કાળજાનાં બનેલાં હિંદુ માબાપો સોળ વર્ષની પોતાની કુમારિકાને દશ વર્ષના કહેવાતા કુલીન ગભરૂની 'બાયડી' બનાવવાની રાક્ષસી રમતમાં, લગ્ન નામની હોળીમાં પેટના ફરઝંદનું બલિદાન હસતે મુખડે ચઢાવી, "મૂછો છોકરાને આવશે કંઇ છોકરીને ઓછીંજ આવવાની છે ?" એવી શબ્દબાણાવળીથી દઝાડેલાને ઉપરથી ડામવાની શૈતાની ક્રૂરતા બતાવે છે !

(૪) ભણીગણી કન્યાને કોઇ અભણ, એદી, વ્યસની કે રોગી વરની સાથે 'હાથેવાળો' મેળવવાને બહાને સળગતા સંસારનો ભોગ બનાવવામાં આવે છે !

(૫) દમડાનાં લાલચુડાં માતાપિતા કે સગાંવહાલાં કાગડાની કોટે દહીંથરૂં બાંધી, ઘરની તિજોરી તર કરવામાં કસાઈ કરતાંએ અધર્મ કામ કરી મલકાય છે. કસાઇ બકરાને રહેંસે છે, આ લોકો મનુષ્યજાતિમાં કોમળ ગણાતી સ્ત્રીજાતિની પોતાનીજ પુત્રીને રહેંસે છે. કસાઇ મુએલા પશુના માંસનું વેચાણ કરે છે, આ લોકો જીવતા મનુષ્યના માંસનું વેચાણ કરે છે !

'લગ્ન' નામની આવી હોળીઓ આ મહીનામાં ઠામ ઠામ સળગવી શરૂ થશે. તેની જ્વાળાઓથી હિંદુસંસાર હજીપણ વધુ ને વધુ સળગતો જશે.

અત્યારની લગ્નપ્રથા એટલે રાક્ષસી પ્રથા. પરણનારની સંમતિ લેવામાં ન આવે, તેની ઇચ્છા જાણવામાં ન આવે અને તેમ છતાં નક્કી થયેલા સાટાને જીવનભર વફાદારીથી વળગી રહેજો એવો 'માર્શલ-લૉ' નો પડકાર કરવામાં આવે તેનું નામ 'લગ્ન!' આવી રાક્ષસી રમતોને 'લગ્ન' નામ આપવું, તે 'લગ્ન'ની પુણ્યમય અને પવિત્ર ભાવનાઓને કલંકિત કરવા જેવું છે.

× × × ×

આવાં લગ્નથી હિંદુ 'વરવહુ' ઘરસંસાર ચલાવે છે, પ્રજોત્પત્તિ કરે છે; પણ તેથી સંસારમાં સ્વર્ગ ઉતરતું નથી. સમાજ સશક્ત, ઉજ્જવલ અને આહ્લાદક બનતો નથી. નિર્માલ્ય રૂઢિઓ બલવત્તર બનતી જાય છે, દેશ વધારે ને વધારે પરતંત્ર થતો જાય છે ! આવાં લગ્ન એટલે બંધન, પડતી નીસરણી !

× × × ×

આ નીસરણીથી અધઃપતનને માર્ગે ઉછરતી ચૌદ, પંદર અને સોળ વર્ષની બાળાઓને પેટે પાકતી નિર્માલ્ય પ્રજા નથી તો તેના માતાપિતાને મદદ કરતી, નથી તો તેની જ્ઞાતિ, ગામ કે દેશને મદદ કરતી, પણ ખુદ પોતાની જાતને પણ તે મદદ કરી શકતી નથી. હતભાગી ભારતની પરતંત્રતા અને પડતીનું મોટામાં મોટું કારણ એજ છે.

× × × ×

જ્યાં આવી પ્રજા પાકે ત્યાં જગજ્જનનીઓને માટે જેલખાનાં અને ગુલામી ખતો તૈયાર થાય, માતૃપદની ઠામ ઠામ અવગણના થાય, સ્વયંશક્તિ અને દેવીઓને અબળા, બેગમ એવાં અપમાનજનક વિશેષણો લગાડવામાં આવે. અરે એટલુંજ નહિ પણ

**माता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने। पुत्रा रक्षति वार्धक्ये, न स्त्री स्वातंत्र्यमर्हति॥**

જેવા શ્લોકો રચાય અને પોતાનીજ માતાઓની સ્વતંત્રતા હરી લઈ, પ્રજા જાતે સ્વતંત્રતા ગુમાવી બેસે ! આવી રીતે પતન પામેલી પ્રજાની ઉન્નતિમાટેનો સાચો માર્ગ ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવું તે છે. સમાજના ઓ સુધારકો અને નેતાઓ ! સાવધાન થાઓ અને આ લગ્નમહીનામાં લગ્નની ભડભડ હોળીઓ અટકાવી 'પરણવું એ તો પ્રભુતામાં પગલાં માંડવાં' 'લગ્ન એટલે સ્વર્ગનું સોપાન' એ વ્યાખ્યાઓ સાચી પાડી બતાવવા મથો.

× × × ×

જૂની પુરાણી થઇ ગયેલી રૂઢિઓને આંધળી રીતે અનુસરવા જતાં પ્રજા મુડદાલ અને અચેતન બની જાય છે. જે સમયે જે કારણસર રૂઢિ યોજવામાં આવી હોય તે સમય અને કારણ બન્નેનો નાશ થઇ જવા છતાં રૂઢિઓના ભૂતને પકડી રાખનાર પ્રજા જાતે ભૂત જેવી બની જાય છે. રૂઢિભક્ત પ્રજા અને ઘેટાના ટોળામાં ફરક રહેતો નથી. 'ચાલ્યું આવે છે, માટે તેને ચલાવ્યા કરવું' એજ એ મુડદાલ પ્રજાનું જીવનસૂત્ર બને છે. એ વહેમભરી રૂઢિઓના ડરથીજ પછી તો તે પ્રજા નીતિ અને ધર્મનું પણ પાલન કરે છે. પરિણામે પ્રજાનું પતન થાય છે. રૂઢિની ગુલામી એજ તે પ્રજાનું લક્ષ્ય બને છે.

× × × ×

સ્ત્રીઓને પડદા પાછળ ગોંધી રાખવાની પ્રથા એ જાતની રૂઢિની ગુલામીનું સુસ્મૃતિચિહ્ન છે. તુર્કસ્તાન સ્વતંત્ર થયું ને એ ગુલામીને તોડી ફોડી નાખી. ઇજિપ્તમાં ચેતન આવ્યું અને સ્ત્રીઓના મુખ ઉપરથી પરતંત્રતાના, ગુલામીના, અપમાનના પડદા હટવા લાગ્યા! પણ અચેતન હિંદમાં તો હિંદુ અને મુસલમાનોમાં પડદાનાં પ્રાબલ્ય હજી જેમનાં તેમ કાયમ છે.

× × × ×

એ પડદા સ્ત્રીઓમાટે અપમાનની પરાકાષ્ઠા છે. પડદા પાછળ રહેવાથીજ સ્ત્રીજાતિ પવિત્ર રહી શકે એવી ક્રૂર કલ્પનાનું એ મૂર્તિમંત સ્વરૂપ સ્ત્રીજાતિને હીણપત લગાડનાર છે; અને શું સ્ત્રીઓ એ અપમાનને–એ હીણપતને પસંદ કરે છે? કદી નહિ. નવા યુગની સ્વતંત્રતાને ચહાનારી સ્ત્રી કદી પણ એ માનભંગ દશાને લઈ ચલાવવા તૈયાર નથીજ.

× × × ×

એનું ઉદાહરણ બંગાળની સ્ત્રીકેળવણી પરિષદમાંનું મીસીસ આર. એસ. હુસેનના હૈયાનો પુકાર પૂરૂં પાડે છે. એ બહેન સામાન્ય બાઇ નથી. સોળ સોળ વરસથી તો એ સખાવત સ્મારક શાળા ચલાવી રહેલ છે. નથી તો એ ઉછાંછળાં કે નથી તો વગરવિચારે એક અક્ષર પણ બોલનાર. એ બહેન દરદભરી ચીસ પાડતાં કહે છેઃ—

"પડદાની રૂઢિને જીવલેણ કારબોનીક ઍસીડ ગેસની સાથે સરખાવવી જોઇએ. જો તે ગેસની સામે સાવચેતીના ઉપાય લેવામાં ન આવે તો તેનાથી દુઃખવિનાનું મરણ થાય છે. તેજ રીતે પડદા પાછળ અમારી બહેનોનું, એ પડદાને લીધે ઉત્પન્ન થતા પ્રાણસંહારક વાયુને લીધે દુઃખવિના ધીરે ધીરે મરણ થાય છે–અર્થાત્ ધીરે ધીરે મરણ લાવનાર વિષ અથવા તો ગેસના જેવીજ પરદાની અસર વૈદ્યકીય નજરે થાય છે."

× × × ×

પરંતુ મનુષ્યત્વની નજરે એના આત્મા ઉપર જે ખરાબ અસર થાય છે, તેની તો સીમાજ નથી ! કુદરતે મનુષ્યને સરજીને ખુલ્લા હવાઅજવાળાની તેને ભેટ કરી ! પણ મનુષ્યે પોતાની સ્ત્રીજાતિને માટે પડદો સરજીને એ નૈસર્ગિક ભેટ ઉપર લૂંટ ચલાવી ! એથી સ્ત્રીજાતિના આત્માનું દેખીતી રીતે જહનતજ થાય છે !

× × × ×

મીસીસ હુસેન એવી ફરીઆદ કરે છે કે, "હિંદમાં આ બહેનોની ફરીઆદ સાંભળનાર કોઇ

નથી. ગાંધીજીએ અંત્યજો અને ત્રીજા વર્ગના રીબાતા મુસાફરોની રાડ સાંભળી, જાનવરો ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવા માટે પણ ઘણી સંસ્થાઓ સ્થપાયેલી છે, એકાદા કૂતરા ઉપર ગાડી ફરી વળે તો એંગ્લો ઇંડિયન પત્રકારો ભારે હોહા મચાવી મૂકતા જણાય છે; પરંતુ ઝનાનામાં પૂરી મૂકવામાં આવેલી અમારા જેવી દુર્ભાગી સ્ત્રીઓની દયા ખાનાર સમસ્ત હિંદમાં એકે વીરલો પુરુષ જણાતો નથી."

× × × ×

એ બહેન હૈયાની વરાળ કાઢતાં કહે છે કે, સ્ત્રી અને પુરુષ એ સમાજનાં બે અંગ છે; છતાં કેટલાય વખતથી પુરુષો અમો સ્ત્રીજાતિને છેતરી રહ્યા છે અને અમે એ બધું મુંગે મોઢે સહન કરી રહ્યા છીએ. એટલે જૂના જમાનાથી પુરુષજાતિ આમ સ્ત્રીજાતિ ઉપર વિજય મેળવવાને મલકાઇ રહી છે!" પરંતુ એમનો આ વિજય પક્ષીની પાંખો કાપી તેને ઉડવા કહેવું અને તે ઉડી ન શકે એમાં પોતાનો વિજય માનવો તેના જેવો છે. સહૃદય બંધુઓએ આ વાત વિચારવા જેવી છે.

× × × ×

સ્ત્રી અને પુરુષની બેલડી સંસાર-રથનાં બે ચક્ર છે. એમાંના એક ચક્રે મોટરનું ટાયરવાળું પૈડું જોડયું હશે અને બીજા ચક્રે જૂનામાં જૂના સમયના ગાડાનું પૈડું જોડ્યું હશે તો કદી પણ એ રથ ચાલી શકવાનો નથી. હિંદનો સંસાર-રથ અત્યારે ખોળંભે પડયો છે, તેનું મૂળકારણ આજ છે; પરંતુ વર્ષોના વિજયથી મસ્ત બનેલા મરદોને આપણે જ્યાંસુધી બરાબર શુદ્ધિ ઉપર લાવીશું નહિ, ત્યાંસુધી તેઓ આપણા હક્ક સ્વીકારવા તૈયાર થવાના નથી. હક્ક અને અધિકાર ભીખ માગવાથી કદી પણ મળ્યા જાણ્યા નથી. બહેનો! ઉઠો અને જ્યાંસુધી લક્ષ્યસિદ્ધિએ ન પહોંચો ત્યાંસુધી લગારે જંપો નહિ.

## "ચન્દા"

( લેખકઃ-**રામનાથ શર્મા "કમલેશ"** '**વિશ્વમિત્ર**' ના તા-૨૮-૬-૨૭ ના અંકમાંથી )

નૌકરી તિજારત કૃષી કે કર્મ કરિ દેખા, સારે રોજગારન કા ભાવ હુઆ મન્દા હૈ;
યાતે છોડિ કામ સારે ત્યાગિ કે આરામ બસ, સેવક સમાજ દેશ કા કહાયા બન્દા હૈ.
સેવા મેં લગા હૈ દેશપ્રેમ મેં પગા હૈ, જાતિ-ધર્મ મેં રંગા હૈ ખૂબ દૂસરા ન ધન્ધા હૈ;
ઔર કછુ ચાહતા નહીં કસમ ખુદા કી યાર! "કમલેશ" માંગતા ફ્કત એક ચન્દા હૈ.

## ગારત ભારત કી આરત

( લેખકઃ-**નારાયણદાસ ચતુર્વેદી, વિન્દયક્ષેત્ર**-'**વિશ્વમિત્ર**' ના તા-૨૮-૬-૨૫ ના અંકમાંથી )

અફ્સોસ! કિસી વક્ત થા ગુલજાર યે ભારત, અબ રોના નજર આ રહા જો, યાર એ ભારત.
અર્જુન વ ભીમ, કર્ણ, દ્રોણ, ભીષ્મપિતામહ, અભિમન્યુ સે વીરોં કા થા ભંડાર યે ભારત. ૧
થે ધર્મરાજ સે યહાં ધર્માત્મા મહીપ, ભગવાન કૃષ્ણ કા થા પ્રાણાધાર યે ભારત. ૨
નીતિજ્ઞ રામચંદ્ર સે સીતા સી પતિવ્રતા, ભાઇ ભરત સે પ્રેમ કા આગાર યે ભારત. ૩
આતે થે સીખને કો ગૈર મુલ્કસે યાં લોગ, સબ ઇલ્મો હુનર કા રહા ચટસાર યે ભારત. ૪
પરવા ન કિસીકી ભી કમી રખતા થા જરા, હર એક બસ્તુ કા થા ભંડાર યે ભારત. ૫
સબ દેશોં કા શિરતાજ થા કુછ થી કભી નહીં, યોં થા કભી બના ન ખાકસાર યે ભારત. ૬
હે કૃષ્ણ કર્મવીર કહાં હો બત આ તો-કબતક સહેગા ગૈરોં કી ફ્ટકાર યે ભારત. ૭
અબ કરકે કૃપા આઓ ફિર એક બાર 'નરાયણ', કબસે તુમ્હારી કરતા ઈન્તજાર યે ભારત. ૮

# બુદ્ધિમાન દેશભકતોપ્રત્યે એક ખાસ મહત્ત્વની સૂચના

( 'લોહાણા હિતેચ્છુ' તા. ૭-૭-૨૭ના અંકમાંથી સાભાર ઉદ્ધૃત )

એ કચ્છી લોહાણા બહાદુર શિવદાસભાઈ! તમને બારોટના અભિનંદનજ છે. તમારી જ્ઞાતિની લાજ રાખવાની ભક્તિ સર્વવિદિત છે. તમારી નાડીમાં શૂરવીરતાનાં લોહી ફરે છે, તમે વીર-રસના રસિયા છો, તમે જ્ઞાતિને શોભાવવા સારી રીતે સેવા કરો છો. એવાં કામ કરનાર શિવદાસભાઇને જ્ઞાતિ સાથે મીઠો સંબંધ જળવાઇ રહે એ જોઇને બારોટ રાજી થાય છે.

× × × ×

પણ શિવદાસભાઇ ! મુંબઇમાં મળેલા ડાયરામાં તમે હાજર હતા કે ? જો હાજર હો તો બારોટની મહુલી આગળ એક ભાઇ જે સૂચના કરી ગયા, એ સૂચના બારોટ તમારી આગળ મૂકે છે. એ સૂચના હિંદુવટ જાળવનારી ઉંચી સૂચના છે. તમે તો હિંદુવટ જીવતી રાખવા માટે કમરે ભેટ બાંધી છે, એટલે એ સૂચના જરૂર ઝીલજો, ઝીલીને અમલી બનાવજો.

× × × ×

સૂચના એવી છે કે, જે ચારણોએ મુંબઈમાં ડાયરો જમાવ્યો હોય એવા ચારણોની એક સંસ્થા સ્થાપવી. એવા ચારણોને એમાં પગારદારતરીકે રાખવા અને એ ચારણોનો સંઘ ગામડે ગામડે ફરે, ગામડે ગામડે ડાયરા જમાવી એમાં રામાયણ અને મહાભારતની વીરરસની કથાઓ કહે. જુઓ તો ખરા, તમે જે વીરરસને માટે આંખ લાલ કરો છો એવો વીરરસ સર્વ સ્થળે જામી જાય અને સૌની આંખ તમારા જેવી મર્દાનગીભરી લાલ થઇ જાય. અખતરો છે કરવા જેવો હો !

× × × ×

બારોટ તો માને છે કે એ માત્ર અખતરો નથી, પણ એક ખરી બીના છે. જો આવા ચારણોને રોકવામાં આવ્યા હોય તો જે હિંદુવટ સાચવવા માટે આજે હિંદે ભગીરથ પ્રયત્ન આદર્યો છે એ કાર્યનાં ખૂબ સંગીન પરિણામ આવે. દશ વક્તાઓનાં શૂરવીરતાવિષે ભાષણો થાય એને બદલે કવિ મેઘાણંદ જેવો એક ગઢવી જો મહાભારત અને રામાયણની શૂરવીરતાનો પ્રસંગ કહે તો લોકોને ઉભા કરી દે, એમાં બારોટને જરાય શંકા લાગતી નથી. ભાષણો કરતાં ગ્રામવર્ગ ઉપર વાર્તાઓ સારી અસર કરી શકે છે. શિવદાસભાઈ ! આ કામ (જરૂર) કરવા જેવું છે.

× × × ×

જો વિધવાઓમાટે શિવદાસભાઇનો એક મિત્ર હજારો રૂપિયા આપવાને તૈયાર હોય તો વિધવા થતી વીરતામાટે તો જરૂર હજારો રૂપિયા શિવદાસભાઇના મિત્રો આપેજ. ત્રણ ચારણોને પગારદારતરીકે રોકવા જેટલું ફંડ શિવદાસભાઇને કરવું, એ એક ચપટી વગાડે તેટલામાં થઇ જાય, એમ બારોટને લાગે છે.

× × × ×

બારોટ તો ઘણાંય ગામડાંમાં ફરે છે અને ગામડાંઓને ગોંદરે પ્રાતઃકાળે જ્યારે છાણના સુંડલા લઇને ઉભેલી કન્યાઓને જુએ છે, ત્યારે એને આ યુગના જુવાનીઆઓ યાદ આવે છે. શકુંતલા અને શીરીનની કલ્પનામાં ઉડતા યુવાનની ભવિષ્યની અર્ધાંગના છાણના સુંડલા ભરવા અહીં તહીં દોડે છે, એ વિચારજ તમને કઢંગો લાગતો નથી ? સંસ્કારભૂખ્યા કંઇક જુવાનોની જીંદગી બગડે એમાં બારોટને કંઈ નવાઇ લાગતી નથી.

× × × ×

તંદુરસ્તી હોય પણ સંસ્કાર ન હોય, શરીર ગોરૂં હોય પણ અક્કલનો છાંટો ન હોય, હાથ-પગ મજબૂત હોય પણ હૈયું કાચું હોય એવી છોકરીઓને પરણી પેલી શકુંતલા અને શીરીનની કલ્પનાવાળો જુવાન માથે પોક મૂકીને રૂએ તો એમાં જરાય આશ્ચર્ય પામવા જેવું નથી !

× × × ×

ધનાઢ્યો આ કન્યાઓને સંસ્કાર આપવા પોતે એ કન્યકાઓના પિતા બને તો કેટલું બધું પુણ્ય હાંસલ થાય ! એ કન્યકાઓની તંદુરસ્તી જળવાઇ રહે, એ કન્યકાઓની શરીરની કાંતિ કાયમ રહે પણ સાથે સાથે થોડું શિક્ષણ એ કન્યકાઓને મળે એ ઉદ્દેશથી ઠામઠામ કન્યા-

શિક્ષણની પાઠશાળા ખુલ્લી મૂકવાની જરૂર છે.

× × × ×

ખરી રીતે તો મહાજને આ વાત ઉપાડી લેવી જોઇએ. મહાજન એટલે માત્ર તકરારો પ વવાનું પંચ; એટલેજ અર્થ થતો હોય તો એ વાત તદ્દન ખોટી છે. મહાજને તો જ્ઞાતિ વિકાસનાં સર્વ સાધનો તૈયાર કરી આપવાં જોઇએ. જ્ઞાતિ કેમ ઉન્નતિને શિખરે પહોંચે તે વિચાર, એની યોજનાઓ અને એનો અમલી કાર્યક્રમ યોજવો એ મહાજનનું મુખ્ય કર્ત છે. સ્થળેસ્થળનાં મહાજનો કન્યાકેળવણીનો પ્રશ્ન હાથ ધરે એવું કોણ નહિ ઇચ્છે ?

× × × ×

જગતમાં એવા પણ પડયા છે કે જેઓ છોકરીઓને ભણાવવી એટલે એમાં એક પ્રકા મોટું નુકસાન માને છે. ભણેલી છોકરીઓ વરને છુપા કાગળો લખે, ભણેલી છોકરીઓ પિય દુઃખના સમાચાર મોકલે, આવી આવી દલીલો કરનારાઓનો દેશમાં તોટો નથી; પણ એ દલી પોકળ છે. ભણેલી સ્ત્રી દેશને, જ્ઞાતિને અને સમાજને તારી શકે છે. ભણવું એટલે માત્ર પરી ઓ પાસ કરવી એટલું ન સમજવું. ભણવું એટલે સંસ્કાર પ્રાપ્ત કરવા. એવી સંસ્કાર નારી કેળવણીનો પ્રબંધ જ્ઞાતિઓ કરે તો જરૂર ગૃહે ગૃહે દેવીઓના કલ્લોલ થાય. આજે તો ગૃહે શું થાય છે, એ સૌ કોઇ જાણે છે ?

× × × ×

તા૦ ૬૦—આ ભલામણ અગત્યની દેશસેવા બજાવનારા અને બજાવવા માગનારા સજ્જનને માટે સમજવાની છે. ભલામણ માત્ર આ એકજ નહિ પણ એવી ને એવી ઘ અગત્યની બીજી અનેક બાબતોમાટે કરી શકાય તેમ છે અને કરવી પણ છે; પણ એ તો બ રોકાણોમાંથી સમય મળવા ઉપર આધાર છે. દેશોન્નતિના ઘણા આબાદ આવા ઉપાયો દેશભકતોનું ધ્યાન અત્યારસુધી ન જાય, એ તે બુદ્ધિનું મોટુંજ ભોપાળું કે કુંડાળું હશે !

લી. મેલો-ઘેલો-ખાઉધરો-૪૦ અનેક અવગુણોનો સાગર **ભિક્ષુ-અખંડા**

---

# અછૂત ભી હૈં હરિ હી કે દુલારે

(લેખકઃ-**અલવરસ્થ** કવિ **જયદેવ**-"**વિશ્વમિત્ર**" ના તા-૨૮-૬-૨૭ ના અંકમાંથી)

**હૈં મતિમાન ગુણી બલવાન, સુજન સ્વકારજ સમ્પતિ વારે;**
**માનુષ હી કે સ્વભાવ પ્રભાવ, બનાવ નહીં વપુ કે કછુ ન્યારે.**
**ઈશ્વર કે સબ જાતિ સમાન હૈં, અંત્યજ ભક્ત અનેક ઉંધારે;**
**યાતે ઘૃણા કરનો નહીં યોગ્ય, અછૂત ભી હૈં હરિહી કે દુલારે.**

# સ્વામી વિવેકાનંદની ૨૫ મી સંવત્સરી

## દેવ કરતાં પણ દેશને વધારે ગણનાર સંત—
## વિશ્વવ્યાપકસંસ્કૃતિના ઉપદેશક—
## એમનાં કેટલાંક બોધવચનો

( લેખકઃ-**દેશભક્ત**-**'હિંદુસ્થાન'** તા–૪–૭–૨૭ ના અંકમાંથી )

ઘણાને ખબર પણ નહિ હશે કે આજથી બરાબર ૨૫ વર્ષ પહેલાં આજે હિંદુધર્મ અને હિંદી રાષ્ટ્રત્વનો કીર્તિધ્વજ યૂરોપ–અમેરિકા સુધી ઉરાડનાર અને ઉપનિષદ્ના અપૂર્વ તત્ત્વજ્ઞાનના ભંડારની પશ્ચિમને ઝાંખી કરાવનાર વીર વિવેકાનંદ સ્વર્ગે સીધાવ્યા હતા. સ્વામી વિવેકાનંદ ભગવાં વસ્ત્રધારી સંન્યાસી હતા; પરંતુ તેઓ આજના સાધુ સંન્યાસીઓ કરતાં જૂદી જાતના સંન્યાસી હતા. તેઓ વિશ્વવ્યાપક સંસ્કૃતિના સ્થાપક અને ઉપદેશક હતા. ધર્મના ઉપદેશદ્વારા તેમણે હિંદીઓના બુઝાઇ ગયેલા રાષ્ટ્રપ્રેમના અગ્નિને નવી આહુતિઓ આપીને સળગાવ્યો અને આજે રાષ્ટ્રવાદની જે જ્વલંત ભાવનાઓ હિંદમાં જાગી છે, તેમાં સ્વામી વિવેકાનંદનો હિસ્સો પણ જેવો તેવો નથી.× જ્યારે હિંદની સ્વતંત્રતાનો ઇતિહાસ આલેખાશે, ત્યારે સ્વામી વિવેકાનંદનું તેમાં અપૂર્વ સ્થાન રહેશે.

અત્યારે હિંદમાં ચારે તરફથી જાગ્રતિનું મોજું ફરી વળેલું છે, એટલે સ્વામી વિવેકાનંદના કાર્યની ભવ્યતા કોઈ સમજી શકે નહિ; પરંતુ તેમના કાર્યની મહત્તા સમજવાને તેમના કાર્યમાં દૃષ્ટિપાત કરવો જોઇએ. સ્વામી વિવેકાનંદના સમયનું હિંદ એટલે વિનંતિનો સમય અને એક રીતે કહીએ તો તે હિંદની રાષ્ટ્રીય ચળવળ પહેલાંનો કાળ. રાજદ્વારી આગેવાનો આપણી રાષ્ટ્રીય ચળવળની શરૂઆત બંગભંગના વખતથી આંકે છે; અને તે સમય ઇ. સ. ૧૯૦૫ ની સાલથી શરૂ થાય છે; જ્યારે સ્વામી વિવેકાનંદ ૧૯૦૨ માં જુલાઇની ચોથી તારીખે સ્વર્ગવાસી થયા, એટલે તેમના જીવનકાળમાં તો હિંદમાં રાષ્ટ્રીય જાગ્રતિ જેવું કાંઇજ નહોતું. પ્રજા સંકુચિત ધાર્મિક ભાવનામાં ડૂબેલી હતી. કેળવણીનો પ્રચાર જુજજાજ હતો. બ્રીટીશ સરકારના રાજતંત્રને સૌ સુવર્ણયુગની ઉપમા આપતા અને તે અમલ અમર તપે એવી અનેક શુભાશિષો ઉચ્ચારાતી. સ્વરાજ્યની ચળવળનું તો જરાયે નામ–નિશાન હતું નહિ. રાષ્ટ્રીય કૉંગ્રેસનો જન્મ થયો હતો ખરો, પરંતુ તેની બેઠકો એટલે કોઇ શાળા કે કૉલેજની ડીબેટીંગ સોસાયટી. તેમાં જે ભાષણો અને ઠરાવો થતા તે માત્ર પાર્લામેંટને વિનતિતરીકે હતા, જે કાંઇપણ ચળવળ ચાલતી હતી તે સામાજિક સુધારાની ચળવળ હતી.

તેવા નરમ અને ઠંડા વાતાવરણમાં સ્વામી વિવેકાનંદને પ્રખર રાષ્ટ્રવાદના મંત્રો હિંદીઓના કાનમાં ફુંકવાના હતા. વળી તે સ્વામી હોવાથી તેમની ગણના પણ તે વખતે બહુ થતી નહોતી; પણ તે વખતે એક બનાવ બન્યો, જેણે સ્વામી વિવેકાનંદની શક્તિઓનો પરચો બતાવ્યો અને ત્યારથીજ સ્વામી વિવેકાનંદની જ્વલંત દેશભક્તિ અને માતૃપ્રેમની ધગશ જોઇને હિંદીઓ અંજાયા. ઇ. સ. ૧૯૦૦ કે તેની આસપાસ શીકાંગોમાં દુનિયાના સર્વ ધર્મોની પરિષદ્ ભરવામાં આવી હતી. ત્યાં દરેક દેશમાંથી ધર્મના પ્રતિનિધિઓને બોલાવવામાં આવેલા. હિંદ તરફથી શ્રી મઝમુદાર અને બીજા આગેવાન ગયેલા. સ્વામી વિવેકાનંદને પ્રતિનિધિતરીકે આમંત્રણ નહોતું મળ્યું; પરંતુ તેનો પ્રભાવશાળી આત્મા એ પરિષદ્માં જઇને હિંદની ઝળકતી સંસ્કૃતિનો સંદેશ જગતને સુણાવવા તલસતો હતો; પરંતુ અમેરિકા શી રીતે જવું અને જાય તોપણ કોની સીફારસથી શીકાગો પરિષદ્માં દાખલ થવું, એ બધી પારાવાર મુશ્કેલીઓ વિવેકાનંદના માર્ગમાં ખડકની માફક ઉભી હતી; પરંતુ દેહ અને આત્માનાં બલિદાન આપનાર તપસ્વીઓને કયું કાર્ય અસાધ્ય હોય છે? સ્વામી

× અરે ! આવું તે શામાટે લખ્યું હશે ? આખા જગતભરનું મહાનપણું હોઈયાં કરવા ઈચ્છનાર હાલના કોઈ મહાન દેશભક્ત કે જે આવા આત્મા સંતોની પણ નિંદામાં મઝા માણે છે, તેમના જીવ તો આવું તેવું વાંચીને બસ બળીને કોયલા જેવાજ બની જવાના ! કેમકે પોતે કોના પાયા ઉપર ઉભો છે તેનું તો બાઈને ભાન પણ નહિ ! પ્રભુ એવાઓ પર દયા કરે એજ યાચના. **ભિક્ષુ-અખંડાનંદ**

વિવેકાનંદ એ બધી મુશ્કેલીઓને વટાવીને અમેરિકા ગયા અને શીકાગો પરિષદમાં પ્રેક્ષકત સ્થાન મેળવી શકયા. તેઓ આ બધી મુશ્કેલીઓમાં કેમ તરી ગયા અને તેમાં તેમને કેટલાં જો અને અગવડો વેઠવી પડી, એ ઇતિહાસ ઘણો રમુજી છતાં તે અસ્થાને હોઈ અત્રે તેનો ઉલ્ કરવામાં આવતો નથી. એટલુંજ કહેવું બસ થશે કે, તેમણે શીકાગોની પરિષદમાં હિંદુધર્મ બોલવાને ત્રણ મીનીટનો સમય મેળવ્યો; પરંતુ તેમની વકતૃત્વકળાની અજબ શૈલીથી તેમના જ્ઞાનભંડારથી તેમણે પશ્ચિમના લોકોને એવો તો મોહપાશ નાખ્યો કે ત્રણ મીનીટને ત્રણ કલાક ભાષણ કર્યું અને પરિષદના દિવસો પછી ભાષણોની પરંપરાથી અમેરિકાને તેમણે કર્યું. આજે અમેરિકા અને યૂરોપમાં તેમના અનેક અનુયાયીઓ છે. વિવેકાનંદની આ કૃતે તેમણે હિંદનું ગૌરવ વધાર્યું અને ત્યારપછીજ હિંદમાટે પશ્ચિમના દેશોને નવીન માન નવીન ગૌરવની ભાવના જાગી.

પરંતુ સ્વામી વિવેકાનંદનો હેતુ હિંદની ગૌરવતા વધારીને બેસી રહેવાનો નહોતો. તેમને નવીન સંસ્કૃતિની સ્થાપના કરવી હતી અને સાથે સાથે હિંદીઓના સૂતેલા રાષ્ટ્રવાદને જગ હતો; એટલે તેમણે હિંદમાં પણ ભાષણો, લેખો અને પુસ્તકોદ્વારા ઉપદેશ આપવા માંડયો; જો કે તેમનો આશય રાજકીય જાગ્રતિનો નહોતો–કારણ કે તે વખતે રાજકીય ચળવળ જેવું નહોતું–છતાં દેશાભિમાન જાગ્રત કરવાને તેમણે અનેક ઉપદેશો કર્યા છે. હિંદીઓને તેમનો શા સંદેશો એ હતો કે, "**उत्तिष्ठत जाग्रत प्राप्यवरान्निबोधत**" આ એકજ મંત્રમાં તેમની દે ભિમાનની લાગણી સ્પષ્ટ થાય છે. હિંદની જાગ્રતિમાટે તેમણે એક સ્થળે ઉપદેશ આપતાં જણ છે કે, "**જ્યારે હિંદનાં અનેક સ્ત્રીપુરુષો સર્વ ઇચ્છાઓ અને વૈભવોને છોડીને તેગ દુઃખી થતા લાખો દેશબંધુઓની સેવા કરવાને જીવન સમર્પણ કરશે ત્યારે હિંદ જાગ્રત થ** આવતાં પચાસ વર્ષસુધી આપણે એકજ મંત્રની ધૂન મચાવવી પડશે કે, "ભારત હમારા દેશ હૈ તે સમય દરમ્યાન બીજા દેવ–દેવીઓને તમારા મગજમાંથી વિસારી દો. " ભારત " એજ આ પ્રજાનો મહાન પ્રભુ છે. ભારતના વિરાટ સ્વરૂપને મૂકીને બીજા મિથ્યા અને અચોક્કસ દેવોની રાધના કરવા ભારતવાસીઓ શામાટે જાય છે? **હિંદીઓ ભારતની પૂજા કરી શકશે, ત્યાં બીજા દેવોની પૂજા કરવાને તેઓ લાયક થશે;** માટે હિંદના સંતાન ! તું શૂરવીર બન ! હિંદી છે, તે માટે અભિમાન ધર અને દુનિયાને અભિમાનથી જાહેર કર કે, હું હિંદી છું. હિંદી મારો ભાઈ છે; પછી તે અભણ હો, ભીખારી હો, બ્રાહ્મણ હો કે ભંગી હો; છતાં મારો ભાઇ છે. એ ભાવના કેળવ અને તેનો પ્રચાર કર; તથા **દેશને ખાતર એક લંગ પહેરીને ભારતને અને જગતને એવો સંદેશો સુણાવ કે હિંદી મારો ભાઇ છે, તે મ પ્રાણ છે, ભારત મારૂં સ્વર્ગ છે, ભારતની ભૂમિ મને પ્રાણથી પણ પ્રિય છે અને ભા ના શ્રેયમાંજ મારૂં શ્રેય સમાયું છે.**"

આ મહામંત્રો આજે ૨૫ વર્ષ પછી પણ કેટલા સત્ય અને ઉપયોગી છે! દેશાભિમાન માતૃપ્રેમ તેમના વાકયે વાકયે નીતરી રહ્યો છે; અને આજે જ્યારે હિંદુ અને મુસલમાનો કોમીવા ઝનુનથી એકબીજાનાં ગળાં કાપી રહ્યા છે તથા રાષ્ટ્રીય ભાવનાને કલંક લગાડી રહ્યા છે, તે વ બધાજ ધર્મોને અને દેવોને છોડીને ભારતનેજ પરમ પ્રભુ ગણીને તેની આરાધના કરવાનો દરેક જણે હિંદનાજ સંતાન હોવાની ભાવના કેળવવાનો સ્વામી વિવેકાનંદનો આ ઉ પોતાના જીવનમાં ઉતારવો કેટલો જરૂરી છે? **આજે જો દરેક હિંદી સ્વામી વિવેકા કરેલા ઉપદેશનું પ્રખર વ્રત લઇને ભારતની સેવા કરવાને બહાર પડે તો સ્વરાજ્ય અસ કેમ બને? વંદન હો એ ભારતની મહાન વિભૂતિને કે જેણે ભારતનું ગૌરવ જગ માં વધાર્યું છે.**

# મહારાની દુર્ગાવતી કા પ્રોત્સાહન

( લેખકઃ—શ્રીયુત રામવચન દ્વિવેદી 'અરવિન્દ'–" હિંદુપંચ " ના એક અંકમાંથી )

ગઢામણ્ડલા થા ક્ષત્રિય કા, સુખદ મનોરમ રાજ્ય વિશાલ;
સભી ભાંતિ સંતુષ્ટ પ્રજા થી, લોગ સભી થે માલામાલ.
અકબર કી સેના ને જાકર, તહસ–નહસ કર દિયા તમામ;
તબ રાની બોલી વાચકવર! વીરોચિત યહ વચન લલામ. ૧
"માતૃભૂમિપર સંકટ અબ હૈ, પડા અહો ક્ષત્રિય–સંતાન!
અસ્ત્ર–શસ્ત્ર સે સજ્જિત હોકર, ઉઠો યુદ્ધ–હિત કરો પ્રયાન.
કાયરતા કી બાતેં છોડો, છોડો વનિતાઓં સી બાન;
દિખલા દો અરિગણ્કો વીરો! અપના ગૌરવ, અપની શાન. ૨
" યાદ કરો ચાણક્ય–વીરતા, નાશ કિયા જો નંદ વિરાટ;
પરશુરામ કા વહ કુઠાર જો, ધરા પાટ દી ક્ષત્રિય કાટ.
ચક્રવ્યૂહ કે બીચ યુવકવર, અર્જુનસુત કા સુભગ વિહાર;
ભીષ્મ પિતામહ કી કઠોરતા, ઔર ભીમ કા ગદા–પ્રહાર. ૩
"આઓ રણ–કંકણ તુમ બાંધો, ચલો યુદ્ધ કા ધરકર સાજ;
અગર નહીં ચૂડી ખનકાઓ, પહનો સબ સાડી તુમ આજ.
બેટી–બહન હરી જાતી હૈં, આતી નહીં જરા ભી લાજ;
હૃદય–હીન ઐસે હિંદુપર, હે ઈશ્વર! ગિર જાવે ગાજ. ૪
" ધાયેં-ધાયેં બંદૂક–નાદ હો, છપ–છપ શબ્દ કરે તલવાર;
તનમેં જા કટાર ' ગપ ' બોલે, તેગા—ભાલે કા હો વાર.
બાજા બજે જુઝાઊ રણ મેં, હોવે સુખદ શંખ કા નાદ;
લગેં યુદ્ધ મેં યોદ્ધાગણ અબ, 'માઁ દુર્ગે' કા કર જય–વાદ. ૫
"હૈ સબકી રગ–રગ મેં અબ ભી, ખૌલ રહા ક્ષત્રિયકા ખૂન;
દશોં–દિશાઓં મેં વીરો! હૈ, ગૂઁજ રહી રણભેરી–ધ્રૂન.
કાયરતા કો દૂર ભગાઓ, સ્વાભિમાન કી છેડો તાન;
સાહસ અબ અપને મેં લાઓ, કરો ઓજમય હૃદય મહાન. ૬
"દૌડ ધર્મકી વેદીપર બલિદાન ચઢાઓ અપના શીસ;
કર્મવીર 'અરવિંદ' બનો અબ માતા કી તુમ હર લો ટીસ.
દહલ ઉઠે દિલ દાનવગણ્ કા, હોવે રણ–ચંડી કા નાચ;
ઉથલ–પુથલ મચ જાવે જગ મેં, બઢે યુદ્ધ કી અવિચલ આઁચ."*

---

* શ્રી કેશરવાની–હિંદી–પુસ્તકાલય, ગયા કે ચતુર્થ વાર્ષિકોત્સવ મેં પઠિત તથા રૌપ્ય–પદક સે પુરસ્કૃત.

# તક્ષશિલાનું પ્રાચીન વિદ્યાપીઠ×

( લેખકઃ–રતિલાલ મોહનલાલ ત્રિવેદી, વૈશાખ-૧૯૮૩ ના "વસંત" માંથી )

'એન્સાઈક્લોપીડીઆ બ્રિટાનિકા' જેવા ગ્રંથમાં લખ્યું છે કે, હિંદના ઇતિહાસમાં કો કાળે હિંદદેશ વિદ્યાના સંસ્કારથી રહિત નહોતો. દેવનાગરી લિપિનું મૂળ પ્રાચીનતામાં લુપ્ત થ છે. શિલાલેખ, તામ્રપટ અને તાડપત્રપરના લેખો તથા ઉત્તરકાળમાં કાગળના વિશાળ ઉત્પાદ (મેન્યુફેક્ચર)પરથી જણાય છે કે, હિંદમાં સામાન્ય કેળવણી હતી; એટલુંજ નહિ પણ લખવા કળાનો પણ એ દેશમાં સર્વસાધારણ પ્રચાર હતો. વળી પુરાતનતા અને બુદ્ધિની સૂક્ષ્મતા બ્રાહ્મણોએ સાચવેલું હિંદનું સાહિત્ય અપ્રતિમ છે. રાજ્યોની અનેક ઉથલપાથલો છતાં ગામડાં શિષ્ટવર્ગોને માતૃભાષાદ્વારા અતિસરળ પ્રકારનું શિક્ષણ સર્વકાળે આપવામાં આવ્યું છે. કાશી અ નદીઆનાં સરસ્વતીમંદિરો, એથેન્સ અને ઍલેક્ઝાન્ડ્રિયાનાં વિદ્યાલયોનું સ્મરણ કરાવે છે; અને ગણિત શિક્ષણ હૉરેસે વર્ણવેલી રોમની કેળવણીનું સ્વરૂપ સંભારી આપે છે.

આપણા દેશમાં અતિપ્રાચીન કાળથી તે અઢારમી સદીના મધ્યભાગસુધી સાહિત્ય અ કલાનો અદ્‌ભુત સ્રોત વહ્યા કર્યો છે. 'યુનિવર્સિટી એ વિદ્વજ્જનોનું મંડળ હોવી જોઇએ' ન્યુમેને બાંધેલું લક્ષણ તક્ષશિલા, નાલન્દા અને વિક્રમશિલા જેવાં પ્રાચીન વિદ્યાપીઠોને સુયો રીતે લાગુ પડે છે. તક્ષશિલાના મહાન વિદ્યાપીઠનું વર્ણન કરવાનો આ લેખનો હેતુ છે. રાવ પીંડીની વાયવ્યમાં એકવીસ માઇલને અંતરે વિદ્યાનું આ સુપ્રસિદ્ધ કેંદ્રસ્થાન આવેલું હ હમણાંજ તક્ષશિલાનાં પૌરાતનિક અવશેષો સર જૉન માર્શલના પ્રયાસથી બહાર કાઢવા આવ્યાં છે. એક અત્યંત મનોહર ખીણમાં ટેકરીઓની વચ્ચે તક્ષશિલા નગર હતું. પૂર્વે મ એશિયા અને પશ્ચિમ એશિયાને હિંદ સાથે જોડનાર મહાન વ્યાપારી માર્ગપર આ શહેર સ્થિતિ હતી. સીકંદરના સમયમાં તે અતિસમૃદ્ધ નગર હતું. નગરની વસ્તી ઘણી હતી. આ પાસનો પ્રદેશ ફળદ્રૂપ હતો. પ્રસિદ્ધ ચીનના પ્રવાસી હ્યુએનસંગે એ પ્રદેશની રમણીયતા ફળદ્રૂપતાનું વર્ણન કર્યું છે. ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં આ વિદ્યાપીઠની ખ્યાતિ સર્વત્ર પ્રસ હતી, એવાં પ્રમાણો આપણા પ્રાચીન ગ્રંથોમાં છે. મહાભારતમાં તક્ષશિલાના એક શિક્ષા ધૌમ્યનો ઉલ્લેખ છે.

સમકાલીન જીવનની સ્થિતિનું પ્રતિબિંબ બૌદ્ધ જાતકોમાં પડેલું છે. વિદ્યા અને સંસ્ રિતાના વાતાવરણથી કેટલાંક જાતકો ભરપૂર છે. ખાસ કરીને તત્કાલીન કેળવણીની પદ્ધ અને વ્યવસ્થાવિષે આ ગ્રંથો ખૂબ પ્રકાશ પાડે છે.

કાશીના એક રાજાને બ્રહ્મદત્ત નામે પુત્ર હતો. જૂના વખતમાં પોતાની પડોશમાં કે પ્રસિદ્ધ વિદ્યાગુરુ હોય, તથાપિ રાજકુમારોની કેળવણીની પરિપૂર્ણતામાટે રાજાઓ તેમને દૂર દેશ મોકલતા. આમ કરવામાં એમનો હેતુ એ હતો કે, કુમારોનું અભિમાન ગળી જાય, ટાઢત વેઠતાં શીખે અને જગતના વ્યવહારથી પરિચિત થાય. કાશીરાજે પણ સોળ વર્ષના બ્રહ્મદ પોતાની પાસે બોલાવ્યો અને એક તળિયાવાળા ચંપલની જોડ, પાંદડાંની એક છત્રી અને હજાર દામ આપીને તેને કહ્યું:–'પુત્ર! તક્ષશિલા જા અને ત્યાં અભ્યાસ કરી આવ.'

રાજકુમારે પિતાની આજ્ઞા માથે ચઢાવી. માતા-પિતાને વંદન કરીને યોગ્ય સમયમાં ત શિલા પહોંચ્યો. ત્યાં તેણે આચાર્યના નિવાસની તપાસ કરી અને અધ્યયન પૂરૂં થયા પ પોતાના ગૃહના દ્વાર પાસે આચાર્ય આમતેમ આંટા મારતા હતા ત્યાં તે જઇ પહોંચ આચાર્યને જોતાંવેંતજ કુમારે ચંપલ કાઢી નાખ્યાં, છત્રી બંધ કરી અને પ્રણામ કરી ગુ સમક્ષ શાંતિથી ઉભો રહ્યો. કુમાર થાકી ગયો છે, એમ વિચારી ગુરુએ તેનું તત્કાલ સ્વા કર્યું. કુમારે ભોજન કર્યું અને થોડીવાર આરામ લીધો. પછી તે ગુરુ પાસે પાછો આવ્યો અદબ વાળી એમની સમીપ ઉભો.

'તમે ક્યાંથી આવો છો?'

× હસ્તલિખિત 'અંજલિ' માંનો મારો લેખ થોડોક ફેરફાર કરીને પ્રસિદ્ધ કરેલો છે. (લેખ

'કાશીથી.'

'કોના પુત્ર છો?'

'કાશીરાજનો પુત્ર છું.'

'અહીંઆં કેમ આવવું થયું છે?'

'અધ્યયનાર્થે આવ્યો છું.'

'વારૂ, તમે કાંઈ રકમ સાથે લાવ્યા છો કે અધ્યયનના બદલામાં મારી પરિચર્યા કરવા ઇચ્છો છો?'

'જી, હું મારી સાથે રકમ લાવ્યો છું.'

આમ કહીને બ્રહ્મદત્તે ગુરુસમક્ષ એક હજાર દામની કોથળી મૂકી.

આ અવતરણ ઉપરથી તે સમયની કેળવણીનાં મુખ્ય તત્ત્વોનો આપણને પરિચય થાય છે.

તક્ષશિલા વિદ્યાનું સુવિખ્યાત સ્થાન હતું. હિંદુસ્તાનના જૂદા જૂદા અને દૂર દૂરના ભાગોમાંથી વિદ્યાર્થીઓ ત્યાં અભ્યાસ કરવા આવતા. રાજગૃહ, મિથિલા, ઉજ્જયિની, કોસલ અને મધ્યપ્રાંતમાંથી તો ત્યાં વિદ્યાર્થીઓ ઉભરાતા. તક્ષશિલાની પ્રસિદ્ધિ ત્યાંના અધ્યાપકોને લીધે હતી. તેઓ 'જગપ્રસિદ્ધ' કહેવાતા; કારણકે પોતપોતાના વિષયમાં તેઓ નિષ્ણાત અને પ્રમાણભૂત ગણાતા. દેશનાં વિવિધ વિદ્યાલયો તક્ષશિલાના વિદ્યાપીઠની સાથે જોડાયેલાં હતાં.

વિદ્યાનો આરંભ કરવામાટે નહિ પણ વિદ્યા પરિપૂર્ણ કરવામાટે વિદ્યાર્થીઓ તક્ષશિલા જતા. સામાન્ય રીતે ત્યાં જવાને માટે સોળ વર્ષની ઉંમર યોગ્ય ગણાતી. સાધારણ નિયમ એવો હતો કે, શિષ્યોએ અધ્યાપકોને પરિપૂર્ણ કેળવણીના બદલામાં એકહજાર દામ આપવા પડતા. જો રોકડ રકમ ન આપી શકાય તો વિદ્યાર્થીએ ગુરુની સેવા કરવાની હતી. આવા ઘણા વિદ્યાર્થીઓ દિવસે કાષ્ઠસંચય ઇત્યાદિ ગુરુનું કામ કરતા અને રાત્રે જ્ઞાન મેળવતા. કેટલીકવાર કોઇ ગરીબ વિદ્યાર્થી પોતાનો બધો સમય અધ્યયનમાં ગાળતો અને તેથી ગુરુની સેવા કે બીજું કામ કરી શકતો નહોતો. આવી બાબતમાં પોતાની કેળવણી પૂરી કર્યા પછી ફીની રકમ આપવાનું વિદ્યાર્થી વચન આપતો. તક્ષશિલામાં વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી એક બ્રાહ્મણ વિદ્યાર્થીએ ગંગાની પારના પ્રદેશમાં યાચના કરીને ગુરુદક્ષિણા આપી. અતિદરિદ્ર વિદ્યાર્થીઓને માટે દાનવીરો તેમનું ખર્ચ પૂરૂં કરતા. કેટલીકવાર પરોપકારી ગૃહસ્થોને ત્યાં શિષ્યમંડળસહિત અધ્યાપકોને ભોજનનું નિમંત્રણ થતું. કોઇ કોઇ વાર આખા વિદ્યાલયને માટે ક્રમવાર ભોજન આગળથી નિર્મિત થતું.

કેટલાક વિદ્યાર્થીઓને રાજ્ય તરફથી શિષ્યવૃત્તિઓ મળતી. ઘણુંખરૂં આવા વિદ્યાર્થીઓને કેળવણી લેવા માટે પોતપોતાના દેશના રાજકુમારોના સાથીઓતરીકે મોકલવામાં આવતા. કાશી અને રાજગૃહના રાજકુમારો સાથે રાજગુરુના પુત્રોને તક્ષશિલામાં મોકલ્યા હતા, એમ જાતકોમાં ઉલ્લેખ છે. કેવળ ઉચ્ચ કેળવણી માટે રાજ્ય તરફથી રાજ્યના ખર્ચે વિદ્યાર્થીઓ મોકલવામાં આવતા એવા પણ ઘણા દાખલાઓ મળી આવે છે. કાશીના એક બ્રાહ્મણના પુત્રને ધનુર્વિદ્યામાં પ્રવીણતા મેળવવા માટે રાજાએ જાતે તેને તક્ષશિલા મોકલ્યો હતો.

અધ્યાપનની ફી ખર્ચના પ્રમાણમાં ઘણી ઓછી લેવાતી. વિદ્યાર્થીને ખાવાપીવાનું તથા રહેવાનું મફત મળતું અને તે ઉપરાંત અન્ય જરૂરીઆતો પણ પૂરી પાડવામાં આવતી. કેટલાક વિદ્યાર્થીઓ અધ્યાપકો સાથે એકજ ગૃહમાં રહેતા અને કેટલાક નગરમાં સ્વતંત્ર મકાન રાખીને વિદ્યાપીઠમાં શિક્ષણ લેવા જતા. કેટલાક પરણેલા વિદ્યાર્થીઓ પોતાની સ્ત્રીસહિત સ્વતંત્ર ઘર રાખીને રહેતા અને દિવસે વિદ્યાલયમાં અભ્યાસ કરતા.

ઓછામાં ઓછા પાંચસો વિદ્યાર્થીઓને એક અધ્યાપક ભણાવતો. અનેક વર્ગના અને વર્ણના વિદ્યાર્થીઓ તક્ષશિલામાં ભેગા થતા; તેમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયોનું પ્રમાણ વધારે રહેતું. દૂર દેશાવરથી રાજકુમારો અને શ્રીમંતના પુત્રો અધ્યયન કરવા અત્રે આવતા. વ્યાપારીઓ, દરજીઓ અને માછીમારના પુત્રોનો પણ છાત્રવૃંદમાં સમાવેશ થતો. માત્ર ચાંડાલોને દાખલ કરવામાં નહોતા આવતા. પોતાના જન્મનું દુર્ભાગ્ય વિચારીને બે ચાંડાલ–કુમારો પોતાની જાતિ છુપાવીને,

બ્રાહ્મણ વિદ્યાર્થીઓનો વેષ ધારણ કરીને તક્ષશિલા ગયા અને ત્યાંના એક પ્રસિદ્ધ અધ્યાપક પાસે તેઓએ અભ્યાસ કર્યો. એકે તો અભ્યાસમાં સફળતા સંપાદન કરી, પણ એકવાર કોઇ ગ્રામવાસીએ વિદ્યાલયમાં ભોજન આપ્યું હતું ત્યાં અજાણતાં ચાંડાલની બોલીમાં બંને વાતચિત કરતા પકડાઇ ગયા અને પરિણામે તેમને વિદ્યાપીઠમાંથી દૂર કરવામાં આવ્યા.

ચાંડાલસિવાય બધી જાતિઓને અધ્યયન કરાવવામાં આવતું, એ આપણે જોયું. બધી જાતિઓ વંશપરંપરાના ધંધાને માટે તૈયારી કરતી એવું ખાસ નહોતું. કેટલાક બ્રાહ્મણો જાદુનો અભ્યાસ કરતા અને કેટલાક ધનુર્વિદ્યામાં પ્રાવીણ્ય મેળવતા. કોઈ બ્રાહ્મણ વિજ્ઞાન શીખતો અને કોઇ વેદત્રયી તથા અઢાર કલાનો અભ્યાસ કરતો. બધા પ્રકારના અને બધી સ્થિતિના યુવાનો વિદ્યાના ઉપાર્જનમાં નાત-જાતના ભેદો ભૂલાવી દેતા. રાજકુમારો અને શ્રીમંતના પુત્રો, વ્યાપારીઓ અને દરજીઓ, પોતાની ફી ન આપી શકે તેવા ગરીબ વિદ્યાર્થીઓ-સર્વે-સમાનતાથી પરસ્પર વર્તતા. એકજ વિદ્યાલય અને વિદ્યાગુરુના શિષ્યોતરીકે બંધુભાવની ગાંઠથી તેઓ બંધાતા. પ્રામાણિક શ્રમનું ગૌરવ તેઓ સ્વીકારતા હતા. ગરીબ વિદ્યાર્થીઓને સેવકની પેઠે સેવા કરવી પડતી; પરંતુ ઉચ્ચ વર્ગના વિદ્યાર્થીઓની સાથે તેઓ સમાનતાના ધોરણે રહી શકતા. વળી વિદ્યાલયમાં સાદાઇ અને નિયમનનાં કેટલાંક ધોરણો ઉપર ભાર મૂકવામાં આવતો, તેથી બધા ભેદ આપોઆપ દૂર થઇ જતા.

આપણે ઉપર જોઈ ગયા કે, કાશીના રાજકુમારને એના પિતાએ માત્ર એક ચંપલની જોડ, પાંદડાંની છત્રી અને એકહજાર દામ આપ્યાં હતાં. એમાંથી પોતાના ખાનગી ખર્ચમાટે દસ્તામ તે એક પાઇ પણ વાપરી શકે તેમ નહોતું. આ પ્રમાણે એક રાજકુમાર એક નિર્ધન મનુષ્ય તરીકે વિદ્યાલયમાં પ્રવેશ કરે છે. કાશીના રાજકુમાર જુંહની વાત પણ કાંઇક આવીજ છે. એક વખત અંધારામાં અથડાવાથી એનાથી એક બ્રાહ્મણનું ભિક્ષાનું કમંડળ ભાગી ગયું. એના બદલામાં એક ટંકના ભોજનની કિંમત આપવાનું એ બ્રાહ્મણે એને કહ્યું, ત્યારે રાજકુમારે ઉત્તર વાળ્યોઃ-'અત્યારે હું ભોજનની કિંમત આપી શકું તેમ નથી. હું કાશીના રાજાનો પુત્ર છું, માટે જ્યારે હું મારા રાજ્યમાં પાછો જાઉં ત્યારે તું મારી પાસે આવજે.' આ ઉપરથી જણાય છે કે રાજાના પુત્રો પણ વિદ્યાલયમાં પોતાની પાસે દ્રવ્ય રાખી શકતા નહિ. વળી રાજપુત્ર અપરાધ કરે તો સામાન્ય વિદ્યાર્થીના જેટલોજ તેને દંડ થતો.

વિદ્યાર્થીઓને સાદો ખોરાક આપવામાં આવતો. ચોખાની ઘેંશ નાસ્તામાં અપાતી. ભોજનના નિમંત્રણોમાં શેરડી, ગોળ, દહીં અને દૂધ પીરસાતાં. બીજી રીતે પણ વિદ્યાર્થીનું જીવન આકરૂં હતું.

આ અનેકરંગી છાત્રોનાં વિદ્યાલયો ઉપરાંત તક્ષશિલામાં બ્રાહ્મણ કે ક્ષત્રિયના વિશિષ્ટ વર્ગને માટે પણ વિદ્યાલયો હતાં. કોઇ ગુરુને ત્યાં પાંચસો બ્રાહ્મણ-વિદ્યાર્થીઓજ હોય તો કોઇ ત્યાં માત્ર ક્ષત્રિયોજ હોય.

પાંચસો વિદ્યાર્થીઓને એકીસાથે શિક્ષણ આપવું, એ એક ગુરુને માટે અવશ્ય ઘણું કઠણ હતું. ઉંચા વર્ગના વિદ્યાર્થીઓ ગુરુને શિક્ષણકાર્યમાં ખાસ સહાયતા આપતા. કેટલીક વાર વિદ્યાગુરુ પોતેજ 'વડા વિદ્યાર્થી'ને પોતાની ગેરહાજરીમાં પોતાનું કામ સંભાળવાનું કહેતા. તક્ષશિલાના એક વિદ્યાગુરુ એકવાર કાંઇ કામને માટે કાશી ગયા અને વડા વિદ્યાર્થીને કહેતા ગયા કે, 'પુત્ર હું બહારગામ જાઉં છું; મારી ગેરહાજરીમાં આ શિષ્યોનું શિક્ષણ તારે સંભાળવાનું છે.' આ પ્રમાણે આ મોટા વિદ્યાર્થીઓ અધ્યાપકના કાર્યમાટે તુરતજ લાયક બનતા.

હમેશાં વિદ્યાલયોમાં રાત્રે અને દિવસે જૂદે જૂદે સમયે ઘણા વર્ગો લેવાતા. વિદ્યાર્થીઓને અનુકૂળ આવે એવા સમયો ગોઠવી અધ્યાપન થતું. ગરીબ વિદ્યાર્થીઓ જેઓ દિવસે પરિચર્યામાં રોકાતા તેઓ ગુરુઓ પાસે રાત્રે ભણતા. રાજકુમાર જુંહ અધ્યાપક પાસેથી શિક્ષણ લઇ મોડી રાત્રે અંધારામાં પોતાને ઘેર પાછો ફર્યો હતો. જે જે વિદ્યાર્થીઓ ફી આપીને ભણતા તેમ જ્યેષ્ઠપુત્રસમાન ગણવામાં આવતા અને જ્યારે તેઓ ઇચ્છે ત્યારે તેમને શીખવવામાં આવતું.

હવે આપણે તક્ષશિલાના અભ્યાસક્રમ ઉપર આવીએ. જાતકોમાં વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, તક્ષશિલામાં વેદત્રયી અને અષ્ટાદશ કલામાં કેળવણી પરિપૂર્ણ કરવાને વિદ્યાર્થીઓ

આવતા. કેટલીકવાર વેદ અથવા કલાઓ એમાંથી એક વિદ્યાર્થીઓ પસંદ કરતા.

જાતકના સમયમાં અથર્વવેદનો સામાન્ય કેળવણીમાં સમાવેશ કરવામાં આવતો નહિ. વેદ કંઠે કરવા પડતા. તક્ષશિલાના ગુરુઓના મુખેથી પાંચસો વિદ્યાર્થીઓ વેદાધ્યયન કરતા. તક્ષશિલાનાં કેટલાંક વિદ્યાલયોમાં હસ્તિશિક્ષા, મૃગયા, ધનુર્વિદ્યા, આયુર્વેદ વગેરે શીખવવામાં આવતાં. આમાંથી એક વિદ્યામાં ઘણા વિદ્યાર્થીઓ નિષ્ણાત થતા.

પ્રત્યેક વિષયનું શાસ્ત્રીય તેમજ વ્યવહારોપયોગી જ્ઞાન આપવામાં આવતું. ગુરુની દેખરેખ નીચે આયુર્વેદનો અભ્યાસ કરાવવામાં આવતો. તક્ષશિલામાં વનસ્પતિનું જ્ઞાન સંપાદન કરવામાટે પ્રત્યેક છોડના ગુણો વૈદ્યક દૃષ્ટિથી તપાસવા પડતા. બીજા વિષયોમાં વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી વ્યાવહારિક જ્ઞાન મેળવવાને વિદ્યાર્થીઓ પ્રવાસ કરતા. એક બ્રાહ્મણ વિદ્યાર્થીએ તક્ષશિલામાં ધનુર્વિદ્યામાં નિપુણતા પ્રાપ્ત કર્યા પછી પોતાની કળાના વ્યવહારૂ ઉપયોગને માટે છેક આંધ્રદેશ સુધી પ્રવાસ કર્યો. મગધનો રાજપુત્ર, તક્ષશિલામાં બધી કળાઓનું જ્ઞાન પ્રાપ્ત કરીને વ્યાવહારિક જ્ઞાનાર્થે ગામેગામ ફર્યો. કેટલાક તો સ્થાનિક રીતરિવાજો સમજવાના હેતુથી પ્રવાસ કરતા. શિક્ષણ પૂરું કરીને વ્યાપારીના બે પુત્રો અને એક દરજીનો પુત્ર ગામડાંના રીતરિવાજ જાણવાને માટે પ્રવાસે ગયા. કોસલનો રાજકુમાર વેદ અને કળાઓનું સાંગોપાંગ અધ્યયન કર્યા પછી વ્યવહારોપયોગી જ્ઞાન મેળવવાને દેશપરદેશ વિચર્યો.

આ પ્રમાણે આ સમયની કેળવણીનું અગત્યનું સ્વરૂપ એ હતું કે, સ્નાતક અથવા નિષ્ણાત થયા પછી જૂદા જૂદા દેશના રીતરિવાજ, મનુષ્યસ્વભાવ ઇત્યાદિ પારખવાને વિદ્યાર્થી પ્રવાસે જતો. આથી એની દૃષ્ટિ વિશાળ બનતી અને જીવનને માટે એ બહુ સારી રીતે તૈયાર થતો.

તક્ષશિલામાં આયુર્વેદની ઉત્તમોત્તમ કૉલેજ હતી. પ્રસિદ્ધ વૈદ્ય જીવક ત્યાંના વિદ્યાર્થી હતા. વળી ધર્મશાસ્ત્રનું પણ અહીંઆં સરસ જ્ઞાન અપાતું. તક્ષશિલાની 'લશ્કરી શાળાઓ' કાંઇ ઓછી પ્રસિદ્ધ નહોતી. એવી એક શાળા તો હિંદના એકસોત્રણ વિદ્યાર્થીઓને શિક્ષણ આપ્યાનું વાસ્તવિક અભિમાન લેતી.

મધ્યકાલીન હિંદમાં જે ઉચ્ચ પદ નાલંદાનું હતું, તેવુંજ ઉન્નત સ્થાન પ્રાચીન હિંદમાં તક્ષશિલાનું હોય એમ જણાય છે; પરંતુ આ મહાન વિદ્યાપીઠનો નાશ અત્યંત સ્વચ્છંદી અને નિર્દય રીતે કરવામાં આવ્યો. ઇ. સ. ૪૫૦ થી ૫૦૦ સુધીમાં જંગલી હૂણ લોકોએ તક્ષશિલાના વિદ્યાપીઠનો વિનાશ કર્યો.×

# પ્રભુપ્રાર્થના

( "વિશ્વમિત્ર" ના એક અંકમાંથી )

**ભારતના લોક મોહસિંધુમાં નિમગ્ન થયા, દઇ ગીતાજ્ઞાન તેને દુઃખથી છોડાવજો;**
**પાપીઓથી પૃથ્વી છે પૂર્ણ પરાધીન બની, પ્રાણીઓની વિષમ વિભિન્નતા હઠાવજો.**
**ભૂલી પંથ ભટકી રહ્યા છે બધા ભારતીઓ, સત્વર સુમાર્ગ કર્મયોગનો બતાવજો;**
**દિવ્ય દર્શાવે જ્યોતિ મુક્તિની બતાવી યુક્તિ, દાસની સુણીને રાડ, વાર ન લગાવજો.**

× આ લેખ લખવામાં નીચેનાં સાધનોનો છુટથી ઉપયોગ કર્યો છેઃ-

૧ ડૉ. ઍની બેસંટનું 'ઇંડિયન એજ્યુકેશન–પાસ્ટ એન્ડ પ્રેઝન્ટ.'

૨ પ્રૉ. રાધાકુમુદ મુકર્જીનો વિશ્વભારતી, ઑક્ટોબર, ૧૯૨૩માંનો 'ઇંડિયન એજ્યુકેશન ફ્રૉમ ધી જાતકસ' નામનો લેખ.

# પાણીના અનુભવી ઉપાયો

(લેખક-પં. મહાવીરપ્રસાદ શર્મા વૈદ્ય. "કૈલાસ"ના તા. ૨૮-૩-૨૭ના અંકમાંથી)

**अप्स्वन्तर मृतमप्सु भेषजम् । अप्सु सोमो अब्रवीदन्तर्विश्वानिभेषजा ॥ आपः प्रणीत भेषजं वरूथ्य तन्वे ममः । शं न आपो, धन्यया, शंमुसन्त्वनप्याः ॥ शं नः खनित्रया आपः शंमुयाः कुम्भ अमृताः । शिवा नः सन्तु वार्षिकी ॥ ( वेद )**

અર્થાત્-જળમાં અમૃત છે, જળ ઔષધિ છે, જળમાં સૌ ઔષધો છે. હે જળ! તું અમારા શરીરમાં રોગ નિવારનાર ઔષધિરૂપ થાઓ. અમને મરુભૂમિ તથા અનુપદેશનું જળ હિતકારક થાઓ. કૂવાનું જળ, ઘડામાં ભરેલું જળ સુખદાયક થાઓ. વરસાદનું જળ કલ્યાણદાયક હો. વગેરે.

પણ આજ જળ કોઇ જગાએ અમૃત અને કોઈ જગાએ ઝેરનું કામ કરે છે. જુઓ, ગોસાંઇજીએ પણ એ વિષે કેવું લખ્યું છે કેઃ-

**ગ્રહ ભેષજ જલ પવનપટ, પાય કુયોગ સુયોગ;**
**હોત કુવસ્તુ સુવસ્તુ જગ, લખહિં સુલચ્છન લોગ.**

**पयः कीलालममृतं जीवनं भुवनं वनम् ।** ( **अमरकोशः** )

અમૃત અને જીવન વગેરે શબ્દો યોગ્યજ છે.

ગંગા, ત્રિવેણી વગેરેમાં સ્નાન કરવાનો મહિમા ઘણોજ છે; કેમકે ત્યાંનાં પાણીમાં અનેક ગુણ રહેલા હોય છે. તેમાં સ્નાન કરવાથી અથવા બીજા કોઇ પ્રવાહોમાં સ્નાન કરવાથી રોગ નાશ પામે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે! લૂઇ કોટનીની જળચિકિત્સા-કટિસ્નાન અને બાષ્પ વગેરેનાં સ્નાનથી રોગ નાબુદ થવાનું મૂળકારણ એજ છે. નીચે લખેલા પ્રયોગો કેવળ જળદ્વારા સિદ્ધ થાય છે. તે ઘણાજ ઉપકારક, આશ્ચર્યકારક તથા અદ્ભુત પરિણામ આપનારા અને અનેકવાર અનુભવાયલા છે. તે નીચે પ્રમાણેઃ-

(૧) જે માણસ હમેશાં ત્રણ વાર ઠંડા પાણીથી કોગળા કરે છે, મુખ ધુએ છે, આંખોએ પાણી છાંટે છે અને શુદ્ધ જળમાં આંખો ઉઘાડે છે, તેને આંખનાં દર્દો કદી થતાં નથી.

(૨) ભોજન બાદ ભીના હાથ એકબીજા સાથે ઘસીને આંખોએ લગાવવાથી આંખોમાં અંધારાં આવતાં નથી.

(૩) જે માણસ સૂર્યોદય પહેલાં અર્થાત્ ઉષઃકાળમાં આઠ અંજલિ શીતળ જળ પીએ છે, તે વાતપિત્તાદિ રોગો ઉપર જય મેળવી દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરે છે.

(૪) પ્રાતઃકાળે જળ સુંઘવાથી વાળ ધોળા થવા, સળેખમ, સ્વરભંગ, ખાંસી અને શોષરોગ નાબુદ થાય છે તથા આંખોનું તેજ વધે છે.

(૫) સૂતી વખતે પગ ધોઇને સૂવાથી ઉંઘ સારી આવે છે, આંખોનું તેજ વધે છે અને ખરાબ સ્વપ્નો આવતાં નથી.

(૬) પ્રાતઃકાળમાં લોટે લોટે પાણી રેડી સ્નાન કરવાથી રૂપ, તેજ, બળ, બુદ્ધિ, પવિત્રતા, યશ, મેધાશક્તિ, આયુષ્ય અને આરોગ્યની વૃદ્ધિ થાય છે. મળવૃદ્ધિ અને ખરાબ સ્વપ્નનો નાશ થાય છે.

(૭) વહેતા પાણીમાં સ્નાન કરતી વખતે અંડકોષો ધોવાથી કેટલાક માણસોનો અંડવૃદ્ધનો રોગ મટી ગયો છે.

(૮) સાપના ઝેર અને અફીણના ઝેરમાં રોગીમાં ચેતન ના આવે ત્યાંસુધી માથા ઉપર ઘડેઘડા પાણી રેડવું. આથી ચમત્કારિક લાભ થાય છે.

(૯) પૈત્તિક (પિત્તથી થયેલા) ઉન્માદના રોગીને ૧૦૮ ઘડા પાણીથી સ્નાન કરાવવું ઘણુંજ ફાયદાકારક છે.

(૧૦) અગ્નિ ઉપર ઉકાળીને ¾ ભાગનું પાણી રહે તે પીવાથી પિત્ત, અર્ધું રાખીને પીવાથી કફ અને ચોથા ભાગનું રહે તેટલું ઉકાળેલું પાણી પીવાથી વાતરોગનું શમન થાય છે.

(૧૧) બત્રીસ દીપક (કોડીયાં) પાણીને ઉકાળીને તેમાંથી એક કોડીઆ જેટલું પાણી બાકી રહે તે પાણી સહેજ ગરમ ગરમ કેટલીક વાર જરૂર પ્રમાણે પાવાથી ભયંકર સન્નિપાત જ્વરમાં અવશ્ય ફાયદો થાય છે.

(૧૨) કફ અથવા લોહી સૂકાઇ જવાથી કે રોકાઇ જવાથી થયેલી આધાશીશી કોઇપણ

પ્રકારે મટતી નથી, તે ઉપર પ્રાતઃકાળમાં નાકવાટે થોડું થોડું પાણી પીવાનો અભ્યાસ પાડવાથી હમેશમાટે સારૂં થઇ જાય છે.

(૧૩) પ્રાતઃકાળમાં નાકવાટે પાણી પીવાથી શળેખમ મટી જાય છે.

(૧૪) અત્યંત વ્યાયામ કરવાથી શરીરમાં ગરમી ઘણી વધી ગઇ હોય તો તરતાં તરતાં કેટલોક વખત હંમેશાં સ્નાન કરવાથી તે શાંત થઇ જાય છે.

(૧૫) પગે ચાલવાની મુસાફરીમાં કેટલેક અંતરે પાણીથી પગ ધોતા રહેવાથી મુસાફરીનો તાપ અને થાક બહુ જણાતો નથી.

(૧૬) પાણીમાં બેસીને બસ્તીપ્રદેશને ઘસી ઘસીને ધોતા રહેવાથી બસ્તિપ્રદેશના કેટલાય રોગ નાબુદ થાય છે.

(૧૭) દાંતના દુખાવામાં વહેતા પાણીમાં (જેમકે યમુનાજળમાં) વારંવાર કોગળા કરવાથી અને આંગળીવડે ધીમે ધીમે ખૂબ ઘસવાથી અવાળાં ફૂલવાં તથા બીજા રોગો નાબુદ થાય છે.

# વિધવા આશ્રમ (આર્ય્યસમાજ) કાશી

(વૈશાખ-૧૯૮૩ ના "ગૃહલક્ષ્મી"ના અંકમાંથી)

૩ વર્ષ હુએ કાશી કી આર્યસમાજ ને એક વિધવા આશ્રમ સ્થાપિત કિયા થા. સ્થાપિત હોતે સમય ઇસમેં કેવલ ૪ વિધવાએં થીં. રૂપયે કી તંગી ઔર કાર્યકર્તાઓં કી કમી હોને પર ભી ઇસ આશ્રમ ને આશ્ચર્યજનક ઉન્નતિ કી હૈ. યદ્યપિ ઇસ આશ્રમ કા નામ વિધવા આશ્રમ હૈ પર ઇસમેં પ્રત્યેક અસહાય નારી કી રક્ષા કી વ્યવસ્થા કી જાતી હૈ. ૧ લી દિસમ્બર સન ૧૯૨૫સે ૩૦ નવમ્બર સન ૧૯૨૬ તક પ્રવિષ્ટ હુઇ સ્ત્રિયોં કી સંખ્યા વિધવા ૧૦૩, સધવા ૩૬, કુમારી ૫, કુલ સંખ્યા ૧૪૪ હૈ.

પાઠક દેખેં કિ વિધવાઓં કે અલાવા ૩૬ સધવાએં ઔર ૫ કુમારિયોં ભી અનાથાવસ્થા મેં ઇસ આશ્રમ મેં પહુંચી હૈં. આશ્રમ કે તૃતીય વાર્ષિક વિવરણ સે પતા ચલતા હૈ કિ યે સધવાએં ઔર કુમારિકાયેં અધિકતર અપને સંબંધી લોગોં સે હી બલાત્કારપૂર્વક ભ્રષ્ટ કી ગઇ હૈં, ઔર ભેદ ખુલને પર ઘર સે નિકાલ દી ગઇ હૈં. વિધવાઓં કે પતિત હોને મેં ભી સંબંધી લોગોં કા હી અધિક હાથ રહા હૈ. જબ ઘર કે હી લોગ અપને આશ્રય મેં પડી હુઇ અસહાય વિધવાઓં પર પાશવિક અત્યાચાર કરને લગેં તો ઉનકી રક્ષા કૌન કરે? ઇન વિધવાઓં ને જો અપની આત્મકથાએં છપવાઇ હૈં ઉનકો પઢ કર રોંગટે ખડે હો જાતે હૈં. કિસી પર સસુર ને, કિસી પર જેઠ ને, કિસી પર મામા ને ઔર કિસી પર દેવર ને બલાત્કાર કિયા હૈ. સમઝ મેં નહીં આતા કિ ઐસે લોગોં કો ભેદ ખુલને પર વિધવાઓં કો ઘર સે બાહર કર દેને કા ઔર વિધવાવિવાહ કે વિરુદ્ધ આવાજ ઉઠાને કા કયા હક્ક હૈ! ઇસ આશ્રમને ૬૦ વિધવાઓં કે વિવાહ કરાયે હૈ. ૪ કો નૌકરી દિલાઇ હૈ. ૪૩ ગર્ભવતી વિધવાએં લી હૈં. આશ્રમ મેં ૩૩ બચ્ચે પૈદા હુએ હૈં. યદિ યહ આશ્રમ ન હોતા તો યે બચ્ચે જન્મતે હી મૌત કે મુંહ મેં ચલે જાતે.

ઇસ આશ્રમ કા કાર્ય્ય બહુત સંતોષજનક ઔર સુચારુ રૂપ સે ચલતા હુઆ નજર આતા હૈ. પ્રત્યેક ભાઇબહિન કો ઇસ આશ્રમ કી સહાયતા કરની ચાહીએ.

**સૂચના:**-ગુજરાતકાઠિયાવાડમાં પણ સ્ત્રીજાતિપર આવી દુષ્ટતા ચાલે છે, તે વર્તમાનપત્રોમાં આવતી હકીકતો કહી આપે છે. કાશી તો આવ્યું હિંદના હૃદયપ્રદેશમાં, એટલે આવા પ્રસંગોમાં સાચા હૃદયથી સેવા કરનારા આશ્રમો નીકળે તેમાં આશ્ચર્ય નથી. ગુજરાત તો આવ્યો મળપ્રદેશમાં, એટલે આ તરફના લોકો તો ધનપ્રાપ્તિ ને પોલી કીર્તિમાટે કોઇ વળી ઉપર ઉપરથી મોટાં મોટાં નામધારી આશ્રમના બડેખાં બને તો બને. બાકી અંદરથી કોને પડી હોય કે આવી તેવી સેવાઓ પાછળ સમય અને ધનનો છૂટથી ઉપયોગ કરે! ઝાંખું સ્મરણ છે કે, કેટલાક આર્યસમાજી બંધુઓ આ તરફ પણ એવો યત્ન કરી રહ્યા છે. શ્રીહરિ તેમને અધિકાધિક ઉત્સાહ, આયુષ્ય અને સફળતા આપો.

લી૦ ભિક્ષુ—અખંડાનંદ

# જ્ઞાનના દીપક પ્રગટાવો.

( "દલિતકોમ" ના તા. ૭-૧૨-૨૬ ના અંકમાંથી )

આજ આપણે કટોકટીના જમાનામાંથી પસાર થઇએ છીએ. આથી કરીને આજથી ત્રણ-ચાર જમાના પહેલાં આપણે જે જાતની જીંદગી ગુજારતા, તે જાતની જીંદગી ગુજારવાથી આપણું કામ નહિ ચાલી શકે. આપણે પ્રજાઓ અને સામ્રાજ્યોની ચઢતી અને પડતી નિહાળી છે. જપાનના ઉત્થાન અને વિકાસ તમે જોયા. અર્ધી સદી પહેલાંનું જપાન કેવું હતું તે તમે જાણ્યું છે. તેણે પોતાના આળસને દૂર ફેંકી દીધું, નમાલાપણાને હઠાવી દીધું અને આજ તે પ્રજાસંઘની વચમાં જઈ ખડું છે. તે પ્રગતિ અને કીર્તિના માર્ગ ઉપર આગળ ધપી રહ્યું છે; અને આપણે જમાનાઓ થયાં ઉંઘમાં પડયા છીએ. એ ઉંઘમાં ને ઉંઘમાં આપણે પાછળ પડતા ગયા છીએ.

બ્રિટિશ હિંદમાં આપણી આજની હાલત કાજે રાજકર્તાવર્ગને માથે સઘળો દોષ ઢાલવવામાં આવે છે; પણ તેજ વખતે આપણે એક બાબત ભૂલીએ છીએ. એ બાબત એ છે કે, આપણે ફરજ ચૂકયા છીએ; અને આ ભૂલનો દોષ બીજાને માથે ઢોળવાના બહાનાની સગવડ આપણે શોધી કાઢી છે, પણ માતૃભૂમિના સાચા પુત્રતરીકેની આપણી ફરજ જો આપણે અદા ન કરીએ તો રાજકર્તા ગમે તેટલો ભલો હોય તોય શું કરી શકવાનો ?

સમસ્ત હિંદી પ્રજાનો એકજ ધર્મ છે. એ ધર્મ તે રાષ્ટ્રધર્મ, માતૃભૂમિપ્રત્યે અનન્ય પ્રેમધર્મ. રૂસો-જપાનીસ યુદ્ધસમયે જપાનની પ્રજા એજ પ્રેમધર્મથી ઘેલી બની હતી. દેશની ભૂમિપ્રત્યેના એ અનન્ય પ્રેમને કારણે એ યુદ્ધમાં કેટલીક માતાઓએ આપઘાત કરવાનું બહેતર માન્યું હતું; કારણ તેમનાં બાળકો લડાઇના કાયદાની રૂએ સૈન્યમાં ભરતી થઇ શકયાં ન હતાં. જપાનીસ માતાઓનો એ અપૂર્વ જુસ્સો હતો. રાજપૂત વીરત્વના દિવસોમાં આપણા દેશમાં પણ એવી માતાઓ હતી અને અત્યારે પણ ફાંસીને લાકડે લટકતા પોતાના પુત્રને જોઇ હસનારી કોઈ કોઈ માતાઓ હયાત છે. પોતાની જાત-પેટની પૂજાને સ્થાને રાષ્ટ્રપૂજાની સ્થાપના કરવી પડશે. એ તત્ત્વ જ્યારે આપણી માતાઓ સમજશે, ત્યારે તે ક્ષણ આપણા દેશના ઇતિહાસમાં નોંધવાલાયક પળ લેખાશે. તમારા દેશપ્રત્યેનો તમારો પહેલો ધર્મ એ છે કે, તમે તમારી માતાઓ, બહેનો, સ્ત્રીઓ અને પુત્રોને સમજાવો કે વિશ્વવિદ્યાલયનું શિક્ષણ પામી બહાર આવવામાં સરકારી કે ખાનગી ગુલામી કરવા કરતાં કોઇ ઑરજ હેતુ રહેલો છે. તમારાં બાળકોને સ્નાતક બન્યા પછી વકીલાત કાજે ધકેલતા નહિ. રાષ્ટ્રની શક્તિના ગર્વનો ખ્યાલ રાખજો. આપણો દેશ વકીલોથી ઉભરાય છે. આજ આપણે દેશભરમાં કામ કરનારાઓની જરૂરત છે. આજ દેશના ખૂણે ખૂણામાં, ગામડે ગામડે, દૂર દૂરના ઝુંપડે ઝુંપડે, એ અજ્ઞાનના અંધકારમાં પડેલાં હરેક સ્થાનમાં જ્ઞાનનો દીપક પ્રગટાવવાની જરૂરત છે.

આપણા દેશના વાનપ્રસ્થ થયેલા અમલદારો પણ દેશકાર્યમાં સારી સેવા બજાવી શકે; પણ હાલ તો તેઓ પણ નોકરીપરથી ઉતર્યા પછી નકામો સમય બરબાદ કરે છે. આ અમલદારોમાંના કેટલાક તો પોતાના અમલદરમ્યાન "સ્વદેશ"-વિલાયતયાત્રા કરવા પાછળ હજારો રૂપીઆ ખર્ચી કાઢે છે. આ હજારો રૂપીઆમાંથી જો તેઓ થોડી પણ રકમ તેમના આ દેશવાસી અજ્ઞાન ભાઇઓને કેળવણી આપવા પાછળ ખર્ચે તોય દેશપ્રત્યે અગણિત સેવા બજાવી શકે. તેઓ ભલે રાજકારણમાં ભાગ ન લે! પણ દેશની સામાજિક, આર્થિક કે ધાર્મિક સુધારણા કાજે તેમણે શું કર્યું છે ? "૦" તેઓ ગામડાંઓના પુનર્ગઠનની બાબતમાં લાંબી-ચૉડી વાતો ફેંકે છે.

આપણા કાર્યનું કેન્દ્ર ગામડાંઓ છે. કેળવાયલા વર્ગને કોઇ ને કોઇ દિવસ ગામડાંઓમાં પાછા જવુંજ પડશે, તો પછી આજેજ તે કામ શા સારૂ કરતા નથી ?

આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય

# પરપ્રાંતના યુવકોને શિક્ષક બનાવવાના ખાસ વર્ગ

## દેશનું યૌવન પ્રખર અને મજબૂત બનાવવાનો નિશ્ચય

( દૈનિક " **હિંદુસ્તાન** " ના એક અંકમાંથી )

અમરાવતીના " શ્રી હનુમાન વ્યાયામ પ્રસારક મંડળ " તરફથી " શારીરિક શિક્ષણવર્ગ "નો ૯૨૭ નો બહાર પડેલો હેવાલ અત્રે વિગત વાર આપવામાં આવ્યો છે. તે પ્રત્યે અમે ગુજ-ાતી યુવકોનું ખાસ ધ્યાન ખેંચી આવતા મે મહીનામાં આ વર્ગનો અવશ્ય લાભ લેવાની અતિ ાગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ. દેશભરમાં અંગબળ કેળવવા વ્યાયામ શાળાઓ સ્થાપન ી જોઇએ, એવી આ મંડળની ઉમેદ છે; અને તેથી તેઓ ઉપલો વર્ગ શરૂ કરી એક મહીના-ાંજ શિક્ષકો તૈયાર કરે છે. અમે આશા રાખીશું કે, આવતા ઉનાળામાં ગુજરાતના શહેરે .હેરમાંથી થોડા ઘણા પણ યુવાનો અમરાવતી જઇ આ વર્ગનો લાભ લેશે. **તંત્રી**

દેશના યુવાનવર્ગની શારીરિક ઉન્નતિ કરવાના હેતુથી સન ૧૯૧૪ માં અમરાવતીમાં શ્રી હનુમાન વ્યાયામ પ્રસારક મંડળ"ની સ્થાપના કરવામાં આવી હતી. આ મંડળ મારફતે ાલ એકલા વરાડ પ્રાંતમાંજ સો વ્યાયામશાળાઓ ચાલતી હોઈ તે સર્વેમાં મળી આશરે ત્રણ જાર યુવકો અંગબળ કેળવી રહ્યા છે. આ સો શાળામાંનું હનુમાન વ્યાયામ મંદિર મુખ્ય હોઇ ાંચસો યુવાનો તેનો લાભ લે છે; એટલુંજ નહિ પણ પૂના, નાગપુર, જબલપુર, મીરજ, હૈદ્રા-ાદ વગેરે જેવાં દૂરનાં સ્થળોએથી પણ કેટલાક વ્યાયામપ્રેમી યુવકો આવી અહીંથી તાલીમ .ળવી ગયા છે; અને પોતપોતાનાં શહેરોમાં વ્યાયામપ્રચાર કરી રહ્યા છે.

### મંડળના શિક્ષકવર્ગ

આજની સ્થિતિમાં દેશભરમાં વ્યાયામનો પ્રસાર થવો અત્યંત અગત્યનો છે; પણ તે માટે ાઇ બહારના શહેરમાં જઇ પાચ-છ વર્ષ સુધી રહીને તાલીમ મેળવવી અશકય થઇ પડવાથી ા મંડળે દરસાલ ઉનાળાના રજાના દિવસોમાં ખાસ શિક્ષકવર્ગ ખોલ્યા છે, જેમાં દોઢ મહીના-ાં શિક્ષક તૈયાર કરવામાં આવે છે.

પહેલે વર્ષે આ વર્ગનો માત્ર ૧૩ વિદ્યાર્થીઓએજ લાભ લીધો હતો; પણ છેલ્લાં ત્રણ-ાર વર્ષમાંજ આ સંખ્યા ૨૦૦ જેટલી વધી પડી અને છેલ્લા ઉનાળામાં તો મદ્રાસ, કર્નાટક, હારાષ્ટ્ર, પૂના, ગુજરાત, કાઠિયાવાડ, બીહાર, યુક્તપ્રાંત, ખાનદેશ જેવાં દૂરનાં શહેરોમાંથી ાફારસપત્રોસહ લગભગ ૩૫૦ યુવાનો તાલીમ મેળવવા આવી ચઢયા હતા; જેમાં હાઇસ્કૂલના ાસ્તરો, હેડમાસ્તરો, વકીલો, ડાકટરો, સ્કાઉટ કમીશ્નરો વગેરે પણ હતા. આથી " **नाट्यं भिन्न-रुचेर्जनस्य बहुधाप्यकं समाराधनम्** " એ કવિવર્ય કાલિદાસની ઉક્તિ આ વર્ગને બરાબર ાગુ પડે છે.

### લશ્કરી કેમ્પની શિસ્ત

આ વર્ગની રહેવાની તથા ખાવાની વ્યવસ્થા શ્રીમાન શેઠ પન્નાલાલજીના બંસીબાગમાં ગભગ ૧૫ તંબુ ઠોકી કરવામાં આવી હતી. આ તંબુઓને 'શિવાજીશિબિર' 'તાનાજીશિબિર' ગેરે નામો આપવામાં આવ્યાં હતાં. આથી કેમ જાણે લશ્કરી કેમ્પમાં આપણે ફરતા ન હોઇએ ેવો જોનારને ભાસ થયા વિના રહેતો નહિ. આ કેમ્પપર દેખરેખ રાખવા ચાર સુપરિન્ટેન્ડેન્ટો ાખવામાં આવ્યા હતા. રાત્રે પહેરો રાખવામાં આવતો. સુપરિન્ટેન્ડેન્ટની પરવાનગીસિવાય કેમ્પ-.હાર જવાની મનાઇ હોય છે. વાંચવામાટે સર્વે પ્રમુખ પત્રો રાખવામાં આવે છે. આ વર્ગનો .ાભ લેનાર મહેમાનોમાટે ૧૫૦ કાર્યકર્તાઓ કોઇપણ જાતની ધનિક અપેક્ષાવિના કામ કરતા હતા.

### કેમ્પનું કામકાજ

પ્રાતઃકાળે બરાબર પાંચ વાગે બ્યૂગલ થતાંની સાથેજ સર્વે યુવકોએ ઉઠીને પોતાના પ્રાતઃ-ાધિ આટોપી લઇ યુનિફૉર્મ ચઢાવીને પોણાછ વાગે મેદાનમાં હાજર થઈ જવું જોઇએ. બાદ .થમ રાષ્ટ્રીય ભાવવાહી પ્રાર્થનાઓ ગાવામાં આવે છે. તે પછી છ વાગ્યાથી અભ્યાસક્રમ શરૂ ઇ જાય છે. આખા શિક્ષણક્રમના ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે. પહેલા વર્ગના સાત વિભાગ

છે. સવારના ૬ થી ૯ાા સુધીમાં ચાર વિષય અને સાંજે પાા થી ૭ાા સુધીમાં ત્રણ વિષય; એમ તાલીમ આપવામાં આવે છે. સવારના ૧૦ થી ૧૨ દરમિયાન ન્હાઇ-ધોઇ જમણુ કરવાનું હોય છે. ૧૨ થી ૩ાા સુધીમાં આરામ, વાંચન, શીખી ગયેલા વિષયોની નોંધ અને ડાયરી લખવાની હોય છે. આમાં માનસિક પ્રગતિવિષે પણ લખવું પડે છે. ૩ાા થી ૪ાા ના કલાકમાં 'ફર્સ્ટ એઇડ' (તાત્કાલિક શુશ્રૂષા), પ્રકૃતિસ્વાસ્થ્ય, અંગબળ વગેરે વિષયોપર ભાષણો થતાં પાા થી ૯ સુધીમાં ભોજન પતાવી રાત્રે ૧૦ વાગે બ્યૂગલ થતાં આરામ કરવો એવો દૈનિક કાર્યક્રમ હતો. રવીવારે રજા આપવામાં આવતી, જ્યારે આજુબાજુનાં પ્રેક્ષણીય સ્થળો જોવા વિદ્યાર્થીઓને લઇ જવામાં આવતા.

### પહેલા વર્ગનો અભ્યાસક્રમ

પહેલા વર્ગના વિદ્યાર્થીઓને કુસ્તી, મલખંબ, લાઠી, સ્કાઉટીંગ, બેથાટી, યૌગિક વ્યાયામ, ભાલા, તલવાર, લેઝીમ, મગદળ, ડંબેલ્સ, એ શિક્ષણ આપવામાં આવે છે. બીજા વર્ગને ઉપલા ઉપરાંત જબીયા, દાંડપટો, ડબલ બાર એનું શિક્ષણ આપવામાં આવે છે; જ્યારે ત્રીજા વર્ગમાં આ વિષયોની વધુ તાલીમ એટલે લાઠીના હુમલા, મારામારી, ફરી ગદગા, પરશુના ઉપયોગ વગેરેની તાલીમ આપવામાં આવતી.

કેમ્પમાં દાખલ કરતાં પહેલાં દરેક ઇચ્છુકને દાક્તરો પાસેથી તપાસવામાં આવે છે; તેમજ વચ્ચે વચ્ચે મીજબાની, કેમ્પ-ફાયર જેવા પ્રસંગો ગોઠવવામાં આવે છે. આથી શિસ્તની કઠોરતા ન ભાસતાં વિવિધતા, નવીનતા અને મનોરંજકતાનો લાભ મેળવી વિદ્યાર્થી કદી કંટાળતા નથી.

એ રીતે એક મહીનાનો અભ્યાસક્રમ થતાં ત્રણ દિવસ તેની પુનરાવૃત્તિ (રિવિઝન) કરવામાં પસાર થાય છે. તે પછી પરીક્ષા લેવામાં આવે છે. ગઇ વખતે ૨૫૦ વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેઠા, જેમાંથી ત્રીજા વર્ગમાં ૧, બીજામાં ૧૭ અને પહેલામાં ૧૭૨ જણા પસાર થયા. તેમને અનુક્રમે વ્યાયામવિશારદ, વ્યાયામપટુ અને વ્યાયામપ્રવેશ એવાં પ્રશંસાપત્રો (સર્ટીફીકેટો) આપવામાં આવ્યાં હતાં.

× × × ×

ઉપર અમે ખાસ હેતુસર વિગતવાર માહીતી આપી છે, જે પરથી આ પ્રચંડ વ્યાયામ-પ્રચારનો પૂરેપૂરો ખ્યાલ વાચક મેળવી શકશે. ત્યાં પ્રાંતિક કે જાતીય ભેદ ન હોવાથી કોઇ પણ ગુજરાતી તેનો લાભ લઇ શકે છે. ગઈ સાલના વિદ્યાર્થીઓનાં અમે નામ મેળવી તપાસી જોયાં, જેમાં ગુજરાતીઓની સંખ્યા ઘણીજ ઓછી હતી. વાસ્તવિક પૈસેટકે ગુજરાત સમૃદ્ધ છે, એટલે અમરાવતી જવા-આવવાનું રેલ્વે ભાડું ખર્ચી શકે છે; પરંતુ આપણા ગુજરાતી યુવકોમાં અંગ-બળમાટે હજીય લાગણી પેદા થતી નથી, એ અતિશોચનીય છે. જે ગુજરાતી વ્યાપારાર્થે આખું જગત પાદાક્રાંત કરે છે, યુનિવર્સિટિની મોટી પદવીઓ (ડીગ્રી) મેળવે છે, તે શું ખરા હૃદયથી નિશ્ચય કરે તો મજબૂત ન બને? ગુજરાતના યુવકોએ હવે આ દિશામાં મનોનિગ્રહ કરી ઝંપલાવવું જોઇએ અને 'ગાંડી ગુજરાત' એવા અપમાનકારક શબ્દોથી બીજા લોકો સંબોધે છે તે સંબોધન પ્રત્યક્ષ કૃતિથી ધોઈ નાખવું જોઇએ.

---

## જગતમાં મિત્ર—રત્ન અણમૂલ!

(લેખક:—**જમનાદાસ નારાયણજી અઢિયા**—"**લોહાણાહિતેચ્છુ**" તા. ૭—૭—૨૭ ના અંકમાંથી)

મિત્ર—રત્ન અણમૂલ! જગતમાં મિત્ર—રત્ન અણમૂલ!
ઝળહળ જીવન—જ્યોત જગાવે! અજ્ઞ—તિમિરને શીઘ્ર હઠાવે!
વિચલિત—મનને સુપથ બતાવે! વિપદ્ કરી દે ચૂર! જગતમાં૦ ૧
સુખ સમૃદ્ધિનો પૂરો સાધક! અઘટિત ઘટનાઓનો બાધક!
જીવન—રણમાં પ્રબલ—સહાયક! અડગ ટકીલો શૂર! જગતમાં૦ ૨
રત્ન—સમો ઉજ્જવલ પવિત્ર એ! પ્રેમ—દયાનું રમ્ય—ચિત્ર એ!
ભવમાં ભાગ્યે મળે મિત્ર એ! સાચો, પ્રિય, અનુકૂલ! જગતમાં૦ ૩

# સર્વ દુઃખોની દવા અથવા માલવીઆ-સ્મૃતિ

("આર્યપ્રકાશ" ના તા. ૬-૬-૧૯૨૬ ના અંકમાંથી)

અનેક સામાજિક કુરૂઢિઓથી જર્જરિત થયેલ હિંદુધર્મના અશક્ત શરીરને બહારના હુમલાઓએ વધારે કમજોર બનાવી દીધું છે. આ દશા જોઇને હિંદદેવી રડી ઉઠી છે, પોતાના વહાલા બાળક હિંદુધર્મની રક્ષા થાય તે માટે સનાતનધર્મના નેતા પં. મદનમોહન માલવીઆને તે પૂછે છેઃ—

**ભારતદેવી**—હે નરશ્રેષ્ઠ! ભારતવર્ષ આર્યસંસ્કૃતિનો જૂનો પોષક છે—આર્યસંસ્કૃતિના સૂર્યનો અહીંથીજ ઉદય થાય છે. આજે આ સંસ્કૃતિ નાશ પામી રહી છે, ઠેરઠેર હિંદુમંદિરો તોડી નંખાય છે, ગુંડાઓ હિંદુ સ્ત્રીઓને ઉઠાવી લઇ જાય છે, હજારો લોકો પરધર્મી, ખ્રિસ્તિ અને મુસલમાન બને છે; હિંદુઓ અંદર અંદર લડી રહ્યા છે. આવી દશામાં હિંદુધર્મની રક્ષા અને તેના પ્રાણ કેમ બચે? તે કહો.

**માલવીઆ**—હૃદયદ્રાવક કરુણાપૂર્ણ સ્વરે કહે છે કે, આ દશાની ઔષધિ માતાજી! આ રહીઃ—

**संघे शक्तिः कलौ युगे ।**

અર્થાત્ કલિયુગમાં તો એકતામાંજ શક્તિ છે.

**[हि]ताय सर्वलोकानां निग्रहाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय प्रणम्य परमेश्वरम् ॥ १ ॥**
**[ग्रा]मे ग्रामे सभा कार्या ग्रामे ग्रामे कथा शुभा । पाठशाला मल्लशाला प्रतिपर्व महोत्सवः ॥२॥**

પરમેશ્વરને પ્રણામ કરીને પ્રાણિમાત્રના કલ્યાણને માટે, દુષ્ટોનું તાડન અને નિયમન કરવામાટે તથા ધર્મની સ્થાપનાને માટે ધર્માનુસાર સંગઠન—મિલાપ કરી ગામેગામે સભાઓ સ્થાપવી જોઇએ, ગામે ગામે કથા-ઉત્સવો બેસાડવા જોઇએ, પાઠશાળા અને મલ્લશાળાઓ ઉઘાડવી જોઇએ, દરેક પર્વોએ મહોત્સવો ઉજવવા જોઇએ. ૧-૨

**[अ]नाथाः विधवाः रक्ष्या मन्दिराणि तथा च गौः। धर्म्यं संघटनं कृत्वा देयं दानं च तद्धितम् ३**

સર્વેએ એકત્ર થઇને અનાથો, વિધવાઓ, મંદિરો અને ગાયોની રક્ષા કરવી જોઇએ અને તે માટે દાન આપવું. ૩

**[स्त्री]णां समादरः कार्यो दुःखितेषु दया तथा। अहिंसका न हन्तव्या आततायी वधार्हणः ॥४॥**

સ્ત્રીઓનું સન્માન કરવું જોઇએ; દુઃખીઓપર દયા રાખવી જોઇએ; અહિંસકોનું હનન કરવું નહિ; આતતાયીનો તો વધજ કરવો. (એટલે કે જે બીજાપર હુમલા કરતો નથી તેને મારવો નહિ; પરંતુ જે પાપી-દુષ્ટ હોય, સ્ત્રીઓપર અત્યાચાર કરતો હોય, અથવા પારકું ધન પચાવી પડતો હોય અને બીજાના ઘરને બાળી મૂકતો હોય તેનેજ મારવો. જો આવા લોકોને માર્યાવગર પોતાના અથવા બીજાના પ્રાણ કે ધન ન બચી શકતાં હોય તો તેમને મારી નાખવા એજ ધર્મ છે.) ૪

**[अ]भयं सत्यमस्तेयं ब्रह्मचर्यं धृतिः क्षमा । सेव्यं सदाऽमृतमिव स्त्रीभिश्च पुरुषैस्तथा ॥ ५ ॥**

સ્ત્રીઓ અને પુરુષોએ અભય, સત્ય, ચોરી ન કરવી, બ્રહ્મચર્ય, ધૃતિ અને ક્ષમાનું અમૃતની પેઠે સેવન કરવું જોઈએ. ૫

**[क]र्मणां फलमस्तीति विस्मर्तव्यं न जातु चित् । भवेत्पुनः पुनर्जन्म मोक्षस्तदनुसारतः ॥६॥**

સારાં કર્મોનું ફળ સારૂં અને નિંદ્ય કર્મોનું ફળ ખરાબ મળે છે, એ ન ભૂલવું જોઇએ. કર્મો પ્રમાણેજ પ્રાણીઓને વારંવાર જન્મ લેવા પડે છે અને તેજ પ્રમાણે મોક્ષ મળે છે. ૬

**[स्म]र्तव्यः सततं विष्णुः सर्वभूतेष्ववस्थितः । एक एवाऽद्वितीयो यः शोकपाप[ह]रः शिवः ॥७॥**
**[प]वित्राणां पवित्रम् यो मंगलानाञ्च मंगलम् । दैवतं देवतानां च लोकानां योऽव्ययः पिता ८**

ઘટઘટમાં રહેવાવાળા-સર્વવ્યાપક ઇશ્વરનું સદૈવ સ્મરણ કરવું જોઇએ, કે જેના સમાન બીજું કોઈ નથી, જે એક અદ્વિતીય છે અને દુઃખ તથા પાપને હરણ કરવાવાળો શિવ-

સ્વરૂપ છે, જે પવિત્રોમાં પવિત્ર છે, જે મંગલોમાં મંગલ છે, દેવતાઓનું દૈવત છે અને સર્વ બ્રહ્માંડનો અવિનાશિ પિતા છે. ૭,૮

सनातनीयः सामाजाः सिक्खाः जैनाश्च सौगताः। स्वे स्वे कर्मण्यभिरतः भावयेयुः परस्परम् ॥९॥

સનાતનધર્મી, આર્યસમાજી, બ્રહ્મસમાજી, શીખ, જૈન અને બૌદ્ધોએ પોતપોતાના ધર્મનું પાલન કરતાં કરતાં એકબીજાની સાથે પ્રેમભાવથી વર્તવું જોઇએ. ૯

विश्वासे दृढता स्वीये परनिन्दा विवर्जनम्। तितिक्षा मतभेदेषु प्राणिमात्रेषु मित्रता ॥१०॥

પોતાના ધર્મવિશ્વાસમાં દઢતા, બીજાઓની નિંદાનો ત્યાગ, મતભેદોમાં (પછી તે ભલે ધર્મસંબંધી કે સાંસારિક વિષયોસંબંધી હોય) સહનશીલતા અને પ્રાણિમાત્રમાં મિત્રતા રાખવી જોઈએ. ૧૦

'श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चाप्यवधार्यताम्। आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥११॥

આ ધર્મસર્વસ્વને સાંભળો, સાંભળી તે પ્રમાણે આચરણ કરો. જેવું આચરણ પોતા-પ્રત્યે થવાથી ગમે નહિ તેવું આચરણ તમે પણ બીજા પ્રત્યે કરશો નહિ. ૧૧

यदन्यैर्विहितं नेच्छेदात्मनः कर्म पूरुषः। न तत्परस्य दुःखं वा जानन्नप्रियमात्मनः ॥१२॥

જે આચરણને મનુષ્ય પોતામાટે ઇચ્છે નહિ, તેવું આચરણ તેણે અન્યપ્રત્યે પણ કરવું નહિ; કારણકે પોતાને ન રુચે તેવી વાત કોઇ કરે તો કેટલું દુઃખ થાય છે? ૧૨

न कदाचिद्बिभेत्वन्यान्न कंचन बिभीषयेत्। आर्यवृत्तिं समालंब्य जीवेत्सज्जन जीवनम् ॥१३॥

પોતે કોઈથી ન ડરે અને કોઇને ન ડરાવે. આર્યવૃત્તિનું અવલંબન કરીને સજ્જન પુરુષનું જીવન જીવે. ૧૩

सर्वे च सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः। सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखभाग भवेत्॥

સર્વ સુખી રહો, સર્વ નિરોગી રહો, સર્વનું કલ્યાણ હો, કોઇ દુઃખી ના હો. ૧૪

इत्युक्तलक्षणा प्राणिदुःखध्वंसनतत्पराः। दया बलवतां शोभा न त्याज्या धर्मचारिभिः।१५।

પ્રાણીઓનાં દુઃખ અને ચિંતા દૂર કરવામાં તત્પરા દયા એ બળવાનોની શોભા છે. એનો ત્યાગ યોગ્ય નથી. ૧૫

पारसीयैर्मुसल्मानैरीसाईयैयहूदोभिः। देशभक्तैः मिलित्वा च कार्या देश समुन्नतिः ॥१६॥

દેશોન્નતિનાં કામો દેશભક્ત પારસીઓ, મુસલમાનો, ખ્રિસ્તિઓ અને યાહુદીઓની સાથે મળીને કરવાં જોઇએ. ૧૬

पुण्योऽयं भारतो वर्षो हिंदुस्थानः प्रकीर्तितः। वरिष्ठः सर्व देशानां धनधर्मसुखप्रदः ॥ १७॥

આ પુણ્યરૂપ ભારતવર્ષ હિંદુસ્થાન નામથી પ્રસિદ્ધ છે, પવિત્ર છે. ધન, ધર્મ અને સુખને આપનારો આ દેશ સર્વ દેશોમાં ઉત્તમ છે. ૧૭

'गायंति देवाः किल गीतकानि धन्यास्तु ये भारतभूमि भागे।
स्वर्गापवर्गस्य च हेतुभूते भवान् भूयः पुरुषाः सुरत्वात्' ॥ १८॥

દેવતાઓ ગાય છે કે, જેમનો જન્મ આ ભારતભૂમિમાં થાય છે તેઓ ધન્ય છે, કે જ્યાં જન્મીને મનુષ્ય સ્વર્ગસુખ અને મોક્ષ બંને મેળવે છે. ૧૮

मातृभूमिः पितृभूमिः कर्मभूमिः सुजन्मनाम्। भक्तिमर्हति देशोऽयं सेव्यः प्राणैर्धनैरपि॥१९॥

આ અમારી માતૃભૂમિ છે, અમારી પિતૃભૂમિ છે, સુજન્માઓની કર્મભૂમિ છે. આ દેશની ખૂબ સેવા કરવી જોઇએ. પ્રાણો પાથરીને અને ધન ખર્ચીને એની સેવા કરવી જોઇએ. ૧૯

उत्तमः सर्वधर्माणां हिन्दू धर्मोऽयमुच्यते। रक्ष्यः प्रचारणीयश्च सर्वलोकहितैषिभिः ॥२०॥

સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ એવા આ ધર્મને હિંદુધર્મ કહે છે, સમગ્ર સંસારનું હિત ઇચ્છ-નારાઓએ આ ધર્મની ખૂબ રક્ષા અને પ્રચાર કરવો ઘટે છે. ૨૦

# વિધવાવિવાહ યોગ્ય છે કે અયોગ્ય ?

(લેખકઃ–મ૦ **મોહનદાસ કરમચંદ ગાંધી–'નવજીવન'** તા૦ ૧૦–૭–૨૭ ના અંકમાંથી)

અવિચારી માબાપે જેને બચપણમાં પરણાવી દીધી હતી, જેણે પતિને કદી જોયો કે ઓળખ્યો ન હતો તે બાળા 'વિધવા' થઈ એ બીનાને વિષે મેં મત આપ્યો હતો કે, તેનો વિવાહજ હું થયો ગણું નહિ; પણ વિવાહ થયો ગણાય કે નહિ એ ચર્ચા બાજુએ મેલીને તે બાળાને ફરી પરણાવવાનો માબાપનો ધર્મ છે. આ મારો અભિપ્રાય છાપે ચઢયો જોઇ એક સજ્જને મને લાંબો કાગળ હિંદીમાં લખ્યો છે તેની મતલબ આ છેઃ–

'જે કારણો તમે બાળવિધવાનાં પુનર્લગ્નને સારૂ યોજશો, તે બધાં બીજી વિધવાઓને લાગુ પાડી શકાશે; તો પછી તમે વિધવામાત્રના પુનર્વિવાહને ઉત્તેજન આપશો ? હું તો કહું છું કે, પુરુષોનાંજ પુનર્લગ્ન રોકવાં જોઇએ, ને વિધવાવિવાહની છૂટ તો નજ આપવી જોઇએ.

આવા પ્રકારની દલીલથી મનુષ્ય ઘણાં પાપ કરતો આવ્યો છે. ઉત્તરધ્રુવમાં જ્યાં બારે માસ બરફ જામેલો રહે છે, ત્યાં મનુષ્યને માંસાહાર કરવો પડે છે; તેથી અહીં ગરમીમાં પણ માંસ ખાવામાં દોષ નથી એવી દલીલ કરનારા માંસાહારીઓને હું ઓળખું છું.

જ્યાં ત્યાંથી પાપને પોષવાની વાત આપણને તુરત જડી આવે છે. પુરુષ પુનર્લગ્ન કરતો રોકાવાનો નથી, પણ એને આડે ધરીને વિધવાને ન્યાય ચૂકવવાનું મુલતવી રાખો. સ્વરાજ્યને સારૂ આપણને નાલાયક બનાવનાર કહે છે, 'લાયક બનો ને સ્વરાજ્ય લ્યો.' અસ્પૃશ્યને દબાવી તેની અધોગતિ કરનાર આપણે કહીએ છીએઃ 'અસ્પૃશ્યો સારા થાય ને ભલે આપણી સાથે ભળે.'

મનુષ્ય પોતાની પાસે ખોટા વાણિયાની જેમ બે ત્રાજવાં રાખે છે. એકથી લે છે અને બીજાથી દે છે. પોતાના પર્વત જેવડા દોષ રાઈના દાણા જેટલા ઝીણા જુએ છે ને બીજાના રાઇ જેટલા દોષને પર્વત જેવડા જુએ છે.

જો ન્યાયબુદ્ધિથી પુરુષ વિચારે તો જાણે કે, વિધવાને દબાવવાનો તેને અધિકાર નથી. બળાત્કારે પળાવેલું વૈધવ્ય ભૂષણ નથી, પણ દૂષણ છે. એ ગુપ્ત રોગ છે ને સંગપ્રસંગે ફૂટી નીકળે છે. ઉમ્મરે પહોંચેલી સ્ત્રી વિધવા થતાં ફરી પરણવાની ઇચ્છા સરખી ન કરે તે જગદ્વંદ્ય છે—તે ધર્મનો સ્તંભ છે; પણ જેને ફરી પરણવાની ઇચ્છા થઇ છે, ને જે સમાજના ભયથી કે કાયદાના અંકુશથી રોકાય છે, તે તો મનથી ફરી પરણી ચૂકી છે. તે વંદના કરવા લાયક નથી, તે દયાને પાત્ર છે ને તેને ફરી વિવાહ કરવાની છૂટ હોવી જોઇએ. પૂર્વે હતી. રૂઢિને વશ થઇને ઉંચ વર્ણના ગણાતા હિંદુઓએ આ ઐચ્છિક ધર્મને કાયદો કરી મેલી ધર્મમાં બળાત્કાર દાખલ કર્યો છે.

ન્યાય એમ કહે છે કે, જ્યાંલગી વિધુરને ફરી પરણવાનો હક્ક છે, ત્યાંલગી વિધવાને તેજ શરતે હોવોજ જોઇએ. સમાજની રક્ષાને સારૂ અમુક પ્રતિબંધોની આવશ્યકતા રહે છે. તે પ્રતિબંધ બન્ને વર્ગને સારૂ સરખા હોવા જોઇએ; ને તેમાં જેમ આખા સમજુ પુરુષવર્ગની તેમ સમજુ સ્ત્રીઓની સંમતિ હોવી જોઇએ.

બાળવિધવા અને બીજી વિધવા વચ્ચેનો ભેદ ભૂલાવો ન જોઇએ, બાળવિધવાને ફરી પરણાવી દેવાનો માબાપનો ને સમાજનો ધર્મ છે; પણ બીજી વિધવાને વિષે તેવો ધર્મ નથી. તેમની ઉપર તો અત્યારે રૂઢિનો કે કાનૂનનો જે બળાત્કાર છે, તે દૂર કરવાનીજ આવશ્યકતા છે. એટલે કે તેવી વિધવા બીજો વિવાહ કરવા ઇચ્છે તો તેને તેમ કરવાની છૂટ હોવી જોઇએ.

મોટી ઉમ્મરે પહોંચેલાં વિધુર કે વિધવાનાં પુનર્લગ્ન ઉપર તો કેવળ પ્રજામતનો અંકુશજ હોઇ શકે. અત્યારે તો પ્રજામત ઉલટી દિશામાં વહી રહ્યો છે; પણ જ્યાં ધર્મનું, મર્યાદાનું, સંયમનું પાલન વ્યાપક હોય, ત્યાં થોડાંજ સ્ત્રીપુરુષો મર્યાદાનું ઉલ્લંઘન કરશે. અત્યારે તો જે પાળે તેનો ધર્મ છે. સાઠ વર્ષના ધનિક બુઢ્ઢા દશ કે બાર વર્ષની કન્યાની સાથે ત્રીજો વિવાહ કરતાં શરમાતા નથી ને સમાજ તેને સાંખે છે; અને જ્યારે ગરીબ વીસ વર્ષની વિધવા સંયમ જાળવવાનો યત્ન કરતાં છતાં નથી જાળવી શકતી તેથી ફરી વિવાહ કરવા ઇચ્છે છે, ત્યારે સમાજ તેનો તિરસ્કાર કરે છે ! આ ધર્મ નહિ પણ અધર્મ છે.

આ બળાત્કારને, અધર્મને દૂર કરવાની સામે બીજા દેશોની અનીતિ ઈત્યાદિ ટાંકવાં નિરર્થક અને અપ્રસ્તુત છે. બાળવિધવાથી માંડીને બુઢ્ઢી વિધવાપર્યંત સૌ સતી સીતા જેવી પવિત્ર હોય તોપણ હું કહું કે, તેઓને ફરી પરણવાની ઈચ્છા થાય તો તેમને બળાત્કારે રોકવાનો કોઇને અધિકાર નથી. તેમને પ્રેમપૂર્વક સમજાવવાનું સમાજનું કામ છે, તેમને દબાવવાનો સમાજને અધિકાર નથી.

પોતાને વિષે જે ગજ આપણે વાપરીએ છીએ તે બીજાને વિષે વાપરતા થઇ જઇએ તો દુનિયાના ત્રણે તાપ ટળે, ને ધર્મની સંસ્થાપના ફરી એકવાર થાય.

## ઉદ્‌બોધન

(લેખકઃ-ઠા. અનુરૂપસિંહ 'અમર'-'વિશ્વમિત્ર' ના એક અંકમાંથી)

ઉઠો ! જાગો પુત્રો હમારે, હુએ કૈસે પ્રબલ હૈં રિપુ તુમ્હારે;
હમેં નિત પદ-દલિત વે કર રહે હૈં, કઠિન અતિશય હમેં દુઃખ દે રહે હૈં. ૧
અહહ તુમ પર હૈ કૈસી નિંદ છાયી, નહીં પડતા હૈ તુમ્હેં કુછ ભી દિખાયી;
તુમ્હારા ધન વિદેશી હર રહે હૈં, તુમ્હારે સાથ છલ નિત કર રહે હૈં. ૨
ગુલામી મેં પડે કબ તક રહોગે, કઠિન પારતંત્ર્ય-દુઃખ કબતક સહોગે;
ઉઠો બૈઠો જરા આંખેં તો ખોલો, કરોગે જગ મેં તુમ ભી કુછ તો બોલો. ૩
રહે પરતંત્ર જગમેં દેશ જિતને, સમ્હલતે જા રહે ઉનમેંસે કિતને;
જગે હૈં મિશ્ર, ટર્કી ઔર કાબુલ, હુઆ હૈ ચીન ભી જગનેકો વ્યાકુલ. ૪
મચી જાગૃતિ કી હલચલ વિશ્વભર મેં, હુઆ હૈ જાગરણ પ્રત્યેક ઘર મેં;
લગી હૈ કાંપને જાગૃતિ સે ધરણી, તજોગે નિંદ નહીં ક્યા કુંભકરણી? ૫
સુનો સ્વાતંત્ર્ય વીણા બજ રહી હૈ, ગુલામી એશિયા કો તજ રહી હૈ;
મૃદુલ ઉષા છટા નવ છા રહી હૈ, સ્વયં સ્વાધીનતા જનુ આ રહી હૈ. ૬
સભી સ્વાધીન હોંગે દેશ જગ કે, હટેંગે શૂલ નહીં ક્યા મેરે મગકે;
જગતકે લોગ જબ સબ જગ રહે હૈં, તો અવસર આપ યહ ક્યોં તજ રહે હૈં! ૭
ઉઠો પુત્રો ! નિશા વીતી હૈ કાલી, છાઇ ઉષા કી પ્રાચી દિશિ મેં લાલી;
કરો સ્વાધીનતા કા અબ તો સ્વાગત, સ્વયં જો આજ દેવી હૈ સમાગત. ૮
જરા સોચો તો મન મેં કૌન હો તુમ, નહીં ક્યા વીર વંશજ આર્ય હો તુમ!
તુમ્હીં સંતાન અર્જુન ભીષ્મ કે હો, તુમ્હીં અવતંશ લક્ષ્મણ, કર્ણ કે હો. ૯
ઉઠો પુત્રો! કરો હુંકાર તુમ ભી, 'બહાદુર' હો કહે સંસાર તુમ ભી;
ગુલામી કી કડીકો અબ ભી તોડો, ઘૃણિત નિદ્રા સે અબ ભી મુખ તો મોડો. ૧૦
હરો પારતંત્ર્ય-રજની શીઘ્ર કાલી, દિખાઓ વીરતા અપની નિરાલી;
અમર સ્વાતંત્ર્ય-રણ મેં નામ હોગા, તુમ્હારા શ્લાઘ્ય જગ મેં કામ હોગા. ૧૧
યહાં સ્વાતંત્ર્ય-ઝંડા ફિર ગડેગા, પુનઃ ભારત સમુન્નતિ પર ચઢેગા;
'અમર' જગ મેં તુમ્હારા નામ હોગા, તુમ્હારા દેશ ફિર સુખધામ હોગા. ૧૨

# મુસ્લીમ બિરાદરોને ભલામણ

(લેખકઃ—સલામ આલેકુમ. ' હિંદુસ્થાન ' તા. ૯—૭—૨૭ ના અંકમાંથી )

બિરાદરો! આજે તમારો વરસમાંનો એક મહત્ત્વનો તહેવાર છે. આ તહેવારનું મૂળ સ્વરૂપ ધ્યાનમાં આણો. હિંદુઓના પિતૃપક્ષ, પારસીઓનાં ડોસલાં તેવોજ તમારા મોહરમનો તહેવાર છે. દરેક તહેવાર સાથે ભૂતકાળના ઇતિહાસની દાહક કે ઉલ્હાસક સ્મૃત રહેલી હોય છે; તેમ તમારા બુઝરગોના દુઃખદાયક અંતનું સ્મરણ કરાવનારો આ તહેવાર હોવાથી અત્યારે તમારે મનની એકાગ્રતા અને શાંતિ જાળવવી જોઇએ.

## લીલાપર લાલ ડાઘા

હાલ તો કોમી રમખાણોના અગ્નિકુંડમાં દેશ હોમયલો છે, રોજ રોજ કંઇ ને કંઇ ખરાં ને ખોટાં તોફાનો, મારામારી, ગંભીર ઇજાઓ અને ખૂનના ચોંકાવનારા સમાચાર મળ્યાજ કરે છે. મોહરમનો તહેવાર શરૂ થયો એટલે તો ઉત્તરહિંદમાંથી તોફાનના સમાચાર આવી પહોંચ્યા! બીરાદરો! તમારા ધાર્મિક ઝંડાનો રંગ લીલો છે. ઇસ્લામ એટલે શાંતિધર્મ, એ તમારો ધર્મ છે. લીલો રંગ એ તો સૃષ્ટિની લીલોતરી જેવો નજરને ઠંડક અને આહ્લાદ આપનારો તેમ મનને પ્રસન્નતા અને સોજ્જ્વલતા આપનારો છે; પણ કંઇક કારણસર ઉપરાછાપરી તેપર માનવી લોહીના છાંટા ઉડે છે અને તેની આહ્લાદકતા તથા પ્રસન્નતા ઝાંખી પડી જાય છે. ધર્મનું નિશાન લોહીથી ખરડાવવું એજ બુઝરગોનો આદેશ હોત, તો તેમણે તે લાલ રંગનું બનાવ્યું હોત, લીલા રંગનું નહિજ; પરંતુ જ્યારે સૃષ્ટિની અનુપમ પ્રસન્નતા દર્શાવનાર લીલા ઝુંડાપર વારેવારે નજરને ત્રાસ આપનાર અને હૃદયમાં કમકમાટ ઉપજાવનાર લાલ લોહીના છાંટા ઉડાવવામાં આવે, ત્યારે સહેજે વિચાર કરવો પડે છે કે, શું આખા જગતને આનંદમય બનાવવાના હેતુઓ ધરાવનાર બુઝરગોની આપણે આવીજ કદર કરતા હોઇશું ?

## તોફાનો કેમ થાય છે ?

તો પછી આપણે વિચારવું જોઇએ કે, આ તોફાનો કેમ થતાં હશે ? ઉપરટપકે જણાવવામાં આવે છે તે શું ખરૂં હશે કે તોફાનમાં ભાગ લેનારા બધાજ હિંદુઓ અને બધાજ મુસલમાનો ગુંડા હોય ? તેમને બસ ખાટકીની માફક મારફાડમાંજ મઝા લાગતી હોય ? ના, ના ! મનુષ્ય પ્રાણી આવું હલકટ અને નીચ મનોદશાવાળું તો નજ હોય. તો પછી તોફાનો શાને થતાં હશે ? એકજ દેશમાં સદીઓથી વસતા અને એકજ ભૂમિના ખોળામાં ઉછરેલા ભાઈ ભાઇઓ આમ વેરીલા બની લોહીનું છંટાણુ શાને કરતા હશે ?

આનાં બે કારણો છે. એક તો પ્રથમ સંપીલી પ્રજાના વિનાશમાંજ પોતાનું જીવન નભાવી રાખવાની ઇચ્છા રાખતી સરકાર આપણામાંનાં સાદાં ભોળાં માણસોને ભોળવી કંકાસ કરાવે છે. તેઓ એ વાત બરાબર સમજી ગયા છે કે, હિંદુમુસલમાનોની એકસંપીમાં, આ મહાન દેશની આઝાદી છે, તેમ તેમનો વિનાશ છે. તે માટે તેઓ આપણને લડાવી મારે છે; અને બીજું કારણ એ કે, આપણામાંના જે માલેતુજાર નેતાઓ છે; તે અંગ્રેજોના હાથમાં બાહુલા બની નાચી રહ્યા છે. બિરાદરો ! દિનભર મહેનત ખેડી પસીનો ઉતારનારા તમારા મારા જેવા ગરીબોના આ કહેવાતા નેતાઓ દુશ્મન છે. અંગ્રેજો તેમને માનચાંદની કે હોદ્દા શીરપાવની કે બીજી આર્થિક લાલચો આપે છે અને તેના બદલામાં તેઓ જમાતના અને દેશના દુશ્મન બની આપણી ગરદનો કપાવે છે ! આજના આખા રાજતંત્રનું રહસ્યજ એ છે કે, તેમાં એક અમુક માલદાર વર્ગનોજ લાભ રહ્યો છે અને આ વર્ગ પોતાનો લાભ જાળવી રાખવા સરકાર સાથે ધારાસભાઓમાં તેમ વ્યાપારી ક્ષેત્રમાં સહકાર કરી આપણને લૂંટે છે. બિરાદરો ! તમે જ્યારે તેમની ભયંકર પ્રપંચજાળ સમજતા થશો, તમારા ને મારા જેવા ગરીબ પણ પ્રમાણિક કામદારોને પગ નીચે ચગદી રાખી લૂંટવાના તેમના અનેરા પ્રયાસો તમે બરાબર જાણી લેશો તો તમને આગેવાનો કહેવાતા સેતાનો સામે પૂરેપૂરો દ્વેષ ચઢશે. આજે હિંદુ અને મુસલમાન કામદારોને તેમના માલદાર નેતાઓ જાણીબુજીને લડાવી રહ્યા છે, તેનું રહસ્યજ એ છે કે, આપણી સ્થિતિ કોઇ પણ રીતે ના સુધારતાં, આપણને ભીખારી રાખીનેજ તેમને ગાડીઘોડા ને મોટરો દોડાવવી છે.

## આ દાખલો જુઓ

દાખલાતરીકે એક વાત કહું. ધર્મને નામે ભોળા ભાઇઓના દિલમાં ખોટી ઝનુન પેદા

કરી આપણા નેતાઓ આપણને લડાવી મારે અને આપણે મારામારી કરી પોલીસના પંજામાં સપડાઇ જેલ જઇએ. આ બધું આપણે આ નેતા કહેવાતાં પ્રાણીની ઉશ્કેરણીથી કર્યું, પણ આપણા જેલભોગવટા પછી આપણાં જે કુટુંબીઓ પાછળ રહ્યાં તેમનું આ નેતાઓને જરાય ભાન છે? બડા નેતાઓના ભોળવવાથી અત્યાર સુધીમાં જેઓ રમખાણ કરી જેલમાં ગયા, તેમનાં ભાઈભાંડું કે બાલબચ્ચાંની બરદાસ્ત આ નેતા કહેવાતા પ્રાણીએ કદી લીધી છે? કે તેમણે પોતાના મોંમાંનો કોળીઓ તમારા આફતના અવસરમાં તમારી આગળ ધર્યાનું તમને યાદ છે? કદીજ નહિ; કેમકે તમને લડાવી માર્યા કે તેમનો અર્થ સરી ગયો!

## બાળબચ્ચાં તરફ જુઓ

એજ રીતે સહેજ સહેજમાં મારામારીપર ઉતરી પડી પોલીસમાં સપડાઓ અને જેલ જવું પડે તો તમારાં બાળબચ્ચાંઓની શી વલે થશે? તેમને ખાવા કોણ આપશે? તમારી ગેરહાજરીમાં ઘરનું ભાડું ચઢે ને ઘરવાળો તેમને ઘરમાંથી કાઢી મૂકે તો તેઓ બિચારાં કોનો આશરો કરશે? મહીનાના પૈસા ચઢતાં દૂધવાળો દૂધ આપવાની ના પાડે તો તમારૂં વહાલું બાળક ભૂખ્યું ટળવળશે તેનું શું? આવે વખતે કદી તવંગરોએ ગરીબોને મદદ આપી છે? ૧૯૨૧ની સાલમાં મુંબઇમાં રમખાણ થયું તે અંગે જે બિરાદરો જેલમાં પૂરાયા તેમની જેલમાં કેવી હાલત થઈ છે, તે મેં નજરે નીહાળી છે; અને વળી તેમનાં બાળબચ્ચાંઓની ત્યારે કોઇએ કદર કરી હતી? આ સ્થિતિ ધ્યાનમાં લઈ જગતના ભોળા કામદાર બિરાદારો! નેતા કહેવાતા માલદારોના પ્રપંચ સમજી લો, અને ભાઈ ભાઇની ગરદન ઉતારવાની ઘેલછા છોડી દઈ ભાઇચારો વધારો. હિંદબહારના દરેક દેશમાં જે નવી સ્થિતિ ઉભી થાય છે તે ધ્યાનમાં રાખો તુર્કી ને અફઘાનીસ્તાન ને ઇરાનનું નાવ કયી દિશાએ વહી રહ્યું છે તેનું નિરીક્ષણ કરો અને જગતની નજરમાં હાંસીને પાત્ર થતા અટકી ખરી આઝાદીનું સેવન કરો. આમીન!!

---

# ધર્મને નામે લડી મરતા ભારતવાસીઓને સમર્પણ !

## ચક્રવર્તી મહારાજા અશોક શિલાલેખદ્વારા શું કહે છે?

( "રાષ્ટ્રશક્તિ" ના તા. ૧૫-૭-૨૭ નું મુખપૃષ્ઠ )

"**देवानां प्रिय** પ્રિયદર્શી રાજા (અશોક) સર્વ ધર્મના સાધુઓ તથા ગૃહસ્થોને દાનવડે તેમજ અન્ય વિવિધ પ્રકારે પૂજે છે; પણ રાજા દાન અને પૂજાને એટલું મહત્ત્વ નથી આપતો જેટલું સર્વ પંથની સારવૃદ્ધિને. સારવૃદ્ધિ અનેક પ્રકારની છે; પણ તેનું મૂળ તો વાણીનો સંયમ એજ છે. વાણીનો સંયમ એટલે શું? આપણે આપણી ભાષા ઉપર એવો કાબુ રાખવો જોઇએ કે જેથી પોતાના પંથનીજ સ્તુતિ અને પારકાના ધર્મની નિંદા ન થાય. ધર્મચર્ચા જેવા ગંભીર પ્રસંગસિવાય ગમે તે વખતે પોતાના ધર્મની સુંદરતા અને બીજાના ધર્મની એબ બતાવવા બેસવાથી આપણને હીણપત લાગે છે. જે વખતે જેવો પ્રસંગ હોય તે વખતે તે તે પ્રકારે પરધર્મનો આદરજ કરવો ઘટે છે. આમ કરવાથી માણસ પોતાના ધર્મને ખૂબ વધારે છે અને બીજાના ધર્મની પણ સેવા કરે છે. એમ નહિ કરવાથી માણસ પોતાના ધર્મને પણ તોડે છે અને બીજાના ધર્મને પણ નુકસાન પહોંચાડે છે.

માણસ પોતાના ધર્મનાં વખાણ કરે છે અને પરધર્મની નિંદા કરે છે, તે તો પોતાના ધર્મની ભક્તિથીજ કરવા જાય છે. તેને થાય છે કે, ચાલો આપણે આપણા ધર્મને સુંદર કરી બતાવીએ; પણ તેમ કરતાં તે પોતાના ધર્મનેજ ભારેમાં ભારે નુકસાન પહોંચાડે છે, પોતાના ધર્મનોજ ભારે ઘાત કરે છે. બધા ધર્મોમાં પ્રેમભાવ હોય, બધા હળીમળીને રહે, જાણે કુટુંબ એજ સારૂં છે, એટલે જૂદાજૂદા પંથવાળા લોકો ધર્મનો ઉપદેશ સાંભળે અને તેનું પાલન કરે.

અશોક રાજાની ખાસ ઇચ્છા છે કે સર્વ પંથના લોકો બહુશ્રુત થાઓ અને તેમનું જ્ઞાન કલ્યાણકારી નીવડો. (ધર્મ ધર્મ વચ્ચેના ઝગડા ત્યારેજ શમે જ્યારે બહુશ્રુત થવાથી માણસના વિચારની અંધતા મટી જાય છે અને માણસની વિદ્વત્તા સમાજને કલ્યાણ તરફ દોરે.) આ વાત જેમને પસંદ હોય તેમણે લોકોને સમજાવવું જોઇએ કે, અશોક રાજા દાન કે પૂજાને એટલું મહત્ત્વ નથી આપતો જેટલું સર્વ ધર્મોની સારવૃદ્ધિને એટલે કે કલ્યાણ કરવાની શક્તિને. એટલા માટેજ તેણે ધર્મ-મહામાત્રો નીમ્યા છે. સ્ત્રીઓને માટે ઉપદેશકો નીમ્યા છે, વ્રાત્યભૂમિકો નીમ્યા છે અને બીજી સભાઓ પણ સ્થાપી છે. આનું ફળ એ છે કે, દરેકના ધર્મની પણ વૃદ્ધિ થઇ જાય અને ધર્મનો વિજય થાય."

—અશોક-શિલાલેખ—

---

# ભારતવર્ષના ભાવિ વિધાયકોને

[ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાજીના એક અત્યંત મનનીય વ્યાખ્યાનમાંનો આ મુખ્ય ભાગ મદ્રાસના "હિંદુ" પત્ર ઉપરથી તા૦ ૩૦-૭-૨૭ના સૌરાષ્ટ્રમાં છપાયેલો તેનો આ ઉતારો છે.]

પ્રૉફેસર કૃષ્ણરાવના આ વ્યાયામ-વિદ્યાલયના વિદ્યાર્થીઓએ જે નમુનેદાર અને તાજુબ કરનારા શારીરિક ખેલો આપણી સમક્ષ ભજવી બતાવ્યા છે, તે જોઇને મને એમજ થઇ જાય છે કે એ ખેલો પોતેજ, મારા શબ્દો કરતાં વધારે છટાદાર રીતે હિંદી જુવાનોને તેમનાં શરીર લટ્ઠ બનાવવાનો બોધ કરી રહ્યા છે. શરીરને તાલીમ આપવાથી તેનો કેટલેસુધી વિકાસ સાધી શકાય છે અને શરીરવિકાસને મનુષ્યના જીવનમાં કેટલું મહત્ત્વનું સ્થાન છે; એ હું માનું છું કે, આજના મેળાવડાથી અહીં હાજર રહેલા સૌ કોઇને બરાબર સમજાયું હશે. આ વ્યાયામ-વિદ્યાલયના એક વિદ્યાર્થી ગોવિંદરાવને જ્યારે આપણે ભારે વજનો ઉંચકતો અને શરીર-બળના આશ્ચર્યજનક ખેલો કરતો જોતા હતા, ત્યારે મારા એક મિત્રના દિલમાં સંદેહ જાગ્યો કે, શરીરને આટલી હદસુધી ખીલવવાની શી જરૂર છે? પણ એ વખતેજ મને મહાભારતના ગદાધર ભીમનું સ્મરણ થયું અને જ્યારે પાંચ પાંડવબંધુઓ અને દ્રૌપદીજી જીવ બચાવવા લાક્ષાગૃહમાંથી સુરંગવાટે નાસતાં નાસતાં થાકી ગયાં હતાં, ત્યારે એ સૌને પીઠ ઉપર ઉપાડી એકલો ભીમ આગળ ચાલ્યો હતો; એ આખી કથા મનોચક્ષુ સમીપ ખડી થઈ. એ કથાનું સ્મરણ થતાં મને મારા મિત્રના સંદેહનો જવાબ મળી ગયો. આપણા જુવાનો ભીમ જેવું અદ્દ્ભુત શરીરબળ જમાવે એ, તેમના નિર્બળ બાંધવોને અને તેમની સુકુમાર ભગિનીઓને, વિપદની વેળાએ, પીઠ ઉપર સવારી કરાવી આફતની ઝડીમાંથી બહાર લઇ જવાને માટે હું હિંદી જુવાનોને ભીમ અને હનુમાનસરખા બલવંત જોવાને તલસું છું, એટલેજ શરીરવિકાસની સંસ્થાની મુલાકાત લેવી એ મારે માટે એક મહામૂલી જીવનલ્હાણ છે. આપણે આ ભારતવર્ષના ઉદ્ધારને માટે જે જે કાર્યો કરવાનાં છે, તેમાં આ કાર્ય-ભારતીય જુવાનોને શારીરિક તાલીમ આપવાનું કાર્ય-કાંઇ ઓછું મહત્ત્વનું નથી. આપણા પૂર્ણ જાહોજલાલીભર્યા ભૂતકાળમાં આપણા પૂર્વજો શારીરિક શિક્ષણની કિંમત બરાબર સમજતા. હિંદુ ઇતિહાસના ઉત્તમોત્તમ સમય દરમિયાન તમે જોઇ શકશો કે, વ્યાયામનું શિક્ષણ ઉચ્ચ કે નીચ-સૌ કોઇને એકસરખું ફરજીઆત હતું. હિંદુ ઇતિહાસ કહે છે કે, કૃષ્ણ અને બળરામ વ્યાયામ કરતા; પાંડવો નિત્ય ફરજીઆત શારીરિક તાલીમ લેતા; મહાભારતનો વાચક જાણે છે કે, ભીમ અને દુર્યોધન એ બન્ને પિતરાઇ બંધુઓ તેમની જુવાનીના કાળમાં ગદાયુદ્ધની સ્પર્ધા ખેલતા. એવી રીતે ગદાની ઉત્તમ તાલીમ પામેલા ભીમ અને જરાસંધ વચ્ચે કુસ્તી થઈ, ત્યારે કેવી જોડી જામી હતી? એ દ્વંદ્વ અઠ્ઠાવીસ દિવસસુધી ચાલ્યું હતું અને આખરે એકલા ભીમે પોતાના અનર્ગળ બળના પ્રતાપે જરાસંધને જમીનદોસ્ત કર્યો અને તેના કારાવાસમાં ગોંધાયેલા નૃપતિઓને મુક્તિ અપાવી. તમે મહાભારત વાંચો તો આ ભીમ અને જરાસંધ વચ્ચે મચેલી કુસ્તીના અનેક દાવપેચનું સુંદર વર્ણન તમને મળી શકે. ત્યારેજ તમને ખાત્રી થાય કે, મહાભારતના યુગમાં પણ કુસ્તીની કળા ટોચે પહોંચી હતી.

જેવું ભીમ અને જરાસંધનું દ્વંદ્વયુદ્ધ ઇતિહાસે નોંધ્યું છે, તેવુંજ-બલ્કે એથી પણ ચઢી જાય એવું, દ્વંદ્વયુદ્ધ શ્રીકૃષ્ણ અને તેના મામા કંસ વચ્ચે ખેલાયું હતું. જ્યારે કૃષ્ણ અને બલરામને કંસે દ્વંદ્વયુદ્ધ માટે આહ્વાન કર્યું, ત્યારે તે પડકાર એમણે ખૂબજ આનંદથી સ્વીકારી લીધો. જો કૃષ્ણ અને બલરામે તાલીમ ન લીધી હોત તો તેઓ એ બીડું સ્વીકારી શકત ખરા? જો એમનાં શરીર એમણે કસરત કરીને મજબૂત ન બનાવ્યાં હોત તો તેઓ એ બીડું સ્વીકારી શકત ખરા? પણ કૃષ્ણ અને બલરામ તો મલ્લ હતા; એટલે તેમણે એ પડકાર વધાવી લીધો અને પછી તો કંસનો સંહાર કર્યો. આ બધું પદ્ધતિસરની શારીરિક તાલીમનુંજ પરિણામ છે.

આપણા સમયમાં પણ તમે પાછી નજર કરશો તો જણાશે કે, માત્ર ત્રીસ વર્ષ ઉપરજ આપણા લોકોનો મોટો ભાગ, અત્યારે આપણે થોડુંક થયાં જે શારીરિક તાલીમ લઇએ છીએ, તેવીજ તાલીમ અતિ મોટા પ્રમાણમાં લેતા. અત્યારે પણ મેં એવા કેટલાયે ઉંચા દરજ્જાના પ્રતિષ્ઠિત પુરુષો-રાજવંશીઓ અને સરદારો-જોયા છે, કે જે નિત્ય નિયમિત કસરત કરેજ છે.

આપણા કેટલાય પંડિતો અને અધ્યાપકો પોતાની પ્રાતઃસંધ્યામાંથી પરવાર્યા પછી નિયમિત વ્યાયામ કરે છે, એ મારો જાત અનુભવ છે; પણ એ બધું છતાં એક રાષ્ટ્રતરીકે, એક પ્રજાતરીકે, આપણે શારીરિક શિક્ષણનું મહત્ત્વ ભૂલ્યા છીએ અને પરિણામે આપણે જોઇએ છીએ કે, આપણી પ્રજાની વર્ષો થયાં અધોગતિ થઇ રહી છે.

આપણા વિદ્યાર્થીઓએ બ્રહ્મચર્યનો ઉચ્ચ આદર્શ ગુમાવ્યો છે, એ જોઇને મને અનહદ ગ્લાનિ થાય છે. જીવનનાં પ્રથમ પચીસ વર્ષો તનના અને મનના વિકાસમાં વ્યનીત થવાં જોઇએ, એ પુરાતન ભાવનાને આજના વિદ્યાર્થી-જીવનમાં સ્થાન નથી રહ્યું. એ બ્રહ્મચર્યદીક્ષાની ભાવના સર્વસંમાનિત જીવનધર્મતરીકે જીવંત નથી રહી શકી. આપણા પૂર્વજો બ્રહ્મચર્યની જે કિંમત આંકતા, તે કિંમત આપણે નથી આંકતા. અહા! ઋષિઓના તપોવનમાં વેદની ઋચાઓના મૂળપાઠથી ગુંજી રહેતાં ગુરુકુળોમાં વિદ્યાર્થીઓને મૂકવામાં આવતા, ત્યારે તેઓ કેવો સર્વદેશીય વિકાસ પામતા? ત્યારે તેઓ કેવી અજબ શરીરશક્તિ સંપાદન કરતા? ત્યારે આર્યાવર્તના ઉચ્ચમાં ઉચ્ચ કુટુંબોના પુત્રોને-રાજવંશીઓ સુદ્ધાંને-શિક્ષણાર્થે તે દરિદ્ર બ્રાહ્મણ ગુરુઓને ઘેર મોકલાતા; અને ત્યાં સુકુમાર અને વિલાસી જીવન જીવવાનું શિક્ષણ નહિ પણ કઠોર, કષ્ટમય અને તપસ્વી જીવન જીવવાની તાલીમ અપાતી. એ રીતે તાલીમ પામી તેઓ ગૃહસ્થજીવનને માટે લાયક બનતા.

આપણે હવે એ પુરાણી બ્રહ્મચારી વિદ્યાર્થી-જીવનની પ્રથાને પુનર્જન્મ આપવાનો છે. બ્રહ્મચર્ય એજ સર્વશ્રેષ્ઠ બળ છે. જ્યારે અર્જુને પોતાના એક પ્રતિસ્પર્ધીને હાર દીધી, ત્યારે એ પરાજિત પ્રતિસ્પર્ધીએ અર્જુનને કહેલું કે, "તમે મને આ પરાજય આપો છો એ તમારા બ્રહ્મચર્યનો પ્રતાપ છે." બ્રહ્મચર્ય તેના દીક્ષાધારીમાં એવી અજબ તાકાત પૂરે છે. આ હેતુથીજ આપણા વિદ્યાર્થીઓને માટે પુનિત બ્રહ્મચારી જીવનની ભાવનાનો પુનરુદ્ધાર કરવાનો છે. એ ભાવનાના પુનરુદ્ધારની સાથે શારીરિક તાલીમની ભાવનાને પણ જીવતી કરવાની જરૂરત છે. જેમ આપણે એક ધાર્મિક ફરજતરીકે, સવાર અને સાંજ, નિયમિત સંધ્યા કરીએ છીએ, તેમ દરેક સ્ત્રીપુરુષે પ્રતિદિન નિયમિત શારીરિક કસરત કરવીજ જોઇએ.

આજે જ્યારે ભારતવર્ષની પ્રજા તેનો બ્રહ્મચર્યનો આદર્શ અને તેના શરીરવિકાસના ધર્મને ભૂલી છે, ત્યારે એ દિશામાં, પશ્ચિમની પ્રજાઓએ કેવી અજબ પ્રગતિ કરી છે એ તમે જાણો છો? પશ્ચિમની અર્વાચીન પ્રજાઓએ શારીરિક તાકાતની કિંમત બરાબર આંકી લીધી છે અને તેમનો એક એક જુવાન ભીમ અને હનુમાન બને તે અર્થે, તેઓ ભગીરથ પ્રયાસ કરી રહ્યા છે. મને પારાવાર અફસોસ તો એ થાય છે કે, જેમ આપણે જીવનની બધી દિશાઓમાં પાશ્ચિમાત્ય પ્રજાઓથી ક્યાંય પછાત પડી ગયા છીએ, તેમ આ શરીરવિકાસની દિશામાં પણ આપણે તેમના કરતાં ક્યાંય પાછળ છીએ. અમેરિકનોએ અને અંગ્રેજોએ, ફ્રેન્ચોએ અને જર્મનોએ, ખાસ પરિશ્રમ ઉઠાવી, શરીર-વ્યાયામની વિશિષ્ટ પદ્ધતિઓ શોધી કાઢી છે. માત્ર પચાસ વર્ષ પહેલાં માયકાંગલા સમા લાગતા આપણા એશિયાઈ બાંધવ જાપાનીઓએ પણ, આ અર્ધી સદીમાં તો કોઇ વિસ્મયજનક પરિવર્તન સાધી લીધું છે. પચાસ વર્ષ પહેલાં જે જાપાનને ભરખી જવા યૂરોપીય પ્રજાઓ આપસઆપસમાં હરિફાઇ ખેલી રહી હતી, તેજ જાપાન સામે બુરી નજર માંડવાની પણ આજે કોઈ યૂરોપીય પ્રજા હિંમત કરી શકતી નથી. એટલી તાકાત અને શક્તિ આજે જાપાનીઓએ જમાવી લીધાં છે. આમ જાપાનીઓ વખતસર જાગી ઉઠ્યા અને કોમ, જાતિ અને ધર્મના ભેદો ભૂલી તેમણે સ્વદેશપ્રેમનેજ એક સર્વોપરિ જીવનધર્મ બનાવ્યો અને પછી તેમણે તેમના જુવાનોને શારીરિક તાલીમ આપવા માંડી. આ રીતે સ્વદેશપૂજાની દીક્ષા લીધા પછી, માત્ર બે દશકામાં તો તેમણે કેટલી સિદ્ધિ સંપાદન કરી, એ તમે કોઇ જાણો છો? તેમણે વીસ વર્ષમાં તો તેમના જુવાનોને એવા તૈયાર કરી દીધા કે, ૧૮૯૫ માં જ્યારે ચીન સાથે લડાઇમાં ઉતરવું પડ્યું, ત્યારે તેઓ ચીનને સખ્ત હાર આપી શક્યા. પછી તો ૧૯૦૫ માં રશિયાને પણ પરાજિત કર્યું. આમ જાપાને જ્યારે રશિયા જેવી બળવાન યૂરોપીય પ્રજાની સામે ટક્કર ઝીલી; એટલુંજ નહિ પણ તેને સખ્ત હાર દીધી, ત્યારે યૂરોપની અન્ય પ્રજાઓની આંખો આડેનાં પડળ ખુલી ગયાં. તેમને જ્ઞાન થયું કે, એશિયાઇ પૃથ્વી ઉપર એક એવી નવી પ્રજાનો જન્મ

થયો છે, કે જેને પૃથ્વીના મહાપ્રજાઓના મંડળમાં સ્થાન આપ્યાવિના છુટકોજ નથી. આ બધી શારીરિક તાલીમનો પ્રતાપ. જાપાને તેની તમામ શાળાઓમાં વિદ્યાર્થીઓને શારીરિક તાલીમ આપવા માંડી અને જાપાની જુવાનોને લશ્કરી શિક્ષણ આપવા માંડયું, તેનુંજ આ પરિણામ. હિંદુસ્થાને પૃથ્વીની મહાપ્રજાઓમાં પોતાનું યોગ્ય સ્થાન મેળવવું હોય, યૂરોપનાં ગીધ અને ગરુડ તેને ભક્ષ માનવાની ભૂલ ન કરે એવા પ્રતાપી બનવું હોય, તો જાપાને માત્ર અર્ધીજ સદીમાં જે પ્રકારનું પરિવર્તન સાધ્યું તે પ્રકારનું પરિવર્તન સાધ્યાવિના છુટકો નથી. તમે તાકાત ન બતાવો, તમે બાવડાંના બળનો પરિચય ન કરાવો, ત્યાંસુધી માનનીય પ્રજાતરીકે તમારો કોઈ સ્વીકાર કરવાનું નથી.

નવયુવકો! તમારા પૂર્ણ આરોગ્યથી પ્રકાશતા ચહેરા જોઇ મને ખૂબ આનંદ થાય છે. તમને સુખી, સ્મિત ફરકાવતા જોઇને મને ભારે હર્ષ થાય છે; પણ એ છતાં, તમને આથીયે વધારે પ્રતાપી અને પાણીદાર બનવાની પ્રાર્થના કરવાની મારી અંતરેચ્છાને નથી રોકી શકતો. જુવાનો! આ વૃદ્ધની તમારી પાસે આગ્રહભરી માગણી છે કે, પ્રતિદિન નિયમિત વ્યાયામ–ઉપાસના કરજો, પવનસુત હનુમાનજીની મૂર્તિ મનસમક્ષ કલ્પી, તેના જેવા બળવાન બનવાને બરાબર જહેમત ઉઠાવજો અને આ દીન, દરિદ્ર, વિદેશીપીડિત ભારતવર્ષના ઉદ્ધારનો સંદેશ લઇને તમારા માતૃદેશને ગામડે ગામડે ઘૂમજો.

# ભારતવર્ષની જનનીઓને

( તા. ૩૦–૭–૧૯૨૭ ના **"સૌરાષ્ટ્ર"** ના મુખપૃષ્ઠપરથી )

દરેક યુવકે બ્રહ્મચારી વિદ્યાર્થી–જીવનનું વ્રત લઇને નિયમિત વ્યાયામનું સેવન કરવું જોઇએ, એમ હું જ્યારે કહું છું ત્યારે એકલા યુવકોને–એકલા કુમારોને ઉદ્દેશીનેજ નથી બોલતો; પણ ત્યારે હું ભારતવર્ષની કુમારીઓને પણ કસરત કરવાનું કહું છું.

પુરાતનકાળમાં આર્ય નારી આજના જેવી નિર્બળ નહોતી. જેને ઉંચકવા જતાં લંકાપતિ દશાનનના ગર્વના ચૂરેચૂરા થઈ ગયા હતા, એ શિવધનુષ્યને પોતાની એક આંગળીએ સાવ સહેલાઇથી ફેરવતાં માતા સીતાદેવીમાં કેટલું અગાધ સામર્થ્ય હતું, તેની તમને કલ્પના આવી શકે છે? પોતાને ઉંચકી જતા બળશાળી જયદ્રથરાજાને ધક્કો લગાવી પાતાળમાં હડસેલી દેનારાં પાંડવપત્ની દ્રૌપદીજી કેટલી અતુલ તાકાત ધરાવતાં હતાં, તેનો તમને ખ્યાલ આવી શકે છે? યુદ્ધમાં એકચિત્ત બનેલા દશરથરાજાના રથની ધરી એકાએક તૂટી ગઇ ત્યારે, પોતાની આંગળી ધરીને સ્થાને ગોઠવીને, દશરથ મહારાજને વિજયી બનાવનારાં કૈકેયીની શક્તિનું તમે માપ કાઢી શકો છો? ભૂતકાળમાં આર્ય નારી એવી અદ્ભુત શક્તિ ધરાવતી અને શક્તિમાતાનું ગર્વદાયી નામ પામીને પૂજાતી.

આજે, એક ભારતવર્ષ સિવાય, આખી દુનિયાની નારીઓ 'શક્તિમાતા' બનવા જેટલું સામર્થ્ય ધરાવે છે. માત્ર ભારતવર્ષની મહિલાજ અબળા બની ગઇ છે. એક પ્રજાતરીકે આપણે સ્વમાનપ્રિય બનવું હોય તો, આપણા પુત્રો અને પુત્રીઓને, દુનિયાના કોઇ પણ દેશનાં પુત્ર–પુત્રીઓ સાથે શારીરિક તાકાતમાં સ્પર્ધા કરી શકે એવાં બળશાળી બનાવ્યાવિના છૂટકોજ નથી. હું વૃદ્ધ છતાં, પ્રભુધામ તરફ પ્રયાણ માંડું એ પહેલાં, આ પવિત્ર ભૂમિ ઉપર એવો રૂડો દિવસ જોવા તલસું છું, કે જ્યારે મારી પાસે બેઠેલી આ બાળાઓમાંથી કૈકેયીઓ, દ્રૌપદીઓ અને સીતાદેવીઓ પ્રગટ થઇ ભારતવર્ષના અને ભારતીય સંસ્કૃતિના વિજયની ગાથાઓ ગાતી હોય.... આજે બાળલગ્નની ક્રૂર રૂઢિએ આપણાં નવજુવાન કુમાર અને કુમારીઓનાં તેજ હરી લીધાં છે; અને બીજી અનેક રીતે, હિંદી પ્રજાના–ખાસ કરીને હિંદુ કોમના પ્રાણનો વધ થઇ રહ્યો છે. એ બધું છતાં, હું આશા રાખું છું કે, મારી પાસે બેઠેલા આ પ્રફુલ્લ વદનવાળા જુવાનો એ ક્રૂર રૂઢિઓને જોતજોતામાં દફનાવી દેશે અને ભાવિ ભારતવર્ષની જન્મદાત્રીઓને એવી પ્રતાપી, એવી પ્રાણવાન, અને એવી શક્તિવાળી બનાવશે કે તેમના પ્રતાપે આ ભારતવર્ષ પ્રાચીનકાળમાં જેવું હતું તેવું, જગતભરનું પુનિત તીર્થધામ બની રહેશે! —**પંડિત મદનમોહન માલવીયાજી**

# હિંદુ–જાતિ કે આદર્શ પુરુષ શ્રીકૃષ્ણ

( લેખકઃ—**શ્રીયુત ચતુર્વેદી દ્વારિકાપ્રસાદજી શર્મા 'હિંદુપંચ'** ના શ્રીકૃષ્ણાંકમાંથી )

જીન લોગોં ને શ્રીકૃષ્ણ–ચરિત્ર સંબંધી સંસ્કૃત ભાષા કે ગ્રંથોં કા અનુશીલન કિયા હૈં, વે સમઝ સકતે હૈં, કિ શ્રીકૃષ્ણ મેં લોકોત્તર ગુણોં કા સમાવેશ થા તથા વે જ્ઞાન, વિજ્ઞાન ઔર યાવત નીતિયોં કે આશ્રય-સ્થળ થે. વે ધર્મોપદેષ્ટા હી ન થે, કિંતુ સ્વયં ધર્મ કા પાલન કરનેવાલે થે. વે દુષ્ટોં કે દમન–કર્તા થે ઔર શિષ્ટોં કો સહાય્ય પ્રદાન કિયા કરતે થે.

શ્રીકૃષ્ણ એક આદર્શ પુરુષ થે. ધર્મ કો છોડ અન્ય કોઈ ભી ઉનકા અપના ન થા. જીસ યદુવંશ મેં વે સ્વયં ઉત્પન્ન હુએ થે, ઉસ વંશ કે લોગ જબ ધર્મ પરિત્યાગ કર ઉદ્દંડ બન ગયે, મદિરાપાન મેં મસ્ત રહને લગે ઔર પૂજ્ય એવં શ્રદ્ધેય મહર્ષિયોં સે ભી હંસી–દિલ્લગી કરને લગે, તબ વે ઉનકા નાશ કરને મેં ભી ન હિંચકે. જો અપને મામા કંસ તથા ઉસકે ઘોર અત્યાચારી સસુર જરાસંધ કો અધર્મી હોને કે કારણ માર સકા થા, વહ પાપપરાયણ યદુવંશિયોં કો કયોં છોડને લગા !

શ્રીકૃષ્ણ કા ઉદ્દેશ્ય થા–મનુષ્યત્વ કા આદશ ઉપસ્થિત કરના. આરંભ હી સે ઉન્હેં બડે–બડે હત્યારોં સે કામ પડા થા આર ઉન્હોંને ઉનકા ઉચિત શાસન ભી કિયા થા. જબ વે બહુત છોટે થે, તભી ઉનકે મામા કંસ ને ઉનકો વિનષ્ટ કર ડાલને મેં કોઇ બાત નહીં ઉઠા રખી થી. વે ઇન દુષ્ટોં કી દૃષ્ટિ સે બચાને કે લિયે ગોપ–ગ્વાલોં મેં રખે ગયે થે. ગ્વાલ–બાલોં કે સાથ ખેલ–કૂદકે મિસ વે કસરત કર અપને તથા અપને સાથિયોં કે શરીર કો બલવાન બનાને મેં કોઇ બાત ઉઠા નહીં રખતે થે. ઉનકે અમાનુષિક કાર્યોં કો દેખ, અનેક લોગોં કો ઉનમેં શ્રદ્ધા ઔર અનુરાગ ઉત્પન્ન હો ગયા થા.

જબ શ્રીકૃષ્ણ સમુદ્રજળ–વેષ્ટિત સુદૂરવર્તિની દ્વારકાપુરી મેં રહતે થે, તબ ભી વે ભારતવર્ષ કે પ્રાયઃ સમસ્ત રાજાઓં કા શાસન કિયા કરતે થે. બડે–બડે બુદ્ધિમાન ઔર રાજનીતિ–વિશારદ રાજા, ઉનકે ચરણયુગલ મેં સીસ નવાતે થે. બડે–બડે ઋષિમુનિ તથા બડે–બડે પ્રસિદ્ધ જ્ઞાની એવં વિજ્ઞાની તપસ્વી ઉન્હેં લોકોત્તર ગુણોં કા આકર પ્રતિભા કી સાક્ષાત્ મૂર્તિ માન, એવં અથાહ પાંડિત્ય-પૂર્ણ ઔર નિર્હેતુક કૃપાલુ જાન, સબસે અધિક માનતે થે. સાધારણ જનોંપર ઉનકા વિલક્ષણ આધિપત્ય થા. વે લોગ શ્રીકૃષ્ણ કો અપને પ્રાણોં સે ભી અધિક ચાહતે થે.

જીસ પ્રકાર પાપી ઉનસે થરથર કાંપતે થે, ઉસી પ્રકાર પુણ્યાત્મા ઉનકી ભક્તિ મેં વિહ્વલ રહા કરતે થે. ઉનકે સમય મેં નયે વિચારોં, નવીન ધાર્મિક યોજનાઓં એવં અભિનવ આનંદોં કા સામ્રાજ્ય છાયા હુઆ થા. કંસ, દુર્યોધન, જરાસંધ, શિશુપાલ જૈસે મહા અત્યાચારી એવં દુષ્ટ રાજાઓં કા આધિપત્ય નષ્ટ કર, શ્રીકૃષ્ણ ને ધર્માત્મા એવં પ્રજાપ્રિય મહારાજ યુધિષ્ઠિર કો ભારત કે સમ્રાટપદપર પ્રતિષ્ઠિત કિયા થા.

શ્રીકૃષ્ણ એક વીર યોદ્ધા થે. વે કિસી સે કભી પરાજિત નહીં હુએ. બડે–બડે બલવાન વૈરિયોં કો ઉન્હોંને પરાસ્ત કર દિયા થા. ઉનકે અધીનસ્થ ગ્વાલોં કી એક બડી ભારી સેના થી. ઉનસે બઢકર રાજનીતિવિશારદ ન આજતક કોઇ હુઆ હૈ ઔર ન આગે હો હી સકતા હૈ. વે કેવલ મહારાજ યુધિષ્ઠિર કે હી નહીં, આર્યાવર્ત કે રાજાઓં કે પરામર્શદાતા થે. વે ઐસે કૂટ રાજ–નીતિજ્ઞ થે કિ, ઉન્હોંને ઇસ દેશ કી છિન્ન–ભિન્ન એવં પરસ્પર વિરોધિની રાજ–શક્તિયોં કો એક ધાર્મિક એવં પુણ્યાત્મા સમ્રાટ કી છત્રછાયા કે નીચે લાકર ખડા કર દિયા થા. ચિરકાલ સે અત્યાચારી નરેશોં કે અત્યાચારોં સે પીડિત ભારતીય પ્રજા શાંતિ–સુખ સે કાલયાપન કરને લગી થી. શ્રીકૃષ્ણ કી દૂરદર્શિતા ઔર સુવ્યવસ્થા સે સબલ નિર્બલોં પર અત્યાચાર નહીં કરને પાતે થે.

શ્રીકૃષ્ણ કી વિદ્વત્તા કા નમૂના શ્રીમદ્ભગવદ્ગીતા હૈ, જીસમેં ઉન્હોંને આર્યજાતિ કે લિયે એક ઐસે ઉપયુક્ત ધર્મ કી પ્રતિષ્ઠા કી હૈ, જીસકે માનને સે આર્યજાતિ ઇસ લોક ઔર પર-લોક મેં સુખ-શાંતિ કી અધિકારિણી હો ગઇ હૈ.

શ્રીકૃષ્ણ યાવત્ સદ્ગુણોં કે કેન્દ્રસ્થલ થે. વે અપરાજેય, અપરાજિત, વિશુદ્ધ, પુણ્યમય, પ્રેમમય, દયામય, દઢકર્મા, ધર્માત્મા, વેદજ્ઞ, નીતિજ્ઞ, ધર્મજ્ઞ, લોકહિતૈષી, ન્યાયશીલ, ક્ષમાવાન્, નિરપેક્ષ, શાસ્ત્રજ્ઞ, નિર્મલ, નિરહંકારી, યોગી ઔર તપસ્વી થે. ઇસી સે ઉનકો લોગ યોગેશ્વર ભી કહા કરતે થે. માનવી શક્તિ સે કામ કરતે હુએ ભી, ઉનકે યાવત્ ચરિત્ર અમાનુષિક થે. યહી કારણ હૈ, કિ ઉનકે ઇન અમાનુષિક કર્મોં કા રહસ્ય ન સમઝ, આજકલ કે અનેક જ્ઞાનદુર્વિદગ્ધ જન, ઉનકે ચરિત્રોં કો દુર્દષ્ટિ સે દેખા કરતે હૈં; કિંતુ વાસ્તવ મેં ઐસે દુર્લભ ગુણોં કા જો આધાર હો, વહ કયા માનવકોટિ મેં રખને યોગ્ય હૈ? કદાપિ નહીં. ઇસી સે ચિરકૃતજ્ઞ આર્યજાતિ શ્રીકૃષ્ણ કો ઇશ્વરાવતાર માનકર તથા ઉનકી પ્રતિમા બનાકર ઉનકે ઉપકારોં કો સ્મરણ કરતી ઔર પ્રતિવર્ષ ઉનકે જન્મદિવસ કો વિશેષ ઉત્સાહ કે સાથ મનાતી હૈ. યદિ વિચારપૂર્વક દેખા જાય તો યહી મનુષ્યોચિત ધર્મ હૈ. કયા કોઇ બતલા સકતા હૈ કિ, સંસાર મેં કોઇ ઐસી ભી સભ્ય જાતિ હૈ, જો અપની જાતિ કે કિસી વીર ઔર ઉપકારપરાયણ મહાપુરુષ કા સબ પ્રકાર સે સમ્માન કરને ઔર ઉસકે પ્રતિ મનસા, વાચા, કર્મણા સે કૃતજ્ઞતા પ્રકટ કરને મેં પરાઙ્મુખ હો? યદિ નહીં, તો આર્યજાતિ કો ભી અપને શ્રીકૃષ્ણ જૈસે મહાપુરુષ કે પ્રતિ કૃતજ્ઞતા પ્રકટ કરના પરમાવશ્યક હૈ ઔર હર્ષ કી બાત હૈ, કિ વહ અપને ઇસ કર્તવ્ય કે પાલન મેં, અપના સર્વસ્વ ગંવાકર ભી, પશ્ચાત્પદ નહીં હુઈ.

# હિંદુસમાજ માટે લાલાજીના ઉદ્ગાર

( લાલા લજપતરાય–'રાષ્ટ્રશક્તિ' તા. ૨૬–૮–૨૭ ના અંકમાંથી )

હિંદુજાતિ આ સમયે અત્યંત સંકટમયી અવસ્થામાં છે. કારણ એ છે કે, જાતિમાં ફાટફુટ છે યાને ઐક્યનો અભાવ છે. હરેક સમૂહ પોતપોતાના સ્વાર્થમાં મચ્યો છે; તથાપિ મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, જે પ્રમાણે હિંદુસમાજ પ્રાચીન સમયથી તે આજ સુધી અનેક જાતનાં કષ્ટો સહન કરીને વિપત્તિઓનાં વાદળાંઓ વીખેરીને પણ જીવિત રહેલ છે, તેવીજ રીતે હિંદુજાતિની રક્ષામાટે–હિંદુત્વના રક્ષણ કાજે કર્તવ્યપરાયણ બનશે. આ જગતમાં હિંદુધર્મથી ઉચ્ચ એવો અન્ય કોઇ ધર્મ નથી. હિંદુધર્મની ઉત્તમતા તો એ છે કે, આપણો ધર્મ અન્ય કોઇ ધર્મમાં ડખલ કરતો નથી. હિંદુ બાળકોમાં અને યુવાનોમાં નવીન રસ રેડવાનો અદ્ભુત પ્રયત્ન આદરવો જોઈએ. તેઓમાં આશાના અંકુરો મૂકી 'તેઓ આગળ વધી શકે તેમ છે' એ વાતથી જાણીતા કરવા. હું ઇચ્છું છું કે, હિંદુ પ્રજા મજબૂત અને તંદુરસ્ત બને, મહત્ત્વાકાંક્ષી બને અને પ્રગતિના પંથે આગળ ધપે. હું હિંદુરાજ્ય કે મુસ્લીમ રાજ્યની બૂમોને હાનિકારક સમજું છું.......હિંદુઓ મુસ્લીમો ઉપર ઉપરિપણું નથી ચાહતા, પરંતુ તેઓ સામાન્ય રીતે પોતાના અને દેશના લાભમાટેજ પ્રયત્નો કરે છે.

શુદ્ધિ અને સંગઠન, જ્યાંસુધી હિંદમાં વિધર્મીઓ હિંદુઓને વટલાવવાનું ચાલુ રાખશે, ત્યાંસુધી અન્યધર્મીઓને હિંદુધર્મમાં લાવવાનો એટલે કે શુદ્ધ કરવાનો હિંદુઓને સંપૂર્ણ હક્ક છે. સંગઠનની હિલચાલને પરિણામે હિંદુસમાજ–હિંદુધર્મ ઉપર ચોતરફથી હુમલાઓ થાય છે. આ હુમલાઓમાં હું ક્યાંએ વ્યાજબીપણું નથી જોઈ શકતો. હિંદુઓએ એકત્ર થવું–સંગઠિત બનવું એ તેમનું કર્તવ્ય છે.

# ઇંદોર મેં અહલ્યાબાઈ કા સ્મૃતિ-દિવસ

( 'હિંદુપંચ' ના એક અંકમાંથી )

બડે હર્ષ કી બાત હૈ, કિ ભારતવાસિયોં કા ધ્યાન અપને દેશ કે મહાપુરુષોં તથા દેવિયોં કે આદર્શ ચરિત્રોં કી ઓર આકર્ષિત હોતા જાતા હૈ ઔર વે ઉનકી જયંતિ તથા સ્મૃતિદિવસ મનાકર અપને હૃદય કે ભાવ ઉન સ્વર્ગીય આત્માઓં કે પ્રતિ પ્રકટ કરતે હૈં; જિનકે ચરિત્ર-પાઠસે હમેં અપની ઇસ વર્તમાન પતિતાવસ્થા સે મુક્ત હોને મેં સહાયતા મિલે, હમ અપને હિતોં ઔર અધિકારોં કી રક્ષા કર સકેં, હમસે દેશ, જાતિ ઔર ધર્મ કા ઉપકાર હો ઔર હમ ભી આનેવાલી સન્તાન કે લિયે કોઇ ઐસા હી આદર્શ રખ જાએં, જિસકા અનુકરણ કર વે ભી અપના સુધાર કરતે રહેં.

ગત ૨૫ અગસ્ત સન ૧૯૨૭ કો હિંદુ-સંસાર ને દેવી શ્રી અહલ્યાબાઇ કા સ્મૃતિ-દિવસ મનાયા. ઇન્દોર-રાજ્યને યહ "અહલ્યોત્સવ" બડી હી ધામધૂમ સે મનાયા. ઉત્સવ કા બડા અચ્છા આયોજન કિયા ગયા થા. અહલ્યાબાઇ ઇંદોર કી રાની તો થીં હી, પર ઉનસે પ્રત્યેક હિંદુ કા સંબંધ હૈ ઔર પ્રત્યેક હિંદુ ઉન્હેં ઉસી દૃષ્ટિ સે દેખતા ઔર ઉતના હી આદર કરતા હૈ, જિતના કી ઇન્દૌર રાજ્ય કી પ્રજા.ભારત-માતા કી પવિત્ર ગોદ મેં અવતીર્ણ હો કર જિન દેવિઓં ને અપને ઉજ્જવલ ચરિત્ર સે વિશ્વ કો અપની ઓર આકર્ષિત કર લિયા હૈ, ઉન મહિલા-રત્નોં મેં અહલ્યાબાઇ ભી એક હૈ.

સન ૧૭૨૫ મેં ઔરંગાબાદ કે ચોંટ નામક ગ્રામ મેં ઇનકા જન્મ હુઆ. ઇનકે પિતા કા નામ માનકોજી સિંધિયા થા. બાલ્યાવસ્થા મેં હી યે બડી સુશીલ ઔર કુશાગ્રબુદ્ધિ થીં. ઇનકા વિવાહ શ્રીમંત મલ્હારરાવ હોલ્કર કે એકમાત્ર પુત્ર શ્રી ખંડેરાવ કે સાથ હુઆ. વિવાહોપરાન્ત ઇન્હોંને અપની સેવા સે સાસ-સસુર કો પ્રસન્ન રખા ઔર અપને કર્તવ્ય સે પરાઙ્મુખ ન હુઇ. સન ૧૭૪૫ મેં ઇનકે એક પુત્ર તથા તીન વર્ષ બાદ એક પુત્રી ભી હુઈ. અહલ્યાબાઈ, દામ્પત્યજીવન કા સુખ અધિક દિનોં તક ન ભોગ સકીં. ઉનકે પતિ શ્રીખંડેરાવ, કુમ્ભેરગઢ કે ઘેરે મેં જાટોં સે યુદ્ધ કરતે કરતે વીરલોક કો સિધાર ગયે. ઇનકા પુત્ર મલ્લેરાવ ગદ્દીપર બૈઠા; પર વહ ભી શીઘ્ર હી પરલોક સિધાર ગયા. વિપત્તિ મેં ભી અહલ્યાબાઇ ને અપના ધીરજ ન છોડા; પર વિપત્તિ કભી અકેલી નહીં આતી. સન ૧૭૬૬ મેં ઇનકી પુત્રી સહસા વિધવા હો અપને પતિ કે સાથ સતી હો ગયી. અબ રાજસિંહાસનપર બૈઠને ઔર પ્રજા કા આદર્શરૂપ સે પાલન કરનેવાલા અગર કોઇ થા તો વહ અહલ્યાબાઈ હી થીં. અતઃ ઇન્હોંને શાસનભાર લે, ઉત્તમ રીતિ સે પ્રજા કા પાલન કિયા. ઇનકે સુશાસન સે પ્રજા સંતુષ્ટ થી ઔ ઉસને અપની બહુત કુછ ઉન્નતિ ભી કી.

રાની હોનેપર ભી ઇન્હોંને બડા પરિશ્રમ કિયા. યે પ્રાતઃકાલ ઉઠ, ભજન-પૂજન કરતીં તથા વિદ્વાનોં સે ધર્મશાસ્ત્ર સુનતી થીં. બ્રાહ્મણોં ઔર કંગાલોં કો ઇનકે રાજ્ય મેં કભી કષ્ટ નહીં હુઆ. ઇનકી દાનશીલતા આજતક વિખ્યાત હૈ. ઇનકા સંપૂર્ણ સમય રાજ-કાજ, પ્રજાપાલન, ઉપવાસ તથા ધર્માચરણ મેં હી બીતા. એક આદર્શ રાજ્ય કી રાની હોનેપર ભી ઇનકા વેશ-ભૂષણ સદૈવ સાદા હી રહા.

પરોપકાર-વૃત્તિ ઔર ધર્મનિષ્ઠા મેં યે બઢી-ચઢી થીં. ઇનકી દૃઢ ધારણા થી, કિ ધર્મ ઔર પુણ્ય-બલ કી શક્તિ સે હી સંસાર વશીભૂત હો સકતા હૈ. હિમાલય સે સેતુબંધ રામેશ્વર તક કોઇ ઐસા તીર્થસ્થાન નહીં, જહાં ઇનકા દ્રવ્ય પુણ્યકાર્ય મેં ન વ્યય હુઆ હો. ઇનકે બનાયે હુએ મંદિર, ઘાટ, ધર્મશાલાએં, તાલાબ, કુએં આદિ આજ ભી પ્રત્યેક તીર્થ મેં ઇનકી ધર્મનિષ્ઠા તથા પરોપકાર-વૃત્તિ કી પતાકા ફહરા રહે હૈં.

વર્તમાન ઇન્દૌર કો, જો પહલે એક છોટા સા નગર થા, ઇતના વિસ્તૃત કર દેને કા શ્રેય અહલ્યાબાઇ કો હી હૈ. મહેશ્વર કે રેશમી ઔર જરી કે કારખાને અહલ્યાબાઇ કે હી સ્થાપિત કરાયે હુએ હૈ. અહલ્યાબાઇ જૈસી ઉચ્ચ કોટિ કી આદર્શ, સરલ એવં નીતિનિપુણ દેવી મહાભારત કે બાદ શાયદ હી કોઇ ઉત્પન્ન હુઇ હૈ.

અપને આદર્શ જીવન, પરોપકાર-વૃત્તિ, દાનશીલતા એવં ધર્મ-પ્રેમ કે કારણ હી યે ન કેવલ ઇન્દૌર કે લિયે બલ્કિ સમસ્ત ભારતવર્ષ કે લિયે પ્રાતઃસ્મરણીય હો ગઇ હૈ. ૭૦ વર્ષ કી આયુ મેં અતુલ વૈભવ ઔર અક્ષય કીર્તિ-પતાકા ઉડાતી હુઇ ઇસ પુણ્યશ્લોકા દેવી ને સ્વર્ગારોહણ કિયા.

ઇન્હીં દેવી કી સ્મૃતિ ઇન્દૌર રાજ્ય ને ૨૫ અગસ્ત કો વિશેષ રૂપ સે મનાયી. હમ પ્રત્યેક હિંદુ નામધારી વ્યક્તિ સે આશા કરતે હૈં, કિ વહ ઇન પ્રાતઃસ્મરણીયા દેવી કા ગુણગાન કર ઉનકે ચરિત્ર સે શિક્ષા ગ્રહણ કર અપના જીવન સફલ કરેં. હમ ભી પરમાત્મા સે પ્રાર્થના કરતે હૈં, કિ વહ હમારે દેશ મેં ઐસી હી આદર્શ દેવિયાં ઉત્પન્ન કરેં, જિસસે હમેં અપની મા-બહિનોં કી દશા સુધારને કા અવસર પ્રાપ્ત હો.

# ગૌવધની ચેળ ઉપર રામબાણ દવા–ડુક્કરનું તેલ

( "શ્રદ્ધાનંદ" ઉપરથી 'આર્યપ્રકાશ'ના એક અંકમાંથી )

ડુક્કરનું તેલ અનેક પ્રકારના વાતવિકાર વગેરે રોગો ઉપર ઉત્તમ છે, એમ આપણા વૈદકશાસ્ત્રમાં કહેવામાં આવે છે; પણ એ તેલમાં બીજા અસાધ્ય રોગોને પણ સારા કરવાનો ગુણ છે. ઉત્તરહિંદુસ્થાનના કેટલાક વૈદ્યોએ હવે જાહેર કર્યું છે કે, હાલમાં આપણા મુસલમાન ભાઇઓમાં ગૌવધલાલસાની ચેળનો વિકાર ઘણો વધી પડેલો છે. એ ચેળ મટાડવાને કરવામાં આવેલા કેટલાક ઉપાયો નિષ્ફળ નીવડ્યા છે; પણ તે રોગ ઉપર ડુક્કરનું તેલ ચોળતાંજ–નહિ માત્ર ડુક્કરના તેલની વાસથીજ–એ ચેળ કેટલેક ઠેકાણે મટી ગઇ છે. નમુનાતરીકે કલકત્તાનોજ દાખલો લ્યો. ગઈ બકરી ઇદને દિવસે એક મસ્જીદમાં ગૌવધની લાલસા તીવ્ર થઇ પડવાથી મુસલમાનોએ કાપવા માટે ગાય લાવી બાંધી. તેને છોડાવવા માટે મારામારી, કોર્ટના ઝગડા અને તોફાનના ગાંડા ઉપાયો કરી નાહક સેંકડો માણસોનાં માથાં ફોડવા કરતાં કેટલાક હિંદુઓએ સરસ યુક્તિ શોધી કાઢી. મસ્જીદની સામેજ શીખોનું ગુરુદ્વાર હતું. એ ગુરુદ્વારમાં શીખોએ એક ડુક્કર લાવી બાંધ્યું અને જણાવ્યું કે, તમે સુખેથી ગાય કાપો; પણ જેવી તમે અમારી સામે ગાય કાપશો કે તરતજ તેજ વ્યક્તિસ્વાતંત્ર્યની છરીવડે અમે આ ડુક્કરને કાપી તમારી આંખો ઉઘાડીશું. આ ઉપાય રામબાણ નીવડ્યો. તે ડુક્કરના તેલની વાસની કલ્પનાથીજ ગૌવધલાલસાની ખંજવાળ ઠંડી પડી ગઈ. અત્યારસુધી પોલીસ પાસે મોટે ભાગે હિંદુઓનેજ રોદણાં રડવાં પડતાં હતાં કે, જુઓ મુસલમાનો ગાય મારીને અમને ચીઢવે છે, પણ એવું કાંઇ ન કરતાં કલકત્તાના હિંદુઓએ **માત્ર વરાહ ભગવાનનીજ આરાધના કરી.** આ રામબાણ ઉપાયને લીધે મુસલમાનોનેજ પોલીસ પાસે રડતાં જવું પડ્યું કે, જુઓ, હિંદુઓ અમને ચીઢવવા માટે અમારી સામે ડુક્કરનું લોહી રેડવાની તૈયારી કરી રહ્યા છે. છેવટે પોલીસે આવી ગાય અને ડુક્કર બન્નેને છોડી મૂક્યાં અને ઝગડો મટાડ્યો.

# અયોગ્ય સમાલોચકો

( 'હિંદુપંચ' ના એક અંકમાંથી )

પુસ્તકોં કી સમાલોચના પક્ષપાતરહિત હોગી. આજકલ જો દૂષપૂર્ણ સમાલોચના હોને લગી હૈ, ઉસકા રાસ્તા બંદ હોના ચાહિયે તથા પુસ્તકેં યોગ્ય વ્યક્તિયોં કે હાથ મેં જાની ચાહિયેં. પિછલે વર્ષ માધુરી મેં પંડિત લજ્જારામ મહતા કી "વિપત્તિ કી કસોટી" કી સમાલોચના શ્રીમતી કમલાદેવી શર્મા ને કી થી. શ્રીમતીજી કા નામ, ન તો લેખિકા કી ન સમાલોચિકા કી હૈસિયત સે હિંદી-સંસાર મેં અભીતક પ્રખ્યાત હુઆ હૈ. અતઃ યહ બાત વિચારણીય હૈ, કિ મહતાજી જૈસે વયોવૃદ્ધ તથા સિદ્ધહસ્ત લેખક કી કૃતિ કે સાથ શ્રીમતીજી કહાંતક ન્યાય કર સકતી થીં ઔર સંપાદક કે લિયે યહ પુસ્તક શ્રીમતીજી કે હાથોં મેં સમાલોચના કે લિયે દેના કહાં તક ઉપયુક્ત થા.

# ગ્લૅડસ્ટનનાં કેટલાંક બોધવચનો

## ( ભાવાર્થરૂપે અપાયાં છે. )

શરીરનો રોગ મટાડનારા અનેક મળે, પણ મનનો રોગ (અજ્ઞાન-લોભ ઇત્યાદિ) સારો કરે એવો વૈદ્ય જગતમાં દુર્લભ છે.

× × ×

જગતમાં હવે પાપનો ભય ઓછો થતો જાય છે, એ વર્તમાન સમયની મોટી ન્યૂનતા છે.

× × ×

હું સમસ્ત જીવનપર્યંત વિદ્યાર્થી હતો અને હજી પણ વિદ્યાર્થીજ છું.

× × ×

જેમ આકાશ પૃથ્વીની દશે દિશાએ ફેલાયલું છે, તેજ પ્રમાણે ધર્મશાસ્ત્ર પણ મનુષ્યના સર્વ વ્યવહારમાં ફેલાયલું છે.

× × ×

સહવાસ, આવડત, પ્રકૃતિ, નવી નવી વાતો વગેરે સાથે ધર્મને ઘણો ઝઘડો કરવો પડે છે.

× × ×

ધર્મસ્વાતંત્ર્યનું બળ ઘણું મોટું અને દુર્નિવાર છે. એની આડે કોઇથી પણ અવાવાનું નથી.

× × ×

હમણાંના કાળના નહિ રોકી શકાય તેવા અને અતિ ગંભીર એવા ધર્મસ્વાતંત્ર્યના પ્રવાહ આડો કોઇથી પણ હાથ દઇ શકાય તેમ નથી.

× × ×

મનુષ્ય પૈસાવડેજ સુખ સંપાદન કરી શકે છે, એમ સમજીને જો આપણે ચાલીએ તો તે આપણી મોટી ભૂલ છે.

× × ×

પાણી ઉપર હજાર શબ્દો લખવા કરતાં ખડકપર માત્ર એકજ શબ્દ લખવો અધિક શ્રેયસ્કર છે.

× × ×

પોતાની સુધારણાને માટે મનુષ્ય પોતાના ખરા અંતઃકરણપૂર્વક જે પ્રયત્ન કરે છે, એજ તેનામાં તેની યોગ્યતાને વધારનારો મોટો ગુણ છે.

× × ×

પુસ્તકો એ પરલોકવાસી મહાન મનુષ્યોના શબ્દ છે અને તેમના આત્માસાથે વાતચીત કરવામાં તે સર્વોત્તમ સાધનો છે.

× × ×

સંપત્તિ અને સુખસાધનો વધતાં જાય છે, તેમ તેમ સામાજિક વ્યવહારમાં પણ ફરક પડતો જાય છે.

× × ×

'જ્ઞાન' જેમને સુખના ભંડારરૂપ લાગતું હોય, એવાં માણસો જગતમાં થોડાંજ હોય છે.

× × ×

ઇંગ્લાંડના અનુભવમાં આવશે કે, રાષ્ટ્રીય અન્યાયથી રાષ્ટ્રીય પતન અવશ્ય થવાનું છે, અને તે કદી દૂર થવાનું નથી.

× × ×

અનુભવથી મને જણાયું છે કે, વિશ્વાસ રાખવામાં મોટું ડહાપણ છે અને ન રાખવામાં મોટી મૂર્ખતા છે.

× × ×

ઉન્નતિના જે જે ખરેખરા તથા મનમાં વસી રહેલા પ્રયત્નો છે, તે સર્વ-જો તેની સાથે નમ્રતા જોડાયલી હોય તો-અન્ય મનુષ્યોને માટે અત્યંત બોધપ્રદ થાય છે.

× × ×

'ધર્મ' એ એક મહાન શક્તિ છે. તેની આગળ રાજાઓએ તથા રાજ્યપ્રકરણી પુરુષોએ પણ પોતાનાં કામોની ઝડતી કોઇપણ વખતે આપવીજ પડશે.

× × ×

જે રાષ્ટ્રની સઘળા પ્રકારની સંસ્થાઓમાં તેમજ કાર્યોમાં અભિવૃદ્ધિ જોવામાં આવે, તે રાષ્ટ્રની ઉન્નતિ થતી ચાલે છે, એમ સમજવું.

× × ×

આપણે પોતાનું કર્તવ્ય બજાવવામાં કદી પાછી પાની કરવી જોઇએ નહિ; તેમ તેમાંની અડચણો પ્રત્યે દુર્લક્ષ્ય પણ કરવું જોઇએ નહિ.

× × ×

પાપના સંબંધમાં ઈશ્વરનો ભય રાખીને વર્તવું, એટલે તેમાં સઘળુંજ આવી જાય છે.

× × ×

પરમાર્થની વાતો ઘણાજ આડંબરથી કહેવી અને રહેણી તેનાથી ઉલટી રાખવી, એના જેવું સહેલું કામ બીજું નથી.

× × ×

એકાદ જોયેલી વાત ઉપરથી અંતરાત્માની પ્રેરણાને ખોટી માનવાને મનુષ્ય મોહિત થાય છે; આ પ્રકારનો પ્રસંગ ખરેખર અત્યંત ભયંકર અને ઘણા સંકટનો છે.

× × ×

એકાદ મહાન માણસના વિચારોને પોતે વિચાર નહિ કરતાં કબૂલ કરવા, એ જેટલું ખોટું છે; તેટલુંજ મહાન માણસોના વિચારોને યોગ્ય માન ન આપવું એ પણ ખોટું છે.

× × ×

મનુષ્ય પ્રાણી, એ આ સૃષ્ટિમાં સર્વ સારી વસ્તુઓનો કળશ છે. મનુષ્યજાતિ, મનુષ્યસ્વભાવ, મનુષ્યકર્તવ્ય તથા મનુષ્યનું ભવિતવ્ય એ સર્વ અભ્યાસના અત્યુત્તમ વિષયો છે.

× × ×

ચિરકાળની કીર્તિની ઇચ્છા એ સત્કાર્યો કરવાને ઉત્તમ પ્રકારની વૃત્તિ છે; પરંતુ તેને આપણા અંતરાત્માની અને પરમાત્માની આજ્ઞા નીચેજ રાખવી.

× × ×

મારો અંતકાળ પાસે આવતો જાય છે, તેમ તેમ મને મતભેદ ઓછો દેખાતો જાય છે અને ઐક્ય અત્યંત મોટું જણાય છે.

× × ×

કોઈ પણ રાષ્ટ્ર અને કોઇ પણ યુગના મનુષ્યોનો ઉદ્યોગ અને પરસ્પરનો પ્રેમ તેમની ઈશ્વરભક્તિના પ્રમાણપર આધાર રાખે છે.

× × ×

અસત્ય અને દંભનો પ્રકાશ કદાચ થોડો સમય કાયમ રહેશે; પરંતુ પરિણામે તો તે ખુલ્લું પડી જઇને અપકીર્તિ અને વિપત્તિ આવ્યા સિવાય રહેશેજ નહિ.

× × ×

પરમેશ્વરપ્રત્યેનાં કર્તવ્યો તરફ આપણું લક્ષ્ય પુષ્કળ હોવું જોઇએ; અને તે જેટલા પ્રમાણમાં હશે તેટલાજ પ્રમાણમાં આપણી ભવિષ્યત્ ઉન્નતિ થનાર છે.

× × ×

માત્ર ક્ષણિક પશ્ચાત્તાપથીજ કાંઇ અપરાધ ટળી જતો નથી; પરંતુ પશ્ચાત્તાપનો ક્રમ એકસરખો ચાલવો જોઇએ તથા પરિપૂર્ણ થવો જોઇએ. તે સિવાય પાપશુદ્ધિ-ચિત્તશુદ્ધિ થતી નથી.

× × ×

ગ્રંથસંગ્રહ કરવામાં ગ્રંથાવલોકનની આવડત, સમય, પૈસા, જ્ઞાન, સારાસાર-વિચાર અને દૃઢ નિશ્ચય એટલા ગુણોની જરૂર છે. એમાંના આવડત અને નિશ્ચય એ બે ગુણો મારામાં છે.

× × ×

અનુભવ થવા પહેલાં પુષ્કળ વાતોપર વિશ્વાસ મૂકવો એ ડહાપણ છે.

× × ×

શિક્ષણના હેતુઓમાં એક હેતુ એવો પણ છે ખરો કે, તેની સહાયથી મનુષ્ય કાંઈ પણ ધંધો કરી શકે; પણ આ હેતુ ગૌણ હોઇને મુખ્ય હેતુ તો એજ છે કે, પવિત્ર વિષયોથી અંતઃ-કરણને ઉન્નત કરવું.

× × ×

કોઈ પણ કારણથી કિંવા હેતુથી મનુષ્ય જે દિવસે પોતાના અંતરાત્માની આજ્ઞા-પ્રેરણાનું અપમાન કરે છે, તે દિવસ તેને માટે ઘણોજ ખરાબ અને મહા અનર્થકારી છે.

× × ×

શરીરશ્રમ લજ્જાસ્પદ હોવાની સમજ લોકોમાંથી દૂર કરવી જોઇએ; એટલુંજ નહિ પણ જાતે શરીરશ્રમ કરીને તેથી થયેલી પોતાની શારીરિક ઉન્નતિનું દૃષ્ટાંત એવી સમજ ધરાવનારાઓને દર્શાવી આપવું જોઇએ.

× × ×

તમે જેમ જેમ વિશેષ જ્ઞાન મેળવતા જશો, તેમ તેમ તમને જણાશે કે, આપણે જે કાંઈ જ્ઞાન મેળવ્યું છે તે બહુજ થોડું છે અને જે મેળવવાનું છે તે અગાધ છે.

× × ×

આપણે જેટલું જાણતા હોઇએ છીએ, તેનેજ આપણે જ્ઞાન કહીએ છીએ. તે આપણી જીભ આપણે સ્વાધીન હોવાથીજ કહીએ છીએ; નહિ તો જ્ઞાન કહ્યું એટલે તેમાં સહજ પણ અજ્ઞાન હોવું જોઇએ નહિ, પરંતુ એવું કયાં હોય છે?

× × ×

ગુરુએ આપણું કામ જે અંતઃકરણપૂર્વક કર્યું છે, તે જોતાં તમે તેમને કાંઇ માન અથવા પદાર્થ આપો, તેથી કાંઇ તમે તેમના ઋણમાંથી મુક્ત થઇ શકતા નથી.

× × ×

ઈશ્વરી સત્ય સમજવાનાં જે સાધનો આપણા હાથમાં છે, તેનો યથાયોગ્ય ઉપયોગ કરવો એ આપણીજ સત્તામાં છે. તે જ્ઞાનનું (તન, મન કે ધન ઉપર) જે કાંઇ શુભ પરિણામ આવે તે ઇશ્વરનેજ અર્પણ કરવું જોઇએ.

× × ×

કર્તવ્યકર્મ પ્રત્યે મનુષ્યના હૃદયમાં જે અગાધ શ્રદ્ધા અને તે શ્રદ્ધામાંથી અત્યંત લીનતા તથા દૃઢ નિશ્ચયનું જે મિશ્રણ ઉત્પન્ન થાય છે, તેજ આ મનુષ્યપર પરમેશ્વરની કૃપા ઉતારવાનું અને તે કૃપાને કાયમ રાખવાનું ઉત્કૃષ્ટ સાધન છે.

× × ×

દુકાનમાં માલ પુષ્કળ ભર્યો હોય, પરંતુ ઘરાકી બિલકુલ ન હોય તો એવી દુકાન જેમ નિંષ્ફળ છે, તેમ મનમાં અનેક સારી વાતો સમાઇ રહેલી હોવા છતાં તે પ્રમાણે ક્રિયા ન થતી હોય એવું શિક્ષણ પણ નિષ્ફળ છે.

× × ×

આપણી મનોવૃત્તિપરજ આપણી સત્તા ચાલતી ન હોય, તો પછી બાહ્યસૃષ્ટિ ઉપર અર્થાત્ જગતના પદાર્થો ઉપર આપણી સત્તા વધતી જાય છે અથવા તો 'આપણે અધિકાધિક જ્ઞાની થતા જઇએ છીએ' એવો ગર્વ કરવો એ વ્યર્થજ છે.

× × ×

આ પાપમય જગતમાં અનેક સ્થળે સત્યને ઓથેજ અસત્ય અને ધર્મશ્રદ્ધાને ઓથેજ અશ્રદ્ધા અને અધાર્મિકતા છુપાઈ રહેલાં હોય છે, માટે સાવધ રહેવું.

× × ×

મનુષ્યના મનપર સત્તા ચલાવવાને પુરુષાર્થ અને પ્રારબ્ધની જે લડાઈ ચાલી રહી છે, તેના

પરિણામે જેટલા પ્રમાણમાં પુરુષાર્થની સત્તા વધતી જાય છે, તેટલા પ્રમાણમાં પ્રારબ્ધની સત્તા ઓછી થતી જાય છે.

× × ×

એકબીજાથી વિરુદ્ધ કાર્યો કરવાનો સમય આવે એ મોટું સંકટ લાગે છે ખરૂં, પરંતુ ખરૂં જોતાં તો તે એકબીજાથી વિરુદ્ધ હોતાંજ નથી; કેમકે સઘળાં કર્તવ્ય એક અગાધ પરમાત્મામાંથીજ નીકળેલાં છે. પછી દેશ–કાળ ઇત્યાદિ પરત્વે તેના પ્રકારમાં ફેરફાર હોય તેમાં કાંઇ મોટી વાત નથી.

× × ×

ધર્મનાં તત્ત્વો સઘળાં એકજ છે અને તે સર્વને એકસરખાં માન્ય હોવાથી તેનાવડે સર્વનું ઐક્ય થવું સાહજિકજ છે. આ ઐક્ય સુજાણ અને અજાણ વચ્ચે પણ એકસરખું થઇ શકે છે; પરંતુ જ્ઞાનનો ગર્વજ તેમાં અંતરાય પાડે છે અને તેથીજ પંથ–પરંપરા વધી છે.

× × ×

જે જ્ઞાન અંતરની શુભ વૃત્તિને ખીલવી શક્યું નહિ, તે જ્ઞાનનો ગર્વ કરવો એ વ્યર્થ છે. જે જ્ઞાનવડે આપણે આપણી આંતરવૃત્તિનેજ જીતી શક્યા નહિ, તે જ્ઞાનવડે આપણે જગતના પદાર્થો જીતતા ચાલીએ છીએ, એવો ગર્વ રાખવો એ મૂર્ખતાજ છે.

× × ×

ખાધેલા અન્નનું મુખ્ય કામ જેમ શરીરને બળવાન અને ચપળ બનાવવાનું છે, તેમ શિક્ષણનું કામ એ છે કે, તે આપણા મનને ભોગ ભોગવવામાં સંયમી, ધારણાશક્તિમાં મજબૂત અને સંકટો ખમવામાં ધીર અને સહનશીલ બનાવે.

× × ×

ગ્રંથસહવાસ અત્યંત આનંદકારક છે. ગ્રંથો ગોઠવી રાખ્યા હોય એવી ઓરડીમાં ગયા પછી તમે તેને હાથ નહિ લગાડો તો તે ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને તેનો ઉપયોગ કરો; એટલે તમારૂં કલ્યાણ થશે. શું આ માનસવાણી ઓછી કિંમતી છે?

× × ×

પાપી વિચારો મનને ખાઇ જાય છે; કેમકે તે એક જબરદસ્ત રોગ છે. તેનું ઔષધ સમસ્ત પૃથ્વીમાં મળી શકતું નથી. ધર્મશાસ્ત્રમાં લખેલું છે કે, પાપની પાછળ દુઃખ પણ અવશ્ય આવશેજ. અન્યાયની લડાઇ એ પણ એક ભયંકર પાપ હોવાથી તેની પાછળ પણ ભયંકર દુઃખ આવવાનુંજ છે.

× × ×

પોતાના આયુષ્યનો ઉપયોગ જો તમે બહુજ સાવધાનતાથી કરશો, તો ભવિષ્યમાં તે તમને વ્યાજસહિત મળશે અને એટલું બધું ઉપયોગી થઈ પડશે કે, હાલ તો તેનું અનુમાન પણ તમે કરી શકશો નહિ; પરંતુ એ પ્રમાણે ન કરતાં આયુષ્યને જો તમે વ્યર્થ જવા દેશો તો તે તમને નુકસાન પણ તમે ધારી શકો તે કરતાં ઘણુંજ વધારે કરશે.

× × ×

દેશમાં શાંતિ હોવી એ મોટું સુખ છે; પરંતુ તે સુખને લીધે નીચ વૃત્તિ ધરાવનારા મનુષ્યોને મોહ વ્યાપે છે. આ વાત જેમ સર્વ પ્રકારના સુખને લાગુ પડે છે, તેમ આ વાત પણ તેટલીજ ખરી છે કે, યુદ્ધના તેમજ સંકટના પ્રસંગોને લીધે મનુષ્યોમાં અમૂલ્ય સદ્ગુણો ઉત્પન્ન થઇને વધે છે અને મનુષ્યોને હાથે મોટાં મોટાં કાર્યો થાય છે.

× × ×

એ નિરંતર લક્ષ્યમાં રાખવું જોઇએ કે, આપણને પ્રથમથી પડેલી ટેવોને રોકવાથી આપણી બુદ્ધિ અને નીતિની વૃત્તિઓ પણ ફેરવાતીજ જાય છે.

× × ×

એ કદી ભૂલવું જોઇએ નહિ કે, મનુષ્યને આ જગતમાં જે કાર્યો કરવાં પડે છે, તે કરવાના યોગ્ય પ્રકારો શીખવવા જેટલું ત્રાસદાયક અને મનુષ્યની શક્તિ ક્ષીણ કરનારૂં બીજું એક પણ કાર્ય નથી; છતાં પણ આ કાર્ય કેટલાકો એવું ઉત્તમ સાધી શકે છે કે, તેમની પાછળ તેમનો

વિદ્યાર્થી–સેનાપતિની પાછળ સિપાઇઓ યુદ્ધમાં જાય તેમ–જાય છે; **પરંતુ આવા શિક્ષકો અને વિદ્યાર્થીઓ બહુજ થોડા હોય છે.**

× × ×

આજસુધીમાં ઉન્નતિના સર્વોચ્ચ શિખરે ચઢેલાં રાષ્ટ્રો પૈકી કોઇ પણ રાષ્ટ્રના લોકોએ–સૌએ મળીને–પોતાનો રાજ્યકારભાર ચલાવ્યો નથી. તેમણે જે કાંઇ કર્યું છે તે એ કે, પોતામાંથી શ્રેષ્ઠ લોકોને પસંદ કરવા તથા તેમનાં કાર્યોપર પોતાનો દાબ રાખીને તેમને હાથે રાષ્ટ્રનો કારભાર ચલાવવો. આ કાર્ય કરવામાં તેમને કેટલી બધી અડચણો પડતી હતી તે ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાય છે.

× × ×

આ જગતનો અને આપણો યોગ કોઇ પણ રીતે આપોઆપ બનેલો નથી. એ સઘળી ઇશ્વરની કૃતિ છે. પૂર્ણ મનુષ્યત્વ આવવાને માટે આ જગત ઉત્તમ સ્થાન છે અને તે આવ્યા સિવાય તેનાથી દેવલોકમાં જઇ શકાતું નથી–અર્થાત્ આ લોકમાં જીવવું એ પરલોકના જીવનની તૈયારી કરવા જેવું છે.

× × ×

અમુક કાર્ય કરવું એજ આપણું કર્તવ્ય છે અથવા તે ન કરવું એજ કર્તવ્ય છે, એમ સારી રીતે સમજાયા છતાં પણ જો તે કર્તવ્યથી વિરુદ્ધ વર્તવામાં આવે તો તે પાપ છે. એ પાપ માણસના અંતરને ખાય છે; તેથી તેના મૂળ સ્વભાવમાં એક પ્રકારનું તોફાન થાય છે અને તેનું પરિણામ એવું આવે છે કે, અંતઃકરણમાં કુવાસનાનું પ્રાબલ્ય વધીને સદ્વાસનાનો નાશ થાય છે અને એજ તેના આત્માનો નાશ છે.

× × ×

સઘળાં રાષ્ટ્રોને સમાન સમજવાં–તેમાં કોઇને ઓછું વધતું ન માનવું એ ખ્રિસ્તીસુધારણાનું મૂળ બીજ છે. એ તત્ત્વ જો છોડયું તો તેની સાથેજ સર્વત્ર જગતની શાંતિ અને ઉન્નતિની આશા ઉડી જશે. મારો મત એવો છે કે, જે કોઇ આ સમતાનું તત્ત્વ છોડી દે છે કિંવા તેને બગાડે છે, તેનો હેતુ ગમે તેટલો સારો હોય તોપણ તે પોતાના રાષ્ટ્રપર મહાન સંકટ લાવે છે, શાંતિનો નાશ કરે છે અને ખ્રિસ્તીધર્મના મૂળ સિદ્ધાંત ઉપર શસ્ત્રપ્રહાર કરે છે.

× × ×

હું બદલાયો છું; કેમકે હું જ્યારે પ્રથમ સાર્વજનિક કામમાં પડયો, ત્યારે સ્વાતંત્ર્યનું ખરૂં મૂલ્ય અને તેની અત્યંત આવશ્યકતા હું સમજી શકયો ન હતો. સ્વાતંત્ર્ય પણ અન્ય ગુણોની પેઠેજ શુભ કાર્યમાં તેમજ અશુભ કાર્યમાં–ઉભયમાં ઉપયોગી થઇ પડે છે, એ વાત હું પ્રથમ જાણતો ન હતો, તેમ પ્રત્યેક સાર્વજનિક સંસ્થાની ઉન્નતિ સ્વાતંત્ર્યપરજ અવલંબીને રહેલી છે એ પણ મારા લક્ષ્યમાં આવ્યું ન હતું. એ સઘળું હવે હું સમજી શકયો છું તથા તેને અનુસરીનેજ હું હમેશાં વર્તું છું.

× × ×

સર્વસામાન્ય લોકોની સભા એક ઉત્તમ શાળા છે. એ શાળાની શક્તિ વિલક્ષણ છે. ત્યાં બુદ્ધિનું સામર્થ્ય તથા મનની ઉચ્ચતા ઘણી વધે છે. તે સિવાય નીતિ શીખવાની પણ એ સર્વોત્તમ શાળા છે. શાંતિ શીખવાનું પણ એ ઉત્તમ સ્થાન છે. ત્યાં દુર્દૈવથી જો કોઇને હાથે કાંઇ ભૂલ થાય છે તો તે સમજવાને પાંચ મિનિટ પણ લાગતી નથી. ત્યાં સહનશીલતા તો મૂર્તિમંતજ છે. તે મનુષ્યમાં આપોઆપ આવે છે; તેજ પ્રમાણે એ એક મોટું ન્યાયસ્થાન છે.

× × ×

મનમાં પુષ્કળ વાતો ભરી રાખવી એ મનુષ્યનું શિક્ષણ નથી. કેટલાક લોકો મનને કોઠી જેવું સમજે છે અને તેમાં જ્ઞાનનાં પોટલાં ભરી રાખવાનો વિચાર કરે છે; પરંતુ આ સમજ બરાબર નથી. આ સંબંધી એ લક્ષ્યમાં રાખવું કે, મનુષ્યના જીવિતનો હેતુ, મનુષ્યની સુધારણા–ઉન્નતિ કરવી એજ છે; માટે જ્ઞાન પ્રાપ્ત કરીને તેની સહાયતાથી પોતાનાથી બની શકે તેટલાં માણસોનું કલ્યાણ કરવું જોઇએ અને તેમ કરવાથીજ આ જગતપરનું પાપ અને દુઃખ ઓછું થાય છે.

× × ×

ટેનિસનની કારકીર્દી ઘણેખરે અંશે મારી કારકીર્દીને મળતીજ છે; પરંતુ તેની જે કૃતિ છે તે મારી કૃતિ કરતાં ઘણીજ શ્રેષ્ઠ પંક્તિની છે. તેનો ઉદ્યોગ મારા ઉદ્યોગ કરતાં સર્વોત્તમ પ્રકારનો થયો છે તથા તે મારા ઉદ્યોગ કરતાં વિશેષ ચિરસ્થાયી છે. મારા જેવા પુરુષો સાર્વજનિક હિતના વિષયો ઉપર બોલે છે, એટલે લોકો કૃપા કરીને તેમને યોગ્યતા કરતાં પણ વિશેષ માન આપે છે અને તેથી તેઓ ફુલાય છે એ ખરૂં છે; પણ બોલવું એજ અમારૂં કામ છે. તેમાં ઉપાયજ નથી, પરંતુ શબ્દોને પાંખો હોવાને લીધે તેઓ ઝપાટામાં ઉડી જાય છે અને હતા ન હતા થઇ જાય છે. ટેનિસનની કૃતિ આથી વિશેષ ઉચ્ચ યોગ્યતાવાળી છે. તેના ઉપર કાળનું કશું ચાલવાનું નથી. તેણે પોતાનું ચરિત્ર પોતાના દેશબાંધવોના હૃદયપટપર લખ્યું છે, તે કદી પણ ભુંસાઈ જનાર નથી.

# દરિદ્રતામાંજ રત્નમાનવો વધારે પાકે છે.

( લેખકઃ—શ્રીયુત "કુમાર" 'હિંદુપંચ'ના એક અંકમાંથી )

એક બાર ઇમર્સન કે કિસી મિત્રને હાર્વર્ડ વિશ્વવિદ્યાલય મેં એક અસંત પ્રતિભાશાલી તથા હોનહાર વિદ્યાર્થી કે સંબંધ મેં ઉસકી સંમતિ પૂછી! ઇમર્સન ને તુરંત હી જો સંક્ષિપ્ત ઉત્તર દિયા, વહ ઇસ પ્રકાર થાઃ—

"બસ, ઉસે અબ અગર કિસી વસ્તુ કી આવશ્યકતા હૈ તો વહ 'દરિદ્રતા' હી હૈ."

ઇમર્સન કે ઇસ અદ્‌ભુત ઉત્તર કો સુનકર ઉસકા મિત્ર એકદમ ચકરા ગયા ઔર ઉસકે ચેહરે કો બડી ઉત્સુકતા સે દેખને લગા.

ઇમર્સન તુરંત હી ઉસકે હૃદય મેં ઉઠતે હુએ ભાવ કો તાડ ગયા. ઉસને અપને મિત્ર કે સંમુખ મુસ્કરાતે હુએ દરિદ્રતા કી ઇસ પ્રકાર વ્યાખ્યા કર ડાલીઃ—

"દરિદ્રતા કો બહુધા લોગ ઇશ્વરીય પ્રકોપ યા શાપ સમઝતે હૈં; પર વાસ્તવ મેં ઐસી બાત નહીં હૈ. વહ તો પરમાત્મા કા સર્વશ્રેષ્ઠ વરદાન હૈ."

"સંસાર મેં જીતને બડે-બડે મહાપુરુષ હો ગયે હૈં; ઉનમેં સે ઐસી વ્યક્તિ બહુત હી કમ હૈં, જો દરિદ્રાવસ્થા મેં ન પૈદા હુએ હો યા જીનકા ઉત્થાન પતિતાવસ્થા સે ન હુઆ હો."

"દરિદ્રાવસ્થા મેં રહ, ફટે-પુરાને કપડે પહિન, પેટ-ભર અન્ન ન પા તથા સુખ-સાધન-રહિત અવસ્થા મેં હી મનુષ્ય અપને સચ્ચે સ્વરૂપ તથા જ્ઞાન-શક્તિ કો પહચાનતા હૈ."

"કિસી પ્રકાર કે સાજ સામાન સે રહિત, સુનસાન કમરે મેં હી ઉસકી આત્મા સે વહ જ્યોતિ પ્રજ્વલિત હોતી હૈ, જીસકા પ્રકાશ કિસી દિન સારે સંસાર મેં ફૈલ જાતા હૈ ઔર વહ વ્યક્તિ મહત્તા કો પ્રાપ્ત હો ગૌરવ પાને લગતા હૈ."

"પ્રકૃતિ ને મનુષ્ય કો ઇસ પ્રકાર બનાયા હૈ, કિ વહ સ્વભાવતઃ કાર્ય ઔર ઉદ્યોગ સે ઘૃણા કરતા હૈ. ઐસે મનુષ્ય ઇસ સંસાર મેં થોડે હી હોંગે, જીનમેં ઇસ પ્રાકૃતિક નિયમ કે ઉલ્લંઘન કરને કે યોગ્ય આત્મિક શક્તિ હો."

"દરિદ્રતા હી વહ શક્તિ હૈ, જીસસે મનુષ્ય કાર્ય ઔર ઉદ્યોગ કરને લગતા હૈ. કેવલ ઇતના હી નહીં, ઇસમેં એક વિશેષ ગુણ ભી હૈ-યહ મનુષ્ય કો વાસ્તવિક 'મનુષ્ય' બનાતી હૈ."

"દરિદ્રતા સે મનુષ્ય કા ઉન હજારોં, લાખોં વ્યક્તિયોં સે સંપર્ક હો જાતા હૈ, જીનકી આવશ્યકતાએં ઔર દુઃખ-દર્દ, સ્વાર્થપરતા ઔર ઉસકી આત્મા કો વિશ્વાત્મા કી મધુર સંગીત ધ્વનિ સે અનુગુંજિત કર વ્યક્તિગત સ્વાર્થ કો સંસાર કે સ્વાર્થ મેં વિલીન કર દેતી હૈ, જીસસે વહ સમસ્ત સંસાર કો અપના સમઝને કા મહાજ્ઞાન પ્રાપ્ત કર લેતા હૈ."

"દરિદ્રતા આત્મ-શક્તિ પ્રદાન કરતી હૈ ઔર શિષ્ટાચાર કી સુંદર શિક્ષા દેતી હૈ. અતએવ દરિદ્રતા કોઇ ઇશ્વરીય પ્રકોપ યા શાપ નહીં, બલ્કિ પરમ પિતા પરમાત્મા કા સર્વોચ્ચ આશીર્વાદ હૈ."

# પ્રભુપ્રસાદ પામનારા ભક્તના ઉદ્ગાર

( "સાહિત્ય" માસિકના સપ્ટેમ્બર ૧૯૨૭ ના અંકમાંથી )

તમે સાંભળો સખી એક વાર્તા રે,મને સાંભર્યું તે કાંઈક સંભારતાં રે. (ટેક)
હું તો હરજીને જોવા નિસરી રે, મુજને સંસારની વાત વિસરી રે. તમે૦ ૧
મુજને ખોળતાં કંઇ એક લાધ્યું રે, લાધ્યું અખંડ બ્રહ્માંડ આ બાધું રે. તમે૦ ૨
હું તો હરજીને જોતાં હું ટળી રે, જયમ સાગરમાં સરિતા ભળી રે. તમે૦ ૩
હું તો જ્યાં જોઉં ત્યાં રે તેજ ને રે; મેં તો મનશું વિચાર્યું એજ રે. તમે૦ ૪
સર્વ વસ્તુ તણો વેરો ટળ્યો રે, જેને જોતી'તી તે મુજને મળ્યો રે. તમે૦ ૫
સર્વ પરબ્રહ્મ કેરાં પૂતળાં રે, રૂપે એક થકી એક આગળાં રે. તમે૦ ૬
દશે દિશા સન્મુખ હરજી થયા રે, મારા રૂદેકમળમાં વસી રહ્યા રે. તમે૦ ૭
એક હરિ વિના બીજું દીસે નહિ રે, મારી દોષની દૃષ્ટિ ટળી ગઇ રે. તમે૦ ૮
મારાં અનંત લોચન ઉઘડયાં રે, સર્વ રામજીનાં રૂપ દૃષ્ટે પડયાં રે. તમે૦ ૯
હું તો હરખે હીંડું ને જોતી ફરૂં રે, મુજને પ્રપંચનું વૈકુંઠ વિસર્યું રે. તમે૦ ૧૦
બાધું અખંડ મંડળ નિહાળતાં રે, થઇ તન તદ્રૂપ સંભાળતાં રે. તમે૦ ૧૧
નખ શિખ લગી હરિ વ્યાપી રહ્યો રે, જેવો વેદે કહ્યો તેવો લહ્યો રે. તમે૦ ૧૨
ભૂલ્યું હતું તે ધન ઘરમાં જડયું રે,મહા આનંદ ઉપજ્યો મનડું ઠર્યું રે. તમે૦ ૧૩
હવે જન્મ સફળ થયો માહરો રે, મળ્યો બાવન અક્ષર બાહરો રે. તમે૦ ૧૪
સર્વ ઠામથો અળગો ન થાય રે, અણું માંહે તે અણું માંય રે. તમે૦ ૧૫
હવે પ્રપંચ પુરાણના પરા થયા રે, દાસ ગોપાળના પ્રભુ જ્યારે લહ્યા રે. તમે૦ ૧૬

---

## અનુરોધ

( "હિંદુપંચ" ના એક અંકમાંથી )

સુનતા હૂં સર્વેશ વિશ્વ મેં સત્વર આને વાલે હો,
અનય નશાને વાલે જગ મેં શાન્તિ બસાને વાલે હો.
યદિ આતે હો તો અપને હી નિજગૃહ મેં આના ભગવન્,
યદુકુલભૂષણ, ઔર કહીં મત ભારત તજ જાના ભગવન્. (૧)
સર્વ પ્રથમ તેરી પદપૂજા કરને કા અધિકાર હમેં,
તેરે પદ ગહિ પતન સિંધુ સે, તરને કા અધિકાર હમેં.
પ્રગટિત કરકે અપની પ્રતિમા, જગ કો આલોકિત કર દો,
ભારત કી કમનીય કીર્તિ, હે કૃષ્ણ ! ભુવનભર મેં ભર દો. (૨)

# આજનું શિક્ષણ એ શિક્ષણ નથી.

## પરંતુ ગુલામીનાં બંધનોને મજબૂત કરનારૂં એક ભયંકર યંત્ર છે.

( લેખકઃ—**મૂળશંકર જાદવજી વ્યાસ–'રાષ્ટ્રશક્તિ'** તા. ૧૨–૮–૧૯૨૭ ના અંકમાંથી )

આપણી નિશાળો અને વિદ્યાલયો દેશોન્નતિનાં અમીઝરણાં હોઇ શકે, આપણો સમાજ અને ધર્મ ઇતિહાસના દુર્ગસમાં હોઇ શકે, સ્વાતંત્ર્ય અને સ્વરાજના રથચક્રસમા બની શકે; પરંતુ એ બધું કયારે ? જ્યારે એ શિક્ષણ–કારોબાર આપણા મત મુજબ ચલાવાય ત્યારેજ.

અંગ્રેજો પૂરા વિચક્ષણ છે, એમણે ભારતવર્ષનો યશસ્વી ઇતિહાસ નિહાળ્યો, એમણે આર્ય સંસ્કૃતિની ઝમક તથા પ્રાચીન ઋષિમુનિઓના પવિત્ર સંસ્કારો જોયા, પ્રાચીન શૂરવીરોના વીરત્વનાં ગુણગાન સાંભળ્યાં, બ્રહ્મર્ષિઓની ગૃહે ગૃહે વ્યાપી રહેલી બ્રહ્મદીક્ષાઓનું સચરાચર તેજ ભાળ્યું, ગ્રીસ અને સ્પાર્ટાના કેસરીઓથી પણ અધિક ક્ષત્રિયોની ભસ્મમાં છુપાયેલી દૈવી શક્તિની ચીનગારીઓ ભાળી, વૈશ્યોનાં વાણિજ્યશક્તિનાં સાહસો માપ્યાં, શૂદ્રોની ભક્તિપરાયણ નિઃસ્વાર્થ સેવાઓ જોઇ, આકાશમાંથી ઉતરતા વજ્રસામે ટટાર ઉભા રહેનાર વીરકેસરીઓની સુકીર્તિઓ સાંભળી અને રણમેદાને જતા કંથને કુમકુમતિલક કરીને કમરે સમશેર બાંધનારી અને મૃત પતિની સાથે ચિતામાં હસતે મોઢે 'જય માતૃભૂમિ, જય માતૃભૂમિ' 'જય પતિદેવ, જય પતિદેવ'ની જયગર્જના કરતી સળગી જનારી ભારતી સતીઓનો અપાર મહિમા સાંભળ્યો.

જે દેશમાં આવી અજબ સંસ્કૃતિ, આવું અદ્‌ભુત શૂરાતન, અનેરૂં ઓજસ્ અને અપૂર્વ શક્તિ હોય; આ ક્ષણભંગુર દેહને ફેંકીને યશસ્વી દેહને ચિરંજીવી કરવાની હોંશ જે દેશમાં હોય; એવા દેશની વિરાટ પ્રજાને વશ કરવાવાળું–તેને ગુલામ બનાવવાવાળું આ જગતમાં કોઇ જન્મ્યું નથી. એ સનાતન સત્ય અંગ્રેજોની વિચક્ષણ બુદ્ધિએ પારખી લીધું. ભારતવર્ષમાં અંગ્રેજ સલ્તનતના પાયા ઉંડા નાખવા એ વિદેશીઓએ હિંદના બાળહૈયા ઉપર જુદીજ છાપ ચીતરવા માંડી. હિંદની અગાધ શક્તિને મુઠ્ઠીમાં પકડી અને આ દેશમાં ટેક, સ્વમાન અને પવિત્ર કીર્તિમાટે મરી ફીટવાનું આદર્શ શિક્ષણ મળતું, તેજ દેશમાં આજે અમારા યુવાન હિંદીઓને કૉલેજોમાં બ્રિટિશો સમા કોઇ બહાદુરો પાકયા નથી, હિંદના ઇતિહાસમાં યૂરોપના ઇતિહાસસમું કૈવત નથી, વેલિંગ્ટન અને નેલ્સન તો ઇંગ્લાંડમાંજ પાકે, નેપોલિયન અને ક્રૉમ્વેલ તો યૂરોપમાંજ જન્મે, ઈલીઝાબેથ અને સમ્રાજ્ઞી વિકટોરીઆ જેવી સ્ત્રીવિભૂતિઓ તો લંડનની યશસ્વી ગાદીએજ હોય !

વાચક ! ભારતીય ઇતિહાસનો પડદો જરા ઉંચો કર. ઇંગ્લાંડ કે યૂરોપની વિભૂતિઓનાં નામો તો ત્યાંજ અમર હશે અને ત્યાંજ રહેશે.

પરંતુ જગતના દોઢસો કરોડ માનવલોકના ઇતિહાસમાં ભગવાન શ્રીકૃષ્ણ અને પ્રતાપી રામચંદ્ર કેટલા થયા છે? જગતમાંથી ગર્વનો નાશ કરનાર પરશુધારી રુદ્રના અવતારસમા ભગવાન પરશુરામ કેટલા છે ? દ્રૌપદી અને સીતા જેવી અડગ ટેકીલી, દમયંતી અને તારામતી જેવી આદર્શ સતીઓ કેટલી છે ? રણમેદાને ઝઝુમનારી દુર્ગાના અવતારસમી બ્રાહ્મણસમાજના રત્નસમી લક્ષ્મીબાઈ કેટલી છે ? મહાન સિકંદર જેની અપૂર્વ શક્તિથી શરમાયો તેવા બ્રાહ્મણસમ્રાટ્ પૌરસ કેટલા છે ? મરણીયા પ્રતાપ અને વીર દુર્ગાદાસ કેટલા છે ? દેહદિવાલો ખડી કરીને શત્રુઓની સામે માતૃભૂમિની રક્ષા માટે કિલ્લા રચનારા બ્રહ્મતેજથી દેદીપ્યમાન બ્રહ્મર્ષિઓ અને ક્ષાત્રતેજથી સૂર્યસમા ક્ષત્રિયો કેટલા છે ? ૨૫–૩૦ વર્ષની ટુંકી મુદતમાં જગતની એક મહાન જબરદસ્ત સલ્તનતના પાયા હચમચાવી મૂકી તેના ચૂરા કરનારા શિવાજી મહારાજ કેટલા છે ?

વિશ્વમાં જે શોધ્યું ન મળે તેવું ઘણુંએ આપણા આ પવિત્ર હિંદમાં છે, પણ એ ભાન કરાવનાર શાળાઓ અને કૉલેજો તો આજે અમારા ભારતના ભાવી સંચાલકોને ગુલામી પ્રથાનુંજ શિક્ષણ દે છે.

ભૂખે મરતી માતાઓ–બહેનો અને બચ્ચાંઓના દુઃખભર્યા પોકારો સાંભળીને માતૃભૂમિનો ઉપહાસ થતી જોઇને જે વિદ્યાર્થીઓનાં હૈયાં નથી દુઃખતાં તે વિદ્યાર્થીઓ, તે શિક્ષણ હિંદને

ભારરૂપ છે, બોજારૂપ છે. જે વિદ્યા, જે શિક્ષણ નવયુવાનોમાં સ્વાતંત્ર્યજુસ્સો ઉત્પન્ન ન કરી શકે, માતૃભૂમિની ભક્તિ, સ્વમાન અને સ્વધર્મ માટે મરી ફીટવાનું આદર્શ શિક્ષણ ન આપી શકે; તે વિદ્યા, તે શિક્ષણ, તે શાળા અને કૉલેજો ભારતીય ઉન્નતિ અને સ્વરાજ્ય તેમજ સ્વતંત્રતાની પ્રાપ્તિમાં અડચણ અને વિઘ્નરૂપજ છે. આજનું શિક્ષણ એ શિક્ષણ નથી, પરંતુ ગુલામીનાં બંધનોને મજબૂત કરનારૂં એક ભયંકર યંત્ર છે. રાજ્યકારોબારમાં સહેલાઇથી સસ્તાપણે ચલાવવામાં સહાયભૂત થનારૂં ગુલામીને પોષનારૂં એક યંત્ર છે. જો દેશમાં સ્વરાજ સ્થાપવું હોય, તો વિદ્યાર્થીઓને સ્વમાન, સ્વધર્મ અને સ્વાતંત્ર્યના સંસ્કારો ઉત્પન્ન કરવા પ્રયાસો આદરો. રાષ્ટ્રોન્નતિ એજ જીંદગીનું સાર્થક્ય. એ પવિત્ર મંત્ર વિદ્યાર્થીઓના કાનમાં જ્યારે ગુંજાર કરતો થાય, ત્યારેજ આપણો પવિત્ર ધર્મ, આપણો વહાલો દેશ ઉન્નત થાય, સ્વતંત્ર થાય અને જગતમાં ત્યારેજ આપણે ભારતવર્ષનો વિજયડંકો વગડાવી શકીએ.

# નેવનાં પાણી મોભે ચઢયાં !!

( 'હિંદુસ્થાન' તા. ૨૨–૮–૧૯૨૭ ના અંકમાંથી )

હિંદુધર્મના ઇતિહાસમાં તા. ૨૧ મી ઓગસ્ટ ૧૯૨૭ નો દિવસ જરૂર યાદગાર બની જશે ! દિલ્હીમાં તે દિવસે ગોસ્વામી શ્રી ગંગાપ્રસાદજી મહારાજે પોતાના કટરાનીલ મંદિરમાં અત્યંજોને દાખલ થવા દીધા ! સાંજના છ વાગે મોટો જલસો કરવામાં આવ્યો અને સંખ્યાબંધ અત્યંજોએ યમુનાજીમાં સ્નાન કરીને, અને કપાળમાં તિલક લગાવીને મહારાજશ્રીની મંજુરીથી દેવમંદિરમાં પ્રવેશ કર્યો ! હિંદુભાઇઓએ તેમનો સત્કાર કર્યો અને પ્રસાદ વહેંચવામાં આવ્યો ! દિલ્હીના "અર્જુન" પત્રના તા. ૨૮ મી ઑગસ્ટના અંકમાં આ ખુશખબર પ્રગટ કરવામાં આવી છે; અને આવાં આવકારદાયક પગલાંનું દેશભરમાં અનુકરણ કરવામાં આવે, અને હિંદુધર્મ ઉપરના કલંકને ટાળવાની સાથે, બ્રિટિશ સંસ્થાનોમાં અસ્પૃશ્યતાના સંબંધમાં, એ હિંદીઓના હક્કો લૂંટનારા તુંદમીજાજી ગોરાઓ જે મેણુંટોણું મારે છે, તેનો પણ સદાને માટે અંત આવે; એવું આખા દેશનો નીતિપરાયણ, ધર્મપ્રેમી, વિચારશીલ વર્ગ ઇચ્છે છે !! હિંદુ માન્યતા મુજબ ગંગાનદીમાં નહાવાથી જેમ પવિત્ર થવાય છે, તેમ મહારાજશ્રી ગંગાપ્રસાદજીએ પોતાની ઉદાર બુદ્ધિના ઉદધિમાં સ્નાન કરાવી અસ્પૃસ્ય મનાતા અત્યંજોને પાવન કરીને, પોતાના સુયશને સદાને માટે અમર બનાવ્યો છે ! પરમાત્મા અમારા ધર્માચાર્યોના સકળ સંઘને આવી સન્મતિ અર્પો !!!

* * * *

# દૂધમાં સાકર ભળી !!

( 'હિંદુસ્થાન' તા. ૨૨–૮–૧૯૨૭ ના અંકમાંથી )

"દૂધમાં સાકર અને છાશમાં મીઠું હોય" એ વાત સાચી છે ! હિંદુ મહાજાતિને પીડી રહેલા અસ્પૃશ્યતાના મહા બુરા રોગનાં પાછાં પગલાંની વાત સંભળાવનારા "અર્જુને" એક બીજી પણ ખુશ વધાઇ આપી છે ! ઝાંસી જીલ્લાના મઉ ગામમાં હિંદુ-મુસલમાનોએ એક કરાર કર્યો છે; અને તેમાં બન્ને કોમોની સારી સમજ, દોસ્તી અને બિરાદરીનાં અચ્છાં દર્શન થતાં જણાય છે ! આ કરારની જે મતલબ પ્રગટ કરવામાં આવી છે, તે એવી છે કે, ગમે તે વખતે, રસ્તે, રાત ને દિવસ, ૨૪ કલાક, ચ્હાય તે મંદિર પાસે મુસલમાનોને અને ચ્હાય તે મસ્જીદ પાસે હિંદુઓને વાજાં વગાડવાની છુટ છે ! સામાજિક, ધાર્મિક કે ગમે તે પ્રકારનાં સરઘસો કે જલસા હોય, અને ગમે તેવા નાચરંગ કે ગાનતાન–તમાશા થતા હોય, તોપણ મંદિરો આગળ હિંદુઓએ કે મસ્જીદો આગળ મુસલમાનોએ કોઇ જાતની કાંઇ દખલ કરવાની નથી !! વાહ ! આના કરતાં વધારે ખુશખબર બીજી કયી હોઇ શકે ? અને વળી જ્યારે કોમી કલહના વેરાન રણમાં એકસંપીનો આવો સુંદર બગીચો દશ્યમાન થાય છે, ત્યારે તો ખરેખર આનંદના ઓઘ ઉછળવા લાગે છે !! મઉની અસર દેશભરમાં થાય તો "સ્વરાજ્ય" કેવું જલદી દોડયું આવે ?! હિંદુ–મુસ્લીમ આગેવાનો આ કરારનું ઉદાર અને આવકારદાયક અનુકરણ કરશે ?! ખુદા માલુમ !!!

# હિંદ હજી પણ જગતને સંસ્કૃતિના પાઠ આપી શકે તેમ છે.

## હિંદના સંગીતવેત્તા શ્રી દિલીપ રૉય

### એમના અનુપમ સંગીતથી યૂરોપમાં દૃઢ થતી જતી એ છાપ

( ‘ હિંદુસ્થાન અને પ્રજામિત્ર ’ના એક અંકમાંથી )

(મહાન બંગાળી નાટકકાર શ્રી. દ્વિજેન્દ્રલાલ રૉયના ચિરંજીવી શ્રી. દિલીપકુમાર રૉય એક ઉસ્તાદ સંગીતશાસ્ત્રી છે અને હિંદના સંગીતનો ઉદ્ધાર તેમના દિલમાં નિરંતર રમી રહ્યો છે. એજ કામને માટે તેઓ હમણાં થોડાજ સમય ઉપર હિંદનો કિનારો છોડીને યૂરોપ-અમેરિકાને પ્રવાસે ગયા હતા; અને હમણાંજ તેમને અમેરિકામાં અપૂર્વ સત્કાર મળ્યાના સમાચાર અત્રે આવ્યા છે. તેમનું સંગીત સાંભળવું એ માનવજીવનની અનેરી મોજ છે. ‘મને ચાકર રાખોજી’ ના ભજનથી એઓ ગુજરાતને જાણીતા છે.)

પશ્ચિમની પાસેથી શિક્ષણ લેવા જવાને બદલે તેને શિક્ષણ આપવા માટે પૂર્વમાંથી ઘણી ઓછી વ્યક્તિઓ ત્યાં ગઇ છે. એવી થોડી વ્યક્તિઓમાંની એક તે જાણીતા બંગાળી સંગીતવેત્તા બાબુ દિલીપકુમાર રૉય છે. ઘણી બાબતમાં પશ્ચિમને આમ શિક્ષણ આપવા ઘણા પુરુષોને હિંદ ત્યાં મોકલી શકે તેમ છે, પરંતુ ઇંગ્લૅંડની સફરે જતા હિંદને ખરેખરા એકનિષ્ઠ એવા પુત્રો ઘણાજ ઓછા છે, કે જેઓ પશ્ચિમની સફરે જવા અગાઉ અથવા તો ત્યાં પહોંચ્યા પછી ‘સાહેબશાહી’ બની ગયા ન હોય. આ નાનકડા બેટમાં (ઇંગ્લૅંડમાં) જે હજારો હિંદી વિદ્યાર્થીઓ શિક્ષણ લેવા રહે છે, તેઓ ‘સાહેબશાહી’ બની ગયા છે, એ સાચેજ દિલગીર થવા જેવું છે.

### હિંદની સંસ્કૃતિમાટે અભિમાન

એવા હિંદીઓ તો આપણને માત્ર ગણ્યાગાંઠ્યાજ મળે છે, કે જેમને એવી પૂરેપૂરી આત્મશ્રદ્ધા બેસી ગઇ હોય કે, હિંદની પાસે પોતાની તેમજ યુગયુગથી પોતાનામાં પચાવી દીધેલી એવી પરની સંસ્કૃતિમાંથી પશ્ચિમને ઘણુંય આપવા જેવું છે. જો કે થોડાં વર્ષો પહેલાંજ હિંદ માત્ર ઘરને ચાહનારાઓનોજ દેશ ગણાતો, માણસો ભાગ્યેજ દરિયાપાર જતા; છતાંપણ તેના ઉદાત્ત હૃદયને લીધે, તે દેશવાસીઓ પોતાનીજ ભૂમિમાં અનેક જાતિ અને સંસ્કૃતિના સમાગમમાં આવેલા છે.

### શ્રી દિલીપ બાબુ

શ્રી. દિલીપ બાબુ એવી આત્મશ્રદ્ધાઓ ધરાવનારામાંના એક છે, કે જેઓ એમ માને છે કે, હિંદમાં ‘આપવા’ ની શક્તિ છે. તેઓ સંકુચિત નજરના માનવી નથી. તેમણે દરિયાપારની સફરો ખેડેલી છે અને તેમનું દૃષ્ટિબિંદુ વિશાળ છે, તેમજ પશ્ચિમની ઘણી જાતિઓના જીવનમાં તે ભેળાયલા પણ છે. આ બધાને સારૂ એમના દિલમાં સ્થાન છે, તોપણ હિંદના આદર્શ સંગીતની દેશીયતા મટી જાય તે એમને ગમતું નથી, અને તેથી તેમને એજ એક વિચાર હમેશાં રહે છે.

### હિંદનું આદર્શ સંગીત

હિંદનું સંગીત આદર્શ છે, એ વાત હજી પશ્ચિમને સમજવાની છે. એ વાત શ્રી દિલીપ બાબુ પાસેથી જાણી શકાય છે. જેમણે સર જગદીશચંદ્રના ભાષણમાંનો “કેટલાક રોપાઓ હિંદુઓ કરતાં ચારગણી વધુ લાગણીવાળા હોય છે, પરંતુ સામાન્ય યૂરોપીયન કરતાં હિંદુ વિદ્યાર્થી બમણી લાગણી ધરાવે છે” એ ખુલાસો સાંભળ્યો છે, તેઓ દિલીપ કુમારની કદર કરી શકશે તેમજ તેમને સમજી શકશે.

### હિંદી સંગીતમાંનું સત્ય

આમાં રહેલું સત્ય કદાચ હિંદી સંગીતમાંથી પણ તરી આવે છે; કારણ આપણે વાંચીએ છીએ કે: “પશ્ચિમના સંગીતની સ્વરમાલિકામાં અર્ધસપ્તકથી કમી સૂર નથી, જ્યારે હિંદી સંગીતમાં પાસપીકના સૂર પણ છે અને તેને લીધે યૂરોપીયનો હિંદી સૂરોની નકલ કરી શકતા નથી.” વળી પ્રાચીન હિંદુ રાગો ઘણાજ થોડા યૂરોપીયનો જાણે છે અને એ રાગોનાં સ્વરૂપ એવાં છે કે, આપણે પશ્ચિમની ‘નૉટેશન’ની પદ્ધતિમાં ઉતરી શકતા નથી.

### હિંદી સંગીતનું ઉચ્ચ વાતાવરણ

ડૉ૦ બેસંટે એક વખત ભાષણ કરતાં જણાવ્યું હતું કે, હિંદી સંગીત બરાબર સમજવા-માટે યૂરોપીયનોના કાનો કેળવવા જોઇએ. બન્ને સંગીતોમાં તફાવત એ છે કે, જ્યારે પશ્ચિમનું સંગીત મનુષ્યના મૂળ વિકારો અને ભાવોને ઉત્તેજિત કરે છે, ત્યારે હિંદી સંગીત નિર્મળ ભાવ-વાળું હોઈ ગાનારને ઉન્નત વાતાવરણમાં લઇ જાય છે અને એ વાતાવરણમાંથી પછી ગાનાર અને સાંભળનાર પવિત્ર ધાર્મિક જગતમાં પ્રવેશ કરે છે.

### સદીઓ લાગશે

ડૉ૦ રૉયે થોડા વખત ઉપર "હિંદી સંગીતમાં રાગો" એ વિષયપર ભાષણ આપ્યું હતું, જેણે હિંદી સંગીતની સુંદરતાપ્રત્યે આપણી આંખો ઉઘાડી હતી. આ સંબંધમાં એક જાણીતા લેખકના શબ્દો અત્રે યાદ કરવાની જરૂર છે. તે એ કે, "જ્યારે એંગ્લો-સેકસન જાતના વડવાઓ જંગલો અને ગુફામાં રહેતા હતા, પોતાનાં નાગાં બદનો રંગોથી ચીતરતા હતા, કાચું માંસ ખાતા અને વસ્ત્રોમાં જાનવરોનાં ચામડાં પહેરતા હતા, તે વખતે હિંદના ગગનમાં સંસ્કૃતિનો સૂર્ય પૂર્ણ પ્રકાશી રહ્યો હતો અને તેથી હિંદી સંગીત સમજવામાટે આપણા કાનો પૂરતા 'સેન્સીટીવ' થવા માટે જમાનાઓ જોઇશે.

### પૂર્વનો ગુપ્તવાદ

પશ્ચિમ સાથે સરખાવતાં ધાર્મિક વિચારણાના ક્ષેત્રમાં હિંદે ઘણી પ્રગતિ કરી છે અને આપણા લોકો પૂર્વનો ગુપ્તવાદ અને ધર્મ શું છે, તે હવે રહી રહીને સમજવા લાગ્યા છે. હિંદી સંગીતની મીઠાશ અનુભવવા માટે આ ગુપ્તવાદનો સાક્ષાત્કાર થવાની જરૂર છે.

### મી૦ રૉયની પદ્ધતિ

અંગ્રેજ પ્રેક્ષકો, જે સંગીત તેમની આગળ રજુ થાય તેનો રાગ અને આલાપ સાંભળતાં પહેલાં તેનો અર્થ જાણવાને આતુર હોય છે. મી૦ દિલીપકુમાર આ ખાસિયત જાણતા હોઇ જ્યારે જ્યારે અંગ્રેજ પ્રેક્ષકો સમક્ષ ભાષણ કરે છે કે પોતાનાં ગાયનો રજુ કરે છે, ત્યારે જે રાગો ગાવાના હોય તેના અર્થનો અંગ્રેજી તરજુમો તે પ્રેક્ષકોને પૂરો પાડે છે. અને આ અર્થ ઘણોજ સુંદર હોય છે. રાગની મીઠાશની સાથે ઉંડું તત્ત્વજ્ઞાન અને વેદાંત તેમાં સમાયલું હોય છે. વળી રાગની અંદર જે શબ્દો હોય છે, તે પણ જાણે મોતીના દાણાને ચુંટી ચુંટીને મૂકવામાં આવ્યા હોય છે અને તેથી સંગીતની અસર ઘણી બળવત્તર થાય છે.

### ભીખારીએ શીખવ્યું

એક વાતથી હું ખરેખર છક્ક થઈ ગઈ. એક મેળાવડામાં એક ઘણોજ અચ્છો રાગ રજુ કરતાં મી૦ દિલીપકુમારે એ નવાઇ જેવી ખબર આપી કે, એ રાગ તેમને કલકત્તામાં તેમના દ્વારે માગવા આવેલા એક ભીખારીએ શીખવ્યો હતો. મી૦ રૉયને બદલે કોઇ પશ્ચિમનો સંગીતવેત્તા હોત તો એમ જાહેર કરત કે, ઑનરેબલ ફલાણા ઢીંકણા કે લૉર્ડ પેલા કે લેડી પેલીએ જેમની મિત્રતાનું પોતાને માન છે, તેમણે એ રાગ શીખવ્યો હતો.

### મી૦ રૉયની દેશપ્રીતિ

મી૦ દિલીપકુમાર રૉયની દેશપ્રીતિ, તેમનાં વર્તન અને તેમના પોશાકમાં તરી આવે છે; પણ તે સાથે મી૦ રૉયમાં વધુ ગુણ તો એ છે કે, પોતાની સંસ્કૃતિ જાળવી રાખવા સાથે બીજી સંસ્કૃતિઓમાં સારૂં તત્ત્વ દેખાય તેને ગ્રહણ કરવા તેઓ તત્પર અને આતુર રહે છે.

મી૦ રૉયનો ડ્રેસ શુદ્ધ હિંદી છે, અને તે કેવો સુંદર લાગે છે? અંગ્રેજો પરદેશમાં જાય ત્યારે પોતાનો સ્વદેશી પોશાક જાળવી રાખે છે, પણ તેમના પોશાકમાં રંગોની અચ્છી મેળવ-ણીની ખુબી હોતી નથી. જ્યારે હિંદી પોશાકમાં રંગોની સુંદર મિલાવટથી આંખને ઠંડક લાગે છે, ઉપરાંત તંદુરસ્તી માટે પણ તે ઇચ્છવાજોગ છે. વિજ્ઞાને પણ હવે તો સાબીત કર્યું છે કે, ચોક્કસ રંગોથી ચોક્કસ દુઃખ-દરદો દૂર થાય છે. મી૦ રૉય યૂરોપ અને ઇંગ્લૅંડમાં ઘૂમતાં પોતાના હિંદી પોશાકને છોડતા નથી.

મી૦ રૉય કદી પણ કહેવાતા મોટા લોકોને ખુશ કરવા મથતા નથી. તેમનો પેગામ ઇંગ્લૅંડ-

ના સામાન્ય વર્ગમાંજ અને તેમને મોજ ચખાડવામાં તેમને પોતાને આનંદ આવે છે. વળી મી૦ રૉયમાં બીજો ધ્યાન ખેંચનારો ગુણ તેમની સ્વમાનની તીવ્ર લાગણી છે.

ઇંગ્લૅંડમાં વસતા બીજા હિંદીઓની માફક તેઓ 'પોતે જીતાયલી પ્રજા છે અને અંગ્રેજો રાજ્ય કરતી પ્રજા છે' એમ કદી માનતા નથી. પોતાના સ્વમાનનો સવાલ આવે ત્યાં તે અડગ હોય છે.

ઇંગ્લંડમાં સત્કાર

જો કે મી૦ રૉય આ વખતે ખાસ ગોઠવણથી ઇંગ્લૅંડ નથી આવ્યા; છતાં પણ અત્યારસુધીમાં ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડમાં તેમનો સારો સત્કાર થયો છે. થીઓસોફીકલ સોસાયટીની ફેલોશીપલ ક્લબમાં તેમણે ભાષણ અને સંગીત રજુ કર્યું હતું. ત્યાં તેમને દિલોજાન આવકાર મળ્યો હતો. લંડન યુનિયન સોસાયટીની કોન્સર્ટ, અને ક્રૉમ્વેલ એન્ડ નેશનલ ઇંડીઅન એસોસીએશનના મેળાવડામાં પણ તેમને ઘણું માન મળ્યું હતું. એક ડ્રામેટિક સોસાઇટી સમક્ષ બરદવાનનરેશે મી૦ રૉયની ઓળખાણ આપી હતી, ઑક્સફર્ડમાં તેમના માનમાં એક મોટો મેળાવડો કરી તેમને આણ્ં આપવામાં આવ્યું હતું. પારીસમાં સોસાઇટિ ડી સાવા, અનેનાસ આગળ કાઉન્ટેસ પ્રોસોડસના સાલોમાં તેમણે સંગીત રજુ કર્યું હતું. 'ફેલોશીપ ઑફ ફેઇથ' એટલે સર્વધર્મની પરિષદમાં મી૦ દિલીપકુમાર ભાષણ આપવાના છે, અને ત્યાર પછી અમેરિકા જવાના છે. અમેરિકામાં સ્વામી વિવેકાનંદે જે છાપ પાડી હતી, તેવીજ છાપ રૉય પાડશે તેમાં નવાઇ નથી.

---

# સૂર્યનો સાચો ઉપાસક

(લેખકઃ-**કનૈયાલાલ ગિ. કોઠારી** બી. એ. '**હિંદુસ્તાન**' તા. ૧૨-૮-૨૭ ના અંકમાંથી)

સૂર્ય પ્રાણદાતા છે, જીવનદાતા છે; કારણ કે ગરમી, પ્રકાશ અને વિજળી, એ ત્રણે વસ્તુઓનો તે આપનાર છે. પ્રાણીમાત્રને જીવન સમર્પનાર અને વનસ્પતિમાત્રનો તે આધાર છે. તેનાજ આકર્ષણવડે પૃથ્વી આકાશમાં ફરી રહી છે અને ગ્રહોસાથે ફરતું સૂર્યમંડળ, આ અનંત કોટી બ્રહ્માંડોમાં જગદીશ્વરની અગમ્ય કળા દર્શાવી તેનો કોઇ મહાન હેતુ સિદ્ધ કરી રહેલ છે! સૂર્ય જડ વસ્તુ છે, એ આગનો ગોળો છે; છતાં ઉપર જણાવેલા તેના અનેકવિધ ગુણોને લીધે, આપણા ભાઇઓ તે સવિતાદેવની શ્રી સૂર્યનારાયણ ભગવાનતરીકે પૂજા અને ઉપાસના કરે છે! જડ વસ્તુની પૂજા-ઉપાસના કરવી એ ભ્રમ છે, પણ ધર્મઢોંગીઓને આવી વહેમી વાતો નફાકારક થઇ પડતી હોવાથી, તેમને ખરી વાત નહિ સમજાવતાં ભોળા ભાવિકોને આડે માર્ગેજ દોરે છે! જેવી રીતે દુશ્મનનું માથું ઉડાવી દેનાર તલવાર નહિ પણ તે વાપરનાર કાંડુ-પરાક્રમી પુરુષ પૂજનીય ગણાય, તેવી રીતે ગરમી, પ્રકાશ અને વિદ્યુત (વિજળી) પૂરાં પાડનારો જડ સૂર્ય નહિ, પણ તેની મારફતે જીવન આપનારા પ્રભુજ ઉપાસના કરવા યોગ્ય ગણાવા જોઇએ. જેમ તલવારની પૂજાનો અર્થ તેને સાફસુફ રાખી તીક્ષ્ણ ધારવાળી બનાવવા જેવો થવો જોઇએ, તેમ સૂર્યની ઉપાસનાનો સમાવેશ, તડકામાં ફરી, સૂર્યનાં કિરણોનો જેટલો બને તેટલો લાભ લેવામાંજ થઇ જવો જોઇએ! આજે તો આવા ખરા રસ્તા ઉપર ચાલવાને બદલે રવીવારનાં અપવાસ કે એકટાણાં કરવાની, બ્રાહ્મણોને દાન દેવાની અને ત્રાંબા કે રૂપાનાં પતરાં ઉપર સૂર્યનાં કપોલકલ્પિત મો'રાં કરીને તેની ઉપર ચંદન-અક્ષત ચઢાવી, તેની પાસે ધૂપદીપ કરવાની 'લોભી ગુરુ અને લાલચુ ચેલા' ની અવનવી લીલા ચાલી રહી છે! આ બધા મિથ્યા વહેમ અને ખાલી ઢોંગ હોવાથી, બિચારા ભોળા અજ્ઞાન લોકો બ્રાહ્મણોની સ્વાર્થી જાળ અને ખોટી આળપંપાળમાંથી વહેલા છુટે, એજ ઇચ્છવાયોગ્ય થઇ પડે છે!

× × ×

થોડા વખત પહેલાં માર્લબરોમાં મી૦ કેન્સેલર નામના "ધી સનબાથ એડવોકેટ" (સૂર્યનાં કિરણોમાં સ્નાન કરવાના હિમાયતી) તરીકે જાણીતા અંગ્રેજ ઉપર 'પબ્લીક ડેકેન્સી' (લૌકિક સભ્યતા)નો ભંગ કરવા બદલ કેસ માંડવામાં આવ્યો હતો. આ માણસ નદીને કિનારે શરીરનો ઘણોખરો ભાગ ખુલ્લો રાખીને, સૂર્યનાં કિરણોમાં સ્નાન કરવા માટે પડયો હતો. હજારો લોકો તેનાં પાસેથી પસાર થયાં હતાં, અને ઘણાં બાળકો તેની આજુબાજુ રમતાં હતાં; પણ તે અસભ્ય રીતે જાહેર રસ્તા ઉપર પડયો છે અને તેથી મર્યાદાનો ભંગ થાય છે, એવી કોઇએ ફરિયાદ કરી નહોતી; છતાં પોલીસે તેને પકડયો અને ઉપર જણાવ્યું તેમ 'લૌકિક સભ્યતા' નો ભંગ કરવાના

ગુન્હા બદલ મેજીસ્ટ્રેટ પાસે ખડો કર્યો! બચાવ માટે પૂછવામાં આવતાં તેણે તિરસ્કારપૂર્વક જણાવ્યું કે, મારા ઉપર ખોટું બહોતાન ચઢાવવામાં આવ્યું છે. સર હર્બર્ટ બાર્કરના લેખમાંથી ઉતારો ટાંકીને તેણે જણાવ્યું કેઃ—"પીપલ મસ્ટ ગો બેક ટુ ધી સન ફૉર હેલ્થ" (તંદુરસ્તીને માટે લોકોએ સૂર્યતરફ પાછું વળવું જોઇએ.)

સૂર્યનાં કિરણો ખરી તંદુરસ્તી આપનારાં હોવાથી હું સૂર્યનો ઉપાસક બન્યો છું, અને તમે ગમે તે કરો તેની પરવા કર્યાવગર હું આ લડત ચાલુ રાખીશ; અને મારા દેશને "મૉક મૉડેસ્ટી" (કૃત્રિમ ઢોંગી સભ્યતા) ના ખોટા ખ્યાલોમાંથી મુક્ત કરીશ. સૂર્યના તાપથી પોતાના હાથ-પગાદિ અવયવો ઉપર થયેલી અસરનાં ચિહ્નો બતાવી, મી૦ કેન્સેલરે પોતાને નિર્દોષ જાહેર કર્યો હતો, અને પોતાની સત્ય લડત ચાલુ રાખવાનો પણ તેણે પૂરેપૂરો આગ્રહ બતાવ્યો હતો; તેને પાંચ પાઉંડ દંડ અથવા ૨૧ દિવસની કેદની સજા કરવામાં આવતાં, તે ગુસ્સાથી બોલી ઉઠયો કેઃ—

"હું દંડ આપવાનો નથી, હું જેલમાં જાઉં છું."

આનું નામ તે સૂર્યદેવતાનો ખરો ઉપાસક. જે માણસ સૂર્યનારાયણ શું વસ્તુ છે અને તેની ખરી પૂજા શું કહેવાય, તે સમજીને તેની સનબાથ-સૂર્યના તાપમાં-તેનાં પ્રાણદાતા કિરણોમાં સ્નાન કરવારૂપી ઉપાસના કરે તેજ સાચો સૂર્યોપાસક ગણાય! બાકી તો બધા વહેમ અને ઢોંગ!! સ્વાર્થી પોપજીઓનાં પેટ ભરવાનાં પાંપરાં!!! કેટલાક હંબગસોરીવાળાઓ, આપણા દેશને અજ્ઞાનાંધકારમાં અટવાતોજ રાખવા માટે, પશ્ચિમ દેશે પૂર્વદેશની પાસેથી 'ધર્મ' શીખવાનો છે, એવી ગલીપચી કરે તેવી વાતો કરે છે; પણ ઉપરના કેસથી તો વહેમી, ખોટી અને ઢોંગી સૂર્યોપાસના કરનારા પૂર્વના દેશે, પશ્ચિમના મી૦ કેન્સેલર પાસેથી સૂર્યોપાસનાનો ખરો ધર્મ શીખવાનો છે, એ વાત નક્કી થાય છે!

# ઐ વીર હિંદુઓ! હોશ કરો.

(લેખકઃ—શ્રીયુત પ્રો૦ મણિરામ ગુપ્ત "હિંદુ પંચ" ના એક અંકમાંથી)

આપત્તિ હર તરફસે આયી, દુઃખ કી ઘનઘોર ઘટા છાયી,
હૈ ગુજર ગયા સરસે પાની, ગફલત હોગી અબ નાદાની; ઐ વીર૦ ૧
ક્યા દેખો હાલ તુમ્હારા હૈ, લુટ રહા ધામ, ધન સારા હૈ,
બેવશ હો તુમ ક્યા ચારા હૈ, ઈશ્વરકા એક સહારા હૈ; ઐ વીર૦ ૨
તુમ માર નિત્યપ્રતિ ખાતે હો, કાયર, નિર્બળ કહલાતે હો,
ઈસપર ભી નહીં લજાતે હો, વીરત્વ હોના કહલાતે હો; ઐ વીર૦ ૩
તુમ મૌત-શ્વાન કી મરતે હો, ઔરોં કા પાની ભરતે હો,
આગે બઢને સે ડરતે હો, કુછ સોચો યહ ક્યા કરતે હો; ઐ વીર૦ ૪
તુમ દુનિયા સે મિટ જાઓગે, ફિર હાથ મીંજ પછતાઓગે,
ક્યા નફા ભાઇયો! પાઓગે, જગમેં નિજ નામ ધરાઓગે; ઐ વીર૦ ૫
મત દેખ વિઘ્ન સાહસ છોડો, મત કુલ કી મર્યાદા તોડો,
અપને ઊપર વિશ્વાસ કરો, મત કભી કિસી કા ત્રાસ કરો; ઐ વીર૦ ૬
હૈ નહીં સમય અબ સોનેકા, ધર હાથ શીસપર રોનેકા,
આઁસૂસે મુંહકો ધોનેકા, રોનેસે હૈ ક્યા હોનેકા? ઐ વીર૦ ૭
આપસમેં મિલકર કામ કરો, દુનિયામેં પૈદા નામ કરો,
અપને સુંદર ગુણ-ગ્રામ કરો, તુમ અર્જન કીર્તિ-લલામ કરો; ઐ વીર૦ ૮
ભીરુત્વ છોડ આગે આઓ, અબ હઁસી ન અપની કરવાઓ,
નિજ જયકા ઝંડા ફહરાઓ, અપમાન સહો મત, મર જાઓ; ઐ વીર૦ ૯

# કુલીનતાનો કાળો નાગ

## ( એક બળતી બાળાની સાચી કરુણ કથા )

( લેખકઃ–શ્રી સુધાકાન્ત ભટ્ટ–'હિંદુસ્થાન' તા. ૧૨–૮–૨૭ના અંકમાંથી )

(કુલીનતાને નામે સમાજમાં ચાલી રહેલાં પારાવાર પાપની હવે અવધિ થતી જાય છે. નીચેની કરુણ આત્માકથા ગુજરાતના હિંદુસમાજમાં ખરેખરી બનેલી છે. ઓ હિંદુસમાજ ! મૃત્યુશય્યાપર સૂતેલી બાઈના રડતા હૃદયની કારમી ચીસ સાંભળ. અને સાવધ થા !)

"બા, પુષ્પા કાકી, ચંપા ભાભી ! તમે બધાં અહીં આવો, બહાર બીજું જે કોઈ બેઠું હોય તેને પણ લેતાં આવો. ભલે મારી બા ગમે તે કહે. હવે હું તમારી ઘડી બે ઘડીની મહેમાન છું."

"શ્રદ્ધા ! તારૂં સો વર્ષનું આયુષ્ય હો. એવું અમંગળ ન બોલીએ." પુષ્પા કાકીએ તેની પાસે જતાં કહ્યું.

"બેટા ! ડૉકટરે કહ્યું છે કે, તું વધારે બોલીશ તો મગજ ઉપર દબાણ વધશે, માટે આજનો દહાડો શાંત રહે." શ્રદ્ધાની બા વિદ્યાએ દયામણું મોઢું કરીને કહ્યું.

"બા ! મારે આજેજ બોલવું છે, કાલે તો પછી હું અહીં બોલવા કે તને સતાવવા રહેવાની નથી." મંદસ્વરે શ્રદ્ધાએ શ્વાસ ખાતાં ખાતાં કહ્યું.

ગુલાબની ખીલતી કળીને ભઠ્ઠીમાં નાખી હોય, તેવી શ્રદ્ધાની દશા હતી. એના શરીરનું વાન, એના ચહેરાનો ડોળ, એનું સપ્રમાણ નાક અને એનાં દીર્ઘ ભ્રકુટીવાળાં નેત્રો જોઇને કોઈ પણ કહી શકે કે, તંદુરસ્ત હાલતમાં શ્રદ્ધા ખુબસુરત ગણાતી કન્યાઓમાંની એક હશે; પરંતુ સુકોમળ વેલીને વિદ્યુતના આછા આછા તાપે કરમાવી નાખવામાં આવી હોય, તેવી તેની દેહલતા કરમાઇ ગઈ હતી. માંદગીએ તેના શરીરને જેટલું નહોતું તાવી નાખ્યું, તેટલું માનસિક વ્યથાએ તાવી નાખ્યું હતું.

પુત્રીનાં કરુણ વચન સાંભળીને વિદ્યાનાં નેત્રોમાંથી મોતી જેવાં અશ્રુઓ ટપકી રહ્યાં. તેણે સાડી પાછળ મુખને ઢાંકવાના ઘણાએ પ્રયત્ન કર્યા; પરંતુ ચતુર શ્રદ્ધા તે જોઇ ગઈ. માતાને આશ્વાસન આપતાં તેણે કહ્યું:–"બા ! આમ શોક કર્યે શું વળવાનું છે ? જો હું તને વહાલી હોઉં તો મારી મૃત્યુશય્યા ઉપરની છેલ્લી ઇચ્છા તું પૂર્ણ કર–બધાને અંદર આવવા દે."

શ્રદ્ધાના શબ્દોથી સર્વને દયા આવી. પુત્રીના આગ્રહ આગળ ડૉકટરની આજ્ઞા માતાને માલવિનાની લાગી. તેણે બહાર બેઠેલાં સર્વને માનપૂર્વક અંદર બોલાવ્યાં.

માંદા માણસની પાસે આવી, તેને અનેક તરેહના પ્રશ્નો પૂછી કંટાળો આપી, માંદગીમાં વધારો કરવા જેવું હિંદુસંસારમાં નિત્ય બને છે. ડૉકટરોની ગમે તેવી સલાહ હોય કે દરદીને ખુલ્લામાં રાખવો, તેની પાસે વધારે ગરદી થવા ન દેવી, તેની સાથે તો કોઇને પણ વાતસરખીએ ન કરવા દેવી; પરંતુ હિંદુસમાજમાં સોમાં પંચાણું ઠેકાણે તેનાથી ઉલટુંજ વર્તન કરવામાં આવે છે.

પરંતુ વિદ્યાએ આજસુધી ડૉકટરની દરેક સૂચનાઓનો કડક અમલ કર્યો હતો. આજે પુત્રીનાં કરુણ વચનોએ તેની એ દઢતાને પીગળાવી દીધી.

(૨)

બહારથી બધાં અંદર ગયાં. શ્રદ્ધાએ ધીરે રહીને પડખું બદલ્યું. સૌનો સત્કાર કરતાં તેણે કહ્યું:—"આવો."

તેને લાગુ પડેલી ખાંસીથી તેનો અવાજ બદલાઇ ગયો હતો, છતાં પણ એક વખતે એના ગળામાં કોયલ કે બુલબુલનો વાસો હશે, એવું જણાતું હતું. વિનય અને વિવેકની તો તે શ્રદ્ધામૂર્તિજ હશે એવું અત્યારે પણ તેની વાતચીતની ઢબ ઉપરથી લાગતું હતું; અને હતું પણ તેમજ.

"બહેન ! બધાં આવ્યાં છે, પણ હવે તું વધારે ન બોલે તો સારૂં." પુષ્પાએ સૌની વતીથી કહ્યું.

"પુષ્પા કાકી ! તમારી મારા ઉપરની મમતા એમ કહેવડાવે છે; પરંતુ મારો અંતરાત્મા કહે છે કે, હવે હું બહુ બહુ તો એકાદ દિવસનીજ મહેમાન છું. હું પણ સમજું છું કે, વધારે બોલવાથી મારી પ્રકૃતિ બગડશે; પરંતુ હવે મને જીવાડવાના તમારા બધા ઉપાયો વ્યર્થ જવાના છે. મારી

બા, બાપુ, ભાઇ તથા ભાભીએ મારેમાટે થાય તેટલું બધું કર્યું છે, પરંતુ એ બધું પાણી વહી જવા પછીથી પાળ બાંધવા જેવું છે."

શ્રદ્ધા ચઢેલા શ્રમને લીધે લગાર વિસામો લેવા થોભી. તે વખતે તેણે જોયું તો સાંભળનારામાંથી કોઈની પણ આંખ કોરી નહોતી.

ધીરે રહીને વળી શ્રદ્ધા બોલી:–" મારે આજે તમને સર્વને આ મૃત્યુશય્યા ઉપરથી એક શિખામણ આપવી છે. એ મારો જાતઅનુભવ છે, મારા ટુંકા જીવનની એ કરુણ કથા છે. હું ઇચ્છું છું કે, એ કથા સાંભળી તમારાં હૃદય દ્રવો! તમે બધાં અત્યારે મારી કાળજી રાખો છો, તેટલી કાળજી મારાં લગ્ન ગોઠવતાં કેમ ન રાખી? બા! પુષ્પા કાકી! માફ કરજો. જીવનસુધી તમારી શરમ પાળી છે, હવે મરણને કાંઠે આવી પહોંચી છું, એટલે જેટલું કહેવું છે તે કહેવા દો. કદાચ એમાં મર્યાદાનું ઉલ્લંઘન થતું જણાય તો માફ કરજો."

"શ્રદ્ધા! એ શું બોલી? તારા જેવી દીકરીઓ બહુ ઓછી થશે." સજળ નયને વિદ્યાએ કહ્યું.

"મારા પિતાજીએ મોટાઈ મેળવવા માટે મારાં લગ્ન સરખાં સરખાંઓમાં નહિ કરતાં, પોતે માની લીધેલા કુળવાનને ઘેર કર્યાં, એ તો તમે સૌ જાણો છો. મારા સસરા આખી નાતને સુધારવાનો મોટો બોજો માથે લઇને ફરે છે. મારાં સાસુ દેશમાંથી વ્હાની બદી દૂર કરાવવા જાહેર ભાષણો કરે છે. મારા પતિ કૉલેજનું ઉચ્ચ શિક્ષણ મેળવે છે. તમે બધાં એમને કુલીન માનો છો. એ લોકો પણ પોતાને કુલીન ગણાવે છે; પરંતુ અનુભવે મને શીખવ્યું છે કે, તેમનામાં સાચી કુલીનતાનો છાંટો પણ નથી. તેમનું હૃદય કુલીનને છાજતા સદ્‌ગુણોથી વિભૂષિત નથી; પરંતુ નાતમાં એમનું ગામ કુલીન ગણાય છે, એનું માત્ર મિથ્યાભિમાન છે. મારાં માબાપે એ મોટાઇના યજ્ઞમાં મારૂં બલિદાન આપ્યું છે. મારૂં અકાળ મરણ મિથ્યા કુલીનતાનેજ આભારી છે. તમે બધાં એ સમજો અને તમારી બાળાઓને એવા ઉંડે કૂવે ન ઉતારો માટેજ હું આ બધું કહી લઉં છું."

વિદ્યાથી ન રહેવાયું. તેનાથી મોટેથી ધ્રૂસકે ધ્રૂસકે રડી જવાયું. સૌ તેને આશ્વાસન આપવા લાગ્યાં.

વિસામો ખાઇને માંદી શ્રદ્ધા બોલી:–" બા! હવે બધો શોક નકામો છે. કુલીનને ઘેર દીકરી દઇ ખોટી મોટાઇ મેળવવાની તમારી લાલસાએ તમારી દીકરીનો ભોગ લીધો છે. કુલીનતાને પગથીયું બનાવી મોટાઇના મંદિરે ચઢવાની કલ્પના તમારો ભ્રમમાત્ર હતી. ત્યાં તો પોલો કૂવો હતો, તમારી દીકરીને તમે એમાં ધકેલી મૂકી હતી. બા! માફ કરજે. તારા ગુણોનો પાર નથી, હું ભવોભવની તમારી ઋણી છું; પરંતુ સત્ય વાત કહેવામાં શામાટે અચકાઉં?"

"દીકરી! અરેરે, અમે તે વખતે આમ જાણ્યું નહોતું." વિદ્યાએ રડતાં રડતાં કહ્યું.

"બા! બેશરમી માફ કરજે, પરંતુ આ તારી અઢાર વર્ષની પુત્રી બે વર્ષની પરણેતર જીંદગી ગાળી, અખંડ બ્રહ્મચર્ય સાથેજ ચિતાએ ચઢશે. તારો જમાઈ દુનિયાની નજરમાં ભણેલો ગણાતો હોવા છતાં, મારી તેને લગારે કિંમત નહોતી. એનાં માબાપ એના કાનમાં એજ વિષ રેડતાં કે, આપણે કુલીનને તે વળી સ્ત્રીઓનાં માન શાં? બા! મારી સામે ઉભા રહીને તે કદી હસ્યા પણ નથી. મારી સાથે કદી વાત પણ કરી નથી. જ્ઞાતિનો ઉદ્ધાર કરવાનો દંભ કરનારા મારા સસરા અને દેશને સુધારવાનો દાવો કરનાર સાસુ આ પુત્રવધૂને સદૈવ નળ, ઘંટી અને એંઠવાડમાંજ દાટી રાખતાં, ખાવાનું પણ ટંડું, વાસી અને ઠરેલું. છસો રૂપીઆ તમે આપો તોજ સાસુ મને રસોડું બતાવે કે પરણ્યાને મારી સાથે વાત કરવાની પરવાનગી આપે! ઓ પુષ્પાકાકી! ચંપાભાભી! જોજો, આ તમારાં કુલીન સગાંની કુલીનતા! ડૉકટર કહે છે કે નહિ, પરંતુ મને ક્ષયરોગ લાગુ પડ્યો છે. જેને પૂરેપૂરૂં ઓઢવા–પાથરવા કે ખાવા ન મળે અને હમેશાં દરણાં દળવાં, પાણી ભરવાં, એંઠવાડ કાઢવા, કપડાં ધોવાં એમાંજ રોકાઇ રહેવું પડે અને રાત્રિઓના અખંડ ઉજાગરા થાય, સાસરવાસમાં વિધવાથી પણ વધારે ખરાબ જીવન છતાં સૌભાગ્ય ગાળવાનું થાય, તેને ક્ષયરોગ ન થાય તો બીજું શું થાય? કુલીન સસરાજીની પણ મેં કેટલીએ ગાળો સહી છે, ખાનદાન સાસુજીના હાથના મીઠા મેથીપાક પણ આરોગ્યા છે! વધારે કેટલું કહું?"

શ્રદ્ધાની વીતક વાતો સાંભળી સૌ રડી રહ્યું હતું. તેના પિતા તથા ભાઇ પણ તે દરમિયાન બહારથી આવી વાત સાંભળી રહ્યા હતા અને પોતાને મનમાં ધિક્કારી રહ્યા હતા.

શ્રદ્ધાએ તો આજે બોલવાનો નિરધારજ કર્યો હતો, તે ફરીથી બોલવા લાગી. આ વખતે તેનાં નેત્રોમાં અનેરૂં તેજ–મુખમંડળ ઉપર દૈવી ઓજસ–ચમકી રહ્યું હતું. કો યોગિની મેયાસમી તે દીપી રહી હતી. "શું કામ રડો છો? હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે, પણ તમારી દીકરી દુઃખી થાય તેમાંએ દૈવી હેતુજ રહ્યો છે. જે ઘેર પારકી પુત્રીઓ દુઃખી થઇ હોય, તે ઘરની પુત્રીઓને સ્વપ્ને પણ સુખ નજ મળે. પિતાજી! બોલો, તમારાજ કુટુંબમાં પુત્રવધૂઓને હીંચકાની સાંકળે ચોટલાઓ બાંધી હીંચકવામાં આવી નથી? તેમને ઘોડાઓની ચાબુકે ફટકાવવામાં આવેલ નથી? તેમના મુખમાં શ્વાનવી...ભરવામાં આવેલ નથી? નરકયાતના આથી વધારે શું હશે? જગતના લોકો! કાન હોય તો આ મૃત્યુશય્યામાં પડેલી સ્ત્રીનાં વચનો સાંભળજો. જે ઘરની પુત્રવધૂઓ ઉપર ત્રાસ પડે છે, તે ઘરની દીકરીઓ કદી સુખી નહિ થાય. જે ઘરમાં પુત્રવધૂઓ પીડાય છે, તે ઘરની લક્ષ્મી, સુખ, ઉન્નતિ, વિદ્યા, સદાચાર સઘળું હરાય છે! ઓ ખોટી મોટાઇ માટે મરતાં, સાચી ખાનદાની સિવાયના કહેવાતા કુલીનોને ઘેર રહેંસાવા માટે તમારી દીકરીઓ દેનારાં માબાપો! આંખો હોય તો જુઓ, કુલીન કુટુંબનો ભોગ થઇ પડેલ આ સ્ત્રીને!"

(૩)

શ્રદ્ધાની જ્ઞાતિમાં એક વર્ગ પોતાને કુલીન મનાવતો હતો, બીજા વર્ગને તેઓ પોતાનાથી ઉતરતા ગણતા. તેમને પોતાની દીકરીઓ દેતા નહિ; પરંતુ જેમને તેઓ ઉતરતા માનતા તેમની દીકરીઓ ચાંલ્લાવિના લેતા પણ નહિ. બીજા વર્ગમાં પોતાની જાતને માટે શ્રદ્ધા અને આત્મભાન કશુંએ નહોતું. ધીરે ધીરે બધું લુપ્ત થઇ ગયું હતું, એટલે એવું અપમાન પણ રાજી થઈને કબૂલ કરવામાંજ પોતાને મોટાઇ મળેલી ગણતા. પરિણામે કુલીનો એમની દીકરીઓ(પોતાની સ્ત્રીઓ)ને અપાર કષ્ટ આપતાં. તેમને પેટપૂરતું ખાવા કે પહેરવા વસ્ત્રો પણ આપતા નહિ. વસ્ત્રો તો એના બાપેજ પૂરાં પાડવાં જોઇએ, એટલુંજ નહિ પરંતુ રસોડાપ્રવેશ માટે તથા બીજી વિધિઓ માટે પણ કન્યાના પિતાએ મોટી રકમ આપવીજ જોઇએ, એવો હક્ક એ વર્ગે સ્થાપિત કરી દીધો હતો.

ન્યાયની ખાતર કહેવું જોઇએ કે, નોકરશાહીનો ખરાબમાં ખરાબ સભ્ય પણ એ કહેવાતા કુળવાનો જેવો સંગદિલ નથી હોતો; જનરલ ડાયરની ક્રૂરતા પણ એમની ક્રૂરતા આગળ કુચ્છ બિસાતમાં ન ગણાય. જેની પુત્રીને તેઓ પત્નીતરીકે સ્વીકારે, તે માણસે એમનું તમામ ખર્ચ નીભાવવુંજ જોઇએ, એવી તેમની માન્યતા હતી. એ વર્ગના શિક્ષિત યુવકો સુદ્ધાં એજ મતને માનનારા અને સ્ત્રીઓને ઘરની ઉંદરડી કરતાં પણ તુચ્છ ગણનારા હતા. આમ છતાં શ્રદ્ધાના પિતા જેવા અનેક પિતાઓ એમની ન્યાતમાં હતા, કે જેઓ કરગરીને પણ તેમને કન્યાઓ આપતા અને એથી પોતાના કુળને આકાશમાં ચઢાવેલું ગણતા! જે વર્ગમાંથી સારાસારનો વિચાર કરવાની શક્તિ, સ્વાભિમાન અને વિવેકબુદ્ધિનો નાશ થયો હોય, તે વર્ગની શ્રદ્ધા જેવી નિર્દોષ બાળાઓ અકાળે મૃત્યુમુખે પડે તેમાં શી નવાઈ? એ વર્ગનો ઉદ્ધાર શી રીતે થાય?

શ્રદ્ધા જન્મથીજ કોમળ હૃદયની, સંસ્કારી આત્માવાળી અને દુશ્મનને પણ વહાલી લાગે તેવા સ્વભાવવાળી હતી. એનાં માતાપિતાની તે એકની એક પુત્રી હોવાથી કુટુંબની લાડકી હતી. એ લાડને પરિણામે તેના વિદ્યાભ્યાસમાં કે ગૃહવ્યવહારના કાર્યનાં યોગ્ય શિક્ષણમાં લગારે ક્ષતિ આવવા દીધી નહોતી.

શ્રદ્ધાના પિતા એના ગામમાં ડાહ્યા પુરુષ ગણાતા, પાંચ પૈસે સુખી અને પોતાના વિભાગમાં કુલીન ગણાતા; એટલે શ્રદ્ધાને કહેવાતા કુલીનને ઘેર દેવામાંજ તેઓ મોટાઇ માનતા હતા. એને લીધેજ તેમણે પોતાના કુટુંબના રિવાજની સામે થઇને, ન્યાતમાં વધારે ખાનદાન ગણાતા કુટુંબમાં શ્રદ્ધાને દીધી; પરંતુ એમની ન્યાતમાં ચારિત્ર્ય કે વિદ્યાની કસોટીથી ખાનદાની નહોતી અંકાતી. અમુક ગામમાં અને તેમાં પણ અમુક કુટુંબમાં જન્મે તે–પછી ભલે ચોરી કરતો હોય, નારીઓનાં ગળાં રહેંસતો હોય, ખરાબ કર્મો કરી જેલ સેવી આવ્યો હોય, ભીખ માગતો હોય છતાં પણ તે–ખાનદાન ગણાતો. પોતાને હલકા ગણાવનારાઓ એ રીતે ખાનદાનીની કસોટી કરતા; એટલે એ કહેવાતા કુલીનો વધારે મક્કમ બની પોતાની જોહુકમી વધાર્યેજ જતા. એ ન્યાતનો યુવક-

વર્ગ આ નીતિની સામે થતો, પરંતુ શ્રદ્ધાના પિતા જેવાઓ તેમને હસી કાઢતા. પરિણામે કુલીનો વધારે ખાંડ ખાતા. આજે પુત્રીની વાત સાંભળી એજ પિતા પસ્તાઇ રહ્યો હતો!

(૪)

"બહેન! શાંત થા, તારી વાત ખરી છે; અમે હવે અમારી ભૂલ જોઇ શકીએ છીએ. પ્રભુ તને આરામ કરશે." શ્રદ્ધાના પિતાએ એની શય્યા આગળ આવીને કહ્યું.

બાજુમાંજ શ્રદ્ધાનો જુવાન ભાઇ અવનીશ ચોધાર આંસુ વરસાવી રહ્યો હતો. પોતાની બહેન-ની વીતક વાર્તા આજે તેણે પહેલીજ વખત સાંભળી હતી. તેનો આત્મા હિંદુસમાજ અને ખાસ કરીને કહેવાતા કુલીનો સામે બંડ ઉઠાવવા કકળી રહ્યો હતો.

"પિતાજી! હવે આરામ તો પ્રભુ પોતાની પાસે બોલાવીનેજ આપશે, પરંતુ તમે મારા દૃષ્ટાંતને ભૂલશો નહિ. મારા ભોગે પણ ન્યાતમાં આટલો સુધારો થાય કે બીજી બાળાઓના ભોગો લેવાતા બચે તોપણ ક્યાં?"

શ્રદ્ધા વધુ બોલવા ઇચ્છતી હતી, પરંતુ શ્રમ એટલો જણાતો હતો કે બોલી શકાતું નહોતું. એના પિતાએ કપાળપર સ્નેહથી હાથ ફેરવતાં કહ્યું:–"બહેન! વિશ્રાંતિ લે, હવે બહુ બોલવા જતાં તબિયત બગડશે."

શ્રદ્ધાના મુખમંડળ ઉપર દિવ્ય તેજ પ્રકાશી ઉઠયું, કોઇક અકલ્પ્ય બળે તે બેઠી થઇ ગઇ. તેને ભાન નહોતું, હવામાં હાથ ફેરવતાં તે પોકારી ઉઠીઃ–"હિંદુસમાજ! મૃત્યુશય્યામાં સુનારી-નાં વચનો સાંભળી લે! હજી જો તારા પીશાચી યંત્રમાં સ્ત્રીવર્ગને આમજ છુંદાવા દઇશ તો હાલના કરતાં પણ તારો વધુ અધઃપાત થશે! પ્રભુની નજરમાં પણ હવે આ જુલ્મ ખુંચી રહ્યા છે. નિર્દોષ બાળાઓની ચિતામાં બળી ન મરવું હોય તો ઓ સમાજ! ચેત."

છેલ્લા શબ્દો બોલતાંજ શ્રદ્ધા ગબડી પડી, તેનાં નેત્રો વિકસિત થઇ ગયાં, મોં સહેજ પહોળું થઇ ગયું; તે હંમેશને માટે ગઈ.

---

## સંતસમાગમનો મહિમા

("નવજીવન" તા. ૧૧-૯-૨૭ ના અંક ઉપરથી)

**विपत् संपदिवाभाति मृत्युश्चाप्यमृतायते। शून्यमापूर्णतामेति भगवज्जनसङ्गमात् ॥**

અર્થાત્ હરિજનોનો સંગમ (મેળાપ) થવાથી વિપત્તિ પણ સંપત્તિ જેવી ભાસે છે, મૃત્યુ પણ અમૃત બની જાય છે અને શૂન્યતા પણ પૂર્ણતા જેવી થઈ રહે છે.

---

## નવું કાટ નહિ ખાય તેવું પોલાદ

("હિંદુસ્થાન"ના એક અંકમાંથી)

રસાયણી પ્રયોગોમાં વધારે ઉપયોગી અને બીજે બધે સ્થળે પણ વધારે કિંમતી, કાટ નહિ ખાય તેવું પોલાદ કે જેનું પ્રમાણ ઉત્તમ પીગળી જાય તેવું ગણાય છે, તે વસ્તુની બનાવટ મેસર્સ ફર્થ કંપનીએ હમણાં કરી છે અને બજારમાં વધારે કિંમતે વેચે છે. આ પોલાદ પતરાં, સળિયા, બારો, નળીઓ, તારો વગેરે દરેક જાતના આકારમાં મળે છે; અને ઉપરાંત હવાના ફેરફારની સામે ટક્કર ઝીલે છે, કાટ ખાતું નથી, ભેજ લાગતો નથી, દરિયાનું પાણી અસર કરતું નથી તેમજ તેજાબ પણ આ પોલાદનું મુદ્દલ રૂપ ફેરવતું નથી. દર ચોરસ ઇંચે ૧૫ ટનની આ પોલાદની પેદાશ છે અને સ્ટેઆઇટ સિલ્વર સ્ટીલને નામે વિલાયતના બજારમાં વેચાય છે.

---

# દેશોદ્ધારની સાચી બુદ્ધિ આવેલી ક્યારે ગણાય? પરોપદેશે પાંડિત્ય કરવાથી નહિ પણ આચરણ થાય ત્યારે

( લેખિકાઃ—કુમારી જયવતી દેશાઈ* 'હિંદુસ્થાન' તા ૨૪–૯–૧૯૨૭ ના અંકમાંથી )

જગતમાં જુઓ તો સામાન્ય રીતે સંસારભરનો અને વિશેષ કરીને હિંદુસમાજનો સુંદરી-સંઘ સંયમ અને આપભોગની મૂર્તિસમો લાગશે.

× × × × ×

લગ્નના સંસ્કારથી બે સમાન આત્માઓનું જોડાણ થાય, સ્નેહલગ્નની પરાકાષ્ઠા અનુભવાય, ત્યાં પણ સ્ત્રીનેજ ભોગ તો આપવાનો. પતિને ત્યાં એ રહેવા આવે, જ્યાં જીવનનાં ઉલ્લાસભર્યાં વર્ષો ગાળ્યાં હોય તે મીઠું મહિયર, જેમની મીઠી મમતા જીવનભર ભૂલી ન શકાય તે મમતાળુ માતાપિતા, જેમનાથી છુટાં પડે ન પાલવે એવું બાલ્યકાળનું સખીમંડળ, જીવન સાથે જડાઈ ગયેલાં મહિયરનાં ઉષ્માભર્યાં સરોવર, સરીતા, કૂવા, વૃક્ષલતાઓ, મંદિરો અને પરિચિત માનવ-મંડળ એ બધાનો ત્યાગ એકલા પતિના સ્નેહની ખાતરજ જગતસુંદરીઓ કરે છે.

× × × × ×

આ ત્યાગ કરતાં અને પતિસિવાય બીજાં બધાં અજાણ્યાં માણસો, એટલુંજ નહિ પણ, ઘણા પ્રસંગોમાં તો મોટે ભાગે પ્રતિકૂળ સંજોગો અને વાતાવરણમાં આવીને વસવું, એ કેટલું દુઃખદાયી છે, તે તો અનુભવથીજ સમજી શકાય.

× × × × ×

અને પછી તો જ્યાં ઉછર્યા તે સ્થાનને જીવનની લાંબી યાત્રાના એકાદ વિશ્રાંતિસ્થાનસમું માનીને કોઇક સમયેજ આવવાનું. આ આપભોગમાં હિમાલય જેવડો સમય જોઇએ અને વજ્ર જેવું હૃદય જોઇએ.

× × × × ×

પુરુષોમાંથી કોઈકજ ઘરજમાઈતરીકે રહેવા જતા–જાય છે, છતાં તેને ત્યાં રહેવું કેટલું કપરું લાગે છે તે તો પુરુષવર્ગે ઘરજમાઇમાટે ઠરાવેલી વ્યાખ્યા ઉપરથીજ જણાઈ આવે છે !

× × × × ×

હિંદુસમાજની હાલની રચના પ્રમાણે, એકજ ગામ કે શહેરમાં પરણીને રહેવાનું ઘણી ઓછી બહેનોના નશીબમાં હોય છે. કેટલીક ન્યાતોમાં તો પચાસ પચાસ માઈલને અંતરે બાર, ચૌદ કે પંદર વર્ષની કુમારિકાને, તદ્દનજ ભિન્ન સંસ્કૃતિ, ભિન્ન વિચાર અને ભાષાનાયે પ્રાંતિક ભેદમાં આવીને વસવું પડે છે. આ દશામાં તે બાલિકાની કેવી સ્થિતિ હશે, તે કલ્પનાથી સમજાવી શકાય તેમ નથી.

અને સંયુક્ત કુટુંબોમાં પરણ્યો પતિ પણ જ્યાં અજાણી વ્યક્તિ હોય, સાસરીઆં કુલીનતા કે બીજી કોઇ માની લીધેલી મોટાઇને લીધે, પોતાના કુળમાં નવી આવેલી વહુવારૂ તરફ વિના-કારણે, છતાં એમ કરવાથી કુળની મોટાઇ સચવાશે એવી માની લીધેલી અજ્ઞાનમૂલક પ્રણાલીને લીધે, બેતમા અને મીજાજથી વર્તતાં હોય, પતિ કાં તો પત્નીનો અર્થ સમજતો ન હોય કે માતા-પિતાની દોરીએ નાચતો હોય, અથવા તો પગનાં પગરખાં જેવી સ્ત્રીને ગણવામાં પોતાની કુલીનતા ચોખાતી માનતો હોય, તે દશામાં પેલી શરમાળ, એકલવાયી, અબોલ બાળાનું શું ?

× × × × ×

ઓ દુનિયાના ડાહ્યાઓ ! હૈયાની કોમળ બારી ક્ષણભર ઉઘાડીને કદી આ વિચાર કર્યો છે ? ન કર્યો હોય તો એજ નારીજાતિના ઉદરેથી તમારો જન્મ થયો છે. એજ નારીજાતિની ભગિની-ઓ તરફથી તમને મીઠો અને મમતાભર્યો પ્રેમ મળ્યો છે, અને એજ નારીજાતિમાંથી તમારી

* એ બહેનને તેમની આ નિડર લેખ લખવાની બહાદૂરી માટે અવગુણસાગર ભિક્ષુના અનેક ધન્યવાદ.

અર્ધાંગના આવી છે. એટલું વિચારીને પણ ઘડીભર એ જાતિને માટે તમારા હૈયાને હુંફાળું બનાવીને ચિંતન-મનન કરજો.

× × × × ×

એટલો વિચાર કરીને હવે આગળ વધો. સંસારસાગરમાં, તમારી ઉપર મોટે ભાગે જેણે આધાર રાખીને સફર આરંભી છે, તે સ્ત્રી પુરુષવર્ગ માટે પદે પદે કેટલી સેવા અને આપભોગની મૂર્તિતરીકે દર્શન દે છે, તેનોએ વિચાર કરો. તમારી દાસી, રસોયણ, ધાટણ, ધોબણ એ બધા વેશ ભજવવા ઉપરાંત, જે સારૂં, તાજું તે તમને સમર્પણ કરે, ઉતરતી રોટલી તે તમને આપે, પોતે ટંડી જમે, તમારો વિચાર થાય તેટલી વખત તે ચ્હા બનાવે, ભજીયાં તળી આપે, ચેવડો વઘારી આપે અને તે પણ 'હું આટલું કરૂં છું, એવી સહેજ પણ ભાવનાવિના માત્ર પ્રેમથી, સ્નેહથી, ખુશીથી! એ તો એકલી હિંદુ બાળાજ કરી શકે!

× × × × ×

પુરુષો કમાઇ લાવે તે પણ સ્ત્રીજાતિ ઉપર ઉપકાર કરતા હોય એમ મનાવે. સ્ત્રીને કપડાં કે ખાવાનું આપતા હોય તે પણ જાણે કે કેવળ ઉદારતાની ખાતર! સિવાય કાયદાની નજરે એને કશો અધિકાર નહિ. મરજી પડે ત્યારે એક પત્ની જીવતી હોવા છતાં પુરુષ તેની પરવા કર્યાવિના બીજી લાવે, કે તેને કોઇક ત્રીજાના વાંકે છોડી દે! બહુ બહુ તો તેને પેટિયાની અધિકારી ગણવામાં આવે, અને સમાજ તેમજ કાયદો તેને મદદ કરે; અરે! એટલુંજ નહિ પણ પુરુષોએ રચેલાં શાસ્ત્રો પણ સ્ત્રીઓની સામેજ!

× × × × ×

કાળાપાણીની કરુણકથાઓ વાંચીને કંપનારા ઓ યુવાનો અને પુરુષો! ધનવાનો અને સત્તાવાનોની હેવાનિયતોને અનેકમુખે નિંદનારા ઓ બહાદુર જવાંમર્દો! પૃથ્વી ઉપરજ, તમારાં ગુરુમંદિરોમાંજ, નિરાધાર નારીજાતિ ઉપર, તમારા સમાજ, શાસ્ત્રો અને કાયદાના જોરે, સીતમની આતસબાજી સળગાવવામાં આવે છે; અને તેમાં તમે પરોક્ષ અથવા તો પ્રત્યક્ષ રીતે ભાગીદાર બનો છો, એનો ખ્યાલ ક્યારે કરશો?

× × × × ×

સુંદરીસંઘનો આપભોગ તો હજીએ ઉજ્જ્વળ અને અમર નામનાવંતો ગણાવવો બાકી છે; સુંદરીએ તો પુરુષજાતિને ચરણે સર્વાંગ સમર્પણ કરી દીધું છે. પોતાની તંદુરસ્તીના ભોગે પણ તે તમારી વંશની વેલને વાધતી રાખે છે. તમારા એ ભાવિ વંશજને ઉછેરવા અનેક તપ એજ તપે છે. જે તપ આગળ ઋષિમહર્ષિઓનાં તપ પણ પાછાં પડે; અરે, એટલુંજ શું કામ, વાધતી વયે તે તમારાં સંતાનોનાં સંતાનને પણ પોતાના વૃદ્ધ ખોળામાં ઉછેરી આપે છે. સદાય તે કરકસર કરતી, પોતાનાં સુખ-સગવડને છેહ દેતી, તમારૂંજ ભલું ચાહતી છેલ્લા શ્વાસ ખેંચે છે.

× × × × ×

સ્ત્રીજાતિના સંયમ અને આપભોગ આગળ તો દેવોનેય માથાં નમાવવાં પડે. પુરુષજાતિએ ઘડેલાં ફરજીયાત બંધનોને મુંગે મોઢે તાબે થતી, મૃત પતિના નામસ્મરણ ઉપરજ અનેક પ્રકારની યાતનાઓ, કષ્ટ, અપમાન અને તપથી જીવન ગાળતી, હિંદુ વિધવાની પવિત્ર મૂર્તિને કોઇ શુદ્ધ સ્વરૂપમાં કલ્પી શકે છે? કલ્પી શકે તે તો નારીજાતિનો પૂજક, ભક્ત બન્યા વિના નજ રહે!

× × × × ×

ઓ હિંદુજાતિના—અરે સમસ્ત માનવજાતિના મર્દો! આવી નારીજાતિને તેના વાસ્તવિક અર્થમાં સમજો, સમજીને સત્કારો અને સત્કારીને તમારી ઉન્નતિ સાધો!

× × × × ×

જીવતાં જે તમારા વંશની વૃદ્ધિમાટે પોતાના રક્તમાંસમાંથી સંતાનો સરજીને, પિતા કરતાંયે સવાયો બનાવીને કુટુંબને સમર્પે છે, તેજ સ્ત્રીનો સંયમ તો જુઓ! કોઇક રોગનો ભોગ બનવાથી—અને સંતાનોત્પત્તિ એ મોટે ભાગે હિંદુસમાજની લાલસા હોવાથી, તે જાતેજ સાસરીયાંને કે પતિને (સ્ત્રી તરફ કંઇકે માન રાખતા) સમજાવીને, પોતાને શિરે શોકયનું સાલ સ્વેચ્છાએ સરજવામાં સંતોષ માને છે. પતિ જીવતાં તે તેની સેવામાં જન્મનું સાર્થક્ય ગણે છે. (અત્યારે તો

આજ ભાવના મોટે ભાગે પ્રવર્તે છે. તેના મૃત્યુ પછી એનું નામસ્મરણ કરતી, સાદું અને સંયમી જીવન ગાળી જગતના લોકો તરફથી મળતાં તમામ અપમાનો અને કષ્ટોના ઘુંટડા ગળી જાય છે!

× × × × ×

આવી સ્ત્રીજાતિમાં સહીષ્ણુતા પણ કેટલી? અનેક રૂપસુંદરીઓ અને ગુણસુંદરીઓને બેડોળ તેમજ જડભરત પુરૂષો સાથે પરણાવી દીધેલી જણાય છે; છતાં લાખો અને કરોડો કુમુદસુંદરીઓ (સરસ્વતીચંદ્રની) પ્રમાદધનોને પનારે પડવા છતાં, કઠણ કાળજું કરીને 'પડ્યું પાનું નભાવી લે' એમ કહી કહીને, ઉછાળા મારતા દિલને ડામી ડામીને પણ, જગતના સરસ્વતીચંદ્રોને માનસ-પટલ પરથી ભુંસી નાખતી, દૂર કરતી

પ્રમાદધન મુજ સ્વામી સાચા એ વીણ બીજું અન્ય નહી.

એ મંત્રને જીવનસૂત્ર બનાવીને, અનિષ્ટમાંથી ઇષ્ટ શોધતી તે જીવે છે. સીઝાતી, શેકાતી, બળતી, જળતી પણ તે જીવે છે. એવી સ્ત્રીજાતિ તો સ્વર્ગગંગાશી નિર્મળ ધરિત્રીસમી, સંયમ, સહીષ્ણુતા અને આપભોગની જીવંત પ્રતિમા જેવી જગત ઉપર આજેય માનવસમાજની વચ્ચે, પુરુષજાતિની મમતા, માન અને સહીષ્ણુતા તથા સમભાવ યાચી રહી છે, માગી રહી છે.

× × × × ×

ત્યારે પુરુષજાતિ તેનો કેવો બદલો આપે છે? સ્ત્રીને બેવકુફ, અક્કલહીણી, અબળા, પાનીયે મતિ રાખનારી, બે–ગમ જેવી ગણીને પુરુષો તેને અપમાને છે; તો પોતાનાં અનેક પાપો ઉપર સત્તાના દોરથી ઢાંકપીછેડો પાથરી રાખી, સ્ત્રીજાતિને દુષ્ટ, ન સમજી શકાય તેવા ચારિત્ર્યવાળી, દગાબાજ કલ્પી કલ્પી, તેની કથાઓ અને કવિતાઓ રચે છે. સ્ત્રીને શાસ્ત્રનો અધિકાર નહિ, પતિની માલમીલ્કતની અધિકારિણી બનવાનો હક્ક નહિ, ગમે તેવા જુલ્મની ઘાણીમાં પીલાવા છતાં અરે–કાર કરવાનીયે છુટ નહિ! એને તો માત્ર ઢોર, પશુ અને ગમારની માફક કેવળ 'તાડનની અધિકારિણી' ગણવામાંજ પુરુષજાતિ પોતાની મરદાઇ માને છે!

× × × × ×

સ્ત્રીજાતિને કેવા પ્રતિકૂળ સંજોગોમાં ઉછરવું પડે છે તેનો જરાકે ખ્યાલ કર્યા વિના, કેટલાક પોતાની ખુબસુરતીના જોર ઉપર, તો કોઈક પોતાના ભણતર અને ડીગ્રીઓના મદમાં, તો કેટલાક પોતે ખેડેલી દેશપરદેશની સફરોની ખુમારીમાં, પોતાને લગ્નથી સોંપડેલી સ્ત્રીને અભણ, અજ્ઞાન, ગામડીઅણ, બદસુરત કલ્પી કલ્પીને 'ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે ત્યારે બાઇનું ચિત્ત ચૂલામાંય' એમ માની માનીને, તેને પોતાને યોગ્ય બનાવવાના પ્રયાસ કરવા જેટલી ધીરજ બતાવ્યા સિવાય, માનવતા માગી લે તેટલી સહીષ્ણુતામાંનો શતાંશ પણ તેની તરફ બતાવ્યા સિવાય એકદમ તેનો ત્યાગ કરી બેસવામાં, કે બીજી કોઈ, જેને પોતાને યોગ્ય માની લીધી હોય તેને અપનાવી, પોતાની હરી ચૂકેલી પત્નીને દગો દેવામાંજ મર્દાઇ માને છે!

× × × × ×

અને છતાં પોતાનાથી અનેક દરજ્જે ચઢિયાતી કોમ અને જાતિની પાસેથી, તેવાઓ પોતાને માટે સમાનતા અને સ્વતંત્રતા માગે છે–અભિમાનપૂર્વક માગે છે. આ કયી જાતનો ન્યાય?

× × × × ×

હું મારી એક બહેનપણીને ત્યાં મુંબાઇના એક આગળ વધેલા પરામાં ગયા રવીવારે ગયેલી. ત્યાં સ્વાભાવિક રીતેજ સરલા–ત્રિવેદી લગ્નની વાત નીકળતાં, નિર્મળા જેવીની દશા સમાજમાં ચાલતાં બાળલગ્નને લીધે તેમજ કાયદો, રૂઢિ અને શાસ્ત્ર સ્ત્રીઓને પ્રતિકૂળ હોવાથીજ વિચિત્ર થાય છે; એ વાત બે સુશિક્ષિત, યુનીવર્સિટીના બેવડી પદવીઓ ધરાવનારા પુરુષોના દિલમાં ઉતરી શકતી નહોતી, એ જોઇને મને પારાવાર અજાયબી થઇ.

× × × × ×

એ પુરુષ–બેલડીમાં એક યુવાન અને બીજા પ્રૌઢ વયના છે. જીવદયા અને કૃષ્ણભક્તિમાં એમની અચળ શ્રદ્ધા છે; છતાં નિર્મળા જેવી સ્ત્રીઓને ન્યાય આપવા જેવી સહેલી ને સાદી વાત

પણ એમના અહિંસક અને ભક્તહૃદય ઉપર ઠસી શકી નહિ! આ વાતાવરણ અને રૂઢિની કેવી સજ્જડ છાપ!

× × × × ×

મારો પ્રશ્ન એટલોજ હતો:—આ દશામાં મૂકાયલી કોઇક બાળાને સંસારસુખ માણવાની અને આબરૂભરી રીતે પોતાનાં સ્વજનોની વચ્ચે રહેવાની ઇચ્છા હોય, તો તે કયી રીતે રહી શકે? કારણ-એ બાઇનો કંઈ દોષ નથી. તેના પતિની સાથે માત્ર હાથ ઝાલીને લગ્નમંડપમાં ફરવાનોજ માત્ર તેણે લહાવો લીધો છે. તો પછી સમાજે તેને પ્રતિષ્ઠાપૂર્વક જીવીને ઇચ્છા હોય તો સંસારસુખ ભોગવવાની સગવડ શું કામ ન આપવી?

પેલા બંને ભાઇઓ આ વાત સ્વીકારેજ નહિ. એમની તો એકજ હઠ "એવી સ્ત્રીઓને કોણ રોકે છે?"

અર્થાત્ કાં તો તેણે ગુપ્ત પાપ કરવું કે પોતાનાં હાડમાંસ વેચનાર દુર્ભાગી સ્ત્રીઓનું જીવન ગાળવું!

× × × × ×

આ બન્ને ભાઇઓને મુખે મને હિંદુસમાજના મતનો પડઘો સંભળાય છે! એક નિર્દોષ બાળાને, તેના કશા પણ ગુન્હાવિના દંડ દેવો એ કેટલી ક્રૂરતા છે, તે વાતજ જીવદયાની વાતો કરનારાઓને સમજાતી નથી. આવી દશામાં મૂકાયેલ જે સ્ત્રીને માન અને પ્રતિષ્ઠાથી રહીને સંસાર જોવો હોય, તેને માટે અત્યારે તો કશો માર્ગ છેજ નહિ!

× × × × ×

અને એ માર્ગ બંધ છે એમ કોણ કહે છે? પચાસમે વર્ષે પણ મુછે ને માથે કલપ લગાવી પાંચમી વખત પરણવા નીકળનાર બુઢ્ઢાના વરઘોડામાં ખુશીથી મહાલવા જનારાઓ!

× × × × ×

વળી આવું એકજ ન્યાતમાં કે સમાજમાં છે, એમ પણ કોઇ રખે માની લે. મ. ગાંધીજીએ હમણાં યુવાનોને સલાહ આપી કે, તમે પરણો તો બાળવિધવાઓ સાથેજ પરણજો. તુરતજ એમના વડીલ પુત્રે એમને પડકાર આપ્યો કે, આપે એક પુત્રને પરણાવ્યો અને બીજાને પરણાવવાની તૈયારીમાં છો. શામાટે તેને કોઇ બાલવિધવા જોડે વરાવતા નથી? અને આપનાજ કુટુંબમાં ક્યાં બાલવિધવાઓ નથી? તેમનું શું?

× × × × ×

એટલે કે-ગાંધીજી પણ આવી બાબતોમાં માત્ર પરોપદેશેજ પંડિતપણું બતાવી રહ્યા છે.

× × × × ×

એટલેજ સ્ત્રીઓએ પોતેજ પોતાનો ઉદ્ધાર મેળવવા માટે બહાર પડવાની જરૂર છે. બીજા કોઇની પણ સહાયતાથી આપણો ઉદ્ધાર થાય એમ નથી, એ વાત આપણે બરાબર લક્ષમાં લેવી ઘટે છે; અને સમાજ તેમજ કાયદામાંથી સ્ત્રીજાતિ માટેની અસમાનતા કહાડી નંખાવવા સામાજિક બળવો કરવો પડે તોપણ ગભરાવું જોઇતું નથી.

× × × × ×

પશ્ચિમની બહેનોએ બાઇબલમાં પણ સુધારો કરાવ્યો છે, અને લગ્નનાં વ્રતો પણ ત્યાંના રૂઢિરક્ષક બ્રાહ્મણો (પાદરીઓ) પાસે ફેરવાવ્યાં છે. આપણે પણ એમની માફક સ્વાશ્રયથી ઝુઝવું જોઇએ છે; કારણ આપ મુઆ વિના સ્વર્ગે કદી પણ જવાતું નથીજ.



# ધર્મની અંતિમ પરીક્ષા*

("આર્યપ્રકાશ" તા. ૨૫-૯-૧૯૨૭ ના અંકમાંથી)

મુગલસરાયના સ્ટેશન ઉપર અસંખ્ય મનુષ્યોથી ભીડ જામી હતી. સૂર્યગ્રહણ-સ્નાનનું મહા-પુણ્ય મેળવવાના હેતુથી સેંકડો ગામના યાત્રાળુઓ દૂર દૂરથી આવેલા હતા. અર્ધી રાત્રિના સમયે મુગલસરાયના સ્ટેશનનું પ્લેટફૉર્મ મધમાખોની પેઠે યાત્રાળુઓથી ઉભરાઇ ગયું હતું. એટલી બધી ભીડ હતી કે નબળા પોચા માણસને તેમાંથી સુરક્ષિત બહાર નીકળવું મુશ્કેલ હતું. શોરબકોર પણ એટલો હતો કે, કોઇ કોઈની વાત સ્પષ્ટ સાંભળી શકાતી નહોતી. કેટલાક એકબીજાનો હાથ પકડીને કંપાઉંડ બહાર જવા માટે પ્રયત્ન કરતા હતા. કેટલાક એક સ્થળે ઉભા રહી ભીડ ઓછી થવાની રાહ જોઈ રહ્યા હતા. કેટલાક ગભરાયેલી હાલતમાં પોતાનાથી છૂટા પડી ગયેલાને બૂમો પાડી રહ્યા હતા.

આ ભયંકર ભીડમાંથી એક બાળા છૂટી પડી જવાથી પ્લેટફૉર્મના એક ખૂણા ઉપર ઉભી ઉભી કાંપતી હતી. તેનું વય આશરે ૨૨ વર્ષનું હશે. તેણે બે-ત્રણ વર્ષનું એક નાનું બાળક તેડેલું હતું. તેનાં વસ્ત્ર વગેરે જોઇ તે કોઇ કુલીન ઘરની વિધવા હશે, એમ સહજ અનુમાન થઇ શકતું હતું; અને ખરેખર તે વિધવાજ હતી. તેનું નામ શાંતા. ૧૮ વર્ષની ભરયુવાનીમાં સગર્ભાવસ્થામાં પ્રભુએ તેને વૈધવ્ય આપ્યું હતું. ઉગતી જુવાનીમાં પતિવિહીન બનેલી શાંતા પોતાના નાના બાળકનું મુખ જોઇ વૈધવ્યદુઃખને વિસરી જવા મથતી હતી. આ બાળકને તે પોતાનું સર્વસ્વ સમજતી હતી. તેનાં સાસુ-સસરા તેના ઉપર ઘણીજ માયા રાખતાં હતાં. પોતાની પુત્રી પ્રમાણે પુત્રવધૂપ્રત્યે વર્તતાં હતાં, અત્યંત ધાર્મિક હતાં. તેઓ આજે સૂર્યગ્રહણપ્રસંગે નદીસ્નાન કરવા માટે શાંતાને લઇને મુગલસરાય આવ્યા હતા. અત્યંત ભીડમાં શાંતા તેમનાથી છૂટી પડી જવાથી પ્લેટફૉર્મના એક ખૂણામાં ઉભી રહી સાસુ-સસરાને શોધી રહી હતી.

અર્ધી રાત્રે અજાણ્યા સ્થળે આમ એકાએક વડીલોથી જૂદી પડી જવાથી તે ગભરાઇ ગઈ હતી. તેણે બે હાથમાં ગોપાલને (તેનો પુત્ર) તેડયો હતો. સાસુ-સસરાને જોવા માટે તે વ્યાકુળ હૃદયે ઉંચી થઇ થઇને ચારે બાજુ દૃષ્ટિ ફેરવી રહી હતી. એવામાં એક આધેડ વયની સ્ત્રી તેની બાજુમાં આવીને ઉભી. થોડીવારે તેણે શાંતાને પૂછ્યું-'બહેન! કયાં જવાનાં છો?' શાંતા તેના સામું જોઇ રહી. કંઇ બોલી નહિ. થોડીવારે વળી પેલી સ્ત્રીએ અતિનમ્રતા અને મીઠાશથી પૂછ્યું:-

'તમે કયાં જવાનાં છો? કોઇ તમારી સાથે છે કે એકલાં છો?'

શાંતાએ કહ્યું:-'મારી સાથે મારાં વડીલો છે, તેઓ મારાથી છૂટાં પડી ગયાં છે. તેમની શોધમાં હું અહીં ઉભી છું.'

પેલી સ્ત્રીએ કહ્યું:-'બહેન! તમે ગભરાશો નહિ. હમણાં તેઓ આવી પહોંચશે, નહિ તો હું તેમને શોધી કાઢીશ."

શાંતાઃ-"પણ આટલી ભારી ભીડમાં તેઓ શી રીતે હાથ લાગશે?"

પેલી સ્ત્રીએ કહ્યું:-"હાં, ભીડ તો ઘણી છે. મને લાગે છે કે કદાચ તેઓ સ્ટેશનની બહાર પણ નીકળી ગયાં હોય! તમે મારી સાથે ચાલો. આપણે બહાર નીકળીને તેમની તપાસ કરીએ!"

કદી પણ ઘરની બહાર નહિ નીકળેલી ભોળી શાંતા ગભરાયેલી હાલતમાં ગોપાલસહિત તે અજાણીની પાછળ પાછળ ચાલવા લાગી. સ્ટેશનની બહાર ઘોર અંધારૂં હતું. અહીં તો નજીક ઉભેલું માણસ પણ હાથ લાગે તેમ નહોતું. પેલી અજાણી સ્ત્રીએ શાંતાને કહ્યું કે, અહીંથી થોડે દૂર સામે એક મોટી ધર્મશાળા છે. ત્યાં સઘળા જાત્રાળુઓ એકઠા થાય છે, માટે આપણે ત્યાં જઇશું તો જરૂર તમારાં વડીલો મળી જશે.

શાંતાની બુદ્ધિ ગુમ થઇ ગઇ હતી. તેને આ સૂચના ઠીક લાગી. આગળ પેલી સ્ત્રી અને પાછળ બાળકને તેડી શાંતા ચાલવા લાગી. અર્ધી રાત્રિ વીતી ગઇ હતી. સ્ટેશન સામેના જનશૂન્ય મેદાનમાં થોડુંક આગળ ચાલ્યાં તેટલામાં એક મોટા વૃક્ષ પાછળથી ત્રણ પુરુષો નીકળી આવ્યા. તેમાંના એક જણે પ્રશ્ન કર્યો-"કોણ અમીના?"

* હિંદી ૬પરથી ભાષાનુવાદિત

પેલી અજાણી સ્ત્રીએ ઉત્તર આપ્યો:-" જી હાં, હજુર! હું છું. આજે તો એક કાફર ગુલા-મડીને આપની સેવામાટે પકડી લાવી છું."

શાંતા આ અણુધારી ઘટનાથી અત્યંત ગભરાઇ ગઇ. ભયભીત બનીને ધ્રૂજવા લાગી.

અમીનાએ તેને કહ્યું:-"અત્યારે રાત્રિ ઘણી વીતી ગઈ છે, માટે હમણાં મારી સાથે સામેના મકાનમાં ચાલો અને થોડીવાર વિશ્રાંતિ લ્યો. સવારે ધર્મશાળામાં જઇ, તમારાં વડીલોને મળીશું!"

શાંતાએ કંઇ જવાબ આપ્યો નહિ. શું કરવું તે વિચારવા લાગી! નાસીને અજાણ્યા સ્થળે ક્યાં જવું? બૂમ મારૂં તો કોણ સાંભળે? વગેરે તર્ક-વિતર્કથી તેનું મગજ ભમી ગયું. તેને ચક્કર આવતા હતા, તોપણ એક વસ્તુનું તેને પૂર્ણ ભાન હતું, તેનું શિયળ ભયમાં હતું. તેણે દૃઢ-તાથી પેલી કુલટાને ઉત્તર આપ્યો: "મારે કોઇ ઠેકાણે આવવું નથી. મને પાછી સ્ટેશન ઉપર પહોંચાડી દ્યો."

આ વાક્ય તેના મુખમાંથી નીકળતાંજ પાછળથી એક દુષ્ટ મુસલમાને તેને બાથમાં પકડી લીધી, બીજાએ મુખ ઉપર લુગડાનો ડુચો દબાવી દીધો, ત્રીજાએ તેના બાળકને ઉપાડી લીધો. શાંતાને પણ ઉંચકી લીધી. શાંતાએ પાપીઓના હાથમાંથી છૂટવા માટે અનેક પ્રયત્નો કર્યા, પરંતુ યમદૂત જેવા મ્લેચ્છોના બળ આગળ તે સઘળું વ્યર્થ હતું.

આ દુષ્ટોની એક ટોળી હતી. તેમાં અમીના પણ મળેલી હતી. તે નિત્ય સ્ટેશન ઉપર પ્રત્યેક ગાડીના સમય ઉપર હાજર રહેતી અને કોઇ અણજાણી ભૂલેલી હિંદુ અબળા હાથ લાગી જાય તો તેને ફસાવીને આ ટોળીવાળાને સોંપી દેતી. ટોળીવાળા પાપી મુસલમાનો તે સ્ત્રીનું સતીત્વ નષ્ટ કરી બળાત્કારે મુસલમાન બનાવી દેતા. અહીં સપડાયેલી કોઇ સ્ત્રી ભાગ્યેજ પુનઃ પોતાના મૂળ ઠેકાણે જવા યત્ન કરતી; કારણ કે આવા સ્થળમાંથી પાછી ફરેલી સ્ત્રીનો તેના કુટુંબમાં સ્વીકાર થવો પણ અસંભવિત હતો.

શાંતાને આ દુષ્ટો એક ઘરમાં ગુપ-ચૂપ લઇ ગયા. ત્યાં એકાંત ઓરડામાં તેને તથા તેના ગોપાલને પૂરવામાં આવ્યાં! તે પછી બાજુના ઓરડામાં સઘળા યવનો એકઠા થયા અને શાંતાનું શિયળ ભંગ કરી તેને મુસલમાન બનાવવાનો વિચાર કરવા લાગ્યા. પેલી દુષ્ટ અમીના બહારના દરવાજે ચોકી કરતી બેઠી.

અહીં કેદ પકડાયેલી શાંતા અજાણ્યા એકાંત સ્થળમાં ભયભીત હાલતમાં ગોપાલને ખોળામાં લઇને મુક્ત થવા માટે અનેક તર્ક-વિતર્ક કરવા લાગી. તેને કોઇ માર્ગ સૂઝતો નહોતો. નાનકડા ગોપાલ અને પોતાનું ભવિષ્ય અતિભયંકર જણાવા લાગ્યું. તેને એક વિચાર સૂઝી આવ્યો. જાજરૂ જવાનું બહાનું કાઢી નાસી છૂટવું; પણ પોતાના પ્રાણાધિક પુત્રનું શું થાય? પુત્રને લઇને જાજરૂ જવાનું બાનું કાઢી શકાય નહિ. જો નાસી છૂટાય નહિ, તો જેના માટે ભારતની રમ-ણીઓ ભડભડતી આગમાં ઝુકાવીને પોતાના જીવનનું બલિદાન આપી દેતી, તે મહામૂલા શિયળનો સંપૂર્ણ નાશ થવાનો સંભવ હતો. પવિત્ર આર્યકુળનું ધાવણ ધાવેલી શાંતા પણ સર્વસ્વનો-એકના એક પુત્રનો પણ નાશ થાય તોપણ ધર્મભ્રષ્ટ થવા તૈયાર નહોતી. શિયળ માટે પુત્રપ્રેમને તુચ્છ સમજનારી આર્યજનની આ પૃથ્વીમાં એકજ અને અજોડ છે. શાંતાએ પુત્રને છાતીસરસો ચાંપી આંસુભરી આંખે તેને પ્રભુના ખોળે મૂકી ઓરડાના દ્વાર પાસે જઇ, "ઓ બાઈ! ઓ બાઇ!" એમ કહી પેલી દુષ્ટા અમીનાને બોલાવવા લાગી. તેનો અવાજ સાંભળી અમીના અને બે-ત્રણ યવનો બારણું ઉઘાડી અંદર આવ્યા. શાંતાએ તેમને નમ્રતાથી જાજરૂ જવાની ઇચ્છા દર્શાવી. પ્રથમ તો આ પાપીઓ વહેમાયા, પરંતુ શાંતાનો બાળક ઓરડામાંજ હતો, એટલે તેને છોડીને તે નાસી નહિ જાય એમ જાણીને અમીના સાથે તેને ઘરબહાર જાજરૂ જવાની રજા આપી. શાંતાએ કઠોર હૈયું કરીને પુત્રને છેવટનો નીરખી લીધો. તેનાં નેત્રોમાં આંસુ છલકાઇ ગયાં. નીચું મુખ કરીને તે અમીના સાથે ઓરડા બહાર નીકળી. પેલા પાપીઓ પાછા પોતાના ઓરડા-માં જઇ બેઠા.

શાંતાએ હવે ચંડિકાનું રૂપ ધારણ કર્યું. તેના રોમરોમમાં પવિત્રતા-સતીત્વના જોશથી ઉષ્ણ રુધિર વહેવા લાગ્યું. પેલા પાપી યવનો પોતાના ખાનગી ઓરડામાં જઇ બેઠા કે તરતજ શાંતાએ ને ઓરડાનાં અંદરથી બંધ કરેલાં દ્વારને બહારની સાંકળ ચડાવી દીધી, અને વિકરાળ વાઘણની

પેઠે કૂદીને નીચ અમીના ઉપર તૂટી પડી! અમીના આ પ્રસંગમાટે બીલકુલ તૈયાર નહોતી. તે બીલકુલ અસાવધ હોવાથી શાંતાએ કંઇ પણ હરકતવગર તેનો ચોટલો પકડી જમીન ઉપર ચત્તાપાટ પછાડી અને છાતી ઉપર ચઢી બેઠી! અમીના બૂમો મારવા લાગી. પેલા યવનો તેની બૂમ સાંભળી એકદમ બહાર આવવા માટે ઉઠયા; પરંતુ ઓરડાના દ્વારની બહારથી સાંકળ વાસેલી હતી. ઘણા આંચકા મારવા લાગ્યા, પરંતુ મજબૂત દ્વાર અને મજબૂત સાંકળ જરા પણ મચક આપે તેમ નહોતું. તેઓ દ્વાર તોડવા માટે અંદરથી લાઠીઓના પ્રહાર કરવા લાગ્યા. બહાર શાંતા અને અમીનાનું દ્વંદ્વયુદ્ધ થઇ રહ્યું હતું. અમીનાની છાતી ઉપર ચઢી બેઠેલી શાંતાને એકદમ કંઇ પ્રેરણા થઇ આવી હોય તેમ તેણે મહાકાળીનું રૂપ ધારણ કરી પાપિણી અમીનાના કંઠ ઉપર બંને હાથના અંગુઠા જોરથી દબાવી દીધા. અમીનાનો પ્રાણ રૂંધાવા લાગ્યો અને તેના હાથ-પગ તરફડવા લાગ્યા.

આ બાજુ લાઠીના પ્રહારથી ઓરડાનું મજબૂત દ્વાર તૂટે એમ નહિ લાગવાથી યવનોએ એક યુક્તિ શોધી કાઢી. તેમણે જોરથી બૂમ મારી શાંતાને ધમકી આપી કે, "જો દ્વાર નહિ ઉઘાડે તો તારા છોકરાને કાપી નાખીશું!" શાંતા તો ગાંડી બની ગઇ હતી, તેને દેહનું પણ પૂરૂં ભાન નહોતું; તે તો અમીનાના કંઠમાં બંને અંગુઠા ઘુસાડી દેવામાટે જોર કરી કરીને આંચકા દઇ રહી હતી. યવનોએ શાંતાના બાળકને સોટીવડે મારવા માંડયો. બાળક બૂમે બૂમ પાડવા લાગ્યો. શાંતા આ કંઇ સાંભળતી નહોતી. થોડીવારમાં તો પાપીએ દરવાજા ઉપરની જાળીમાંથી બાળકનો કાંડામાંથી કાપી નાખેલો પંજો બહાર ફેંકયો. રુધિરથી લાલચોળ રંગાઇ ગયેલો પંજો બરાબર શાંતાની સમક્ષ આવી પડયો. પડતાંજ તેના રુધિરના છાંટા શાંતાના મુખ ઉપર પડયા. શાંતા ચમકી. આંખો ફાડીને પંજા સામું જોઇ રહી. કુમળી કળી જેવી પુત્રની આંગળીઓ ઓળખી. કાન ફાડી નાખે તેવી ચીસ પાડીને તેણે અમીનાનો કંઠ દબાવી દીધો! અમીનાની આંખો ફાટી ગઇ. અંતે જીદંગીભર કરેલાં પાપોનો હિસાબ આપવા તેનો અધમ આત્મા કિરતારના દરબારમાં ઉડી ગયો!

શાંતા અર્ધઘેલી જેવી હાલતમાં તે દુષ્ટાની છાતી ઉપરથી ઉઠીને બહાર માર્ગ ઉપર દોડી આવી, બૂમો મારવા લાગી. થોડીવારમાં પાંચ-પચીસ માણસોનું ટોળું તેની આસપાસ ફરી વળ્યું. પોલીસના બે-ત્રણ સિપાઇઓ પણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે શાંતાને શાંત પાડી, વસ્તુસ્થિતિ જાણી બીજા વધારે પોલીસોને બોલાવીને તેઓએ દરવાજો ઉઘાડયો. સર્વને પકડી લીધા. બહાર અમીનાનું મુડદું પડયું હતું. શાંતા "મારો પુત્ર કયાં?" એવી બૂમ પાડી જયાં પોતાને પૂરવામાં આવી હતી તે ઓરડામાં દોડી. પાપીઓએ તેના પુત્રનું માથું ધડથી જૂદું કરી નાખ્યું હતું. તેણે છાતી-માથું કૂટયાં નહિ. તેની માનસિક અવસ્થા દિવ્ય બની ગઇ હતી. પુત્રના મસ્તકને હાથમાં ઉપાડી લીધું અને છાતી સરસું ચાંપીને નાચવા લાગી-ગાવા લાગી

**મેં તો દીકરો વેચી સત લીધું રે, મેં તો ધન્ય જીવન આજ કીધું રે.**

પેલા યવન-પાપીઓને પ્રાણદંડ મળ્યો, તેમાંના માત્ર બે જણ કાળા પાણીની સજા પામ્યા. શાંતાને સરકારે શાબાશી આપીને સાસરાને ઘેર પહોંચાડી દીધી. તેના માટે ગામમાં વાત ચાલીઃ- "દીકરો ગુમાવ્યો, પણ શિયળ-ધર્મ ન ગુમાવ્યો!"

## ગોસ્વામી તુલસીદાસજીનાં વચનામૃત

**રાજ વૃથા, ગજરાજ વૃથા, વનિતા સો વૃથા, સબ સાજ વૃથા તે;**
**ગર્વ વૃથા, ગુણ સર્વ વૃથા, અસ દ્રવ્ય વૃથા, ગયે દાન દયાતે;**
**યાર વૃથા, પરિવાર વૃથા, સંસાર વૃથા, ગુરુ નિત્ય ચેતાતે;**
**એક રામકે નામ વિના જગમેં, ધિક્કાર, સભી ચતુરાઇ કી બાતેં.**

# રક્તપિત્તના ઉપાયની ડૉ૦ રાવની શોધ

( "ગુજરાતી"ના તા. ૧૮–૯–૧૯૨૭ના અંકમાંથી )

દેશમાં હાલની પરિસ્થિતિ એવી થઇ ગઇ છે અને એટલા મહત્ત્વના સવાલો દિનપ્રતિદિન ઉભરાતા જાય છે કે, ઘરને આંગણે કહો કે ખુદ ઘરમાંજ કેટલીક નાની દેખાતી પણ અવશ્ય ધ્યાન આપવા અને કદર કરવા જેવી બાબતો, જાણે બની કે બનતીજ ન હોય તેમ તે તરફ લક્ષ અપાતું નથી. કોઈ વિદેશી વિજ્ઞાનશાસ્ત્રી કે શારીરશાસ્ત્રીએ નવી શોધ કરી હોય તો તેનાં ગુણગાન ગાવાની ફુરસદ આપણને મળે છે, પણ કમનસીબે હિંદીબંધુએ તેવું કંઇ કર્યું હોય તે જાણવાની પણ આપણને ન પડી હોય એવી અક્ષમ્ય બેદરકારી આપણામાં જણાય છે. મુંબઇના સુપ્રસિદ્ધ ડૉ૦ રાઘવેન્દ્ર રાવની રક્તપિત્ત અને ક્ષયની દવાને લગતી શોધના સંબંધમાં આવી ઉપેક્ષા થઇ છે; અને તે તરફ થોડા સમય ઉપર અત્રેના 'ઇંડિયન સોશ્યલ રીફોર્મરે' નીચેની નોંધથી લક્ષ્ય ખેચ્યું છેઃ—

"મુંબઇના નામાંકિત ડૉકટર રાઘવેન્દ્ર રાવ કેટલાક વખતથી રક્તપિત્તના ઉપાયની શોધખોળમાં રોકાયલા છે, એ વાત સારી રીતે જાણવામાં આવેલી છે. તેમની આ શોધનાં પરિણામોની ભારે કદર બ્રાઝીલમાં થઈ છે. ત્યાંનો એક વિશેષ નામાંકિત વૈદ્યશાસ્ત્રી એમની શોધની અજમાયશ લઇ રહ્યો છે. બ્રાઝીલની રીઓ ડી જેનીરીઓની, વૈદ્યક ખાતાની નેશનલ એકેડેમી આગળ ડૉ૦ જે. ડી. ઓલીવીઅરા બોટેલહોએ એક નિબંધ એ સંબંધમાં વાંચ્યો છે; અને તેમાં ડૉ૦ રાવની શોધને નિષ્ણાત અને જ્વલંત જણાવી છે. તે કહે છેઃ—"રાવની રસી એ એક સાચી અને યથાર્થ વ્રણ તથા ક્ષયની રસી છે. એ એવી પરિપૂર્ણ છે અને એવી સારી રીતે તૈયાર થઇ છે તથા તેની માત્રા એવી સારી રીતે નિયમિત થયેલી છે, કે હું જેમ જાણું છું, તેમ દુનિયાના ડૉકટરોના જાણવામાં આવશે તે દિવસે તે દુનિયાના સઘળા સુધરેલા ભાગોમાં રક્તપિત્ત અને ક્ષયના નિદાનની પહેલી પસંદગી આપવા યોગ્ય રસી સિદ્ધ થશે." વળી તે જણાવે છેઃ—"આ રસીનો ઉપયોગ પૂરતી રીતે જાણવામાં આવશે અને પ્રસરશે ત્યારે મને લાગે છે કે, રક્તપિત્તિયાં અને ક્ષયવાળાં રોગીઓના નિદાનસંબંધમાં દુનિયાના સઘળા ડૉકટરોને તે જ્વલંત પરિણામ આપનારી નીવડશે. મુંબઈની યુનીવર્સિટી શોધખોળને આગળ વધારવાનાં પગલાં લેવા માગે છે. અહીંઆંજ તેના પોતાના એક સભ્યનું મહાન કાર્ય તેની સમક્ષ પડેલું છે. અમને આશા છે કે, ડૉ૦ રાવને તેમાં જોઇતો સઘળો ટેકો મુંબઇ સરકાર અને યુનીવર્સિટી તરફથી મળશે."

હિંદના બંગાળી વિજ્ઞાનશાસ્ત્રી ડૉ૦ બોઝ આદિની કદર કરવામાં જેવી બેદરકારી હિંદી સરકાર તરફથી બતાવાઇ હતી, તેવી ડૉ૦ રાવના સંબંધમાં નહિ બતાવાય, એવી આશા અમે રાખીએ છીએ; અને હિંદમાં પ્રકાશમાં નહિ આવેલાં ગુપ્ત રત્નોને વિશ્વવિખ્યાતજ નહિ પણ વિશ્વોપયોગી થવામાં પૂરતી સરળતા હિંદી અને મુંબઇની સરકારો તથા યુનીવર્સિટી પણ કરી આપશે.

---

# ગોસ્વામી તુલસીદાસજીનાં વચનામૃત

તુલસી સોહી ચતુરતા, જો રામનામ લવલીન; પરધન પર-મન-હરન કો, વેશ્યા બડી પ્રવીન.
ધન્ય ધન્ય માતા પિતા, ધન્ય પુત્રવર સોઇ; તુલસી જો રામહિં ભજેં, જૈસેહુ કૈસેહુ હોઇ.
એક ભરોસો એક બલ, એક આશ વિશ્વાસ; સ્વાતિ-બુંદ ઘનશ્યામ હૈ, ચાતક તુલસીદાસ.
કલિયુગસમયુગઆંનનહિ,જોનરકરતવિશ્વાસ;ગાઇરામગુણગણવિમલ,ભવતરુબિનહિપ્રયાસ.
રામ નામ મણિ દીપ ધરૂ, જીહ દેહરી દ્વાર; તુલસી ભીતર બહિરહુ, જો ચાહસિ ઉજીયાર.
સકલ કામના—હીન જો, રામભક્તિ રસલીન; નામ સુપ્રેમ પીયૂષ હૃદ, તિનહું કિયે મન મીન.
રામચંદ્રકે ભજન બિનુ, જો ચહે પદ નિર્વાણ; જ્ઞાનવંતઅપિસોનર, પશુ બિન પૂંછ વિષાણ.

# તુલસીકૃત રામાયણની ૪૦૦ આવૃત્તિઓ!

( સસ્તા સાહિત્યની તુલસીકૃત રામાયણના નિવેદન ઉપરથી )

અન્ય સર્વ રામાયણો કરતાં વાલ્મીકિ રામાયણ પ્રાચીન છે, સર્વ રામાયણોની માતા છે તથા સર્વ કોઇ માટે ઉપકારક પણ ઓછી નથી; છતાં પણ આજથી સાડાત્રણસો વર્ષ પર રચાયેલી તુલસીકૃત રામાયણનો પ્રચાર હિંદી ભાષામાં આટલો બધો–લગભગ ચારસો આવૃત્તિ જેટલો–શાથી થયો? અને તે ઘેરેઘેર ઘરગતુ વસ્તુ શાથી બની રહી?

કારણકે–મહાત્મા તુલસીદાસજી પણ વાલ્મીકિ જેવા મહર્ષિ અને પરોપકારી હતા.

કારણકે–તે પણ વાલ્મીકિ પેરે પરમાત્માનો સાક્ષાત્કાર પામેલા ગોસ્વામીજીએ રચેલી છે.

કારણકે–તેમણે પણ તે અનેક જમાના જોયા પછી એંશી વર્ષની પાકટ વયે રચી છે.

કારણકે–તેમણે પણ તે શ્રીહરિ સાથે ઘાડા સંબંધમાં રહીને રચી છે.

કારણકે–તેમણે પણ તે પૂર્ણપ્રેમે, ઉભરાતા હૃદયે અને વહેતાં ચક્ષુએ રચી છે.

કારણકે–તેથી તે પણ જાણે વેદની પેઠે શ્રીહરિએ પોતેજ રચી હોય એવી બની છે.

કારણકે–તુલસીદાસજીનાં નિરભિમાન અને લઘુતા પણ એવુંજ દર્શાવી રહ્યાં છે.

કારણકે–તે હિંદીભાષામાં રચાવાથી કોટયવધિ માનવો માટે સમજવી સુગમ થઈ છે.

કારણકે–તે આબાદ ઔષધિરૂપે અને દિવ્ય કાવ્યમાં રચાવાથી તળસ્પર્શી પિચકારી બની છે.

કારણકે–એમાં હિંદુજાતિના પિતામહ અને કુશળ મહાવૈદ્ય એવા ગોસ્વામીજીએ અવદશાનાં મૂળકારણ, આબાદ ઉપાય અને પથ્યાપથ્યની સમજણ સમાવેલાં છે.

કારણકે–એ પિચકારી વાપરી જાણવાથી, તેમાં કહેલા–સર્વ દુઃખના ઔષધરૂપ સાત્વિક આચારવિચાર–સીધે સીધા હૃદયમાં પ્રવેશી રોમેરોમ વ્યાપી જાય તેવા છે.

કારણકે–તેના બનાવનારે તેને કુશળતાથી, એકાગ્ર ચિત્તથી, અનન્ય નિષ્ઠાથી, સર્વભાવથી તથા એકાન્ત અને મૌન સેવીને તૈયાર કરવાથી એવી ઉત્તમ, લોકપ્રિય અને સર્વોપયોગી થઇ પડી, કે જેથી સ્વાર્થભ્રષ્ટ ઈર્ષાળુ માનવો તરફથી ગોસ્વામીજીને ખરાબ નિંદાઓ તથા જીવ લેવાનાં કાવત્રાંરૂપે પણ પુષ્કળ ઇનામ મળ્યું હતું.

કારણકે–તે એવી થવાથી સીયારામજીનાં સ્મરણ અને હિંદુજાતિની હયાતિ રહી શકયાં.

કારણકે–તે એવી હોવાથીજ ધર્મનીતિનાં સેંકડો ઉત્તમોત્તમ વચન કરોડો હિંદી સ્ત્રી-પુરુષોની જીભે વસી જઇને સેંકડો વર્ષથી વદાતાં અને ગવાતાં આવ્યાં છે.

કારણકે–ગુરુઓના ગુરુ, વૈદ્યોના વૈદ્ય અને સકળ જ્ઞાનશકિતના સાગર એવા શ્રીહરિએ વિદેશીઓ અને વિધર્મીઓના ડાચામાં જઈ પડેલાં હિંદુસંતાનોનો સમૂળો નાશ થતો અટકાવવા સારૂજ ગોસ્વામીજીને સવાસો વર્ષની વયસુધી વાપર્યા.

કારણકે–શ્રી ગોસ્વામીજીની વાણી આજે પણ પામર વિષયી પ્રાણીઓની અને સર્વ કોઇની હલકાઇ તથા તોછડાઇને કતલ કરવામાં સોંસરી ઉતરી જાય એવી તીણી તલવારનું અને પાણીદાર બરછીનું કામ બજાવવા સમર્થ છે.

કારણકે–સ્વાર્થસાધક ઈર્ષાળુ માનવો તરફથી છોડાતાં કટાક્ષ, નિંદા વગેરેનાં તીવ્ર બાણોવડે માનવોનાં હૃદય ભેદાઇ જાય, ત્યારે તેના ઉપર શાન્તિ અને આશ્વાસનનું સુંદર ઔષધ આપવામાં રામાયણમૈયાના જેવું હૃદય અન્યત્ર દુર્લભ છે.

કારણકે–ગોસ્વામીજીએ માનવબંધુઓના સમર્થ વૈદ્યતરીકે ઉંડામાં ઉંડાં નિદાન સમજવામાં તથા ઉંચામાં ઉંચા અને સાદાસીધા ઉપાય દર્શાવવામાં હદ વાળી છે.

કારણકે—તેઓ બાહ્યભાવે માનવસમાજથી અલગ—એકાન્તવાસી—રહી શકયા, મૂર્ખ માનવો અને ચેલાચેલી તરફની ખુશામતરૂપી મદિરાથી, તથા સ્તુતિ–પ્રતિષ્ઠારૂપી શ્વાનવિષ્ઠાથી બચી શકયા; તેથીજ શ્રીહરિનું સામીપ્ય અધિક સેવી શકયા; અને તેથીજ હિંદુજાતિની ઉંચામાં ઉંચી અને વધુમાં વધુ સેવા બજાવવાની સુગમતા, સબળતા, સદ્વૃત્તિ અને અવકાશ મેળવી શકયા.

આવાં આવાં કારણોને લીધે તેમજ હિંદીભાષાભાષી માનવો ગુજરાતીભાષાભાષી માનવો કરતાં ધનધામના લોભપ્રપંચાદિમાં ઉતરતા હોઇને માનવસંખ્યામાં, હૃદયશુદ્ધિમાં તથા પ્રભુપ્રેમમાં ચઢિયાતા હોવાથી પણ તેઓમાં તુલસીકૃત રામાયણ લગભગ ચારસો આવૃત્તિ જેટલાં પ્રચલિત થઇ શકયાં; તથા રંકથી રાજાસુધીના સર્વ માનવોનો અપાર આદર અને પ્રેમભર્યાં પૂજન–વંદન પામી શકયાં; એ સ્વાભાવિકજ છે.

હિંદીભાષાના પ્રેમી અને રામાયણના ભક્ત એવા વિદેશી વિદ્વાન ડૉ૦ ગ્રિયર્સન તો એટલે સુધી લખે છે કેઃ–"ગંગાયમુનાના પ્રદેશમાં આ મહાન ગ્રંથ–તુલસીકૃત રામાયણનો જેટલો પ્રચાર છે, તેટલો પ્રચાર ઇંગ્લૅંડમાં બાઇબલનો પણ નથી."

વાંચનાર બંધુ ! આ સર્વ ઉપરથી તને આ તુલસીકૃત રામાયણ તરફ પણ સદ્ભાવ અને આકર્ષણ જાગે, તો ગમે તેમ કરીને પણ ખરીદજેજ. હા, તારી પાસે ખરીદવા જેટલી સગવડ ન હોય તો શ્રીમાનો પાસે માગી ભીખીને પણ મેળવજે. અમુક કોટીવાળાથી તેમ પણ ન બને તો ભગવાન પાસે પણ ઉંડા હૃદયથી માગવાનો માર્ગ કયાં નથી! હા, જેની પાસે ખરેખર સૂકા રોટલા જેટલી પણ સગવડ કે માલીકિ ન હોય, તેને માટેજ આ રસ્તો છે. કારણકે સર્વજ્ઞ પ્રભુ કાંઇ છેતરાઇ જાય તેવો નથી. કેમકે રોટલાની સગવડવાળો તો આખા રોટલાને બદલે અર્ધો ખાઇને પણ ગ્રંથ ખરીદવાની સગવડ ઉભી કરી શકે છે. આ સસ્તા સાહિત્યની સંસ્થામાં તો ભેખધારીએ પણ મુફત માગવા, અને 'ના' કહેવરાવવા માટે આવવાની મહેરબાની જરાય કરવી નહિ. અત્ર તરફથી કોઈ કોઇને વિનામૂલ્યે પણ મોકલાય છે, પણ તે સામાના માગવાથી નહિ, પરંતુ અંતર્યામીની પ્રેરણાથી મોકલાય છે. પછી તે નિર્ધન પણ હોય, ભેખધારી પણ હોય અને ધનવાન પણ હોય. જે કોઈ રૂબરૂમાં કે પત્રથી મફત કે ઓછા મૂલ્યે માગશે તેણે નકારજ સાંભળવો પડશે. માટે આતુર બંધુએ શ્રીહરિ પાસેજ પ્રાર્થના કરવી. કેમકે તે જો યોગ્યતા જોશે તો તો હરકોઇને પ્રેરી–મેળવીને અપાવશેજ અપાવશે. ૐ तत् सत् ।

---

# आ संस्थाना उत्तम अने सस्ता ग्रंथो

## खास महत्त्वना धार्मिक ग्रंथो

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | કદઇંચ | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત**–સાત ભાગમાં | ૫૦૦૦ | ,, | ૩૬) | ૬) |
| **શ્રી વાલ્મીકિ રામાયણ**–બીજી આવૃત્તિ | ૧૩૩૬ | ૬।।×૧૦ | ૬) | ૧। |
| **તુલસીકૃત રામાયણ**–ગુજરાતી ટીકા સાથે | ૧૪૨૪ | ,, | ૬) | ૧। |
| **મહાભારતનું શાંતિપર્વ**–બીજી આવૃત્તિ | ૯૨૮ | ,, | ૫) | ૧) |
| **શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ**–બે ભાગમાં | ૨૦૦૦ | ,, | ૧૦) | ૨) |
| **છોટમની વાણી**–સર્વથી મોટો સંગ્રહ | ૨૬૪ | ૫×૯ | ૧) | ૦)≡ |
| **પ્રીતમદાસની વાણી**–સર્વથી મોટો સંગ્રહ | ૪૨૦ | ,, | ૧।। | ૦।– |
| **અખાની વાણી**–નવી આવૃત્તિ–પુષ્કળ વધારા સાથે | ૫૦૦ | ૫×૮ | ૧।। | ૦।≈ |
| **શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા**–નવી આવૃત્તિ | ૭૦૦ | ૫।।×૯ | ૨।। | ૦।। |
| **શ્રીમદ્‌ભાગવત**–ઉત્તમ ભાષાંતર | ૭૦૦ | ૮×૧૧ | ૫) | ૧) |
| **શ્રી રામકૃષ્ણકથામૃત**–બંને ભાગ ભેગા | ૬૫૦ | ૫।×૮ | ૨। | ૦।≈ |
| **શ્રી દાસબોધ**–નવી આવૃત્તિ | ૬૨૦ | ,, | ૨।। | ૦।≈ |
| **સ્વામી રામતીર્થ**–ગ્રંથ ૧ થી ૪–ભાગ ૧ થી ૧૩ | ૨૪૦૦ | ,, | ૮। | ૧।। |
| **સ્વામી વિવેકાનંદ**–ગ્રંથ ૧ લો–ભાગ ૧–૨–૩ | ૫૭૫ | ,, | ૨। | ૦।≈ |
| ,, ગ્રંથ ૨ જો–ભાગ ૪–૫ | ૬૦૦ | ,, | ૨। | ૦।≈ |
| ,, ભાગ ૬–૭–૮–૯–૧૦–નોખા નોખા છે. | ૨૦૦૦ | ૫×૬।।। | ૭) | ૦।।।≡ |
| **ગિરધરકૃત શુદ્ધ રામાયણ**–ખાસ શુદ્ધ આવૃત્તિ | ૭૮૪ | ૫।।×૯ | ૨। | ૦।।– |
| **ધર્મતત્ત્વ**–સાહિત્યસમ્રાટ્ બંકિમકૃત ઉત્તમ ધર્મગ્રંથ | ૨૪૮ | ૫।।×૮ | ૦।।। | ૦)≡ |
| **યોગતત્ત્વ**–રામચરકના ગ્રંથો ઉપરથી | ૩૮૪ | ,, | ૧। | ૦।– |
| **શ્રીભજનસાગર**–બહોળા વધારાસાથે નવી આવૃત્તિ | ૨૨૮ | ૫×૬।।। | ૦।।– | ૦)≡ |
| **સ્વર્ગનું વિમાન** – આ પુસ્તકો સ્વ૦અ.સું. પઢિયારકૃત | ૩૮૪ | ૫×૯ | ૧।≈ | ૦।– |
| **સ્વર્ગની કુંચી** – હોઈ એમાં અનેક દાખલાદૃષ્ટાંતપૂર્વક | ૩૭૮ | ,, | ૧।≈ | ૦।– |
| **સ્વર્ગનો ખજાનો** – ભક્તિમાર્ગનો ઉત્તમ અને અસર- | ૩૨૪ | ,, | ૧।≈ | ૦।– |
| **સ્વર્ગનો પ્રકાશ** – કારક સદ્‌બોધ સંગ્રહાયેલો છે. | ૩૩૬ | ,, | ૧।≈ | ૦।– |
| **મહાભારત અને રામાયણવિષે કેટલાક વિચારો** | ૨૦૦ | ૬।।×૧૦ | ૦।।≈ | ૦)– |
| **મહાભારતવિષે અનેક વિદ્વાનોના વિચાર** | ૩૨૮ | ૬।।×૧૦ | ૧।। | ૦।≈ |
| **શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–હિંદી, મરાઠી કે ગુજરાતીટીકાસાથે | ૨૬૦ | ૩।×૫।। | ૦।≈ | ૦)≈ |

**ભગવદ્‌ગીતા**–મૂળ મૂળ .... મધ્યમ અક્ષર ૦। મોટા અક્ષર ૦।।

**પંચરત્ન ગીતા**–મૂળ મૂળ .... નાના અક્ષર ૦।, મધ્યમાક્ષર ૦।≈, મોટા અક્ષર૦।।।

**છબીઓ**–રામાયણ, મહાભારતની તથા અનેક પ્રકારની છુટી પણ મળશે. દરેકનો ૦)૦।।

## उत्साह अने चेतनाप्रेरक पुस्तको

| | | | | |
|---|---|---|---|---|
| **આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧ લો | ૩૩૬ | ૫।।×૮ | ૧)≈ | ૦। |
| **બંકિમનિબંધમાળા**–ધર્મતત્ત્વસાથે નવી આવૃત્તિ | ૫૯૦ | ,, | ૧।।। | ૦।≈ |
| **ભાગ્યના સૃષ્ટાઓ** ( સાડું પૂઠું ) | ૭૨૦ | ૫×૬।।। | ૧। | ૦। |
| **સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ** | ૫૫૨ | ,, | ૧। | ૦)≡ |
| **પ્રભુમય જીવન**–અંગ્રેજીમાં લાખો પ્રત નીકળેલી છે. | ૨૧૬ | ,, | ૦।। | ૦)≡ |

આગળ ધસો–(નવી આવૃત્તિ) .... .... .... ૪૧૮.... ૫×૯.... ૧।।.... ૦।=
શુભસંગ્રહ–ભાગ ૧ લો (ત્રીજી આવૃત્તિ).... .... ૧૯૨.... ૫×૬।।। ૦।.... ૦)=
શુભસંગ્રહ–ભાગ ૨ જો .... .... .... .... ૭૦૦....૬।।।×૧૦ ૨).... ૦।।।

## उत्तम अने बोधदायक जीवनचरित्रो

ભારતનાં સ્ત્રીરત્નો–ત્રણ ગ્રંથોમાં .... .... .... ૨૧૦૦....૫।।।×૮। ૬) .... ૧।–
સ્વામી રામતીર્થની જીવનકથા–(ચોથા ગ્રંથરૂપે) ૬૪૦.... ,, .... ૨) .... ૦।≡
સ્વામી વિવેકાનંદ–સંપૂર્ણ ચરિત્ર (ભાગ૯ મા રૂપે) ૭૪૦....૫×૬।।।.... ૨।।.... ૦।–
શ્રી શિવાજી છત્રપતિ .... .... .... .... ૫૨૮....૫।।।×૯.... ૨। .... ૦।–
મહાન સમ્રાટ્ અકબર .... .... .... .... ૩૫૨....૫।।×૮।.... ૧। .... ૦।–
મહાત્મા ટૉલ્સ્ટૉય .... .... .... .... .... ૬૨૦.... ,, .... ૨।।.... ૦।=
મહાન નેપોલિયન બોનાપાર્ટ .... .... .... ૮૪૦.... ,, .... ૩).... ૦।।
વીર દુર્ગાદાસ .... .... .... .... .... ૨૪૦.... ૫।×૭। ૦।।। ૦)≡
શ્રી ભક્તચરિત્ર અથવા ભક્તિરસામૃત .... .... ૪૦૮.... ૫×૯ .... ૧।।,... ૦।
દાનવીર કાર્નેગી .... .... .... .... .... ૩૮૪.... ૫।।×૮.... ૧।।.... ૦।–
જગતનો મહાન પુરુષ (મ૦ ગાંધીજી).... .... ૩૫૦.... ,, ....૦।।। .... ૦)≡

## इतिहास अने वैदकसंबंधी पुस्तको

રાજસ્થાનનો ઇતિહાસ–બે મોટા ગ્રંથોમાં .... ૧૫૩૦....૬।।।×૧૦ ૧૦).... ૧।।=
આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ .... .... ૭૦૦.... ,, .... ૪).... ૦।।।
આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન–ગાંધીજીકૃત.... .... ૧૪૦.... ૫×૬।।। ૦।– ૦)–

## स्त्रीओ तथा पुरुषोमाटे बोधप्रद वार्ताओ

ટુંકીવાર્તાઓ–ભાગ ૧ થી ૪ ભેગા .... .... .... ૬૦૦.... ૫×૯.... ૨).... ૦।≡
ટુંકીવાર્તાઓ–ભાગ ૫મો–૨૮ સાંસારિક વાતો .... ૩૦૪.... ૫×૬।।। ૦।।।– ૦)≡
ટુંકીવાર્તાઓ–ભાગ ૬ ઠ્ઠો–બોધપ્રદ ૨૭ વાતો .... ૩૬૦.... ,, .... ૧).... ૦)≡
ટુંકીવાર્તાઓ–ભાગ ૭ મો–શેખ સાદી ઇ૦ની અનેકવાતો ૩૫૦.... ,, .... ૧।।.... ૦)≡
દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી ... ... ... ૧૨૮.... ,, .... ૦।... ૦)–

## बाळकोमाटे खास उपयोगी पुस्तको

સદ્ગુણી બાળકો–નવી આવૃત્તિ .... .... .... ૧૨૮.... ૫×૬।।। ૦।.... ૦)–
બાળસદ્બોધ–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ.... .... ૧૨૮.... ,, .... ૦।.... ૦)–
બાળકોની વાતો–રસિક વાતચિતરૂપે ૨૧ પાઠ .... ૯૬.... ,, .... ૦।.... ૦)–
દુ:ખમાં વિદ્યાભ્યાસ–સચોટ સાચાં દૃષ્ટાંતો.... .... ૯૦....૫।।×૮.... ૦।.... ૦)–
સુબોધક નીતિકથા .... .... .... .... .... ૧૮૪....૫।×૭।.... ૦।= ૦)=

**મુસલમાન મહાત્માઓ, ભારતના સંત અને વીર પુરુષો, સંતવાણીના બીજા ભાગો**–તેમજ બીજા અનેક ગ્રંથો બનતી સગવડે બહાર પડશે. સર્વ પુસ્તકોમાટે પોરટેજ ઉપરાંત વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦) સુધી રૂ. ૦। જૂદું ચઢે છે. મહાભારત સાથે રૂ. ૧૦૦)નાં, અથવા મહાભારત-સિવાયનાં રૂ. ૨૫)નાં પુસ્તકો લેનારને અમદાવાદમાં ૧૨।। ટકા કમીશન મળશે અને મહાભારતસાથે ૩૦૦)નાં અથવા તે સિવાયનાં ૧૦૦)નાં લેવાથી ૧૫ ટકા મળશે. રેલરસ્તે મંગાવનારે મૂલ્ય પ્રથમજ મોકલવું.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** { મુંબઈમાં–કાલબાદેવીના મંદિર સામે
અમદાવાદમાં–નદીને રસ્તે, સેશનકોર્ટ પાસે